# સત્યાર્થપ્રકાશ.

( ગુર્જર ભાષાન્તર )

વેદાદિ વિવિધ સચ્છાસ્ત્રોનાં પ્રમાણોથી યુક્ત
શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્દ-
યાનન્દ સરસ્વતી સ્વામિ વિરચિત.

મુંબઈ
જગદીશ્વર છાપખાનામાં છાપ્યું.

વિક્રમાર્ક ૧૯૬૧.

પ્રથમાવૃત્તિ.



મૂલ્ય. રૂ. ૧-૮-૦



સ્વર્ગવાસી શેઠ જેઠાભાઈ પ્રેમજી.

# પ્રકટકર્ત્તાની પ્રસ્તાવના.

સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીકૃત સત્યાર્થપ્રકાશનામક ગ્રંથ ઘણાં વર્ષ થયાં હિંદી ભાષામાં પ્રકટ થયો છે, અને તેની કેટલીએક આવૃત્તિઓ પણ છપાઇ છે. પરંતુ ગુર્જર ભાષા જાણનારને તેથી જોઇએ તેવો લાભ ન થતો હોવાથી અજમેર વૈદિક યંત્રાલય છાપખાનાની પ્રબંધકર્ત્રી સભાએ ઉક્ત ગ્રંથનું ભાષાંતર ગુર્જર ભાષામાં કરવાને માટે એક જાહેર ખબર કેટલાંએક વર્ષ અગાઉ છપાવી હતી. એ ઉપરથી મુંબઈનિવાસી મહાશય મંછાશંકર જયશંકર દ્વિવેદીએ તે કાર્ય માથે લઇ સમાપ્ત કર્યું. પરંતુ કેટલીએક અનિવાર્ય અડચણોને લીધે તે ભાષાંતર અત્યારસુધી છાપી શકાયું નહિ. ગુર્જરભાષા જાણનાર વર્ગને આ ગ્રંથની આવશ્યકતા અધિક હોવાનું વિચારીને યંત્રાલયની પ્રબંધકર્ત્રી સભાએ છેવટે એને છપાવવાનું ઘણુંજ અગત્યનું ધાર્યું, અને તદનુસાર આ પુસ્તક મુંબઇના જગદીશ્વર છાપખાનામાં છપાવવાને બંદોબસ્ત કર્યો. પણ એટલામાં એવું બન્યું કે મુંબઇના એક ઉદાર આર્યસમાજી ગૃહસ્થ જેમનો થોડાકાળ પૂર્વે દેહાંત થયો હતો, તેમણે પોતાના મૃત્યુ પત્રમાં સત્યાર્થપ્રકાશનું ગુજરાતી ભાષાંતર છપાવવાનું દર્શાવેલું હોવાથી વૈદિક યંત્રાલયના મેનેજર બાબુ બ્રહ્માનંદજીએ મજકુર સ્વર્ગવાસી શેઠ જેઠા પ્રેમજીના ટ્રસ્ટીઓને મળી તેમની સહાયતાથી આ ગ્રંથ છપાવવાનું યોગ્ય ધાર્યું. છેલ્લાં પાંચ સાત વર્ષ થયાં એવું જણાવવામાં આવતું હતું કે ગુજરાતી સત્યાર્થપ્રકાશ જલદીજ છપાશે, અને એવા વાયદા ઉપર વાયદા કરવામાં આવ્યા અને આશાઓ આપવામાં આવી, પરંતુ ગયા એપ્રિલ મહિના સુધી આ બાબત મુલતવીજ રાખવી પડી છે, એમ જાણવામાં આવતાં આર્યભ્રાતાઓમાં વધારે નિરાશા ઉત્પન્ન થઇ. આખરે ઇશ્વર કૃપાથી શેઠ જેઠા પ્રેમજીના ટ્રસ્ટીઓએ આ કામ પોતાને માથે ઉપાડી લીધું અને તેમના પ્રયાસથી આ ગ્રંથ બહાર પડયો. સ્વર્ગવાસી શેઠજી તથા એમના ટ્રસ્ટીઓ—વિશેષે કરીને ડા૦ માધવજી તેજપાળ જેઓએ આ કાર્યમાં અતિશય શ્રમ લીધો છે, તેમની પ્રબંધકર્ત્રી સભા અત્યંત આભારી છે.

આ ગ્રંથ મુંબઇમાં ભરાનારી આર્ય કોન્ફરન્સ પહેલાં બહાર પડે એવી કેટલાએક આર્યભ્રાતાઓની ઇચ્છા હોવાથી, ઘણી ઉતાવળ કરવી પડી છે અને તેથી કેટલેક ઠિકાણે અશુદ્ધિ રહિ જવાનો સંભવ છે. જેનો સુધાર વખતના સંકોચને લીધે, ન બની શકવાથી રહી ગયો હોય તેને માટે વાંચકવૃન્દ કૃપા કરી દરગુજર કરશે.

આ પુસ્તકનો ચૌદમો સમુલ્લાસ ખાસ કારણથી હિંદી ભાષામાં રહેવા દઇ ગુજરાતી લિપિમાં છાપવામાં આવ્યોછે.

પ્રકટકર્ત્તા.

# વિષયાનુક્રમણિકા.

## છઠ્ઠો સમુલ્લાસ.



## સાતમો સમુલ્લાસ.



## આઠમો સમુલ્લાસ.



## નવમો સમુલ્લાસ.



## દસમો સમુલ્લાસ.



પૂર્વાર્દ્ધ સમ્પૂર્ણ.

## અગીયારમો સમુલ્લાસ.



## બારમો સમુલ્લાસ.



## તેરમો સમુલ્લાસ.



## ચૌદમો સમુલ્લાસ.



ઉત્તરાર્દ્ધ સંપૂર્ણ.

ओ३म्

## सच्चिदानन्देश्वराय नमो नमः ॥

# भूमिका

જે સમયે મેં આ ગ્રંથ "સત્યાર્થ પ્રકાશ" બનાવ્યો હતો તે સમય અને તેની પૂર્વે સંસ્કૃત ભાષણ કરવાના, પઠન પાઠનમાં સંસ્કૃતજ બોલવાની અને જન્મભૂમિની ભાષા ગુજરાતી હોવાના કારણથી મને આ ભાષાનું વિશેષ પરિજ્ઞાન ન હતું, એથી ભાષા અશુદ્ધ બની ગઈ હતી. હવે ભાષા બોલવા લખવાનો અભ્યાસ થઇ ગયો છે એટલા માટે આ ગ્રંથને વ્યાકરણાનુસાર શુદ્ધ કરી, બીજી વાર છપાવ્યો છે. કહીં કહીં શબ્દ, વાકય, રચનાનો ભેદ થયો છે, તે કરવો ઉચિત હતો, કેમકે એનો ભેદ કર્યા વિના ભાષાની પરિપાટી સુધરવી મુશ્કેલ હતી, પરંતુ અર્થનો ભેદ કરવામાં આવ્યો નથી. બલ્કે વિશેષ તો લખવામાં આવ્યું છે. હા, જે પ્રથમ છાપવામાં કહીં કહીં ભૂલ રહી હતી તે કહાડી શોધીને ઠીક ઠીક કરવામાં આવી છે.

આ ગ્રંથ ૧૪ ચૌદ સમુલ્લાસ અર્થાત ચૌદ વિભાગોમાં રચવામાં આવ્યો છે. એમાં ૧૦ સમુલ્લાસ પૂર્વાર્દ્ધ અને ચાર સમુલ્લાસ ઉત્તરાર્દ્ધ છે, પરંતુ અન્તના બે સમુલ્લાસ અને પશ્ચાત્ સ્વસિદ્ધાંત કંઇક કારણથી પ્રથમ આપી શકયા ન હતા, હવે તે પણ છપાવી દીધા છે.

૧–પ્રથમ સમુલ્લાસમાં ઇશ્વરના ઓંકારાદિ નામોની વ્યાખ્યા.

૨–દ્વિતીય સમુ૦માં સંતાનોની શિક્ષા. ૩–તૃતીય સમુલ્લાસમાં બ્રહ્મચર્ય, પઠનપાઠન વ્યવસ્થા, સત્યાસત્ય ગ્રંથો નામ અને ભણવાની રીતિ, ૪–ચોથા સમુ૦ માં વિવાહ અને ગૃહાશ્રમનો વ્યવહાર, ૫–પાંચમા સમુ૦માં વાનપ્રસ્થ અને સન્યાસાશ્રમની વિધિ. ૬–છઠ્ઠા સમુ૦ માં રાજધર્મ ૭–સાતમાં સમુ૦માં વેદેશ્વર વિષય. ૮–આઠમાં સમુ૦માં જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય ૯–નવમાં સમુ૦માં વિદ્યા, અવિદ્યા બન્ધ અને મોક્ષની વ્યાખ્યા. ૧૦–દશમાં સમુલ્લાસમાં આચાર, અનાચાર, અને ભક્ષ્યાભક્ષ્ય વિષય. ૧૧–અગિયારમા સમુ૦માં આર્યાવર્તીય મતમતાંતરના ખંડન મંડનનો વિષય. ૧૩–તેરમાં સમુ૦માં ઇસાઇ મતનો વિષય. ૧૪–ચૌદમાં સમુલ્લાસમાં મુસલ્માનોના મતનો વિષય અનેચૌદ સમુલ્લાસોના અંતમાં આર્યોના સનાતન વેદવિહિત મતની વિસેષતઃ વ્યાખ્યા લખી છે, જેને હું પણ યથાવત્ માનું છું.

આ ગ્રંથ રચવાનું મારું મુખ્ય પ્રયોજન સત્યસત્ય અર્થનો પ્રકાશ કરવાનું છે અર્થાત્ જે સત્ય છે તેને સત્ય અને જે મિથ્યા છે તેને મિથ્યાજ પ્રતિપાદન કરવું એનેજ સત્ય અર્થનો પ્રકાશ સમજું છું. તે સત્ય નથી કહેવાતું કે જે સત્યના સ્થાનમાં અસત્ય અને અસત્યના સ્થાનમાં સત્યનો પ્રકાશ કરવામાં આવે, પણ જે પદાર્થ જેવો છે તેને તેવોજ કહેવો, લખવો અને માનવો, સત્ય કહેવાય છે. જે મનુષ્ય પક્ષપાતી હોય છે તે પોતાના અસત્યને પણ સત્ય અને અન્ય વિરોધી મતવાળાના સત્યને પણ અસત્ય સિદ્ધકરવામાં પ્રવૃત્ત થાય છે, એટલા માટે તે સત્ય મતને પ્રાપ્ત નથી થઇ શકતો, એટલાજ માટે વિદ્વાન્ આપ્તોનું એજ મુખ્ય કામ છે કે ઉપદેશ અથવા લેખ દ્વારા સર્વ મનુષ્ય સન્મુખ સત્યાસત્યનું સ્વરૂપ સમર્પિત કરી દે. પશ્ચાત્ તેઓ સ્વયં પોતાનું હિતાહિત સમજી સત્યાર્થનું ગ્રહણ અને મિથ્યાર્થનો પરિત્યાગ કરી સદા આનંદમાં રહે. મનુષ્યનો આત્મા સત્યાસત્યને જાણવાવાળો છે. તથાપિ પોતાના પ્રયોજનની સિદ્ધિ હઠ દુરાગ્રહ અને

અવિદ્યાદિ દોષોથી સત્યને છોડી અસત્ય તરફ વળી જાય છે, પરંતુ આ ગ્રંથમાં એવી વાત નથી રાખી; અને કોઇનું મન દુખવવા કે કોઇની હાનિ કરવાનું તાત્પર્ય નથી, પણ જેથી મનુષ્ય જાતિની ઉન્નતિ અને ઉપકાર થાય, સત્યાऽસત્યને મનુષ્ય લોક જાણી, સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરે, કેમકે સત્યોપદેશ વિના મનુષ્ય જાતિની ઉન્નતિનું કારણ અન્ય કંઇ નથી.

આ ગ્રંથમાં જો કોઇ કોઇ જગ્યાએ ભૂલ ચૂકથી અથવા સંશોધન તથા છાપવામાં ભૂલચૂક રહી જાય,તો તેને જાણવા જણાવવાથી જેમ તે સત્ય હશે તેમ તે કરવામાં આવશે અને જો કોઇ પક્ષપાતથી અન્યથા શંકા કે ખણ્ડન મણ્ડન કરશે તે ઉપર ધ્યાન આપવામાં આવશે, નહીં. હાં, જો તે મનુષ્ય માત્રનો હિતૈષી થઇ કાંઇ જણાવશે તેને સત્ય સત્ય સમજવા પછી તેનો મત સંગૃહીત થશે. જોકે આજ કાલ ઘણા વિદ્વાન્ પ્રત્યેક મતમાં છે, તે પક્ષપાત છોડી, સર્વતંત્ર સિદ્ધાન્ત અર્થાત્ જે જે વાતો સર્વને અનુકુળ સર્વમાં સત્ય છે તેનું ગ્રહણ અને જે એક બીજાથી વિરૂદ્ધ વાતો છે તેનો ત્યાગ કરી પરસ્પર પ્રીતિથી વર્ત્તે વર્ત્તાવે તો જગતનું પૂર્ણહિત થાય, કેમકે વિદ્વાનોના વિરોધથી અવિદ્વાનોમાં વિરોધ વધીને અનેકવિધ દુઃખની વૃદ્ધિ અને સુખની હાનિ થાય છે; એ હાનિયે, જે કે સ્વાર્થી મનુષ્યોને પ્રિય છે, સર્વ મનુષ્યોને દુઃખ સાગરમાં ડુબાડી દીધા છે. એમાંથી જે કોઇ સાર્વજનિક હિત લક્ષમાં ધરી પ્રવૃત્ત થાય છે, તેની સાથે સ્વાર્થી લોક વિરોધ કરવામાં તત્પર થઈ અનેક પ્રકારે વિઘ્ન કરે છે. પરંતુઃ—

**'सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः' ॥**

અર્થાત્ સર્વદા સત્યનો વિજય અને અસત્યનો પરાજય અને સત્યથીજ વિદ્વાનોના માર્ગ વિસ્તૃત થાય છે. આ દૃઢ નિશ્ચયના આલમ્બનથી આપ્ત લોક પરોપકાર કરવાથી ઉદાસીન થઇ કદી સત્યાર્થ પ્રકાશ કરવાથી નથી હઠતા. આ મોટો દૃઢ નિશ્ચય છે કેઃ—

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**

આ ગીતાનું વચન છે. એનો અભિપ્રાય એ છે કે જે જે વિદ્યા અને ધર્મપ્રાપ્તિનાં કર્મ છે તે પ્રથમ કરવામાં વિષ તુલ્ય અને પશ્ચાત્ અમૃત સદૃશ હોય છે, એવી વાતોને ચિત્તમાં ધારણ કરી, મેં આ ગ્રંથ રચ્યો છે. શ્રોતા કે પાઠકગણ પણ પ્રથમ પ્રેમથી જોઇ આ ગ્રંથનું સત્ય સત્ય તાત્પર્ય જાણી યથેષ્ટ કરે. એમાં એ અભિપ્રાય રાખવામાં આવ્યો છે કે જે જે સર્વ મતોમાં સત્યસત્ય વાતો છે તે તે સર્વમાં અવિરૂદ્ધ હોવાથી તેનો સ્વીકાર કરી, જે જે મત મતાન્તરોમાં મિથ્યા વાતો છે તેનું ખંડન કર્યું છે. એમાં એ પણ અભિપ્રાય રાખ્યો છે કે જ્યારે મતમતાન્તરોની ગુપ્ત અથવા પ્રગટ બુરી વાતોનો પ્રકાશ કરી વિદ્વાન અવિદ્વાન્ સર્વ સાધારણ મનુષ્યોની સામે રાખ્યો છે જેથી સર્વથી સર્વનો વિચાર થઇ પરસ્પર પ્રેમી થઇ એક સત્ય મતસ્થ થાય. જોકે હું આર્યવર્ત્ત દેશમાં ઉત્પન્ન થયો અને વસું છું છતાં પણ જેમ આ દેશનાં મતમતાન્તરોની જૂઠી વાતોનો પક્ષપાત ન કરી યથાતથ્ય પ્રકાશ કરૂં છું તેમજ અન્ય દેશસ્થ કે મતોન્નતિવાળાની સાથે પણ વર્તુ છું. જેમ સ્વદેશવાળાઓની સાથે મનુષ્યોન્નતિનાં વિષયમાં વર્તું છું તેમજ વિદેશિયોની સાથે પણ તથા સર્વ સજ્જનોને પણ વર્ત્તવું યોગ્ય છે. કેમકે હું પણ જો કોઇ એકનો પક્ષપાતી હોત તો જેમ આજ કાલના સ્વમત સ્તુતિ મંડન અને પ્રચાર અને બીજા મતની નિંદા હાનિ અને બન્ધ કરવામાં તત્પર થાય છે તેમ હું પણ થાત. પરંતુ એવી વાતો મનુષ્યત્નથી રહિત છે. કેમકે જેમ પશુ બળ વાન થઇ અન્ય નિર્બળોને દુઃખ દે છે અને મારી પણ નાખે છે. તેમ જ્યારે મનુષ્ય શરીર પામી તેવુંજ કર્મ કરે છે તો તે મનુષ્ય સ્વભાવ યુક્ત નથી કિંતુ પશુકત છે. અને

જે બળવાન હોઇ નિર્બળોની રક્ષા કરે છે તેજ મનુષ્ય કહેવાય છે અને જે સ્વાર્થવશ બની પર હાનિ માત્ર કરતો રહે છે. તે જાણો પશુઓનો પણ વડો ભાઇ છે.

હવે આર્યાવર્ત્તીયોના વિષયમાં વિશેષ કરી ૧૧ અગ્યારમાં સમુલ્લાસ સુધી લખ્યું છે. એ સમુલ્લાસોમાં જે સત્ય મત પ્રકાશિત કર્યો છે તે વેદોક્ત હોવાથી મને સર્વથા માન્ય છે અને જે નવીન પુરાણ તંત્રાદિ ગ્રંથોક્ત વાતોનું ખંડન કર્યું છે તે ત્યાજ્ય છે.

જે ૧૨ બારમાં સમુલ્લાસમાં દર્શાવેલો ચારવાકનો મત આ સમયે ક્ષીણાસ્ત સરખો છે અને એ ચારવાક બૌધ જૈન સાથે બહુ સંબંધ અનીશ્વર વાદાદિમાંરાખે છે, એ ચારવાક સર્વથી વડો નાસ્તિક છે એની ચેષ્ટાનું રોકવું અવશ્ય છે કેમંકે મિથ્યા વાત ન રોકવામાં આવે તો સંસારમાં ઘણા અનર્થો પ્રવૃત્ત થઇ જાય. ચારવાકનો જે મત છે તે બોદ્ધ અને જૈનનોમ ત છે તે પણ ૧૨ બારમાં સમુલ્લાસમાં સંક્ષેપથી લખવામાં આવ્યો છે અને બોધ્દો તથા જૈનિયોનો પણ ચારવાકના મત સાથે મેળ છે અને કાંઇક થોડોક વિરોધ પણ છે અને જૈન ઘણાં અંશોમાં ચારવાક અને બોધ્દોની સાથે મેળ રાખે છે અને થોડિ વાતોમાં ભેદ છે એટલા માટે જૈનિયોની મિત્ર શાખા ગણવામાં આવે છે તે ભેદ ૧૨ માં સમુલ્લાસમાં લખી દીધો છે યથાયોગ્ય ત્યાંજ સમજી લેવો. એનું જે ભિન્નત્વ છે તે ૧૨માં સમુલ્લાસાં દેખાડયું છે બોદ્ધ અને જૈન મતનો વિષય પણ લખ્યો છે એમાંથી બોધ્દોનો દીપવંશાદિ પ્રાચીન ગ્રંથોમાં બોદ્ધમત સંગ્રહ સર્વ દર્શનસંગ્રહમાં દેખાડયો છે તેમાથી અહી લખ્યું છે. અને જૈનિયોનાં નિમ્નલિખિત સિદ્ધાંતોનાં પુસ્તક છે તેમાંથી ૪ ચાર મૂળ સૂત્ર જેમકે ૧ આવશ્યક સૂત્ર ૨ વિશેષ આવશ્યક સૂત્ર ૩ દશવૈકાલિક સૂત્ર અને ચોથું પાક્ષિકસૂત્ર. ૧૧ અગ્યાર અંગ જેમકે ૧ આચારાંગસૂત્ર ૨ સુયડાંગ સૂત્ર ૩ થાણાંગસૂત્ર. ૪ સમવાંગ સૂત્ર ૫ ભગવતી સૂત્ર, ૬ જ્ઞાતાધર્મકથા સૂત્ર ૭ ઉપાશકદશા સૂત્ર, ૮ અંતગડદશાસૂત્ર, ૯ અનુત્તરોવવાઇસૂત્ર, ૧૦ વિપાકસૂત્ર, અને ૧૧ પ્રશ્નવ્યાકરણસૂત્ર. ૧૨ ઉપાંગ, ૧ ઉપવાઇસૂત્ર ૨ રાવપ્સેનીસૂત્ર ૩ જીવાભિગમસૂત્ર, ૪ પન્નગણાસૂત્ર, ૫ જમ્બૂદ્વીપપન્નતિસૂત્ર, ૬ ચન્દપન્નતીસૂત્ર, ૭ સૂરપન્નતીસૂત્ર, ૮ નિરિયાવલીસૂત્ર, ૯ કાપપ્યાસૂત્ર, ૧૦ કપબડીસયાસૂત્ર ૧૧ પૂપ્ફિયાસૂત્ર અને ૧૨ પૂપ્ફિચુલિયાસૂત્ર.

પાંચ કલ્પસૂત્ર, ૧ ઉત્તરાધ્યયનસૂત્ર, ૨ નિશીથસૂત્ર, ૩ કલ્પસૂત્ર, ૪ વ્યવહારસુત્ર, અને ૫ જીતકલ્પસુત્ર

છ છેદ, ૧ મહાનિશીથબ્રુહદ્વાચનાસુત્ર, ૨ મહાનિશીથલઘુવાચનાસુત્ર ૩ મધ્યમવાચનાસુત્ર ૪ પિણ્ડનિરૂકિતસુત્ર, ૫, ઔઘનિરૂક્તિસૂત્ર ૬, પર્યુષણાસુત્ર

દશ પયન્નસુત્ર, ૧ ચતુસ્સરણસુત્ર ૨ પંચસ્વાણસુત્ર ૩ તદુલૈવયાલિકસુત્ર ૪ ભક્તિપરિજ્ઞાનસુત્ર ૫ મહાપ્રત્યાખ્યાન્નસૂત્ર ૬ ચન્દાવિજય સુત્ર, ૭ ગણીવિજયસુત્ર ૮ મરણસમાધિસુત્ર ૯ દેવેંદ્રસ્તવનસુત્ર અને ૧૦ સંસાર સૂત્ર તથા નન્દીસુત્ર યોગોદ્ધારસૂત્ર પણ પ્રામાણિક માને છે.

પચાંગ ૧ પૂર્વસર્વગ્રંથટીકા ૨ નિરૂકિત ૩ ચરણી ૪ ભાષ્ય એ ચાર અવયવ અને સર્વ મૂળ મળી પંચાંગ કહેવાય છે એમાં ઢુંઢિયા અવયવોને નથી માનતા અને એનાથી ભિન્ન પણ અનેક ગ્રંથ છે કે જેને જૈનિયો માને છે. એમના મત પર વિશેષ વિચાર ૧૨ માં સમુલ્લાસમાં જોઈ લેવો. જૈનિયોના ગ્રંથોમાં લાખો પુનરૂક્ત દોષ છે અને એમનો એ પણ સ્વભાવ છે કે જો પોતાનો ગ્રંથ અન્યમતસ્થના હાથમાં હોયે કે છપાયો હોય તો કોઇ કોઇ તે ગ્રંથને અપ્રમાણ કહે છે, એ વાત એમની મિથ્યા છે, કેમકે જેને કોઇ માને કોઇ ન માને તેથી તે ગ્રંથ જૈનમતથી બાહ્ય થઈ શકતો નથી. હા, જેને કોઈ માને નહી અને ન કદી કોઈ જૈનિયે માન્યો હોય ત્યારે તો અગ્રાહ્ય થઇ શકે છે, પરંતુ એવો કોઇ ગ્રંથ નથી કે જેને કોઇ પણ જૈની ન માનતો હોય, એટલા માટે જે જે ગ્રંથને માનતો હશે, તે ગ્રંથસ્થ વિષયક ખણ્ડન પણ તેનેજ માટે સમજવામાં આવે

છે પરંતુ કેટલાક એવા પણ છે કે તે ગ્રંથને માનતા જાણતા હોય, તો પણ સભા કે સમ્વાદમાં બહેલાઇ જાય છે, એજ હેતુથી જૈનિયો પોતાના ગ્રંથોને છુપાવી રાખે છે, અન્ય મતસ્થને આપતા નથી, સંભળાવતા નથી અને ભણાવતા નથી; એટલામાટે કે તેમાં એવી એવી અસમ્ભવવાતો ભરી છે કે જેનો કાંઇ પણ ઉત્તર જૈનિયોમાંથી નથી આપી શકતા જૂઠ વાતને છોડી દેવી એજ ઉત્તર છે.

૧૩ માં સમુલ્લાસમાં ઇસાઇયોનો મત લખ્યો છે. એ લોક બાઇબિલને પોતાનું ધર્મપુસ્તક માને છે એમના વિશેષ સમાચાર તે ૧૩ માં સમુલ્લાસમાં જોવા.

૧૪ માં સમુલ્લાસમાં મુસલમાનોના મતવિષયમાં લખ્યું છે. એ લોક કુરાનને પોતાના મતનું મૂળ પુસ્તક માને છે, એમનો પણ વિશેષ વ્યવહાર ૧૪ માં સમુલ્લાસમાં જોવો.

એની આગળ વૈદિક મતના વિષયમાં લખ્યું છે. જે કોઇ આ ગ્રંથકર્ત્તાના તાત્પર્યથી વિરૂદ્ધ મનસાથી જોશે, તેને કાંઇ અભિપ્રાય વિદિત નહી થશે. કેમકે વાક્યાર્થ બોધમાં ચાર કારણ હોય છે; આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ, અને તાત્પર્ય. જ્યારે આ ચારે વાતોપર ધ્યાન આપીને જે પુરૂષ ગ્રંથોને જુએ છે, ત્યારે તેને ગ્રંથનો અભિપ્રાય યથાયોગ્ય વિદિત થાય છે.

“આકાંક્ષા” કોઇ વિષયપર વક્તાની અને વાક્યસ્થ પદોની આકાંક્ષા પરસ્પર થાય છે. “યોગ્યતા” તે કહેવાય છે કે જેથી જે થઈ શકે, જેમ જળથી સીંચવું “આસત્તિ” જે પદની સાથે જેનો સમ્બન્ધ હોય, તેની સમીપ તે પદને બોલવું કે લખવું. તાત્પર્ય” જે માટે વક્તાએ શબ્દોચ્ચારણ કે લેખ કર્યો હોય તેની સાથે તે વચન કે લેખને યુક્ત કરવાં.

ઘણાએ હઠી, દુરાગ્રહી મનુષ્ય હોય છે કે જે વક્તાના અભિપ્રાયથી વિરૂદ્ધ કલ્પના કર્યા કરે છે. વિશેષે કરી મતવાળા લોક; કેમકે મતના આગ્રહથી તેમની બુદ્ધિ અન્ધકારમાં ફસીને નષ્ટ થઇ જાય છે, એટલામાટે જેમ હું પુરાણ, જૈનિયોના ગ્રંથ, બાઇબલ, અને કુરાનને પ્રથમજ નઠારી દૃષ્ટિથી ન જોઇને તેમાંથી ગુણોનું ગ્રહણ અને દોષોનો ત્યાગ કરવાને તથા અન્ય મનુષ્ય જાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરૂં છું, તેમ સર્વેએ કરવું યોગ્ય છે.

એ મતોંના થોડા થોડાજ દોષ પ્રકાશિત કર્યા છે, જેને જોઇને મનુષ્ય લોક સત્યાસત્ય મતનો નિર્ણય કરી શકે અને સત્યનું ગ્રહણ, તથા અસત્યનો ત્યાગ કરવા કરાવવામાં સમર્થ થાય, કેમકે એક મનુષ્ય જાતિમાં લોકોને બહેકાવીને વિરૂદ્ધ બુદ્ધિ કરાવીને એક બીજાના શત્રુ બનાવી લડાવી મારવા, એ વિદ્વાનોના સ્વભાવથી બાહ્ય છે. જોકે આ ગ્રંથને જોઇને અવિદ્વાન્ લોક અન્યથાજ વિચારશે તથાપિ બુદ્ધિમાન્ લોક યથાયોગ્ય એનો અભિપ્રાય સમજશે એટલામાટે હું મારા પરિશ્રમને સફળ સમજીને મારો અભિપ્રાય સર્વ સજ્જનોની સામે મૂકું છું. એ જોઇ, જોવાડી મારા શ્રમને સફળ કરે. અને એજ પ્રકારે પક્ષપાત ન કરીને સત્યાર્થનો પ્રકાશ કરવો એ મારૂં તથા સર્વ મહાશયોનું મુખ્ય કર્ત્તવ્યકર્મ છે.

સર્વાત્મા સર્વાન્તર્યામી, સચ્ચિદાનંદ પરમાત્મા સ્વકૃપાએ આ આશયને વિસ્તૃત અને ચિરસ્થાયી કરે.

**अलमति विस्तरेण बुद्धिमद्वरशिरोमणिषु ॥**

**इति भूमिका ॥**

સ્થાન મહારાણાનું ઉદયપૂર.
ભાદ્રપદ શુક્લપક્ષ સમ્વત ૧૯૩૯. } **( સ્વામી ) દયાનંદ સરસ્વતી.**




# अथ सत्यार्थप्रकाशः

ओ३म् शन्नो मित्रः शं वरुणः शन्नो भवत्वर्य्यमा । शन्नऽइन्द्रो बृहस्पतिः शन्नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे नमस्ते वायो त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ऋतं वदिष्यामि सत्यं वदिष्यामि तन्मामवतु तद्वक्तारमवतु । अवतु मामवतु वक्तारम् । ओ३म् शान्तिश्शान्तिश्शान्तिः ॥ १ ॥

અર્થ—ओ३म् આ ઓંકાર શબ્દ પરમેશ્વરનું સર્વોત્તમ નામ છે. કેમકે એમાં જે अ उ અને म् એ ત્રણ અક્ષર મળીને એક ओ३म् સમુદાય થયો છે એ એક નામથી પરમેશ્વરનાં બહુ નામ આવે છે જેમ અકારથી વિરાટ્, અગ્નિ અને વિશ્વાદિ; ઉકારથી હિરણ્યગર્ભ, વાયુ અને તૈજસાદિ; મકારથી ઇશ્વર, આદિત્ય અને પ્રાજ્ઞાદિ નામોના વાચક અને ગ્રાહક છે એનું એવુંજ વેદાદિ સત્ય શાસ્ત્રોમાં સ્પષ્ટ વ્યાખ્યાન કર્યું છે કે પ્રકરણાનુકુલ એ સર્વ નામ પરમેશ્વરનાંજ છે.

પ્રશ્ન—પરમેશ્વરથી ભિન્ન અર્થોના વાચક વિરાટ્ આદિ નામ કેમ નહીં? બ્રહ્માણ્ડ પૃથિવી આદિ ભૂત, ઇન્દ્રાદિ દેવતા અને વૈદ્યકશાસ્ત્રમાં શુંઠ્યાદિ ઔષધિયોનાં પણ એ નામ છે કે નહીં?

ઉત્તર—છે. પરંતુ પરમાત્માનાં પણ છે.

પ્રશ્ન—કેવલ દેવોનું ગ્રહણ એ નામોથી કરો છો કે નહીં?

ઉત્તર—આપના ગ્રહણ કરવામાં શું પ્રમાણ છે?

પ્રશ્ન—દેવ સર્વ પ્રસિદ્ધ અને તે ઉત્તમ પણ છે, એથી હું તેનું ગ્રહણ કરૂં છું.

ઉત્તર—શું પરમેશ્વર અપ્રસિદ્ધ અને તેનાથી કોઇ ઉત્તમ પણ છે? પુનઃ એ નામ પરમેશ્વરનાં પણ કેમ નથી માનતા? જ્યારે પરમેશ્વર પ્રસિદ્ધ અને તેની તુલ્ય પણ કોઇ નથી તો તેનાથી ઉત્તમ કોઈ કેમ કરી હોઈ શકે? એથી આપનું આ કહેવું સત્ય નથી. કેમકે આપના એમ કહેવામાં બહુજ દોષો પણ આવે છે. જેમ "उपस्थितं परित्यज्यानुपस्थितं याचत इति बाधितन्यायः" કોઇએ કોઇને માટે ભોજનના પદાર્થ પીરસી કહ્યું કે આપ ભોજન કરો, અને તે જો તેને છોડી અપ્રાપ્ત ભોજનને માટે જ્યાં ત્યાં ભ્રમણ કરે તો તેને બુદ્ધિમાન ન જાણવો જોઇએ, કેમકે તે ઉપસ્થિત નામ સમીપ પ્રાપ્ત થયેલા પદાર્થને છોડીને અનુપસ્થિત અર્થાત્ અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિને માટે શ્રમ કરે છે, તેથી જેમ તે પુરૂષ બુદ્ધિમાન્ નથી તેવુંજ આપનું કથન છે! કેમકે આપ તે વિરાટ્ આદિ નામોના જે પ્રસિદ્ધ પ્રમાણ સિદ્ધ પરમેશ્વર અને બ્રહ્માણ્ડાદિ ઉપસ્થિત અર્થોનો પરિત્યાગ કરીને અસંભવ અને અનુપસ્થિત દેવાદિના ગ્રહણમાં શ્રમ કરો છો, એમાં કોઇ પણ પ્રમાણ કે યુક્તિ નથી જો આપ એમ કહો કે જ્યાં જેનું પ્રકરણ છે ત્યાં તેનું ગ્રહણ કરવું યોગ્ય છે; જેમ કોઇએ કોઇને કહ્યું કે "हे भृत्य! त्वं सैन्धवमानय" અર્થાત્ તૂં સૈંધવ લઇ આવ. ત્યારે તેને સમય અર્થાત્ પ્રકરણનો વિચાર કરવો યોગ્ય છે કેમકે સૈંધવ નામ બે પદાર્થોનાં છે. એક ઘોડાનું અને બીજૂ લવણનું જો સ્વસ્વામીનો ગમન સમય હોય તો ઘોડો અને ભોજનનો કાલ હોય તો લવણ લાવવું ઉચિત છે. જો ગમન સમયે લવણ અને ભોજન સમયે ઘોડો લાવે તો તેનો સ્વામી તેના ઉપર ક્રોધ કરી કહેશે કે 'તૂં નિર્બુદ્ધિ પુરૂષ છે. ગમન સમયે લવણ અને ભોજન સમયે ઘોડો લાવવાનું શું પ્રયોજન હતું? તૂં પ્રકરણવિત્ નથી. નહીં તો જે સમયમાં જેને લાવવું જોઇતું હતું તેજ લાવત. તારે પ્રકરણનો વિચાર કરવો આવશ્યક હતો તે તેં નહીં કર્યો, એથી તું મૂર્ખ છે. મારી પાસેથી ચાલ્યો જા" એથી શું સિદ્ધ થયું કે જ્યાં જેનું ગ્રહણ કરવું ઉચિત હોય ત્યાં તેજ અર્થનું ગ્રહણ કરવું જોઇએ. તો એમજ અમે અને આપ સર્વ લોકોએ માનવું અને કરવું પણ જોઇએ.

# अथ मन्त्रार्थः

ओ३म् खम्ब्रह्म ॥ १ ॥ यजुः अ० ४० । मं० १७ ॥

જુઓ વેદોમાં આવા આવા પ્રકરણોમાં ઓમ્ આદિ પરમેશ્વરનાં નામ આવે છે.

ओमित्येदक्षरमुद्गीथमुपासीत ॥ २ ॥ छान्दोग्य उप० मं० १ ॥

ओमित्येदक्षरꣳ सर्वं तस्योपव्याख्यानम् ॥ ३ ॥ माण्डूक्य० मं० १ ॥

सर्वे वेदा यत्पदमामनन्ति तपाꣳसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्य्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ ४

कठोपनिषत् । २ मं १५ ॥

प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ।
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥ ५ ॥
एतमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ।
इन्द्रमेके परे प्राणमपरे ब्रह्मशाश्वतम् ॥ ६ ॥

मनु० अ० १२ ॥ श्लो० १२२ । १२३ ॥

स ब्रह्मा स विष्णुःस रुद्रस्स शिवस्सोऽक्षरस्स परमः स्वराट् ।
स इन्द्रस्स कालाग्निस्स चन्द्रमाः ॥ ७ ॥ कैवल्य उपनिषत् ॥

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यस्स सुपर्णो गरुत्मान् ।
एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ ८ ॥

ऋ० मं० १ । अनु० २२ । सू० १६४ । मं० ४६ ॥

भूरसि भूमिरस्यदितिरसि विश्वधाया विश्वस्य भुवनस्य धर्त्री ।
पृथिवीं यच्छ पृथिवीं दृꣳह पृथिवीं मा हिꣳसीः ॥ ९ ॥

यजुः० अ० १३ । मं० १८ ॥

इन्द्रो मह्ना रोदसी पप्रथच्छव इन्द्रः सूर्य्यमरोचयत ।
इन्द्रेह विश्वा भुवनानि येमिर इन्द्रेश्वानास इन्द्रः ॥ १० ॥

सामवे० ७ प्र० ३ अ० ८ सू० । १६ अ० २ ख० २ सू ०२ मं०

**प्राणाय नमो यस्य सर्वमिदं वशे।**
**यो भूतः सर्वस्येश्वरो यस्मिन्त्सर्वं प्रतिष्ठितम् ॥ ११ ॥**

**अथर्ववेदे कांड·११ । अ० २ । सू० ४ । मं० १ ॥**

અર્થ—અહીં આ પ્રમાણે લખવાનું તાત્પર્ય એજ છે કે જે એવાં એવાં પ્રમાણોમાં ઓંકારાદિ નામોથી પરમાત્માનું ગ્રહણ થાય છે તે લખ્યું અને પરમેશ્વરનું કોઈ પણ નામ અનર્થક નથી, જેમ લોકમાં દરિદ્રી આદિનાં ધનપતિ આદિ નામ હોય છે. એથી એ સિદ્ધ થયું કે કેટલાંક ગૌણિક કેટલાંક કાર્મિક અને કેટલાંક સ્વાભાવિક અર્થનાં વાચક છે.

'**ओ३म्**' આદિ નામ સાર્થક છે જેમ ( **ओं खं०** )"**अवतीत्योम् आकाशमिव व्यापकत्वात् खम्, सर्वेभ्यो बृहत्वाद् ब्रह्म**" રક્ષા કરવાથી **ओ३म्**, આકાશવત્ વ્યાપક હોવાથી **खम्**, અને સર્વથી મોટા હોવાથી **ब्रह्म**, એ ઇશ્વરનાં નામ છે.

**ओ३म्** જેનું નામ છે અને જે કદી નષ્ટ નથી થતો તેની ઉપાસના કરવી યોગ્ય છે. અન્યની નહીં. ૨

**ओमित्येत०** સર્વ વેદાદિ શાસ્ત્રોમાં પરમેશ્વરનું પ્રધાન અને નિજ નામ **ओ३म्** કહ્યું છે. અન્ય સર્વ ગૌણિક નામ છે. ૩

**सर्वे वेदा०** કેમકે સર્વ વેદ સર્વ ધર્માનુષ્ઠાનરૂપ તપશ્ચરણ જેનું કથન અને માન્ય કરે છે, અને જેની પ્રાપ્તિની ઇચ્છા કરીને બ્રહ્મચર્યાશ્રમ કરે છે તેનું નામ **ओम्** છે. ૪

**प्रशासिता०** જે સર્વને શિક્ષા દેનારો, સૂક્ષ્મથી સૂક્ષ્મ, સ્વપ્રકાશસ્વરૂપ, સમાધિસ્થ બુદ્ધિથી જાણવા યોગ્ય છે તેને પરમપુરૂષ જાણવો જોઇએ. ૫

અને સ્વપ્રકાશ હોવાથી **अग्नि**. વિજ્ઞાન સ્વરૂપ હોવાથી **मनु**. સર્વના પાલન કરવાવાળા અને પરમૈશ્વર્યવાન્ હોવાથી **इन्द्र**. સર્વના જીવન મૂલ હોવાથી **प्राण**. અને નિરંતર વ્યાપક હોવાથી પરમેશ્વરનું નામ **ब्रह्म** છે. ૬

( **सब्रह्मा स विष्णुः** ) સર્વ જગતને બનાવવાથી **ब्रह्मा**; સર્વત્ર વ્યાપક હોવાથી **विष्णु**; દુષ્ટોને દંડ દઇ રડાવવાથી **रुद्र**; મંગલમય અને સર્વના કલ્યાણ કરતા હોવાથી **शिव**.

**यः सर्वमश्नुते न क्षरति न विनश्यति तदक्षरम् ॥**
**यः स्वयं राजते स विराट् ॥**
**योऽग्निरिव कालः कलयिता प्रलयकर्त्ता स कालाग्निरीश्वरः ॥**

**अक्षर** જે સર્વત્રવ્યાપ્ત અવિનાશી; **स्वराट्** સ્વયં પ્રકાશરૂપ અને **कालाग्नि** પ્રલયમાં સર્વના કાલ અને કાલના પણ કાલ છે તેથી પરમેશ્વરનું નામ કાલાગ્નિ છે.

**इन्द्रंमित्रं०** જે એક અદ્વિતીય સત્ય બ્રહ્મવસ્તુ છે તેનાંજ ઇન્દ્રાદિ સર્વ નામ છે.

"द्युषु शुद्धेषु पदार्थेषु भवो दिव्यः" ॥

"शोभनानि पर्णानि पालनानि पूर्णानि कर्माणि वा यस्य सः" ॥

"योगुर्वात्मा सगरुत्मान्" ॥

"यो मातरिश्वा वायुरिव बलवान् स मातरिश्वा"

**दिव्य** જે પ્રકૃત્યાદિ દિવ્ય પદાર્થોમાં વ્યાપ્ત, **सुपर्ण** જેના ઉત્તમ પાલન અને પૂર્ણ કર્મ છે **गरुत्मान्** જેનો આત્મા અર્થાત્ સ્વરૂપ મહાન્ છે, **मातरिश्वा** જે વાયુ સમાન અનન્ત બલવાન છે તેથી કરીને પરમાત્માના દિવ્ય, સુપર્ણ, ગુરૂત્માન અને માતરિશ્વા એ નામ છે. શેષ નામોના અર્થ આગળ લખવામાં આવશે. ૮

**भूरसि भूमिरसि॰ "भवन्ति भूतानि यस्यां सा भूमिः"** ॥ જેમાં સર્વ ભૂત પ્રાણી ઉત્પન્ન થાય છે તેથી કરી ઇશ્વરનું નામ "**भूमि**" છે. શેષ નામોના અર્થ આગળ લખવામાં આવશે. ૯

**इन्द्रो मन्हा॰** આ મંત્રમાં ઇન્દ્ર પરમેશ્વરનુંજ નામ છે તેથી કરી આ પ્રમાણ લખ્યું છે ૧૦

**प्राणाय॰** જેમ પ્રાણને વશ સર્વ શરીર ઇન્દ્રિઓ હોય છે, તેમ પરમેશ્વરને વશ સર્વ જગત્ રહે છે. ૧૧

ઇત્યાદિ પ્રમાણોના ઠીક ઠીક અર્થો જાણવાથી આ નામોએ કરીને પરમેશ્વરનુંજ ગ્રહણ થાય છે, કેમકે **ओ३म्** અને **अग्न्यादि** નામોના મુખ્ય અર્થથી પરમેશ્વરનુંજ ગ્રહણ થાય છે. જેમકે વ્યાકરણ, નિરૂક્ત, બ્રાહ્મણ અને સૂત્રાદિ, ઋષિ મુનિયોનાં વ્યાખ્યાનોથી પરમેશ્વરનું ગ્રહણ જોવામાં આવે છે, તેનું ગ્રહણ કરવું સર્વને યોગ્ય છે. પરંતુ **ओ३म्** એ તો કેવલ પરમાત્માનુંજ નામ છે, અને અગ્નિ આદિ નામોથી પરમેશ્વરના ગ્રહણમાં પ્રકરણ અને વિશેષણ અને નિયમકારક છે. એથી શું સિદ્ધ થયું? કે જ્યાં જ્યાં સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, સર્વજ્ઞ, વ્યાપક, શુદ્ધ સનાતન અને સૃષ્ટિકરતા આદિ વિશેષણ લખ્યાં છે, ત્યાં ત્યાં એ નામોથી પરમેશ્વરનું ગ્રહણ થાય છે અને જ્યાં આવાં પ્રકરણ છે કેઃ—

ततो॑ विराड॑जायत विराजो॒ अधि॒पूरु॑षः ।

श्रोत्रा॑द्वायुश्च॑ प्राणश्च॒ मुखा॑द॒ग्निर॑जायत ।

तेन॑ दे॒वा अय॑जन्त ।

प॒श्चाद्भूमि॒मथो॑ पु॒रः । यजुः॰ अ॰ ३१ ।

तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधिभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः । स वा एष पुरुषोऽन्नरसमयः ॥ तैत्तिरीयोपनिषद् ब्रह्मानन्द वल्ली प्रथमानुवाक ॥

આવા પ્રમાણોમાં વિરાટ્ પુરૂષ, દેવ, આકાશ, વાયુ, અગ્નિ, જલ, ભૂમિ આદિ નામ લૌકિક પદાર્થોનાં હોય છે, કેમકે જ્યાં જ્યાં ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય અલ્પજ્ઞ, જડ દૃશ્ય આદિ વિશેષણ પણ લખ્યાં હોય ત્યાં ત્યાં પરમેશ્વરનું ગ્રહણ નથી થતું. તે ઉત્પત્તિ આદિ વ્યવહારોથી પૃથક છે, અને ઉપરોક્ત મંત્રોમાં ઉત્પત્તિ આદિ વ્યવહાર છે. એથી અહીં વિરાટ્ આદિ નામોથી પરમાત્માનું ગ્રહણ ન થઇને સંસારી પદાર્થોનું ગ્રહણ થાય છે. કિન્તુ જ્યાં જ્યાં સર્વજ્ઞાદિ, વિશેષણ હોય ત્યાં ત્યાં પરમાત્મા જ્યાં જ્યાં ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન સુખ, દુઃખ અને અલ્પજ્ઞાદિ વિશેષણ હોય ત્યાં ત્યાં જીવનું ગ્રહણ થાય છે. એમ સર્વત્ર સમજવું જોઇએ કેમકે પરમેશ્વરનું જન્મ મરણ કદી થતું નથી. એથી વિરાટ્ આદિ નામ અને જન્માદિ વિશેષણોથી જગતના જડ અને જીવાદિ પદાર્થોનું ગ્રહણ કરવું ઉચિત છે, પરમેશ્વરનું નહીં. હવે જે પ્રકારે વિરાટ્ આદિ નામોથી પરમેશ્વરનું ગ્રહણ થાય છે, તે પ્રકાર નીચે લખ્યા પ્રમાણે જાણો.

**अथ ओंकारार्थः ( वि ) उपसर्गपूर्वक ( राजृदीप्तौ )** આ ધાતુને ( **क्विप्** ) પ્રત્યય લગાડવાથી **विराट्** શબ્દ સિદ્ધ થાય છે. **यो विविधं नाम चराऽचरम् जगद्राजयति प्रकाशयति स विराट्** ॥ વિવિધ અર્થાત્ જે બહુ પ્રકારના જગતને પ્રકાશિત કરે છે તેથી "વિરાટ્" નામથી પરમેશ્વરનું ગ્રહણ થાય છે. **अञ्चु गतिपूजनयोः ॥ अग, अगि, इण गत्यर्थक** ધાતુ છે એનાથી **अग्नि** શબ્દ સિદ્ધ થાય છે. **गतेस्त्रयोऽर्थाः ॥ ज्ञानं गमनं प्राप्तिश्चेति । पूजनं नाम सत्कारः "योऽञ्चति अच्यतेऽगत्यङ्गत्येति सोऽयमग्निः ॥"**

જે જ્ઞાનસ્વરૂપ, સર્વજ્ઞ જાણવા, પ્રાપ્ત થવા અને પૂજા કરવા યોગ્ય છે તેથી તે પરમેશ્વરનું નામ અગ્નિ છે.

**विश् प्रवेशने ॥** એ ધાતુથી "વિશ્વ" શબ્દ સિદ્ધ થાય છે.

**विशन्ति प्रविष्टानि सर्वाण्याकाशादीनि भूतानि यस्मिन् यो वाऽऽकाशादिषु सर्वेषु प्रविष्टः स विश्व ईश्वरः ॥**

જેમાં આકાશાદિ સર્વ ભૂત પ્રવેશ કરી રહ્યાં છે અથવા જે એમાં વ્યાપ્ત હોઇને પ્રવિષ્ટ થઇ રહ્યો છે તેથી કરીને તે પરમેશ્વરનું નામ વિશ્વ છે ઈત્યાદિ નામોનું ગ્રહણ અકાર માત્રથી થાય છે,

**"ज्योतिर्वै हिरण्यं । तेजो वै हिरण्यमित्यैतरेये शतपथे च ब्राह्मणे" ॥**

**"यो हिरण्यानां सूर्य्यादीनां तेजसां गर्भ उत्पत्तिनिमित्तमधिकरणं स हिरण्यगर्भः" ॥**

જેમાં સૂર્ય્યાદિ તેજવાળા લોક ઉત્પન્ન થઇ જેને આધાર રહે છે અથવા જે સૂર્ય્યાદિ તેજઃ સ્વરૂપ પદાર્થોનાં ગર્ભ નામ ઉત્પત્તિ અને નિવાસ સ્થાન છે, એથી તેપરમેશ્વરનું નામ 'હિરણ્યગર્ભ' છે એમાં યજુર્વેદના મન્ત્રનું પ્રમાણ છેઃ—

हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥
यजु० अ० १३ । मं० ४ ॥

ઇત્યાદિ સ્થલોમાં "હિરણ્યગર્ભ" થી પરમેશ્વરનુંજ ગ્રહણ થાય છે.

वा गतिगन्धनयोः । એ ધાતુથી "વાયુ" શબ્દ સિદ્ધ થાય છે. गधनं हिंसनम् । "यो वाति चराऽचरञ्जगद्धरति बलिनां बलिष्ठः स वायुः" ॥

જે ચરાચર જગતનો ધારણ, જીવન અને પ્રલય કર્તા અને સર્વ બલવાનોથી બલવાન છે એથી ઇશ્વરનું નામ "વાયુ" છે.

तिज निशाने । એ ધાતુથી "તેજ:" અને એને તદ્ધિત કરવાથી "તૈજસ" શબ્દ સિદ્ધ થાય છે. જે પોતે સ્વયંપ્રકાશ અને સૂર્યાદિ તેજસ્વી લોકોના પ્રકાશ કરવાવાલા છે, એથી તે ઇશ્વરનું વામ "તૈજસ" છે. ઇત્યાદિ નામાર્થ ઉકાર માત્રથી ગ્રહણ થાય છે.

ईश ऐश्वर्ये । એ ધાતુથી "ઇશ્વર શબ્દ સિદ્ધ થાય છે.

य ईष्टे सर्वैश्वर्यवान् वर्त्तते स ईश्वरः" ।

જેનું સત્ય વિચારશીલ જ્ઞાન અને અનન્ત ઐશ્વર્ય છે એથી તે પરમાત્માનું નામ "ઇશ્વર છે"

दो अवखण्डने । એ ધાતુથી अदिति । અને એને તદ્ધિત કરવાથી आदित्य શબ્દ સિદ્ધ થાય છે.

न विद्यते विनाशो यस्य सोऽयमदितिः अदितिरेव आदित्यः" ॥

જેનો વિનાશ કદી નથી થતો તે ઇશ્વરની "આદિત્ય" સંજ્ઞા છે,

ज्ञा अवबोधने । प्र—પૂર્વક, એ ધાતુથી प्रज्ञ અને એને તદ્ધિત કરવાથી "प्राज्ञ" શબ્દ સિદ્ધ થાય છે.

यः प्रकृष्टतया चराऽचरस्य जगतो व्यवहारं जानाति स प्रज्ञः—प्रज्ञ एव प्राज्ञः" .

જે નિર્ભ્રાન્ત જ્ઞાનયુક્ત સર્વ ચરાચર જગતના વ્યવહારને યથાવત્ જાણે છે એથી ઇશ્વરનું નામ "પ્રાજ્ઞ" છે. ઇત્યાદિ નામાર્થ मकारથી ગ્રહીત થાય છે. જેમ એક એક માત્રાથી ત્રણ ત્રણ અર્થ અહીં વ્યાખ્યાંત કર્યાં છે તેમજ અન્ય નામાર્થ પણ ओंकारથી જાણવામાં આવે છે. જે (शन्नो मित्रः शम्व) એ મંત્રમાં मित्रादि નામ છે તે પણ પરમેશ્વરનાજ છે. કેમકે સ્તુતિ, પ્રાર્થના, ઉપાસનાં શ્રેષ્ઠનીજ કરવામાં આવે છે. શ્રેષ્ઠ તેનેજ કહે છે જે ગુણ, કર્મ, સ્વભાવ અને સત્ય સત્ય વ્યવહારોમાં સર્વેથી અધિક હોય. તે શ્રેષ્ઠોમાં પણ જેઅત્યંત શ્રેષ્ઠ છે તેનેજ પરમેશ્વર કહે છે. જેની તુલ્ય કોઇ ન થયો, ન છે, અને નથી થનારો. જ્યારે તુલ્ય નહીં ત્યારે તેનાથી અધિક

કેમ કરી હોઇ શકે? જેવી રીતે પરમેશ્વરના સત્ય, ન્યાય, દયા, સર્વસામર્થ્ય અને સર્વજ્ઞત્વાદિ અનન્ત ગુણ છે તેવા અન્ય કોઇ જડ પદાર્થ વા જીવના નથી. જે પદાર્થ સત્ય છે, તેના ગુણ, કર્મ સ્વભાવ પણ સત્ય હોય છે. એથી કરી મનુષ્યોને યોગ્ય છે કે પરમેશ્વરનીજ સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના કરે. તેનાથી ભિન્નની કદી નહી કરે કેમકે બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ નામક પૂર્વજ મહાશય વિદ્વાન, દૈત્ય દાનવાદિ નિકૃષ્ટ મનુષ્ય અને અન્ય સાધારણ મનુષ્યોએ પણ પરમેશ્વર ઉપરજ વિશ્વાસ રાખીને તેનીજ સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના કરી હતી, એનાથી ભિન્નની નથી કરી. તેમજ આપણે સર્વેએ કરવું યોગ્ય છે. એનો વિશેષ વિચાર મુક્તિ અને ઉપાસના વિષયમાં કરવામાં આવશે.

પ્રશ્ન—મિત્રાદિ નામોથી સખા અને ઇંદ્રાદિ દેવોના પ્રસિદ્ધ વ્યવહાર જોવાથી તેમનુંજ ગ્રહણ કરવું જોઇએ.

ઉત્તર—અહીં તેનું ગ્રહણ કરવું યોગ્ય નથી કેમકે જે મનુષ્ય કોઇનો મિત્ર છે તેજ અન્યનો શત્રુ અને કોઇથી ઉદાસીન પણ જોવામાં આવે છે. એથી મુખ્યાર્થમાં સખા આદિનું ગ્રહણ નથી થઇ શકતું, કિન્તુ જેમ પરમેશ્વર સર્વ જગતનો નિશ્ચિત મિત્ર, ન કોઇનો શત્રુ, અને ન કોઇથી ઉદાસીન છે. એનાથી ભિન્ન કોઇ પણ જીવ એ પ્રકારનો કદી થઇ શકતો નથી. એથી પરમાત્માનુંજ ગ્રહણ અહીં થાય છે. હા, ગૌણ અર્થમાં મિત્રાદિ શબ્દથી સુહૃદાદિ મનુષ્યોનું ગ્રહણ થાય છે.

**ञिमिदा स्नेहने**—એ ધાતુને ઔણાદિક **क्त्र** પ્રત્યય લગાડવાથી "**मित्र**" શબ્દ સિદ્ધ થાય છે.

"**मेद्यति स्निह्यति स्निह्यते वा स मित्रः ।**"

જે સર્વ સાથે સ્નેહ કરીને સર્વને પ્રીતિ કરવા યોગ્ય છે એથી તે પરમેશ્વરનું નામ "મિત્ર" છે.

**वृञ् वरणे, वर ईप्सायाम्**—એ ધાતુઓથી ઉણાદિ **उनन्** પ્રત્યય લગાડવાથી **वरुण** શબ્દ સિદ્ધ થાય છે.

"**यः सर्वान् शिष्टान् मुमुक्षून्धर्मात्मनो वृणोत्यथवा यः शिष्टैर्मुमुक्षुभिर्धर्मात्मभिर्व्रियते वर्य्यते वा स वरुणः परमेश्वरः ॥**"

જે આત્મયોગી વિદ્વાન મુક્તિની ઇચ્છા કરવાવાળા અને ધર્માત્માઓના સ્વીકાર કર્તા અથવા જે શિષ્ટ મુમુક્ષુ અને ધર્માત્માઓથી ગ્રહણ કરવામાં આવે છે, તે ઇશ્વર "વરુણ" સંજ્ઞક છે. અથવા "**वरुणो नाम वरः श्रेष्ठः**"—જેથી પરમેશ્વર સર્વથી શ્રેષ્ઠ છે તેથીજ તેનું નામ "વરુણ" છે.

**ऋ गतिप्रापणयोः ।** એ ધાતુને **यत्** પ્રત્યય લગાડેથી **अर्य्य** શબ્દ સિદ્ધ થાય છે અને **अर्य्य** પૂર્વક **माङ्माने** એ ધાતુને **कनिन्** પ્રત્યય લગાડેથી **अर्य्यमा** શબ્દ સિદ્ધ થાય છે.

"**योऽर्य्यान् स्वामिनो न्यायाधीशान् मिमीते मान्यान् करोति सोऽर्य्यमा**"

જે સત્ય ન્યાયના કરનારા મનુષ્યોનું માન્ય અને પાપ તથા પુણ્ય કરવાવાળાને તેના પાપ અને પુણ્યનાં ફલોનો યથાવત્ સત્યસત્ય નિયમં કર્તા છે તેથીજ તે પરમેશ્વરનું નામ "અર્યમા" છે.

**इदि परमैश्वर्ये** ।— એ ધાતુને **रन्** પ્રત્યય લગાડેથી **इन्द्र** શબ્દ સિદ્ધ થાય છે.

**"य इन्दति परमैश्वर्यवान् भवति स इन्द्रः परमेश्वरः"**

જે અખિલ ઐશ્વર્યયુક્ત છે, એથી તે પરમાત્માનું નામ "ઇન્દ્ર" છે.

**बृहत्** શબ્દપૂર્વક **पा रक्षणे** એ ધાતુને **डति** પ્રત્યય, **बृहत्** ના **त**કારનો લોપ, અને સુડાગમ થયેથી **बृहस्पति** શબ્દ સિદ્ધ થાય છે.

**"यो बृहतामाकाशादीनां पतिः स्वामी पालयिता स बृहस्पतिः** । જે મોટાથી મોટો અને મોટા આકાશાદિ બ્રહ્માણ્ડોનો સ્વામી છે તેથી તે પરમેશ્વરનું નામ "બૃહસ્પતિ" છે.

**विष्लृ व्याप्तौ** । એ ધાતુને "**नु**" પ્રત્યય લગાડેથી **विष्णु** શબ્દ સિદ્ધ થયો છે

**"वेवेष्टि व्याप्नोति चराऽचरं जगत् स विष्णुः"**

ચર અને અચરરૂપ જગત્માં વ્યાપક હોવાથી પરમાત્માનું નામ '**विष्णु**' છે.

**उरुर्महान् क्रमः पराक्रमो यस्य स उरुक्रमः ।**

અનન્ત પરાક્રમયુક્ત હોવાથી પરમાત્માનું નામ **उरुक्रम** છે. જે પરમાત્મા **उरुक्रमः** મહ પરાક્રમયુક્ત, **मित्रः** સર્વના સુહૃત્ અવિરોધી છે તે **शम्** સુખકારક, તે **वरुणः** સર્વોત્તમ, તે **शम्** સુખસ્વરૂપ તે **अर्यमा** ન્યાયાધીશ, તે **शम्** સુખપ્રચારક, તે **इन्द्रः** સર્વૈશ્વર્યવાન્ **शम्** સકલ ઐશ્વર્યદાયક તે **बृहस्पतिः** સર્વના અધિષ્ઠાતા **शम्** વિદ્યાપ્રદ; અને તે **विष्णुः** જે સર્વમાં વ્યાપક પરમેશ્વર છે તે **नः** અમારા કલ્યાણકારક **भवतु** હો.

**वायो ते ब्रह्मणे नमोस्तु–बृह बृहि वृद्धौ**, એ ધાતુઓથી **ब्रह्म** શબ્દ સિદ્ધ થયો છે. જે સર્વના ઉપર વિરાજમાન સર્વથી મોટો અનન્ત બલયુક્ત પરમાત્મા છે, તે બ્રહ્મને અમે નમસ્કાર કરિયે છિયે. હે પરમેશ્વર! **त्वमेव प्रत्यक्षम्ब्रह्मासि**–આપજ અન્તર્યામિ રૂપથી પ્રત્યક્ષ બ્રહ્મ છો. **त्वामेव प्रत्यक्षम् ब्रह्म वदिष्यामि** । હું આપનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ કેમકે આપ સર્વ જગત્માં વ્યાપ્ત રહી સર્વને નિત્યપ્રાપ્ત છો.

**ऋतं वदिष्यामि** । જે આપની, વેદસ્થ યથાર્થ આજ્ઞા છે, તેનો હું સર્વને માટે ઉપદેશ અને તેનું આચરણ પણ કરીશ.

**सत्यं वदिष्यामि** । સત્ય બોલીશ, સત્ય માનીશ અને સત્યજ કરીશ.

**तन्मामवतु** । તેથી આપ મારી રક્ષા કરો.

**तद्वक्तारमवतु** । તેથી આપ મારી, આપ સત્યવક્તાની રક્ષા કરો કે જેથી આપની આજ્ઞામાં મારી બુદ્ધિ સ્થિર રહે અને વિરૂદ્ધ કદી ન થાય કેમકે જે આપની આજ્ઞા છે તેજ ધર્મ અને જે તેનાથી વિરૂદ્ધ તેજ અધર્મ છે.

**अवतु मामवतु वक्तारम्** । આ બીજી વાર પાઠ અધિકાર્થ માટે છે. જેમ "**कश्चित्कंचित्प्रति, वदति, त्वं ग्रामं गच्छ गच्छ** । એમાં બે વાર ક્રિયાના ઉચ્ચારણથી તું શીઘ્રજ ગ્રામ જા, એમ સિદ્ધ થાય છે. એમજ અહીં આપ મારી અવશ્ય રક્ષા કરો અર્થાત્ ધર્મપર સુનિશ્ચિત અને અધર્મપર ઘૃણા સદા કરૂં એવી કૃપા મારાપર કરો; હું આપનો મોટો ઉપકાર માનીશ.

**ओ३म् शान्तिः शान्तिः शान्तिः** । એમાં ત્રણ વાર શાન્તિ પાઠનું એ પ્રયોજન છે કે ત્રિવિધ તાપ અર્થાત્ આ સંસારમાં ત્રણ પ્રકારનાં દુઃખ છે. એક "અધ્યાત્મિક" જે આત્મા શરીરમાં અવિદ્યા, રાગ, દ્વેષ, મૂર્ખતા અને જ્વર પીડાદિ હોય છે તે; બીજું "આદિભૌતિક" જે શત્રુ, વ્યાઘ્ર અને સર્પાદિથી પ્રાપ્ત થાય છે તે; ત્રીજું "અધિદૈવિક" અર્થાત્ જે અતિવૃષ્ટિ, અતિશીત, અતિઉષ્ણતા, મન અને ઇન્દ્રિયોની અશાન્તિથી થાય છે. આ ત્રણ પ્રકારના ક્લેશોથી આપ અમ લોકોને દૂર કરીને કલ્યાણકારક કર્મોમાં અમને સદા પ્રવૃત્ત રાખો કેમકે આપજ કલ્યાણસ્વરૂપ, સર્વ સંસારના કલ્યાણ કર્ત્તા અને ધાર્મિક મુમુક્ષુઓના કલ્યાણદાતા છો. એથી આપ સ્વયં પોતાની કરૂણાથી સર્વ જીવોના હૃદયમાં પ્રકાશિત થાઓ કે જેથી સર્વ જીવ ધર્મનાં આચરણ કરીને અને અધર્મને છોડીને પરમાનન્દને પ્રાપ્ત થાય અને દુઃખોથી પૃથક્ રહે.

**"सूर्य आत्मा जगतस्तस्थुषश्च ।" यजुर्वेदे ।**

આ વચનથી જે જગત્ નામ પ્રાણી, અને ચેતન, અર્થાત્ જે ફરે હરે છે.

**तस्थुषः** અપ્રાણી અર્થાત સ્થાવર, જડ અર્થાત્ પૃથિવી આદિ છે, એ સર્વના આત્મા હોવાથી અને સ્વપ્રકાશરૂપ સર્વને પ્રકાશ કરવાથી પરમેશ્વરનું નામ "સૂર્ય" છે.

**अत सातत्यगमने** । એ ધાતુથી **आत्मा** શબ્દ સિદ્ધ થાય છે.

**"योऽतति व्याप्नोति स आत्मा"**

જે સર્વ જીવાદિ જગત્માં નિરંતર વ્યાપક થઇને રહ્યા છે.

**"परश्चासावात्मा च य आत्मभ्यो जीवेभ्यः सूक्ष्मेभ्यः परोऽतिसूक्ष्मः स परमात्मा"**

જે સર્વ જીવાદિથી ઉત્કૃષ્ટ અને જીવ, પ્રકૃતિ તથા આકાશથી પણ અતિ સૂક્ષ્મ અને સર્વ જીવોના અન્તર્યામી આત્મા છે; એથી ઇશ્વરનું નામ "પરમાત્મા" છે.

સામર્થ્યવાળાનું નામ "ઇશ્વર" છે.

१४०९

"य ईश्वरेषु समर्थेषु परमः श्रेष्ठः स परमेश्वरः"

જે ઇશ્વરોના ઇશ્વર અર્થાત્ સમર્થોમાં સમર્થ, અને જેના તુલ્ય કોઇ પણ ન હોય, તેથી તેનું નામ "પરમેશ્વર" છે.

"षुञ् अभिषवे, षूङ् प्राणिगर्भविमोचने ।"

એ ધાતુઓથી सविता શબ્દ સિદ્ધ થાય છે.

"अभिषवः प्राणिगर्भविमोचनं चोत्पादनम् ।"

"यश्चराचरं जगत् सुनोति सूते वोत्पादयति स सविता परमेश्वरः ॥"

જે સર્વ જગતની ઉત્પત્તિ કર્તા છે તેથી પરમેશ્વરનું નામ 'सविता' છે.

दिवु क्रीडाविजिगीषाव्यवहारद्युतिस्तुतिमोदमदस्वप्नकान्तिगतिषु ॥

એ ધાતુથી देव શબ્દ સિદ્ધ થાય છે. क्रीडा—જે શુદ્ધ જગતને ક્રીડા કરાવવાની, विजिगीषा—ધાર્મિકોને જીવડાવવાની ઇચ્છાયુક્ત, व्यवहार—સર્વ ચેષ્ટાના સાધનોપસાધનોના દાતા, द्युति—સ્વયં પ્રકાશસ્વરૂપ સર્વના પ્રકાશક, स्तुति—પ્રશંસાને યોગ્ય, मोद—આપ આનંદસ્વરૂપ અને બીજાને આનન્દ આપનારા, मद—મદોન્મત્તોને તાડન કરણારા, स्वप्न—સર્વને શયનાર્થ રાત્રિ અને પ્રલયના કરનારા, कान्ति—કામનાને યોગ્ય, અને गति—જ્ઞાનસ્વરૂપ છે, એથી તે પરમેશ્વરનું નામ "દેવ" છે; અથવાઃ—

"यो दीव्यति क्रीडति स देवः ।"

જે પોતાના સ્વરૂપમાં આનન્દથી પોતેજ ક્રીડા કરે અથવા કોઇની સહાયતા વિના ક્રીડાવત્ સહજ સ્વભાવથી સર્વ જગતને બનાવે છે વા સર્વ ક્રીડાઓના આધાર છે.

"विजिगीषते स देवः ।"

જે સર્વને જીતનારા, સ્વયં અજેય અર્થાત્ જેને કોઇ પણ જીતી શકે નહીં.

"व्यवहारयति स देवः ।"

જે ન્યાય અને અન્યાયરૂપ વ્યવહારોના જાણનારા અને ઉપદેષ્ટા, "यश्चराचरं जगद्द्योतयति"। જે સર્વનો પ્રકાશક, "यः स्तूयते स देवः"। જે સર્વ મનુષ્યોને પ્રશંસા કરવા યોગ્ય અને નિન્દાને યોગ્ય ન હોય, "यो मोदयति स देवः"। જે સ્વયં આનન્દસ્વરૂપ અને બીજાને આનન્દ કરાવે છે, જેને દુઃખનો લેશ પણ ન હોય. "यो माद्यति स देवः"। જે સદા હર્ષિત, શોકરહિત અને બીજાને હર્ષિત કરવા અને દુઃખોથી પૃથક્ રાખવાવાળા "यः स्वापयति स देवः"

જે પ્રલય સમયે અવ્યક્તમાં સર્વ જીવોને સુવાડે છે, "**यः कामयते काम्यते वा स देवः**"। જેના સર્વ સત્ય કામ અને જેની પ્રાપ્તિની કામના સર્વ શિષ્ટ કરે છે તથા "**यो गच्छति गम्यते वा स देवः**"। જે સર્વમાં વ્યાપ્ત અને જાણવા યોગ્ય છે, એથી તે પરમેશ્વરનું નામ "દેવ" છે.

**कुवि आच्छादने**। એ ધાતુથી **कुबेर** શબ્દ સિદ્ધ થાય છે.

"**यः सर्वं कुवति स्वव्याप्त्याच्छादयति स कुबेरो जगदीश्वरः**।"

જે પોતાની વ્યાપ્તિથી સર્વનું આચ્છાદન કરે છે તેથી તે પરમેશ્વરનું નામ કુબેર છે.

**प्रथ विस्तारे**—એ ધાતુથી **पृथिवी** શબ્દ સિદ્ધ થાય છે. "**य पर्थते सर्वजगद्विस्तृणाति तस्मात् सा पृथिवी**"। જે સર્વ વિસ્તૃત જગતનો વિસ્તાર કરનારો છે. એથી તે પરમેશ્વરનું નામ "પૃથ્વી" છે.

**जल घातने**—એ ધાતુથી **जल** શબ્દ સિદ્ધ થાય છે.

"**जलति घातयति दुष्टान्, संघातयति अव्यक्तपरमाण्वादीन् तद् ब्रह्म जलम्**"।

જે દુષ્ટોનું તાડન અને અવ્યક્ત તથા પરમાણુઓના અન્યોન્ય સંયોગ વિયોગ કર્તા છે, તે પરમાત્મા "જલ" સંજ્ઞક કહેવાય છે.

**काशृ दीप्तौ**—એ ધાતુથી આકાશ શબ્દ સિદ્ધ થાય છે. "**यः सर्वतः सर्वं जगत्प्रकाशयति स आकाशः**"। જે સર્વ દિશામાં જગતના પ્રકાશક છે એથી તે પરમાત્મનું નામ "આકાશ" છે.

**अद् भक्षणे**—એ ધાતુથી "**अन्न**" શબ્દ સિદ્ધ થાય છે.

"**अद्यतेऽत्ति च भूतानि तस्मादन्नं तदुच्यते**"।

"**अहमन्नमहमन्नमहमन्नम्। अहमन्नादोऽहमन्नादोऽहमन्नादः**" ॥

**तैत्ति० उ० नि० अनु० २। १०॥**

"**अत्ताचराचरग्रहणात्**" **वेदान्तदर्शने अ० १ पा० २ सू०९**

આ વ્યાસમુનિકૃત શારીરક સૂત્ર છે. જે સર્વને ભીતર રાખવા, સર્વને ગ્રહણ કરવા યોગ્ય ચરાચર જગતના ગ્રહણ કરવાવાળા છે, તેથી તે પરમેશ્વરના "**अन्न, अन्नाद** અને **अत्ता**" એ નામ છે. અને જે એમાં ત્રણ વાર પાઠ છે તે આદરને માટે છે. જેમ ગૂલરના ફૂલમાં કૃમિ ઉત્પન્ન થઇને તેમાંજ રહે છે અને નષ્ટ થઈ જાય છે તેમ પરમેશ્વરની વચમાં સર્વ જગતની અવસ્થા છે.

**वस निवासे**—એ ધાતુથી "**वसु**" શબ્દ સિદ્ધ થાય છે. "**वसन्ति भूतानि यस्मिन्नथवा यः सर्वेषु वसति स वसुरीश्वरः**" જેમાં સર્વ આકાશાદિ ભૂત વસે છે અને જે સર્વમાં વાસ કરી રહ્યો છે. તેથી તે પરમેશ્વરનું નામ "**वसु**" છે.

**रुदिर् अश्रुविमोचने**—એ ધાતુને "**णिच्**" પ્રત્યય લગાડવાથી "**रुद्र**" શબ્દ સિદ્ધ

થાય છે. "यो रोदयत्यन्यायकारिणो जनान् स रुद्रः"। જે દુષ્ટકર્મ કરનારાને રડાવે છે તેથી તે પરમેશ્વરનું નામ "રૂદ્ર" છે.—

"यन्मनसा ध्यायति तद्वाचा वदति यद्वाचा वदति तत्कर्मणा करोति यत्कर्मणा करोति तदभिसंपद्यते" ॥

આ યજુર્વેદના બ્રાહ્મણનું વચન છે. જીવ જેનું મનથી ધ્યાન કરે છે તેને વાણીથી બોલે છે, જેને વાણીથી બોલે છે તેને કર્મથી કરે છે, જેને કર્મથી કરે છે તેનેજ પ્રાપ્ત થાય છે. એથી શું સિદ્ધ થયું ? કે જે જીવ જેવું કર્મ કરે છે તેવુંજ ફલ તે પામે છે. જ્યારે દુષ્ટકર્મ કરનાર જીવ ઇશ્વરની ન્યાયરૂપી વ્યવસ્થાથી દુઃખરૂપ ફલ પામે છે; ત્યારે રડે છે અને એજ પ્રકારે ઇશ્વર તેને રડાવે છે, તેથી પરમેશ્વરનું નામ "રૂદ્ર" છે—

"आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥" मनु० अ० १ श्लो० १०

જલ અને જીવોના નામ "નારા છે. તે અયન અર્થાત્ નિવાસસ્થાન છે જેનું, એથી સર્વ જીવોમાં વ્યાપક પરમાત્માનું નામ "નારાયણ" છે.

**चदि आल्हादे**–એ ધાતુથી "ચન્દ્ર" શબ્દ સિદ્ધ થાય છે "**यश्चन्दति चन्दयति वा स चन्द्रः**"। જે આનન્દસ્વરૂપ અને સર્વને આનન્દ આપવાવાળો છે તેથી ઇશ્વરનું નામ "ચન્દ્ર" છે.

**मगि गत्यर्थकः** એ ધાતુથી "**मंगेरलच्**" એ સૂત્રે કરીને "મંગલ" શબ્દ સિદ્ધ થાય છે.

"यो मङ्गति मङ्गयति वा स मङ्गलः"

જે મંગલ સ્વરૂપ અને સર્વે જીવોનાં મંગલનું કારણ છે, તેથી તે પરમેશ્વરનું નામ "મંગલ" છે.

**बुध अवगमने**–એ ધાતુથી "બુધ" શબ્દ સિદ્ધ થાય છે. "**यो बुध्यते बोधते वा स बुधः**"॥ જે સ્વયં બોધસ્વરૂપ અને સર્વે જીવોના બોધનું કારણ છે,તેથી તે પરમેશ્વરનું નામ "બુધ" છે.

**बृहस्पति**।—એ શબ્દનો અર્થ આગળ કહી ચુકયા છીએ.

**ईशुचिर् पूतीर् भावे**। એ ધાતુથી શુક્ર શબ્દ સિદ્ધ થયો છે. "**यः शुच्यति शोचयति वा स शुक्रः**" જે અત્યન્ત પવિત્ર અને જેના સંગથી જીવ પણ પવિત્ર થઇ જાય છે, તેથી ઇશ્વરનું નામ "શુક્ર" છે.

**चर गतिभक्षणयोः**। એ ધાતુને "**शनैस्**" અવ્યય ઉપપદ હોવાથી '**शनैश्चर**' શબ્દ સિદ્ધ થયો છે. "**यः शनैश्चरति स शनैश्चरः**" જે સર્વમાં સહજથી પ્રાપ્ત ધૈર્યવાન્ છે, તેથી તે પરમેશ્વરનું નામ "શનૈશ્ચર" છે.

**रह त्यागे**। એ ધાતુથી "**राहु**" શબ્દ સિદ્ધ થાય છે. "**यो रहति परित्यजति दुष्टान्**

**राहयति त्याजयति वा स राहुरीश्वरः** " ॥ જે એકાન્ત સ્વરૂપ જેના સ્વરૂપમાં બીજો પદાર્થ સંયુક્ત નથી, જે દુષ્ટોને છોડનાર અને અન્યોનો છોડાવનાર છે, તેથી પરમેશ્વરનું નામ " રાહુ " છે.

**कित निवासे रोगापनयने च** । એ ધાતુથી કેતુ શબ્દ સિદ્ધ થાય છે. " **यः केतयति चिकित्सति वा स केतुरीश्वरः** " જે સર્વ જગત્‌નું નિવાસ સ્થાન સર્વરોગોથી રહિત અને મુમુક્ષુઓને મુક્તિ સમયમાં સર્વ રોગોથી છોડાવે છે તેથી તે પરમાત્માનું નામ " કેતુ " છે.

**यज देवपूजासंगतिकरणदानेषु ॥**

એ ધાતુથી " યજ્ઞ " શબ્દ સિદ્ધ થાય છે. **यज्ञो वै विष्णुः** ॥ આ બ્રાહ્મણ ગ્રન્થનું વચન છે.

**यो यजति विद्वद्भिरिज्यते वा स यज्ञः ॥**

જે સર્વ જગતના પદાર્થોના સંયુક્ત કર્તા અને સર્વ વિદ્વાનોના પૂજ્ય છે અને બ્રહ્માથી લઇ સર્વ ઋષિમુનિયોના પૂજ્ય હતા, છે અને રહેશે. તેથી તે પરમાત્માનું નામ " યજ્ઞ " છે કેમકે તે સર્વત્ર વ્યાપક છે.

**हु दानाऽऽदनयोः, आदाने चेत्येके ॥**

એ ધાતુથી " હોતા " શબ્દ સિદ્ધ થયો છે. " **यो जुहोति स होता** ॥ " જે જીવોને દેવા યોગ્ય પદાર્થોના દાતા અને ગ્રહણ કરવા યોગ્યના ગ્રાહક છે એથી તે ઇશ્વરનું નામ " હોતા " છે.

**बन्ध बन्धने** ॥ એથી " બન્ધુ " શબ્દ સિદ્ધ થાય છે.

**" यः स्वस्मिन् चराचरं जगद् बध्नाति बन्धुवद्धर्मात्मनां सुखाय सहायो वा वर्त्तते स बन्धुः " ॥**

જેણે પોતામાં સર્વ લોક લોકાન્તરોને નિયમોથી બદ્ધ કરી રાખ્યા છે, અને સહોદર સમાન સહાયક છે, તેથી પોત પોતાની પરિધિ વા નિયમનું ઉલ્લંઘન નથી કરી શકતા; જેમ ભ્રાતા ભાઇયોના સહાયકારી હોય છે, તેમ પરમેશ્વર પણ પૃથિવ્યાદિ લોકોનું ધારણ અને રક્ષણ કરવાથી અને સુખ આપવાથી "બન્ધુ" સંજ્ઞક છે.

**पा रक्षणे** । એ ધાતુથી " પિતા" શબ્દ સિદ્ધ થાય છે. " **यः पाति सर्वान् स पिता** " ॥ જે સર્વનો રક્ષક, જેમ પિતા પોતાના સન્તાનો પર સદા કૃપાલુ હોઇને તેમની ઉન્નતિ ઇચ્છે છે, તેમજ પરમેશ્વર સર્વ જીવોની ઉન્નતિ ઇચ્છે છે, તેથી તેનું નામ " પિતા " છે.

" **यः पितॄणां पिता स पितामहः** । " જે પિતાઓનો પણ પિતા છે તેથી તે પરમેશ્વરનું નામ " પિતામહ " છે. **यः पितामहानां पिता स प्रपितामहः** । જે પિતાઓના પિતરોના પિતા છે, એથી પરમેશ્વરનું નામ " પ્રપિતામહ " છે.

**" यो मिमीते मानयति सर्वाञ्जीवान् स माता " ॥**

જેમ પૂર્ણકૃપાયુક્ત જનની પોતાના સન્તાનોના સુખ અને ઉન્નતિને ચાહે છે તેમ પરમેશ્વર પણ સર્વ જીવોની ઉન્નતિ ચાહે છે તેથી પરમેશ્વરનું નામ " માતા " છે.

चर गतिभक्षणयोः ॥ आङ् पूर्वक ।

એ ધાતુથી "આચાર્ય" શબ્દ સિદ્ધ થાય છે. "य आचारं ग्राहयति सर्वा विद्या वा बोधयति स आचार्य्य ईश्वरः" ॥ જે સત્ય આચારના ગ્રહણ કરનાર છે અને સર્વ વિદ્યાઓની પ્રાપ્તિના હેતુ હોઇને સર્વ વિદ્યા પ્રાપ્ત કરાવે છે એથી પરમેશ્વરનું નામ "આચાર્ય" છે.

गृ शब्दे । એ ધાતુથી "ગુરૂ" શબ્દ બને છે.

"यो धर्म्यान् शब्दान् गृणात्युपदिशति स गुरुः"

स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥ योगसू० समाधि पादे सू० २६ ॥

જે સત્યધર્મપ્રતિપાદક સકલ વિદ્યાયુક્ત વેદોના ઉપદેશ કર્ત્તા, સૃષ્ટિની આદિમાં અગ્નિ, વાયુ, આદિત્ય, અંગિરા, અને બ્રહ્માદિ ગુરૂઓના પણ ગુરૂ અને જેનો નાશ કદી થતો નથી, એથી તે પરમેશ્વરનું નામ ગુરૂ છે.

"अज गतिक्षेपणयोः ॥ जनी प्रादुर्भावे ।"

એ ધાતુઓથી "અજ" શબ્દ બને છે.

"योऽजति सृष्टिं प्रति सर्वान् प्रकृत्यादीन् पदार्थान् प्रक्षिपति जानाति वा कदाचिन्न जायते सोऽजः" ॥

જે સર્વ પ્રકૃતિના અવયવ આકાશાદિ ભૂત પરમાણુઓને યથાયોગ્ય મેળવે છે, શરીર સાથે જીવોનો સંબંધ કરીને જન્મ આપે છે, અને સ્વયં કદી જન્મ લેતો નથી; એથી તે ઇશ્વરનું નામ "અજ" છે.

बृहि वृद्धौ । એ ધાતુથી "બ્રહ્મા" શબ્દ સિદ્ધ થાય છે.

"योऽखिलं जगन्निर्माणेन बृंहति वर्द्धयति स ब्रह्मा ॥"

જે સંપૂર્ણ જગતને રચીને વધારે છે, તેથી પરમેશ્વરનું નામ બ્રહ્મા છે.

"सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।" तैत्ति० उ० नि०

"सन्तीति सन्तस्तेषु सत्सु साधु तत्सत्यम् ।

यज्जानाति चराऽचरं जगत्तज्ज्ञानम् ।

न विद्यतेऽन्तोऽवधिर्मर्यादा यस्य तदनन्तम् । सर्वेभ्यो बृहत्त्वाद्ब्रह्म ॥"

જે પદાર્થ છે તેને "સત્" કહે છે, તેમાં સાધુ હોવાથી પરમેશ્વરનું નામ "સત્ય" છે. જે ચરાચર જગતને જાણવાવાળા છે એથી પરમેશ્વરનું નામ "જ્ઞાન" છે. જેનો અન્ત અવધિ મર્યાદા અર્થાત્ આટલો, લાંબો, પહોળો, નાનો, મોટો છે, એવું પરિમાણ નથી, એથી પરમેશ્વરનું નામ "અનન્ત"–છે.

डुदाञ् दाने । आङ्पूर्वक । એ ધાતુથી "આદિ" શબ્દ અને નञ्पूर्वकः "અનાદિ" શબ્દ સિદ્ધ થાય છે.

"यस्मात् पूर्वं नास्ति परं चास्ति स आदिरित्युच्यते, न विद्यते
आदिः कारणं यस्य सोऽनादिरीश्वरः ॥"

જેની પૂર્વ કંઈ ન હોય અને પરે હોય તેને "આદિ" કહે છે. જેનું આદિ કારણ કોઇ પણ નથી એથી પરમેશ્વરનું નામ "અનાદિ" છે.

टुनदि समृद्धौ। आङ्पूर्वक । એ ધાતુથી "આનન્દ" શબ્દ બને છે.

"आनंदन्ति सर्वे मुक्ता यस्मिन् यद्वा यः सर्वान् जिवानानन्दयति स आनंदः"

જે આનંદસ્વરૂપ, જેમાં સર્વ મુક્ત જીવ આનન્દને પ્રાપ્ત થાય છે અને સર્વ ધર્માત્મા જીવોને આનન્દયુક્ત કરે છે, એથી ઇશ્વરનું નામ "આનન્દ" છે.

असु भुवि । એ ધાતુથી "સત્" શબ્દ સિદ્ધ થાય છે.

"यदस्ति त्रिषु कालेषु न बाध्यते तत्सद्ब्रह्म ॥"

જે સદા વર્ત્તમાન અર્થાત ભૂત, ભવિષ્યત્, વર્ત્તમાન કાલમાં જેને બાધ નથી, તે પરમેશ્વરને "સત્" કહે છે

चिती संज्ञाने । એ ધાતુથી "ચિત" શબ્દ સિદ્ધ થાય છે.

"यश्चेतति चेतयति संज्ञापयति सर्वान् सज्जनान् योगिनस्तच्चित्परं ब्रह्म ॥"

જે ચેતન સ્વરૂપ, સર્વ જીવોને ચેતાવવાવાળા અને સત્યાસત્યને જણાવવાવાળા છે, એથી તે પરમાત્માનું નામ "ચિત્" છે. એ ત્રણે શબ્દો વિશેષણ હોવાથી પરમેશ્વરને "સચ્ચિદાનન્દસ્વરૂપ" કહે છે.

"यो नित्यध्रुवोऽचलोऽविनाशी स नित्यः ।"

જે નિશ્ચલ અવિનાશી છે તે "નિત્ય" શબ્દવાચ્ય ઇશ્વર છે.

शुंध शुद्धौ—એથી "શુદ્ધ" શબ્દ સિદ્ધ થાય છે.

"यः शुन्धति सर्वान् शोधयति वा स शुद्ध ईश्वरः ।"

જે સ્વયં પવિત્ર, સર્વ અશુદ્ધિયોથી પૃથક્ અને સર્વને શુદ્ધ કરવાવાળા છે; તેથી તે ઇશ્વિરનું નામ "શુદ્ધ" છે.

बुध अवगमने । એ ધાતુને "क्त" પ્રત્યય લગાડવાથી "બુદ્ધ" શબ્દ સિદ્ધ થાય છે.

"यो बुद्धवान् सदैव ज्ञाताऽस्ति स बुद्धो जगदीश्वरः"

જે સદા સર્વને જાણવાવાળો છે એથી ઇશ્વરનું નામ "બુદ્ધ" છે.

मुच्लृ मोचने । એ ધાતુથી "મુક્ત" શબ્દ સિદ્ધ થાય છે.

" यो मुञ्चति मोचयति वा मुमुक्षून् स मुक्तो जगदीश्वरः " ।

જે સર્વદા અશુદ્ધિઓથી અલગ અને સર્વ મુમુક્ષુઓને ક્લેશથી છોડવી દે છે, તેથી પરમાત્માનું નામ "મુક્ત" છે.

" अत एव नित्यशुद्धबुद्धमुक्तस्वभावो जगदीश्वरः " ।

એજ કારણથી પરમેશ્વર નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવવાળો છે.

निर् અને आङ्पूर्वक ( डुकृञ् करणे )। એ ધાતુથી "નિરાકાર" શબ્દ સિદ્ધ થાય છે;

" निर्गत आकारात्स निराकारः " ।

જેનો આકાર કોઈ પણ નથી અને ન કદી શરીર ધારણ કરે છે, એથી પરમેશ્વરનું નામ "નિરાકાર" છે.

" अञ्जू व्यक्तिम्रक्षणकान्तिगतिषु " ।

એ ધાતુથી "અંજન" શબ્દ અને "નિર" ઉપસર્ગના યોગથી "નિરંજન" શબ્દ સિદ્ધ થાય છે.

" अञ्जनं व्यक्तिम्रक्षणं कुकामइन्द्रियैः प्राप्तिश्चेत्यस्माद्यो निर्गतः पृथग्भूतः स निरञ्जनः । "

જે વ્યકિત અર્થાત્ આકૃતિ, મ્લેચ્છાચાર, દુષ્ટ કામના અને ચક્ષુરાદિ ઇન્દ્રિયોના વિષયોના પથથી પૃથક્ છે, તેથી ઇશ્વરનું નામ "નિરંજન" છે.

गण संख्याने । એ ધાતુથી "ગણ" શબ્દ સિદ્ધ થાય છે. એની પાછળ "ઇશ" કે "પતિ" શબ્દ રાખવાથી "ગણેશ" અને "ગણપતિ" શબ્દ સિદ્ધ થાય છે.

" ये प्रकृत्यादयो जडा जीवाश्च गण्यन्ते संख्यायन्ते तेषामीशः स्वामी पतिः पालको वा " ।

જે પ્રકૃત્યાદિ જડ અને સર્વ જીવ, પ્રખ્યાત પદાર્થોના સ્વામી કે પાલન કરવાવાળો છે તેથી તે ઇશ્વરનું નામ "ગણેશ" કે "ગણપતિ" છે.

" यो विश्वमीष्टे स विश्वेश्वरः " ।

જે સંસારના અધિષ્ઠાતા છે તેથી તે પરમેશ્વરનું નામ "વિશ્વેશ્વર" છે.

" यः कूटेऽनेकविधव्यवहारे स्वस्वरूपेणैव तिष्ठति स कूटस्थः परमेश्वरः " ।

જે સર્વ વ્યવહારોમાં વ્યાપ્ત અને સર્વ વ્યવહારોના આધાર હોઇને પણ કોઇ વ્યવહારમાં પોતાના સ્વરૂપને નથી બદલતો, એટલામાટે તે પરમેશ્વરનું નામ "કૂટસ્થ" છે.

જેટલા " દેવ " શબ્દના અર્થ લખ્યા છે તેટલાજ " દેવી " શબ્દના પણ છે. પરમેશ્વરના ત્રણે લિંગોમાં નામ છે. જેમ—

" **ब्रह्म चितिरीश्वरश्चेति** " ।

જ્યારે ઇશ્વરનું વિશેષણ હશે, ત્યારે " દેવ " જ્યારે ચિતિનું હશે ત્યારે " દેવી " એથી ઇશ્વરનું નામ " દેવી " છે.

**शक्ल शक्तौ** । એ ધાતુથી " शक्ति " શબ્દ બને છે.

" **यः सर्वं जगत् कर्त्तुं शक्नोति स शक्तिः** " ।

જે સર્વ જગતને બનાવવામાં સમર્થ છે. તેથી તે પરમેશ્વરનું નામ " શકિત " છે.

**श्रिञ् सेवायाम्** । એ ધાતુથી " શ્રી " શબ્દ સિદ્ધ થાય છે.

" **यः श्रीयते सेव्यते सर्वेण जगता विद्वद्भिर्योगिभिश्च स श्रीरीश्वरः** " ॥

જેનું સેવન સર્વ જગત્, વિદ્વાન્ અને યોગી જન કરે છે તેથી તે પરમાત્માનું નામ " શ્રી " છે.

**लक्ष दर्शनांकनयोः** । એ ધાતુથી " લક્ષ્મી " શબ્દ સિદ્ધ થાય છે.

" **यो लक्षयति पश्यत्यङ्कते चिह्नयति चराचरं जगदथवा वेदैराप्तैर्योगिभिश्च यो लक्ष्यते स लक्ष्मीः सर्वप्रियेश्वरः** " ।

જે સર્વ ચરાચર જગતને દેખે છે, ચિન્હિત અર્થાત્ દૃશ્ય બનાવે છે, જેમ શરીરના નેત્ર, નાસિકા; અને વૃક્ષના પત્ર, પુષ્પ, ફલ, મૂલ, પૃથિવી, જલના કૃષ્ણ, રકત, શ્વેત, મૃત્તિકા, પાષાણ, ચંદ્ર, સૂર્યાદિ ચિન્હ બનાવે છે. અને સર્વને જુએછે છે, સર્વ શોભાઓની શોભા, અને જે વેદાદિ શાસ્ત્ર વા ધાર્મિક વિદ્વાન યોગિયોના લક્ષ્ય અર્થાત્ જોવા યોગ્ય છે, એથી તે પરમેશ્વરનું નામ " લક્ષ્મી " છે.

**सृ गतौ** । એ ધાતુથી " **सरस्** " તેનાથી " **मतुप्** " અને " **ङीप्** " પ્રત્યય લાગવાથી " સરસ્વતી " શબ્દ સિદ્ધ થાય છે.

" **सरो विविधं ज्ञानं विद्यते यस्यां चितौ सा सरस्वती** " ।

જેને વિવિધ વિજ્ઞાન અર્થાત્ શબ્દ, અર્થ, સમ્બન્ધ અને પ્રયોગનું જ્ઞાન યથાવત્ છે એથી તે પરમેશ્વરનું નામ " સરસ્વતી " છે.

" **सर्वाः शक्तयो विद्यन्ते यस्मिन् स सर्वशक्तिमानीश्वरः** " ।

જે પોતાનું કાર્ય કરવામાં કોઇ અન્યની સહાયતાની ઇચ્છા નથી કરતો, પોતાનાજ સામર્થ્યથી પોતાનું સર્વકામ પૂરું કરે છે, એથી તે પરમાત્માનું નામ " સર્વશક્તિમાન " છે.

**णीञ् प्रापणे** । એ ધાતુથી " ન્યાય " શબ્દ સિદ્ધ થાય છે.

" प्रमाणैरर्थपरीक्षणन्न्यायः " ।

એ વચન ન્યાય સૂત્રોપર વાત્સ્યાયનમુનિકૃત ભાષ્યનું છે.

" पक्षपातराहित्याचरणं न्यायः " ।

જે પ્રત્યક્ષાદિ પ્રમાણોની પરિક્ષાથી સત્યસત્ય સિદ્ધ હોય છે તથા પક્ષપાત રહિત ધર્મરૂપ આચરણ છે તે " ન્યાય " કહેવાય છે.

" न्यायं कर्त्तुं शीलमस्य स न्यायकारीश्वरः " ।

જેનો ન્યાય અર્થાત્ પક્ષપાત રહિત ધર્મ કરવાનોજ સ્વભાવ છે, એથી તે ઇશ્વરનું નામ " ન્યાયકારી " છે.

" दय दानगतिरक्षणहिंसादानेषु " ।

એ ધાતુથી " દયા " શબ્દ સિદ્ધ થાય છે.

" दयते ददाति जानाति गच्छति रक्षति हिनस्ति यया स दया ।

बह्वी दया विद्यते यस्य स दयालुः परमेश्वरः " ।

જે અભયનો દાતા, સત્યાસત્ય સર્વવિદ્યાઓનો જાણવાવાળો, સર્વ સજ્જનોની રક્ષા કરવાવાળો, અને દુષ્ટોને યથાયોગ્ય દણ્ડ આપવાવાળો છે, તેથી તે પરમાત્માનું નામ " દયાળુ " છે.

" द्वयोर्भावो द्विता द्वाभ्यामितं द्वीतं वा सैव तदेव वा द्वैतम् ।

न विद्यते द्वैतं द्वितीयेश्वरभावो यस्मिँस्तदद्वैतम् ।

अर्थात् सजातीयविजातीयस्वगतभेदशून्यं ब्रह्म " ।

બેનું હોવું, વા બેઉથી યુક્ત હોવું. તે " દ્વિતા " " દ્વીત " અથવા " દ્વૈત " થી રહિત છે, સજાતીય જેમ મનુષ્યનું સજાતીય બીજું મનુષ્ય હોય છે, વિજાતીય જેમ મનુષ્યથી ભિન્ન જાતિવાળાં વૃક્ષ, પાષાણાદિ છે, સ્વગત અર્થાત્ શરીરમાં જેમ આંખ, નાક, કાન આદિ અવયવોના ભેદ છે, તેમ બીજા સ્વજાતીય ઇશ્વર, વિજાતીય ઇશ્વર, પોતાના આત્મામાં તત્વાન્તર વસ્તુઓથી રહિત એક પરમેશ્વર છે. એથી પરમાત્માનું નામ " અદ્વૈત " છે.

" गण्यन्ते ये ते गुणा वा यैर्गणयन्ति ते गुणाः

यो गुणेभ्यो निर्गतः स निर्गुण इश्वरः " ।

જેટલા સત્ત્વ, રજસ, તમ, રૂપ, રસ, સ્પર્શ ગન્ધાદિ જડના ગુણ છે, અવિદ્યા, અલ્પજ્ઞતા, રાગ, દ્વેષ અને અવિદ્યાદિ કલેશ જીવના ગુણ છે; એનાથી જે પૃથક્ છે એમાં—

" अशब्दमस्पर्शमरूपमव्ययम् " ।

ઇત્યાદિ ઉપનિષદોના પ્રમાણ છે. જે શબ્દ, સ્પર્શ, રૂપાદિ ગુણ રહિત છે, એથી પરમાત્માનું નામ " નિર્ગુણ " છે.

"यो गुणैः सह वर्त्तते स सगुणः"।

જે સર્વજ્ઞાન, સર્વસુખ, પવિત્રતા, અનન્તબલ આદિ ગુણોથી યુક્ત છે, એથી પરમેશ્વરનું નામ "સગુણ" છે. જેમ પૃથિવી ગન્ધાદિ ગુણોથી "સગુણ" અને ઇચ્છાદિ ગુણોથી રહિત હોવાથી "નિર્ગુણ" છે. તેમજ જગત્ અને જીવના ગુણોથી પૃથક્ હોવાથી પરમેશ્વર "નિર્ગુણ" અને સર્વજ્ઞાદિ ગુણોથી યુક્ત હોવાથી "સગુણ" છે. અર્થાત્ એવો કોઇ પણ પદાર્થ નથી જે સગુણતા અને નિર્ગુણતાથી પૃથક્ હોય. જેમ ચેતનના ગુણોથી પૃથક્ હોવાથી જડ પદાર્થ નિર્ગુણ અને પોતાના ગુણોથી યુક્ત હોવાથી સગુણ છે, તેમજ જડના ગુણોથી પૃથક્ હોવાથી જીવ નિર્ગુણ અને ઇચ્છાદિ પોતાના ગુણોથી યુક્ત હોવાથી સગુણ છે. એમજ પરમેશ્વરમાં પણ સમજવું જોઇએ.

"अन्तर्यन्तुं नियंतुं शीलं यस्य सोऽयमन्तर्यामी"।

જે સર્વ પ્રાણિ અને અપ્રાણરૂપ જગત્‌ની ભીતર વ્યાપક હોઇ સર્વના નિયંતૃ કરતા છે, તેથી તે પરમેશ્વરનું નામ "અન્તર્યામી" છે.

"यो धर्मे राजते स धर्मराजः"।

જે ધર્મમાંજ પ્રકાશમાન અને અધર્મથી રહિત, ધર્મનોજ પ્રકાશ કરતા છે તેથી તે પરમેશ્વરનું નામ "ધર્મરાજ" છે.

**यमु उपरमे** । એ ધાતુથી "યમ" શબ્દ સિદ્ધ થાય છે.

"यः सर्वान् प्राणिनो नियच्छति स यमः"।

જે સર્વ પ્રાણિયોને કર્મ ફલ આપવાની વ્યવસ્થા કરે છે અને સર્વ અન્યાયોથી પૃથક્ રહે છે, તેથી પરમાત્માનું નામ "યમ" છે.

**भज सेवायाम्** । એ ધાતુથી "ભગ" અને **मतुप्** પ્રત્યય લગાડવાથી "ભગવાન્" શબ્દ સિદ્ધ થાય છે.

"भगः सकलैश्वर्यं सेवनं वा विद्यते यस्य स भगवान्"।

જે સમગ્ર ઐશ્વર્યથી યુક્ત વા ભજવાને યોગ્ય છે એથી તે ઇશ્વરનું નામ "ભગવાન" છે.

**मन ज्ञाने** । એ ધાતુથી "મનુ" શબ્દ બને છે.

"यो मन्यते स मनुः"।

જે મનુ અર્થાત્ વિજ્ઞાનશીલ અને માનને યોગ્ય છે. તેથી તે ઇશ્વરનું નામ "મનુ" છે.

**पॄ पालनपूरणयोः** । એ ધાતુથી "પુરૂષ" શબ્દ સિદ્ધ થાય છે.

"यः स्वव्याप्त्या चराऽचरं जगत् पृणाति पूरयति वा स पुरुषः"।

જે સર્વ જગતમાં પૂર્ણ થઇ રહ્યો છે તેથી તે પરમાત્માનું નામ "પુરૂષ" છે.

डुभृञ् धारणपोषणयोः । "विश्व" पूर्वक એ ધાતુથી "વિશ્વમ્ભર" શબ્દ સિદ્ધ થાય છે.

"यो विश्वं बिभर्ति धरति पुष्णाति वा स विश्वम्भरो जगदीश्वरः" ।

જે જગતનું ધારણ અને પોષણ કરતા છે, તેથી તે પરમેશ્વરનું નામ "વિશ્વંભર" છે.

कल संख्याने । એ ધાતુથી "કાલ" શબ્દ બન્યો છે.

कलयति संख्याति सर्वान् पदार्थान् स कालः" ।

જે જગતના સર્વ પદાર્થ અને જીવોની સંખ્યા કરે છે, એથી તે પરમેશ્વરનું નામ "કાલ" છે.

शिष्लृ विशेषणे । એ ધાતુથી "શેષ" શબ્દ થાય છે.

"यः शिष्यते स शेषः" । જે ઉત્પત્તિ અને પ્રલયથી "શેષ" અર્થાત્ બચી રહ્યા છે, તેથી તે પરમાત્માનું નામ "શેષ" છે.

आप्लृ व्याप्तौ । એ ધાતુથી "આપ્ત" શબ્દ સિદ્ધ થાય છે.

यः सर्वान् धर्मात्मन आप्नोति वा सर्वैर्धर्मात्मभिराप्यते छलादिरहितः स आप्तः" ।

સત્યોપદેશ સકલ વિદ્યાયુક્ત સર્વ ધર્માત્માઓને પ્રાપ્ત થાય છે અને ધર્માત્માઓથી પ્રાપ્ત થવા યોગ્ય, છલ કપટાદિથી રહિત છે, તેથી તે પરમાત્માનું નામ "આપ્ત" છે.

डुकृञ् करणे । शम् પૂર્વક એ ધાતુથી "शङ्कर" શબ્દ સિદ્ધ થયો છે.

"यः शङ्कल्याणं सुखं करोति स शङ्करः" ।

જે કલ્યાણ અર્થાત્ સુખનો કરવાવાળો છે, તેથી તે ઈશ્વરનું નામ "શંકર" છે.

महत् શબ્દ પૂર્વક देव શબ્દથી महादेव સિદ્ધ થાય છે. "यो महतां देवः स महादेवः"

મહાન્ દેવોના દેવ અર્થાત્ વિદ્વાનોના પણ વિદ્વાન, સૂર્યાદિ પદાર્થોના પ્રકાશક છે, તેથી તે પરમાત્માનું નામ "મહાદેવ" છે.

प्रीञ् तर्पणे कान्तौ च । એ ધાતુથી "પ્રિય" શબ્દ સિદ્ધ થાય છે.

"यः पृणाति प्रीयते वा सः प्रियः" ।

જે સર્વ ધર્માત્માઓ, મુમુક્ષુઓ, અને શિષ્ટોને પ્રસન્ન કરે છે અને સર્વને કામના કરવા યોગ્ય છે તેથી તે ઈશ્વરનું નામ "પ્રિય" છે

भू सत्तायाम् । स्वयं પૂર્વક એ ધાતુથી स्वयम्भू શબ્દ સિદ્ધ થાય છે.

"यः स्वयं भवति स स्वयंभूरीश्वरः" ।

જે આપોઆપ પોતેજ છે, કોઇથી કદી ઉત્પન્ન નથી થયો તેથી તે પરમેશ્વરનું નામ "સ્વયમ્ભૂ" છે.

कु शब्दे । એ ધાતુથી "કવિ" શબ્દ સિદ્ધ થાય છે.

**"यः कौति शब्दयति सर्वा विद्याः स कविरीश्वरः"।**

જે વેદદ્વારા સર્વે વિદ્યાઓના ઉપદેષ્ટા અને વેત્તા છે, તેથી તે પરમાનું નામ "કવિ" છે.

**शिवु कल्याणे**। એ ધાતુથી **શિવ** શબ્દ સિદ્ધ થાય છે.

**बहुलमेतन्निदर्शनम्**। એથી "શિવ" ધાતુ મનાય છે. જે કલ્યાણસ્વરૂપ અને કલ્યાણનો કરવાવાળો છે, એથી તે પરમેશ્વરનું નામ "શિવ" છે.

આ સર્વ નામ પરમેશ્વરનાં લખ્યાં છે પરન્તુ એનાથી ભિન્ન પરમાત્માનાં અસંખ્ય નામો છે, કેમકે જેમ પરમેશ્વરના અનન્તગુણ, કર્મ અને સ્વભાવ છે, તેમ તેનાં અનન્ત નામ પણ છે. તેમાંથી પ્રત્યેક ગુણ, કર્મ અને સ્વભાવનું એક એક નામ છે. તેથી આમારા લખેલા નામ સમુદ્રની સામે બિન્દુવત્ છે. કેમકે વેદાદિ શાસ્ત્રોમાં પરમાત્માના અસંખ્ય ગુણ, કર્મ અને સ્વભાવ વ્યાખ્યાત કર્યા છે. તેને ભણવા ભણાવવાથી બોધ થઈ શકે છે, અને અન્ય પદાર્થોનું જ્ઞાન પણ જે વેદાદિ શાસ્ત્રો ભણે છે તેમનેજ પૂરે પૂરૂં થઈ શકે છે.

પ્રશ્ન—જેમ અન્ય ગ્રન્થકાર લોકો આદિ મધ્ય અન્તમાં મંગલાચરણ કરે છે, તેમ આપે કંઈ પણ ન લખ્યું અને કેમ ન કર્યું?

ઉત્તર—એવું અમને કરવું યોગ્ય નથી કેમકે જો આદિ, મધ્ય અને અન્તમાં મંગલ કરશે તો તેના ગ્રન્થમાં આદિ, મધ્ય અને અન્તની વચમાં જે કાંઈ લેખ હશે, તે અમંગલજ રહેશે. તેથી—

**"मंगलाचरणं शिष्टाचारात् फलदर्शनाछ्रुतितश्चेति"।**

આ સાંખ્યશાસ્ત્રનું વચન છે. એનો એ અભિપ્રાય છે કે જે ન્યાય પક્ષપાત રહિત સત્ય વેદોક્ત ઈશ્વરની આજ્ઞા છે, તેનું યથાવત્ સર્વત્ર અને સદા આચરણ કરવું મંગલાચરણ કહેવાય છે. ગ્રન્થારમ્ભથી લઈ સમાપ્તિ પર્યન્ત સત્યાચારજ કરવો એ મંગલાચરણ છે. ન કે કયાંક મંગલ અને કયાંક અમંગલ લખવું. જુઓ મહાશય મહર્ષિયોના લેખોને:—

**"यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि"।**

આ તૈત્તિરીયોપનિષદ પ્રપાઠક, અનુ૦ ૧૧ નું વચન છે. હે સન્તાનો! જે "અનવદ્ય" અનિન્દનીય અર્થાત્ ધર્મયુક્ત કર્મ્મ છે તેજ તમારે કરવાં યોગ્ય છે, અધર્મયુક્ત નહીં. એથી જે આધુનિક ગ્રન્થોમાં "શ્રીગણેશાય નમઃ" "સીતારામાભ્યાં નમઃ" "રાધાકૃષ્ણાભ્યામ નમઃ" "શ્રીગુરૂચરણારવિન્દાભ્યામ્ નમઃ" "હનુમતે નમઃ" "દુર્ગાયૈ નમઃ" "બટુકાય નમઃ" "ભૈરવાય નમઃ" "શિવાય નમઃ" "સરસ્વત્યૈનમઃ", "નારાયણાય નમઃ" ઇત્યાદિ લેખ જોવામાં આવે છે, એને બુદ્ધિમાન લોક વેદ અને શાસ્ત્રોથી વિરૂદ્ધ હોવાથી મિથ્યાજ સમજે છે, કેમકે વેદ અને ઋષિયોના ગ્રન્થોમાં કયાંય પણ એવું મંગલાચરણ જોવામાં આવતું નથી, અને આર્ષ ગ્રન્થોમાં **ओ३म्** તથા **अथ** શબ્દ તો જોવામાં આવે છે. જુઓ:—

**"अथ शब्दानुशासनम्"। "अथेत्ययं शब्दोऽधिकारार्थः प्रयुज्यते"।**

વ્યાકરણ મહાભાષ્ય.

"अथातो धर्मजिज्ञासा"। अथेत्यानन्तर्ये वेदाध्ययनानन्तरम् ॥ પૂર્વ મીમાંસા.

"अथातो धर्मं व्याख्यास्यामः"। "अथेति धर्मकथानन्तरं धर्मलक्षणं विशेषेण व्याख्यास्यामः" ॥ વૈશેષિક દર્શન.

"अथ योगानुशासनम्"। "अथेत्ययमधिकारार्थः" ॥ યોગશાસ્ત્ર.

"अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः। सांसारिकविषयभोगानन्तरं त्रिविधदुःखात्यन्तनिवृत्यर्थः प्रयत्नः कर्त्तव्यः। સાંખ્યશાસ્ત્ર.

"अथातो ब्रह्मजिज्ञासा"। વેદાન્ત સૂત્ર.

"ओमित्येतदक्षरमुद्गीतमुपासीत" એ છાન્દોગ્ય ઉપનિષદ્‌નું વચન છે.

"ओमित्येतदक्षरमिदꣳ सर्वं तस्योपव्याख्यानम्" ॥ એ માણ્ડૂક્ય ઉપનિષદ્‌ના આરમ્ભનું વચન છે. આ સર્વ ઉપલાં શાસ્ત્રોનાં આરંભ વચનો છે.

એવીજ રીતે અન્ય ઋષિમુનિયોના ગ્રંથોમાં **ओ३म्** અને **अथ** શબ્દ લખ્યા છે; તેમજ

"अग्नि, इट्, अग्नि, ये त्रिषप्ताः परियन्ति" ॥

એ શબ્દ ચારે વેદોની આદિમાં લખ્યા છે. "શ્રીગણેશાયનમઃ" ઇત્યાદિ શબ્દ ક્યાંયે નથી અને જે વૈદિક લોક વેદના આરમ્ભમાં "हरिः ओ३म्"। લખે છે અને ભણે છે, એ પૌરાણિક અને તાંત્રિક લોકોની મિથ્યા કલ્પનાથી શિખ્યા છે. વેદાદિ શાસ્ત્રોમાં "હરિ શબ્દ આદિમાં કંઇ પણ નથી, તેથી "ઓમ્" "અથ" શબ્દોજ ગ્રન્થોની આદિમાં લખવા જોઇએ.

આ કિંચિત્ માત્ર ઇશ્વરવિષયમાં લખ્યું છે એની આગળ શિક્ષા વિષય લખવામાં આવશે.

इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे
सुभाषाविभूषित ईश्वरनामविषये प्रथमः
समुल्लासः सम्पूर्णः ॥



अथ

# द्वितीयसमुल्लासः ॥

अथ शिक्षां प्रवक्ष्यामः ॥

## मातृमान् पितृमानाचार्य्यवान् पुरुषो वेद ।

આ શતપથ બ્રાહ્મણનું વચન છે. વસ્તુતઃ જ્યારે ત્રણ ઉત્તમ શિક્ષક અર્થાત્ એક માતા બીજો પિતા, અને ત્રીજો આચાર્ય હોય, ત્યારેજ મનુષ્ય જ્ઞાનવાન્ થાય છે. તેજ કુલ ધન્ય ! તે સંતાન મોટું ભાગ્યવાન ! કે જેના માતા પિતા ધાર્મિક વિદ્વાન હોય; જેટલો માતાથી સન્તાનોને ઉપદેશ અને ઉપકાર પહોંચે છે, તેટલો કોઇથી નહીં. જેમ માતા સન્તાનોપર પ્રેમ કરી તેનું હિત કરવા ચાહે છે, તેમ અને તેટલું અન્ય કોઇ કરતું નથી. તેથી "માતૃમાન્" અર્થાત્—

**"प्रशस्ता धार्मिकी माता विद्यते यस्य स मातृमान्" ।**

ધન્ય ! તે માતા છે કે જે ગર્ભાધાનથી લઇને જ્યાંસુધી પૂરી વિદ્યા ન થાય ત્યાંસુધી સુશીલતાનો ઉપદેશ કરે.

માતા અને પિતાને અતિ ઉચિત છે કે ગર્ભાધાનની પૂર્વ, મધ્ય અને પશ્ચાત્ માદક દ્રવ્ય, મદ્ય, દુર્ગન્ધ, રૂક્ષ, બુદ્ધિનાશક પદાર્થોને છોડીને જે શાન્તિ, આરોગ્ય, બલ, બુદ્ધિ, પરાક્રમ અને સુશિક્ષતાથી સભ્યતાને પ્રાપ્ત કરે એવાં ધૃત,દુગ્ધ, મિષ્ટ, અન્નપાન આદિ શ્રેષ્ઠ પદાર્થોનું સેવન કરે, કે જેથી રજસ્ વીર્ય પણ દોષોથી રહિત થઇને અત્યુત્તમ ગુણયુક્ત થાય. એવો ઋતુગમનનો વિધિ છે. રજોદર્શનને પાંચમે દિવસેથી લઇને સોલમા દિવસ સુધી ઋતુદાન દેવાનો સમય છે. તે દિવસોમાંથી પ્રથમના ચાર દિવસ ત્યાજ્ય છે; રહ્યા ૧૨ દિવસ, તેમાં એકાદશી અને ત્રયોદશીની રાત્ર છોડીને બાકીની ૧૦ રાત્રિયોમાં ગર્ભાદાન કરવું ઉત્તમ છે. અને રજોદર્શનના દિનથી લઇને ૧૬ મી રાત્રી પછી સમાગમ કરવો નહિં. પુનઃ જ્યાંસુધિ ઋતુદાનનો પૂર્વોકત સમય ન આવે, ત્યાંસુધિ, અને ગર્ભસ્થિતિની પશ્ચાત્ એક વર્ષસુધિ સંયુકત ન થવાય. જ્યારે એઉના શરીરમાં આરોગ્ય, પરસ્પર પ્રસન્નતા, એટલે કોઇ પ્રકારનો શોક ન હોય ત્યારે જેમ ચરક અને સુશ્રુતમાં ભોજન છાદનનું વિધાન અને મનુસ્મૃતિમાં સ્ત્રી પુરૂષની પ્રસન્નતાની રીતિ લખી છે તેવે પ્રકારે કરવું અને વર્તવું. ગર્ભાધાનની પશ્ચાત્ સ્ત્રીએ બહુ સાવધાનીથી ભોજન છાદન કરવું જોઇએ. પશ્ચાત્ એક વર્ષપર્યન્ત સ્ત્રીએ

પુરૂષો સંગ ન કરવો. બુદ્ધિ, રૂપ, આરોગ્ય, પરાક્રમ, શાન્તિ આદિ ગુણકારક દ્રવ્યોનું જ સેવન, જ્યાંસુધિ સન્તાનનો જન્મ ન થાય ત્યાંસુધી સ્ત્રી કરતી રહે.

જ્યારે જન્મ થાય ત્યારે સારા સુગન્ધિયુક્ત જળથી બાળકને સ્નાન કરાવી અને નાડી છેદન કરી, સુગન્ધિયુકત ઘૃતાદિનો હોમ × કરવો અને સ્ત્રીનો પણ સ્નાન અને ભોજનનો યથાયોગ્ય પ્રબન્ધ કરવો,કે જેથી બાળક અને સ્ત્રીનું શરીર ક્રમશઃ આરોગ્ય અને પુષ્ટ થતું જાય. એવા પદાર્થ બાળકની માતાએ અથવા ધાવે ખાવા કે જેથી દૂધમાં પણ ઉત્તમ ગુણ પ્રાપ્ત થાય. પ્રસુતીનું દૂધ છઃ દિન સુધિ બાળકને પિવાડવું, પશ્ચાત્ ધાવ ધવડાવ્યા કરે પરન્તુ ધાવને ઉત્તમ પદાર્થનું ખાન પાન માતા પિતાએ કરાવવું. જો કોઇ રંક હોય ને ધાવને ન રાખી શકે તો તે ગાયકે બકરીના દૂધમાં ઉત્તમ ઔષધિ જે બુદ્ધિ, પરાક્રમ અને આરોગ્ય આપનારી હોય તેને શુદ્ધ જળમાં ભિંજાવી, અવટાવી, ગાળીને તેમાં દૂધ જેટલું જળ મેળવીને બાળકને પિવડાવે. જન્મ પશ્ચાત્ બાળક અને તેની માતાને અન્ય સ્થાન જ્યાંનો વાયુ શુદ્ધ હોય ત્યાં રાખવાં, ત્યાં વળી સુગન્ધ તથા દર્શનીય પદાર્થ પણ રાખવા અને તેમને એવાં સ્થળોમાં ભ્રમણ કરાવવાં ઉચિત્ છે કે જ્યાંનો વાયુ શુદ્ધ હોય. અને જયાં ધાવ, ગાય, બકરી, આદિના દૂધ ન મળી શકે ત્યાં જેમ ઉચિત્ સમજાય તેમ કરવું. કેમકે પ્રસુતા સ્ત્રીના શરીરના અંશથી બાળકનું શરીર બને છે, એથી સ્ત્રી પ્રસવ સમયે નિર્બળ થઇ જાય છે માટે પ્રસુતા સ્ત્રીએ ધવડાવવું નહીં. દૂધ રોકવાને માટે સ્તનના છિદ્રોપર એવી ઓષધીનો લેપ કરે કે જેથી દૂધ સ્ત્રવિત ન થાય. આમ કરવાથી બીજે મહીને સ્ત્રી પુનરપિ યુવતિ થઇ જાય છે. ત્યાંસુધી પુરૂષ બ્રહ્મચર્યથી વીર્યનો નિગ્રહ રાખે. એ પ્રકારે જે સ્ત્રી કે પુરૂષ કરશે તેનું સન્તાન ઉત્તમ દીર્ધાયુ થશે અને બળ પરાક્રમની વૃદ્ધિ થતીજ રહેશે. જેથી સર્વ સન્તાન ઉત્તમ બળ, પરાક્રમયુક્ત, દીર્ઘાયુ અને ધાર્મિક થાય. સ્ત્રીએ યોનિસંકોચન ને શોધન અને પુરૂષે વીર્યનું સ્તંભન કરવું. પુનઃ જેટલાં સન્તાન થશે તે પણ સર્વ ઉત્તમ નિવડશે.

બાલકોને માતા સદા ઉત્તમ શિક્ષા કરે કે જેથી સન્તાન સભ્ય બને અને કોઇ પણ અંગથી કુચેષ્ટા ન કરવા પામે. જ્યારે બોલવા માંડે ત્યારે તેની માતા બાળકની જીવ્હા જે પ્રકારે કોમળ બની સ્પષ્ટ ઉચ્ચારણ કરી શકે તેવા ઉપાય કરે કે જેથી જે વર્ણનું જે સ્થાન પ્રયત્ન અર્થાત્ જેમ "પ" ઓષ્ટ સ્થાન અને સ્પષ્ટ પ્રયત્ન બેઉ ઓષ્ઠોને મેળવી બોલે. હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, અક્ષરો બરોબર બોલે. અને મધુર, ગંભીર, સુંદર સ્વર, અક્ષર, માત્રા, વાકય, સંહિતા, અવસાન ભિન્ન ભિન્ન શ્રવણ થાય એમ બોલતાં શિખે. તેઓ કંઇ બોલવાં અને સમજવાં માંડે, ત્યારે સુંદર વાણી અને મોટા નાના, માન્ય, પિતા, માતા, રાજા, વિદ્વાન આદિ સાથે ભાષણ, તેની સાથે વર્તવાની અને તેની પાસે

× બાળકના જન્મ સમયે "જાત કર્મ સંસ્કાર" થાય છે. એમાં હવનાદિ વેદોક્ત કર્મ કરાય છે, એ "સંસ્કાર વિધિ" માં સવિસ્તર લખ્યું છે.

બેસવા ઉઠવાની રીતભાત આદિની પણ શિક્ષા આપવી. જેથી તેનો કોઇ જગ્યાએ અયોગ્ય વ્યવહાર ન થતાં સર્વત્ર પ્રતિષ્ઠા થયા કરે. જેમ સન્તાન જિતેન્દ્રિય, વિદ્યાપ્રિય અને સત્સંગમાં રૂચિ કરે એવા પ્રયત્ન કર્યા કરે. વ્યર્થ ક્રીડા, રોદન, હાસ્ય, લડાઇ, હર્ષ, શોક, કોઇ પદાર્થમાં લોલુપતા, ઇર્ષ્યા, દ્વેષાદિ ન કરે. ઉપસ્થેન્દ્રિયના સ્પર્શ અને મર્દનથી વીર્યની ક્ષીણતા અને નપુંસકતા થાય છે અને હસ્તમાં દુર્ગંધ પણ થાય છે તેથી તેનો સ્પર્શ ન કરે. સદા સત્ય ભાષણ, શૌર્ય, ધૈર્ય, પ્રસન્નવદન આદિ ગુણોની પ્રાપ્તિ જે પ્રકારે થાય તેમ કરાવે. જ્યારે પાંચ પાંચ વર્ષના પુત્ર પુત્રી થાય ત્યારે દેવ નાગરી અક્ષરોનો અભ્યાસ કરાવવો, તથા અન્ય દેશીય ભાષાઓના અક્ષરોનો પણ તે પશ્ચાત્ જેથી ઉત્તમ શિક્ષા, વિદ્યા, ધર્મ, પરમેશ્વર, માતા, પિતા, આચાર્ય્ય વિદ્વાન્, અતિથિ, રાજા, પ્રજા, કુટુમ્બ, બન્ધુ, ભગિની, ભૃત્ય આદિસાથે કેવી કેવી રીતે વર્તવું, એ વિષેના મંત્ર શ્લોક, સૂત્ર, ગદ્ય, પદ્ય પણ અર્થસહિત કણ્ઠસ્થ કરાવવાં. જેથી સન્તાન કોઇ ધુર્તથી બહેકાવવામાં ન આવે અને જે જે વિદ્યા ધર્મ વિરુદ્ધ ભ્રાન્તિ જાલમાં નાખનારા વ્યવહાર છે, તેનો પણ ઉપદેશ કરી દેવો, કે જેથી ભૂત પ્રેત આદિ મિથ્યા વાતોપર વિશ્વાસ ન થાય.

गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् ।
प्रेतहारैः समं तत्र दशरात्रेण शुध्यति ॥ मनु ॥ अ० ५ ॥ ६५

અર્થ—જ્યારે ગુરૂનો પ્રાણાન્ત થાય, ત્યારે મૃતક શરીર જેનું નામ પ્રેત છે, તેનો દાહ કરનાર શિષ્ય, પ્રેતહાર અર્થાત્ મૃતકને ઉઠાવનારની સાથે દશમે દિવસે શુદ્ધ થાય છે. અને જ્યારે તે શરીરનો દાહ થઇ ચુકયો ત્યારે તેનું નામ ભૂત કહેવાય છે. અર્થાત્ તે અમુક નામનો પુરૂષ હતો. જેટલા ઉત્પન્ન થાય, વર્તમાનમાં આવી ન રહે, તે ભૂતસ્થ થવાથી તેનું નામ ભૂત છે. એવો બ્રહ્માથી લઇને આજ પર્ય્યન્તના વિદ્વાનોનો સિદ્ધાન્ત છે, પરંતુ જેને શંકા, કુસંગ, કુસંસ્કાર થાયછે, તેને ભય અને શંકારૂપ ભૂત, પ્રેત, શાકિની, ડાકિની, આદિ અનેક ભ્રમજાલ દુઃખદાયી થાય છે. જુઓ ! જ્યારે કોઇ પ્રાણી મરે છે ત્યારે તેનો જીવ પાપ અને પુણ્યને વશ હોઈ પરમેશ્વરની વ્યવસ્થાથી સુખ દુઃખના ફલ ભોગવવા અર્થે જન્માન્તર ધારણ કરે છે. શું અવિનાશી પરમેશ્વરની આ વ્યવસ્થા કોઇ પણ નાશ કરી શકે છે ? અજ્ઞાની લોક વૈદ્યક શાસ્ત્ર વા પદાર્થ વિદ્યા ભણવા સાંભળવા અને તેના વિચારથી રહિત હોવાને લીધે સન્નિપાત જ્વરાદિ શારીરિક અને ઉન્માદકાદિ માનસ રોગોનું નામ ભૂત પ્રેતાદિ રાખે છે. તેનું ઔષધ સેવન અને પથ્યાદિ ઉચિત વ્યવહાર ન કરી, ધુર્ત, પાખણ્ડી, મહામૂર્ખ, અનાચારી, સ્વાર્થી, ભંગી, ચમાર, શૂદ્ર, મ્લેચ્છાદિ પર વિશ્વાસી થઇ; અનેક પ્રકારના ઢોંગ, છલ, કપટ અને ઉચ્છિષ્ટ ભોજન કરે કરાવે છે અને દોરા, ચિઠ્ઠી, ધાગા આદિ મિથ્યા મંત્ર તંત્ર બાંધતા બંધાવતા ફરે છે, પોતાનાં ધનનો નાશ, સન્તાન આદિની દુર્દશા, અને રોગોને વધારીને દુઃખ દેતા કરે છે. જ્યારે આંખનાં આંધળા અને ગાંઠના પુરા, તે દુર્બુદ્ધિ પાપી, સ્વાર્થિયોની પાસે જઇને પુછે કે "મહારાજ! આ બાળક બાળકી સ્ત્રી અને પુરૂષને ન જાણે શું થઈ ગયું છે? ત્યારે તે બોલે છે કે" એના શરીરમાં મોટો ભૂત, પ્રેત, ભૈરવ, શીતલા આદિ દેવી આવી ભરાઇ છે. જ્યાં સુધિ તમે એનો ઉપાય નહીં કરશો,

ત્યાંસુધિ એ છૂટશે નહી અને પ્રાણ પણ લઈ લેશે. જો તમે મલીદો કે આટલી ભેટ આપો તો અમે મંત્ર જપ પુરશ્ચરણથી ઝાડ ઝુડી એને કાઢી મુકીએ" ત્યારે તે આંધળો અને તેના સમ્બધી બોલે છે કે "મહારાજ! ચાહે અમારૂં સર્વસ્વ જાય, પરન્તુ એને સારો કરી આપો" ત્યારે તો તેને ફાવતુ થઇ જાય છે. પછી તે ધુર્ત કહે છે, "ઠીક,લાવ આટલી સામગ્રી, આટલી દક્ષિણા, દેવતાને ભેટ, અને ગ્રહદાન કરવો." ઝાંઝ, મૃદંગ, ઢોલ, થાલી લઇને તેની સામે બજાવે, ગાય છે. અને તેમાંથી એક પાખંડી ઉન્મત્ત થઇ નાચી કુદીને કહે છે કે "હું એનો પ્રાણજ લઇ લઈશ" ત્યારે તે આંધળા તે ભંગી, ચમાર આદિ નીચને પગે પડી કહે છે "આપ ચાહે તે લો પણ એને બચાવો" ત્યારે તે ધુર્ત બોલે છે "હું હનુમાન છું," લાવો પક્કીમિઠાઇ, તેલ, સિંદૂર, સવા મણના રોટલા અને લાલ લંગોટ; અથવા હું દેવી કે ભૈરવ છું" લાવો પાંચ બાટલી દારૂ, વીસ મરઘી, પાંચ બકરા, મીઠાઇ અને વસ્ત્ર" પછી જ્યારે તે કહે છે કે "જે ચાહે તે લો" ત્યારે તો પાગલ બહુ નાચવા કુદવા માંડે છે, પરન્તુ જો કોઇ બુદ્ધિમાન તેને ભેટમાં "પાંચ જોડા, દંડા કે તમાચા અને લાતો" મારે તો તેના હનુમાન, દેવી અને ભૈરવ ઝટ પ્રસન્ન થઇ નાસી જાય છે. કેમકે તે તેના કેવલ ધનાદિ હરણ કરવાનાં પ્રયોજનાર્થે ઢોંગ છે.

વળી જ્યારે કોઇ ગ્રહગ્રસ્ત ગ્રહરૂપ જ્યોતિર્વિદાભાસની પાસે જઇને તે કહે છે, "હે મહારાજ! આને શું છે?" ત્યારે તે કહે છે; કે "અને સૂર્યાદિ ક્રૂર ગ્રહ નડે છે,જો તમે તેની શાન્તિપાઠ, પૂજા, દાન કરવો તો એને સુખ થઇ જાય, નહિં તો બહુ પીડિત થઇને મરી જાય તોપણ આશ્ચર્ય નથી."

ઉત્તર—કહિયે જ્યોતિર્વિત્! જેવી આ પૃથિવી જડ છે તેવાજ સૂર્યાદિ લોક છે. તે તાપ અને પ્રકાશાદિથી ભિન્ન કશું પણ કરી શકતા નથી. શું એ શેતાન છે કે તે ક્રોધિત થઇને દુઃખ અને શાન્ત થઇને સુખ આપી શકે?

પ્રશ્ન—શું જે આ સંસારમાં રાજા, પ્રજા, સુખી, દુઃખી થઇ રહ્યા છે તે ગ્રહોનું ફલ નથી?

ઉત્તર—નહીં. એ સર્વ પાપ પુણ્યોનું ફલ છે.

પ્રશ્ન—તો શું જ્યોતિશ્શાસ્ત્ર જૂઠું છે?

ઉત્તર—નહીં. એમાં જે અંક, બીજ, રેખા, ગણિતવિદ્યા છે તે સર્વ સત્ય અને જે ફલની લીલા છે તે સર્વ જૂઠી છે.

પ્રશ્ન—શું આ જન્મપત્રિકા છે તે નિષ્ફલ છે?

ઉત્તર—હા. એ જન્મપત્રિકા નથી પણ એનું નામ "શોકપત્રિકા" રાખવું જોઇએ કેમકે જ્યારે સન્તાનનો જન્મ થાય છે ત્યારે સર્વને આનન્દ થાય છે પરન્તુ તે આનન્દ ત્યાંસુધી રહે છે, કે જ્યાંસુધી જન્મપત્ર તૈયાર થઇને ગ્રહોના ફળ ન સાંભળે. જ્યારે પુરોહિત જન્મપત્ર બનાવવાનું કહે છે ત્યારે તેના માતા, પિતા પુરોહિતને કહે છે કે "મહારાજ! આપે બહુ સારૂં જન્મપત્ર બનાવવું." જો યજમાન ધનાઢ્ય હોય તો ઘણીજ લાલ પીળી રેખાઓથી ચિત્ર વિચિત્ર, અને નિર્ધન હોય તો સાધારણ રીતીથી જન્મપત્ર બનાવી, વાંચી સંભળાવવા આવે છે, ત્યારે તેના મા બાપ જ્યોતિષીજીની સામે બેસીને કહે છે "આની જન્મપત્રી સારી તો છે?" જ્યોતિષીજી કહે છે "જે છે તે

સંભલાવી દઉં છું. એના જન્મગ્રહ બહુ સારા અને મિત્રગ્રહ પણ બહુ સારા છે જેનું ફળ ધનાઢ્ય અને પ્રતિષ્ઠાવાન્ છે. જે સભામાં જઇ બેસશે ત્યાં સર્વની ઉપર એનું તેજ પડશે; શરીરથી આરોગ્ય અને રાજ્યમાની થશે." ઇત્યાદિ વાતો સાંભળી પિતા આદિ બોલે છે "વાહ, વાહ, જ્યોતિષીજી આપ બહુજ સારા છો" પછી જ્યોતિષીજી સમજે છે કે આ વાતથી કાર્ય્ય સિદ્ધિ થતી નથી ત્યારે ફરી જ્યોતિષીજી બોલે છે કે "એ ગ્રહ તો બહુ સારા છે પરન્તુ આ ગ્રહ ક્રૂર છે, અર્થાત્ અમુક અમુક ગ્રહના યોગથી ૮ મા વર્ષમા એને મૃત્યુયોગ છે." આ સાંભળતાંજ માતા પિતાદિ પુત્ર જન્મનો આનન્દ છોડીને શોકસાગરમાં ડૂબી જ્યોતિષીજીને કહે છે કે "મ્હારાજજી! હવે અમે શું કરિયે? ત્યારે જ્યોતિષીજી કહે છે "તેનો ઉપાય કરો" ગૃહસ્થ પૂંછે છે "શું ઉપાય કરિયે" પછી જ્યોતિષીજી પ્રસ્તાવ કરવા માડે છે. કે "આવું આવું દાન કરશો, ગ્રહના મંત્રના જપ કરાવશો, અને નિત્ય બ્રાહ્મણોને ભોજન કરાવશો, તો અનુમાન છે કે નવે ગ્રહોનું વિઘ્ન દૂર થઇ જશે." અનુમાન શબ્દ એટલા માટે છે કે જો મરી જાય તો કહેશે, અમે શું કરિયે, પરમેશ્વરના ઉપર કોઇ નથી. અમે તો ઘણા ઘણા યત્ન કર્યા, અને તમે કરાવ્યાં; પણ એનાં કર્મ એવાંજ હતાં અને જો બચી જાય તો એમ કહે છે કે જુઓ અમારા મન્ત્ર, દેવતા અને બ્રાહ્મણોની કેવી શક્તિ છે! તમારા દીકરાને બચાવી દીધો. અહીં મુદ્દામ વાત બનવી જોઇએ કે જો એના જપ પાઠથી કંઇ ન થાય, તો બમણાં તમણાં રૂપિયા એ ધુર્તો પાસેથી લઇ લેવા જોઇએ, અને બચી જાય તો પણ લઇ લેવાજ જોઇએ. કેમકે જ્યારે જ્યોતિષીજીએ કહ્યું કે "એના કર્મ અને પરમેશ્વરના નિયમ તોડવાનું સામર્થ્ય કોઇમાં નથી." ત્યારે ગ્રહસ્થ પણ એમજ કહે કે "એ પોતાનાં કર્મ અને પરમેશ્વરના નિયમથી બચ્યો છે, તમારા કરવાથી નહીં." વળી ત્રીજા ગુરૂ આદિ પણ પુણ્યદાન કરાવીને પોતે લઇ લે છે તો તેને પણ એજ ઉત્તર આપવો કે જે જ્યોતિષીજીને આપ્યો હતો.

હવે રહ્યા શીતલા અને મંત્ર, તંત્ર, યંત્ર આદિ. એના પણ એવાજ ઢોંગ મચાવવામાં આવે છે. કોઇ કહે છે કે "અમે જો મંત્ર ભણી દોરો કે યંત્ર બનાવી આપીએ તો અમારા દેવતા અને પીર એ મંત્ર યંત્રના પ્રતાપથી એને કાંઇ વિઘ્ન નહીં થવા દેશે." એને એજ ઉત્તર આપવો જોઇએ કે શું તમે પરમેશ્વરના નિયમ અને કર્મ ફલથી પણ મૃત્યુ બચાવી શકશો? તમે આ પ્રમાણે કરો છો તે છતાં પણ કેટલાક બાળકો મરી જાય છે અને તમારા ઘરમાં પણ મરી જાય છે અને તમે પણ શું મૃત્યુથી બચી શકશો? ત્યાર તેઓ કાંઇ પણ બોલી નથી શકતા, પણ એ ધુર્ત્ત જાણી લે છે કે અહીં આમારી દાળ નહીં ગળશે.

આ ઉપરથી, એ સર્વે મિથ્યા વ્યવહારોને છોડી દઇને ધાર્મિક, સર્વ દેશના ઉપકાર કર્ત્તા, નિષ્કપટતાથી સર્વને વિદ્યા ભણાવવાળા, ઉત્તમ વિદ્વાન્ લોકોનો પ્રત્યુપકાર કરવો, કે જેવો તે જગતનો ઉપકાર કરે છે, એ કાર્ય્યને કદી ન છોડવું જોઇએ અને જે રસાયન, મારણ, મોહન,

ઉચ્ચાટન, વશીકરણ, આદિ જે જે કાંઇ લીલા કરવાનું કહે છે તેને પણ મહા પામર સમજી લેવા જોઇએ. ઇત્યાદિ મિથ્યા વાતોનો ઉપદેશ બાલ્યાવસ્થામાંજ સન્તાનોના હૃદયમાં ઉતારી દેવો કે જેથી સ્વસન્તાન કોઇની ભ્રમજાલમાં પડી દુઃખ નહીં પામે, અને તેમજ વીર્યની રક્ષામાં આનન્દ અને નાશમાં દુઃખ પ્રાપ્તિ પણ જણાવી દેવી જોઇએ. જેમ જુઓ, કે "જેના શરીરમાં સુરક્ષિત વીર્ય રહે છે ત્યારે તેને આરોગ્ય, બુદ્ધિ, બલ, પરાક્રમ વધીને બહુ સુખની પ્રાપ્તિ થાય છે. એના રક્ષણમાં એજ રીતિ છે કે વિષયોની કથા, વિષયી લોકોનો સંગ, વિષયોનું ધ્યાન, સ્ત્રીનું દર્શન, એકાન્ત સેવન, સંભાષણ, અને સ્પર્શ આદિ કર્મથી બ્રહ્મચારી લોક પૃથક્ રહીને ઉત્તમ શિક્ષા અને પૂર્ણ વિદ્યાને પ્રાપ્ત થાય. જેના શરીરમાં વીર્ય નથી હોતું તે નપુંસક, મહા-કુલક્ષણી અને જેને પ્રમેહ રોગ થાય છે, તે દુર્બળ, નિસ્તેજ, નિર્બુદ્ધિ, અને ઉત્સાહ, સાહસ, ધૈર્ય, બલ, પરાક્રમાદિ ગુણોથી રહિત થઇને નષ્ટ થઇ જાય છે. જો તમે લોકો સુશિક્ષા અને વિદ્યાનું ગ્રહણ તથા વીર્યની રક્ષા કરવામાં આ સમય ચૂકશો તો પુનઃ આ જન્મમાં તમને આ અમૂલ્ય સમય પ્રાપ્ત નહીં થઇ શકશે. જ્યાંસુધી અમે લોકો ગૃહ કર્મોના કરવાવાળા જીવિયે છિયે ત્યાંસુધી તમારે વિદ્યા ગ્રહણ અને શરીર બળ વધારવું જોઇએ" આવા પ્રકારની અન્ય અન્ય શિક્ષા પણ માતા પિતા કરે. એટલા માટેજ "માતૃમાન્, પિતૃમાન્" શબ્દનું ગ્રહણ ઉક્ત વચનમાં કર્યું છે. અર્થાત્ જન્મથી પાંચ મા વર્ષ સુધી બાલકોને માતા; છ ઠા વર્ષથી આઠમા વર્ષ સુધી પિતા શિક્ષા આપે અને નવમા વર્ષના આરંભમાં દ્વિજ પોતાના સન્તાનોને ઉપનયન સંસ્કાર કરીને આચાર્ય્ય કુલમાં અર્થાત્ જ્યાં પૂર્ણ વિદ્વાન અને પૂર્ણ વિદુષી સ્ત્રી શિક્ષા અને વિદ્યા દાન કરવાવાળા હોય ત્યાં બાળક બાળકીઓને મોકલી દે; અને શુદ્રાદિ વર્ણ ઉપનયન કર્યા વિના વિદ્યાભ્યાસ સારૂ ગુરૂ કુળમાં મોકલે. તેનાજ સન્તાન વિદ્વાન્, સભ્ય અને સુશિક્ષિત થાય છે કે જે ભણાવવામાં સન્તાનોનું લાડન કદી કરતા નથી, કિન્તુ તાડનજ કરતા રહે છે. એમાં વ્યાકરણ મહાભાષ્યનું પ્રમાણ છે:—

> "सामृतैः पाणिभिर्घ्नन्ति गुरवो न विषोक्षितैः ।
> लालनाश्रयिणो दोषास्ताडनाश्रयिणो गुणाः" ॥ अ० ८ । १ । ८ ॥

અર્થ—જે માતા, પિતા અને આચાર્ય્ય સન્તાન અને શિષ્યને તાડન કરે છે, તે જાણો કે પોતાના સન્તાન અને શિષ્યોને પોતાના હાથથી અમૃત પાઇ રહ્યા છે, અને જે સન્તાનો અને શિષ્યોનું લાડન કરે છે તે પોતાના સન્તાનો અને શિષ્યોને વિષપાન કરાવી નષ્ટ ભ્રષ્ટ કરી દે છે. કેમકે લાડનથી સન્તાન અને શિષ્ય દોષયુક્ત તથા તાડનથી પુણ્યયુક્ત થાય છે. અને તેમજ સન્તાન અને શિષ્ય લોક પણ તાડનથી પ્રસન્ન અને લાડનથી અપ્રસન્ન સદા રહ્યા કરે. પરંતુ માતા પિતા તથા અધ્યાપક ઇર્ષ્યા દ્વેષથી તાડન ન કરે, કિન્તુ ઉપરથી ભયપ્રદાન અને ભીતરથી કૃપાદષ્ટિ રાખે. જેવી અન્ય શિક્ષા તેવીજ ચોરી, જારી, આલસ્ય, પ્રમાદ, માદકદ્રવ્ય, મિથ્યા ભાષણ, હિંસા, ક્રૂરતા, ઇર્ષ્યા, દ્વેષ મોહ આદિ દોષોને છોડવાની અને સત્યાચારને ગ્રહણ કરવાની શિક્ષા કરે. કેમકે

જે પુરૂષને જેની સમક્ષ એક વાર ચોરી, જારી, મિથ્યાભાષણાદિ કર્મ કર્યાં, તેની પ્રતિષ્ઠા તેની સમક્ષ મૃત્યુપર્યન્ત નથી થતી, જેવી હાની પ્રતિજ્ઞા મિથ્યાકરનારની થાય છે તેવી અન્ય કોઇની નહીં. એથી જેની સાથે જેવી પ્રતિજ્ઞા કરવી તેની સાથે તેવીજ પૂરી કરવી જોઇએ અર્થાત્ કોઇએ કોઇને કહ્યું કે "હું અમુક સમયે તમને મળીશ કે તમે મને મળજો, અથવા અમુક વસ્તુ અમુક સમયે તમને હું આપીશ" તે પ્રતિજ્ઞાને તેવીજ પૂરી કરે, નહીં તો તેની પ્રતીતિ કોઈ પણ નહીં કરશે. એટલામાટે સદા સત્યભાષણ અને સત્યપ્રતિજ્ઞાયુક્ત સર્વેએ થવું જોઇએ. કોઇએ અભિમાન ન કરવું જોઇએ. છલ, કપટ, કૃતઘ્નતાથી આપણુંજ હૃદય દુ:ખિત થાય છે તો બીજાની શી કથા કહેવી જોઇએ, છલ અને કપટ એને કહે છે કે જે ભીતર એક, બહાર બીજું રાખી બીજાને મોહમાં ફસાવી બીજાની હાની પર ધ્યાન નહીં આપતાં સ્વપ્રયોજન સિદ્ધ કરવો. "કૃતઘ્નતા" તેને કહે છે કે કોઇના કરેલા ઉપકારને ન માનવો. ક્રોધાદિ દોષ અને કટુ વચનને છોડીને શાન્ત અને મધુર વચનજ બોલે અને બહુ બકવાદ ન કરે. જેટલું બોલવું જોઇએ તેથી ન્યૂન કે અધિક ન બોલે. વડાને માન્ય દે તેની સામે ઉઠી ઉભા થઇ તેને ઉચ્ચાસનપર બેસાડે, પ્રથમ "નમસ્તે" કરે, તેની સમક્ષ ઉત્તમાસનપર ન બેસે. સભામાં એવા સ્થાન પર બેસે જેવી પોતાની યોગ્યતા હોય, એટલે બીજો કોઈ ન ઉઠાડે. વિરોધ કોઇથી ના કરે. સંપન્ન થઇને ગુણોનું ગ્રહણ અને દોષોનો ત્યાગ કરે. સજ્જનોનો સંગ, અને દુષ્ટોનો ત્યાગ રાખે, પોતાના માતા પિતા અને આચાર્યની તન, મન અને ધનાદિ ઉત્તમ પદાર્થોથી પ્રીતિ પૂર્વક સેવા કરે.

**यान्यस्माकꣳ सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥**

**तैत्ति० ॥ प्र० ७ अनु० ११ ॥**

એનો એ અભિપ્રાય છે કે, માતા, પિતા, આચાર્ય્ય પોતાના સન્તાન અને શિષ્યોને સદા સત્યોપદેશ કરે અને એમ પણ કહે કે જે જે અમારા ધર્મ્મ યુક્ત કર્મ છે, તેનું ગ્રહણ કરો, અને જે જે દુષ્ટ કર્મ્મ હોય તેનો ત્યાગ કરતા રહો જે જે સત્ય જાણો તેનો પ્રકાશ અને પ્રચાર કરો. કોઇ પાખંડી, દુષ્ટાચારી મનુષ્ય પર વિશ્વાસ ન કરો. જે જે ઉત્તમ કર્મ માટે માતા પિતા અને આચાર્ય્ય આજ્ઞા કરે તેનું યથેષ્ટ પાલન કરો. માતા પિતાએ ધર્મ વિદ્યાના અને સારા આચરણના શ્લોક "નિઘણ્ટુ," "નિરૂક્ત" "અષ્ટાધ્યાયી" અથવા અન્ય સૂત્રો વા વેદ મંત્ર કંઠસ્થ કરાવ્યા હોય તેના તેના અર્થ કરી કરીને વિદ્યાર્થિયોને વિદિત કરાવવા. પ્રથમ સમુલ્લાસમાં પરમેશ્વરનું જેવું વ્યાખ્યાન કર્યું છે તેજ પ્રકારે આની તેની ઉપાસના કરે. જે પ્રકારે આરોગ્ય વિદ્યા અને બળ પ્રાપ્ત થાય તેવેજ પ્રકારે ભોજન છાદન અને વ્યવહાર કરે કરાવે અર્થાત્ જેટલી ક્ષુધા હોય તેનાથી થોડું ન્યુન ભોજન કરે, મદ્ય માંસાદિથી અલગ રહે. અજ્ઞાતગંભીર જલમાં પ્રવેશ ન કરે, કેમકે જલ સેવનથી જન્તુ કે કોઈ અન્ય પદાર્થથી દુ:ખ થાય અને જો તરવું ન જાણતો હોય તો ડૂબી પણ જાય.

**नाविज्ञाते जलाशये ॥ मनु० ॥**

અવિજ્ઞાત જલાશયમાં પ્રવિષ્ટ થઈ સ્નાનાદિ ન કરે.

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ मनु० अ० ६ । ४६ ॥

નીચ દૃષ્ટિ કરી, ઉંચુ નીચુ સ્થાન જોઇને ચાલે, વસ્ત્રથી ગાળી જળ પિયે, સત્યે પવિત્ર કરી વચન બોલે, અને મનથી વિચાર કરે કરી આચરે.

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ चा० नि० अ० २ । ११ ॥

તે માતા પિતા પોતાના સન્તાનોના વૈરી છે કે જેણે તેમને વિદ્યા પ્રાપ્તિ ન કરાવી; તે વિદ્વાનોની સભામાં તેવોજ તિરસ્કૃત અને કુશોભિત થાય છે, જેવો કે હંસોની વચમાં બગલો.

પોતાના સન્તાનોને તન, મન, ધનથી વિદ્યા, ધર્મ્મ, સભ્યતા અને ઉત્તમ શિક્ષાયુક્ત કરવાં એજ માતા પિતાનું કર્તવ્ય કર્મ્મ, પરમ ધર્મ્મ અને કીર્તિનું કામ છે, આ બાલ શિક્ષામાં થોડુંક લખ્યું છે. એટલાથીજ બુદ્ધિમાનો બહુ સમજી લેશે.

इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे
सुभाषाविभूषिते बालशिक्षाविषये द्वितीयः
समुल्लासः सम्पूर्णः ॥



अथ

# तृतीयसमुल्लासः ॥

## अथाऽध्ययनाध्यापनविधिं व्याख्यास्यामः ॥

હવે ત્રીજા સમુલ્લાસમાં ભણુવા ભણાવવાનો પ્રકાર લખિયે છિયે. સન્તાનોને ઉત્તમ વિદ્યા, શિક્ષા, ગુણ, કર્મ્મ અને સ્વભાવ રૂપ આભૂષણો ધારણ કરાવવાં, એ માતા, પિતા, આચાર્ય અને સમ્બન્ધિયોનાં મુખ્ય કર્મ્મ છે. સોના, ચાંદી, માણિક, મોતી આદિ રત્નોયુક્ત આભૂષણો ધારણ કરાવવાથી મનુષ્યોનો આત્મા સુભૂષિત કદી થઇ શકતો નથી. કેમકે આભૂષણો ધારણ કરવાથી કેવલ દેહાભિમાન, વિષયાસક્તિ અને ચોરાદિનો ભય તથા મૃત્યુનો પણ સંભવ છે. સંસારમાં જોવામાં આવે છે કે આભૂષણોના યોગથી બાલકો આદિના મૃત્યુ દુષ્ટોના હાથથી થાય છે.

**विद्याविलासमनसो धृतशीलशिक्षाः सत्यव्रता रहितमानमलापहाराः ।**
**संसारदुःखदलनेन सुभूषिता ये धन्या नरा विहितकर्मपरोपकाराः ॥**

જે પુરૂષોનું મન વિદ્યા વિલાસમાં તત્પર રહિ, સુન્દર શીલ સ્વભાવ યુક્ત, સત્યભાષણાદિ નિયમ પાલનયુક્ત, અને જે અભિમાન, અપવિત્રતાથી રહિત, અન્યના મલીનતા નાશક, સત્યોપદેશ અને વિદ્યાદાનથી સંસારી જનોના દુઃખોને દૂર કરવાથી સુભૂષિત વેદવિહિત, કર્મોએ કરીને પરાયો ઉપકાર કરવામાં રહે છે, તે નર અને નારીને ધન્ય છે. એટલા માટે આઠ વર્ષના થાય ત્યારે બાળકોને બાળકોની અને બાળકીઓને બાળકીઓની શાળામાં મોકલી દેવાં. જે અધ્યાપક પુરૂષ કે સ્ત્રી દુષ્ટાચારી હોય તેની પાસે શિક્ષા ન અપાવવી, કિન્તુ જે પૂર્ણ વિદ્યાયુક્ત ધાર્મિક હોય તેજ ભણાવવા અને શિક્ષા આપવા યોગ્ય છે. દ્વિજ પોતાના ઘરમાં છોકરાંઓને યજ્ઞોપવિત અને કન્યાઓને પણ યથાયોગ્ય સંસ્કાર કરી યથોક્ત આચાર્યકૂળ અર્થાત તેની તેની પાઠશાળામાં મોકલી દે. વિદ્યા ભણવાનું સ્થાન એકાન્ત દેશ (સ્થળ) માં હોવું જોઇએ, અને તે બાળક બાળકીઓની પાઠશાળા બે કોશ એક બીજાથી દૂર હોવી જોઇએ. ત્યાં જે અધ્યાપિકા અને અધ્યાપક પુરૂષ કે ભૃત્ય અનુચર હોવા જોઇએ, તે કન્યાઓની પાઠશાળામાં સર્વ સ્ત્રી અને બાળકોની પાઠશાળામાં સર્વ પુરૂષો હોવા જોઇએ. સ્ત્રીઓની પાઠશાળામાં પાંચ વર્ષનો બાળક અને બાળકોની પાઠશાળામાં પાંચ વર્ષની બાળકી પણ ન જવા પામે. અર્થાત્ જ્યાંસુધી તે બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી રહે ત્યાંસુધી તે

સ્ત્રી કે પુરૂષ પરસ્પરના દર્શન, સ્પર્શન, એકાંત સેવન, ભાષણ, વિષયકથા, પરસ્પર ક્રીડા, વિષયધ્યાન અને સંગ આ આઠ પ્રકારના મૈથુનથી અલગ રહે. તથા અધ્યાપકો અને અધ્યાપિકાઓ તેમને આ વાતોથી બચાવે કે જેથી ઉત્તમ વિદ્યા, શિક્ષા, શીલ, સ્વભાવ, શરીર અને આત્મા બલયુક્ત થઇને તેઓ આનન્દને નિત્ય વધારી શકે. પાઠશાળાઓથી એક યોજન અર્થાત્ ચાર કોશ દૂર ગામ કે નગર રહે. સર્વને સમાન વસ્ત્ર, પાન, આસન આપવામાં આવે, ગમે તો તે રાજકુમાર કે રાજકુમારી હોય, કે ગમે તો તે દરિદ્રના સન્તાન હોય, સર્વે એ તપસ્વી થવું જોઇએ. તેમના માતા, પિતા પોતાના સન્તાનોને અને સન્તાનો પોતાના માતા પિતાને ન મળી શકે અને ન કોઇ પણ પ્રકારનો પત્રવ્યવહાર એક બીજા સાથે કરી શકે, કે જેથી સંસારી ચિન્તાથી રહિત રહીને, કેવલ વિદ્યાવૃદ્ધિનીજ ચિન્તા રાખે. જ્યારે ભ્રમણ કરવા જાય ત્યારે તેમની સાથે અધ્યાપક રહે કે જેથી કોઇપણ પ્રકારની કુચેષ્ટા ન કરી શકે અને ન આલસ્ય, પ્રમાદ કરે.

**कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥ मनु० ॥ अ० ७ श्लो० १५२**

આ પ્રમાણનો અભિપ્રાય એવો છે કે એમાં રાજનિયમ અને જાતિનિયમ હોવો જોઇએ કે પાંચમા અથવા આઠમા વર્ષ પછી પોતાના છોકરા અને છોકરીને ઘરમાં ન રાખી શકે. પણ પાઠશાલામાં અવશ્ય મોકલી દે, જો ન મોકલે તો તે દંડનીય થાય. પ્રથમ બાલકોને યજ્ઞોપવીત ઘરમાં થાય અને બીજું પાઠશાળામાં આચાર્યકુલમાં થાય. માતા, પિતા કે અધ્યાપક પોતાનાં બાલક બાલકીઓને અર્થ સહિત ગાયત્રી મંત્રનો ઉપદેશ કરે. તે મન્ત્રઃ—

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**

**धियो यो नः प्रचोदयात् ॥ य० अ० ३६ मं० ३ ॥**

આ મંત્રમાં જે પ્રથમ "ઓમ્" છે તેનો અર્થ પ્રથમ સમુલ્લાસમાં લખ્યો છે ત્યાંથી જાણી લેવો. હવે ત્રણ મહાવ્યાહૃતિયોના અર્થ સંક્ષેપથી લખિયે છિયે.

**भूरिति वै प्राणः । यः प्राणयति चराऽचरं जगत्स भूः स्वयंभूरीश्वरः ।**

જે સર્વ જગત્‌ના જીવનના આધાર, પ્રાણથી પણ પ્રિય અને સ્વયંભૂ છે, તે પ્રાણનો વાચક હોવાથી "ભૂ" પરમેશ્વરનું નામ છે.

**भुवरित्यपानः । यः सर्वं दुःखमपानयति सोऽपानः ।**

જે સર્વ દુઃખથી રહિત, જેના સંગથી જીવ સર્વ દુઃખોથી છુટી જાય છે તેથી તે પરમેશ્વરનું નામ "ભુવઃ" છે.

**स्वरिति व्यानः ।**

**यो विविधं जगत् व्यानयति व्याप्नोति स व्यानः ।**

જે નાનાવિધ જગત્માં વ્યાપક રહીને સર્વને ધારણ કરે છે તેથી તે પરમેશ્વરનું નામ "સ્વઃ" છે.

આ ત્રણે વચન તૈત્તિરીય આરણ્યકનાં છે.

**सवितुः । यः सुनोत्युत्पादयति सर्वं जगत्स सविता तस्य ।**

જે સર્વ જગતના ઉત્પાદક અને સર્વ ઐશ્વર્યના દાતા છે.

**देवस्य । यो दीव्यति दीव्यते वा स देवः ।**

જે સર્વ સુખોના દાતા અને જેની પ્રાપ્તિની કામના સર્વ કરે છે તે પરમાત્માનું જે.

**वरेण्यम् । वर्त्तुमर्हम् ।**

સ્વીકાર કરવા યોગ્ય અતિ શ્રેષ્ઠ,

**भर्गः । शुद्ध स्वरूपम् ।**

શુદ્ધ સ્વરૂપ અને પવિત્ર કરવાવાળું ચેતન બ્રહ્મ સ્વરૂપ છે.

**तत्** । તેજ પરમાત્માના સ્વરૂપને હમે લોકો **धीमहि** । **धरेमहि** । ધારણ કરિયે. શું પ્રયોજન માટે ? **यः** । **जगदीश्वरः** । કે જે સવિતા દેવ પરમાત્મા **नः** । **अस्माकम्** । અમારી **धियः** । **बुद्धीः** । બુદ્ધિઓને **प्रचोदयात्** । **प्रेरयेत्** । પ્રેરણા કરે અર્થાત્ નઠારાં કામોથી છોડાવી સારાં કામોમાં પ્રવૃત્ત કરે.

**हे परमेश्वर! हे सच्चिदानन्द स्वरूप! हे नित्य शुद्ध बुद्ध मुक्त स्वभाव! हे अज निरंजन निर्विकार! हे सर्वान्तर्यामिन्! हे सर्वाधार! हे जगत्पते! सकलजगदुत्पादक! हे अनादे! विश्वम्भर! सर्वव्यापिन्! हे करुणामृतवारिधे! सवितुर्देवस्य तव यदों भुर्भुवः स्ववरेण्यं भर्गोऽस्ति तद्वयं धीमहि दधीमहि धरेमहि ध्यायेम वा कस्मै प्रयोजनायेत्यत्राह ॥ हे भगवन्! यः सविता देवः परमेश्वरो भवानस्माकं धियः प्रचोदयात् स एवास्माकं पूज्य उपासनीय इष्ट देवो भवतु नातोऽन्यं भवत्तुल्यं भवतोऽधिकं कञ्चित् कदाचित् मन्यामहे ॥**

હે મનુષ્યો ! જે સર્વ સમર્થોમાં સમર્થ, સચ્ચિદાનન્દસ્વરૂપ, નિત્ય શુદ્ધ, નિત્ય બુદ્ધ, નિત્ય મુક્ત સ્વભાવવાળા, કૃપાસાગર, યથાયોગ્ય ન્યાય કરનારા, જન્મમરણાદિ ક્લેશરહિત, આકાર રહિત, સર્વના ઘટ ઘટના જાણનારા, સર્વના ધર્ત્તા, પિતા, ઉત્પાદક, અનાદિથી વિશ્વનું પોષણ કરનારા, સકલ ઐશ્વર્યયુક્ત, જગતના નિર્માતા, શુદ્ધસ્વરૂપ અને જે પ્રાપ્તિની કામના કરવા

યોગ્ય છે તે પરમાત્માનું જે શુદ્ધ ચેતન સ્વરૂપ છે, તેને અમે ધારણ કરીયે. એ પ્રયોજન માટે કે તે પરમેશ્વર અમારા આત્મા અને બુદ્ધિયોના અંતર્યામી સ્વરૂપ, અમને દુષ્ટાચાર અધર્મયુક્ત માર્ગથી હઠાવી, શ્રેષ્ઠાચાર સત્યમાર્ગમાં ચલાવે એને છોડી અન્ય કોઇ વસ્તુનું ધ્યાન અમે લોકો નહીં કરીયે. કેમકે ન કોઇ એને તુલ્ય અને ન એનાથી કોઇ અધિક છે, એજ અમારા પિતા, રાજા, ન્યાયાધીશ અને સર્વ સુખોના આપનારા છે.

આ પ્રકારે ગાયત્રી મંત્રનો ઉપદેશ કરી, સંધ્યોપાસન કે જે સ્નાન, આચમન, પ્રાણાયામ આદિ ક્રિયા છે તે શિખવવી. પ્રથમ સ્નાન એટલા માટે છે કે જેથી શરીરના બાહ્ય અવયવોની શુદ્ધિ અને આરોગ્યતા આદિની પ્રાપ્તિ થાય છે એમાં પ્રમાણઃ—

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।**
**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥ मनु० अ० ५ श्लो० १०९॥**

અર્થઃ—જલથી શરીરના બાહરના અવયવો, સત્યાચરણથી મન, વિદ્યા અને તપ (અર્થાત્ સર્વ પ્રકારનું કષ્ટ પણ સહી ધર્મનુંજ અનુષ્ઠાન કરવા) થી જીવાત્મા. જ્ઞાન (અર્થાત્ પૃથ્વિથી લઇ પરમેશ્વર પર્યંત પદાર્થોના વિવેક) થી બુદ્ધિ દૃઢ નિશ્ચય પવિત્ર થાય છે. એથી સ્નાન, ભોજનની પૂર્વે અવશ્ય કરવું. બીજું, પ્રાણાયામ એમાં પ્રમાણઃ—

**योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥ यो० सा०पा० सूत्र० ॥२८॥**

જ્યારે મનુષ્ય પ્રાણાયામ કરે છે ત્યારે પ્રતિક્ષણ ઉત્તરોત્તર કાલમાં અશુદ્ધિનો નાશ અને જ્ઞાનનો પ્રકાશ થતો જાય છે. જ્યાંસુધી મુક્તિ ન થાય ત્યાંસુધી તેના આત્માનું જ્ઞાન બરાબર વધતું જાય છે.

**दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।**
**तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ म०अ०६ । ७१ ॥**

જેમ અગ્નિમાં તપાવવાથી સુવર્ણાદિ ધાતુઓનો મેલ નષ્ટ થઇ શુદ્ધ થાય છે, તેમ પ્રાણાયામે કરીને મન આદિ ઇન્દ્રિયોના દોષ ક્ષીણ થઇ તે નિર્મલ થઇ જાય છે.

પ્રાણાયામની વિધિઃ—

**प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥ योग० समाधि पादे सू० ३४ ॥**

જેમ અત્યંત વેગથી વમન થઇ અન્ન જલ બહાર નિકલી જાય છે તેમ પ્રાણને બલથી બહાર ફેંકીને બહારજ યથાશક્તિ રોકી દેવો, જ્યારે બહાર કાઢવા ચાહે ત્યારે મૂલેન્દ્રિયને ઊપર ખેંચી રાખે, ત્યાંસુધી પ્રાણ બહાર રહે છે. એ પ્રકારે પ્રાણ બહાર અધિક રહી શકે છે. જ્યારે ગભરાટ થાય ત્યારે ધીરે ધીરે વાયુને અંદર લઇને ફરી પણ એમજ કરતા જવું જેટલું

સામર્થ્ય અને ઇચ્છા હોય. મનમાં " ઓમ્ " નો જપ કરતા જવો. આ પ્રકારે કરવાથી આત્મા અને મનની પવિત્રતા અને સ્થિરતા થાય છે. એક " બાહ્ય વિષય " અર્થાત્ બહારજ અધિક રોકવો, બીજો " આભ્યંતર " અર્થાત અંદર જેટલો પ્રાણ રોકાય તેટલો રોકવો ત્રીજો " સ્થંભવૃત્તિ " અર્થાત એકજ વાર જ્યાંનો ત્યાં પ્રાણ યથાશક્તિ રોકી દેવો. ચોથો " બાહ્યાભ્યંતરાક્ષેપી " અર્થાત જ્યારે પ્રાણ ભીતર ભીતરથી બહાર નિકલવા લાગે ત્યારે તેનાથી વિરૂદ્ધ તેને નહીં નિકલવા દેવા માટે બહારથી અંદર લેવો અને જ્યારે બહારથી અન્દર આવવા લાગે ત્યારે અંદરથી બહારની તરફ પ્રાણને ધક્કો દઇ રોકતા જવું. એમ એક બીજાની વિરૂદ્ધ ક્રિયા કરે તો બેઉની ગતિ રોકઇ પ્રાણ પોતાના વશમાં થવાથી મન અને ઇંદ્રિયો પણ સ્વાધીન થાય છે. બલ, પુરૂષાર્થ વધી, બુદ્ધિ તીવ્ર સૂક્ષ્મરૂપ થઇ જાય છે, કે જે બહુ કઠણ અને સૂક્ષ્મ વિષયને પણ શીઘ્ર ગ્રહણ કરે છે. એથી મનુષ્ય શરીરમાં વીર્ય વૃદ્ધિની પ્રાપ્તિ થઇને સ્થિરતા, બલ, પરાક્રમ, જીતેન્દ્રિયતા, પ્રાપ્ત થાય છે. અને તેથી સર્વ શાસ્ત્રો થોડા કાલમાં સમજી લઇ, ઉપસ્થિત કરી લેશે. સ્ત્રી પણ એજ પ્રકારે યોગાભ્યાસ કરે. ભોજન, છાદન, બેસવું, ઉઠવું, બોલવું ચાલવું, મોટાનો નાના સાથે યથાયોગ્ય વ્યવહાર કરવો ઇત્યાદિ ઉપદેશ કરવો.

'સન્ધ્યોપાસન' જેને બ્રહ્મયજ્ઞ પણ કહે છે. 'આચમન' એટલું જલ હથેલીમાં લેવું કે તેના મૂલ અને મધ્યદેશમાં ઓષ્ઠ લગાડીને તે આચમન કરાય અને તે જલ કંઠ નીચે હૃદયસુધી પહોંચે; ન એથી અધિક, ન ન્યૂન. એથી કરીને કંઠસ્થ કફ અને પિત્તની નિવૃત્તિ થોડીક થાય છે. પશ્ચાત્ " ઇન્દ્રિયસ્પર્શ " અને " માર્જન, " અર્થાત મધ્યમા અને અનામિકા આંગલીના અગ્રભાગથી નેત્રાદિ અંગોપર સ્પર્શન અને પછી જલ પ્રોક્ષણ કરવું. કે તેથી આલસ્ય દૂર થાય. જો આલસ્ય અને જલ પ્રાપ્ત ન હોય તો ન કરવું. પુનઃ સમન્ત્રક પ્રાણાયામ, અઘમર્ષણ, મનસાપરિક્રમણ, ઉપસ્થાન, ઇત્યાદિ મન્ત્રો કંઠસ્થ કરાવીને પશ્ચાત્ પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસનાની રીતિ શિખવવી. " અઘમર્ષણ " અર્થાત્ પાપ કરવાની ઇચ્છા પણ કદી ન કરવી. આ સંધ્યોપાસન એકાન્ત દેશમાં એકાગ્રચિત્તથી કરવું.

अपां समीपे नियतो नैत्यिकं विधिमास्थितः ।
सावित्रीमप्यधीयीत गत्वारण्यं समाहितः ॥ मनु०॥अ०२श्लो०१०४ ॥

જંગલમાં અર્થાત એકાન્તદેશમાં જઇ, સાવધાન થઇ, જલ સમીપ સ્થિત થઇને નિત્ય કર્મને કરતો થકો, સાવિત્રી અર્થાત્ ગાયત્રી મન્ત્રનું ઉચ્ચારણ, અર્થજ્ઞાન, અને તદનુસાર પોતાનાં આચરણ કરે. પરંતુ એ જપ મનથી કરવો એજ ઉત્તમ છે.

બીજો દેવયજ્ઞ, જે અગ્નિહોત્ર અને વિદ્વાનોના સંગ, સેવાદિકથી થાય છે. સન્ધ્યા અને

અગ્નિહોત્ર સાયં પ્રાતઃ બેઉ સમયે કરવાં. કેમકે રાત્ર અને દિનની મળીને એજ સંધિ વેળા છે, અન્ય નહીં. ન્યૂનથી ન્યૂન એક કલાક ધ્યાન અવશ્ય કરવું. જેમ સમાધિસ્થ થઇ યોગીઓ પરમાત્માનું ધ્યાન કરે છે, તેમજ સન્ધ્યોપાસન પણ કર્યાં કરવું.

તથા સૂર્યોદય પશ્ચાત્ અને સૂર્યાસ્ત પૂર્વે અગ્નિહોત્ર કરવાનો પણ સમય છે. એને માટે એક કોઇ ધાતુ કે માટીની ( ઉપરથી ૧૨ કે ૧૬ આંગલ ) સમ ચોરસ, અને અંદરથી તેટલીજ ઉંડી પણ નીચે જતાં ૩ કે ૪ આંગલ સમ ચોરસ પરિણામ આવે એવી વેદી આવા પ્રકારની



બનાવવી અર્થાત્ ઉપર જેટલી પહોળાઇ હોય તેના ચતુર્થાંશે નીચે પહોળાઇ રાખવી. એમાં ચન્દન, પલાશ કે આમ્રાદિના શ્રેષ્ઠ કાષ્ઠોના ટુકડાને વેદીના પરિમાણ જેવડા નાના મોટા કરીને તેમાં મૂકવા, ને તેની મધ્યમાં અગ્નિ રાખીને પુનઃ તેના ઉપર સમિધા અર્થાત્ પૂર્વોક્ત કાષ્ઠ મૂકવાં. બીજું એક પ્રોક્ષણી પાત્ર  આવું અને ત્રીજું પ્રણીતા પાત્ર  આવા પ્રકારનું ને એક આ પ્રકારની  આજ્યસ્થાલી અર્થાત્ ધૃત રાંખવાનું પાત્ર અને ચમચો ( શ્રુવો ) ——— આવો; સોના ચાંદી કે કાષ્ઠનો બનાવવો પ્રણીતા અને પ્રોક્ષણીમાં જલ તથા ધૃતપાત્રમાં ધૃત રાખી તેને તપાવી લેવું. પ્રણીતા જલ રાખવા સારૂં અને પ્રોક્ષણી એટલા માટે છે કે એનાથી હાથ ધોવાને જલ લેવું સુગમ પડે પશ્ચાત્ તે ઘીને બરાબર તપાસી લેવું. પછી નિચેના મન્ત્રોથી હોમ કરવો.

**ओ३म् भूरग्नये प्राणाय स्वाहा ॥ भुवर्वायवेऽपानाय स्वाहा ॥ स्वरादित्याय व्यानाय स्वाहा ॥ भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः स्वाहा ॥**

ઇત્યાદિ અગ્નિહોત્રનો પ્રત્યેક મંત્ર ભણી એક એક આહુતિ આપવી અને જો અધિક આહુતિ આપવી હોય તોઃ—

**विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रं तन्न आसुव ॥ य०अ०३०॥३**

આ અને પૂર્વોક્ત ગાયત્રી મંત્રથી આહુતિ આપવી.

**ओ३म्, भूः** તથા **प्राणः** આદિ સર્વ નામ પરમેશ્વરનાં છે. એના અર્થ કહી ચૂકયા છિયે. '**स्वाहा**' શબ્દનો અર્થ એ છે કે જેવું જ્ઞાન આત્મામાં હોય, તેવુંજ જીભથી બોલવું, વિપરીત નહીં. જેમ પરમેશ્વરે સર્વ પ્રણિયોના સુખાર્થે આ સર્વ જગતના પદાર્થ રચ્યા છે તેમજ મનુષ્યોએ પણ પરોપકાર કરવો જોઇએ.

પ્રશ્ન—હોમથી શું ઉપકાર થાય છે?

ઉત્તર—સર્વ જાણે છે કે દુર્ગન્ધયુક્ત વાયુ અને જલથી રોગ, રોગથી પ્રાણિયોને દુઃખ; અને સુગન્ધિત વાયુ તથા જલથી આરોગ્ય, અને રોગ નષ્ટ થવાથી સુખ પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન—ચન્દનાદિ ઘસી કોઇને લગાડવાં કે ઘૃતાદિ ખાવા આપે તો મોટો ઉપકાર થાય. અગ્નિમાં નાખીને વ્યર્થ નષ્ટ કરવું બુદ્ધિમાનનું કામ નથી.

ઉત્તર—જો તમે પદાર્થવિદ્યા જાણતા હોત તો કદી એવી વાત નહી બોલત. કેમકે કોઇ પણ દ્રવ્યનો અભાવ નથી થતો. જુઓ જ્યાં હોમ થાય છે ત્યાંથી દૂર દેશ-સ્થાનોમાં સ્થિત પુરૂષની નાસિકાથી સુગન્ધ તેમજ દુર્ગન્ધનું પણ ગ્રહણ થાય છે. એટલાથીજ સમજી લો કે અગ્નિમાં હોમેલા પદાર્થ સૂક્ષ્મ થઇ ફેલઇને વાયુ સાથ દૂર દેશમાં જઇ દુર્ગન્ધની નિવૃત્તિ કરે છે.

પ્રશ્ન—જ્યારે એમજ છે ત્યારે તો કેશર, કસ્તુરી, સુગન્ધિત પુષ્પ અને અત્તર આદિ ઘરમાં રાખવાથી સુગંધિત વાયુ થઇને સુખકારક થશે.

ઉત્તર—તે સુગન્ધિનું એવું સામર્થ્ય નથી કે ગૃહસ્થ વાયુને બહાર કાઢી, શુદ્ધ વાયુને પ્રવેશ કરાવી શકે કેમકે તેમાં ભેદક શક્તિ નથી. પણ અગ્નિનું સામર્થ્યજ છે કે તે વાયુ અને દુર્ગન્ધયુક્ત પદાર્થોને છિન્ન ભિન્ન અને હલકા કરી તેને બહાર કાઢી, પવિત્ર વાયુને પ્રવેશ કરી આપે છે.

પ્રશ્ન—ત્યારે તો મંત્ર ભણી હોમ કરવાનું શું પ્રયોજન?

ઉત્તર—મંત્રોમાં એ વ્યાખ્યાન છે કે જેથી હોમ કરવાનો લાભ વિદિત થઇ જાય, અને મન્ત્રોની આવૃત્તિ થવાથી તે કણ્ઠસ્થ રહે; તથા વેદ પુસ્તકોનું પઠન પાઠન અને તેની રક્ષા પણ થાય.

પ્રશ્ન—શું એ હોમ કર્યાં વિના પાપ થાય છે?

ઉત્તર—હા. કેમકે જે માણસના શરીરમાં જેટલી દુર્ગન્ધ ઉત્પન્ન થઇને વાયુ અને જલને બગાડી, રોગોત્પત્તિનું તે નિમિત્ત હોવાથી પ્રાણિયોને દુઃખ પ્રાપ્ત કરાવે છે, તેટલુંજ પાપ તે મનુષ્યને થાય છે. એટલા માટે તે પાપના નિવારણાર્થે એટલીજ કે તેથી અધિક સુગન્ધ વાયુ અને જલમાં ફેલાવવી જોઇએ પણ ખવડાવવા પિવડાવવાથી તો તે એકજ વ્યક્તિને વિશેષ સુખ થાય છે. જેટલું ઘૃત અને સુગન્ધાદિ પદાર્થ એક મનુષ્ય ખાય છે, એટલાજ દ્રવ્યના હોમથી લાખો મનુષ્યોપર ઉપકાર થાય છે. પરન્તુ જો મનુષ્યલોક ઘૃતાદિ ઉત્તમ પદાર્થ ન ખાય તો તેના શરીર અને આત્માના બલની ઉન્નતિ ન થઇ શકે તેથી તેમને સારા પદાર્થ ખવડાવવા, પીવડાવવા પણ જોઇએજ તથા તેનાથી અધિક, હોમ કરવો ઉચિત છે; માટે હોમ કરવો અત્યાવશ્યક છે.

પ્રશ્ન—પ્રત્યેક મનુષ્ય કેટલી આહુતિ આપે અને એક એક આહુતિનું કેટલું પરિમાણ છે?

ઉત્તર—પ્રત્યેક મનુષ્યે સોલ સોલ આહુતિ આપવી અને તે એક એક આહુતિનું પરિમાણ

ન્યૂનથી ન્યૂન છ છ માસા ઘૃતાદિ પદાર્થનું જોઇએ. અને જો એથી અધિક કરે તો ઘણું સારૂં છે. એટલા માટે આર્યવર શિરોમણિ, મહાશય, ઋષિ, મહર્ષિ, રાજા, મહારાજાલોક ઘણા હોમ કરતા અને કરાવતા હતા. જ્યાં સુધી હોમ કરવાનો પ્રચાર રહ્યો, ત્યાંસુધી આર્ય્યાવર્ત્ત દેશ રોગોથી રહિત અને સુખોથી પૂરિત હતો. હવે પણ પાછો પ્રચાર થાય તો તેવુંજ પાછું થઇ જાય.

આ બે યજ્ઞ અર્થાત્ એક બ્રહ્મયજ્ઞ, એટલે જે ભણવું ભણાવવું, સન્ધ્યોપાસન, ઇશ્વર-સ્તુતિ, પ્રાર્થના ઉપાસના કરવી તે; અને બીજો દેવયજ્ઞ એટલે જે અગ્નિહોત્રથી અશ્વમેધ પર્યન્ત યજ્ઞ કરવા અને વિદ્વાનોની સેવા અને સંગ કરવો તે. પરન્તુ બ્રહ્મચર્ય્યમાં તો કેવલ બ્રહ્મયજ્ઞ અને અગ્નિહોત્રજ કરવાના હોય છે.

**ब्राह्मणस्त्रयाणां वर्णानामुपनयनं कर्त्तुमर्हति राजन्यो द्वयस्य वैश्यो वैश्यस्यैवेति । शूद्रमपि कुलगुणसम्पन्नं मन्त्रवर्जमनुपनीतमध्यापयेदित्येके ॥**

આ સુશ્રુતના સૂત્રસ્થાનના બીજા અધ્યાયનું વચન છે. બ્રાહ્મણ, ત્રણે વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને, વૈશ્ય); ક્ષત્રિય, (ક્ષત્રિય અને વૈશ્ય); બે વર્ણને તથા વૈશ્ય, એક વૈશ્ય. વર્ણને યજ્ઞો-પવીત કરાવી ભણાવી શકે છે. જો કુલીન શુભ લક્ષણયુક્ત શૂદ્ર હોય તો તેને મન્ત્ર સંહિતા છોડી સર્વ શાસ્ત્ર ભણાવવાં અને શૂદ્ર ભણે; પરન્તુ તેનું ઉપનયન ન કરવું, એવો મત અનેક આચાર્યોનો છે. પશ્ચાત્ પાંચમા અથવા આઠમા વર્ષથી બાલકો બાલકોની અને બાલકીઓ બાલકીઓની પાઠશાળામાં જાય, અને નિચે લખેલા નિયમપૂર્વક અધ્યયનનો આરમ્ભ કરે.

**षट्त्रिंशदाब्दिकं चर्य्यं गुरौ त्रैवैदिकं व्रतम् ।**
**तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ मनु०॥ अ० ३। श्लो० १॥**

આઠમા વર્ષ પછી છત્રીશ વર્ષ પર્યન્ત અર્થાત્ એક એક વેદને સાંગોપાંગ ભણવામાં બાર બાર વર્ષ મલી, એકંદર છત્રીશ; અથવા અઢાર વર્ષનું બ્રહ્મચર્ય્ય અને આઠ પૂર્વનાં મળી છવ્વીશ કે નવ વર્ષ તથા જ્યાંસુધી વિદ્યા પૂરી ગ્રહણ ન કરી લે ત્યાંસુધી બ્રહ્મચર્ય્ય રાખવું.

**पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशतिवर्षाणि तत्प्रातःसवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीदं सर्वं वासयन्ति ॥ १ ॥**

**तं चेदेतस्मिन् वयसि किंचिदुपतपेत्स ब्रूयात्प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यंदिनं सवनमनुसंतनुतेति माहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ २ ॥**

अथ यानि चतुश्चत्वारिꣳशद्वर्षाणि तन्माध्यंदिनꣳ सवनं चतुश्चत्वारिꣳशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यंदिनꣳ सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीदꣳ सर्वꣳ रोदयन्ति ॥ ३ ॥

तं चेदेतस्मिन्वयसि किंचिदुपतपेत्स ब्रूयात्प्राणा रुद्रा इदं मे माध्यंदिनꣳ सवनं तृतीयसवनमनुसन्तनुतेति माहं प्राणानाꣳ रुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ४ ॥

अथ यान्यष्टाचत्वारिꣳशद्वर्षाणि तत्तृतीयसवनमष्टाचत्वारिꣳशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वावादित्या एते हीदꣳ सर्वमाददते ॥ ५ ॥

तं चेदेतस्मिन् वयसि किंचिदुपतपेत्स ब्रूयात् प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसंतनुतेति माहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥ ६ ॥

આ છાન્દોગ્ય ઉપનિષદનાં વચન છે. પ્ર. ૩ ખં. ૧૬.

બ્રહ્મચર્ય્ય ત્રણ પ્રકારનું છે. કનિષ્ઠ મધ્યમ ને ઉત્તમ. કનિષ્ઠ જે પુરૂષ અન્ન રસમય દેહ અને પુરિ અર્થાત્ દેહમાં શયન કરનાર જીવાત્માના યજ્ઞ અર્થાત અતીવ શુભ ગુણોની સંગત અને સત્કર્ત્તવ્ય છે. માટે તે પુરૂષને અવસ્ય છે કે ૨૪ વર્ષ પર્યન્ત જીતેન્દ્રિય અર્થાત્ બ્રહ્મચારી રહીને વેદાદિ વિદ્યા અને સુશિક્ષાનું ગ્રહણ કરે, અને પછી પણ વિવાહ કરીને લંપટતા ન કરે તો.તેના શરીરમાં પ્રાણ બલવાન થઇને સર્વ શુભ ગુણોનો વાસ કરાવનારો તે થાય છે. આ પ્રથમ વયમાં જો તેને વિદ્યાભ્યાસમાં સંતપ્ત કરે અને તે આચાર્ય્ય પણ એવોજ ઉપદેશ કરયા કરે તથા બ્રહ્મચારી એવો નિશ્ચય રાખે કે જો હું પ્રથમ અવસ્થામાં યથાયોગ્ય બ્રહ્મચર્ય્ય પાળીશ તો મારૂં શરીર અને આત્મા આરોગ્ય ને બલવાન્ બનીને શુભ ગુણોંને વસાવનાર મારો પ્રાણ થશે. ॥ ૧ ॥

હે મનુષ્યો! તમે આ પ્રકારે સુખનો વિસ્તાર કરો. જો હું બ્રહ્મચર્ય્યનો લોપ ન કરૂં અને ૨૪ વર્ષ પછી ગૃહાશ્રમ કરીશ તો પ્રસિદ્ધ છે કે રોગરહિત હું રહીશ. આયુ પણ મારી ૭૦ કે ૮૦ વર્ષ સુધી રહેશે. ॥ ૨ ॥

મધ્યમ બ્રહ્મચર્ય્ય એ છે કે જે મનુષ્ય ૪૪ વર્ષ પર્યન્ત બ્રહ્મચારી રહી, વેદાભ્યાસ કરે છે તેના પ્રાણ ઇન્દ્રિયો, અન્તઃકરણ અને આત્મા બલયુક્ત હોઇને સર્વ દુષ્ટોને રડાવનારાં અને

એઓનું પાલન કરનારા થાય છે. જો હું આ પ્રથમ વયમાં જેમ આપ કહો છો તેમ તપશ્ચર્યા કરૂં તો મારા આ રૂદ્રરૂપ પ્રાણયુક્ત આ મધ્ય બ્રહ્મચર્ય્ય સિદ્ધ થશે. ॥ ૩ ॥

હે બ્રહ્મચારીઓ ! તમે આ બ્રહ્મચર્ય્યને વધારો. જેમકે હું આ બ્રહ્મચર્ય્યનો લોપ ન કરીને યજ્ઞસ્વરૂપ થાઉં છું અને તેજ આચાર્ય્ય કુલથી આવું છું અને રોગ રહિત રહું છું. વળી જેમકે આ બ્રહ્મચારી સારૂં કામ કરે છે, તેમ તમે પણ કર્યા કરો. ॥ ૪ ॥

ઉત્તમ બ્રહ્મચર્ય્ય ૪૮ વર્ષ પર્યન્તનું ત્રીજા પ્રકારનું થાય છે. જેમ ૪૮ અક્ષરની જગતી, તેમ જે ૪૮ વર્ષ પર્યન્ત યથાવત્ બ્રહ્મચર્ય્ય કરે છે, તેના પ્રાણ અનુકૂલ થઇ સકળ વિદ્યાઓનું ગ્રહણ કરે છે. ॥ ૫ ॥

જેમ આચાર્ય્ય અને માતા પિતા પોતાના સન્તાનોને પ્રથમ વયમાં વિદ્યા અને ગુણ ગ્રહણને માટે તપસ્વી કરે છે અને તેનોજ તેને ઉપદેશ કરે છે અને તે સંતાન આપોઆપ અખંડિત બ્રહ્મચર્ય્ય સેવનથી ત્રીજા પ્રકારના ઉત્તમ બ્રહ્મચર્ય્યનું સેવન કરી પૂર્ણ અર્થાત્ ચારસો વર્ષ પર્યંત આયુને વધારે છે, તેમ તમે પણ વધારો. કેમકે જે મનુષ્ય આ બ્રહ્મચર્ય્યને પ્રાપ્ત થઇને તેનો લોપ નથી કરતો તે સર્વ પ્રકારના રોગોથી રહિત હોઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥

**चतस्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनं सम्पूर्णता किंचित्परिहाणिश्चेति ।**
**आषोडशाद्वृद्धिः आपंचविंशतेर्यौवनम् । आचत्वारिंशतः सम्पूर्णता ।**
**ततः किंचित्परिहाणिश्चेति ॥**
**पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे ।**
**समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥**

આ સુશ્રુતના શરીરસ્થાન ૩૫ મા અધ્યાયનું વચન છે. આ શરીરની ચાર અવસ્થા છે. એક 'વૃદ્ધિ' જેમાં ૧૬ મા વર્ષથી લઇ ૨૫ મા વર્ષ પર્યંત સર્વ ધાતુઓનો વધારો થાય છે. બીજી 'યૌવન' જેનો ૨૫ વર્ષના અંત અને ૨૬ મા વર્ષના આદિમાં યુવાવસ્થાનો આરંભ થાય છે તે. ત્રીજી 'સમ્પૂર્ણતા' જેમાં પચ્ચીસમા વર્ષથી લઇને ૪૦ મા વર્ષ પર્યંત સર્વ ધાતુઓની પુષ્ટી થાય છે તે. ચોથી 'કિંચિત્પરિહાણી' જે જ્યારે સર્વ સાંગોપાંગ શરીરસ્થ સકલ ધાતુ પુષ્ટ હોઇ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે તે. તદનંતર જે ધાતુ વધે છે તે શરીરમાં નથી રહેતી, કિન્તુ સ્વપ્ન પ્રસ્વેદાદિદ્વારા બહાર નિકલી જાય છે. માટે એજ ૪૦ મું વર્ષ વિવાહનો ઉત્તમ સમય છે, ઉત્તમોત્તમ તો ૪૮ મે વર્ષે વિવાહ કરવો શ્રેષ્ઠ છે.

પ્રશ્ન—શું આ બ્રહ્મચર્ય્યના નિયમ સ્ત્રી વા પુરૂષ બેઉને માટે તુલ્યજ છે ?

ઉત્તર—નહિ. જો ૨૫ વર્ષ પર્યંત પુરૂષ બ્રહ્મચર્ય્ય કરે તો ૧૬ વર્ષ પર્યંત કન્યા; જો

પુરૂષ ૩૦ વર્ષ પર્યંત બ્રહ્મચારી રહે તો સ્ત્રી ૧૭ વર્ષ; જો પુરૂષ ૩૬ વર્ષસુધી રહે તો સ્ત્રી ૧૮ વર્ષ; જો પુરૂષ ૪૦ વર્ષપર્યંત બ્રહ્મચર્ય રાખે તો સ્ત્રી ૨૦ વર્ષ; જો પુરૂષ ૪૪ વર્ષ પર્યંત તો સ્ત્રી ૨૨ વર્ષ; જો પુરૂષ ૪૮ વર્ષ તો સ્ત્રી ૨૪ વર્ષપર્યંત બ્રહ્મચર્ય સેવન કરે. અર્થાત્ ૪૮ વર્ષની પછી પુરૂષે અને ૨૪ વર્ષ પછી સ્ત્રીએ બ્રહ્મચર્ય ન રાખવું જોઇએ. પરંતુ એ નિયમ વિવાહ કરનાર સ્ત્રી પુરૂષના છે. પણ જે વિવાહ કરવાનુંજ ન ઇચ્છે તે મરણપર્યંત બ્રહ્મચારી રહેતો હોય તો ભલેજ રહે. પરંતુ એ કામ પૂર્ણવિદ્યાવાન્, જિતેંદ્રિય ને નિર્દોષ યોગી સ્ત્રી પુરૂષનું છે. એ ઘણું કઠિન કામ છે કે કામના વેગને થોભાવી ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવી.

**ऋतं च स्वाध्यायप्रवचने च । सत्यं च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्यायप्रवचने च । दमश्च स्वाध्यायप्रवचने च । शमश्च स्वाध्यायप्रवचने च । अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रंच स्वाध्यायप्रवचने च । अतिथयश्च स्वाध्यायप्रवचने च । मानुषं च स्वाध्यायप्रवचने च । प्रजा च स्वाध्यायप्रवचने च । प्रजनश्च स्वाध्यायप्रवचने च । प्रजातिश्च स्वाध्यायप्रवचने च ॥**

આ તૈતરીયોપનિષદ્‌ના વચન છે– પ્રપા૦ ૭ અનુ૦ ૯ એ ભણનાર ભણાવનારના નિયમ છે.

**ऋतं**—યથાર્થ આચરણથી ભણે ને ભણાવે, **सत्यं**० સત્યાચારથી સત્યવિદ્યાઓ ભણે ભણાવે.

**तपः**—તપસ્વી અર્થાત્ ધર્માનુષ્ઠાન કરતા થકા વેદાદિ શાસ્ત્રોને ભણે ને ભણાવે.

**दमः**—બાહ્યેન્દ્રિયોને અનુચિત આચરણોથી રોકીને ભણતા ને ભણાવતા જાય.

**शमः**—મનની વૃત્તિને સર્વ પ્રકારના દોષોથી હઠાવી ભણતા ને ભણાવતા જાય.

**अग्नयः**—આહવનીયાદિ અગ્નિ અને વિદ્યુત્ આદિને જાણીને ભણતા ને ભણાવતા જાય.

**अग्निहोत्रं**—અગ્નિહોત્ર કરતા થકા ભણે ભણાવે.

**अतिथयः**—અતિથીયોની સેવા કરતા થકા ભણે ને ભણાવે.

**मानुषं**—મનુષ્ય સંબંધી વ્યવહારોને યથાયોગ્ય કરવા થકા ભણતા ભણાવતા રહે.

**प्रजा**—સન્તાન અને રાજ્યનું પાલન કરતા થકા ભણતા ભણાવતા જાય.

**प्रजन**—વીર્યની રક્ષા અને વૃદ્ધિ કરતા થકા ભણતા ભણાવતા જાય.

**प्रजातिः**—પોતાના સન્તાન અને શિષ્યનું પાલણ કરતા થકા ભણતા ભણાવતા જાય.

**यमान् सेवेत सततं न नियमान् केवलान् बुधः ।**
**यमान्पतत्यकुर्वाणो नियमान् केवलान् भजन् ॥ मनु० अ० ४ श्लो०२०४**

યમ પાંચ પ્રકારના થાય છે.

**तत्राहिंसा सत्याऽस्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः । साधनपादे योग सूत्र ॥३०**

**अहिंसा**—વૈરત્યાગ. **સત્ય**-સત્ય માનવું સત્ય બોલવું અને સત્યજ કરવું, **अस्तेय**-મન, વચન, કર્મથી ચોરી ત્યાગ, **ब्रह्मचर्य**-ઉપસ્થેન્દ્રિયનું સંયમ, **अपरिग्रह**-અત્યન્ત લોલુપતા છોડી સ્વાભિમાન રહિત થવું એ પાંચ યમોનું સેવન સદા કરવું. કેવલ નિયમોનું સેવન **અર્થાત્**:—

**शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ योग सूत्र ॥ ३२**

**शौच**—સ્નાનાદિ પવિત્રતા, **सन्तोष** સમ્યક પ્રસન્ન હોઇ નિરૂદ્યમ રહેવું સંતોષ નહીં કિન્તુ જેટલું પુરૂષાર્થ થઇ શકે તેટલું કરવું. હાની લાભમાં હર્ષ કે શોક ન કરવો. **तपः**-કષ્ટ સેવનથી પણ ધર્મયુક્ત કર્મોનું અનુષ્ઠાન; **स्वाध्याय** ભણવું, ભણાવવું; **ईश्वरप्रणिधान**-ઇશ્વરની ભક્તિ વિશે આત્માને અર્પિત રાખવો. એ પાંચ નિયમ છે.

યમો વગર કેવલ આ નિયમોનું સેવન ન કરવું. કિન્તુ એ બેઉનું સેવન કર્યા કરવું. જે યમોનું સેવન છોડી કેવલ નિયમોનું સેવન કરે છે તે ઉન્નતિને પ્રાપ્ત થતા નથી. કિંતુ અધોગતિ અર્થાત્ સંસારમાં પડ્યા રહે છે.

**कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।**
**काम्यो हि वेदाधिगमः कर्म योगश्च वैदिकः ॥ मनु० २२**

અત્યન્ત કામાતુરતા અને નિષ્કામતા કોઇને માટે પણ શ્રેષ્ઠ નથી. કેમકે જો કામના ન કરે તો વેદોનું જ્ઞાન અને વેદવિહિત કર્માદિ ઉત્તમ કર્મ કોઇથી ન થઇ શકે તેટલા માટેઃ—

**स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।**
**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः म० अ० २ ॥ श्लो०२८ ॥**

**स्वाध्याय**—સકલ વિદ્યા ભણવી ભણાવવી, **व्रत**-બ્રહ્મચર્ય્ય, સત્યભાષણાદિ નિયમ પાલવા તે, **होम**-અગ્નિહોત્રાદિ હોમ, સત્યનું ગ્રહણ, અસત્યનો ત્યાગ અને સત્યવિદ્યાઓનું દાન કરવું, **त्रैविद्येन** વેદસ્થ કર્મ ઉપાસના, જ્ઞાન અને વિદ્યાનું ગ્રહણ કરવું **इज्यया**-પક્ષેષ્ટ્યાદિ કરવાં **सुतैः**-સુસન્તાનોત્પત્તિ કરવી. **महायज्ञैः**-બ્રહ્મ, દેવ, પિતૃ, વૈશ્વદેવ, અને અતિથિયોનું સેવનરૂપ પંચમહાયજ્ઞ, અને **यज्ञैः**-અગ્નિષ્ટોમાદિ તથા શિલ્પવિદ્યા વિજ્ઞાનાદિ યજ્ઞોના સેવનથી આ શરીરને બ્રાહ્મી અર્થાત્ વેદ અને પરમેશ્વરની ભક્તિનું આધારરૂપ બ્રાહ્મણનું શરીર બનાવાય છે, એટલા સાધનો વિના બ્રાહ્મણ શરીર બની સકતું નથી.

**इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।**
**संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥ मनु० अ० २ । ८८ .**

જેમ વિદ્વાન સારાથ ઘોડાને નિયમમાં રાખે છે તેમ મન અને આત્માને અનુચિત કામની અંદર ખેચનારા વિષયોમાં વિચરતી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં પ્રયત્ન સર્વ પ્રકારે કરવો કેમકેઃ—

इन्द्रियाणां प्रसंगेन दोषमृच्छत्यसंशयम् ।
सन्नियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ मनु० अ० २ । ९३

જીવાત્મા ઇંદ્રિયોને વશ હોઇ, નિશ્ચિત મોટા મોટા દોષોને પ્રાપ્ત થાય છે અને જ્યારે તે ઇન્દ્રિયોને પોતાને વશ કરે છે, ત્યારે સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ मनु ॥ अ० २ ॥ ९७

જે દુષ્ટાચારી અજિતેન્દ્રિય પુરૂષ છે તેને વેદ, ત્યાગ, યજ્ઞ, નિયમ, તપ તથા અન્ય સારા કામની સિદ્ધિ કદી પણ પ્રાપ્ત નથી થતી.

वेदोपकरणे चैव स्वाध्याये चैव नैत्यिके ।
नानुरोधोऽस्त्यनध्याये होममंत्रेषु चैव हि ॥ १ ॥
नैत्यिके नास्त्यनध्यायो ब्रह्मसत्रं हि तत्स्मृतम् ।
ब्रह्माहुतिहुतं पुण्यमनध्यायवषट्कृतम् ॥ मनु० २ ॥ १०५–१०६

વેદ ભણવા ભણાવવા, સન્ધ્યોપાસનાદિ પંચ મહાયજ્ઞ કરવા અને હોમ મંત્રોમાં અનધ્યાય વિષયક અનુરોધ ( આગ્રહ ) નથી કેમકે–

નિત્ય કર્મમાં અનધ્યાય હોતો નથી, જેમ શ્વાસ પ્રશ્વાસ સદા લેવામાં આવે છે, બન્ધ કરવામાં નથી આવતા, તેમજ નિત્યકર્મ પ્રતિદિન કરવાં જોઇએ. ન કોઇ દિન છોડવાં, કેમકે અનધ્યાયમાં પણ અગ્નિહોત્રાદિ ઉત્તમ કર્મ કરેલાં પુણ્યરૂપ થાય છે. જેમ જુઠું બોલવામાં સદા પાપ અને સત્ય બોલવામાં સદા પુણ્ય છે તેમજ બુરાં કર્મ કરવામાં સદા અનધ્યાય અને સારાં કર્મ કરવામાં સદા સ્વાધ્યાયજ હોય છે.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्द्धन्त आयुर्विद्यायशोबलम् ॥ मनु ॥ २ अ० १२१

જે સદા નમ્ર, સુશીલ, વિદ્વાન્ અને વૃધ્ધોની સેવા કરે છે તેનાં આયુ, વિદ્યા, કીર્તિ, અને બલ, એ ચારે સદા વૃદ્ધિ પામે છે અને જે એમ કરતો નથી તેનાં આયુ આદિ ચારે વૃદ્ધિ પામતાં નથી.

अहिंसयैव भूतानां कार्यं श्रेयोनुशासनम् ।
वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ १ ॥
यस्यवाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ।
स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ २ ॥ मनु० अ०२॥१५९-१६०

વિદ્વાન્ અને વિદ્યાર્થિયોને યોગ્ય છે કે વેરબુદ્ધિ છોડીને સર્વ મનુષ્યને કલ્યાણના માર્ગનો ઉપદેશ કરે, અને ઉપદેષ્ટા સદા મધુર, સુશીલતા યુક્ત વાણી બોલે; જે. ધર્મોન્નતિ ઇચ્છે તે સદા સત્યમાં ચાલે અને સત્યનોજ ઉપદેશ કરે—૧.

જે મનુષ્યની વાણી અને મન શુદ્ધ તથા સુરક્ષિત સદા રહે છે તેનેજ સર્વ વેદાન્ત અર્થાત્ સર્વ વેદોના સિદ્ધાન્તરૂપ ફલ પ્રાપ્ત થાય છે. ૨.

संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्यैव चाकांक्षेदवमानस्य सर्वदा ॥ मनु ॥ अ० २ श्लो० १६२

તેજ બ્રાહ્મણ સમગ્ર વેદ અને પરમેશ્વરને જાણે છે કે જે પ્રતિષ્ઠાથી વિષતુલ્ય સદા ડરતો રહે છે અને અપમાનની ઇચ્છા અમૃત સમાન કર્યા કરે છે.

अनेन क्रमयोगेन संस्कृतात्मा द्विजः शनैः ।
गुरौ वसन् संश्चिनुयाद् ब्रह्माधिगमिकं तपः ॥ मनु ॥ अ० २ ॥ १६४

આ પ્રકારે કૃતોપનયન દ્વિજ બ્રહ્મચારી કુમાર અને બ્રહ્મચારિણી કન્યા ધીરે ધીરે વેદાર્થના જ્ઞાનરૂપ ઉત્તમ તપને વધારતા ચાલ્યા જાય.

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ मनु ॥ अ० २ ॥ १६८

જે વેદને ભણીને અન્યત્ર શ્રમ કર્યા કરે છે તે પોતાના પુત્રપૌત્રસહિત શૂદ્રભાવને શીઘ્રજ પ્રાપ્ત થતા જાય છે.

वर्जयेन्मधु मांसञ्च गन्धं माल्यं रसान् स्त्रियः ।
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ १ ॥
अभ्यंगमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् ।
कामं क्रोधं च लोभं च नर्त्तनं गीतवादनम् ॥ २ ॥
द्यूतं च जनवादं च परिवादं तथाऽनृतम् ।
स्त्रीणां च प्रेक्षणालंभमुपघातं परस्य च ॥ ३ ॥
एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्कचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हिनस्ति व्रतमात्मनः ॥४॥ मनु०॥अ०२॥१७७-१८०

બ્રહ્મચારી અને બ્રહ્મચારિણી મદ્ય, માંસ, ગંધ, માલા, રસ, સ્ત્રી અને પુરૂષનો સંગ, સર્વ ખટાશ, પ્રાણિયોની હિંસા ત્યજે—૧.

અંગોનું મર્દન, વિના નિમિત્ત ઉપસ્થેન્દ્રિયનો સ્પર્શ, આંખોમાં અંજન, જોડા અને છત્રનું ધારણ, કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, શોક, ઈર્ષ્યા,દ્વેષ અને નાચ,ગાન અને વાજિન્ત્ર વગાડવાં ત્યજે.૨

દ્યૂત, જેની તેની વાતો, નિન્દા, મિથ્યાભાષણ, સ્ત્રિયોના દર્શન, આશ્રય, અન્યની હાનિ આદિ કુકર્મોને સદા છોડી દે—૩.

સર્વત્ર એકલાં સુવું, વીર્યસ્ખલિત કદી ન કરવું, જો કામનાથી વીર્યસ્ખલિત કરી દે તો જાણવું કે પોતાનાં બ્રહ્મચર્ય્ય વ્રતનો નાશ કરી દીધો—૪

**वेदमनूच्याचार्य्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः। आचार्य्याय प्रियं धनमाहृत्य प्रजातंतु मा व्यवच्छेत्सीः। सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥ देवपितृकार्य्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव पितृदेवो भव आचार्य्यदेवो भव अतिथिदेवो भव । यान्यनवद्यानिकर्माणि तानि सेवितव्यानि नो इतराणि । यान्यस्माकꣳ सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥ २ ॥ येके चास्मच्छ्रेयाꣳसो ब्राह्मणास्तेषां त्वया सेवनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धया देयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । अथ यदि ते कर्मविचिकित्सा वा व्रतविचिकित्सा वा स्यात् ॥३॥ ये तत्र ब्राह्मणाः समदर्शिनो युक्ता अयुक्ता अलूक्षा धर्मकामाः स्युर्यथा ते तत्र वर्त्तेरन् । तथा तत्र वर्त्तेथाः । एष आदेश एष उपदेश एषा वेदोपनिषत् । एतदनुशासनं एवमुपासितव्यम् एवमुचैतदुपास्यम् ॥ तैत्तिरीय ॥ प्र०अनु०११ कं०१।२।३।४**

આચાર્ય્ય અન્તેવાસી અર્થાત્ પોતાના શિષ્ય અને શિષ્યાઓને આ પ્રકારે ઉપદેશ કરે કે તું સદા સત્ય બોલ, ધર્માચરણ કર, પ્રમાદરહિત થઇને ભણ ભણાવ, પૂર્ણ બ્રહ્મચર્ય્યથી સમસ્ત વિદ્યાઓનું ગ્રહણ કર, અને આચાર્ય્યને પ્રિય ધન દઇ, વિવાહ કરી સન્તાનોત્પત્તિ કર, પ્રમાદથી સત્યને કદી ના છોડ, પ્રમાદથી ધર્મનો ત્યાગ ના કર, પ્રમાદથી આરોગ્ય અને ચતુરાઇને ના છોડ, પ્રમાદથી ભણવું ભણાવવું કદી પણ ના છોડ. દેવ, વિદ્વાન્, માતા પિતા આદિની સેવામાં પ્રમાદ ના કર, જેમ વિદ્વાનનો સત્કાર કરે તેમજ માતા, પિતા, આચાર્ય્ય અને અતિથિની સેવા સદા કર્યા કર, જે અનિન્દિત ધર્મયુક્ત કર્મ છે તે સત્ય ભાષણાદિ કર્યા કર, તેનાથી ભિન્ન મિથ્યાભાષણાદિ કદી

પણ ના કર, જે અમારા સુચરિત્ર અર્થાત્ ધર્મયુક્ત કર્મ હોય, તેનું ગ્રહણ કર, જે અમારા પાપાચરણ હોય તે કદીપણ ના કર, જે અમારી વચમાં ઉત્તમ વિદ્વાન્ ધર્માત્મા બ્રાહ્મણ છે તેની સમીપ બેસ અને તેનોજ વિશ્વાસ કર્યા કર, શ્રદ્ધાથી આપવું, અશ્રદ્ધાથી આપવું, શોભાથી આપવું, લજ્જાથી આપવું, ભયથી આપવું અને પ્રતિજ્ઞાથી પણ આપવું જોઇએ. જો કોઇ પણ વખતે કર્મ કે શીલ તથા ઉપાસના જ્ઞાનમાં કોઇ પ્રકારનો સંશય ઉત્પન્ન થાય તો જે વિચારશીલ પક્ષપાતરહિત, યોગી અયોગી, આર્દ્રચિત્ત, ધર્મની કામના કરવાવાળા ધર્માત્મા જન હોય, જેમ તે ધર્મ માર્ગમાં વર્ત્તે તેમ તું પણ તેમાં વર્ત્યા કર. એજ આદેશ, આજ્ઞા, એજ ઉપદેશ, એજ વેદની ઉપનિષત્ અને એજ શિક્ષા છે. એજ પ્રકારે વર્ત્તવું અને પોતાની ચાલ ચલન સુધારવી જોઇએ.

**अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित् ।**
**यद्यद्धि कुरुते किंचित् तत्तत्कामस्य चेष्टितम् ॥ मनु ॥ अ० २ ॥ ४**

મનુષ્યોએ નિશ્ચય કરવો જોઇએ કે નિષ્કામ પુરુષમાં નેત્રનો સંકોચ કે વિકાશ થવો પણ સર્વથા અસમ્ભવ છે. એથી એ સિદ્ધ થાય છે કે જે જે કાંઇ પણ કરે છે તે તે ચેષ્ટા કામના વગરની નથી.

**आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त्त एव च ।**
**तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान् द्विजः ॥ १ ॥**
**आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।**
**आचारेण तु संयुक्तः सम्पूर्ण फलभाग्भवेत् २ ॥ मनु० १।१०८–८९ ॥**

કહેવા, સાંભળવા, સંભલાવવા ને ભણવા ભણવવાનું ફલ એજ છે કે જે વેદ અને વેદાનુકૂલ સ્મૃતિયો પ્રતિપાદિત ધર્માચરણ કરવું, એટલા માટે ધર્માચણરમાં સદા યુક્ત રહેવું—૧.

કેમકે જે ધર્માચરણથી રહિત છે તે વેદપ્રતિપાદિત ધર્મજન્ય સુખરૂપ ફલને પ્રાપ્ત નથી થઇ શકતો અને જે વિદ્યા ભણી ધર્માચરણ કરે છે તેજ સમ્પૂર્ણ સુખને પામે છે—૨

**योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ।**
**स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥ मनु ॥ अ० २ ॥ ११ ॥**

જે વેદ અને વેદાનુકૂલ આપ્ત પુરૂષોનાં કરેલાં શાસ્ત્રોનું અપમાન કરે છે તે વેદનિંદક નાસ્તિકને જાતિ, પંક્તિ અને દેશથી બહાર કહાડી મૂકવો જોઇએ કેમકેઃ—

**वेदः स्मृतिः सदाचार स्वस्य च प्रियमात्मनः ।**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ मनु० ॥ अ० २ । १२ ॥**

વેદ, સ્મૃતિ વેદાનુકૂલ આપ્તોક્ત મનુસ્મૃત્યાદિ શાસ્ત્ર, સત્પુરૂષોના આચાર; જે સનાતન

અર્થાત વેદદ્વારા પરમેશ્વરપ્રતિપાદિત કર્મ અને આપણા આત્મામાં પ્રિય અર્થાત્ જેને આત્મા ચાહે છે, જેમ કે સત્ય ભાષણ એ ચાર ધર્મના લક્ષણ અર્થાત એનાથીજ ધર્માધર્મનો નિશ્ચય થાય છે, જે પક્ષપાતરહિત ન્યાય, સત્યનું ગ્રહણ ને અસત્યનો સર્વથા પરિત્યાગરૂપ આચાર છે તેનું નામ ધર્મ્મ એનાથી વિપરીત જે પક્ષપાતસહિત અન્યાયાચરણ, સત્યત્યાગ ને અસત્ય ગ્રહણરૂપ કર્મ્મ છે તેને અધર્મ્મ કહે છે.

**अर्थकामेष्वसक्तानां धर्म्मज्ञानं विधीयते ।**

**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ मनु ॥ अ० २ ॥ १३ ॥**

જે પુરૂષ '**अर्थ**' સુવર્ણાદિ રત્ન અને '**काम**' સ્ત્રી સેવનાદિમાં નથી ફસતા, તેનેજ ધર્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. જે ધર્મજ્ઞાનની ઇચ્છા કરે તે વેદદ્વારા ધર્મનો નિશ્ચય કરે કેમકે ધર્માધર્મનો નિશ્ચય વેદ વગર બરોબર થતો નથી.

આ પ્રકારે આચાર્ય પોતાના શિષ્યને ઉપદેશ કરે અને વિશેષે કરી રાજા, ઇતર ક્ષત્રિય, વૈશ્ય અને ઉત્તમ શૂદ્રજનોને પણ વિદ્યાનો અભ્યાસ અવશ્ય કરાવે; કેમકે જે બ્રાહ્મણ છે તેજ કેવલ વિદ્યાભ્યાસ કરે અને ક્ષત્રિયાદિ ન કરે તો વિદ્યા, ધર્મ, રાજ્ય અને ધનાદિની વૃદ્ધિ કદી નથી થઇ સકતી; કારણ કે બ્રાહ્મણ તો કેવલ ભણવા ભણાવવા અને ક્ષત્રિયાદિથી જીવિકા પ્રાપ્ત કરી, જીવનધારણ કરી સકે છે. જીવિકાને આધીન અને ક્ષત્રિયાદિના આજ્ઞાદાતા અને યથાવત્પરીક્ષક દણ્ડદાતા ન હોવાથી બ્રાહ્મણાદિ સર્વે વર્ણ પાખંડમાં ફસી જાય છે, અને જ્યારે ક્ષત્રિયાદિ વિદ્વાન્ થાય છે, ત્યારે બ્રાહ્મણ પણ અધિક વિદ્યાભ્યાસ અને ધર્મપથમાં ચાલે છે અને ક્ષત્રિયાદિ વિદ્વાનોની સમક્ષ પાખણ્ડ, અસત્ય વ્યવહાર પણ નથી કરી સકતા; જ્યારે ક્ષત્રિયાદિ અવિદ્વાન થાય છે તો તે જેમ પોતાના મનમાં આવે છે, તેમજ કરે કરાવે છે. એથીજ બ્રાહ્મણ પણ પોતાનું કલ્યાણ ઇચ્છે તો ક્ષત્રિયાદિને વેદાદિ સત્યશાસ્ત્રનો અભ્યાસ અધિક પ્રયત્નથી કરાવે, કેમકે ક્ષત્રિયાદિજ વિદ્યા, ધર્મ, રાજ્ય અને લક્ષ્મીની વૃદ્ધિ કરનાર છે, તે કદી ભિક્ષાવૃત્તિ નથી કરતા, તેથી તે વિદ્યા વ્યવહારમાં પક્ષપાતી પણ નથી થઇ સકતા જ્યારે સર્વે વર્ણોમાં વિદ્યા સુશિક્ષા હોય છે ત્યારે કોઇ પણ પાખણ્ડરૂપ અધર્મ્મ યુકત મિથ્યા વ્યવહાર નથી ચલાવી સકતા. એથી શું સિદ્ધ થયું કે ક્ષત્રિયાદિને નિયમમાં ચલાવનાર બ્રાહ્મણ અને સન્યાસી તથા બ્રાહ્મણ અને સંન્યાસીને સુનિયમમાં ચલાવનાર ક્ષત્રિયાદિ હોય છે. એટલા માટે સર્વે વર્ણોના સ્ત્રીપુરૂષમાં વિદ્યા અને ધર્મ પ્રચાર અવશ્ય હોવો જોઇએ.

હવે જે જે ભણવું ભણાવવું હોય, તે તે સારે પ્રકારે પરીક્ષા કરી હોવું યોગ્ય છે–પરિક્ષા પાંચ પ્રકારની થાય છે. એક જે જે ઇશ્વરના ગુણકર્મસ્વભાવ અને વેદાનુકૂલ હોય તે તે સત્ય અને તેની વિરૂદ્ધ અસત્ય છે. બીજું જે જે સૃષ્ટિક્રમાનુકૂલ તે તે સત્ય અને જે જે સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ તે સર્વે અસત્ય છે. જેમ કોઇ કહે કે વિના માતા પિતાના યોગથી પુત્રોત્પન્ન થયો, એવું કથન

સૃષ્ટિક્રમ વિરૂદ્ધ હોવાથી સર્વથા અસત્ય છે. ત્રીજું-' आप्त ' અર્થાત્ જે ધાર્મિક, વિદ્વાન,સત્યવાદિ, નિષ્કપટીયોનો સંગ ઉપદેશને અનુકૂલ છે તે તે ગ્રાહ્ય અને જે જે વિરૂદ્ધ તે તે અગ્રાહ્ય છે.

ચોથું—પોતાના આત્માની પવિત્રતા, વિદ્યાને અનુકૂલ અર્થાત્ જેમ આપણને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય છે તેમજ સર્વત્ર સમજવું કે હું પણ કોઇને સુખ કે દુઃખ દઇશ તો તે પણ અપ્રસન્ન કે પ્રસન્ન થશે.

પાંચમું—આઠે પ્રમાણુ અર્થાત્ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, ઐતિહ્ય, અર્થાપત્તિ, સંભવ અને અભાવ, એમાંથી પ્રત્યક્ષના લક્ષણાદિમાં જે જે સૂત્રો નિચે લખીશું તે તે સર્વે ન્યાયશાસ્ત્રમાં પ્રથમ અને દ્વિતીય અધ્યાયમાં જાણવાં—

**इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकंप्रत्यक्षम् ।**

**न्याय० ॥ अध्याय १ । आन्हिक १ । सूत्र ४ ॥**

જે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, અને ઘ્રાણનાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધની સાથે અવ્યવહિત અર્થાત્ આવર્ણરહિત સમ્બન્ધ થાય છે; ઇન્દ્રિયોની સાથે મનનો, અને મનની સાથે આત્માના સંયોગથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને પ્રત્યક્ષ કહે છે. પરન્તુ જે વ્યપદેશ્ય અર્થાત્ સંજ્ઞાસંજ્ઞીના સમ્બન્ધથી ઉત્પન્ન થાય છે તે જ્ઞાન ન હોય. જેમ કોઇએ કોઇને કહ્યું કે " તું જલ લાવ. " તે લાવી તેની પાસે મૂકી બોલ્યો કે " આ જલ છે ' પરન્તુ ત્યાં ' જલ ' એ બે અક્ષરોની સંજ્ઞા લાવનાર અને મંગાવનાર જોઇ શકતા નથી, કિન્તુ જે પદાર્થનું નામ ' જલ ' છે તેજ પ્રત્યક્ષ થાય છે અને જે શબ્દથી જ્ઞાન ઉત્પન્ન થાય છે તે શબ્દપ્રમાણનો વિષય છે. ' અવ્યભિચારિ ' જેમ કોઇએ રાત્રિમાં સ્તમ્ભ જોઇને પુરૂષનો નિશ્ચય કરી લીધો પણ જ્યારે દિવસે તેને જોયો ત્યારે રાત્રિનું પુરૂષજ્ઞાન નષ્ટ થઇને સ્તમ્ભજ્ઞાન રહ્યું. એવા વિનાશી જ્ઞાનનું નામ વ્યભિચારી છે, પણ પ્રત્યક્ષ નથી. 'વ્યવસાયાત્મક' કોઇએ દૂરથી નદીની રેતી જોઇને કહ્યું કે ત્યાં વસ્ત્ર સૂકાય છે; જલ છે કે કંઇ અન્ય છે. તે ' દેવદત્ત ઉભો છે કે યજ્ઞદત્ત '? જ્યાંસુધી એક નિશ્ચય ન થાય ત્યાંસુધી તે પ્રત્યક્ષજ્ઞાન નથી. કિન્તુ જે અવ્યપદેશ્ય, અવ્યભિચારિ અને નિશ્ચયાત્મક જ્ઞાન છે; તેને પ્રત્યક્ષ કહે છે. બીજું અનુમાન;—

**अथ तत्पूर्वकं त्रिविधमनुमानं पूर्ववच्छेषवत्सामान्यतो दृष्टञ्च ॥**

**न्याय० अ० १ । आ० १ । सू० ५ ॥**

જે પ્રત્યક્ષપૂર્વક અર્થાત્ જેનો કોઇએક દેશ કે સમ્પૂર્ણ પદાર્થ કોઇ સ્થાન કે કાલમાં પ્રત્યક્ષ થયો હોય તેના દૂર દેશ સાથે સહચારી એક દેશનું પ્રત્યક્ષ થવાથી અદૃષ્ટ અવયવીનું જ્ઞાન થવાને ' અનુમાન ' કહે છે. જેમ પુત્રને જોઇ પિતા, પર્વતાદિમાં ધુમ જોઇ અગ્નિ, અને જગત્માં સુખ દુઃખ જોઇ, પૂર્વ જન્મનું જ્ઞાન થાય છે. એ ' અનુમાન ' ત્રણ પ્રકારના છે. એક ' પૂર્વવત '

જેમ વાદલાં જોઇ વર્ષા, વિવાહ જોઇ સન્તાનોત્પત્તિ, ભણુતા વિદ્યાર્થિયોને જોઈ વિદ્વાન થવાનો નિશ્ચય થાય છે, ઇત્યાદિ જ્યાં જ્યાં કારણુ જોઇ કાર્યનું જ્ઞાન થાય તે 'પૂર્વવત.' બીજુ 'શેષવત્' અર્થાત્ જ્યાં કાર્યને જોઇ, કારણનું જ્ઞાન થાય, જેમ 'નદીના પ્રવાહનો વધારો જોઇ, ઉપલાણમાં થયલી વર્ષાનું, પુત્ર જોઇ પિતાનું, સૃષ્ટિ જોઇ અનાદિ કારણનું તથા કર્તા ઇશ્વરનું, અને પાપ પુણ્યનું આચરણુ જોઇ, સુખદુઃખનું જ્ઞાન થાય છે, તેને 'શેષવત્' કહે છે. ત્રીજું 'સામાન્યતોદૃષ્ટ' જે કોઇ કોઇનું કાર્ય કારણુ ન હોય પરન્તુ કોઇ પ્રકારનું સાધર્મ્ય એક બીજાની સાથે હોય, જેમ કોઇ ચાલ્યા વિના અન્ય સ્થાને જઇ નથી શકતો, તેમ બીજાનું પણુ સ્થાનાન્તરમાં જવા વિના ગમન કદી નથી થઇ શકતું. 'અનુમાન' શબ્દનો અર્થ એજ છે, કેઃ—

**अनु अर्थात् प्रत्यक्षस्य पश्चान्मीयते ज्ञायते येन तदनुमानम् ॥**

જે પ્રત્યક્ષની પછવાડી ઉત્પન્ન થાય, જેમ ધુમ પ્રત્યક્ષ જોયા વિના અદૃષ્ટ અગ્નિનું જ્ઞાન કદિ નથી થઇ શકતુ 'ત્રીજુ ઉપમાનઃ'—

**प्रसिद्धसाधर्म्यात्साध्यसाधनमुपमानम् ॥ न्याय० ॥ अ० १ । आ० १। सू०६ ॥**

જે પ્રસિદ્ધ પ્રત્યક્ષ સાધર્મ્યથી સાધ્ય અર્થાત્ સિદ્ધ કરવા યોગ્ય જ્ઞાનની સિદ્ધિ કરવાનું સાધન હોય તેને 'ઉપમાન' કહે છે.

**उपमीयते येन तदुपमानम् ॥**

જેમ કોઇએ કોઇ ભૃત્ય-સેવકને કહ્યું કે "તું દેવદત્ત સદૃશ વિષ્ણુમિત્રને બોલાવી લાવ." તે બોલ્યો કે "મેં તેને કદી નથી દીઠો" તેના સ્વામી-શેઠે કહ્યું કે "જેવો આ દેવદત્ત છે, તેવોજ તે વિષ્ણુમિત્ર છે," અથવા "જેવી આ ગાય છે, તેવીજ ગવય-નીલગાય હોય છે." જ્યારે તે ત્યાં ગયો ને દેવદત્ત સદૃશ તેને જોઇ, નિશ્ચય કર્યો કે આજ વિષ્ણુમિત્ર છે, તેને તેડી લાવ્યો અથવા કોઇ એક જંગલમાં જે પશુને ગાય તુલ્ય જોયું, તેનો નિશ્ચય કર્યો કે એનું નામ ગવય છે. ચોથું શબ્દ પ્રમાણઃ—

**आप्तोपदेशः शब्दः ॥ न्या० ॥ अ० १ । आ० १ । सू० ७ ॥**

જે આપ્ત અર્થાત્ પૂર્ણ વિદ્વાન, ધર્માત્મા, પરોપકાર પ્રિય, સત્યવાદી, પુરૂષાર્થી, અને જિતેન્દ્રિય પુરૂષ, જેવું પોતાના આત્મામાં જાણતા હોય અને જેથી સુખ પામ્યા હોય, તેના કથનની ઇચ્છાથી પ્રેરિત સર્વ મનુષ્યના કલ્યાણાર્થે ઉપદેષ્ટા હોય અર્થાત્ જેટલું પૃથિવીથી લઇ પરમેશ્વર પર્યન્ત પદાર્થોના જ્ઞાનને પ્રાપ્ત થઇ ઉપદેષ્ટા થાય છે, એવા પુરૂષનો અને પૂર્ણ આપ્ત પરમેશ્વરનો ઉપદેશ જે વેદ છે તેનેજ "શબ્દ પ્રમાણ" જાણો. પાંચમુ ઐતિહ્યઃ—

**न चतुष्ट्वमैतिह्यार्थापत्तिसम्भवाभावप्रामाण्यात् ॥**

**न्याय० ॥ अ० २ । आ० २ । सू० १ ॥**

જે ઇતિહ અર્થાત્ આ પ્રકારનું હતું, તેણે આ પ્રકારે કર્યું, અર્થાત્ કોઇના જન્મ ચરિત્રનું નામ 'ઐતિહ' છે. છઠું. અર્થાપત્તિઃ—

" अर्थादापद्यते सा अर्थापत्तिः " ॥

केनचिदुच्यते " सत्सु घनेषु वृष्टिः सति कारणे कार्यं भवतीति किमत्र प्रसज्यते, असत्सु घनेषु वृष्टिरसति कारणे कार्य्यं न भवति " ।

જેમ કોઇએ કોઇને કહ્યું કે "વાદળાં થવાથી વૃષ્ટિ અને કારણ હોવાથી કાર્ય ઉત્પન્ન થાય છે" આ ઉપરથી વિના કહે આ બીજી વાત સિદ્ધ થાય છે કે વિના વાદળાં વૃષ્ટિ અને વિના કારણ કાર્ય કદી હોઇ શકતું નથી. સાતમું સંભવઃ—

सम्भवति यस्मिन् स सम्भवः ।

કોઇ કહે કે માતા પિતા વિના સન્તાનોત્પત્તિ, કોઇએ મૃતક જીવાડયું, પર્વત ઉઠાવ્યો, સમુદ્રમાં પત્થર તરાવ્યા, ચન્દ્રમાના ટુકડા કર્યા, પરમેશ્વરના અવતાર થયા, મનુષ્યને સીંગડાં જોયાં, અને વાંજણીના પુત્ર અને પુત્રીના વિવાહ કર્યા, ઇત્યાદિ સર્વ અસંભવ છે, કેમકે એ સર્વ વાતો સૃષ્ટિક્રમથી વિરુદ્ધ છે. જે વાત સૃષ્ટિક્રમાનુકૂલ હોય તેજ સમ્ભવ છે આઠમું અભાવઃ—

न भवन्ति यस्मिन् सोऽभावः ॥

જેમ કોઇએ કોઇને કહ્યું કે 'હાથી લાવ.' તેણે ત્યાં હાથીનો અભાવ જોઇ, જ્યાં હાથી હતો ત્યાંથી લઇ આવ્યો. એ આઠ પ્રમાણ. એમાંથી જે શબ્દમાં ઐતિહ્ય અને અનુમાનમાં અર્થાપત્તિ, સમ્ભવ, અભાવની ગણના કરિયે તો ચાર પ્રમાણ રહી જાય છે. આ પાંચ પ્રકારની પરીક્ષાઓથી મનુષ્ય સત્યાસત્યનો નિશ્ચય કરી સકે છે, અન્યથા નહીં.

धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम् ॥ वै० ॥ अ० १ । आ० १ । सू० ४ ॥

જ્યારે મનુષ્ય ધર્મનું યથાયોગ્ય અનુષ્ઠાન કરવાથી પવિત્ર થઇ 'સાધર્મ્ય' અર્થાત જે તુલ્ય ધર્મ છે, જેમ કે પૃથિવી જડ અને જલ પણ જડ. "વૈધર્મ્ય" અર્થાત પૃથિવી કઠોર અને જલ કોમલ; એ પ્રકારે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય, એ છ પદાર્થોનું તત્વજ્ઞાન અર્થાત સ્વરૂપજ્ઞાનથી "निश्रेयसम्" મોક્ષ પ્રાપ્ત થાય છે.

पृथिव्यापस्तेजोवायुराकाशं कालो दिगात्मा मन इति द्रव्याणि ॥

वै० ॥ अ० १ । आ० १ । सू० ५ ॥

પૃથિવી, જલ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા ને મન, એ નવ દ્રવ્ય છે.

**क्रियागुणवत्समवायिकारणमिति द्रव्यलक्षणम् ॥**

**वै० ॥ अ० १ । आ० १ । सू० १५ ॥**

**क्रियाश्च गुणाश्च विद्यन्ते यस्मिंस्तत् क्रियागुणवत् ॥**

જેમાં ક્રિયા ગુણ અને કેવલ ગુણ પણ રહે તેને દ્રવ્ય કહે છે. તેમાંથી પૃથિવી, જલ, તેજ, વાયુ, મન, અને આત્મા એ છ દ્રવ્ય, ક્રિયા, અને ગુણવાળા છે. તથા આકાશ, કાલ, અને દિશા એ ત્રણ ક્રિયા રહિત ગુણવાળા છે.

( સમવાયિ ) "**समवेतुं शीलं यस्य तत् समवायि, प्राग्वृत्तित्वं कारणं समवायि च तत्कारणं च समवायिकारणं ॥ लक्ष्यते येन तल्लक्षणम् ॥** જે મલવાના સ્વભાવયુક્ત કાર્યથી કારણ પૂર્વકાલસ્થ હોય, તેને દ્રવ્ય કહે છે. જેથી લક્ષ્ય જણાઇ જાય, જેમ કે આંખથી રૂપ જણાય છે, તેને લક્ષણ કહે છે.

**रूपरसगन्धस्पर्शवतीपृथिवी ॥ वै० ॥ अ० २ । आ० १ । सू० १ ॥**

રૂપ, રસ, ગંધ, સ્પર્શવાલી પૃથિવી છે, એમાં રૂપ, રસ, ને સ્પર્શ. એ અગ્નિ, જલ ને વાયુના યોગથી છે.

**व्यवस्थितः पृथिव्यां गन्धः ॥ वै० ॥ अ० २ । आ० २ । सू० २ ॥**

પૃથિવીમાં ગન્ધ ગુણ સ્વાભાવિક છે. તેમજ જલમાં રસ, અગ્નિમાં રૂપ, વાયુમાં સ્પર્શ અને આકાશમાં શબ્દ સ્વાભાવિક છે.

**रूपरसस्पर्शवत्य आपो द्रवाः स्निग्धाः ॥ वै० ॥ अ० २ । आ०१ । सू० २ ॥**

રૂપ રસ ને સ્પર્શવાન દ્રવીભૂત અને કોમલ જલ કહેવાય છે. પરન્તુ એમાં જલનો રસ એ સ્વાભાવિક ગુણ તથા રૂપ સ્પર્શ, એ અગ્નિ અને વાયુના સંયોગથી છે.

**अप्सु शीतता ॥ वै० ॥ अ० २ । आ० २ । सू० ५ ॥**

જલમાં શીતલત્વ ગુણ સ્વાભાવિક છે.

**तेजो रूपस्पर्शवत् ॥ वै० ॥ अ० २ । आ० १ । सू० ३ ॥**

જે રૂપ ને સ્પર્શવાલા છે તે તેજ છે. પરન્તુ એમાં રૂપ સ્વાભાવિક અને સ્પર્શ વાયુના યોગથી છે.

**स्पर्शवान् वायुः ॥ वै० ॥ अ० २ । आ० १ । सूत्र ४ ॥**

સ્પર્શ ગુણવાન્ વાયુ છે, પરન્તુ એમાં પણ ઉષ્ણતા, ને શીતતા, એ તેજ ને જલના યોગથી રહે છે.

**त आकाशे न विद्यन्ते ॥ वै० ॥ अ० २ । आ० १ । सू० ५ ॥**

રૂપ, રસ, ગન્ધ ને સ્પર્શ આકાશમાં નથી કિન્તુ શબ્દજ આકાશનો ગુણ છે.

**निष्क्रमणं प्रवेशनमित्याकाशस्य लिङ्गम् ॥**

**वै० ॥ अ० २ । आ० १ । सू० २० ॥**

જેમાં પ્રવેશ અને નિકલવું થાય છે; તે આકાશનું લિંગ છે.

**कार्यान्तराप्रादुर्भावाच्च शब्दः स्पर्शवतामगुणः ॥**

**वै० ॥ अ० २ । आ० १ । सू० २५ ॥**

અન્ય પૃથિવી આદિ કાર્યોથી પ્રકટ ન હોવાથી શબ્દ સ્પર્શ ગુણવાલી ભૂમિ આદિ નો ગુણ નથી, કિન્તુ શબ્દ આકાશનોજ ગુણ છે.

**अपरस्मिन्नपरं युगपच्चिरं क्षिप्रमिति काललिङ्गानि ॥**

**वै० ॥ अ० २ । आ० २ । सू० ६ ॥**

જેમાં અપર, પર, (**युगपत्**) એકવાર (**चिरम्**) વિલમ્બ (**क्षिप्रम्**) શીઘ્ર ઇત્યાદિ પ્રયોગ થાય છે તેને કાલ કહે છે.

**नित्येष्वभावादनित्येषु भावात्कारणे कालाख्येति ॥**

**वै० ॥ अ० २ । आ० २ । सू० ९ ॥**

જે નિત્ય પદાર્થોમાં ન હોય અને અનિત્યમાં હોય તેથી કરીને કારણમાંજ કાલ સંજ્ઞા છે.

**इत इदमिति यतस्तद्दिश्यं लिङ्गम् । वै० ॥ अ० २ । आ० २ । सू० १० ॥**

અહિંથી આ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર ઉપર, નીચે; જેમાં એ વ્યવહાર થાય છે, તેને દિશા કહે છે.

**आदित्यसंयोगाद् भूतपूर्वाद् भविष्यतो भूताच्च प्राची ॥**

**वै० ॥ अ० २ । आ० २ । सू० १४ ॥**

જે દિશાએ પ્રથમ આદિત્યનો સંયોગ થયો છે, અને થશે તેને પૂર્વ દિશા કહે છે. અને જ્યાં અસ્ત થાય તેને પશ્ચિમ કહે છે, પૂર્વાભિમુખ મનુષ્યની જમણી બાજુએ દક્ષિણ અને ડાબી બાજુએ ઉત્તર દિશા કહેવાય છે.

**एतेन दिगन्तरालानि व्याख्यातानि ॥ वै० ॥ अ० २ । आ० २ । सू० १६ ॥**

એ પૂર્વ દક્ષિણની વચ્ચેની દિશાને અગ્નિ, દક્ષિણ પશ્ચિમની વચ્ચેની નૈઋત્ય, પશ્ચિમ ઉત્તરની વચ્ચેની વાયવ્ય, અને ઉત્તર પૂર્વની વચ્ચેનીને ઇશાન દિશા કહે છે.

**इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गमिति ॥**

**न्याय० ॥ अ० १ । सू० १० ॥**

જેમાં **इच्छा** રાગ, **द्वेष** વેર **प्रयत्न** પુરૂષાર્થ, સુખ, દુઃખ અને **ज्ञान** જાણવું, એ ગુણ હોય તે જીવાત્મા કહેવાય છે. વૈશેષિકમાં આટલું વધારે છે:—

**प्राणाऽपाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तर्विकाराः सुखदुःखेच्छाद्वेषप्रयत्नाश्चात्मनो लिङ्गानि ॥ वै० ॥ अ० ३ । आ० २ । सू० ४ ॥**

**प्राण** બહારથી વાયુને અન્દર લેવો. **अपान** અન્દરથી વાયુને બહાર કાઢવો, **निमेष** આંખને મિચવી **उन्मेष** આંખને ઉઘાડવી, **जीवन** પ્રાણનું ધારણ કરવું, **मनः** મનન, વિચાર અર્થાત્ જ્ઞાન, **गति** યથેષ્ટ ગમન કરવું, **इन्द्रिय** ઈન્દ્રિયોને વિષયમાં ચલાવવી, તેનાથી વિષયોનું ગ્રહણ કરવું, **अन्तर्विकार** ક્ષુધા, તૃષા, જ્વર, પીડા આદિ વિકારોનું થવું. સુખ, દુઃખ, ઇચ્છા દ્વેષ ને પ્રયત્ન; એ સર્વ આત્માના લિંગ અર્થાત્ કર્મ અને ગુણ છે.

**युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गम् ॥ न्याय० ॥ अ० १ । आ० १ । सू० १६ ॥**

જેથી એક કાલમાં બે પદાર્થોનું ગ્રહણ જ્ઞાન નથી થતું તેને મન કહે છે, આ દ્રવ્યના સ્વરૂપ અને લક્ષણ કહ્યાં. હવે ગુણો કહિયે છિયે:—

**रूपरसगन्धस्पर्शाः संख्यापरिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वाऽपरत्वे बुद्धयः सुखदुःखे इच्छाद्वेषौ प्रयत्नाश्च गुणाः ॥ वै० ॥ अ० १ । आ० १ । सू० ६ ॥**

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા દ્વેષ, પ્રયત્ન, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ અને શબ્દ, એ ૨૪ ગુણ કહેવાય છે.

**द्रव्याश्रय्यगुणवान् संयोगविभागेष्वकारणमनपेक्ष इति गुणलक्षणम् ॥**
**वै० ॥ अ० १ । आ० २ । स० १६ ॥**

દ્રવ્યને આશ્રયે રહે, અન્ય ગુણનું ધારણ ન કરે, સંયોગ ને વિભાગમાં કારણ ન હોય, અનપેક્ષ અર્થાત એક બીજાની અપેક્ષા ન કરે તેનું નામ ગુણ છે.

**श्रोत्रोपलब्धिर्बुद्धिनिर्ग्राह्यः प्रयोगेणाऽभिज्वलित आकाशदेशः शब्दः ॥ महाभाष्य ॥**

જેની શ્રોત્રાથી પ્રાપ્તિ, જે બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય, અને પ્રયોગથી પ્રકાશિત, તથા આકાશ જેનો દેશ છે, તે શબ્દ કહેવાય છે.

નેત્રથી જેનું ગ્રહણ થાય તે રૂપ; જિવ્હાથી જે મિષ્ટાદિ અનેક પ્રકારનું ગ્રહણ થાય છે તે રસ, નાસિકાથી જેનું ગ્રહણ થાય તે ગન્ધ, ત્વચાથી જેનું ગ્રહણ થાય છે તે સ્પર્શ, એક બે ઇત્યાદિ ગણના જેનાથી થાય છે તે સંખ્યા, જેનાથી તોલ અર્થાત્ હલ્કું ભારી વિદિત થાય છે તે પરિમાણ, એક બીજાથી અલગ રહેવું તે પૃથક્ત્વ, એક બીજા સાથે મળવું તે સંયોગ એક, બીજા સાથે મળેલાના અનેક ટુકડા થવા તે વિભાગ આથી તે પર, છે તે પર અને તેનાથી જે દૂર છે તે અ-

પર જેનાથી સારા નરતાનું જ્ઞાન થાય છે તે બુદ્ધિ, આનંદનું નામ સુખ, કલેશનું નામ દુઃખ, ઇચ્છા–રાગ, દ્વેષ–વિરોગ '**प्रयत्न**' અનેક પ્રકારનું બલ પુરૂપાર્થ, **गुरुत्व** ભારીપણુ, **द्रवत्व** પીંગળી જવું, **स्नेह** પ્રીતિ અને ચિકણાપણું, **संस्कार** અન્યના યોગથી વાસનાનું થવું, **धर्म** ન્યાયાચરણ અને કઠિનત્વાદિ, **अधर्म** અન્યાયાચરણ અને કઠિનતાથી વિરૂદ્ધ કોમલતા, એ ૨૪ ગુણ છે.

**उत्क्षेपणमवक्षेपणमाकुञ्चनं प्रसारणं गमनमिति कर्माणि ॥**

**वै० ॥ अ० १ । आ० १ । सू० ७ ॥**

**उत्क्षेपण** ઉપર ચેષ્ટા કરવી, **अवक्षेपण** નિચે ચેષ્ટા કરવી, **आकुंचन** સંકોચ કરવો, **प्रसारण** ફેલાવું, **गमन** આવવું જવું, ઘુમવું આદિ, એને કર્મ કહે છે. હવે કર્મના લક્ષણઃ—

**एकद्रव्यमगुणं संयोगविभागेष्वनपेक्षकारणमिति कर्मलक्षणम् ॥**

**वै० ॥ अ० १ । आ० १ । सू० १७ ॥**

**"एकन्द्रव्यमाश्रय आधारो यस्य तदेकद्रव्यं न विद्यते गुणो यस्य यस्मिन् वा तदगुणम् संयोगेषु विभागेषु चाऽपेक्षारहितं कारणं तत्कर्मलक्षणं" ॥** અથવાઃ—

**" यत् क्रियते तत्कर्म, लक्ष्यते येन तल्लक्षणम्, कर्मणो लक्षणं कर्मलक्षणं" ॥**

એક દ્રવ્યના આશ્રિત ગુણોથી રહિત સંયોગ અને વિભાગ હોવામાં અપેક્ષારહિત કારણ હોય, તેને કર્મ કહે છે.

**द्रव्यगुणकर्मणां द्रव्यं कारणं सामान्यम् ॥ वै० ॥ अ० १ । आ० १ । सू० १८ ॥**

જે કાર્ય દ્રવ્ય, ગુણ અને કર્મનું કારણ દ્રવ્ય છે તે સામાન્ય દ્રવ્ય છે.

**द्रव्याणां द्रव्यं कार्यं सामान्यम् ॥ वै० ॥ अ० १ । आ० १ । सू० २३ ॥**

જે દ્રવ્યનું કાર્ય દ્રવ્ય છે, તે કાર્યપણુથી સર્વ કાર્યોમાં સામાન્ય છે.

**द्रव्यत्वं गुणत्वं कर्मत्वञ्च सामान्यानि विशेषाश्च ॥**

**वै० ॥ अ० १ । आ० २ । सू० ५ ॥**

દ્રવ્યોમાં દ્રવ્યપણું, ગુણોમાં ગુણપણું, કર્મોમાં કર્મપણું, એ સર્વ સામાન્ય અને વિશેષ કહેવાય છે, કેમકે દ્રવ્યોમાં દ્રવ્યત્વ સામાન્ય અને ગુણત્વ કર્મથી દ્રવ્યત્વ વિશેષ છે, એ પ્રકારે સર્વત્ર જાણવું.

**सामान्यं विशेष इति बुद्ध्यपेक्षम् ॥ वै० ॥ अ० १ । आ० २ । सू० ३ ॥**

સામાન્ય અને વિશેષ બુદ્ધિની અપેક્ષાથી સિદ્ધ થાય છે; જેમ મનુષ્ય વ્યક્તિયોમાં મનુષ્યત્વ સામાન્ય અને પશુત્વાદિથી વિશેષ તથા સ્ત્રીત્વ અને પુરુષત્વ એમાં બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ,

વૈશ્યત્વ, શૂદ્રત્વ પણ વિશેષ છે. બ્રાહ્મણ વ્યક્તિયોમાં બ્રાહ્મણત્વ સામાન્ય અને ક્ષત્રિયાદિથી વિશેષ છે, એમ સર્વત્ર જાણો.

**इहेदमिति यतः कार्यकारणयोः स समवायः ॥**

**वै० ॥ अ० ७ । आ० २ । सू० २६ ॥**

કારણ અર્થાત્ અવયવોમાં અવયવી, કાર્યોમાં ક્રિયા ને ક્રિયાવાન, ગુણ ગુણી, જાતિ વ્યક્તિ, કાર્ય્ય કારણ, અવયવ અવયવી,-એનો નિત્ય સંબંધ હોવાથી સમવાય કહેવાય છે, અને જે અન્ય દ્રવ્યોનો પરસ્પર સંબંધ થાય છે, તે સંયોગ અર્થાત અનિત્ય સમ્બન્ધ છે.

**द्रव्यगुणयोः सजातीयारम्भकत्वं साधर्म्यम् ॥ वै० ॥ अ० १ । आ० १ । सू० ९ ॥**

જે દ્રવ્ય અને ગુણના એક સરખા જાતીયક કાર્યનો આરંભ થાય છે, તેને સાધર્મ્ય કહે છે. જે પૃથ્વીમાં જડત્વ ધર્મ અને ઘટાદિ કાર્યોત્પાદકત્વ સ્વસદૃશ ધર્મ છે, તેમજ જલમાં પણ જડત્વ અને હિમાદિ સ્વસદૃશ કાર્ય્યનો આરંભ, પૃથ્વીસાથે જલનો અને જલ સાથે પૃથ્વીનો તુલ્ય ધર્મ છે, અર્થાત

**द्रव्यगुणयोर्विजातीयारम्भकत्वं वैधर्म्यम् ॥**

એ વિદિત થયું છે કે જે દ્રવ્ય અને ગુણના વિરૂદ્ધ ધર્મ અને કાર્ય્યનો આરંભ છે તેને વૈધર્મ્ય કહે છે. જેમ પૃથ્વીમાં કઠિનત્વ, શુષ્કત્વ અને ગંધત્વ ધર્મ જલથી વિરૂદ્ધ છે અને જલના દ્રવત્વ, કોમલતા અને રસગુણ યુકતતા પૃથિવીથી વિરૂદ્ધ છે.

**कारणभावात्कार्यभावः ॥ वै० ॥ अ० ४ । आ० १ । सू० ३ ॥**

કારણના હોવાથીજ કાર્ય થાય છે.

**न तु कार्याभावात्कारणाभावः ॥ वै० ॥ अ० १ । आ० २ । सू० २ ॥**

કાર્યના અભાવથી કારણનો અભાવ નથી હોતો.

**कारणाऽभावात्कार्य्याऽभावः ॥ वै० ॥ अ० १ । आ० २ । सू० १ ॥**

કારણ ન હોવાથી કાર્ય કદી હોતું નથી.

**कारणगुणपूर्वकः कार्यगुणो दृष्टः ॥ वै० ॥ अ० २ । आ० १ । सू० २४ ॥**

જેવો કારણમાં ગુણ હોય છે તેવોજ કાર્યમાં હોય છે. પરિમાણ બે પ્રકારના છેઃ—

**अणुमहदिति तस्मिन्विशेषभावाद्विशेषाभावाच्च ॥**

**वै० ॥ अ० ७ । आ० १ । सू० ११ ॥**

અણુ સૂક્ષ્મ મહત્ મોટું, જેમ ત્રસરેણુ લિક્ષાથી નાનો અને દ્વ્યણુકથી મોટો છે તથા પહાડ પૃથિવીથી નાનો, પણ વૃક્ષોથી મોટો છે.

**सदिति यतो द्रव्यगुणकर्मसु सा सत्ता ॥ वै०॥ अ०१ । आ० २ । सू० ७ ॥**

જે દ્રવ્ય ગુણ કર્મોમાં સત્ શબ્દ અન્વિત રહે છે અર્થાત્ "**सद् द्रव्यम्-सन् गुणः-सत्कर्म**" સત્ દ્રવ્ય સત્ ગુણ, સત્ કર્મ અર્થાત્ વર્તમાન કાલવાચી શબ્દનો અન્વય સર્વેની સાથે રહે છે.

**भावोनुवृत्तेरेव हेतुत्वात्सामान्यमेव ॥ वै० अ० १ । आ० २ । सू० ४ ॥**

જે સર્વની સાથે અનુવર્તમાન હોવાથી સત્તારૂપ ભાવ છે, તે મહાસામાન્ય કહેવાય છે. આ ક્રમ ભાવરૂપ દ્રવ્યોનો છે અને જે અભાવ છે તે પાંચ પ્રકારના થાય છે.

**क्रियागुणव्यपदेशाभावात्प्रागसत् ॥ वै० ॥ अ० ९ । आ० १ । सू० १ ॥**

ક્રિયા અને ગુણના વિશેષ નિમિત્તના પ્રાક્ અર્થાત્ પૂર્વ **असत्** ન હતું, જેમ ઘટ વસ્ત્રાદિ ઉત્પત્તિની પૂર્વે ન હતાં, એનું નામ પ્રાગભાવ; બીજુ:—

**सदसत् ॥ वै० ॥ अ० ९ । आ० १ । सू० २ ॥**

જે હોઇને ન રહે, જેમ ઘટ ઉત્પન્ન થઇ નષ્ટ થઇ જાય, એ પ્રધ્વંસાભાવ કહેવાય છે. ત્રીજો

**सच्चासत् ॥ वै० ॥ अ० ९ । आ० १ । सू० ४ ॥**

જે હોય અને ન હોય, જેમ "**अगौरश्वोऽनश्वो गौः**" ॥ આ ઘોડો ગાય નથી અને ગાય ઘોડો નથી અર્થાત્ ઘોડામાં ગાયનો અને ગાયમાં ઘોડાનો અભાવ અને ગાયમાં ગાય અને ઘોડામાં ઘોડાનો ભાવ છે. એ અન્યોન્યાભાવ કહેવાય છે. ચોથું:—

**यच्चान्यदसतस्तदसत् ॥ वै० ॥ अ० ९ । आ० १ । सू० ५ ॥**

પૂર્વોક્ત ત્રણે અભાવોથી ભિન્ન છે, તેને અત્યંતાભાવ કહે છે, જેમ **नरशृंग** અર્થાત્ મનુષ્યશિંગ '**खपुष्प**' આકાશ પુષ્પ અને '**वन्ध्यापुत्र**' વાંઝણીપુત્ર ઇત્યાદિ પાંચમું.

**नास्ति घटो गेहे इति सतो घटस्य गेहसंसर्गप्रतिषेधः ॥**

**वै० ॥ अ० ९ । आ० १ । सू० १० ॥**

ઘરમાં ઘડો નથી અર્થાત્ અન્યત્ર છે, ઘર સાથે ઘડાનો સંબંધ નથી, એ પાંચ પ્રકારના અભાવ કહેવાય છે.

**इंद्रियदोषात्संस्कारदोषाच्चाविद्या ॥ वै० अ० ९ । आं० २ । सू० ११ ॥**

ઇન્દ્રિઓ અને સંસ્કારોના દોષથી અવિદ્યા ઉત્પન્ન થાય છે.

**तद्दुष्टज्ञानम् ॥ वै० अ० ९ । आ० २ । सू० ११ ॥**

જે દુષ્ટ અર્થાત વિપરીત જ્ઞાન છે, તેને અવિદ્યા કહે છે.

**अदुष्टं विद्या ॥ वै० ॥ अ० ९ । आ० २ । सू० १२ ॥**

જે અદુષ્ટ અર્થાત્ યથાર્થ જ્ઞાન છે, તેને વિદ્યા કહે છે.

पृथिव्यादिरूपरसगन्धस्पर्शा द्रव्यानित्यत्वादनित्याश्च ॥
वै० ॥ अ० ७ । आ० १ । सू० २ ॥

एतेन नित्येषु नित्यत्वमुक्तम् ॥ वै० ॥ अ० ७ । आ० १ । सू० ३ ॥

જે કાર્યરૂપ પૃથિવ્યાદિ પદાર્થ અને તેમાં રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, ગુણ છે. એ સર્વ દ્રવ્યો અનિત્ય હોવાથી અનિત્ય છે, અને જે એનાથી કારણરૂપ પૃથિવ્યાદિ નિત્ય દ્રવ્યોમાં ગન્ધાદિ ગુણ છે તે નિત્ય છે.

सदकारणवन्नित्यम् ॥ वै० ॥ अ० ४ । आ० १ । सू० १ ॥

જે વિદ્યમાન હોય અને જેનું કારણ કોઇપણ ન હોય તે નિત્ય છે અર્થાત્:—

सत्कारणवदनित्यम् ॥

જે કારણવાળા કાર્યરૂપ ગુણ છે તે અનિત્ય કહેવાય છે.

अस्येदं कार्यं कारणं संयोगि विरोधि समवायि चेति लैंगिकम् ॥
वै० ॥ अ० ९ । आ० २ । सू० १ ॥

એનું આ કાર્ય કે કારણ છે ઇત્યાદિ સમવાયિ, સંયોગિ, એકાર્થસમવાયિ અને વિરોધિ, એ ચાર પ્રકારના લૈંગિક અર્થાત્ લિંગલિંગીના સમ્બન્ધથી જ્ઞાન થાય છે. 'સમવાયિ' જેમ આકાશ પરિમાણવાળું છે, 'સંયોગિ' જેમ શરીર ત્વચાવાળું છે, ઇત્યાદિનો નિત્ય સંયોગ છે. 'એકાર્થ સમવાયિ' એક અર્થમાં બેનું રહેવું, જેમ કાર્યરૂપ સ્પર્શ કાર્યનું લિંગ અર્થાત્ જણાવવાળું છે. 'વિરોધી' જેમ થયલી વૃષ્ટિ, થવાવાલી વૃષ્ટિનું વિરોધી લિંગ છે. "વ્યાપ્તિ"

नियतधर्मसाहित्यमुभयोरेकतरस्य वा व्याप्तिः ॥

निजशक्त्युद्भवमित्याचार्याः ॥

आधेयशक्तियोग इति पंचशिखः ॥ सांख्य सूत्र अ०५ । सू०२९ । ३१ । ३२ ॥

જે બેઉ સાધ્ય સાધન અર્થાત્ સિદ્ધ કરવા યોગ્ય અને જેથી સિદ્ધ કર્યું જાય, તે બેઉ અથવા એક, સાધનમાત્રના નિશ્ચિત ધર્મનો સહચાર છે, તેનેજ વ્યાપ્તિ કહે છે, જેમ ધૂમ અને અગ્નિનો સહચાર છે.

તથા વ્યાપ્ય જે ધૂમ તેની નિજ શક્તિથી ઉત્પન્ન થાય છે અર્થાત્ જ્યારે દેશાંતરમાં દૂર ધૂમ જાય છે ત્યારે વિના અગ્નિયોગે ધૂમ સ્વયમ્ રહે છે, તેનુંજ નામ વ્યાપ્તિ છે, અર્થાત્ આગના છેદન, ભેદન, સામર્થ્યથી જલાદિ પદાર્થ ધૂમરૂપ પ્રકટ થાય છે.

જેમ મહત્તત્ત્વાદિમાં પ્રકૃત્યાદિની વ્યાપકતા, બુદ્ધયાદિમાં વ્યાપ્યતા ધર્મના સમ્બન્ધનું નામ વ્યાપ્તિ છે. જેમ શક્તિ આધેયરૂપ અને શક્તિમાન્ આધારરૂપને સમ્બન્ધ છે.

ઇત્યાદિ શાસ્ત્રોના પ્રમાણાદિથી પરિક્ષા કરીને ભણે ને ભણાવે. અન્યથા વિદ્યાર્થિયોને સત્ય બોધ કદી નથી થઇ સકતો. જે જે ગ્રન્થ ભણાવે તેની તેની પૂર્વોક્ત પ્રકારથી પરિક્ષા કરી જે સત્ય નિશ્ચય થાય તે તે ગ્રન્થ ભણાવે. જે જે આ પરિક્ષાઓની વિરૂદ્ધ હોય તે તે ગ્રન્થોને ન ભણે ન ભણાવે કેમકે:—

## लक्षणप्रमाणाभ्याम् वस्तुसिद्धिः ॥

લક્ષણ, જેમકે '**गन्धवती पृथिवी**' જે પૃથિવી છે તે ગન્ધવાન છે, તેવાંજ લક્ષણ અને પ્રત્યક્ષાદિ પ્રમાણ એથી સર્વ સત્યાસત્ય અને પદાર્થોનો નિર્ણય થઇ જાય છે, એના વિના કશું થતું નથી.

## अथ पठनपाठनविधिः ॥

હવે ભણવા ભણાવવાનો પ્રકાર લખિયે છિયે. પ્રથમ પાણિનિમુનિકૃત શિક્ષા જે સૂત્રરૂપ છે, તેની રીતિ અર્થાત્ આ અક્ષરનું આ સ્થાન, આ પ્રયત્ન ને આ કરણ છે. જેમ 'પ' નું ઓષ્ઠસ્થાન, સ્પૃષ્ટ પ્રયત્ન અને પ્રાણ તથા જીભની ક્રિયાનું કરવું એ કરણ કહેવાય છે. એ પ્રકારે યથાયોગ્ય સર્વ અક્ષરોના ઉચ્ચારણ માતા, પિતા, આચાર્ય શિખાવે, તદનન્તર વ્યાકરણ અર્થાત પ્રથમ અષ્ટાધ્યાયીના સૂત્રોનો પાઠ, જેમ '**वृद्धिरादैच्**' પછી પદચ્છેદ, જેમ **वृद्धिः आत्, ऐच् के आदैच्**" પશ્ચાત્ સમાસ '**आच्च**' **ऐच्च, आदैच्** અને પછી અર્થ જેમ "**आदैचां वृद्धिसंज्ञा क्रियते**" અર્થાત્ આ, ઐ ઔની વૃદ્ધિ સંજ્ઞા છે.

## " तः परो यस्मात्स तपरस्तादपि परस्तपरः "

તકાર જેથી પરે અને જે તકારથી પણ પરે છે તે **तपर** કહેવાય છે. એથી શું સિદ્ધ થયું ? જે આકારથી પરે **त्** અને **त्** થી પરે **ऐच्** એ બેઉ **तपर** છે. **तपर** નું પ્રયોજન એ છે કે હ્રસ્વ અને પ્લુતની વૃદ્ધિ સંજ્ઞા ન થઈ. ઉદાહરણ **भागः** અહિં **भज** ધાતુથી **घञ्** પ્રત્યયની પરે **घ् ञ्** ની ઇત્સંજ્ઞા થઇને લોપ થઇ ગયો. પશ્ચાત્ **भज अ** અહિં **ज**કારની પૂર્વ **भ** કારોત્તર અકારના વૃદ્ધિ સંજ્ઞક આકાર થઇ ગયો છે તો **भाज** પુનઃ **ज** ના **ग्** થઇ અકારની સાથે મલી **भागः** એવો પ્રયોગ થયો. **अध्यायः** અહિં અધિપૂર્વક **इङ्** ધાતુના હ્રસ્વ **इ** સ્થાનમાં **घञ्** પ્રત્યયનો પરે **ऐ** વૃદ્ધિ અને એને **आय्** મળે **अध्यायः** ॥ **नायकः** અહિં **नीञ्** ધાતુના દીર્ઘ ઈકાર સ્થાનમાં **ण्वुल्** પ્રત્યની પરે **ऐ** વૃદ્ધિ અને તેને **आय** થઇ તેમે મલીને **नायकः** અને **स्तावकः** અહિં **स्तु** ધાતુને **ण्वुल्** પ્રત્યય થઇ હ્રસ્વ **उ**કારના સ્થાનમાં **औ** વૃદ્ધિ **आव्** આદેશ થઇ અકારમાં મલી ગયાથી **स्तावकः** ॥ **कृञ्** ધાતુની આગળ **ण्वुल** પ્રત્યય **ल** ની **इत्** સંજ્ઞા થઇ લોપ, **वु**ના સ્થાનમાં **अक** આદેશ અને **ऋ**કારના સ્થાનમાં **आर्** વૃદ્ધિને થઇ

**कारकः** સિદ્ધ થયો. જે જે સૂત્ર આગળ પાછળના પ્રયોગમાં લાગે તેના કાર્ય્ય સર્વ દેખાડતાં જવાં. સિલેટ અથવા પાટિપર દેખાડી દેખાડી, કાર્યું રૂપ લખી જેમ **सज+घञ्+सु** આ પ્રકારે લખી પ્રથમ **घ**કારનો, પછી **ञ्**નો લોપ થઇ **भज+अ+सु** એવું રહ્યું પછી **अ**ને આકાર વૃદ્ધિ અને જેના સ્થાનમાં **ग्** હોવાથી **भाग्+अ+सु** પુનઃ અકારમાં મળી જવાથી **भाग्+सु** રહ્યાં. હવે **उ**કારની **इत्** સંજ્ઞા **सु**ના સ્થાનમાં **रु** થઇ પુનઃ **उ**કારની **इत्** સંજ્ઞાનો લોપ થયા પછી **भागर्** એમ રહ્યું હવે રેફના સ્થાનમાં ( : ) વિસર્જનીય થઇ **भागः** એ રૂપ સિદ્ધ થયું જે જે સૂત્રથી જે જે કાર્ય્ય થાય છે તે તે ભણી ભણાવી અને લખાવીને કાર્ય કરાવતા જાય. આ પ્રકારે ભણવા ભણાવવાથી ઘણો શીઘ્ર બોધ થાય છે.

એકવાર આ પ્રકારે અષ્ટાધ્યાયી ભણાવીને ધાતુપાઠ અર્થસહિત અને દશ લકારોના રૂપ તથા પ્રક્રિયાસહિત સૂત્રોના ઉત્સર્ગ અર્થાત્ સામાન્ય સૂત્ર, જેમ **कर्मण्यण्** કર્મ ઉપપદ લાગ્યું હોય તો ધાતુમાત્રથી **अण्** પ્રત્યય થાય, જેમ **कुंभकारः** પશ્ચાત્ અપવાદ સૂત્ર જેમ **आतोऽनुपसर्गे कः** ઉપસર્ગ ભિન્ન કર્મ ઉપપદ લાગ્યું હોય તો આકારાન્ત ધાતુને **क** પ્રત્યય થાય અર્થાત્ જે બહુ વ્યાપક જેમકે કર્મોપપદ લાગ્યું હોય તે સર્વ ધાતુઓને **अण्** પ્રાપ્ત થાય છે. એથી વિશેષ અર્થાત્ અલ્પ વિષય એ પૂર્વ સૂત્રના વિષયમાંથી આકારાન્ત ધાતુને **क** પ્રત્યયે ગ્રહણ કરી લીધો જેમ ઉત્સર્ગના વિષયમાં અપવાદ સૂત્રની પ્રવૃત્તિ થાય છે તેમ અપવાદ સૂત્રના વિષયમાં ઉત્સર્ગ સૂત્રની પ્રવૃત્તિ નતી થતી. જેમ ચક્રવર્તી રાજાના રાજ્યમાં માંડલિક અને ભૂમિવાળાની પ્રવૃત્તિ હોય છે તેમ માંડલિક રાજાદિના રાજ્યમાં ચક્રવર્ત્તિની પ્રવૃત્તિ નથી હોતી, એજ પ્રકારે પાણિની મહર્ષિએ સહસ્ર શ્લોકોની વચમાં અખિલ શબ્દ, અર્થ, અને સમ્બન્ધોની વિદ્યા પ્રતિપાદિત કરી છે.

ધાતુપાઠ પશ્ચાત્ ઉણાદિ ગણ ભણાવવામાં સર્વ સુબન્તનો વિષય સારી પ્રકારે ભણાવી પુનઃ બીજી વાર શંકા, સમાધાન, વાર્ત્તિક, કારિકા પરિભાષાની ઘટનાપૂર્વક અષ્ટાધ્યાયીની બીજી અનુવૃત્તિ ભણાવવી. તદનન્તર મહાભાષ્ય શિખવું. અર્થાત્ જે બુદ્ધિમાન, પુરૂષાર્થી, નિષ્કપટી વિદ્યાવૃદ્ધિ ચાહનાર નિત્ય ભણે ભણાવે તો દોઢ વર્ષમાં અષ્ટાધ્યાયી ને દોઢ વર્ષમાં મહાભાષ્ય શિખી ત્રણ વર્ષમાં પૂર્ણ વૈયાકરણ થઇને વૈદિક અને લૌકિક શબ્દોના વ્યાકરણથી બોધ લઇ પુનઃ અન્ય શાસ્ત્રોને શીઘ્ર સહજમાં ભણી ભણાવી સકે છે. કિન્તુ જેવો ભારી પરિશ્રમ વ્યાકરણમાં થાય છે તેવો શ્રમ અન્ય શાસ્ત્રામાં કરવો પડતો નથી, અને જેટલો બોધ એના શિખવાથી ત્રણ વર્ષોમાં મળે છે, તેટલો બોધ કુગ્રન્થ અર્થાત્ સારસ્વત, ચંદ્રિકા, કૌમુદી, મનોરમાદિ શિખવાથી પચાસ વરસમાં પણ નથી મળી શકતો, કેમકે જે મહાશય મહર્ષિ લોકોએ સહજતાથી મહાન વિષય પોતાના ગ્રન્થોમાં પ્રકાશિત કર્યો છે તેવો આ ક્ષુદ્રાશય મનુષ્યના કલ્પિત ગ્રન્થોમાં કેવે પ્રકારે થઇ શકે? મહર્ષિ લોકોનો આશય જ્યાંસુધી બની શકે ત્યાં

સુધી સુગમ અને જેનો ગ્રહણમાં સમય થોડો લાગે, એવા પ્રકારનો હોય છે. ક્ષુદ્રાશય લોકોની મનસા એવી હોય છે કે જ્યાં સુધી બને ત્યાંસુધી કઠિન રચના કરવી. જેને ભારી પરિશ્રમે શિખી અલ્પ લાભ મેળવી શકે. જેમ પહાડ ખોદવો ને કોડીનો લાભ. અને આર્ષ ગ્રન્થોનું ભણવું એવું છે કે જેમ એક ડુબકી મારતાં બહુમુલ્ય મોતિયો મળવાં. વ્યાકરણ ભણી યાસ્કમુનિકૃત નિઘણ્ટુ અને નિરૂક્ત છે તે આઠ મહીનામાં સાર્થક ભણે ભણાવે. અન્ય નાસ્તિકકૃત અમરકોશાદિમાં અનેક વર્ષ વ્યર્થ ન ખોવાં. તદનન્તર પિંગલાચાર્યકૃત છંદોગ્રન્થ, જેથી વૈદિક-લૌકિક છંદોનું પરિજ્ઞાન, નવીન રચના અને શ્લોક બનાવવાની રીતિ પણ યથાવત્ શિખે. એ ગ્રન્થ અને શ્લોકોની રચના તથા પ્રસ્તાવ ચાર મહિનામાં શીખી ભણી ભણાવી શકે છે અને વૃત્તરત્નાકર આદિ અલ્પબુદ્ધિપ્રકલ્પિત ગ્રન્થોમાં અનેક વર્ષ ન ખોવાં. તત્પશ્ચાત્ મનુસ્મૃતિ વાલ્મીકીય રાયમાયણ અને મહાભારતના ઉદ્યોગપર્વાન્તર્ગત વિદુરનીતિ આદિ ઉત્તમોત્તમ પ્રકરણ જેથી દુષ્ટ વ્યસન દૂર થાય, અને ઉત્તમતા, સભ્યતા, પ્રાપ્ત થાય. એવાને કાવ્યરીતિથી પદચ્છેદ, પદાર્થોક્તિ, અન્વય, વિશેષ્ય, વિશેષણ, અને ભાવાર્થ અધ્યાપકો જણાવે અને વિદ્યાર્થિ લોકો જાણતા જાય, અને વર્ષમાં ભણી લે. તદનન્તર પૂર્વમીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય અને વેદાન્ત અર્થાત્ જ્યાંસુધી બની સકે ત્યાંસુધી ઋષિકૃત વ્યાખ્યા સહિત અથવા ઉત્તમ વિદ્વાનોની સરલ વ્યાખ્યાયુક્ત છ શાસ્ત્રો ભણે ભણાવે, પરંતુ વેદાન્ત સૂત્રો ભણવા પૂર્વે ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, ઐતરેય, તૈતરેય, છાન્દોગ્ય, અને બ્રહદારણ્ય એ દશ ઉપનિષદો ભણીને છ શાસ્ત્રના ભાષ્યવૃત્તિ સહિત સૂત્રોને બે વર્ષમાં ભણાવે અને ભણી લે. પશ્ચાત્ છ વર્ષોની અંદર ચારો બ્રાહ્મણ અર્થાત્ ઐતરેય, શતપથ, સામ, અને ગોપથ બ્રાહ્મણો સહિત ચારે વેદના સ્વર, શબ્દ, અર્થ, સમ્બન્ધ તથા ક્રિયા સહિત ભણવા યોગ્ય છે. એમાં પ્રમાણઃ—

**स्थाणुरयं भारहारः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम् ।**
**योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥**

**निरुक्त १ । १८ ॥**

જે વેદને સ્વર અને પાઠમાત્ર ભણીને અર્થ નથી જાણતો તે જેમ વૃક્ષ, ડાલી, પાત્રાં, ફલ, ફુલ, અને જેમ અન્ય પશુ ધાન્ય આદિ ભાર ઉપાડે છે તેમ ભારવાહ અર્થાત્ ભાર ઉપાડનાર છે, અને જે વેદ ભણે છે અને તેનો યથાવત્ અર્થ જાણે છે, તેજ સમ્પૂર્ણ આનન્દને પ્રાપ્ત થઇને જ્ઞાનથી પાપોને છોડી, પવિત્ર ધર્માચરણના પ્રતાપથી દેહાન્ત પશ્ચાત્ સર્વાનન્દને પ્રાપ્ત થાય છે.

उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम् ।
उतो त्वस्मै तन्वं१विसंस्त्रे जायेव पत्य उशती सुवासाः ॥
ऋ० ॥ मं० १० । सू० ७१ । मं० ४ ॥

જે અવિદ્વાન્ છે તે સાંભળતા છતાં બ્હેરા, દેખતા છતાં ન દેખતા બોલતા, છતાં મુંગા અર્થાત્ અવિદ્વાન્ આ વિદ્યાવાણીના રહસ્યને નથી જાણી સકતા. કિન્તુ જે શબ્દ અર્થ અને સમ્બન્ધના જાણનાર છે, તેને માટે વિદ્યા જેમ સુન્દર વસ્ત્ર, આભૂષણ, ધારણ કરી પોતાના પતિની કામના કરતી થકી સ્ત્રી પોતાના શરીર અને સ્વરૂપનો પ્રકાશ પાત સમીપ કરે છે, તેમ વિદ્યા વિદ્વાનને માટે પોતેના સ્વરૂપનો પ્રકાશક કરે છે. અવિદ્વાનો માટે નહિ.

ऋचो अक्षरे परमे व्योमन् यस्मिन्देवा अधिविश्वे निषेदुः ।
यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥
ऋ० ॥ मं० १ । सू० १६४ । मं० ३९ ॥

જે વ્યાપક, અવિનાશી, સર્વોત્કૃષ્ટ પરમેશ્વરમાં સર્વ વિદ્વાન્ અને પૃથ્વી અને સૂર્યાદિ સર્વ લોક સ્થિત છે અને જેમાં સર્વ વેદોનું મુખ્ય તાત્પર્ય છે તે બ્રહ્મને જે નથી જાણતો, તે ઋગ્વેદાદિથી શું કંઇ પણ સુખને પ્રાપ્ત થઇ શકે છે?

નહીં નહીં, કિન્તુ જે વેદ ભણીને ધર્માત્મા યોગી થઇને તે બ્રહ્મને જાણે છે, તે સર્વ પરમેશ્વરમાં સ્થિત થઇને મુક્તિરૂપી પરમાનન્દને પ્રાપ્ત થાય છે. તેટલામાટે જે કાંઇ ભણવું ભણાવવું હોય તે અર્થજ્ઞાન સહિત હોવું જોઇએ એ પ્રકારે સર્વ વેદો ભણીને આયુર્વેદ અર્થાત્ જે ચરક, સુશ્રુત, આદિ ઋષિ, મુનિ પ્રણીત વૈદક શાસ્ત્રો છે તે અર્થ, ક્રિયા, શસ્ત્ર, છેદન, ભેદન, લેપ, ચિકિત્સા, નિદાન, ઔષધ, પથ્ય, શરીર, દેશ, કાલ અને વસ્તુના ગુણ જ્ઞાન પૂર્વક ચાર વર્ષની અન્દર ભણે ને ભણાવે. તદનન્તર ધનુર્વેદ અર્થાત્ જે રાજ સમ્બન્ધી કાર્ય કરવાં છે, એના બે ભેદ છે એક નિજ રાજ પુરૂષ સમ્બન્ધી અને બીજું પ્રજા સંબંધી. રાજકાર્યમાં સર્વ સેનાના અધ્યક્ષ, શસ્ત્રાસ્ત્રવિદ્યા, અને નાના પ્રકારના વ્યુહોનો અભ્યાસ અર્થાત્ જેને આજકાલ "કવાયદ" કહે છે તે જે કે શત્રુઓ સાથે લડાઇના સમયમાં ક્રિયા કરવાની હોય છે, તેને યથાવત શીખે અને જે જે પ્રજા પાલન અને વૃદ્ધિ કરવાનો પ્રકાર છે તેને શીખીને ન્યાય પૂર્વક સકલ પ્રજાને પ્રસન્ન રાખે; દુષ્ટોને યથાયોગ્ય દણ્ડ અને શ્રેષ્ઠોના પાલનનો પ્રકાર સર્વ પ્રકારે શીખી લે. એ રાજ વિદ્યાને બે બે વર્ષમાં શીખીને ગાન્ધર્વવેદ, કે જેને ગાનવિદ્યા કહે છે

તેમાં સ્વર, રાગ, રાગિણી, સમય, તાલ, ગ્રામ, તીન, વાદિત્ર, નૃત્ય, ગીત આદિકને યથાવત્ શીખે, પરંતુ મુખ્યત્વે કરી સામવેદનું ગાન વાદિત્ર વાદન પૂર્વક શીખવું. અને તેમ નારદસંહિતા આદિ જે જે આર્ષ ગ્રંથ છે તે શીખવા, પરંતુ વેશ્યા વિષયાશક્તિકારક કે વૈરાગિયોના જેવા ગર્દભશબ્દવત્ વ્યર્થ આલાપ કદિ ન કરવા. અર્થવેદ જેને શિલ્પવિદ્યા કહે છે તે પદાર્થ ગુણ વિજ્ઞાન ક્રિયા કૌશલ્ય નાનાવિધ પદાર્થોના નિર્માણ પૃથિવીથી લઇ આકાશ પર્યન્તની વિદ્યાને યથાવત્ શીખીને અર્થ જે ઐશ્વર્યને વધારનાર છે, તે વિદ્યા શિખાને બે વર્ષમાં જ્યોતિષશાસ્ત્ર સૂર્યસિદ્ધાન્તાદિ જેમાં બીજગણિત, અંક, ભૂગોળ, ખગોળ, અને ભૂગર્ભ વિદ્યા છે તે યથાવત્ શીખે. તત્પશ્ચાત્ સર્વ પ્રકારની હસ્તક્રિયા, યંત્ર કલા, આદિ સીખે, પરંતુ જેટલા ગ્રહ, નક્ષત્ર, જન્મપત્ર, રાશી મુહૂર્ત, આદિ ફલ વિધાયક ગ્રન્થ છે તેને જૂઠા સમજી કદી ન ભણે ભણાવે અને એવો પ્રયત્ન ભણનાર ભણાવનાર કરે કે જેથી ૨૦-૨૧ વર્ષની અન્દર સમગ્ર વિદ્યા ઉત્તમ શિક્ષા પ્રાપ્ત થઇને મનુષ્ય લોક કૃતકૃત્ય થઇ સદા આનંદમાં રહે. જેટલી વિદ્યા આ રીતે ૨૦-૨૧ વર્ષમાં પ્રાપ્ત થઇ સકે છે તેટલી અન્ય પ્રકારથી ૧૦૦ વર્ષમાં પણ નથી પ્રાપ્ત થઇ શકતી.

ઋષિપ્રણીત ગ્રન્થોને એટલા માટે ભણવા જોઇએ કે તેઓ મોટા વિદ્વાન્ સકલ શાસ્ત્રવિત્ અને ધર્માત્મા હતા અને અનૃષિ અર્થાત્ જે અલ્પશાસ્ત્ર શીખ્યા છે અને જેનો આત્મા પક્ષપાત સહિત છે, તેના બનાવ્યા ગ્રન્થ પણ તેના જેવાજ છે.

પૂર્વમીમાંસા પર વ્યાસમુનિકૃત વ્યાખ્યા વૈશેષિક પર ગૌતમમુનિકૃત, ન્યાયસૂત્ર પર વાત્સ્યાયનમુનિકૃત ભાષ્ય, પતંજલીમુનિકૃત સૂત્ર પર વ્યાસમુનિકૃત ભાષ્ય, કપિલમુનિકૃત, સાંખ્યસૂત્ર પર ભાગુરિમુનિકૃત ભાષ્ય, વ્યાસમુનિકૃત વેદાન્તસૂત્ર પર વાત્સ્યાયનમુનિકૃત ભાષ્ય, અથવા બૌદ્ધાયનમુનિકૃત ભાષ્ય વૃત્તિ સહિત ભણે ભણાવે; ઇત્યાદિ સૂત્રોના કલ્પ અંગમાં ગણવા જોઇએ. જેમ ઋક્, યજુ, સામ અને અથર્વ ચારે વેદ ઇશ્વરકૃત છે, તેમ ઐતરેય, શતપથ સામ અને ગોપથ ચારે બ્રાહ્મણ; શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિઘણ્ટુ, નિરૂક્ત છન્દ, અને જ્યોતિષ, એ છ વેદોના અંગ; મીમાંસાદિ છ શાસ્ત્ર; વેદોનાં ઉપાંગ આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, અને અર્થવવેદ એ ચાર વેદોના ઉપવેદ; ઇત્યાદિ સર્વ ઋષિ મુનિકૃત ગ્રન્થ છે. એમાં પણ જે જે વેદવિરૂદ્ધ પ્રતીત થાય, તેનો ત્યાગ કરવો કેમકે વેદ ઇશ્વરકૃત હોવાથી નિર્ભ્રાન્ત સ્વતઃપ્રમાણ અર્થાત્ વેદનું પ્રમાણ વેદથીજ થાય છે. બ્રાહ્મણાદિ સર્વ ગ્રન્થ પરતઃ પ્રમાણ અર્થાત્ એનું પ્રમાણું વેદાધીન છે. વેદની વિશેષ વ્યાખ્યા ઋગ્વેદાદિભાષ્ય ભૂમિકામાં જોઈ લેવી અને આ ગ્રન્થમાં પણ આગળ લખીશું.

હવે જે પરિત્યાગ કરવા યોગ્ય ગ્રન્થ છે, તેનું પરિગણન સંક્ષેપથી કરવામાં આવે છે અર્થાત્ જે જે નીચે ગ્રન્થો લખીશું તે તે જાલગ્રન્થ સમજવા જોઇએ.

વ્યાકરણમાં કાતન્ત્ર, સારસ્વત, ચન્દ્રિકા, મુગ્ધબોધ, કૌમુદિ, શેખર, મનોરમાદિ. છન્દો

ग्रन्थमां वृत्तरत्नाकरादि; शिक्षामां **अथ शिक्षां प्रवक्ष्यामि पाणिनीयं मतं यथा।** ઇત્યાદિ; જ્યોતિષમાં શીઘ્રબોધ મુહૂર્તચિન્તામણિ આદિ; કાવ્યમાં નાયકાભેદ, કુવલયાનન્દ, રઘુવંશ, માઘ, કિરાતાર્જુન આદિ મીમાંસામાં ધર્મસિન્ધુ, વ્રતાર્કાદિ, વૈશેષિકમાં તર્કસંગ્રહાદિ; ન્યાયમા જગદીશી આદિ; યોગમાં હઠપ્રદીપિકાદિ; સાંખ્યમાં સાંખ્યતત્વ કૌમુદ્યાદિ; વેદાન્તમાં યોગવાસિષ્ઠ પંચદશ્યાદિ; વૈદ્યકમાં શારંગધરાદિ; સ્મૃતિયોમાં મનુસ્મૃતિઓના પ્રક્ષિપ્ત શ્લોક, અન્ય સર્વ પુરાણ; સર્વ ઉપપુરાણ, તુલસીદાસકૃત ભાષારામાયણ, રૂકિમણીમંગલાદિ અને સર્વ ભાષા ગ્રન્થ, એ સર્વ કપોલકલ્પિત મિથ્યા ગ્રન્થ છે.

પ્રશ્ન—શું એ ગ્રન્થોમાં કાંઇ પણ સત્ય નથી ?

ઉત્તર—થોડુંક સત્ય તો છે, પરન્તુ તેની સાથે ઘણું અસત્ય પણ છે. એથીઃ—

" विषसपृक्तान्नवत् त्याज्याः "

જેમ અતિ ઉત્તમ અન્ન વિષયુક્ત હોવાથી ત્યાગવા યોગ્ય હોય છે તેમ એ ગ્રન્થો છે.

પ્રશ્ન—શું આપ પુરાણ ઇતિહાસને નથી માનતા ?

ઉત્તર—હા, માનિયે છિયે, પરંતુ સત્યને માનિયે છિયે, મિથ્યાને નહિ.

પ્રશ્ન—કયા સત્ય અને કયા મિથ્યા છે ?

ઉત્તર—

**ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथा नाराशंसीरिति ॥**

આ ગૃહ્યસૂત્રાદિનું વચન છે જે ઐતરેય, શતપથાદિ બ્રાહ્મણ વિષે લખી આવ્યા તેનેજ ઇતિહાસ પુરાણ, કલ્પ, ગાથા, અને નારાશંસી, એવાં પાંચ નામ છે. શ્રીમદ્ભાગવતાદિનું નામ પુરાણ નથી.

પ્રશ્ન—જે ત્યાજ્ય ગ્રન્થોમાં સત્ય છે, તેનું ગ્રહણ કેમ નથી કરતા ?

ઉત્તર—જે જે એમાં સત્ય છે તે તે વેદાદિ સત્ય શાસ્ત્રોના છે, અને મિથ્યા તેમુન ઘરનું છે. વેદાદિ સત્ય શાસ્ત્રના સ્વીકારમાં સર્વ સત્યનું ગ્રહણ થઈ જાય છે. જે કોઈ એ મિથ્યા ગ્રન્થોથી સત્યનું ગ્રહણ કરવા ઇચ્છે તો મિથ્યા પણ તેને ગલે લપટી પડે. એથી કરીનેઃ—

" असत्यमिश्रं सत्यं दूरतस्त्याज्यमिति " ॥

અસત્ય યુક્ત ગ્રન્થસ્થ સત્યને પણ તેજ પ્રમાણે છોડી દેવું જોઇએ, જેમ વિષયયુક્ત અન્ન.

પ્રશ્ન—તમારો શો મત છે ?

ઉત્તર—વેદ. અર્થાત વેદમાં જે જે ગ્રાહ્ય અને ત્યાજ્યની શિક્ષા છે તેનું તેનું અમે યથાવત્ ગ્રાહ્ય અને ત્યાજ્ય માનિયે છિયે, જે માટે અમને વેદ માન્ય છે, તે માટે અમારો મત વેદ છે. આમજ માનીને સર્વ મનુષ્યોએ તેમાં વિશેષ આર્યોએ એકમત્ય થઈ રહેવું જોઇએ.

પ્રશ્ન—જેવો સત્યાસત્ય અને અન્ય ગ્રન્થોમાં પરસ્પર વિરોધ છે એવી રીતનો અન્ય શાસ્ત્રોમાં પણ છે, જેમ સૃષ્ટિ વિષયમાં છ શાસ્ત્રોનો વિરોધ છે:—મીમાંસા, કર્મ, વૈશેષિક, કાલ, ન્યાય પરમાણુ, યોગ પુરૂષાર્થ, સાંખ્ય પ્રકૃતિ અને વેદાન્ત બ્રહ્મથી સૃષ્ટિની ઉત્પત્તિ માને છે. શું આ વિરોધ નથી?

ઉત્તર—પ્રથમ તો સાંખ્ય અને વેદાન્ત વિના અન્ય ચાર શાસ્ત્રોમાં ઉત્પત્તિ પ્રસિદ્ધ નથી લખી અને એમાં વિરોધ નથી, કેમકે તમને વિરોધાવિરોધનું જ્ઞાન નથી. હું તમને પૂછું છું કે વિરોધ કયા સ્થળમાં હોય છે? શું એક વિષયમાં કે ભિન્ન ભિન્ન વિષયોમાં?

પ્રશ્ન—એક વિષયમાં અનેકોનું પરસ્પર વિરુદ્ધ કથન હોય, તેને વિરોધ કહે છે. અહિં પણ સૃષ્ટિ એકજ વિષય છે.

ઉત્તર—શું વિદ્યા એક છે કે બે? એક છે. જો એક છે તો વ્યાકરણ, વૈદ્યક, જ્યોતિષ આદિના ભિન્ન ભિન્ન વિષય કેમ છે? જેવી રીતે એક વિદ્યામાં અનેક વિદ્યાના અવયવોનું એક બીજાથી ભિન્ન પ્રતિપાદન થાય છે, તેમજ સૃષ્ટિ વિદ્યાના ભિન્ન ભિન્ન છ અવયવોનું શાસ્ત્રોમાં પ્રતિપાદન કરવાથી એમાં કાંઇ પણ વિરોધ નથી. જેમ ઘડો બનાવવામાં કર્મ, સમય, માટી વિચાર, સંયોગ, વિયોગાદિના પુરૂષાર્થ, પ્રકૃતિનો ગુણ અને કુંભાર કારણ છે તેમજ સૃષ્ટિનું કારણ જે કર્મછે તેની વ્યાખ્યા મીમાંસામાં, સમયની વ્યાખ્યા વૈશેષિકમાં, ઉપાદાન કારણની વ્યાખ્યા ન્યાયમાં, પુરૂષાર્થની વ્યાખ્યા યોગમાં, તત્ત્વોના અનુક્રમથી પરિગણનની વ્યાખ્યા સાંખ્યમાં અને નિમિત્ત કારણ જે પરમેશ્વર છે, તેની વ્યાખ્યા વેદાન્ત શાસ્ત્રમાં છે, એથી કાંઇ પણ વિરોધ નથી, જેમકે વૈદ્યક શાસ્ત્રમાં નિદાન, ચિકિત્સા, ઔષધ, દાન અને પથ્યના પ્રકરણ ભિન્ન ભિન્ન કથિત છે, પરન્તુ સર્વનો સિદ્ધાન્ત રોગની નિવૃત્તિ છે, તેમજ સૃષ્ટિના છ કારણ છે, તેમાંથી એક એક કારણની વ્યાખ્યા એક એક શાસ્ત્રકારે કહી છે. એથી કરીને એમાં કાંઇપણ વિરોધ નથી. એની વિશેષ વ્યાખ્યા સૃષ્ટિ પ્રકરણમાં કહીશું.

જેવિદ્યા ભણવા ભણાવવાના વિઘ્ન છે, તેનો ત્યાગ કરવો. જેમ કુસંગ અર્થાત્ દુષ્ટ વિષયી જનોના સંગ, દુષ્ટ વ્યસન, જેવાં કે મદ્યાદિ સેવન અને વેશ્યા ગમનાદિ; બાલ્યવસ્થાએ વિવાહ અર્થાત પચ્ચીસ વર્ષથી પૂર્વ પુરૂષ અને સોળ વર્ષથી પૂર્વે સ્ત્રીના વિવાહનું થવું, પૂર્ણ બ્રહ્મચર્યનું ન થવું, રાજા, માતા, પિતા અને વિદ્વાનોનો પ્રેમ વેદાદિ શાસ્ત્રોના પ્રચારમાં ન હોવો, અતિ ભોજન અતિ જાગ્રણ કરવું; ભણવા ભણાવવા, પરીક્ષા આપવા લેવામાં આલસ્ય, કે કપટનું કરવું; સર્વોપરિ વિદ્યાનો લાભ ન સમજવો, બ્રહ્મચર્ય્યથી બલ, બુદ્ધિ, પરાક્રમ, આરોગ્ય, રાજ્ય-ધનની વૃદ્ધિ ન માનવાં; ઈશ્વરનું ધ્યાન છોડી અન્ય પાષાણાદિ જડ મૂર્ત્તિના પૂજન દર્શનમાં વ્યર્થ કાલક્ષેપન કરવો; માતા, પિતા, અતિથિ, આચાર્ય્ય અને વિદ્વાનો, એમને સત્ય મૂર્ત્તિ માનીને તેની સેવા સત્સંગાદિ ન કરવું; વર્ણાશ્રમનો ધર્મ છોડી ઉર્ધ્વપુંડ્ર, તિલક, કંઠી, માલાનું ધારણ કરવું;

એકાદશી, ત્રયોદશી, આદિ વ્રતનું કરવું; કાસ્યાદિ તીર્થ અને રામ, કૃષ્ણ, નારાયણ, શિવ, ભગવતી, ગણેશાદિના નામસ્મરણથી પાપ દૂર હોવામાં વિશ્વાસ; પાખંડીયોના ઉપદેશથી વિદ્યા ભણવામાં અશ્રદ્ધાનું હોવું; વિદ્યા, ધર્મ, યોગ, પરમેશ્વરનો ઉપાસની ઉપાસના છોડી મિથ્યાપુરાણ નામક ભાગવતાદિની કથાઓથી મુક્તિનું માનવું; લોભથી ધનાદિમાં પ્રવૃત્ત થઇને વિદ્યામાં પ્રીતિ ન રાખવી; અહિં તહિં ધૂમ્યા કરવું; ઇત્યાદિ મિથ્યા વ્યવહારોમાં ફસીને બ્રહ્મચર્ય્ય અને વિદ્યાના લાભથી રહિત થઇને રોગ અને મૂર્ખ બન્યા રહે છે.

આજ કાલના સમ્પ્રદાયી અને સ્વાર્થિ બ્રાહ્મણાદિ, જેવો બીજાઓને વિદ્યા, સત્સંગથી હઠાવી, અને પોતાની જાલમાં ફસાવીને તેમના તન, મન, ધનને નષ્ટ કરી દે છે, અને ઇચ્છે છે કે જો ક્ષત્રિયાદિ વર્ણ ભણીને વિદ્વાન થઈ જશે, તો અમારા પાખંડ જાલથી છૂટીને અને અમારા છલ કપટને જાણીને, અમારૂં અપમાન કરશે, ઇત્યાદિ વિઘ્નોને રાજા પ્રજા દૂર કરીને પોતાના બાલક બાલકીઓને વિદ્વાન્ કરવામાટે તન, મન, ધનથી પ્રયત્ન કરયા કરે.

પ્રશ્ન—શું સ્ત્રી અને શુદ્ર પણ વેદ ભણે ? જો એ ભણશે તો પછી અમે શું કરીશું ? અને એમને ભણાવવામાં પ્રમાણ પણ નથી. જુઓ આ નિષેધ છેઃ—

**स्त्रीशूद्रौ नाधीयातामिति श्रुतेः ॥**

સ્ત્રી શુદ્ર ન ભણે, એ શ્રુતી છે.

ઉત્તર–સકલ સ્ત્રી અને પુરૂષને અર્થાત્ મનુષ્ય માત્રને ભણવાનો અધિકાર છે. તમે કુવામ પડો અને આ શ્રુત તમારી કપોલ કલ્પનાથી થઈ છે, તે કોઇ પ્રામાણિક ગ્રન્થની નથી. અને સર્વ મનુષ્યોને વેદાદિ શાસ્ત્રો ભણવા અને શ્રવણ કરવાનો અધિકાર છે તેના પ્રમાણમાં યજુર્વેદના છવ્વીસ અધ્યાયનો બીજો મન્ત્ર છેઃ—

**यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः । ब्रह्मराजन्याभ्याᳬ शूद्राय चार्याय च स्वाय चरणाय ॥ यज०अ० २६ । २ ॥**

પરમેશ્વર આજ્ઞા કરે છે કે **यथा** જેમ હું **जनेभ्यः** સર્વ મનુષ્યને માટે **इमाम्** આ **कल्याणिम्** કલ્યાણ અર્થાત્ સંસાર અને મુક્તિ સુખદાયની–આપવાવાળી **वाचम्** ઋગ્વેદાદિ ચારે વેદની વાણીનો **आवदानि** ઉપદેશ કરૂં છું, તેમ તમે પણ કર્યા કરો. આ જગોએ કોઇ એવો પ્રશ્ન કરે કે જન શબ્દથી દ્વિજોનું ગ્રહણ કરવું જોઇએ, કેમકે સ્મૃત્યાદિ ગ્રન્થોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, ને વૈસ્યનેજ વેદો ભણવાનો અધિકાર લખ્યો છે, શુદ્રાદિ વર્ણોને નહીં.

ઉત્તર— **ब्रह्मराजन्याभ्याम्** ઇત્યાદિ જૂઓ. પરમાત્મા સ્વયં આજ્ઞા કરે છે કે એ બ્રાહ્મણ, ક્ષત્રિય **आर्य्याय** વૈસ્ય **शूद्राय** શુદ્ર અને **स्वाय** પોતાના ભૃત્ય કે સ્રિયાદિ **अरणाय** અને અતિશુદ્રાદિને માટે પણ વેદાદિનો પ્રકાશ કર્યો છે. અર્થાત્ સર્વ મનુષ્ય વેદોને ભણી ભણાવી,

સાંભળી સંભળાવીને, વિજ્ઞાન વધારી, સારી વાતોનું ગ્રહણ અને નઠારી વાતોનો ત્યાગ કરી, દુઃખોથી છુટી, આનંદને પ્રાપ્ત થાઓ. હવે કહો તમારી વાત માનિયે કે પરમાત્માની ? પરમેશ્વરની વાત અવશ્ય માનનીય છે. તમારી નહિ. આટલાપરથી પણ જો કોઇ નહીં માનશે તો તે નાસ્તિક કહેવાશે કેમકે:—

## नास्तिको वेद निन्दकः ॥

વેદોના નિંદક અને વેદોને નહીં માનનાર નાસ્તિક કહેવાય છે. શું પરમેશ્વર શુદ્રોનું ભલું નથી ચાહતો ? શું ઇશ્વર પક્ષપાતિ છે ? વેદોને ભણવા સાંભાલવાનો શુદ્રોને માટે નિષેધ અને દ્વિજોને માટે વિધિ કરે ? જો પરમેશ્વરનો અભિપ્રાય શુદ્રાદિને ભણાવવા સંભળાવવાનો ન હોય તો તેમના શરીરમાં વાક અને શ્રોત્ર ઇન્દ્રિય કેમ રચતે ? જેમ પરમાત્માએ પૃથિવી, જલ,અગ્નિ, વાયુ, ચન્દ્ર, સૂર્ય, અને અન્નાદિ પદાર્થ સર્વને માટે બનાવ્યા છે; તેમજ વેદ પણ સર્વ માટે પ્રકાશ કર્યાં છે. જ્યાં કંઇ નિષેધ કર્યો છે, તેનો એવો અભિપ્રાય છે કે જેને ભણવા ભણાવવાથી કંઇ પણ ન આવડે, તે નિર્બુદ્ધી અને મૂર્ખ હોવાને લીધે શુદ્ર કહેવાય છે. તેને ભણવું ભણાવવું વ્યર્થ છે અને જે સ્ત્રીઓને ભણાવવાનો નિષેધ કરે છે તે તમારી મૂર્ખતા, સ્વાર્થતા અને નિર્બુદ્ધીતાનો પ્રભાવ છે. જુઓ વેદમાં કન્યાઓને ભણાવવાનું પ્રમાણ:—

**ब्रम्हचर्य्येण कन्या३ युवानं विन्दते पतिम् ॥ अथर्व० का० ११ प्र० २४ । अ० ३ । मं० १८ ॥**

જેમ બાલકો બ્રહ્મચર્ય્ય સેવનથી પૂર્ણ વિદ્યા અને સુશિક્ષાને પ્રાપ્ત થઇને યુવતી, વિદુષી, પોતાને અનુકૂલ પ્રિય સદશ સ્ત્રિયોની સાથે વિવાહ કરે છે, તેમજ **कन्या** કુમારી **ब्रह्मचर्य्येण** બ્રહ્મચર્ય સેવનથી વેદાદિ શાસ્ત્રોને ભણી પૂર્ણ વિદ્યા અને ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત યુવતી થઇ પૂર્ણ યુવાવસ્થામાં પોતાને સદશ પ્રિય, વિદ્વાન્ **युवानम्** પૂર્ણ યુવાવસ્થાયુક્ત પુરૂષને **विन्दते** પ્રાપ્ત થાય. એથી સ્ત્રીઓએ પણ બ્રહ્મચર્ય અને વિદ્યાનું ગ્રહણ અવશ્ય કરવું જોઇએ.

પ્રશ્ન—શું સ્ત્રિયો પણ વેદો ભણે ?

ઉત્તર—અવશ્ય, જુઓ શ્રોત સૂત્રાદિમાં:—

**इमं मन्त्रम् पत्नी पठेत् ॥**

સ્ત્રી યજ્ઞમાં આ મંત્ર ભણે. જો વેદાદિ શાસ્ત્રને ન ભણી હોય તો યજ્ઞમાં સ્વર સહિત મંત્રોના ઉચ્ચારણ અને સંસ્કૃત ભાષણ કેવી રીતે કરી શકે ? ભારત વર્ષની સ્ત્રીઓમાં ભૂષણરૂપ ગાર્ગી આદિ વેદાદિ શાસ્ત્રો ભણી પૂર્ણ વિદુષી થઇ હતી. એ સતપથ બ્રાહ્મણમાં સ્પષ્ટ લખ્યું છે. વારૂ જો પુરૂષ વિદ્વાન્ અને સ્ત્રી અવિદુષી, અને સ્ત્રી વિદુષી અને પુરૂષ અવિદ્વાન હોય તો નિત્ય પ્રતિ દેવાસુર સંગ્રામ ઘરમાં મચ્યું રહે તો પછી સુખ ક્યાં ? એટલા માટે સ્ત્રી ન

ભણે તો કન્યાઓની પાઠશાલાઓમાં અધ્યાપિકા કેમ કરી થઇ શકે ? તથા રાજકાર્ય ન્યાયાધીશત્વાદિ ગ્રહાશ્રમના કાર્ય્યં જેમ પતિને સ્ત્રીએ અને સ્ત્રીને પતિએ પ્રસન્ન રાખવો, ઘરના સર્વ કાર્ય સ્ત્રીને આધીન રહેવાં તે વિના વિદ્યા ઇત્યાદિ કામ ઉત્તમ પ્રકાર કદી પણ ઠીક ઠીક યથોચિત્ નથી થઇ સકતાં.

જુઓ આર્યાવર્ત્તના રાજપુરૂષોની સ્ત્રિયો ધનુર્વેદ અર્થાત્ યુદ્ધ વિદ્યા પણ સારી પ્રકારે જાણુતી હતી. કેમકે જો ન જાણુતો હોત તો કૈકયી આદિ દશરથ આદિની સાથે યુદ્ધમાં કેમ કરી જઇ શકત ? અને યુદ્ધ કરી શકત ? એથી બ્રાહ્મણી અને ક્ષત્રિયા સર્વ વિદ્યા, વૈશ્યાએ વ્યવહાર વિદ્યા અને શુદ્રાએ પાકાદિ સેવાની વિદ્યા અવશ્ય શિખવી જોઇએ. જેમ પુરૂષોએ વ્યાકરણુ, ધર્મ અને પોતાના વ્યવહારની વિદ્યા ન્યુનમાં ન્યુન અવશ્ય શિખવી જોઇએ. તેમજ સ્ત્રીઓએ પણુ વ્યાકરણુ, ધર્મ, વૈદ્યક, ગણિત, અને શિલ્પ વિદ્યા તો અવશ્યજ શિખવી જોઇએ, કેમકે એ શિખ્યા વિના સત્યાસત્યનો નિર્ણય, પતિઆદિ સાથ અનુકુલ વર્ત્તમાન, યથાયોગ્ય સંતાનોત્પત્તિ, તેનું પાલન વર્ધન અને સુશિક્ષા કરવી, ઘરના સર્વ કાર્યોની યથાયોગ્ય વ્યવસ્થા કરવી કરાવવી, વૈદ્યક વિદ્યાથી ઔષધવત્ અન્નપાન બનાવી અથવા બનવાવી નથી સકતી, કે જેથી રોગ ઘરમાં કદી ન આવે, અને સર્વ લોક સદા આનંદિત રહે. શિલ્પ વિદ્યા જાણ્યા વિના ઘર બંધાવવું, વસ્ત્રાભુષણાદિનું કરવું કરાવવું, ગણિતવિદ્યા વિના સર્વના હિસાબ સમજાવવા, વેદાદિ શાસ્ત્રવિદ્યાવિના ઇશ્વર અને ધર્મ ન જાણી, અધર્મથી કદી નહિ બચી સકે. એથી તેજ ધન્યવાદ, અનેકકૃતકૃત્ય છે કે જે પોતાના સંતાનોને બ્રહ્મચર્ય ઉત્તમ શિક્ષા અને વિદ્યાથી શરીર અને આત્માના પૂર્ણ બલને વધારે જેથી તે સંતાન, માતૃ, પિતૃ, પતિ, સાસુ, શ્વસુર, રાજા, પ્રજા, પાડોસી, ઇષ્ટ, મિત્ર અને સંતાનાદિની સાથે યથાયોગ્ય ધર્મથી વર્તે. એજ કોશ અક્ષય છે. એને જેટલો વ્યય કરે તેટલો વધતો જાય. અન્ય સર્વ કોશ વ્યય કરવાથી ઘટી જાય છે અને દાયભાગી પણુ નિજ ભાગ લે છે. અને વિદ્યા કોશનો ચોર કે દાયભાગી કોઇ પણ નથી થઇ સકતો. આ કોશની રક્ષા અને વૃદ્ધિ કરનાર વિશેષ કરીને રાજા અને પ્રજા પણુ છે.

**कन्यानां सम्प्रदानं च कुमाराणां च रक्षणम् ॥ मनु० ७ । १५२ ॥**

રાજાને યોગ્ય છે કે સકલ કન્યા અને બાળકોને ઉક્ત સમયથી ઉક્ત સમય સુધી બ્રહ્મચર્યમાં રાખી વિદ્વાન કરવાં જે કોઇ આજ્ઞા ન માને તો તેના માતા, પિતાને દંડ દેવો, અર્થાત્ રાજાની આજ્ઞાથી આઠ વર્ષ પશ્ચાત્ કોઇના બાળક કે બાલકી ઘરમાં ન રહેવા પામે કિન્તુ આચાર્ય કુલમાંજ રહે, અર્થાત્ જ્યાં સુધી સમાવર્ત્તનનો સમય ન આવે ત્યાં સુધી વિવાહ ન થવા પામે.

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।**
**वार्यन्नगोमहीवासस्तिलकांचनसर्पिषाम् ॥ मनु० अ० ४ श्लो० २३३ ॥**

સંસારમાં જેટલાં દાન છે અર્થાત્ જલ, અન્ન, ગાય, પૃથિવી, વસ્ત્ર, તલ, સુવર્ણ, અને ઘૃતાદિ, આ સર્વ દાનોથી વેદવિદ્યાદાન અતિ શ્રેષ્ઠ છે. એટલા માટે જેટલો બની સકે, તેટલો પ્રયત્ન, તન મન ધનથી વિદ્યાથી વૃદ્ધિમાં કર્યાં કરે. જે દેશમાં યથાયોગ્ય બ્રહ્મચર્ય્ય વિદ્યા અને વેદોક્ત ધર્મનો પ્રચાર થાય છે, તેજ દેશ સૌભાગ્યવાન્ થાય છે. આ બ્રહ્મચર્ય્યાશ્રમની શિક્ષા સંક્ષેપથી લખવામાં આવી એના આગળ હવે ચોથા સમુલ્લાસમાં સમાવર્ત્તન અને ગ્રહાશ્રમની શિક્ષા લખવામાં આવશે.

इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे
सुभाषाविभूषिते शिक्षाविषये तृतीयः
समुल्लासः सम्पूर्णः ॥ ३ ॥



# अथ चतुर्थसमुल्लासारम्भः ॥

## अथ समावर्त्तनविवाहगृहाश्रमविधिं वक्ष्यामः ॥

**वेदानधीत्य वेदौ वा वेदं वापि यथा क्रमम् ।**
**अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥ मनु० ३ । २**

જ્યારે યથાવત્ બ્રહ્મચર્ય્ય પાળી આચાર્ય્યાનુંકૂલ વર્ત્તિ, ધર્મથી ચારે, ત્રણ કે બે અથવા એક વેદ સાંગોપાંગ ભણે તથા જેનું બ્રહ્મચર્ય્ય ખંડિત ન થયું હોય તે પુરૂષ વા સ્ત્રી ગ્રહાશ્રમમાં પ્રવેશ કરે.

**तं प्रतीतं स्वधर्मेण ब्रह्मदायहरं पितुः ।**
**स्रग्विणं तल्प आसीनमर्हयेत्प्रथमं गवा ॥ मनु० ३ । ३ ॥**

જે સ્વધર્મ અર્થાત્ યથાવત્ અચાર્ય્ય અને શિષ્યનો ધર્મ છે તેથી યુકત પિતા, જનક કે અધ્યાપકનો બ્રહ્મદાય એટલે વિદ્યારૂપ ભાગનું ગ્રહણ અને માલા ધારણ કરનારો પોતાના પલંગપર બેઠેલો શિષ્ય આચાર્ય્યાદિ પ્રથમ ગોદાનથી તેનો સત્કાર કરે. તેમ તેવાજ લક્ષણ યુકત વિદ્યાર્થિનીનો પણ કન્યાનો પિતા ગોદાનથી સત્કાર કરે.

**गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।**
**उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ मनु० ३ । ४ ॥**

ગુરૂની આજ્ઞા લઇ, સ્નાન કરી, ગુરૂ કુલથી અનુક્રમ પૂર્વક આવી, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય પોતાના વર્ણાનુકૂલ સુન્દર લક્ષણયુક્ત કન્યા સાથે વિવાહ કરે.

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ॥**
**सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ मनु० ३ । ५ ॥**

જે કન્યા માતાના કુલની છ પેઢીમાં ન હોય અને પિતાના ગોત્રની ન હોય તે કન્યા સાથે વિવાહ કરવો ઉચિત છે. એનું એ પ્રયોજન છે કેઃ—

**परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः ॥ शतपथ० ॥**

આ નિશ્ચિત વાત છે કે જેવી પરોક્ષ વસ્તુમાં પ્રીતિ થાય છે તેવી પ્રત્યક્ષમાં નહીં. જેમ કોઇએ મિશ્રી–શાકરના ગુણ સાંભળ્યા હોય અને ખાધી ન હોય તો તેનું મન તેમાં રમ્યા કરે છે. જેમ કોઇ પરોક્ષ વસ્તુની પ્રશંસા સાંભળી મેળવવાની ઉત્કટ ઇચ્છા થાય છે, તેમજ દૂરસ્થ અર્થાત્ જે પોતાના ગોત્ર કે માતાના કુલની નિકટ સંબંધની ન હોય, તેવીજ કન્યાસાથે વરનો વિવાહ થવો જોઇએ. નિકટ અને દૂર વિવાહ કરવામાં ગુણ એ છે,૧ એક જે બાલકો બાલ્યાવસ્થાથી નિકટ રહે છે તે પરસ્પર ક્રીડા લડાઇ અને પ્રેમ કરતાં એક બીજાના ગુણ,દોષ સ્વભાવ અથવા બાલ્યાવસ્થાના વિપરીત આચરણ જાણે છે અને એક બીજાને પણ નાગા જુએ છે.તેમના પરસ્પર વિવાહ થવાથી પ્રેમ કદી બંધાઇ શકતો નથી

૨–બીજું—જેમ પાણીમાં પાણી મલવાથી વિલક્ષણ ગુણ નથી થતો, તેમજ એક ગોત્ર પિતૃ કે માતૃકુલમાં વિવાહ થવામાં ધાતુઓનું અદલ બદલ ન થવાથી ઉન્નતિ નથી થતી.

૩–ત્રીજું—જેમ દુધમાં મિશ્રી કે શુંઠયાદિ ઔષધિયોનો યોગ થવાથી ઉત્તમતા આવે છે તેમજ ભિન્ન ગોત્ર, માતૃ પિતૃકુલથી પૃથક વર્ત્તમાન સ્ત્રી પુરૂષોના વિવાહ થવા ઉત્તમ છે.

૪–ચોથું—જેમ એક દેશમાં રોગી હોય તે બીજા દેશમાં વાયુ અને ખાન પાન બદલવાથી રોગરહિત થઇ જાય છે, તેમજ દૂર દેશસ્થોના વિવાહ થવામાં ઉત્તમતા છે.

૫–પાંચમું—નિકટ સંબંધ કરવામાં એક બીજાની નિકટ હોવામાં સુખ દુઃખનું ભાન અને વિરોધ થવો પણ સંભવ છે, દૂર દેશસ્થોમાં નહીં અને દૂરસ્થોના વિવાહમાં દૂર દૂર પ્રેમની દોરી લાંબી વધતી જાય છે. નિકટસ્થમાં નહીં.

૬–છઠ્ઠું—દૂર દૂર દેશના વર્ત્તમાનની અને પદાર્થોની પ્રાપ્તિ પણ દૂર સંબંધ થવાથી સહજતાથી થઈ સકે છે, નિકટ વિવાહ થવામાં નહીં. એથીઃ—

**दुहिता दुर्हिता दूरेहिता भवतीति ॥ निरुक्त० ३ । ४ ॥**

કન્યાનું નામ દુહિતા એટલા માટે છે કે એનો વિવાહ દૂર દેશમાં થવાથી તે હિતકારી થાય છે. નિકટ રહેવામાં નહીં.

૭. સાતમું—કન્યાના પિતૃ કુલમાં દારિદ્ર હોવાનો પણ સંભવ છે, કેમકે જ્યારે જ્યારે કન્યા પિતૃ કુલમાં આવશે ત્યારે ત્યારે તેને કાંઇ કાંઇ પણ આપવુંજ પડશે.

૮. આઠમું—કોઇ નિકટ હોવાથી એક બીજાનો પોત પોતાના પિતૃ કુલની સહાયનું ઘમણ્ડ રહેશે અને જ્યારે કાંઇ પણ બેઉની વચમાં વૈમનસ્ય થશે ત્યારે સ્ત્રી ઝટ દઇને પિતૃ કુલમાં જતી રહેશે, તેથી અન્યોન્યની નિંદા અધિક થશે અને વિરોધ પણ, કેમકે પ્રાયઃ સ્ત્રીઓના સ્વભાવ તીક્ષ્ણ અને મૃદુ હોય છે, ઇત્યાદિ કારણોથી પિતાના એક ગોત્ર, માતાની છ પેઢી, અને સમીપ દેશમાં વિવાહ કરવો સારો નથી.

**महान्त्यपि समृद्धानि गोऽजाविधनधान्यतः ॥**

**स्त्रीसम्बन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ मनु० ३ । ६ ॥**

ગમે તેટલું ધન, ધાન્ય, ગાય, અજા, હાથી, ઘોડા, રાજ્ય અને શ્રી આદિથી સમૃદ્ધ તે કુલ હોય તોપણ વિવાહ સંબંધમાં નિમ્ન લિખિત દશ કુલોનો ત્યાગ કરવો.

**हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।**

**क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ मनु० ३ । ७ ॥**

જે કુલ સત્ક્રિયાથી હીન, સત્પુરૂષોથી રહિત, વેદાધ્યયનથી વિમુખ, શરીરપર મોટા મોટા લોભ, બવાસીર, ક્ષયી, દમ, ખાંસી, આમાશય, મરોગી, શ્વેતકુષ્ટ અને ગલિતકુષ્ટ યુક્ત કુલોની કન્યા કે વરનો પરસ્પર વિવાહ ન થવો જોઇએ. કેમકે તે સર્વે દુર્ગુણ અને રોગ વિવાહ કરનારના કુલમાં પણ પ્રવિષ્ટ થઇ જાય છે. એટલા માટે ઉત્તમ કુલના બાલક બાલકીનાજ વિવાહ થવા જોઇએ.

**नोद्वहेत्कपिलां कन्यां नाऽधिकाङ्गीं न रोगिणीम् ॥**

**नालोमिकां नातिलोमां न वाचाटान्न पिंगलाम् ॥ मनु० ३ । ८ ॥**

ન પીલા વર્ણની, ન અધિકાંગી, અર્થાત્ પુરૂષથી લાંબી ચોડી, અધિક બલવાળી, ન રોગ યુક્તા, ન લોમ રહિતા, ન અતિ લોમવાલી, ન બકવાદ કરવાવાળી, અને ન ભૂરા નેત્રવાળી.

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।**

**न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ मनु० ३ । ९ ॥**

ન ઋક્ષ અર્થાત્ અશ્વિની, ભરણી, રોહીણી, રેવતીબાઇ, ચિત્તરી આદિ નક્ષત્ર નામની; તુલસી, ગેંદા, ગુલાબી, ચંપા, ચમેલી આદિ વૃક્ષ નામની; ગંગા, યમુના, આદિ નદી નામની ચાંડાલી આદિ અન્ત્ય નામની, વિન્ધ્યા, હિમાલયા, પાર્વતી આદિ પર્વત નામની કોકિલા, મૈના, આદિ પક્ષી નામની; નાગી, ભુજંગા આદિ સર્પ નામની; માધોદાસી, મીરાદાસી, આદિ પ્રેષ્ય નામની અને ભીમકુંવરી, ચંડિકા, કાલી આદિ ભીષણ નામની કન્યા સાથે વિવાહ ન કરવો જોઇએ, કેમકે એ નામ કુત્સિત અને અન્ય પદાર્થોના પણ છે.

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।**

**तनुलोमकेशदशनां मृद्वंगामुद्वहेत्स्त्रियम् ॥ मनु० ३ । १० ॥**

જેનું સરલ સીધું અંગ હોય, વિરૂદ્ધ નહીં, જેનું નામ સુંદર, યશોદા, સુખદા આદિ હોય, હંસ અને હાથણી તુલ્ય જેની ચાલ હોય, સૂક્ષ્મ લોમ ( કેશ ) અને દાંત વાળી અને જેનું સર્વાંગ કોમલ હોય, એવી સ્ત્રી સાથે વિવાહ કરવો જોઇએ.

પ્રશ્ન—વિવાહનો સમય અને પ્રકાર કયો ઉત્તમ છે?

ઉત્તર—સોળ વર્ષથી લઇને ચોવીશ વર્ષ પર્યન્ત કન્યાનો અને ૨૫ પચ્ચીસમા વર્ષથી લઇને ૪૮ વર્ષ પર્યન્ત પુરૂષનો વિવાહ સમય ઉત્તમ છે. એમાં પણ જે ૧૬ અને ૨૫ માં વિવાહ કરે, તે નિકૃષ્ટ; ૧૮।૨૦ ની સ્ત્રી અને ૩૦।૩૫ કે ૪૦ વર્ષના પુરૂષનો મધ્યમ, ૨૪ વર્ષની સ્ત્રી અને ૪૮ વર્ષના પુરૂષનો વિવાહ ઉત્તમ છે. જે દેશમાં એવા પ્રકારના વિવાહની વિધિ શ્રેષ્ઠ અને બ્રહ્મચર્ય્ય વિદ્યાભ્યાસ અધિક હોય છે, દેશ સુખી અને જે દેશમાં બ્રહ્મચર્ય્ય વિદ્યાગ્રહણરહિત બાલ્યાવસ્થામાં અને અયોગ્યોના વિવાહ થાય છે, તે દેશ દુઃખમા ડુબી જાય છે, કેમકે બ્રહ્મચર્ય્ય અને વિદ્યાના ગ્રહણપૂર્વક વિવાહના સુધારથીજ સર્વે વાતોનો સુધારો અને બિગડવાથી બિગાડ થઇ જાય છે.

પ્રશ્ન— अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणि ।
दशवर्षा भवेत्कन्या तत ऊर्ध्वं रजस्वला ॥
माता चैव पिता तस्या ज्येष्ठो भ्राता तथैव च ।
त्रयस्ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥

એ શ્લોકો પારાશરી અને શીઘ્ર બોધમાં લખ્યા છે. અર્થ એ છે કે કન્યા આઠમે વર્ષ ગૌરી, નવમે વર્ષ રોહિણી, દશમે વર્ષ કન્યા અને એ ઉપરાન્તની રજસ્વલા સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. દશમા વર્ષ સુધી વિવાહ ન કરીને રજસ્વલા કન્યાને જોઇ તેના માતા પિતા અને તેનો વડો ભાઇ-એ ત્રણે નરકમાં જાય છે.

ઉત્તર— ब्रह्मोवाच,

एकक्षणा भवेद्गौरी द्विक्षणेयन्तु रोहिणी ।
त्रिक्षणा सा भवेत्कन्या ह्यत ऊर्ध्वं रजस्वला ॥ १ ॥
माता पिता तथा भ्राता मातुलो भगिनी स्वका ।
सर्वे ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥ २ ॥

આ સદ્યોનિર્મિત બ્રહ્મપુરાણના વચન છે. અર્થ-જેટલા સમયમાં પરમાણુ એક પલટો ખાય, એટલા સમયને ક્ષણ કહે છે. જ્યારે કન્યા જન્મે ત્યારે એક ક્ષણમાં ગૌરી, બીજે ક્ષણે રોહિણી, ત્રીજે ક્ષણે કન્યા, ચોથે ક્ષણે રજસ્વલા થઇ જાય છે. એ રજસ્વલાને જોઇને તેના માત, પિતા, ભાઇ, મામો અને બેન, સર્વે નરકમાં જાય છે.

પ્રશ્ન—એ શ્લોક પ્રમાણ નથી.

ઉત્તર—કેમ પ્રમાણ નહીં? શું બ્રહ્માજીના શ્લોક પ્રમાણ નહીં? તો તમારા પણ પ્રમાણ નથી થઇ સકતા!

પ્રશ્ન—વાહ ! વાહ ! પારાશર અને કાશીનાથના પણ પ્રમાણ નથી કરતા ?

ઉત્તર—વાહજી વાહ ! ! શું તમે બ્રહ્માજીના પણ પ્રમાણ નથી કરતા ? શું પરાશર અને કાશીનાથથી બ્રહ્માજી મોટા નથી ? જો તમે બ્રહ્માજીના શ્લોકોને નથી માનતા તો અમે પણ પરાશર અને કાશીનાથના શ્લોકોને માનતા નથી.

પ્રશ્ન—તમારા શ્લોક અસંભવ હોવાથી પ્રમાણ નથી, કેમકે સહસ્ત્રક્ષણો જન્મ સમયમાંજ વહી જાય છે, તો વિવાહ કેમ થઇ સકે ? અને તે સમયે વિવાહ કરવાનું કાંઇ ફલ પણ નથી દેખાતું !

ઉત્તર—જો અમારા શ્લોક અસંભવ છે તો તમારા પણ અસંભવજ છે, કેમકે આઠમે, નવમે અને દશમે વર્ષે વિવાહ કરવો એ પણ નિષ્ફલ છે, કેમકે ૧૬ વર્ષ પશ્ચાત્ સ્ત્રીનો અને ૨૫ વર્ષે પશ્ચાત્ પુરૂષનોવિવાહ થવાથી પુરૂષનું વીર્ય્ય પરિપક્વ, શરીર બલિષ્ટ, અને સ્ત્રીનો ગર્ભાશય પૂરો અને શરીર પણ બલયુક્ત થવાથી સન્તાનોત્પત્તિ ઉત્તમ થાય છે * જેમ આઠ વર્ષની કન્યામાં સન્તાનોત્પત્તિનો અસંભવ છે, તેમજ ગૌરી, રોહિણી એ નામ આપવાં પણ અયુક્ત છે. યદિ ગૌરી કન્યા ન હોવ કિન્તુ કાલી હોય તેનું નામ ગૌરી રાખવું વ્યર્થ છે અને ગૌરી મહાદેવની સ્ત્રી, તથા રોહિણી વસુદેવની સ્ત્રી હતી, તેને તમે પૌરાણિક લોકો માતૃ સમાન માનો છો અને જો કન્યામાત્રમાં ગૌરી આદિની ભાવના કરો છો તો પછી તેની સાથે વિવાહ કરવો કેવી રીતે સંભવે અને ધર્મયુક્ત થઇ શકે ? એથી તમારા અને અમારા એ બે બે શ્લોકો મિથ્યાજ છે. કેમકે જેમ અમે "બ્રહ્મોવાચ" કરી શ્લોક બનાવ્યા છે તેમજ તે પણ પરાશરાદિના નામથી બનાવી દીધા છે. એથી એ સર્વના પ્રણાણ છોડીને વેદોના પ્રમાણથી સર્વ કામ કાર્ય કરો. જૂઓ મનમાં:—

ऊनषोडश वर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते ॥ १ ॥
जातो वा न चिरञ्जीवेञ्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥ २ ॥
सुश्रुत शारीरस्थ अ० १० । ४७ । ४८

અર્થ—૧૬ વર્ષથી ન્યૂન વયવાળી સ્ત્રીમાં, ૨૫ વર્ષથી ન્યન આયુવાળો પુરૂષ જો ગર્ભસ્થાપન કરે તો તે કુક્ષિસ્થ રહેલો ગર્ભ વિપત્તિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ પૂર્ણકાલ પર્યન્ત ગર્ભાશયમાં રહીને ઉત્પન્ન નથી થતો; અથવા જો ઉત્પન્ન થાય, તો ચીરકાલ સુધી જીવે નહી.

અને જીવે તો દુર્બલેન્દ્રિય થાય, એ કારણથી અતિ બાલ્યવસ્થાવાળી સ્ત્રીમાં ગર્ભસ્થાપન ન કરવો.

આવાં આવાં શાસ્ત્રોક્ત નિયમ અને સૃષ્ટિક્રમને જોઇને અને બુદ્ધિ પૂર્વક વિચારવાથી એજ સિદ્ધ થાય છે કે ૧૬ વર્ષથી ન્યૂન સ્ત્રી અને ૨૫ વર્ષથી ન્યૂન આયુવાળો પુરૂષ કદી ગર્ભાધાન કરવા યોગ્ય નથી હોતા. એ નિયમોથી વિપરીત જે વર્તે છે તે દુઃખના ભાગી થાય છે.

* ઉચિત સમયથી ન્યૂન આયુવાન સ્ત્રી પુરૂષના ગર્ભાધાન વિષયમાં મુનિવર ધન્વન્તરિજી સુશ્રુતમાં નિષેધ કરે છે:—

त्रीणि वर्षाण्यूदीक्षेत कुमार्यृतुमति सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत शदृशं पतिम् ॥ मनु० ९ । ९० ॥

કન્યા રજસ્વલા થાય પછી ત્રણ વર્ષ પર્યન્ત પતિની ખોળ કરીને પોતાને તુલ્ય પતિને પ્રાપ્ત થાય. જ્યારે પ્રતિમાસે રજો દર્શન થાય છે, ત્યારે ત્રણ વર્ષમાં ૩૬ વાર રજસ્વલા થયા પછી વિવાહ કરવો યોગ્ય છે, એથી પૂર્વ નહીં.

काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्त्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ मनु० ९ । ८९ ॥

ગમે તો બાલકી મરણ પર્યન્ત કુમારી રહે પરંતુ અસદૃશ અર્થાત્ પરસ્પર વિરૂદ્ધ ગુણ કર્મ સ્વભાવાલાનો વિવાહ કદી ન થવો જોઇએ. એથી સિદ્ધ થયું કે પુર્વોક્ત સમયની પૂર્વે તેમ અસદૃશોના વિવાહ થવા યોગ્ય નથી.

પ્રશ્ન—વિવાહ માતાપિતાને આધીન રહેવા જોઇએ કે બાલક બાલકીને આધીન?

ઉત્તર—બાલકી બાલકોને આધીન વિવાહ થવા ઉત્તમ છે. જો માતા પિતા વિવાહ કરવો કદી વિચારે તોપણ બાલક બાલકીની પ્રસન્નતા વિના ન થવા જોઇએ. કેમકે એક બીજાની પ્રસન્નતાથી વિવાહ થવામાં વિરોધ ઘણો ઓછો થાય છે. અને સન્તાન ઉતમ થાય છે. અપ્રસન્નતાના વિવાહમાં નિત્ય કલેશજ થાય છે. વિવાહમાં મુખ્ય પ્રયોજન વર અને કન્યાનું છે, માતા પિતાનું નહી, કેમકે જો તેમનામાં પરસ્પર પ્રસન્નતા રહે તો તેમને સુખ; અને વિરોધ રહે તો તેમનેજ દુખ થાય છે અને:—

संतुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्य्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ मनु० ॥ ३ । ६०

જે કુલમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સદા પ્રસન્ન રહે છે તેજ કુલમાં, આનન્દ, લક્ષ્મી અને કીર્તિ નિવાસ કરે છે અને જ્યાં વિરોધ કલહ હોય છે, ત્યાં દુઃખ, દરિદ્ર અને નિન્દા નિવાસ કરે છે. એથી જે સ્વયંવરની રીતિ આર્યાવર્ત્તમાં પરંપરાથી ચાલતી આવી છે, તેજ વિવાહ ઉત્તમ છે. જ્યારે સ્ત્રી પુરૂષો વિવાહ કરવા ઇચ્છે ત્યારે વિદ્યા, વિનય, શીલ, રૂપ, આયુ, બલ, કુલ અને શરીરનાં પરિમાણાદિ યથાયોગ્ય હોવાં જોઇએ. જ્યાંસુધી એનો મેલ નથી થતો, ત્યાંસુધી વિવાહમાં કાંઈપણ સુખ નથી હોતું અને ન બાલ્યવસ્થામાં વિવાહ કરવાથી સુખ થાય.

युवा सुवासाः परिवीत आगात्स उ श्रेयान्भवति जायमानः।
तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो३ मनसा देवयन्तः॥१॥
ऋ० ॥ मं०३ सू० ८ । मं० ४ ॥

आधेनवो धुनयन्तामशिश्वीः शबर्दुघाः शशया अप्रदुग्धाः ॥
नव्यांनव्या युवतयो भवंन्तीर्महद्देवानांमसुरत्वमेकंम् ॥ २ ॥
ऋ० ॥ मं० ३ । सू० ५५ । मं० १६ ॥

पूर्वीरहं शरदः शश्रमाणा दोषावस्तोरुषसो जरयंन्तीः ।
मिनाति श्रियं जरिमा तनूनामप्यू नु पत्नीर्वृषणो जगम्युः॥३॥
ऋ० ॥ मं० १ । सू० १७९ । मं० १ ॥

જે પુરૂષ ( **परिवितः** ) બધી રીતે યજ્ઞોપવીત, બ્રહ્મચર્ય્ય સેવનથી ઉત્તમ શિક્ષા અને વિદ્યાયુક્ત તથા ( **सुवासाः** ) સુન્દર વસ્ત્ર ધારણ કરેલા બ્રહ્મચર્ય્ય યુક્ત ( **युवा** ) પૂર્ણ જુવાન હોઇને વિદ્યા ગ્રહણ કરી ગૃહાશ્રમમાં ( **आगात्** ) આવે છે, ( **स, उ** ) તેજ બીજા વિદ્યાજન્મમાં ( **जायमानः** ) પ્રસિદ્ધ થઇને ( **श्रेयान्** ) અતિશય શોભાયુક્ત મંગલકારી ( **भवति** ) થાય છે. ( **स्वाध्यः** ) સારે પ્રકારે ધ્યાનયુક્ત ( **मनसा** ) વિજ્ઞાનથી ( **देवयन्तः** ) વિદ્યાવૃદ્ધિની કામનાયુક્ત ( **धीरसः** ) ધૈર્યયુક્ત ( **कवयः** ) વિદ્વાન્ ( **तम्** ) તેજ પુરૂષને ( **उन्नयन्ति** ) ઉન્નતિ શીલ કરીને પ્રતિષ્ટીત કરે છે અને જે બ્રહ્મચર્ય્યધારણ, વિદ્યા અને ઉત્તમ શિક્ષાનું ગ્રહણ કર્યા વિના કે બાલ્યવસ્થામાં વિવાહ કરે છે. તે સ્ત્રી પુરૂષ નષ્ટભ્રષ્ટ થઇને વિદ્વાનોમાં પ્રતિષ્ઠાને પ્રાપ્ત થતા નથી.

જે ( **अप्रदुग्धाः** ) કોઇએ દોહી ન હોય તેવી ( **धेनवः** ) ગાયો સમાન ( **अशिश्वीः** ) બાલ્યાવસ્થાથી રહિત ( **शबर्दुघाः** ) સર્વ પ્રકારના ઉત્તમ વ્યવહારોને પૂર્ણ કરનારી ( **शशयाः** ) કુમારાવસ્થાને ઉલ્લંઘન કરનારી ( **नव्यानव्याः** ) નવીન નવીન શિક્ષા અને અવસ્થાથી પૂર્ણ ( **भवन्तीः** ) થયલી ( **युवतयः** ) પૂર્ણ યુવાવસ્થાસ્થ સ્ત્રીઓ ( **देवानाम्** ) બ્રહ્મચર્ય્ય સુનિયમોથી પૂર્ણ વિદ્વાનોના ( **एकम्** ) અદ્વિતીય ( **महत्** ) મોટા ( **असुरत्वम्** ) પ્રજ્ઞાશાસ્ત્રની શિક્ષાયુક્ત પ્રજ્ઞામાં રમણના ભાવાર્થ પ્રાપ્ત થતી થકી તરૂણ પતિયોને પ્રાપ્ત થઇને ( **आधुनयन्ताम्** ) ગર્ભ ધારણ કરે. કદી ભૂલથી પણ બાલ્યાવસ્થામાં પુરૂષનું મનથી પણ ધ્યાન ન કરે, કેમકે એજ કર્મ આલોક અને પરલોકના સુખનું સાધન છે બાલ્યાવસ્થામાં વિવાહથી જેટલો પુરૂષનો નાશ તેથી અધિક સ્ત્રીનો નાશ થાય છે.

જેમ ( **नु** ) શીઘ્ર ( **शश्रमाणाः** ) અત્યન્ત શ્રમ કરનાર ( **वृषणः** ) વીર્ય સીંચનમાં સમર્થ પૂર્ણ યુવાવસ્થાયુકત પુરૂષ ( **पत्निः** ) યુવાવસ્થાસ્થ હૃદયોને પ્રિય સ્ત્રીઓને ( **जगम्युः** ) પ્રાપ્ત થઇ પૂર્ણ શત વર્ષ કે તેનાથી અધિક વર્ષ આયુને આનન્દથી ભોગતા

અને પુત્ર પૌત્રાદિ સંયુક્ત રહે છે તેમ સ્ત્રી પુરૂષ સદા વર્ત્તે, જેમ ( **पूर्वीः** ) પૂર્વ વર્ત્તમાન ( **शरदः** ) શરદઋતુઓ અને ( **जरयन्तिः** ) વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરાવનારી ( **उषसः** ) પ્રાતઃકાલની વેલાને ( **दोषा** ) રાત્રી અને ( **वस्तोः** ) દિન ( **तनूनाम्** ) શરીરોની ( **श्रियम्** ) શોભાને ( **जरिमा** ) અતિશય વૃદ્ધપન, બલ અને શોભાને દૂર કરી દે છે તેમ ( **अहम्** ) હું સ્ત્રી કે પુરૂષ ( **उ** ) ઉત્તમ પ્રકારે ( **अपि** ) નિશ્ચય કરી બ્રહ્મચર્યથી વિદ્યા, શિક્ષા, શરીર અને આત્માનું બલ અને યુવાવસ્થાને પ્રાપ્ત થઇને વિવાહ કરૂં, આથી વિરૂદ્ધ કરવું વેદ વિરૂદ્ધ હોવાથી સુખદાયક વિવાહ કદી થઇ શકતો નથી.

જ્યાંસુધી એ પ્રકારે સકલ ઋષિ, મુનિ, રાજા, મહારાજા અને આર્ય્ય લોકે બ્રહ્મચર્ય્યથી વિદ્યા ભણીનેજ સ્વયંવર વિવાહ કરતા હતા, ત્યાંસુધી આ દેશની સદા ઉન્નતિ થતી હતી. જ્યારથી આ બ્રહ્મચર્ય્યથી વિદ્યાનું ન ભણવું, અને બાલ્યાવસ્થામાં પરાધીન અર્થાત્ માતા પિતાને આધીન વિવાહ થવા લાગ્યા, ત્યારથી ક્રમશઃ આર્ય્યાવર્ત્ત દેશની હાનિ થતી ચાલી આવી છે. એટલામાટે એ દુષ્ટ કર્મને ત્યાગી સજ્જન લોક પૂર્વોક્ત પ્રકારે સ્વયંવર વિવાહ કર્યા કરે અને તે પણ વિવાહ વર્ણાનુક્રમથી કરવો અને તે વર્ણવ્યવસ્થા પણ ગુણ, કર્મ, સ્વભાવાનુસાર હોવી જોઇએ.

પ્રશ્ન—શું જેની માતા બ્રાહ્મણી પિતા બ્રાહ્મણ હોય તેજ બ્રાહ્મણ થાય છે. પણ જેના માતા પિતા અન્યવર્ણસ્થ હોય તેના સન્તાન શું કદી બ્રાહ્મણ થઇ સકે છે?

ઉત્તર—હા ઘણાજ થઇ ગયા, થાય છે, અને થશે પણ. જેમ છાન્દોગ્ય ઉપનિષદ્‌માં જાબાલ ઋષિ અજ્ઞાતકુલ, મહાભારતમાં વિશ્વામિત્ર ક્ષત્રિય વર્ણ અને માતંગ ઋષિ ચાણ્ડાલ કુલમાંથી બ્રાહ્મણ થઇ ગયા હતા. હમણા પણ જે ઉત્તમ વિદ્યા સ્વભાવવાન છે તેજ બ્રાહ્મણને યોગ્ય અને મૂર્ખ શૂદ્રને યોગ્ય હોય છે અને તેમ આગળ પણ થશે.

પ્રશ્ન—વારૂ જે રજ વીર્ય્યથી શરીર થયું તે બદલાઇને અન્ય વર્ણને યોગ્ય કેમ થઇ શકે?

ઉત્તર—રજ વીર્ય્યના યોગથી બ્રાહ્મણ શરીર નથી થતું કિન્તુઃ—

**स्वाध्यायेन जपैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ॥**

**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ मनु० २ । २८ ॥**

આનો અર્થ પૂર્વે કરી ગયા છીએ છતાં અહીં પણ સંક્ષેપ દર્શાવિયે છીયે, ( **स्वाध्यायेन** ) ભણે ભણાવે ( **जपैः** ) વિચાર કરે કરાવે ( **होमैः** ) નાના વિધ હોમનું અનુષ્ઠાન કરે કરાવે ( **त्रैविद्येन** ) સમ્પૂર્ણ વેદોને શબ્દ, અર્થ, સમ્બન્ધ અને સ્વરોચ્ચારણ સહિત ભણે ભણાવે ( **इज्यया** ) પૌર્ણમાસી ઇષ્ટિ આદિનું કરવું, પૂર્વોક્ત વિધિ પૂર્વક ( **सुतैः** ) ધર્મથી સન્તાનોત્પત્તિ કરવી ( **महायज्ञैश्च** ) પૂર્વોક્ત બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ,

વૈશ્વદેવયજ્ઞ અને અતિથિયજ્ઞ, (यज्ञैश्च) અગ્નિષ્ટોમાદિયજ્ઞ, વિદ્વાનોનો સંગ, સત્કાર, સત્યભાષણ, પરોપકારાદિ સત્કર્મ કરવાં અને સમ્પૂર્ણ શિલ્પવિદ્યાદિ ભણીને દુષ્ટાચાર છોડી શ્રેષ્ઠાચારમાં વર્ત્તવાથી (इयम्) આ (तनुः) શરીર (ब्राह्मी) બ્રાહ્મણનું (क्रियते) બનાવ્યામાં આવે છે. શું આ શ્લોક તમે નથી માનતા? માનિયે છીયે. પછી રજ વીર્યના યોગથી વર્ણવ્યવસ્થા કેમ માનો છો? હું એકલોજ નથી માનતો, કિન્તુ ઘણા લોકો પરમ્પરાથી એકજ માને છે.

પ્રશ્ન—શું તમે પરમ્પરાનું પણ ખંડન કરશો?

ઉત્તર—નહીં પરંતુ તમારી ઉલટી સમજને નહીં માનીને ખંડન પણ કરિયે છિયે.

પ્રશ્ન—અમારી ઉલટી અને તમારી સુલટી સમજ છે તેમાં શું પ્રમાણ?

ઉત્તર—એજ પ્રમાણ છે કે જે તમે પાંચ સાત પેઢીઓના વર્ત્તમાનને સનાતન વ્યવહાર માનો છો તેમ અમે વેદ તથા સૃષ્ટિના આરંભથી આજ પર્યન્તની પરમ્પરાને માનિયે છિયે. જુઓ કે જેનો પિતા શ્રેષ્ઠ તેનો પુત્ર દુષ્ટ અને જેનો પુત્ર શ્રેષ્ઠ તેનો પિતા દુષ્ટ તથા ક્યાંક બેઉ શ્રેષ્ઠ વા દુષ્ટ જણાય છે એટલા માટે તમે ભ્રમમાં પડ્યા છો. જુઓ મનુ મહારાજે શું કહ્યું છે.—

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ मनु० ४ । १७८ ॥

જે માર્ગે તેના પિતા, પિતામહ ચાલ્યા હોય તે માર્ગમાં સન્તાન પણ ચાલે, પરન્તુ (सताम्) જો સત્પુરૂષ પિતા, પિતામહ હોય તો તેનાજ માર્ગમાં ચાલવું પણ જો પિતા, પિતામહ દુષ્ટ હોય તો તેના માર્ગમાં કદી ન ચાલવું કેમકે ઉત્તમ ધર્માત્મા પુરૂષોના માર્ગમાં ચાલવાથી દુખ કદી નથી થતું, એ તમે માનો છો કે નહિં? હા, હા, માનિયે છિયે, વલી જુઓ પરમેશ્વરની પ્રકાશિત જે વેદોક્ત વાત છે તેજ સનાતન છે અને તેનાથી વિરૂદ્ધ તે સનાતન કદીપણ થઈ શકતી નથી. એમજ સર્વ લોકોએ માનવું જોઇએ કે નહિં? અવશ્ય જોઇએ. જે એમ ન માને તો તેને કહો કે કોઇનો બાપ દરિદ્રી હોય અને તેનો પુત્ર ધનાઢ્ય બને તો તે શું પોતાના પિતાની દરિદ્રાવસ્થાના અભિમાનથી ધન ફેંકી દે? શું જેનો પિતા આંધળો હોય, તેનો પુત્ર પોતાના નેત્ર ફોડી નાખે? જેના પિતા કુકર્મી હોય, તો શું તેના પુત્રો પણ કુકર્મ કરે? નહીં નહીં; કિન્તુ જે જે પુરૂષોના ઉત્તમ કર્મ હોય તેનું સેવન અને દુષ્ટ કુકર્મનો ત્યાગ કરી દેવો, સર્વેને અત્યાવશ્યક છે. જો કોઇ રજ વીર્યના યોગથી વર્ણાશ્રમ અવ્યવસ્થા માને અને ગુણ કર્મોના યોગથી ન માને, તો તેને પૂછવું કે જો કોઇ પોતાની વર્ણ છોડીને નીચ, અન્ત્યજ અથવા ક્રિશ્ચિયન મુસલમાન થઇ ગયા હોય, તેને પણ બ્રાહ્મણ કેમ નથી માનતા? અહીં એમજ કહેશો કે તેણે બ્રાહ્મણના કર્મ છોડી દીધાં, તેથી તે બ્રાહ્મણ નથી. એથી એ પણ સિદ્ધ

થાય છે કે, જે બ્રાહ્મણાદિ ઉત્તમ કર્મ કરે છે તેજ બ્રાહ્મણાદિ અને જે નીચ પણ ઉત્તમ વર્ણના ગુણ કર્મ સ્વભાવ યુક્ત હોય તો તેને પણ ઉત્તમ વર્ણમાં અને જે ઉત્તમ વર્ણસ્થ હોઇને નીચ કર્મ કરે તો તેને નીચ વર્ણમાં અવશ્ય ગણવો જોઇએ.

પ્રશ્ન— **ब्राह्मणोस्य मुखमासीद्बाहू राजन्यः कृतः।**
**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**
**यजु० अ० ३१ मं० ॥ ११ ॥**

અર્થ બ્રાહ્મણ ઇશ્વરના મુખ, ક્ષત્રિય બાહૂ, વૈશ્ય ઉરૂ અને શુદ્ર પગોથી ઉત્પન્ન થયા છે. એથી જેમ મુખ ન બાહૂ આદિ, અને બાહૂ આદિ ન મુખ થાય છે, એજ પ્રકારે બ્રાહ્મણ ન ક્ષત્રિયાદિ અને ક્ષત્રિયાદિ ત્ર બ્રાહ્મણ થઇ શકે છે.

ઉત્તર-એ મંત્રનો અર્થ જે તમે કર્યો તે બરાબર નથી, કેમકે અહીં પુરૂષ અર્થાત્ નિરાકાર વ્યાપક પરમાત્માની અનુવૃત્તિ છે. જ્યારે તે નિરાકાર છે ત્યારે તેના મુખાદિ અંગ નથી સંભવી શકતાં. જે મુખાદિ અંગવાન હોય તે પુરૂષ અર્થાત્ વ્યાપક નહીં અને જે વ્યાપક નહીં તે સર્વશક્તિમાન, જગતનો શ્રષ્ટા, ધર્તા, પ્રલય કર્ત્તા, જીવોના પુણ્ય પાપોની વ્યવસ્થા કરનારો સર્વજ્ઞ, અજન્મા, મૃત્યુરહિત આદિ વિશેષણ યુકત નથી થઇ શકતો. એથી કરી એનો અર્થ એ છે કે જે ( **अस्य** ) પૂર્ણ વ્યાપક પરમાત્માની સૃષ્ટિમાં મુખ સદૃશ સર્વમાં મુખ્ય ઉત્તમ હોય તે ( **ब्राह्मणः** ) બ્રાહ્મણ ( **बाहू** ):—

**बाहुर्वै बलं बाहुर्वै वीर्य्यम् ॥ शतपथ० ॥**

બલ વીર્ય્યનું નામ બાહૂ છે તે જેમાં અધિક હોય તે ( **राजन्यः** ) ક્ષત્રિય ( **ऊरू** ) કટિની નિચેના અને જાનુંના ઉપરના ભાગનું ઉરૂ નામ છે જે સર્વ પદાર્થો અને સર્વ દેશોમાં ઉરૂના બલથી જાય, આવે, પ્રવેશ કરે તે ( **वैश्य** ) વૈશ્ય અને ( **पद्भ्याम्** ) જે પગ અર્થાત્ નીચ અંગ સદૃશ મૂર્ખત્વાદિ ગુણયુકત હોય તે શુદ્ર છે. અન્યત્ર શતપથબ્રાહ્મણાદિમાં પણ એ મંત્રનો એવોજ અર્થ કર્યો છે જેમઃ-

**यस्मादेते मुख्यास्तस्मान्मुखतो ह्यसृज्यन्त इत्यादि ॥**

જેથી એ મુખ્ય છે, તેથી તે મુખથી ઉત્પન્ન થયા એવું કથન સંગત થાય છે, અર્થાત્ જેમ મુખ સર્વ અંગોમાં શ્રેષ્ઠ છે તેમ પૂર્ણ વિદ્યા અને ઉત્તમ ગુણ, કર્મ, સ્વભાવયુકતં હોવાથી મનુષ્ય જાતિમાં ઉત્તમ બ્રાહ્મણ કહેવાય છે. જ્યારે પરમેશ્વર નિરાકાર હોવાથી મુખાદિ અંગજ નથી, તો મુખથી ઉત્પન્ન થવું અસંભવ છે. જેમ વંધ્યા સ્ત્રી આદિના પુત્રના વિવાહ થવા ! અને જો મુખાદિ અંગોથી બ્રાહ્મણાદિ ઉત્પન્ન થયા હોત તો ઉપાદાન કારણની સદૃશ બ્રહ્મણાદિ આકૃતિ અવશ્ય હોત. જેમ મુખનો આ-

કાર ગોળ મટોળ છે તેવાજ તેમના શરીર પણ ગોળ મટોળ મુખાકૃતિ સમાન હોવા જોઇએ. ક્ષત્રિયોના શરીર ભુજાની સદૃશ, વૈશ્યના ઉરૂને તુલ્ય અને શુદ્રના શરીર પગના સમાન આકાર ના હોવાં જોઇએ, તેવાં તો નથી.

તમને જો કોઇ પ્રશ્ન કરશે કે જે જે મુખાદિથી ઉત્પન્ન થયા હતા, તેને બ્રાહ્મણાદિની સંજ્ઞા લાગે પરંતુ તમને નહીં કેમકે જેમ સર્વ લોકો ગર્ભાશયથી ઉત્પન્ન થાય છે તેમ તમે પણ થાઓ છો, તમે મુખાદિથી ઉત્પન્ન ન થયાં છતાં બ્રાહ્મણાદિની સંજ્ઞાનું અભિમાન કરો છો, તેટલા માટે તમારો કહેલો અર્થ વ્યર્થ છે અને જે અમે અર્થ કર્યો છે તે સત્ય છે એમજ અન્યત્ર પણ કહ્યું છે જેમ;-

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।**

**क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥ मनु० १० । ६५ ॥**

શુદ્રકુલમાં ઉત્પન્ન થઇને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સમાન ગુણ, કર્મ, સ્વભાવવાળો હોય તો તે શુદ્ર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય થઇ જાય. તેમજ જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કુલમાં ઉત્પન્ન થયા હોય અને તેના ગુણ, કર્મ, સ્વભાવ શૂદ્રની સદૃશ હોય તો તે શૂદ્ર થઇ જાય. તેમજ ક્ષત્રિય કે વૈશ્યના કુલમાં ઉત્પન્ન થઇને બ્રાહ્મણ કે શુદ્ર સમાન હોવાથી બ્રાહ્મણ કે શુદ્ર પણ થઇ જાય છે. અર્થાત્ ચારે વર્ણમાં જે જે વર્ણને સદૃશ જે જે પુરૂષ કે સ્ત્રી હોય તે તે વર્ણમાં ગણાય.

**धर्मचर्य्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ १ ॥**

**अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ॥२**

**आपस्तंब सूत्र० ॥**

ધર્માચરણથી નિકૃષ્ટ વર્ણ પોતાથી ઉત્તમ ઉત્તમ વર્ણને પ્રાપ્ત થાય છે અને તે તેજ વર્ણમાં ગણાય કે જે જેને યોગ્ય હોય.

તેમજ અધર્માચરણથી અર્થાત્ પૂર્વ ઉત્તમ વર્ણવાળો મનુષ્ય હોય તે પોતાનાથી નીચા નીચા વર્ણને પ્રાપ્ત થાય છે, અને તેજ વર્ણમાં ગણાય.

જેમ પુરૂષ જે જે વર્ણને યોગ્ય હોય છે. તેમજ સ્ત્રીઓની પણ વ્યવસ્થા સમજવી જોઇએ. એથી શું સિદ્ધ થયું કે એ પ્રકારે થવાથી સર્વ વર્ણ પોત પોતાના ગુણ, કર્મ, સ્વભાવ યુક્ત થઇને શુદ્ધતા સહિત રહે છે; અર્થાત બ્રાહ્મણકુલમાં કોઇ ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર સદૃશ ન રહે, અને ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર વર્ણ પણ શુદ્ધ રહે છે અર્થાત વર્ણસંકરતા 'પ્રાપ્ત નહીં' થશે. એથી કોઇ વર્ણની નિંદા કે અયોગ્યતા પણ ન થશે.

પ્રશ્ન—જો કોઇને એકજ પુત્ર કે પુત્રી હોય તે અન્ય વર્ણમાં પ્રવિષ્ટ થઇ જાય તો તેના મા બાપની સેવા કોણ કરશે ? અને વંશચ્છેદન પણ થઇ જશે, એની વ્યવસ્થા શી થવી જોઇએ ?

ઉત્તર—ન કોઇની સેવાનો ભંગ અને ન વંશચ્છેદન પણ થશે કેમકે તેમને પોતાના બાલક બાલકીઓને બદલે સ્વવર્ણને યોગ્ય બીજા સન્તાન વિદ્યાસભા અને રાજસભાની વ્યવસ્થાથી મળશે. એથી કાંઇ પણ અવ્યવસ્થા ન થશે, એ ગુણ કર્મોથી વર્ણોની વ્યવસ્થા કન્યાઓની ૧૬ વર્ષ અને પુરૂષોની ૨૫ વર્ષની પરીક્ષામાં નિયત કરવી જોઇએ અને એજ ક્રમથી અર્થાત્ બ્રાહ્મણ વર્ણની સાથે બ્રાહ્મણીનો, ક્ષત્રિય વર્ણની સાથે ક્ષત્રિયાનો, વૈશ્ય વર્ણની સાથે વૈશ્યાનો અને શૂદ્ર વર્ણની સાથ શૂદ્રાનો વિવાહ થવો જોઇએ, ત્યારેજ પોત પોતાના વર્ણોના કર્મો અને પરસ્પર પ્રીતિ પણ યથાયોગ્ય રહેશે. એ ચારે વર્ણોના કર્ત્તવ્ય કર્મ અને ગુણ આ છેઃ—

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥ १ ॥ मनु० १ । ८८ ॥**
**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ २ ॥ गी० १८।४२॥**

બ્રાહ્મણનાં ભણવું ભણાવવું, યજ્ઞ કરવો કરાવવો, દાન લેવું ને દેવું; એ ૭ કર્મ છે, પરન્તુઃ—**प्रतिग्रहः प्रत्ययरः ॥ मनु०** પ્રતિગ્રહ કરવો નીચકર્મ છે.

(**शमः**) મનથી દુષ્ટ કર્મની ઇચ્છા પણ ન કરવી અને તેને અધર્મમાં પણ કદી પ્રવૃત્ત ન થવા દેવું (**दमः**) શ્રોત્ર અને ચક્ષુ આદિ ઇંદ્રિયોને અન્યાય ચરણથી રોકી ધર્મમાં ચલાવવી (**तपः**) સદા બ્રહ્મચારી જિતેન્દ્રિય રહીને ધર્માનુષ્ઠાન કરવું (**शौच**):—

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।**
**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥ मनु० ५ । १०९ ॥**

જલથી બાહ્ય અંગ, સત્યાચારથી મન, વિદ્યા અને ધર્માનુષ્ઠાનથી જીવાત્મા અને જ્ઞાનથી બુદ્ધિ પવિત્ર થાય છે. ભીતરના રાગ દ્વેષાદિ દોષને અને બહારના મલોને દૂર કરી શુદ્ધ રહેવું અર્થાત્ સત્યાસત્યના વિવેકપૂર્વક સત્ય ગ્રહણ કરવાથી અને અસત્ય ત્યાગથી નિશ્ચય પવિત્ર થાય છે. **क्षान्ति** અર્થાત્ નિન્દા, સ્તુતિ, સુખ, દુઃખ, શીતોષ્ણ, ક્ષુધા, તૃષા, હાન, લાભ માનાપમાન, આદિ હર્ષ શોક છોડીને ધર્મમાં દૃઢ નિશ્ચય રહેવું, **आर्जव** કોમલતા, નિરભિમાન, સરલતા, સરલ સ્વભાવ રાખવો, કુટિલતાદિ દોષ છોડી દેવા. **ज्ञानम्** સર્વે વેદાદિ શાસ્ત્રોને સાંગોપાંગ ભણીને ભણાવવાનું સામર્થ્ય, વિવેકને સત્યનો નિર્ણય કરવો જે વસ્તુ જેવી હોય તેવી અર્થાત્ જડને જડ, ચેતનને ચેતન જાણવી અને માનવી. **विज्ञानम्** પૃથિવીથી લઇને પરમેશ્વર પર્યન્તના પદાર્થોને વિશેષતાથી જાણીને તેનો યથા યોગ્ય ઉપયોગ, લેવો. **आस्तिक्यम्** કદી વેદ, ઇશ્વર, મુક્તિ, પૂર્વપરજન્મ, ધર્મ, વિદ્યા, સત્સંગ, માતા, પિતા, આચાર્ય અને અતિથીની

સેવા ન છોડવી અને તેની નિન્દા કદી ન કરવી, એ પંદર કર્મ અને ગુણ બ્રાહ્મણ વર્ણસ્થ મનુષ્યોમાં અવશ્ય હોવાં જોઇએ. ૨ क्षत्रियः—

प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च।
विषयेष्वप्रशक्तिश्च क्षत्रियस्य समासतः ॥ मनु० १ । ८९ ॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम्।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ गी० १८ । ४३ ॥

ન્યાયથી પ્રજાની રક્ષા અર્થાત પક્ષપાત છોડીને શ્રેષ્ઠોનો સત્કાર અને દુષ્ટોનો તિરસ્કાર કરવો, સર્વ પ્રકારથી સર્વનું પાલન (दान) વિદ્યા, ધર્મની પ્રવૃત્તિ અને સુપાત્રોની સેવામાં ધનાદિ પદાર્થોનો વ્યય કરવો, (इज्या) અગ્નિહોત્રાદિ યજ્ઞ કરવા (अध्ययन) વેદાદિ શાસ્ત્રો ભણવા અને (विषयेषु) વિષયોમાં ન ફસીને જિતેન્દ્રિય રહી સદા શરીર અને આત્માથી બલવાન રહેવું (शौर्य) સેંકડો કે સહસ્ત્રોની સાથે પણ યુદ્ધ કરવામાં એકલાને ભય ન થવો (तेजः) સદા તેજસ્વી અર્થાત દીનતા રહિત પ્રગલ્ભ દૃઢ રહેવું, (धृति) ધૈર્યવાન હોવું (दाक्ष्य) રાજા અને પ્રજા સમ્બન્ધી વ્યવહાર અને સર્વ શાસ્ત્રોમાં અતિ ચતુર થવું (युद्ध) યુદ્ધમાં પણ દૃઢ અને નિઃશંક રહીને તેનાથી કદી પણ પાછા ન હઠવું ન નાસવું અર્થાત્ એ પ્રકારે યુદ્ધ કરવું કે જેથી નિશ્ચિત વિજય થાય; જો પોતે બચે, શત્રુઓને ધોખો દેવાથી જીત થતી હોય તો તેમ પણ કરવું. (दान) દાનશીલતા રાખવા (ईश्वरभाव) પક્ષપાત રહીત થઇ સર્વ સાથે યથાયોગ્ય વર્તવું, વિચાર આપવો, પ્રતિજ્ઞા પૂરી કરવી, તેનો કદી ભંગ થવા ન દેવો. એ ૧૧ ક્ષત્રિય વર્ણના કર્મ અને ગુણ છે. वैश्य :—

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ मनु० १ । ९० ॥

(पशुरक्षा) ગાય આદિ પશુઓનું પાલન વર્દ્ધન કરવું (दान) વિદ્યા ધર્મની વૃદ્ધિ કરવા કરાવવા માટે ધનાદિનો વ્યય કરવો. (इज्या) અગ્નિહોત્રાદિ યજ્ઞોનું કરવું (अध्ययन) વેદાદિ શાસ્ત્રોનું ભણવું (वणिकपथ) સર્વ પ્રકારનો વ્યાપાર કરવો (कुसीद) સેકડે ચાર, છ, આઠ, બાર, સોલ વા વીસ અનાથી અધિક વ્યાજ અને મુદ્દલથી બમણા અર્થાત એક રૂપિયો રૂપિયો આપ્યો હોય તો સો વર્ષે એ રૂપિયાથી અધિક ન લેવું અને ન આપવું (कृषि) ખેતી કરવી, એ, વૈશ્યના ગુણ કર્મ છે. शुद्रः—

एकमेव हि शूद्रस्य प्रभुः कर्म समादिशत्।
एतेषामेव वर्णानाम् शुश्रूषामनसूयया ॥ १ ॥ मनु० १ । ९१ ॥

શુદ્રને યોગ્ય છે કે નિંદા, ઇર્ષ્યા, અભિમાન આદિ દોષોને છોડીને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્યોની સેવા યથાવત્ કરવી અને તેનાથીજ પોતાનું જીવન કરવું, એજ શુદ્રનાં ગુણ ને કર્મ છે.

આ સંક્ષેપથી વર્ણોનાં ગુણ અને કર્મ લખ્યાં. જે જે પુરૂષોમાં જે જે વર્ણનાં ગુણ કર્મ હોય તે તે વર્ણનો અધિકાર તેને આપવો. એવી વ્યવસ્થા રાખવાથી સર્વે મનુષ્ય ઉન્નતિશીલ થાય છે, કેમકે ઉત્તમ વર્ણોને ભય રહેશે કે જો અમારા સંતાન મૂર્ખત્વાદિ દોષ યુકત નિવડશે, તો શુદ્ર બની જશે, અને સંતાન પણ ડરતા રહેશે કે જો અમે ઉકત ચાલ ચલન અને વિદ્યાયુકત ન થઇશું, તો શુદ્ર થવું પડશે અને એથી નીચ વર્ણોને ઉત્તમ વર્ણસ્થ થવાને માટે ઉત્સાહ પણ વધશે.

વિદ્યા અને ધર્મ પ્રચારનો અધિકાર બ્રાહ્મણને આપવો કેમકે તે પૂર્ણ વિદ્યાવાન અને ધાર્મિક હોવાથી તે કામને યથાયોગ્ય કરી સકે છે.

ક્ષત્રિયોને રાજ્યનો અધિકાર આપવાથી કદી રાજ્યની હાનિ કે તે વિઘ્ન નથી થતું.

પશુ પાલનાદિ અધિકાર વૈસ્યોનેજ હોવો યોગ્ય છે કેમકે એ કામને એ લોકો સારી પ્રકારે કરી સકે છે.

શુદ્રને સેવાનો અધિકાર એટલા માટે છે કે તે વિદ્યારહિત મૂર્ખ હોવાથી વિજ્ઞાનસંબંધી કાર્ય કાંઇ પણ નથી કરી શકતા, કિંતુ શરીરનાં કામ સર્વ કરી શકે છે. આ પ્રકારે વર્ણોને પોતપોતાન અધિકારમાં પ્રવૃત્ત કરવા, એ રાજા આદિ સભ્ય જનોનું કામ છે.

## વિવાહના લક્ષણ.

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽऽसुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ मनु० ३ । २१ ॥**

વિવાહ આઠ પ્રકારના હોય છે. ૧ બ્રાહ્મ, ૨ દૈવ, ૩ આર્ષ, ૪ પ્રાજાપત્ય, ૫ આસુર, ૬ ગાન્ધર્વ, ૭ રાક્ષસ, ૮ પૈશાચ. આ વિવાહોની એવી વ્યવસ્થા છે કે વર કન્યા ઉભય યથાવત બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્વાન્, ધાર્મિક અને સુશીલ હોય, તેમનો પરસ્પર પ્રસન્નતા પૂર્વક વિવાહ થવો તે "બ્રાહ્મ" કહેવાય છે. વિસ્તૃત યજ્ઞ કરવામાં ઋત્વિકકર્મ કરનારા જામાતાને અલંકાર યુક્ત કન્યાનું દાન કરવું એ 'દૈવ,' વર પાસે કાંઇ લઇ વિવાહ કરવો તે 'આર્ષ,' ઉભયનો વિવાહ ધર્મવૃદ્ધિને અર્થે થવો તે 'પ્રાજાપત્ય,' વર કન્યાને કાંઇ આપી વિવાહ કરવો તે 'આસુર,' અનિયમ અસમયે કોઇ કારણથી વર કન્યાનો ઇચ્છાપૂર્વક પરસ્પર સંયોગ થવો તે 'ગાન્ધર્વ,' યુદ્ધ કરી બલાત્કારે અર્થાત્ છીનવી ઝુંટવી કે કપટથી કન્યાનું ગ્રહણ કરવું તે 'રાક્ષસ,' શયન વા મદ્યાદિપાન કરેલી ગાંડી કન્યાનો બલાત્કાર સંયોગ કરવો તે 'પૈશાચ"

આ સર્વે વિવાહોમાં બ્રાહ્મ વિવાહ સર્વોત્કૃષ્ટ; દૈવ અને પ્રાજાપત્ય મધ્યમ; આર્ષ, આસુર અને

ગાન્ધર્વ નિકૃષ્ટ; રાક્ષસ અધમ અને પૈશાચ મહાભ્રષ્ટ છે. આથી એજ નિશ્ચય રાખવો જોઇએ કે કન્યા અને વરના વિવાહની પૂર્વે એકાંતમાં તેમનો મેલ ન થવો જોઇએ, કેમકે યુવાવસ્થામાં સ્ત્રી પુરૂષનો એકાંતવાસ થવો દૂષણકારક છે. પરંતુ જ્યારે કન્યા અથવા વરનો વિવાહ સમય થાય, અર્થાત્ જ્યારે એક વર્ષ અથવા છ માસ બ્રહ્મચર્યાશ્રમ અને વિદ્યા પૂરી થવામાં શેષ રહે ત્યારે તે કન્યા અને કુમારોના પ્રતિબિમ્બ અર્થાત્ જેને "ફોટોગ્રાફ" કહે છે, એટલે પ્રતિકૃતિ ઉતારી, કન્યાઓની અધ્યાપિકાઓની પાસે કુમારોની, અને કુમારોના અધ્યાપકો પાસે કન્યાઓની પ્રતિકૃતિ મોકલી આપવી, જેનું જેનું રૂપ મળે તેનો તેનો ઇતિહાસ અર્થાત્ જન્મથી લઇ તે દિવસ પર્યન્ત જન્મચરિત્રનું પુસ્તક હોય તે અધ્યાપકો મંગાવી જુએ, જ્યારે ઉભયનાં ગુણ કર્મ, સ્વભાવ સદૃશ હોય, ત્યારે જેની જેની સાથે, જેનો જેનો વિવાહ થવો યોગ્ય સમજે તે તે પુરૂષ અને કન્યાનાં પ્રતિબિંબ અને ઇતિહાસ કન્યા અને કુમારના હાથમાં આપે અને કહે કે એ વિષે તમારો જે અભિપ્રાય હોય તે અમને વિદિત કરી દેવો. જ્યારે તે ઉભયનો નિશ્ચય પરસ્પર વિવાહ કરવાનો થઇ જાય ત્યારે તે ઉભયના સમાવર્ત્તન એકજ સમયમાં થાય. જો તે ઉભય અધ્યાપકોની સમક્ષ વિવાહ કરવા ઇચ્છે તો ત્યાં અને નહીં તો કન્યાના માતા પિતાના ઘરમાં વિવાહ થવો યોગ્ય છે. જ્યારે તે સમક્ષ હોય ત્યારે તે અધ્યાપકો કે કન્યાના માતા પિતા આદિ ભદ્ર પુરૂષોની સમક્ષ એ બેઉની પરસ્પર વાત ચીત અને શાસ્ત્રાર્થ કરાવવો અને જો કાંઇ ગુપ્ત વ્યવહાર પૂછે, તે પણ સભામાં લખી એક બીજાના હાથમાં આપી પ્રશ્નોત્તર કરી લે. જ્યારથી બેઉનો દૃઢ પ્રેમ વિવાહ કરવામાં થઇ જાય ત્યારથી તેમના ખાનપાનનો ઉત્તમ પ્રબંધ કરવો જોઇએ કે જેથી તેમનું શરીર જે પૂર્વે બ્રહ્મચર્ય અને વિદ્યાધ્યયન રૂપ તપશ્ચર્ય્યં અને કષ્ટથી દુર્બલ થયું હોય છે, તે ચન્દ્રમાની કલા સમાન વધીને થોડા દિવસમાં પુષ્ટ થઇ જાય. પશ્ચાત્ જે દિવસે કન્યા રજસ્વલા થઇને જ્યારે શુદ્ધ થાય, ત્યારે વેદી અને મંડપ રચીને અનેક સુગન્ધ્યાદિ દ્રવ્ય અને ઘૃતાદિનો હોમ તથા અનેક વિદ્વાન્ પુરૂષ અને સ્ત્રિયોનો યથાયોગ્ય સત્કાર કરે. પશ્ચાત જે દિવસે ઋતુદાન દેવાનુ યોગ્ય સમજે તેજ દિવસે "સંસ્કાર વિધિ" પુસ્તકસ્થ વિધિને અનુસાર સર્વ કર્મ્મ કરીને મધ્ય રાત્રિ કે દશ વાગે અતિ પ્રસન્નતાથી સર્વ સમક્ષ પાણિગ્રહણપૂર્વક વિવાહની વિધિને પૂરી કરીને એકાંત સેવન કરે. પુરૂષ વીર્યસ્થાપન અને સ્ત્રી વીર્ય્યાકર્ષણની જે વિધી છે તેનેજ અનુસાર બેઉ કરે. જ્યાંસુધી બને ત્યાંસુધી બ્રહ્મચર્ય્યના વીર્ય્યને વ્યર્થ ન જવા દે, કેમકે એ વીર્ય્ય રજથી જે શરીર ઉત્પન્ન થાય છે, તે અપૂર્વ ઉત્તમ સંતાન થાય છે. જ્યારે વીર્ય્યનો ગર્ભાશયમાં પડવાનો સમય થાય તે સમયે સ્ત્રી અને પુરૂષ બેઉ સ્થિર અને નાસિકાની સામે નાસિકા, નેત્રની સામે નેત્ર, અર્થાત સુધા શરીર અને અત્યંત પ્રસન્નચિત્ત રહે, ડગે નહીં. પુરૂષ પોતાના શરીરને તે સમયે ઢીલું રાખે અને સ્ત્રી વીર્યપ્રાપ્તિ સમય અપાન વાયુને ઉપર ખેંચી યોનીને સંકોચી વીર્ય્યનું

ઉપર આકર્ષણ કરી તેને ગર્ભાશયમાં સ્થિત કરે. * પશ્ચાત્ બેઉ શુદ્ધ જલથી સ્નાન કરે, ગર્ભસ્થિતિ થવાનું પરિજ્ઞાન વિદુષી સ્ત્રીને તો તેજ સમયે થઇ જાય છે, પરંતુ એનો નિશ્ચય એક માસ પશ્ચાત્ રજસ્વલા ન થવાથી સર્વને થઇ જાય છે. ગર્ભસ્થાપન કરવા પછી સૂંઠ, કેશર, અસગન્ધ, નાની એલાયચી અને સાલમમિશ્રી નાંખીને જે પ્રથમથી તૈયાર કરી રાખેલું ઠંડું દૂધ હોય તે યથારૂચી બેઉ પીએ ને અલગ અલગ પોત પોતાની શય્યામાં સયન કરે. આજ વિધિ જ્યારે જ્યારે ગર્ભાધાન ક્રિયા કરે ત્યારે ત્યારે કરવી ઉચિત છે. જ્યારે મહીના ભરમાં રજસ્વલા ન થવાથી ગર્ભસ્થિતિનો નિશ્ચય થઇ જાય ત્યારથી એક વર્ષ પર્યંત સ્ત્રી પુરૂષનો સમાગમ કદી થવો ન જોઇએ, કેમકે એમ ન થવાથી સંતાન ઉત્તમ થાય છે અને પુનઃ બીજું સંતાન પણ તેવુંજ થાય છે. અન્યથા વીર્ય્ય વ્યર્થ જાય છે, બેઉના આયુ ઘટી જાય છે અને અનેક પ્રકારના રોગ થાય છે, પરંતુ ઉપરથી ભાષણાદિ પ્રેમયુક્ત વ્યવહાર તો બેઉએ અવશ્ય રાખવો જોઈએ. પુરૂષ વીર્યની સ્થિતિ અને સ્ત્રી ગર્ભની રક્ષા અને ભોજન છાદન બેઉ એવા પ્રકારનું કરે કે જેથી પુરૂષનું વીર્ય્ય સ્વપ્નમાં પણ નષ્ટ ન થાય અને ગર્ભમાં બાલકનું શરીર અત્યુત્તમરૂપ, લાવણ્ય, પુષ્ટિ, બલ, પરાક્રમયુક્ત થઈ દસમે મહીને તેનો જન્મ થાય. વિશેષ એની રક્ષા ચોથા મહીનાથી અને અતિ વિશેષ આઠમા મહીનાથી આગળ કરવી જોઇએ. કદી પણ ગર્ભવતી સ્ત્રી રેચક, રૂક્ષ, માદક દ્રવ્ય, તથા બુદ્ધિ અને બલ નાશક પદાર્થોનાં ભોજનાદિ સેવન ન કરે. કિન્તુ ઘી, દૂધ, ઉત્તમ ચોખા, ઘૌં, મૂગ, અર્દ આદિ અન્ન પાન અને દેશ કાલનું પણ સેવન યુક્તિપૂર્વક કરે. ગર્ભમાં બે સંસ્કાર એક ચોથા મહીનામાં પુંસવન અને બીજો આઠમે મહીને સીમંતોન્નયન વિધિપૂર્વક કરે. જ્યારે સંતાનનો જન્મ થાય ત્યારે સ્ત્રી અને બાલકનાં શરીરની રક્ષા બહુ સાવધાનીથી કરવી અર્થાત્ શુંઠીપાક અથવા સૌભાગ્યશુંઠીપાક પ્રથમથીજ બનાવી રાખે. તે સમયે સુગંધિયુક્ત ઉષ્ણ જલ, જે કે કિંચિત્ ઉષ્ણ રહ્યું હોય, તેથી સ્ત્રી સ્નાન કરે અને બાલકને પણ સ્નાન કરાવે. તત્પશ્ચાત નાડી છેદન અર્થાત્ બાલકની નાભીના મૂલમાં એક કોમલ સૂતરથી બાંધીને, ચાર આંગલ રહેવા દઈ, ઉપરથી કાપી નાંખે, એ એવી રીતે બાંધે કે જેથી શરીરમાંથી રૂધિરનું એક બિંદુ પણ જવા ન પામે. પશ્ચાત્ તે પ્રસૂતિ સ્થાનને શુદ્ધ કરીને તેના દ્વારની ભીતર સુગંધાદિયુક્ત ઘૃતાદિનો હોમ કરે. તત્પશ્ચાત સંતાનના કાનમાં પિતા "**वेदोसीति**" અર્થાત્ તારૂં નામ વેદ છે, એમ સંભાલાવી ઘી અને મધને મેળવી સોનાની સળીથી જીભપર "**ओ३म्**" અક્ષર લખી, મધ અને ઘૃતને તેજ શલીથી ચટાડે. પશ્ચાત્ તેની માતાને આપી દે. જો દૂધ પીવા ચાહે તો તેની માતા ધવડાવે. જો તેની માતાને દૂધ ન આવતું હોય તો કોઈ અન્ય સ્ત્રીની પરીક્ષા કરીને તેનું દૂધ ધવડાવવું. પશ્ચાત્ અન્ય શુદ્ધ ઓરડામાં કે જ્યાંનો વાયુ શુદ્ધ હોય તેમાં સુગંધિત ઘીનો હોમ પ્રાતઃ અને સાયંકાલ

---

* આ વાત રહસ્યની છે, એટલા માટે આટલાથીજ સમગ્ર વાતો સમજી લેવી જોઇએ વિશેષ લખવું ઉચિત નથી.

કર્યા કરે અને તેમાંજ પ્રસૂતા સ્ત્રી તથા બાલકને રાખે, અને બાલક છ દિવસ સુધી માતાનું દૂધ ધાવે અને સ્ત્રી પણ પોતાનાં શરીરની પુષ્ટિ અર્થે અનેક પ્રકારના ઉત્તમ ભોજન કરે અને યોનિસંકોચાદિ પણ કરે. છઠે દિવસે સ્ત્રી બાહર નિકલે, અને સંતાનને દુધ ધવડાવવા માટે ધાયી રાખે, તેને ખાન પાન સારૂં કરાવે, તે સંતાનને દૂધ ધવડાવ્યા કરે અને પાલણ પણ કરે, પરંતુ તેની માતા તેના બાલક ઉપર પૂર્ણ દૃષ્ટિ રાખે. કોઇ પ્રકારનો અનુચિત વ્યવહાર તેના પાલનમાં ન થાય. સ્ત્રી દુધ બંધ કરવા અર્થે સ્તનના અગ્ર ભાગપર એવો લેપ કરે કે જેથી દૂધ સ્રવિત ન થાય. એજ પ્રકારે ખાન પાનનો વ્યવહાર પણ યથાયોગ્ય રાખે. પશ્ચાત્ નામકરણાદિસંસ્કાર "સંસ્કારવિધી" ની રીતે યથા સમય કરવો. જ્યારે સ્ત્રી પુનઃ રજસ્વલા થાય ત્યારે શુદ્ધ થયા પશ્ચાત્ એજ પ્રકારે ઋતુદાન દેવું.

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ मनु० ३ । ४५ ॥
निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।
ब्रह्मचर्य्यैव भवति यत्र तत्राश्रमे वसन् ॥ मनु० ३ । ५० ॥

જે પોતાનીજ સ્ત્રીથી પ્રસન્ન નિષિદ્ધ રાત્રિયોમાં સ્ત્રીથી પૃથક્ રહે છે અને ઋતુગામી પણ હોય તે ગૃહસ્થ પણ બ્રહ્મચારી સદૃશ છે.

सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ १ ॥
यदि हि स्त्री न रोचेत पुमांसन्न प्रमोदयेत् ।
अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्त्तते ॥ २ ॥
स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ३ ॥ मनु० ३। ६०–६२॥

જે કુલમાં ભાર્યાથી ભર્ત્તા અને ભર્ત્તાથી ભાર્યા સારે પ્રકારે પ્રસન્ન રહે છે, તેજ કુલમાં સર્વ સૌભાગ્ય અને ઐશ્વર્ય નિવાસ કરે છે, જ્યાં કલહ હોય છે ત્યાં દૌર્ભાગ્ય અને દારિદ્ર સ્થિર થાય છે. ૧

જે સ્ત્રી પતિથી પ્રીતિ અને પતિને પ્રસન્ન નથી કરતી, તો પતિના અપ્રસન્ન થવાથી તેને કામ ઉત્પન્ન નથી થતો. ૨

જે સ્ત્રીની પ્રસન્નતામાં સર્વ કુલ પ્રસન્ન થાય છે તેની અપ્રસન્નતામાં સર્વ અપ્રસન્ન અર્થાત્ દુઃખદાયક થઇ જાય છે. ૩

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ १ ॥
यत्र नार्य्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रियाः ॥ २ ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ ३ ॥
तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ४ मनु० ३ ।५५ । ५७ । ५९

પિતા, ભ્રાતા, પતિ અને દેવરને યોગ્ય છે કે એમને સત્કારપૂર્વક ભુષણાદિથી પ્રસન્ન રાખે, જેને કે બહુ કલ્યાણની ઇચ્છા હોય તે તેમ કરે. ૧

જે ઘરમાં સ્ત્રીઓનો સત્કાર થાય છે, તેમાં વિદ્યાયુક્તપુરૂપ હોઇ, દેવ સંજ્ઞા ધરાવી, આનન્દથી ક્રીડા કરે છે અને જે ઘરમાં સ્ત્રિયોનો સત્કાર નથી થતો ત્યાં સર્વ ક્રિયા નિષ્ફલ થઇ જાય છે. ૨

જે ઘર કે કુલમાં સ્ત્રી શોકાતુર થઇને દુઃખ પામેછે, તે કુલ શિઘ્ર નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે, અને જે કુલ વા ઘરમાં સ્ત્રિયો આનન્દથી ઉત્સાહ અને પ્રસન્નતાથી તૃપ્ત રહે છે, તે કુલ સર્વદા વૃદ્ધિ પામતું જાય છે. ૩

એટલામાટે ઐશ્વર્યની કામના કરનારા મનુષ્યોને યોગ્ય છે કે સત્કાર અને ઉત્સવના સમયમાં ભૂષણ, વસ્ત્ર અને ભોજનાદિથી સ્ત્રિઓનો નિત્ય પ્રતિ સત્કાર કરે. ૪

આ વાત સદા ધ્યાનમાં રાખવી કે "પૂજા" શબ્દનો અર્થ સત્કાર છે. રાત્રદિવસ જ્યારે જ્યારે પ્રથમ મલે કે પૃથક્ થાય, ત્યારે ત્યારે પ્રીતિ પૂર્વક **નમસ્તે** અન્યોન્ય કરે.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ मनु० ५ । १५० ॥

સ્ત્રીને યોગ્ય છે કે અતિ પ્રસન્નતાથી ઘર કાર્યોમાં ચતુરાઇ યુક્ત સર્વ પદાર્થોનો ઉત્તમ સંસ્કાર, ઘરની શુદ્ધિ રાખે અને વ્યય કરવામાં અત્યન્ત ઉદાર ન રહે, અર્થાત્ યથા યોગ્ય ખર્ચ કરે, સર્વ વસ્તુઓ પવિત્ર રાખે અને પાક એવે પ્રકારે બનાવે કે તે ઔષધિ રૂપ બનીને શરીર અને આત્મામાં રોગને પ્રવેશ થવા ન દે. જે જે વ્યય થાય, તેનો હિસાબ બરાબર રાખો, પતિ આદિને શ્રવણ કરાવે ઘરના નોકર ચાકર પાસે યથાયોગ્ય કામ લે અને ઘરનાં કોઇ પણ કામને બગડવા ન દે.

स्त्रियो रत्नान्यथो विद्या सत्यं शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ मनु० २ । २४० ॥

ઉત્તમ સ્ત્રી, નાના પ્રકારના રત્ન, વિદ્યા, પવિત્રતા, શ્રેષ્ઠભાષણ અને નાના પ્રકારની શિલ્પ-વિદ્યાને અર્થાત્ કારીગરીને સર્વ દેશ તથા સર્વ મનુષ્યો પાસેથી ગ્રહણ કરે.

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् ।**
**प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ १ ॥**
**भद्रं भद्रमिति ब्रूयाद् भद्रमित्येव वा वदेत ।**
**शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥ २ ॥**
**मनु० ४ ॥ १३८ । १३९ ॥**

સદા પ્રિય, સત્ય, અન્યનું હિતકારક બોલે, અપ્રિય સત્ય અર્થાત્ કાણાને કાણો ન કહે અનૃત અર્થાત્ જૂઠું બીજાને પ્રસન્ન કરવા અર્થે ન બોલે.

સદા ભદ્ર અર્થાત્ સર્વને હિતકારી વચન બોલ્યા કરે; શુષ્ક વૈર અર્થાત્ વિના અપરાધ કોઇની સાથે વિરોધ કે વિવાદ ન કરે.

જે જે અન્યને હિતકારી હોય અને નઠારૂં પણ લાગે તથાપિ તે કહ્યા વિના ન રહે.

**पुरुषा बहवो राजन् सततं प्रियवादिनः ।**
**अप्रियस्य तु पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥**
**उद्योगपर्व विदुरनीति० ॥**

હે ધૃતરાષ્ટ્ર! આ સંસારમાં અન્યને નિરંતર પ્રસન્ન કરવા માટે પ્રિય બોલનાર પ્રશંસકો બહુ છે, પરંતુ સાંભળવામાં અપ્રિય વિદિત થાય અને કલ્યાણકારક વચન હોય એવું કહેનાર અને શ્રવણ કરનાર પુરૂષ તો દુર્લભ છે; કેમકે સત્પુરૂષોને યોગ્ય છે કે મોંઢાપર બીજાનો દોષ કહેવો, અને પોતાનો દોષ સાંભળવવો, પરોક્ષમાં અન્યનો ગુણ સદા કહેવો, અને દુષ્ટોની એજ રીતિ છે કે સન્મુખમાં ગુણ કહેવો અને પરોક્ષમાં દોષોનો પ્રકાશ કરવો જ્યાંસુધી મનુષ્ય બીજાને પોતાનો દોષ નથી કહેતો ત્યાંસુધી મનુષ્ય દોષોથી છૂટીને ગુણવાન્ નથી થઇ સકતો. કદી પણ કોઇની નિન્દા ન કરવી જેમઃ—

**गुणेषु दोषारोपणमसूया अर्थात् दोषेषु गुणारोपणमप्यसूया ।**
**गुणेषु गुणारोपणं दोषेषु दोषारोपणं च स्तुतिः ।**

ગુણોમાં દોષ અને દોષોમાં ગુણનું આરોપણ કરવું તે નિન્દા. ગુણોમાં ગુણ અને દોષમાં દોષનું કથન કરવું, તે સ્તુતિ કહેવાય છે, અર્થાત્ મિથ્યા ભાષણનું નામ નિન્દા અને સત્યભાષણનું નામ સ્તુતિ છે.

बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ १ ॥
यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ २ ॥ मनु० ४ । १९।२० ॥

જે શીઘ્ર બુદ્ધિ, ધન અને હિતની વૃદ્ધિ કરનારાં શાસ્ત્રો અને વેદ છે, તેને નિત્ય સાંભળે અને સંભળાવે, બ્રહ્મચર્યાશ્રમમાં જે શિખ્યા હોય, તેને સ્ત્રી પુરૂષ નિત્ય વિચાર્યા કરે અને બીજાને શિખવ્યા કરે.

કેમકે જેમ જેમ મનુષ્ય શાસ્ત્રોને યથાવત્ જાણે છે તેમ તેમ તે વિદ્યાનું વિજ્ઞાન વધતું જાય છે અને તેમાં રૂચિ વધતી રહે છે.

ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ १ मनु० ४ । २१ ॥
अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञश्च तर्पणम् ।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ २ ॥ मनु० ३ । ७० ॥
स्वाध्यायेनार्चयेतर्षीन् होमैर्देवान् यथाविधि ।
पितृन् श्राद्धैर्नृनन्नैर्भूतानि बलिकर्मणा ॥ ३ ॥ मनु० ३ । ८१ ॥

બે યજ્ઞ બ્રહ્મચર્યમાં લખી આવ્યા તે અર્થાત્ એક વેદાદિ શાસ્ત્રો ભણવાં ભણાવવાં અને સંધ્યોપાસન તથા યોગાભ્યાસનું કરવું; બીજો દેવયજ્ઞ, વિદ્વાનોનો સંગ, સેવા, પવિત્રતા, દિવ્યગુણોનું ધારણ, દાતૃત્વ, અને વિદ્યાની ઉન્નતિ કરવી તે, એ બેઉ યજ્ઞ સાયં પ્રાતઃ કરવાના હોય છે.

## सायं सायं गृहपतिर्नो अग्निः प्रातः प्रातःसौमनसस्य दाता ॥१॥
## प्रातः प्रातर्गृहपतिर्नो अग्निः सायंसायंसौमनसस्य दाता ॥ २ ॥

अथर्व० कां० १९ अनु० ७ मं० ३।४ ॥

तस्मादहोरात्रस्य संयोगे ब्राह्मणः सन्ध्यामुपासीत ।
उद्यन्तमस्तं यान्तमादित्यमभिध्यायन् ॥ ३ ॥
षड्विंशब्राह्मणे ॥ प्र० ४ । खं० ५ ।
न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यस्तु पश्चिमाम् ।
स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद् द्विजकर्मणः ॥ ४ ॥ मनु० २ ।१०३।

જે સન્ધ્યા સન્ધ્યા કાલમાં હોમ થાય છે તે હુતદ્રવ્ય પ્રાતઃકાલ પર્યંત વાયુશુદ્ધિદ્વારા સુખકારી થાય છે. ૧

અગ્નિમાં જે પ્રાતઃ પ્રાતઃકાલે હોમ કરવામાં આવે છે તે હુતદ્રવ્ય સાયંકાલ સુધી વાયુ શુદ્ધિદ્વારા બલ, બુદ્ધિ અને આરોગ્યકારક થાય છે. ૨

એટલામાટે રાત્રદિવસની સંધિ સમયે અર્થાત્ સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયમાં પરમેશ્વરનું ધ્યાન અને અગ્નિહોત્ર અવશ્ય કરવાં જોઇએ. ૩

આ ઉભય કાર્યો જે સાયં પ્રાતઃકાળમાં ન કરે તેને સજ્જન લોક સર્વ દ્વિજ કર્મોથી બાહર કહાઢી મૂકે, અર્થાત્ તેને શૂદ્રવત્ સમજે. ૪

પ્રશ્ન—ત્રિકાલ સન્ધ્યા કેમ ન કરવી?

ઉત્તર—ત્રણ સમય સંધિ નથી થતી. પ્રકાશ અને અંધકારની સંધિ તો સાયંપ્રાતઃ એ બેજ વેળાએ થાય છે, જે એને ન માનીને મધ્યાન્હ કાલમાં ત્રીજી સંધ્યાને માને તે મધ્યરાત્રિએ પણ સંધ્યોપાસન કેમ ન કરે? જો મધ્યરાત્રિએ પણ કરવા ઇચ્છે તો પ્રહર પ્રહર, ઘડી ઘડી, પલ પલ, ક્ષણ ક્ષણની પણ સંધિ થાય છે તે સમયે પણ સંધ્યોપાસન કર્યા કરે. જો એમ પણ કરવા ચાહે તો બની શકતું નથી, અને કોઇ શાસ્ત્રનું પ્રમાણ પણ મધ્યાન્ સંધ્યામાં નથી, એ માટે બેઉ કાળમાં સંધ્યા અને અગ્નિહોત્ર કરવાં સમુચિત છે. ત્રીજા સમયમાં નહીં અને જે "ત્રિકાલ" ગણાય છે, તે ભૂત ભવિષ્યત્ અને વર્તમાનના ભેદથી છે; પણ સંધ્યોપાસનના ભેદથી નહીં.

ત્રીજો પિતૃયજ્ઞ—અર્થાત્ જેમાં દેવ જે વિદ્વાન્ ઋષિ, ભણવા ભણાવવાનું કામ કરનારા, પિતર માતા પિતા આદિ વૃદ્ધ જ્ઞાની અને પરમ યોગિયોની સેવા કરવી.

પિતૃયજ્ઞના બે ભેદ છે. એક શ્રાદ્ધ અને બીજું તર્પણ. શ્રાદ્ધ અર્થાત્ શ્રત સત્યનું નામ છે.

**श्रत्सत्यं दधाति यया क्रियया सा श्रद्धा । श्रद्धया यत् क्रियते तच्छ्राद्धम् ॥**

જે ક્રિયાથી સત્યનું ગ્રહણ કરવામાં આવે છે તેને શ્રદ્ધા, અને જે શ્રદ્ધાથી કર્મ કરવામાં આવે છે, તેનું નામ શ્રાદ્ધ છે.

**तृप्यन्ति तर्पयन्ति येन पितृन् तत्तर्पणम् ॥**

જે જે કર્મથી તૃપ્ત અર્થાત્ વિદ્યમાન્ માતા પિતાદિ પિતર પ્રસન્ન થાય અને પ્રસન્ન કરવામાં આવે તેનું નામ 'તર્પણ' પરંતુ એ જીવતાંને માટે છે મૃત્યુ પામેલાંને માટે નથી.

**ओं ब्रह्मादयो देवास्तृप्यन्ताम् । ब्रह्मादिदेवपत्न्यस्तृप्यन्ताम् ।**
**ब्रह्मादिदेवसुतास्तृप्यन्ताम् । ब्रह्मादिदेवगणास्तृप्यन्ताम् ॥**

**इति देव तर्पणम् ॥**

"विद्वांसो हि देवाः" ॥ शतपथ० ॥

જે વિદ્વાન્ છે તેનેજ દેવ કહેવામાં આવે છે. જે સાંગોપાંગ ચારે વેદોના જ્ઞાતા હોય તેનું નામ બ્રહ્મા. જે એથી ન્યૂન હોય તેનું નામ દેવ અર્થાત્ વિદ્વાન્ છે, તેમના જેવી વિદુષી સ્ત્રી તે બ્રાહ્મણી અને દેવી, તેના સરખા પુત્ર અને શિષ્ય તથા તેના જેવાંજ તેના ગણ અર્થાત્ સેવક હોય, તેની જે સેવા કરવી, તેનું નામ શ્રાદ્ધ અને તર્પણ છે.

अथर्षितर्पणम् ॥

ओं मरीच्यादय ऋषयस्तृप्यन्ताम् । मरीच्याद्यृषिपत्न्यस्तृप्यन्ताम् ।
मरीच्याद्यृषिसुतास्तृप्यन्ताम् । मरीच्याद्यृषिगणास्तृप्यन्ताम् ॥

इति ऋषितर्पणम् ॥

જે બ્રહ્માના પ્રપૌત્ર મરીચિવત્ વિદ્વાન્ થઇને ભણાવે, અને તેના જેવીજ વિદ્યાયુક્ત તેની સ્ત્રિયો કન્યાઓને વિદ્યાદાન આપે તેના જેવા પુત્ર અને શિષ્ય તથા તેના સમાન તેના સેવક હોય તેનું સેવન અને સત્કાર કરવો, એ ઋષિતર્પણ છે.

अथपितृतर्पणम्

ओं सोमसदः पितरस्तृप्यन्ताम् । अग्निष्वात्ताः पितरस्तृप्यन्ताम् ।
बर्हिषदः पितरस्तृप्यन्ताम् । सोमपाः पितरस्तृप्यन्ताम् ।
हविर्भुजः पितरस्तृप्यन्ताम् । आज्यपाः पितरस्तृप्यन्ताम् ।
सुकालिनः पितरस्तृप्यन्ताम् । यमादिभ्यो नमः यमादींस्तर्पयामि ।
पित्रे स्वधा नमः पितरं तर्पयामि । पितामहाय स्वधा नमः पितामहं तर्पयामि ।
प्रपितामहाय स्वधा नमः प्रपितामहं तर्पयामि । मात्रे स्वधा नमो मातरं तर्पयामि ।
पितामह्यै स्वधा नमः पितामहीं तर्पयामि । प्रपितामह्यै स्वधा नमः प्रपितामहीं तर्पयामि । स्वपत्न्यै स्वधा नमः स्वपत्नीं तर्पयामि । सम्बन्धिभ्यः स्वधा नमः सम्बन्धिनस्तर्पयामि । सगोत्रेभ्यः स्वधा नमः सगोत्रांस्तर्पयामि ।

इति पितृतर्पणम् ।

ये सोमे जगदीश्वरे पदार्थविद्यायां च सीदन्ति ते सोमसदः ।

જે પરમાત્મા અને પદાર્થવિદ્યામાં નિપુણ હોય તે 'સોમસદ.'

**यैरग्नेर्विद्युतो विद्या गृहीता ते अग्निष्वात्ताः ॥**

જે અગ્નિ અર્થાત્ વિદ્યુત્ આદિ પદાર્થોના જ્ઞાતા હોય તે અગ્નિષ્વાત્તા.

**ये बर्हिषि उत्तमे व्यवहारे सीदन्ति ते बर्हिषदः ।**

જે ઉત્તમ વિદ્યાવૃદ્ધિયુક્ત વ્યવહારમાં સ્થિત હોય તે બર્હિષદ.

**ये सोममैश्वर्यमोषधीरसं वा पान्ति पिबन्ति वा ते सोमपाः ।**

જે ઐશ્વર્યના રક્ષક અને મહૌષધી રસનું પાન કરવાથી રોગરહિત અને અન્યના ઐશ્વર્યના રક્ષક અને ઔષધિઓ આપીને રોગનો નાશ કરનાર હોય તે સોમપા.

**ये हविर्होतुमत्तुमर्हं भुञ्जते भोजयन्ति वा ते हविर्भुजः ।**

જે માદક અને હિંસાકારક દ્રવ્યોને છોડીને ભોજન કરનારા હોય, તે હવિર્ભુજ.

**य आज्यं ज्ञातुं प्राप्तुं वा योग्यं रक्षन्ति वा पिबन्ति त आज्यपाः ।**

જે જાણવા યોગ્ય વસ્તુના રક્ષક અને ઘૃત દુગ્ધાદિ ખાનાર અને પીનાર હોય તે આજ્યપા.

**शोभनः कालो विद्यते येषान्ते सुकालिनः ।**

જેને સારો ધર્મ કરવાને સુખરૂપ સમય હોય તે સુકાલિન.

**ये दुष्टान्यच्छन्ति निगृह्णन्ति ते यमा न्यायाधीशाः ।**

જે દુષ્ટોને દંડ અને શ્રેષ્ઠોનું પાલન કરનારા ન્યાયકારી હોય તે યમ.

**यः पाति स पिता ।**

જે સન્તાનોના અન્ન અને સત્કારથી રક્ષક અથવા જનક હોય તે પિતા.

**पितुः पिता पितामहः । पितामहस्य पिता प्रपितामहः ।**

જે પિતાના પિતા હોય તે પિતામહ, અને જે પિતામહના પિતા હોય તે પ્રપિતામહ.

**या मानयति सा माता ।**

જે અન્ન અને સત્કારોથી સન્તાનોનું માન્ય કરે તે માતા.

**या पितुर्माता सा पितामही । पितामहस्य माता प्रपितामही ।**

જે પિતાની માતા હોય તે પિતામહી, અને પિતામહની માતા હોય તે પ્રપિતામહી. પોતાની સ્ત્રી અને ભગિની, સંબંધી અને એક ગોત્ર, તથા અન્ય કોઇ ભદ્ર પુરૂષકે વૃદ્ધ હોય એ સર્વને શ્રદ્ધાથી ઉત્તમ અન્ન વસ્ત્ર, સુન્દર યાન આદિ આપી સારી રીતે તૃપ્ત કરવાં અર્થાત્ જે જે કર્મથી તેમના આત્મા તૃપ્ત અને શરીર સ્વસ્થ રહે તે તે કર્મથી પ્રીતિપૂર્વક તેમની સેવા કરવી, તે શ્રાદ્ધ અને તર્પણ કહેવાય છે.

ચોથો વૈશ્વદેવ—અર્થાત્ જ્યારે ભોજન સિદ્ધ થાય ત્યારે જે કાંઈ ભોજનાર્થ બન્યું હોય તેમાંથી ખાટાં અને લવણાન્ન અને ક્ષારને છોડીને ઘૃત મિષ્ટ યુક્ત અન્ન લઇ ચૂલાથી અગ્નિ અલગ કરી નિમ્ન લિખિત મંત્રોથી આહુતિ અને ભાગ કરે.

**वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ।**
**आभ्यः कुर्य्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥ मनु० ३ । ८४ ॥**

જે કાંઇ પાકશાલામાં ભોજનાર્થ સિદ્ધ થયું હોય તેનો દિવ્યગુણાર્થ તેજ પાકાગ્નિમાં નિમ્ન લિખિત મંત્રોથી વિધિપૂર્વક હોમ નિત્ય કરે.

હોમ કરવાના મંત્ર—

**ओं अग्नये स्वाहा । सोमाय स्वाहा । अग्नीषोमाभ्यां स्वाहा ।**
**विश्वेभ्यो देवेभ्यः स्वाहा । धन्वन्तरये स्वाहा । कुह्वै स्वाहा । अनुमत्यै स्वाहा ।**
**प्रजापतये स्वाहा । सहद्यावापृथ्वीभ्यां स्वाहा । स्विष्टकृते स्वाहा ॥**

આ પ્રત્યેક મંત્રથી એક એક વાર આહુતિ પ્રજ્વલિત અગ્નિમાં આપે, પશ્ચાત્ થાલી અથવા ભૂમિપર પાત્રું મુકીને પૂર્વ દિશાદિ ક્રમાનુસાર યથાક્રમ આ મંત્રોથી ભાગ મૂકે.

**ओं सानुगायेन्द्राय नमः । सानुगाय यमाय नमः । सानुगाय वरुणाय नमः।**
**सानुगाय सोमाय नमः । मरुद्भ्यो नमः । अद्भ्यो नमः । वनस्पतिभ्यो नमः ।**
**श्रियै नमः । भद्रकाल्यै नमः। ब्रह्मपतये नमः । वास्तुपतये नमः । विश्वेभ्यो**
**देवेभ्यो नमः । दिवाचरेभ्यो भूतेभ्यो नमः । नक्तञ्चारिभ्यो भूतेभ्यो नमः ।**
**सर्वात्मभूतये नमः ॥**

આ ભાગો કોઇ અતિથિ હોય તો તેને આપી જમાડી દેવો અથવા અગ્નિમાં નાંખવે। એ પછી લવણાન્ન અર્થાત્ દાળ, ભાત, શાક, રોટલી આદિ લઇને તેના છ ભાગ ભૂમિમાં રાખે. તેમાં પ્રમાણ.

**शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।**
**वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥ मनु० ३ । ९२ ॥**

આ પ્રકારેઃ—

**श्वभ्यो नमः । पतितेभ्यो नमः । श्वपग्भ्यो नमः । पापरोगिभ्यो नमः ।**
**वायसेभ्यो नमः। कृमिभ्यो नमः ॥**

એવી રીતે મૂકીને પશ્ચાત્ કોઇ દુઃખી, બુભુક્ષિત, પ્રાણી કે કુત્રાં, કાગડા આદિને ખવડાવી દે. અહિં "**नमः**" શબ્દનો અર્થ અન્ન અર્થાત્ કુત્રાં, પાપી, ચાંડાલ, પાપરોગી,

કાગડા અને કૃમિ અર્થાત્ કિડી આદિને અન્ન આપવું, એ મનુસ્મૃતિ આદિની વિધિ છે.

હવન કરવાનું પ્રયોજન એ છે કે પાકશાલાસ્થ વાયુનું શુદ્ધ થવું, અને જે અજ્ઞાત અદૃષ્ટ જીવોની હત્યા થાય છે તેનો પ્રત્યુપકાર કરી દેવો.

હવે પાંચમી અતિથી સેવા—અતિથી તેને કહે છે કે જેની કોઈ તિથી નિશ્ચિત ન હોય અર્થાત્ અકસ્માત્ ધાર્મિક, સત્યોપદેશક, સર્વના ઉપકારાર્થે સર્વત્ર ભ્રમણ કરનારા, પૂર્ણવિદ્વાન, પરમયોગી, સંન્યાસી, અને આપ્ત ગૃહસ્થને ઘેર ફરતો આવે તો તેને પ્રથમ પાદ્ય અર્ઘ અને આચમનીય, એ ત્રણ પ્રકારનું જલ આપીને પશ્ચાત્ આસન ઉપર સત્કાર પૂર્વક બેસાડીને, ખાન પાન આદિ ઉત્તમોત્તમ પદાર્થો વડે સેવા શુશ્રૂષા કરીને તેને પ્રસન્ન કરે. પશ્ચાત્ સત્સંગ કરી તેની પાસેથી જ્ઞાન, વિજ્ઞાન, આદિ કે જેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તી થાય એવા એવા ઉપદેશોનું શ્રવણ કરે અને પોતાની ચાલચલણ પણ તેમના સદુપદેશાનુસાર રાખે. સમય જોઇને ગૃહસ્થ અને રાજાદિ પણ અતિથિવત્ સત્કાર કરવા યોગ્ય છે; પરંતુઃ—

पाखण्डिनो विकर्मस्थान् वैडालवृत्तिकान् शठान् ।
हैतुकान् बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ मनु० ४ । ३० ॥

(**पाखण्डी**) અર્થાત્ વેદ નિન્દક, વેદવિરૂદ્ધ આચરણ કરનાર (**विकर्मस्थ**) જે વેદવિરૂદ્ધ કર્મનો કર્ત્તા મિથ્યાભાષણાદિ યુક્ત જેમ બીલાડો છુપાઇ અને સ્થિર રહી તાકતો તાકતે ઝપટથી મૂષકાદિ પ્રાણીઓને મારી પોતાનું પેટ ભરે છે, તેવાં જનોના નામ વૈડાલવૃત્તીક (**शठ**) અર્થાત હઠી દુરાગ્રહી, અભિમાની, પોતે જાણે નહીં, બીજાનું કહ્યુ માને નહીં. (**हैतुक**) કુતર્કી, વ્યર્થ બકનાર, જેમ આજ કાલના વેદાંતિ લવે છે કે અમે બ્રહ્મ અને જગત્ મિથ્યા છે, વેદાદિ શાસ્ત્ર અને ઇશ્વર પણ કલ્પિત છે ઇત્યાદિ ગપ્પાં હાંકનારા, (**बकवृत्ति**) જેમ બગલો એક પગ ઉઠાવીને ધ્યાનાવસ્થિતની સમાન બનીને માછલાંના પ્રાણ હરીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે છે, તેવા આજ કાલના વેરાગી અને ખાખી આદિ હઠી દુરાગ્રહી અને વેદવિરોધી છે, એવાનો સત્કાર વાણી માત્રથી પણ ન કરવો જોઇએ. કેમકે એનો સત્કાર કરવાથી એમનો વધારો થઇને સંસારને અધર્મયુક્ત કરે છે. પોતે તો અવનતીનું કામ કરેજ છે પરંતુ સાથે સેવકોને પણ અવિદ્યારૂપી મહાસાગરમાં ડુબાવી દે છે.

આ પાંચ મહાયજ્ઞોનું ફળ એ છે કે બ્રહ્મયજ્ઞ કરવાથી વિદ્યા, શિક્ષા, ધર્મ, સભ્યતા આદિ શુભ ગુણોની વૃદ્ધિ; અગ્નિહોત્રથી વાયુ, વૃષ્ટિ, જલની શુદ્ધિ થઇ વૃષ્ટિદ્વારા સંસારને સુખ પ્રાપ્ત થવું અર્થાત્ શુદ્ધ વાયુનો શ્વાસ, સ્પર્શ, ખાન પાનથી આરોગ્ય, બુદ્ધિ બલ, પરાક્રમ, વધીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું અનુષ્ઠાન પુરૂ થવું તેટલા માટે એને દેવયજ્ઞ કહે છે. પિતૃયજ્ઞથી જ્યારે માતા પિતા અને જ્ઞાની મહાત્માઓની સેવા કરશે

ત્યારે તેનું જ્ઞાન વધશે; તેમની પાસે સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરીને સુખી રહેશે. બીજી કૃતજ્ઞતા અર્થાત્ જેવી સેવા માતા પિતા અને આચાર્યે સંતાન અને શિષ્યોની કરી છે તેનો બદલો આપવો ઉચિતજ છે. બલિવૈશ્વદેવનું ફળ પણ જે પૂર્વે કહ્યું તેજ છે. જ્યાંસુધી ઉત્તમ અતિથિ જગત્‌માં નથી થતા, ત્યાંસુધી ઉન્નતિ પણ નથી થતી તેમનું સર્વ દેશોમાં ભ્રમણ થવાથી અને સત્યોપદેશ કરવાથી પાખંડની વૃદ્ધિ નથી થતી, અને સર્વત્ર ગ્રહસ્થોને સહજતાથી સત્ય, વિજ્ઞાનની પ્રાપ્તિ થતી રહે છે અને તેમ મનુષ્ય માત્રમાં એકજ ધર્મ સ્થિર રહે છે. અતિથિયો વિના સંદેહની નિવૃત્તિ નથી થતી સંદેહનિવૃત્તિ વિના દૃઢ નિશ્ચય પણ નથી થતો, તેમ નિશ્ચય વિના સુખ પણ ક્યાં ?

ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान् वेदतत्त्वार्थमेव च ॥ मनु० ४।९२॥

રાત્રિને ચોથે પ્રહરે અથવા ચાર ઘડી રાત્રિએ ઉઠી આવશ્યક કાર્ય કરીને, ધર્મ અને અર્થ તથા શરીરના રોગોનું નિદાન, અને પરમાત્માનું ધ્યાન કરે, કદી અધર્માચરણ ન કરે: કેમકે:—

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्त्तमानस्तु कर्त्तुर्मूलानि कृन्तति ॥ मनु० ४। १७२ ॥

કરેલો અધર્મ નિષ્ફળ નથી થતો, પરંતુ જે સમયે અધર્મ કરે છે, તેજ સમયે ફળ નથી મળતું, તેથી અજ્ઞાની લોકો અધર્મથી ડરતા નથી, તથાપિ નિશ્ચય જાણવું કે તે અધર્માચરણ તમારાં સુખોનાં મૂલોને ધીરે ધીરે કાપતું ચાલ્યું જાય છે. આ ક્રમથી:—

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥ मनु० ४। १७४॥

જ્યારે અધર્માત્મા મનુષ્ય ધર્મની મર્યાદા છોડી, (જેમ તળાવનો બન્ધ તોડી જલ ચારે તરફ ફેલૈ જાય છે તેમ) મિથ્યાભાષણ, કપટ, પાખંડ અર્થાત્ રક્ષા કરનારા વેદોનું ખંડન અને વિશ્વાસઘાતાદિ કર્મોથી પરાયા પદાર્થો લઇ પ્રથમ વધે છે પશ્ચાત્ ધનાદિ ઐશ્વર્યથી ખાન, પાન, વસ્ત્ર, આભૂષણ, યાન, સ્થાન, માન, પ્રતિષ્ઠાની પ્રાપ્તિ થાય છે: અન્યાયથી શત્રૂઓને પણ જીતે છે. પરંતુ પશ્ચાત્ શીઘ્ર નષ્ટ થઇ જાય છે. જેમ જડથી કાપેલું વૃક્ષ નષ્ટ થઇ જાય છે તેમ અધર્મી નષ્ટ થઇ જાય છે.

सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः । मनु० ४। १७५ ॥

વિદ્વાન્ વેદોક્ત સત્યધર્મ અર્થાત્ પક્ષપાત રહિત થઇને સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ, ન્યાયરૂપ વેદોક્ત ધર્માદિથી, આર્ય્ય અર્થાત્ ધર્મમાં ચાલનારાઓની સમાન ધર્મથી શિષ્યોને શિક્ષા કર્યા કરે:—

ऋत्विक् पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ।
बालवृद्धातुरै वैंद्यैर्ज्ञातिसम्बन्धिबान्धवैः ॥ १ ॥
मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।
दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥२॥ मनु० ४ । १७९।८०॥

(**ऋत्विक्**) યજ્ઞકરનાર (**पुरोहित**) સદા ઉત્તમ આચરણની શિક્ષા કરનાર (**आचार्य्य**) વિદ્યા ભણાવનાર (**मातुल**) મામો (**अतिथि**) જેની આવવા જવાની નિશ્ચિત તિથિ ન હોય (**संश्रित**) સ્વાશ્રિત (**बाल**) બાલક (**वृद्ध**) ઘરડા (**आतुर**) પીડિત (**वैद्य**) આયુર્વેદજ્ઞાતા (**ज्ञाति**) સ્વગોત્રના કે સ્વવર્ણસ્થ (**सम्बन्धी**) સ્વસુરાદિ ) (**बान्धव**) મિત્ર. ૧.

(**माता**) માતા (**पिता**) પિતા (**यामि**) બહેન (**भ्राता**) ભાઈ (**भार्या**) સ્ત્રી (**कन्या**) પુત્રી અને સેવકો સાથે વિવાદ અર્થાત્ વિરૂદ્ધ ઝઘડા ટંટો કદી ન કરે. ૨.

अतपस्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ।
अम्भस्यश्मप्लवेनेव सह तेनैव मज्जति ॥ मनु० ४ । १९०॥

એક (**अतपाः**) બ્રહ્મચર્ય સત્યભાષણાદિ તપરહિત, બીજું (**अनधीयानः**) અભણ ત્રીજું (**प्रतिग्रहरुचिः**) અત્યંત ધર્માર્થે બીજા પાસે દાન લેનારો એ ત્રણે, પત્થરની નૌકાથી સમુદ્ર તરવો તેની સમાન પોતાના દુષ્ટ કર્મો સાથેજ દુઃખસાગરમાં ડુબે છે, તેઓ તો ડુબેજ છે, પણ દાતાઓને પણ સાથે ડુબાવે છેઃ—

त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ।
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥ मनु० ४ । १९३ ॥

જે ધર્મથી પ્રાપ્ત થયેલું ધન ઉક્ત ત્રણને આપવામાં આવે છે તે દાન દાતાનો નાશ આ જન્મમાં અને લેનારનો નાશ પરજન્મમાં કરે છે. ઉક્ત પ્રકારના દાન દેનાર અને લેનારની શી ગતી થાય છે તે નીચેના શ્લોકમાં દર્શાવવામાં આવે છે.:—

यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन् ।
तथा निमज्जतोऽधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥ मनु० ४ । १९४ ॥

જેમ પત્થરની. નૌકામાં બેસીને પાણીમાં તરનાર ડુબી જાય છે, તેમજ અજ્ઞાની દાતા અને ગ્રહીતા બેઉ અધોગતિ અર્થાત્ દુઃખને પ્રાપ્ત થાય છે.

**પાખંડિયોના લક્ષણ.**

धर्मध्वजी सदालुब्धश्छाद्मिको लोकदम्भकः ।
वैडालव्रत्तिको ज्ञेयो हिंस्रः सर्वाभिसन्धकः ॥ १ ॥

अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।

शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥२॥ मनु० ४ ॥१९५।१९६॥

( **धर्मध्वजी** ) ધર્મ કાંઇ પણ નકરે પરન્તુ ધર્મના નામથી લોકોને ઠગે, ( **सदालुब्धः** ) સર્વદા લોભયુક્ત ( **छाद्मिकः** ) કપટી ( **लोकदम्भकः** ) સંસારી મનુષ્ય આગળ પોતાની બડાઇનાં ગપ્પાં મારયા કરે ( **हिंस्रः** ) પ્રાણિયોના ઘાતક, અન્યથી વૈરબુદ્ધિ રાખનાર ( **सर्वाभिसंधकः** ) સર્વ સારા અને નઠારા સાથે મેલ રાખનાર; તેને ( **बैडाल वृत्तिक** .) બિલાડી સમાન ધૂર્ત અને નીચ જાણો.

( **अधोदृष्टिः** ) કીર્તિ સારૂ નીચી દૃષ્ટિ રાખનાર ( **नैष्कृतिकः** ) ઇર્ષ્યક, કોઇએ તેનો પૈસાભાર અપરાધ કર્યો હોય તો તેનો બદલો લેવાને તેના પ્રાણાન્ત પર્યન્ત તત્પર રહે ( **स्वार्थसाधन** ) જોઇએ તો કપટ, અધર્મ, વિશ્વાસઘાત કેમ ન થાય પરન્તુ પોતાનું પ્રયોજન સાધવામાં ચતુર, ( **शठः** ) જોઇએ તો પોતાની વાત જુઠી કેમ ન હોય, પરન્તુ હઠ કદી છોડે નહી, ( **मिथ्याविनीतः** ) જુઠ મૂઠ ઉપરથી શીલ, સંતોષ અને સાધુતા દેખાડાવે તેને ( **बकव्रत** ) બગલા સમાન નીચ સમજો. એવા એવા લક્ષણવાળા પાખંડી હોય છે તેનો વિશ્વાસ કે સેવા કદી ન કરવી.

धर्मं शनैः सञ्चिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ १ ॥
नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारं न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २ ॥
एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोनु भुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥३॥मनु०४।२३८-२४०॥
एकः पापानि कुरुते फलं भुङ्क्ते महाजनः ।
भोक्तारो विप्रमुच्यन्ते कर्त्ता दोषेण लिप्यते ॥ ४ ॥
महाभारते। उद्योगप० प्रजागरप० ॥ अ० ३२ ॥

मृतं शरीरमुत्सृज्य काष्ठालोष्ठसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ ५ ॥ मनु० ४। २४१ ॥

સ્ત્રી અને પુરૂષને યોગ્ય છે કે જેમ પુત્તિકા અર્થાત્ દીમક, વલ્મીક અર્થાત્ બામીને બનાવે છે તેમ સર્વ ભૂતોને પીડા ન આપી, પરલોક અર્થાત્ પરજન્મ સુખાર્થે ધીરે ધીરે ધર્મનો સંચય કરે.

કેમકે પરલોકમાં ન માતા, ન પિતા, ન પુત્ર, ન સ્ત્રી, કે ન તો જ્ઞાતિ સહાય કરી શકે છે કિન્તુ એક ધર્મજ સહાયક થાય છે.

જુઓ, એકલોજ જીવ જન્મ અને મરણને પ્રાપ્ત થાય છે, એકજ ધર્મનું ફળ સુખ અને અધર્મનું દુઃખરૂપ ફળ ભોગવે છે.

આ પણ સમજી લેવું કે કુટુમ્બમાં એક પુરૂષ પાપ કરી પદાર્થ લાવે છે, અને મહાજન અર્થાત્ સઘળું કુટુમ્બ તેને ભોગવે છે તે ભોગનાર દોષ ભાગી નથી થતાં, કિન્તુ તે અધર્મનો કર્ત્તાજ દોષભાગી થાય છે.

જ્યારે કોઇ કોઇનો સંબંધી મરી જાય છે ત્યારે તેને મટ્ટીનાં ઢેફાં માફક ભૂમિમાં નાંખી તે તરફ પીઠ કરી બન્ધુવર્ગ વિમુખ થઇ ચાલ્યા જાય છે, કોઇ તેની સાથે જનાર તૈયાર નથી થતું કિન્તુ એક ધર્મજ તેનો સંગી થાય છે.

तस्माद्धर्मं सहायार्थं नित्यं सञ्चिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ १ ॥
धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्विषम् ।
परलोकं नयत्याशु भास्वन्तं स्वशरीरिणम् ॥२॥मनु० ४॥२४२॥२४३॥

એ હેતુથી પરલોક અર્થાત્ પરજન્મમાં સુખ અને જન્મના સહાયાર્થ નિત્ય ધર્મનો સંચય ધીરે ધીરે કરતા જાય કેમકે ધર્મના સહાયથીજ મોટા મોટા દુસ્તર દુઃખસાગરને જીવ તરી સકે છે.

કિન્તુ જે પુરૂષ ધર્મનેજ પ્રધાન સમજે છે, જેનું ધર્મના અનુષ્ઠાનથી પાપ દૂર થઇ ગયું છે તેને પ્રકાશ સ્વરૂપ અને આકાશ જેવું શરીરવત્ છે, તે પરલોક અર્થાત્ પરમ દર્શનીય પરમાત્માને ધર્મજ શીઘ્ર પ્રાપ્ત કરાવે છે.

એટલા માટે:—

दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् ।
अहिंस्रो दमदानाभ्यां जयेत्स्वर्गं तथाव्रतः ॥ १ ॥
वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।
तान्तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २ ॥
आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ ३ ॥

मनु० ४॥ २४६ । २५६ । १५६ ॥

" સદા દૃઢકારી, કોમળ સ્વભાવ, જિતેન્દ્રિય, હિંસક, ક્રૂર, દુષ્ટાચારી પુરૂષોથી પૃથક્ રહેનારા ધર્માત્મા, મનને જીતવાથી અને વિદ્યાદિ દાનથી સુખને પ્રાપ્ત થાય છે.

પરંતુ એ પણ ધ્યાનમાં રાખે કે " જે વાણીમાં સર્વ અર્થ અર્થાત્ વ્યવહાર નિશ્ચિત થાય છે તે વાણીજ તેનું મૂળ અને વાણીથીજ સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે, તે વાણીને જે ચોરે, અર્થાત્ મિથ્યાભાષણ કરે છે, તે સર્વ ચોરી આદિ પાપોનો કરનારો છે.

એટલા માટે " મિથ્યા ભાષણાદિ રૂપ અધર્મને છોડી, જે ધર્માચારથી અર્થાત્ બ્રહ્મચર્ય્ય જિતેન્દ્રિયતાથી તથા પૂર્ણ આયુ અને ધર્માચારથી ઉત્તમ પ્રજા તથા અક્ષય ધનને પ્રાપ્ત થાય છે, તથા જે ધર્માચારમાં વર્તીને દુષ્ટ લક્ષણોનો નાશ કરે છે, તેનાં જેવાં આચરણ સદા કર્યા કરે,"

કેમકે:—

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ मनु० ४ । १५७ ॥

જે દુષ્ટાચારી પુરૂષ છે, તે સંસારમાં સજ્જનોની વચ્ચે નિન્દાપાત્ર, દુઃખભાગી અને નિરન્તર વ્યાધિયુક્ત થઇને અલ્પાયુનો પણ ભોગનારો થાય છે." તેટલામાટે એવો પ્રયત્ન કરે:-

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १ ॥
सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ २ ॥
मनु० ४ ॥ १५९ । १६० ॥

" જે જે પરાધીન કર્મ હોય તેનો તેનો પ્રયત્નથી ત્યાગ કરે અને જે જે સ્વાધીનકર્મ હોય તેનું તેનું પ્રયત્નથી સેવન કરે."

કેમકે:—

" જે જે પરાધીનતા છે, તે તે સર્વ દુઃખ, અને જે જે સ્વાધીનતા છે તે તે સર્વ સુખ, એજ સંક્ષેપથી સુખ અને દુઃખનાં લક્ષણ જાણવાં જોઇએ.

પરંતુ જે એક બીજાને આધીન કામ છે તે તે આધીનતાથીજ કરવાં જોઇએ જેમકે સ્ત્રી અને પુરૂષનો એક બીજાને આધીન વ્યવહાર છે. અર્થાત્ સ્ત્રી પુરૂષનું અને પુરૂષ સ્ત્રીનું પરસ્પર પ્રિયાચરણ, અનુકૂલ રહેવું, વ્યભિચાર કે વિરોધ કદી ન કરવો ; પુરૂષની આજ્ઞાનુકૂલ ઘરકાર્ય સ્ત્રીને અને બાહ્યકાર્ય પુરૂષને આધીન રહે. તથા દુષ્ટ વ્યસનમાં ફસવાથી એક બીજાને રોકવાં જોઇએ, એજ નિશ્ચય જાણવું કે જ્યારે વિવાહ થાય છે ત્યારે

સ્ત્રી સાથે પુરૂષ અને પુરૂષ સાથે સ્ત્રી એમ વેચાઇ ચુકયાં અર્થાત્ જે સ્ત્રી અને પુરૂષના સાથે હાવ, ભાવ, વગેરે નખશિખાગ્ર પર્યન્ત જે કંઇ છે તે વીર્યાદિ એક બીજાને આધીન થઇ જાય છે. સ્ત્રી કે પુરૂષ પરસ્પર પ્રસન્નતા વિના કોઇ પણ વ્યવહાર ન કરે. એમાં મોટાં અપ્રિયકારક કાર્યો વ્યભિચાર વેસ્યા ગમન અને પરપુરૂષ ગમનાદિ છે તેને છોડીને પોતાના પતિ સાથે સ્ત્રી અને સ્ત્રીની સાથે પતિ સદા પ્રસન્ન રહે.

જો બ્રાહ્મણવર્ણસ્થ હોય તો તે પુરૂષ બાલકને ભણાવે; તથા સુશિક્ષિતા સ્ત્રી બાળકીઓને ભણાવે; નાનાવિધ ઉપદેશ અને વક્તુત્વ કરીને તેમને વિદ્વાન્ કરે.

સ્ત્રીનો પૂજનીય દેવ પતિ અને પુરૂષની પૂજનીય અર્થાત્ સત્કાર કરવા યોગ્ય દેવી સ્ત્રી છે. જ્યાંસુધી ગુરૂકુલમાં રહે ત્યાંસુધી માતા પિતા સમાન અધ્યાપકોને સમજે અને અધ્યાપક પોતાના સન્તાનો સમાન શિષ્યોને સમજે.

ભણાવનારા અધ્યાપક અને અધ્યાપિકા કેવાં હોવાં જોઇએ.—

आत्मज्ञानं समारम्भस्तितिक्षा धर्मनित्यता ।
यमर्था नापकर्षन्ति स वै पण्डित उच्यते ॥ १ ॥
निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते ।
अनास्तिकः श्रद्दधान एतत्पंडितलक्षणम् ॥ २ ॥
क्षिप्रं विजानाति चिरं शृणोति, विज्ञाय चार्थं भजते न कामात् ।
नासम्पृष्टोह्युपयुङ्क्ते परार्थे, तत्प्रज्ञानं प्रथमं पण्डितस्य ॥ ३ ॥
नाप्राप्यमभिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्सु च न मुह्यन्ति नराः पण्डितबुद्धयः ॥ ४ ॥
प्रवृत्तवाक् चित्रकथ ऊहवान् प्रतिभानवान् ।
आशु ग्रन्थस्य वक्ता च यः स पण्डित उच्यते ॥ ५ ॥
श्रुतं प्रज्ञानुगं यस्य प्रज्ञा चैव श्रुतानुगा ।
असंभिन्नार्यमर्यादः पण्डिताख्यां लभेत सः ॥ ६ ॥

म० भा० उ० वि० प्रजागर अ० ३२ ॥

જેને આત્મજ્ઞાન સમ્યક્ આરંભ અર્થાત્ કે જે નકામા, આલસી કદી ન રહે; સુખ, દુઃખ, હાનિ, લાભ, માનાપમાન, અને નિંદા, સ્તુતિમાં હર્ષ શોક કદી ન કરે; ધર્મમાંજ નિત્ય નિશ્ચિત રહે; તથા જેના મનને ઉત્તમ ઉત્તમ પદાર્થ અર્થાત્ વિષયસંબંધી વસ્તુ આકર્ષણ ન કરી શકે તેજ પણ્ડિત કહેવાય છે.

સદા ધર્મયુક્ત કર્મોનું સેવન, અને અધર્મયુક્ત કર્મોનો ત્યાગ, ઇશ્વર, વેદ સત્યાચારની નિન્દા ન કરનારા, પણ ઇશ્વિરાદિમાં અત્યન્ત શ્રદ્ધાલુ જે રહે એજ પંડિતોનું કર્તવ્ય કર્મછે.

જે કઠિન વિષયને પણ શીઘ્ર જાણી શકે, બહુ કાલ પર્યન્ત શાસ્ત્રોને ભણે, સાંભળે અને વિચારે, જે કાંઇ જાણે તેને પરોપકારમાં પ્રયુક્ત કરે, પોતાના સ્વાર્થ સારૂ કોઇ કામ ન કરે, વિના પૂછે કે વિના યોગ્ય સમય જાણે, બિજાના અર્થમાં સમ્મતિ ન આપે એજ પ્રથમ પ્રજ્ઞાન પંડિતને હોવું જોઇએ.

જે પ્રાપ્તિમાં અયોગ્યની ઇચ્છા કદી ન કરે, નષ્ટ થયલા પદાર્થનો શોક ન કરે, આપત્કાલમાં મોહને પ્રાપ્ત ન થાય અર્થાત આકુળ વ્યાકુળ ન થાય, તેજ બુદ્ધિમાન્ પંડિતછે.

જેની વાણી સર્વ વિદ્યાઓ અને પ્રશ્નોત્તરો કરવામાં અતિ નિપુણ, વિચિત્ર શાસ્ત્રોના પ્રકરણોના વકતા, તથા યથાયોગ્ય તર્ક અને સ્મૃતિમાન્ ગ્રન્થોના યથાર્થ અર્થના શીઘ્ર વક્તા હોય તેજ પંડિત કહેવાય છે.

જેની પ્રજ્ઞા સાંભળેલા સત્ય અર્થને અનુકુલ રહે અને જેનું શ્રવણ બુદ્ધિને અનુસાર હોય અને જે કદી આર્ય અર્થાત શ્રેષ્ઠ ધાર્મિક પુરૂષોની મર્યાદાનું છેદન ન કરે તેજ પંડિત સંજ્ઞાને પ્રાપ્ત થાય.

જ્યાં એવાં એવાં સ્ત્રી પુરૂષો ભણાવનાર હોય છે, ત્યાં વિદ્યા, ધર્મ અને ઉત્તમાચારની વૃદ્ધિ થઇને પ્રતિદિન આનન્દજ વધતો રહે છે.

ભણવામાં અયોગ્ય અને મૂર્ખનાં લક્ષણોઃ—

**अश्रुतश्च समुन्नद्धो दरिद्रश्च महामनाः ।**
**अर्थांश्चाऽकर्मणा प्रेप्सुर्मूढ इत्युच्यते बुधैः ॥ १ ॥**
**अनाहूतः प्रविशति ह्यपृष्टो बहु भाषते ।**
**अविश्वस्ते विश्वसिति मूढचेता नराधमः ॥ २ ॥**

આ શ્લોકો પણ મહાભારત ઉદ્યોગપર્વ વિદુરપ્રજાગર અધ્યાય ૩૨ ના છે.

અર્થઃ—જેણે કોઈ શાસ્ત્ર ન ભણ્યાં ન સાંભળ્યાં અને અતીવ ઘમંડી ને દરિદ્રી થઇને મોટા મનોરથ કરવાવાળો તથા વિના કર્મ પદાર્થોની પ્રાપ્તિની ઇચ્છા કરવાવાળો જે હોય તેવાને બુદ્ધિમાન લોકો મૂઢ કહે છે.

જે વિના બોલાવે સભા કે કોઇના ઘરમાં પ્રવિષ્ટ થાય, ઉંચ આસનઃ ઉપર બેસવા ઇચ્છે, વિના પૂછે સભામાં ઘણુંજ બકે, વિશ્વાસને અયોગ્ય વસ્તુ કે મનુષ્યની અંદર વિશ્વાસ કરે, તેજ મૂઢ અને સર્વ મનુષ્યમાં નીચ કહેવાય છે.

જ્યાં એવા પુરૂષ અધ્યાપક, ઉપદેશક, ગુરૂ અને માનનીય હોય છે, ત્યાં અવિદ્યા અધર્મ અસભ્યતા, કલહ, વિરોધ અને ફૂટ વધી, દુઃખજ વધી જાય છે.

હવે વિદ્યાર્થિયોના લક્ષણ:—

आलस्यं मदमोहौ च चापलं गोष्ठिरेव च ।
स्तब्धता चाभिमानित्वं तथाऽत्यागित्वमेव च ।
एते वै सप्त दोषाः स्युः सदा विद्यार्थिनां मताः ॥ १ ॥
सुखार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् ।
सुखार्थी वा त्यजेद्विद्यां विद्यार्थी वा त्यजेत्सुखम् ॥ २ ॥

આ પણ વિદુરપ્રજાગર અધ્યાય ૩૯ માના શ્લોક છે.

આલસ્ય એટલે શરીર અને બુદ્ધિમાં જડતા, નશા, મોહ એટલે કોઇ વસ્તુમાં ફસી પડવું, ચપલતા, અહિં તહિંની વ્યર્થ વાર્તા કરવી અને સાંભળવી, ભણતાં ભણાવતાં અટકી જવું, અભિમાની, અત્યાગી થવું, એ સાત દોષ વિદ્યાર્થિયોમાં હોય છે.

જે એવા હોય છે તેમને વિદ્યા પણ પ્રાપ્ત થતી નથી. સુખ ભોગવવાની ઇચ્છા કરનારને વિદ્યા કયાંથી? અને વિદ્યા શિખનારને સુખ કયાંથી? કેમકે વિષયસુખાર્થિએ વિદ્યાને અને વિદ્યાર્થિએ વિષયસુખને છોડી દેવું જોઇએ. એમ કર્યા વિના વિદ્યા કદી પ્રાપ્ત થતી નથી પણ વિદ્યા આવાને પ્રાપ્ત થાય છેઃ—

सत्ये रतानां सततं दान्तानामूर्ध्वरेतसाम् ।
ब्रह्मचर्यं दहेद्राजन् सर्वपापान्युपासितम् ॥ १ ॥

જેઓ સદા સત્યાચારમાં પ્રવૃત્ત, જિતેન્દ્રિય અને જેમનું વીર્ય અધઃસ્ખલિત કદી ન થાય તેમનુંજ બ્રહ્મચર્ય સત્ય અને તેઓજ વિદ્વાન્ થાય છે.

એટલા માટે અધ્યાપકે અને વિદ્યાર્થિયોએ શુભ લક્ષણયુક્ત થવું જોઇએ. અધ્યાપકોએ એવો યત્ન કર્યા કરવો કે જેથી વિદ્યાર્થિયો સત્યવાદી, સત્યમાની, સત્યકારી, સભ્યતા, જિતેન્દ્રિયતા અને સુશીલતાદિ શુભગુણયુક્ત શરીર અને આત્માને પૂર્ણ વધારે અને સમગ્ર વેદાદિ શાસ્ત્રોમાં વિદ્વાન થાય; અધ્યાપકે સદા તેમની કુચેષ્ટા છોડાવવામાં અને વિદ્યા શિખવવામાં ચેષ્ટા કર્યા કરવી.

તેમજ વિદ્યાર્થિયો સદા જિતેન્દ્રિય, શાન્ત, અધ્યાપકપર પ્રેમી, વિચારશીલ અને પરિશ્રમી થઇને એવો પુરૂષાર્થ કરે કે જેથી તેઓ પૂર્ણ વિદ્યા, પૂર્ણ આયુ, તથા પરિપૂર્ણ ધર્મ અને પુરૂષાર્થ કરતાં શિખે ઇત્યાદિ બ્રાહ્મણવર્ણનાં કર્મ છે.

ક્ષત્રિયોનાં કર્મ રાજ ધર્મમાં કહીશું.

વૈશ્યોનાં કર્મ બ્રહ્મચર્યાદિથી વેદાદિ વિદ્યા ભણી, વિવાહ કરી, દેશોની ભાષા, નાના પ્રકારના વેપારની રીતિ, ચીજોના ભાવ જાણવા, તે વેચવી, ખરીદવી, દ્વિપદ્વિપાન્તરમાં જવું આવવું

લાભાર્થે કામનો આરંભ કરવો, પશુપાલન અને ખેતીની ઉન્નતિ ચતુરાઇથી કરવી કરાવવી, ધનની વૃદ્ધિ કરવી, તેનો વિદ્યા અને ધર્મની ઉન્નતિમાં વ્યય કરવો, સત્યવાદિ નિષ્કપટી થઇ સત્યતાથી સર્વ વ્યાપાર કરવો, અને સર્વ વસ્તુઓની રક્ષા એવી કરવી કે જેથી કોઇ નષ્ટ ન થવા પામે.

શૂદ્ર સર્વ સેવાઓમાં ચતુર, પાક વિદ્યામાં નિપુણ, અતિપ્રેમે દ્વિજોની સેવા અને તેમનાં થીજ પોતાની ઉપજીવિકા કરવી અને દ્વિજોએ એમના ખાન, પાન, વસ્ત્ર, સ્થાન, વિવાહાદિમાં જે કાંઇ પણ વ્યય થાય તે સર્વ આપવો અથવા માસિક પગાર કરી આપવો.

ચારો વર્ણોએ પરસ્પર પ્રીતિ, ઉપકાર, સજ્જનતા, સુખ, દુઃખ, હાનિ, લાભમાં એક મત્ય રહી રાજ્ય અને પ્રજાની ઉન્નતિમાં તન, મન, ધનનો વ્યય કરતા રહેવું. સ્ત્રી અને પુરૂષનો વિયોગ કદી ન થવો જોઇએ કેમકેઃ–

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।**
**स्वप्नोन्यगेहवासश्च नारीसन्दूषणानि षट् ॥ २ ॥**

મદ્ય, ભાંગ આદિ માદક દ્રવ્યોનું પીવું, દુષ્ટ પુરૂષોનો સંગ, પતિવિયોગ, એકલી જ્યાં ત્યાં પાખંડી આદિના દર્શનને નિમિત્તે રખડવું અને પરાયે ઘેર જઇ શયન કે વાસ કરવો, એ છ સ્ત્રીને દૂષિત કરનારા દુર્ગુણ છે, તેમ એ દુર્ગુણ પુરૂષના પણ છે.

પતિ અને સ્ત્રીનો વિયોગ બે પ્રકારનો હોય છે, એક કંઇ કાર્યાર્થે દેશાન્તર જવાથી અને બીજો મૃત્યુથી. એમાં પ્રથમના વિયોગનો ઉપાય એજ છે કે દૂર દેશમાં યાત્રાર્થે જાય તો સ્ત્રીને પણ સાથે લેવી. એનું પ્રયોજન એ કે બહુ સમય પર્યન્ત વિયોગ ન રહેવો જોઇએ.

પ્રશ્ન—સ્ત્રીપુરૂષના અનેક વિવાહ થવા યોગ્ય છે કે નહિ ?

ઉત્તર—યુગપત નહિં અર્થાત્ એક સમયે નહિ.

પ્રશ્ન—શું સમયાન્તરમાં અનેક વિવાહ થવા જોઇએ ?

ઉત્તર—હા, જેમ;—

**सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागतापि वा ।**
**पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥ मनु० ९।१७६ ॥**

જે સ્ત્રી કે પુરૂષનો માત્ર પાણિગ્રહણ સંસ્કાર થયો હોય પણ સંયોગ ન થયો હોય, અર્થાત્ અક્ષતયોનિ સ્ત્રી અને અક્ષતવીર્ય પુરૂષ હોય તો તેનો અન્ય સ્ત્રી કે પુરૂષ સાથે પુનર્વિવાહ થવો જોઇએ, પણ બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્ય વર્ણોમાં ક્ષતયોનિ સ્ત્રી અને ક્ષત વીર્ય પુરૂષનો પુનર્વિવાહ ન થવો જોઇએ.

પ્રશ્ન—પુનર્વિવાહમાં શો દોષ છે?

ઉત્તર—પેહેલું સ્ત્રી પુરૂષમાં પ્રેમ ન્યુન થાય છે કેમકે જ્યારે ચાહે ત્યારે પુરૂષને સ્ત્રી અને સ્ત્રીને પુરૂષ છોડીને અન્યની સાથે સંબંધ કરી લે. ૨ બીજું જ્યારે સ્ત્રી કે પુરૂષ પતિ કે સ્ત્રી મરવા પશ્ચાત્ અન્ય વિવાહ કરવા ઇચ્છે ત્યારે સ્ત્રી પૂર્વ પતિના પદાર્થો ઉડાવી લઇ જાય અને તેના કુટુંબવાળાનો તેની સાથે ઝગડો થાય છે. ત્રીજું ઘણા ભદ્રકુળોનાં નામ કે ચિન્હ પણ ન રહેવાથી તેના પદાર્થ છિન્ન ભિન્ન થઈ જાય છે. ૪ ચોથું પતિવ્રત અથવા પત્નિવ્રત ધર્મ નષ્ટ થાય છે ઇત્યાદિ દોષોને લીધે દ્વિજોમાં પુનર્વિવાહ અથવા અનેક વિવાહ કદી પણ ન થવા જોઇએ.

પ્રશ્ન—જ્યારે વંશચ્છેદન થઈ જાય છે ત્યારે પણ કુળ નષ્ટ થઇ જશે અને સ્ત્રી પુરૂષ વ્યભિચારાદિ કર્મ કરી ગર્ભપાતનાદિ બહુ દુષ્ટ કર્મો કરશે; એથી પુનર્વિવાહ થવો ઉચિત છે.

ઉત્તર—નહીં નહીં. કેમકે જો સ્ત્રી પુરૂષ બ્રહ્મચર્યમાં સ્થિત રહેવા ચાહે, તો કોઈપણ ઉપદ્રવ નહિ થશે અને કુળની પરંપરા રાખવા માટે કોઈ પોતાના સ્વજાતિ બાળકને દત્તક લઇ લેશે તો તેથી કુળ ચાલશે, અને વ્યભિચાર પણ નહિ થાય. પણ જે બ્રહ્મચર્ય ન રાખી શકે તેણે નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરવી.

પ્રશ્ન— પુનર્વિવાહ અને નિયોગમાં શો ભેદ છે?

ઉત્તર—પહેલું, જેમ વિવાહ કરવામાં કન્યા પોતાના પિતાનું ઘર છોડી પતિના ઘરને પ્રાપ્ત થાય છે અને પિતા સાથે વિશેષ સંબંધ નથી રહેતો (તેમ સંબંધ ન છોડતાં) વિધવા સ્ત્રી તેજ વિવાહિત પતિના અર્થાત્ મૃત પતિના ઘરમાં રહે છે. બીજું, તેજ વિવાહિતા સ્ત્રીના બાલક તેજ વિવાહિત પતિના દાયભાગી થાયછે અને વિધવા સ્ત્રીના બાલક વીર્યદાતાના પુત્ર કહેવાતા નથી, તેના ગોત્રના ગણાતા નથી અને તેનું સ્વત્વ તે બાલકોપર રહેતું નથી પણ તે મૃત પિતાના પુત્ર કહેવાય છે અને ગોત્ર પણ તેનુંજ રહે છે, અને તેના પદાર્થોના દાયભાગી થઇને તેજ ઘરમાં રહે છે, ૩ ત્રીજું, વિવાહિત સ્ત્રી પુરૂષે પરસ્પર સેવા અને પાલન કરવું અવશ્ય છે, પણ નિયુક્ત સ્ત્રી પુરૂષનો કાંઇ પણ સંબંધ રહેતો નથી. ૪ ચોથું, વિવાહિત સ્ત્રી પુરૂષનો સંબંધ મરણ પર્યન્ત રહે છે અને નિયુક્ત સ્ત્રી પુરૂષનો સંબંધ કાર્ય પશ્ચાત્ છુટી જાય છે ૫ પાંચમું, વિવાહિત સ્ત્રી પુરૂષ પરસ્પર ગૃહ કાર્યોની સિદ્ધિ કરવામાં યત્ન કર્યા કરે છે, પણ નિયુક્ત સ્ત્રી પુરૂષ સ્વતંત્ર પોત પોતાના ઘરનાં કાર્ય કરે છે.

પ્રશ્ન—વિવાહ અને નિયોગના નિયમો એક સરખા છે કે પૃથક્ પૃથક્?

ઉત્તર—કંઇક થોડાક ભેદ છે. જેટલું પૂર્વે કહી આવ્યા તે ઉપરાંત એ કે વિવાહિત સ્ત્રી પુરૂષ (એક પતિ અને એકજ સ્ત્રી મળીને) દશ સન્તાન ઉત્પન્ન કરી શકે છે અને નિયુક્ત સ્ત્રી પુરૂષ બે અથવા ચારથી અધિક સન્તાનોત્પત્તિ નથી કરી શકતાં. જેમ કુમાર કુમારીનાજ વિ-

વાહ થાય છે તેમ જેની સ્ત્રી કે પુરૂષ મરી જાય તેનોજ નિયોગ થાય છે, કુમાર કે કુમારીનો નહીં. જેમ વિવાહિત સ્ત્રી પુરૂષ સદા સંગમાં રહે છે તેમ નિયુક્ત સ્ત્રી પુરૂષનો વ્યવહાર નથી અર્થાત્ વિના ઋતુદાન સમય એકત્ર ન થાય. જો સ્ત્રી પોતાને માટે નિયોગ કરે તો જ્યારે બીજો ગર્ભ રહે તેજ દિવસેથી સ્ત્રી પુરૂષનો સંબંધ છુટી જાય અને જો પુરૂષ પોતાને માટે કરે તોપણ બીજો ગર્ભ રહેવાથી સંબંધ છુટી જાય પરંતુ તે નિયુક્ત સ્ત્રી બે ત્રણ વર્ષ પર્યન્ત તે બાળક બાળકીનું પાલન કરી નિયુકત પુરૂષને સ્વાધીન કરી દે. એમ એક વિધવા સ્ત્રી બે પોતા માટે અને બે બે અન્ય ચાર નિયુક્ત પુરુષો માટે સન્તાન કરી શકે અને એક મૃતસ્ત્રીક પુરુષ પણ બે પોતા માટે અને બે બે અન્ય ચાર વિધવાઓ માટે પુત્ર ઉત્પન્ન કરી શકે છે. એવી રીતે મળી દશ સન્તાનોત્પત્તિની આજ્ઞા વેદમાં છે.

**इमां त्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु ।**
**दशास्यां पुत्राना धेहि पतिमेकादशं कृधि ॥**
**ऋ० ॥ मं० १० । सू० ८५ । मं०४५ ॥**

હે (**मीढ्व इन्द्र**) વીર્ય સિંચનમાં સમર્થ ઐશ્વર્યયુક્ત પુરૂષ, તું આ વિવાહિત સ્ત્રી અથવા વિધવા સ્ત્રિયોને શ્રેષ્ઠ પુત્ર અને સૌભાગ્યયુક્ત કર, એ વિવાહિત સ્ત્રીમાં દશ પુત્ર ઉત્પન્ન કર અને સ્ત્રીને અગ્યારમી માન. હે સ્ત્રી ! તું પણ વિવાહિત પુરૂષ વા નિયુક્ત પુરૂષથી દસ સંતાન ઉત્પન્ન કર અને પતિને અગ્યારમો સમજ.

આ વેદની આજ્ઞાથી બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય વર્ણસ્થ સ્ત્રી પુરૂષ દશ દશ સંતાનથી અધિક ઉત્પન્ન ન કરે. કેમકે અધિક કરવાથી સન્તાન નિર્બલ, નિર્બુદ્ધિ, અલ્પાયુ થાય છે અને સ્ત્રી તથા પુરૂષ પણ નિર્બલ, અલ્પાયુ અને રોગી થઈ વૃદ્ધાવસ્થામાં બહુજ દુઃખ પામે છે.

પ્રશ્ન—આ નિયોગની વાત વ્યભિચાર સમાન જણાય છે.

ઉત્તર—જેમ વિના વિવાહિતના વ્યભિચાર થાય છે તેમ વિના નિયુકતોના વ્યભિચાર કહેવાય છે. આથી એ સિદ્ધ થયું કે જેમ નિયમથી વિવાહ થવાથી વ્યભિચાર નથી કહેવાતો તેમ નિયમ પૂર્વક નિયોગ થવાથી વ્યભિચાર નહીં કહેવાય. જેમ અન્યની કન્યાનો અન્યના કુમાર સાથે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક વિવાહ થવાથી સમાગમમાં વ્યભિચાર, પાપ કે લજ્જા નથી થતી, તેમજ વેદ શાસ્ત્રોકત નિયોગમાં વ્યભિચાર, પાપ, લજ્જા ન માનવી જોઈએ.

પ્રશ્ન—છે તો ઠીક, પરંતુ આ વેશ્યા સદૃશ કર્મ દેખાય છે !

ઉત્તર—નહી, કેમંક વેશ્યાના સમાગમમાં કોઇ નિશ્ચિત પુરૂષ કે કોઇ નિયમ નથી, અને નિયોગમાં વિવાહના સમાન નિયમ છે. જેમ અન્યને વિવાહ પૂર્વક છોકરી આપવામાં, અને સમા-

ગમ કરવામાં લજ્જા નથી થતી તેમજ નિયોગમાં ન થવી જોઇએ. શું જે વ્યભિચારી પુરૂષ કે સ્ત્રી હોય તે વિવાહ થવાથી પણ કુકર્મથી અળગાં રહે છે?

પ્રશ્ન—અમને નિયોગની વાતમાં પાપ માલમ પડે છે?

ઉત્તર—જો નિયોગની વાતમાં પાપ માનો છો તો વિવાહમાં પાપ કેમ નથી માનતા? પાપ તો નિયોગ રોકવામાં છે, કેમકે વૈરાગ્યવાન, પૂર્ણ વિદ્વાન, યોગીઓ શિવાય, ઇશ્વરના સૃષ્ટિક્રમ મુજબ કોઈ પણ સ્ત્રીપુરૂષનો સ્વાભાવિક વ્યવહાર અટકતો નથી.

શું ગર્ભપાતનરૂપ ભ્રૂણહત્યા, વિધવા સ્ત્રી તથા મૃતક સ્ત્રી પુરૂષોના મહા સન્તાપને પાપ નથી ગણતા? કેમકે જ્યાંસુધી તે યુવાવસ્થામાં છે, ત્યાંસુધી મનમાં સન્તાનોત્પત્તિ અને વિષયની ચાહના થયા કરતી હોવાથી કોઇ રાજ્યવ્યવહાર કે જાતિવ્યવહારથી અટકાવ્યાથી નઠારી ચાલથી ગુપ્ત ગુપ્ત કુકર્મ થતાં રહે છે. એ વ્યભિચાર અને કુકર્મ રોકવાનો આ એકજ શ્રેષ્ટ ઉપાય છે કે જે જિતેન્દ્રિય રહી શકે તે વિવાહ કે નિયોગ પણ ન કરે તે ઠીક છે. પરંતુ જે એવા નથી, તેમના વિવાહ અને આપત્કાલમાં નિયોગ અવશ્ય થવો જોઇએ. એથી વ્યભિચાર ન્યૂન થવાનો અને પ્રેમથી ઉત્તમ સંતાન પ્રાપ્ત થઇને મનુષ્યોની વૃદ્ધિ થવાનો સંભવ છે અને ગર્ભહત્યા સર્વથા છુટી જાય છે. નીચ પુરૂષો સાથે ઉત્તમ સ્ત્રીના અને વસ્યાદિ નીચ સ્ત્રીઓ સાથે ઉત્તમ પુરૂષોના વ્યભિચારરૂપ કુકર્મ, ઉત્તમ કુલમાં કલંક, વંશનો ઉચ્છેદ, સ્ત્રીપુરૂષોનો સન્તાપ અને ગર્ભહત્યાદિ કુકર્મ વિવાહ અને નિયોગથી નિવૃત્ત થાય છે માટે નિયોગ કરવો જોઇએ.

પ્રશ્ન—નિયોગમાં શી શી વાત હોવી જોઇએ?

ઉત્તર—જેવો પ્રસિદ્ધિથી વિવાહ તેવોજ પ્રસિદ્ધિથી નિયોગ જે પ્રમાણે વિવાહમાં ભદ્ર પુરૂષોની અનુમતિ અને કન્યા વરની પ્રસન્નતા થાય છે તેમ નિયોગમાં પણ અર્થાત્ જ્યારે સ્ત્રીપુરૂષનો નિયોગ થવાનો હોય, ત્યારે પોતાના કુટુંબના પુરૂષ સ્ત્રિયોની સામે પ્રકટ કરે કે અમે નિયોગ સન્તાનોત્પત્તિ સારૂ કરિયે છિયે, અને જ્યારે નિયોગનો નિયમ પૂરો થઇ જશે ત્યારે અમે સંયોગ નહી કરીશું. જો અન્યથા કરિયે તો પાપી અને જાતિ કે રાજાના દણ્ડનીય થઇએ, મહિને મહિને એકવાર ગર્ભાધાનનું કાર્ય કરીશું, ગર્ભ રહ્યા પશ્ચાત્ એક વર્ષ પર્યન્ત પૃથક્ રહીશું.

પ્રશ્ન—નિયોગ પોતાના વર્ણમાં થવો જોઇએ કે અન્ય વર્ણો સાથે પણ?

ઉત્તર—પોતાના વર્ણમાં અથવા પોતાથી ઉત્તમ વર્ણસ્થ પુરૂષ સાથે અર્થાત્ વૈશ્યા સ્ત્રી વૈશ્ય ક્ષત્રિય કે બ્રાહ્મણની સાથે, ક્ષત્રિયા ક્ષત્રિય કે બ્રાહ્મણની સાથે અને બ્રાહ્મણી બ્રાહ્મણની સાથે નિયોગ કરી શકે છે. એનું તાત્પર્ય એ છે કે વીર્ય સમ વા ઉત્તમ વર્ણનું હોવું જોઇએ, પોતાથી નીચ વર્ણનું નહીં. સ્ત્રી અને પુરૂષની સૃષ્ટિનું એજ પ્રયોજન છે કે ધર્મથી અર્થાત્ વેદોક્ત રીતિથી વિવાહ કે નિયોગથી સંતાનોત્પત્તિ કરવી.

પ્રશ્ન—પુરૂષોને નિયોગ કરવાની શો આવશ્યકતા છે કેમકે તે તો બીજો વિવાહ કરશે?

ઉત્તર—પૂર્વે અમે લખ્યું છે કે દ્વિજોમાં સ્ત્રી પુરૂષનો એકજ વાર વિવાહ થવો વેદાદિ શાસ્ત્રોમાં લખ્યો છે. દ્વિતીય વાર નહીં. કુમાર અને કુમારીનોજ વિવાહ થવામાં ન્યાય અને વિધવા સ્ત્રી સાથે કુમાર પુરૂષ અને કુમારી કન્યા સાથે મૃતસ્ત્રીક પુરૂષોનો વિવાહ થવામાં અન્યાય અર્થાત અધર્મ છે. જેમ વિધવા સ્ત્રી સાથે પુરૂષ વિવાહ કરવા નથી ચાહતો, તેમજ વિવાહિત અર્થાત સ્ત્રી સાથે સમાગમ કરેલા પુરૂષ સાથે વિવાહ કરવાની ઇચ્છા કુમારી પણ નહી કરશે. જ્યારે વિવાહ કરેલા પુરૂષનો કોઇ કુમારી કન્યા, અને વિધવા સ્ત્રીનું ગ્રહણ કોઇ કુમાર પુરૂષ ન કરશે ત્યારે પુરૂષ અને સ્ત્રીને નિયોગ કરવાની આવશ્યકતા થશે અને ધર્મ પણ એજ છે કે જેવાની સાથે તેવાનો સમ્બંધ થવો જોઇએ.

પ્રશ્ન—જેમ વિવાહમાં વેદાદિ શાસ્ત્રના પ્રમાણ છે, તેમ નિયોગમાં પ્રમાણ છે કે નહીં ?

ઉત્તર—એ વિષયમાં ઘણા પ્રમાણો છે, જુઓ અને સાંભળોઃ—

**कुहस्विद्दोषा कुह वस्तोरश्विना कुहाभिपित्वं करतः कुहोषतुः ।**
**को वां शयुत्रा विधवेव देवरं मर्यं न योषा कृणुते सधस्थ आ ॥**

**ऋ० ॥ मं० १० । सू० ४० । मं० २ ॥**

**उदीर्ष्व नार्यभिजीवलोकं गतासुमेतमुप शेष एहि ।**
**हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभि सं बभूथ ॥**

**ऋ० ॥ मं० १० सू० १८ । मं० ८ ॥**

હે ( **अश्विना** ) સ્ત્રી પુરૂષો જેમ ( **देवरं विधवेव** ) દેવરને વિધવા અને ( **योषा, मर्यन्न** ) વિવાહિતા સ્ત્રી પોતાના પતિને ( **सधस्थे** ) સમાન સ્થાન શય્યામાં એક થઇને સંતાનોને ( **आ कृणुते** ) સર્વ પ્રકારે ઉત્પન્ન કરે છે, તેમ તમે બેઉ સ્ત્રી પુરૂષ ( **कुहस्विद्दोषा** ) ક્યાં રાત્રીએ અને ( **कुह वस्तोः** ) ક્યાં દિનમાં વસ્યાં હતાં ? ( **कुहाभिपित्वम्** ) ક્યાં પદાર્થોની પ્રાપ્તિ ( **करतः** ) કરી ? અને ( **कुहोषतुः** ) કયે સમયે ક્યાં વાસ કરતાં હતાં ? ( **को वां शयुत्रा** ) તમારૂં શયનસ્થાન ક્યાં છે ? તથા કોણ અને કયા દેશનાં રહેનારાં છો ?

આથી એ સિદ્ધ થયું કે દેશ વિદેશમાં સ્ત્રીપુરૂષ સંગમાંજ રહે, અને તે વિવાહિત પતિ સમાન નિયુક્ત પતિને ગ્રહણ કરીને વિધવા સ્ત્રી પણ સંતાનોત્પત્તિ કરી લે.

પ્રશ્ન—યદિ કોઇનો નાનો ભાઇજ ન હોય તો વિધવા નિયોગ કોની સાથે કરે ?

ઉત્તર—દેવરની સાથે પરંતુ દેવર શબ્દનો અર્થ જેવો તમે સમજો છો તેવો નથી, જુઓ નિરૂક્તમાં—

**देवरः कस्माद् द्वितीयो वर उच्यते ॥ निरु० ३ । खंड १५ ॥**

દેવર તેનેજ કહે છે કે જે વિધવાનો બીજો પતિ થાય છે. પછી જોઈએ તો નાનો કે મોટો ભાઇ અથવા પોતાના વર્ણ કે પોતાનાથી ઉત્તમ વર્ણવાળો હોય. જેની સાથે નિયોગ કરે, તેનું નામ "દેવર" છે.

હે (**नारि**) વિધવા તું (**एतं गतासुम्**) આ મરેલા પતિની આશા છોડી (**शेषे**) બાકી પુરૂષોમાંથી (**अभि, जीवलोकं**) જીવતા બીજા પતિને (**उपेहि**) પ્રાપ્ત થા, અને (**उदीर्ष्व**) એ વાતનો વિચાર અને નિશ્ચય રાખ કે જો (**हस्तग्राभस्य दिधिषोः**) તું વિધવાના પુનઃ પાણિ-ગ્રહણ કરનાર નિયુક્ત પતિના સમ્બન્ધ માટે નિયોગ કરશે, તો (**इदम्**) આ (**जनित्वम्**) ઉત્પન્ન થયલો બાલક તેજ નિયુક્ત (**पत्युः**) પતિનો થશે. અને જો તું પોતાને માટે નિયોગ કરશે, તો તે સન્તાન (**तव**) તારો થશે. એવા નિશ્ચય યુક્ત તું (**अभि, सं, बभूथ**) થા અને નિયુક્ત પુરૂષ પણ એજ નિયમનું પાલન કરે.

**अदेवृघ्न्यपतिघ्नी हैधि शिवा पशुभ्यः सुयमाः सुवर्चाः ।**
**प्रजावती वीरसूर्देवृकामा स्योनेममग्निं गार्हपत्यं सपर्य ॥**
**अथर्व० ॥ कां० १४ । अनु० २ । मं० १८ ॥**

હે (**अपतिघ्न्यदेवृघ्नि**) પતિ અને દેવરને દુઃખ ન આપનારી સ્ત્રી, તું (**इह**) આ ગૃહાશ્રમમાં (**पशुभ्यः**) પશુઓ માટે (**शिवा**) કલ્યાણ કરનારી (**सुयमाः**) ઉત્તમ પ્રકારે ધર્મ નિયમમાં ચાલનારી (**सुवर्चाः**) રૂપ અને સર્વશાસ્ત્ર વિદ્યાયુક્ત (**प्रजावती**) ઉત્તમ પુત્ર પૌત્રાદિ સહિત (**वीरसूः**) શુરવીર પુત્રો જણનારી (**देवृकामा**) દેવરની કામના કરનારી (**स्योना**) અને સુખ આપનારી પતિકે દેવરને (**एधि**) પ્રાપ્ત થઇ (**इमम्**) આ (**गार्हपत्यम्**) ગૃહસ્થ સમ્બન્ધી (**अग्निम्**) અગ્નિહોત્રને (**सपर्य**) સેવન કર્યા કર.

**तामनेन विधानेन निजो विन्देत देवरः ॥ मनु० ९ । ६९ ॥**

જો અક્ષતયોની સ્ત્રી વિધવા થાય તો પતિનો બીજો નાનો ભાઇ પણ તેની સાથે વિવાહ કરી શકે છે.

પ્રશ્ન—એક સ્ત્રી કે પુરૂષ કેટલા નિયોગ કરી શકે છે ? અને વિવાહિત નિયુક્ત પતિઓનાં નામ શું હોય છે ?

ઉત્તર—

**सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः ।**
**तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः ॥**
**ऋ० मं० १०। सू० ८५। मं० ४०॥**

હે સ્ત્રી, જે ( **ते** ) તારો ( **प्रथमः** ) પેહેલો વિવાહિત ( **पतिः** ) પતિ તને ( **विविदे** ) પ્રાપ્ત થાય છે તેનું નામ ( **सोमः** ) સુકુમારતાદિ ગુણયુક્ત હોવાથી સોમ; જે બીજો નિયોગથી ( **विविदे** ) પ્રાપ્ત થાય તે ( **गन्धर्वः** ) એક સ્ત્રી સાથે સંભોગ કરવાથી ગંધર્વ, જે (**तृतीय उत्तर**) તે બેની પશ્ચાત્ ત્રીજો પતિ થાય છે તે ( **अग्निः** ) અત્યુષ્ણતાયુક્ત હોવાથી અગ્નિસંજ્ઞક અને જે ( **ते** ) તારા ( **तुरीयः** ) ચોથાથી અગ્યારમાં સુધી નિયોગથી પતિ થાય છે તે (**मनुष्यजाः**) મનુષ્ય નામથી કહેવાય છે. જેમ (**इमां त्वमिन्द्र**) એ મંત્રમાં અગ્યારમાં પુરૂષ સુધી સ્ત્રી નિયોગ કરી શકે છે, તેમજ પુરૂષ પણ અગ્યારમી સ્ત્રી સુધી નિયોગ કરી શકે છે.

પ્રશ્ન—(**एकादश**) શબ્દથી દસ પુત્ર અને અગ્યારમા પતિને કેમ નથી ગણતા ?

ઉત્તર—જો એવો અર્થ કરશો તો **विधवेव देवरं देवरः कस्माद्द्वितीयो वर उच्यते, अदेवृघ्नि** અને **गन्धर्वो विविद उत्तरः** । ઇત્યાદિ વેદ પ્રમાણથી વિરૂદ્ધાર્થ થશે કેમકે તમારા અર્થથી બીજો પણ પતિ પ્રાપ્ત નથી થઇ શકતો.

**देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ् नियुक्तया ।**
**प्रजेप्सिताधिगन्तव्या सन्तानस्य परिक्षये ॥ १ ॥**
**ज्येष्ठो यवीयसो भार्यां यवीयान्वाग्रजस्त्रियम् ।**
**पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि ॥ २ ॥**
**औरसः क्षेत्रजश्चैव ॥३॥ मनु० ९॥ ५९ । ५८ । १५९ ॥**

ઇત્યાદિ મનુજીએ લખ્યું છે કે ( **सपिंड** ) અર્થાત્ પતિની છ પીઢીયોમાં પતિના નાના અથવા મોટા ભાઇ અથવા સ્વજાતિય તથા પોતાથી ઉત્તમ જાતિસ્થ પુરૂષ સાથે વિધવા સ્ત્રીનો નિયોગ થવો જોઇએ. પરંતુ જો મૃતસ્ત્રીવાળો પુરૂષ અને વિધવા સ્ત્રી સન્તાનોત્પત્તિની ઇચ્છા કરતી હોય તો નિયોગ થવો ઉચિત છે અને જ્યારે સન્તાનનો સર્વથા ક્ષય હોય ત્યારેજ નિયોગ થવો જોઇએ.

જો આપત્કાલ ન હોય અર્થાત્ સન્તાનો હોવાની ઇચ્છા ન હોય તો અને જો મોટા ભાઇની સ્ત્રી સાથે નાનો અને નાનાની સ્ત્રી સાથે મોટા ભાઇનો નિયોગ થઈ સંતાનોત્પત્તિ થઈ જવા પછી પુનઃ તે નિયુક્ત આપસમાં સમાગમ કરે તો પતિત થઇ જાય, અર્થાત્ એક નિ-યોગમાં બીજા પૂત્રનો ગર્ભ રહેવા સુધી નિયોગની અવધિ છે, એ પશ્ચાત્ સમાગમ ન કરે અને

જો બેઉને માટે નિયોગ થયો હોય તો ચોથા ગર્ભ સુધી અર્થાત્ પૂર્વોક્ત રીતિથી દશ સંતાન સુધી થઈ શકે છે, પશ્ચાત્ વિષયાસક્તિ ગણવામાં આવે છે એટલા માટે તે પતિત ગણાય છે. અને જો વિવાહિત સ્ત્રી પુરુષ પણ દશમાં ગર્ભથી અધિક સમાગમ કરે તો કામી અને નિન્દિત થાય છે. અર્થાત્ વિવાહ કે નિયોગ સન્તાનો માટેજ કરવામાં આવે છે પશુવત્ કામ ક્રીડાને માટે નહીં.

પ્રશ્ન—નિયોગ મરવા પછીજ થાય છે કે જીવિતા પતિએ પણ ?

ઉત્તર—જીવતા પતિએ પણ—

**अन्यमिच्छस्व सुभगे पतिं मत् ॥ ऋ० मं० १०। सू० १०। मं० १०॥**

જ્યારે પતિ સન્તાનોત્પત્તિમાં અસમર્થ હોય ત્યારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપે કે હે સુભગે, સૌભાગ્યની ઇચ્છા કરનાર સ્ત્રી ! તું ( **मत्** ) મારા થકી ( **अन्यम्** ) બીજા પતિની (**इच्छस्व**) ઇચ્છા કર, કેમકે હવે મારાથી સન્તાનોત્પત્તિની આશા ન કર. ત્યારે સ્ત્રી બીજા સાથે નિયોગ કરીને સન્તાનોત્પત્તિ કરે, પરંતુ તે વિવાહિત મહાશય પતિની સેવામાં તત્પર રહે, તેમજ સ્ત્રી પણ જ્યારે રોગાદિ દોષોથી ગ્રસ્ત હોઇને સન્તાનોત્પત્તિમાં અસમર્થ હોય ત્યારે પોતાના પતિને આજ્ઞા આપે કે હે સ્વામી ! આપ સન્તાનોત્પત્તિની ઇચ્છા મારાથી ત્યાગી કોઈ બીજી વિધવા સ્ત્રીથી નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરો. જેમકે પાંડુ રાજાની સ્ત્રી કુન્તી અને માદ્રી આદિએ કર્યું અને જેમ વ્યાસજીએ ચિત્રાંગદ અને વિચિત્રવીર્યના મરી જવા પશ્ચાત્ પોતાના ભાઇઓની સ્ત્રિઓ સાથે નિયોગ કરી અમ્બિકા અને અમ્બાથી ધૃતરાષ્ટ્ર અને અમ્બાલિકાથી પાંડુ અને દાસીથી વિદુરની ઉત્પત્તિ કરી હતી ઇત્યાદિ ઇતિહાસ પણ એ વાતમાં પ્રમાણ છે.

**प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौ नरः समाः ।**
**विद्यार्थं षड् यशोर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान् ॥ १ ॥**
**वन्ध्याष्टमेऽधिवेद्याब्दे दशमे तु मृतप्रजा ।**
**एकादशे स्त्री जननी सद्यस्त्वप्रियवादिनी ॥ २ ॥ मनु० ९ ॥ ७६ । ८१ ॥**

વિવાહિત સ્ત્રી જો વિવાહિત પતિ ધર્મમાટે પરદેશ ગયો હોય તો આઠ વર્ષ, વિદ્યા અને કીર્તિ માટે ગયો હોય તો છ વર્ષ, અને ધનાદિ કામના અર્થે ગયો હોય તો ત્રણ વર્ષ સુધી વાટ જોઇને પશ્ચાત્ નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરી લે. જ્યારે વિવાહિત પતિ આવે ત્યારે નિયુક્ત પતિ છુટી જાય.

તેમજ પુરૂષ માટે પણ નિયમ છે કે જો વન્ધ્યા હોય ( વિવાહથી આઠ વર્ષ સુધીમાં સ્ત્રીને ગર્ભ ન રહે ) તો આઠમે વર્ષે, સંતાન થઇ મરી જાય તો દસમે, જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે કન્યાજ થાય અને પુત્ર ન થાય તો અગ્યાર વર્ષ સુધી વાટ જોઇ અને જો અપ્રિય બોલનાર હોય તો તરતજ તે સ્ત્રીને ત્યાગી અન્ય સાથે નિયોગ કરી સંતાનોત્પત્તિ કરી લે.

તેમજ જો પુરૂષ અત્યંત દુઃખદાયક હોય તો સ્ત્રીને ઉચિત છે કે તેને ત્યાગીને અન્ય પુરૂષ સાથે નિયોગ કરી સંતાનોત્પત્તિ કરીને તેજ વિવાહિત પતિનો દાયભાગી સંતાન કરી લે, ઇત્યાદિ પ્રમાણો અને યુક્તિયોથી સ્વયંવર વિવાહ અને નિયોગથી પોત પોતાના કુલની ઉન્નતિ કરે. જેમ "**औरस**" અર્થાત્ વિવાહિત પતિથી ઉત્પન્ન થયલો પુત્ર, પિતાના પદાર્થનો સ્વામી થાય છે તેમજ "**क्षेत्रज**" અર્થાત્ નિયોગથી ઉત્પન્ન થયેલો પુત્ર પણ તે મૃત પિતાનો દાયભાગી થાય છે.

હવે સ્ત્રી અને પુરુષે એ ધ્યાનમાં રાખવું કે વીર્ય્ય અને રજને અમૂલ્ય સમજવું. જે કોઇ એ અમૂલ્ય પદાર્થને પરસ્ત્રી, વેશ્યા કે દુષ્ટ પુરૂષોના સંગમાં ખોય છે, તે મહામૂર્ખ હોય છે. કેમકે ખેડુત કે માળી મૂર્ખ હોઇને પણ પોતાના ખેતર કે વાડી વિના અન્યત્ર બીજ નથી વાવતા. જો કે સાધારણ બીજ અને મૂર્ખનું એવું વર્તન છે તો પછી જે સર્વોત્તમ મનુષ્ય શરીરરૂપ વૃક્ષના બીજને કુક્ષેત્રમાં ખોય છે તે મહામૂર્ખ કહેવાય છે, કેમકે તેનું ફળ તેને નથી મળતું અને "**आत्मा वै जायते पुत्रः**" આ બ્રાહ્મણ ગ્રંથનું વચન છે.

**अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे ।**
**आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥ निरु० ३।४॥**

હે પુત્ર ! તું અંગ અંગમાંથી ઉત્પન્ન થયલાં વીર્યથી અને હૃદયથી ઉત્પન્ન થાય છે એથી તું મારો આત્મા છે, મારાથી પૂર્વ મરતો નહી, કિંતુ સો વર્ષ પર્યંત જીવ. જેથી એવા મહાત્મા અને મહાશયોના શરીર ઉત્પન્ન થાય છે તેને વેશ્યાદિ દુષ્ટ ક્ષેત્રમાં વાવવું કે દુષ્ટ બીજ ઉત્તમ ક્ષેત્રમાં વવડાવવું મહા પાપનું કામ છે.

પ્રશ્ન—વિવાહ શા માટે કરવો ? કેમકે એથી સ્ત્રી પુરૂષને બંધનમાં પડી ઘણો સંકોચ કરવો અને દુઃખ ભોગવવાં પડે છે. માટે જેની સાથે જેની પ્રીતિ રહે ત્યાંસુધી જોડાઇ રહે. જ્યારે પ્રીતિ છુટી જાય ત્યારે છોડી દે.

ઉત્તર—એ પશુ પક્ષિયોનો વ્યવહાર છે મનુષ્યોનો નથી. જો મનુષ્યોમાં વિવાહનો નિયમ ન રહે તો ગૃહાશ્રમના સર્વ સારા સારા વ્યવહારો નષ્ટ ભ્રષ્ટ થઇ જાય. કોઇ કોઇની સેવા પણ ન કરે અને મહા વ્યભિચારની વૃદ્ધિ થઇને સર્વ રોગી નિર્બળ અને અલ્પાયુ થઇ, શીઘ્ર શીઘ્ર મરી જાય કોઇ કોઇનો ભય કે લજ્જા નહી રહે, વૃદ્ધાવસ્થામાં કોઇ કોઇની સેવા પણ નહીં કરે અને મહાવ્યભિચાર ફેલાઇને સર્વ રોગી, નિર્બળ અને અલ્પાયુ થઇને તેના કુળોના કુળો નષ્ટ થઇ જાય કોઇ કોઇના પદાર્થનો સ્વામી અને દાયભાગી પણ ન થઇ શકે, અને ન કોઇનો કોઇ પદાર્થપર દીર્ઘકાળ પર્યંત સ્વત્વ રહે. ઇત્યાદિ દોષોના નિવારણાર્થે વિવાહજ થવો સર્વથાયોગ્ય છે.

પ્રશ્ન—જ્યારે એક વિવાહ થાય અને એક પુરૂષને એક સ્ત્રી અને એક સ્ત્રીને એક પુરૂષ રહે ત્યારે સ્ત્રી ગર્ભવતી, સ્થિર રોગીણી અથવા પુરૂષ દીર્ઘ રોગી હોય અને બેઉની યુવાવસ્થા હોવાથી રહેવાય નહી તો પછી શું કરે ?

ઉત્તર—એનો પ્રત્યુત્તર નિયોગ વિષયમાં આપી ચુકયા છીએ, અને ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સમાગમ ન કરવાના સમયમાં પુરૂષથી અથવા દીર્ઘ રોગી પુરૂષની સ્ત્રીથી ન રહેવાય તો કોઇ સાથે નિયોગ કરીને તેને માટે પુત્રોત્પત્તિ કરી આપે પરંતુ વેસ્યાગમન કે વ્યભિચાર કદી ન કરે. જ્યાંસૂધી બને ત્યાંસૂધી અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા, પ્રાપ્તનું રક્ષણ અને રક્ષિતની વૃદ્ધિ, વૃદ્ધિ થયલા ધનનો વ્યય દેશોપકાર કરવામાં કર્યા કરે, સર્વ પ્રકારના અર્થાત્ પૂર્વોક્ત રીતિથી પોત પોતાના વર્ણાશ્રમના વ્યવહારો અત્યુત્સાહ પૂર્વક પ્રયત્નથી કર્યા કરે અને તનમનધનથી સર્વદા પરમાર્થ કર્યા કરે. પોતાના માતાપિતા, શાશુ સ્વશૂરની અત્યંત શુશ્રૂષા કરે, મિત્ર અને અડોસી પડોસી, રાજા, વિદ્વાન, વૈદ્ય અને સત્પુરૂષો સાથે પ્રીતિ રાખીને અને દુષ્ટ અધર્મી એમની ઉપેક્ષા અર્થાત્ દ્રોહ છોડીને તેમને સુધારવાનો પ્રયત્ન કર્યા કરે. જ્યાંસૂધી બને ત્યાંસુધી પ્રેમથી પોતાનાં સંતાનોને વિદ્વાન્ અને સુશિક્ષા કરવા કરાવવામાં ધનાદિ પદાર્થોનો વ્યય કરીને તેમને પૂર્ણ વિદ્વાન્ સુશિક્ષાયુક્ત કરે અને ધર્મયુક્ત વ્યવહાર કરી મોક્ષનું સાધન પણ કર્યા કરે કે જેની પ્રાપ્તિથી પરમાનંદ ભોગવે અને આવા આવા શ્લોકોને ન માને જેવા કેઃ—

पतितोपि द्विजः श्रेष्ठो न च शूद्रो जितेन्द्रियः ।
निर्दुग्धा चापि गौः पूज्या न च दुग्धवती खरी ॥ १ ॥
अश्वालम्भं गवालम्भं संन्यासं पलपैत्रिकम् ॥
देवराच्च सुतोत्पत्तिं कलौ पञ्च विवर्जयेत् ॥ २ ॥
नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पञ्च स्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ ३ ॥

આ કપોલકલ્પિત પારાશરીના શ્લોકો છે. જો દુષ્ટ કર્મ કરનાર દ્વિજને શ્રેષ્ઠ અને શ્રેષ્ઠ કર્મ કરનાર શૂદ્રને નીચ માનીયે તો એનાથી વધારે પક્ષપાત, અન્યાય, અધર્મ બીજો અધિક કયો હશે? શું દૂધ દે અથવા ન દે તો પણ ગાય ગોપાલકોને પાલનીય હોય છે, તેવીજ રીતે કુંભાર આદિને ગધેડી પણ પાલનીય નથી હોતી! વળી આ દૃષ્ટાંત પણ વિષમ છે, કેમકે દ્વિજ અને શુદ્ર બેઉની એક મનુષ્ય જાતિ છે. તેમ ગાય અને ગધેડીની ભિન્ન જાતિ છે. કદાચિત્ પશુ જાતિ સાથે દૃષ્ટાંતનો એક દેશ દૃષ્ટાંતમાં મળી પણ જાય તો પણ એનો આશય અયુક્ત હોવાથી એ શ્લોકો વિદ્વાનોને કદી પણ માનનીય થઇ શકતા નથી.

જ્યારે અશ્વાલમ્ભ અર્થાત્ ઘોડાને મારી અથવા ગવાલમ્ભ એટલે ગાયને મારી હોમ કરવોજ વેદવિહિત નથી તો તેનો કલિયુગમાં નિષેધ કરવો, વેદ વિરૂદ્ધ કેમ નહી? જો કલિયુગમાં આ નીચ કર્મોનો નિષેધ માન્યામાં આવે તો તે ત્રેતા આદિમાં વિધિ મનાય, પણ એવાં દુષ્ટ કામ શ્રેષ્ટ યુગમાં હોવાંજ સર્વથા અસંભવ છે. વળી સંન્યાસની વેદાદિ શાસ્ત્રોમાં વિધિ છે તેનો નિષેધ કરવો નિર્મૂળ છે. જ્યારે માંસનો નિષેધ છે ત્યારે સર્વદાજ નિષેધ છે, જ્યારે દેવરથી પુત્રોત્પત્તિ કરવી વેદોમાં લખી છે ત્યારે આ શ્લોકનો કર્ત્તા શામાટે નિષેધ કરે છે?

જો ( नष्टे ) અર્થાત પતિ કોઈ દેશ દેશાન્તરમાં ચાલ્યો ગયો હોય, અને ઘરમાં સ્ત્રી નિયોગ કરી લે તેજ સમયે વિવાહિત પતિ આવી પહોંચે તો પછી તે કોની સ્ત્રી ગણાય? કોઇ કહે કે વિવાહિત પતિની, એ અમે માનિયે, પરંતુ એવી વ્યવસ્થા પારાશરીમાં તો નથી લખી! શું સ્ત્રીઓના પાંચજ આપત્કાલ છે? રોગી પડયો હોય, કે લડાઇ થઇ ગઈ હોય ઇત્યાદિ આપત્કાલ પાંચથી પણ અધિક છે એટલામાટે એવા એવા શ્લોકો કદી માનવા ન જોઇએ.

પ્રશ્ન—શું તમે પારાશર મુનિનાં વચનને પણ નથી માનતા?

ઉત્તર—ભલે ગમે તેના વચન હોય, પણ વેદવિરૂદ્ધ હોવાથી નથી માનતા. વળી આ તો પારાશરના વચન પણ નથી, કેમકે જેમ "**ब्रह्मोवाच, वासिष्ट उवाच, राम उवाच, शिव उवाच, विष्णुरुवाच, देव्युवाच**" ઇત્યાદિ શ્રેષ્ઠોના નામ લખીને ગ્રંથ રચના એટલામાટે કરે છે કે સર્વ માન્યના નામથી એ ગ્રંથોને સંસાર માની લે અને પોતાની પુષ્કળ જીવિકા પણ ચાલે. એટલા માટેજ અનર્થ ગાથાયુકત ગ્રંથ રચે છે. કેટલાક પ્રક્ષિપ્ત શ્લોકો છોડીને મનુસ્મૃતિ વેદાનુકુળ છે, અન્ય સ્મૃતિ નથી. એવીજ વ્યવસ્થા અન્ય જાલ ગ્રંથોની પણ સમજવી.

પ્રશ્ન— ગૃહાશ્રમ સર્વથી નાનો કે મોટો છે?

ઉત્તર—પોત પોતાના કર્त્તવ્ય કર્મોમાં સર્વ શ્રેષ્ઠ છે, પરંતુઃ—

**यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।**
**तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ १ ॥ मनु० ६।९० ॥**
**यथा वायुं समाश्रित्य वर्त्तन्ते सर्वजन्तवः ।**
**तथा गृहस्थमाश्रित्य वर्त्तन्ते सर्वे आश्रमाः ॥ २ ॥**
**यस्मात्त्रयोप्याश्रमिणो दानेनान्नेन चान्वहम् ।**
**गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ ३ ॥**
**स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।**
**सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥ ३ ॥**
**मनु० ३ । ७७--७९ ॥**

જેમ નદી અને મોટા મોટા નદો ત્યાંજસુધી ભમતાં રહે છે કે જ્યાં સુધી તેઓ સમુદ્રને પ્રાપ્ત થતાં નથી. તેમ ગ્રહસ્થનાજ આશ્રયથી સર્વ આશ્રમ સ્થિર રહે છે. એ આશ્રમ વિના કોઇ આશ્રમનો કોઈ વ્યવહાર સિદ્ધ થતો નથી.

જેથી બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ત્રણ આશ્રમોને દાન અને અન્નાદિ આપી પ્રતિદિન ગૃહસ્થજ ધારણ કરે છે તેથી ગૃહાશ્રમ એ જ્યેષ્ઠાશ્રમ છે અર્થાત્ સર્વ વ્યવહારોમાં તે ધુરંધર કહેવાય છે.

દુર્બલેન્દ્રિય અર્થાત ભીરૂ અને નિર્બલ પુરૂષોએ ધારણ કરવાને અયોગ્ય એવો ગૃહાશ્રમ છે.

એટલા માટે મોક્ષ અને સંસારના સુખની જે ઇચ્છા કરતો હોય તેણે પ્રયત્નથી ગૃહાશ્રમ ધારણ કરવો.

એટલામાટે, જે કંઈ વ્યવહાર સંસારમાં છે, તેનો આધાર ગૃહાશ્રમ છે. જો ગૃહાશ્રમ ન હોત તો સંતાનોત્પત્તિ ન થવાથી બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ કયાંથી હોઇ શકત.

જે કોઇ ગૃહાશ્રમની નિંદા કરે છે, તેજ નિંદનીય છે અને જે પ્રશંસા કરે છે તેજ પ્રશંસનીય છે. પરંતુ ગહાશ્રમમાં સુખ ત્યારેજ હોય છે કે જ્યારે સ્ત્રી, અને પુરૂષ બેઉ પરસ્પર પ્રસન્ન, વિદ્વાન, પુરૂષાર્થી અને સર્વપ્રકારના વ્યવહારના જ્ઞાતા હોય છે. એટલા માટે ગૃહાશ્રમના સુખનું મુખ્ય કારણ બ્રહ્મચર્ય અને પૂર્વોક્ત સ્વયંવર વિવાહ છે.

આ સંક્ષેપથી સમાવર્ત્તન, અને ગૃહાશ્રમના વિષયમાં શિક્ષા લખી છે. હવે આગળ વાનપ્રસ્થ અને સંન્યાસના વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते समावर्तनविवाहगृहाश्रमविषये**
**चतुर्थः समुल्लासः सम्पूर्णः ॥ ४ ॥**

---



# अथ पञ्चमसमुल्लासारम्भः ॥

## अथ वानप्रस्थसंन्यासविधिं वक्ष्यामः ॥

ब्रह्मचर्याश्रमं समाप्य गृही भवेत् गृही भूत्वा वनी भवेद्वनी भूत्वा प्रव्रजेत्
॥ शत० कां० १४ ॥

મનુષ્યોને ઉચિત છે કે બ્રહ્મચર્યાશ્રમને સમાપ્ત કરી, ગૃહસ્થ થઇ, વાનપ્રસ્થ થવું અને વાનપ્રસ્થ થયા પછી સંન્યાસી થવું અર્થાત્ એ અનુક્રમથી આશ્રમનું વિધાન છે.

एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ १ ॥
गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यंतदारण्यं समाश्रयेत् ॥ २ ॥
संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ।
पुत्रेषु भार्यां निःक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥
अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् ।
ग्रामादरण्यं निःसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥
मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा ।
एतानेव महायज्ञान्निर्वपेद्विधिपुर्वकम् ॥ ५ ॥ मनु० ६ । १-५ ॥

આ પ્રકારે સ્નાતક અર્થાત્ બ્રહ્મચર્યપૂર્વક ગૃહાશ્રમના કર્ત્તા દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ) ગૃહાશ્રમમાં રહીને નિશ્ચિતાત્મા થઇ અને યથાવત્ ઇન્દ્રિયોને જીતી વનમાં વસે—૧.

પરંતુ જ્યારે શિરના શ્વેત કેશ થાય અને ત્વચા ઢીલી પડી જાય, અને પુત્રને પણ પુત્ર પ્રાપ્ત થયો હોય. ત્યારે ગૃહસ્થ વનમાં જઈ વસે—૨.

ગ્રામના સર્વ આહાર અને વસ્ત્રાદિ સર્વ ઉત્તમોત્તમ પદાર્થોને છોડીને પુત્રો પાસે સ્ત્રીને રાખી કે પોતાની સાથે લઇ, વનમાં નિવાસ કરે—૩.

સાંગોપાંગ અગ્નિહોત્રને લઇ ગ્રામમાંથી નિકળી દૃઢેન્દ્રિય થઇને અરણ્યમાં જઇને વસે—૪.

નાના પ્રકારના સામાનાદિ અન્ન, સુંદર સુંદર શાક, મૂલ ફલ ફુલ, કંદાદિથી પૂર્વોક્ત પંચમહાયજ્ઞ કરે તેથીજ અતિથી સેવા અને પોતે પણ નિર્વાહ કરે—૫.

स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥ १ ॥
अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।
शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥ २ ॥ मनु० ६ । ८ । २६ ॥

સ્વાધ્યાય અર્થાત્ ભણવા ભણાવવામાં નિત્યયુક્ત જિતાત્મા, સર્વનો મિત્ર ઇન્દ્રિયોના દમનશીલ, વિદ્યાદિનું દાનદેનાર અને સર્વપર દયાળુ તથા કોઇની પાસેથી કંઇપણ પદાર્થ ન લે, એ પ્રકારે સદા વર્તે—૧.

શરીરના સુખ માટે અતિ પ્રયત્ન ન કરે, કિંતુ બ્રહ્મચારી રહે અર્થાત્ પોતાની સ્ત્રી સાથે હોય તોપણ તેની સાથે વિષય ચેષ્ટા કંઇપણ ન કરે, ભૂમિપર સૂએ, પોતાના આશ્રિત કે સ્વકીય પદાર્થોમાં મમતા ન કરે અને વૃક્ષના મૂલમાં વસે—૨.

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः ।
सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्राऽमृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ १ ॥
मुण्ड० । खं० । २ । मं० ११ ॥

જે શાંત વિદ્વાન્ લોકો વનમાં તપ, ધર્માનુષ્ટાન અને સત્યની શ્રદ્ધા કરીને ભિક્ષાચરણ કરતા થકા જંગલમાં વસે છે, તે જ્યાં નાશરહિત પૂર્ણ પુરૂષ હાનિ લાભ રહિત પરમાત્મા છે. ત્યાં નિર્મલ થઇને પ્રાણદ્વારાએ તે પરમાત્માને પ્રાપ્ત થઇ આનંદિત થઇ જાય છે—૧.

अभ्यादधामि समिधमग्ने व्रतपते त्वयि ।
व्रतञ्च श्रद्धां चोपैमीन्धे त्वां दीक्षितो अहम् ॥ १ ॥
यजुर्वेद ॥ अ० । २० । मं० २४ ॥

વાનપ્રસ્થને ઉચિત છે કે હું અગ્નિમાં હોમ કરી, દીક્ષિત થઇ, વ્રત, સત્યાચરણ અને શ્રદ્ધાને પ્રાપ્ત થાઉં, એવી ઇચ્છા કરીને વાનપ્રસ્થ થાય. નાના પ્રકારની તપશ્ચર્યા, સત્સંગ યોગાભ્યાસ, સુવિચારથી જ્ઞાન અને પવિત્રતા પ્રાપ્ત કરે. પશ્ચાત્ જ્યારે સંન્યાસ ગ્રહણની ઇચ્છા થાય, ત્યારે સ્ત્રીને પુત્રોની પાસે મોકલી દે, પછી સંન્યાસ ગ્રહણ કરે.

**इति संक्षेपेण वानप्रस्थविधिः**

# अथ संन्यासविधिः

**वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ॥**

**चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान् परिव्रजेत् ॥ मनु० ॥६ ॥ ३३ ॥**

આ પ્રકારે વનમાં આયુનો ત્રીજો ભાગ અર્થાત્ પચાસમા વર્ષથી પંચોતેરમાં વર્ષપર્યંત વાનપ્રસ્થ રહીને પછી આયુના ચોથા ભાગમાં, સર્વસંગોને છોડીને પરિવ્રાટ–સન્યાસી થઇ જાય.

પ્રશ્ન—ગૃહાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ કર્યાવગર સન્યાસાશ્રમ કરે તેને પાપ થાય છે કે નહિ ?

ઉત્તર—થાય છે અને નથી પણ થતું.

પ્રશ્ન—એ પ્રકારની વાત કેમ કહો છો ?

ઉત્તર—બે પ્રકારની નથી કેમકે જે બાલ્યાવસ્થામાં વિરક્ત થઇ પાછો વિષયોમાં ફસે તે મહાપાપી અને જે ન ફસે તે મહાપુણ્યાત્મા સત્પુરૂષ છે.

**यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेद्वनाद्वा गृहाद्वा ब्रह्मचर्यादेव प्रव्रजेत् ॥**

આ બ્રાહ્મણ ગ્રંથનું વચન છે.

જે દિવસે વૈરાગ્ય પ્રાપ્ત થાય, તેજ દિવસે ઘેરથી કે વનથી સંન્યાસ ગ્રહણ કરી લે. પ્રથમ સંન્યાસનો પક્ષક્રમ કહ્યો અને એમાં વિકલ્પ અર્થાત્ વાનપ્રસ્થ કરે, ગૃહાશ્રમથીજ સંન્યાસ ધારણ કરે અને તૃતીય પક્ષ એ છે કે પૂર્ણ વિદ્વાન, જિતેન્દ્રય, વિષયભોગ-કામનાથી રહિત, પરોપકાર કરવાની ઇચ્છાથી યુક્ત પુરૂષ હોય તે બ્રહ્મચર્યાશ્રમથીજ સંન્યાસ લે અને વેદોમાં પણ—

**" यतयः ब्राह्मणस्य विजानतः ॥**

ઇત્યાદિ પદોથી સંન્યાસનું વિધાન છે પરંતુઃ—

**नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।**

**नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ कठ० वल्ली० २ मं० २३ ।**

જે દુરાચારથી પ્રથક્ નથી, જેને શાન્તિ નથી, જેનો આત્મા યોગી નથી અને જેનું મન શાન્ત નથી, તે સંન્યાસ લઇને પણ પ્રજ્ઞાનથી પરમાત્માને પ્રાપ્ત થતો નથી. તેથીઃ—

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेद् ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥
कठ० ॥ वल्ली ॥ ३ । मं० १३ ॥

બુદ્ધિમાન્ સંન્યાસી વાણી અને મનને અધર્મથી રોકી, તેને જ્ઞાન અને આત્મામાં લગાડે અને તે જ્ઞાનસ્વાત્માને પરમાત્મામાં લગાડે અને તે વિજ્ઞાનને શાન્તસ્વરૂપ આત્મામાં સ્થિર કરે.

परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।
मुण्ड० ॥ खंड० । २ । मं० १२ ॥

સર્વ લૌકિક ભોગોને કર્મથી સંચિત થયલાં જોઈ, બ્રાહ્મણ અર્થાત્ સંન્યાસી વૈરાગ્યને પ્રાપ્ત થાય કેમકે ( અકૃત ) અર્થાત્ ન કરેલું ( પરમાત્મા કૃત ) કેવલ કર્મથી પ્રાપ્ત નથી થતું એટલામાટે કંઇપણ અર્પણાર્થે હાથમાં લઇને વેદવિત્ અને પરમેશ્વરને જાણનાર એવા ગુરૂની પાસે વિજ્ઞાનમાટે જવું ને જઇને સર્વ સન્દેહોની નિવૃત્તિ કરવી. પરંતુ સદા આવાનો સંગ છોડી દેવો કે જે

अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयं धीराः पण्डितम्मन्यमानाः ।
जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ १ ॥
अविद्यायां बहुधा वर्त्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः ।
यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ २ ॥ ॥
मुण्ड० ॥ खं० २ । मं० ८ ॥ ९ ॥

જે અવિદ્યાની અંદર રમી રહી પોતાને ધીર અને પંડિત માને છે, તે નીચ ગતિને પ્રાપ્ત થનાર મૂઢ, જેમ આંધળાની પછવાડી આંધળો દુર્દશાને પ્રાપ્ત થાય છે, તેમ દુઃખ પામે છે–૧.

જે બહુધા અવિદ્યામાં રમણ કરનારા બાલબુદ્ધિ હમે કૃતાર્થ છઇએ એમ માને છે, જેને કેવલ કર્મકાંડી લોક રાગથી મોહિત થઈ જાણી અને જણાવી શકતા નથી, તે આતુર રહીને જન્મ મરણરૂપ દુઃખમાં પડયા રહે છે—૨. એટલા માટે

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्वाः ।
ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥
मुण्ड० । खं० २ । मं० ६ ॥

જે વેદાન્ત—પરમેશ્વર પ્રતિપાદક વેદ મંત્રોના અર્થજ્ઞાન અને આચારમાં ઉત્તમ પ્રકારે નિશ્ચિત સંન્યાસ યોગથી શુદ્ધાંતઃકરણ સંન્યાસી હોય છે, તે પરમેશ્વરમાં મુક્તિસુખ પ્રાપ્ત કરી, ભોગવી પશ્ચાત્ જ્યારે મુક્તિમાં સુખની અવધિ પૂરી થઇ જાય છે ત્યારે ત્યાંથી છુટીને સંસારમાં આવે છે. મુક્તિ વિના દુઃખનો નાશ નથી થતો કેમકેઃ—

**न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वा वसन्तं न प्रियाप्रिये स्पृशतः**
**छांदो० ॥ प्र० ८ । खं० १२ ॥**

જે દેહ ધારી છે તે સુખ દુઃખની પ્રાપ્તિથી પ્રથક્ કદી રહી નથી શકતા અને જ્યારે શરીર રહિત જીવાત્મા સર્વવ્યાપક પરમેશ્વરની સાથે શુદ્ધ થઇ રહે છે, ત્યારે તેને સંસારિક સુખ દુઃખ પ્રાપ્ત નથી થતાં તે માટેઃ—

**पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्य्यं चरन्ति ॥**
**शत० कां० १४ । प्र० ५ । ब्रा० २ कं० ॥ १ ॥**

લોકમાં પ્રતિષ્ઠા કે લાભથી, ધનના ભોગ કે માન્યથી અને પુત્રાદિના મોહથી અલગ હોઇને સંન્યાસીઓ ભિક્ષુક થઇ, રાત દિન મોક્ષનાં સાધનોમાં તત્પર રહે છે.

**प्राजापत्यां निरूप्येष्टिं तस्यां सर्ववेदसं हुत्वा ब्राह्मणः प्रव्रजेत् ॥ १ ॥ यजुर्वेदब्राह्मणे ॥**

**प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।**
**आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ २ ॥**
**यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।**
**तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ३ ॥ मनु० ६।३८।३९**

પ્રજાપતિ—પરમેશ્વરની પ્રાપ્તિને અર્થે ઇષ્ટિયજ્ઞ કરીને તેમાં યજ્ઞોપવીત, શિખાદિ ચિન્હો છોડી, આહવનીયાદિ પાંચ અગ્નિયોને પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચે પ્રાણોમાં આરોપણ કરી, બ્રાહ્મણ બ્રહ્મવિત્ ઘેરથી નિકળી સંન્યાસી થઇ જાય.—૧.

જે સર્વ ભૂત પ્રાણિ માત્રને અભયદાન દઇ, ઘેરથી નિકળીને સંન્યાસી થાય છે તે બ્રહ્મવાદી અર્થાત્ પરમેશ્વર પ્રકાશિત વેદોક્ત ધર્માદિ વિદ્યાઓના ઉપદેશ કરવાવાળા સંન્યાસીને માટે પ્રકાશમય ( અર્થાત્ મુક્તિના આનંદસ્વરૂપ ) લોક પ્રાપ્ત થાય છે !

પ્રશ્ન—સંન્યાસિયોનો શો ધર્મ છે.

ઉત્તર—ધર્મ તો ( પક્ષપાત રહિત ન્યાયાચરણ, સત્યનું ગ્રહણ, અસત્યનો પરિત્યાગ, વેદોક્ત ઇશ્વરાજ્ઞાનું પાલન, પરોપકાર અને સત્યભાષણાદિ લક્ષણ ) સર્વાશ્રમિયોનો અર્થાત્ સર્વ મનુષ્ય માત્રનો એકજ છે પરંતુ સંન્યાસીનો વિશેષ ધર્મ આ છે કેઃ—

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ १ ॥
क्रुद्ध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत ।
सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ २ ॥
अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ३ ॥
कॢप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।
विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ ४ ॥
इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ५ ॥
दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ ६ ॥
फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ ७ ॥
प्राणायामा ब्राह्मणस्य त्रयोपि विधिवत्कृताः ।
व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमन्तपः ॥ ८ ॥
दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।
तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ ९ ॥
प्राणायामैर्दहेद्दोषान् धारणाभिश्च किल्बिषम् ।
प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान् गुणान् ॥१ ॥
उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ।
ध्यानयोगेन संपश्येद्गतिमस्यान्तरात्मनः ॥ ११ ॥
अहिंसयेन्द्रियासंगैर्वैदिकैश्चैव कर्म्मभिः ।
तपश्चरणैश्चोग्रैस्साधयन्तीह तत्पदम् ॥ १२ ॥
यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।
तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ १३ ॥

चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ १४ ॥
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ १५ ॥
अनेन विधिना सर्वांस्त्यक्त्वा संगान् शनैः शनैः ।
सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ १६ ॥
मनु० अ० ६ ॥ ४६ । ४८ । ४९ । ५२ । ६० । ६६ । ६७ ।
७०–७३ । ७५ । ८० । ९१ । ९२ । ८१ ॥

જ્યારે સંન્યાસી માર્ગમાં ચાલે ત્યારે અહિં તહિં ન જોતાં નીચે પૃથ્વીપર દૃષ્ટિ રાખીને ચાલે, સદા વસ્ત્રથી ગાળીને જળ પીયે, નિરંતર સત્યજ બોલે, સર્વદા મનથી વિચારીને સત્યનું ગ્રહણ કરી અસત્યનો ત્યાગ કરે--૧

જ્યારે ક્યાંક ઉપદેશ વા સંવાદાદિમાં સંન્યાસી ઉપર કોઇ ક્રોધ કરે અથવા નિંદા કરે તો સંન્યાસીને ઉચિત છે કે તેના ઉપર પોતે ક્રોધ ન કરે, કિંતુ સદા તેના કલ્યાણાર્થ ઉપદેશજ કરે અને મુખના, બે નાસિકાનાં, બે આંખોના અને બે કાનનાં છિદ્રોમાં વિખરતી વાણીએ કોઇ કારણથી મિથ્યા કદી ન બોલે.–૨.

પોતાના આત્મા અને પરમાત્મામાં સ્થિર અપેક્ષારહિત મદ્યમાંસાદિ વર્જિત થઇને આત્મા નીજ સહાયથી સુખાર્થી થઇ, આ સંસારમાં ધર્મ અને વિદ્યા વધારવામાં ઉપદેશ માટે સદા વિચારતો રહે.–૩

કેશ, નખ, દાઢી, મૂછનું છેદન કરાવે; સુંદર પાત્ર, દંડ અને કસુંબાદિથી રંગિત વસ્ત્રોનું ગ્રહણ કરી ને નિશ્ચિતાત્મા સર્વ ભૂતોને પીડા ન દેતાં સર્વત્ર વિચરે—૪

ઇન્દ્રિયોને ધર્માચરણથી રોકી, રાગદ્વેષને છોડી સર્વ પ્રાણિયો સાથે નિર્વૈર વર્તી ને મોક્ષને માટે સામર્થ્ય વધાર્યા કરે–૫

સંસારમાં કોઇ તેને દૂષિત કે ભૂષિત કરે તોપણ જે કોઇ આ આશ્રમમાં વર્તતો પુરૂષ અર્થાત્ સંન્યાસી સર્વ પ્રાણિયો પ્રતિ પક્ષપાત રહિત હોઇને સ્વયં ધર્માત્મા થવામાં અને અન્યોને ધર્માત્મા કરવામાં પ્રયત્ન કર્યા કરે, અને એ પોતાના મનમાં નિશ્ચય જાણે કે દંડ, કમંડળ, અને કાષાય વસ્ત્રાદિ ચિન્હ ધારણ, એ કંઇ ધર્મનું કારણ નથી, પણ સર્વ મનુષ્યાદિ પ્રાણિયોની સત્યોપદેશ અને વિદ્યાદાનથી ઉન્નતિ કરવી, એ સંન્યાસીનું મુખ્ય કર્મ છે–૬.

કેમકે યદ્યપિ નિર્મલી વૃક્ષનુ ફળ વાટીને મલીન જળમાં નાખવાથી તે જળનું શોધક થાય

છે, તદપિ તે નાખ્યા વિના તેના નામના કથન વા શ્રવણ માત્રથી તે જળ શુદ્ધ થઇ નથી શકતું.—૭.

એટલા માટે બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્માવત્ સંન્યાસીને ઉચિત છે કે ઓંકાર પૂર્વક સપ્ત વ્યાહ્રુતિયોથી જેટલી શકિત હોય તેટલા વિધિપૂર્વક પ્રાણાયામ કરે પરંતુ ત્રણથી તો ન્યુન પ્રાણાયામ કદી ન કરે, એજ સંન્યાસીઓનું પરમ તપ છે. ૮

કેમકે જેમ અગ્નિમાં તપાવવાથી અને ગાળવાથી ધાતુઓનો મળ નષ્ટ થઇ જાય છે, તેમજ પ્રાણોના નિગ્રહથી મનાદિ ઇન્દ્રિયોના દોષ ભસ્મીભુત થાય છે—૯.

એ માટે સંન્યાસી લોક નિત્યપ્રતિ પ્રાણાયામોથી આત્મા, અંતઃકરણ અને ઇન્દ્રિયોના દોષને, ધારણાઓથી પાપને, પ્રત્યાહારથી સંગદોષને, ધ્યાનથી અનીશ્વરના ગુણો અર્થાત્ હર્ષ, શોક અને અવિદ્યાદિ જીવના દોષોને ભસ્મીભુત કરે—૧૦

એજ ધ્યાન યોગથી જે અયોગી અવિદ્વાનોને દુઃખથી જાણવા યોગ્ય નાના મોટા પદાર્થોમાં પરમાત્માની વ્યાપ્તિને અને પોતાના આત્મા અને અંતરાત્મા પરમેશ્વરની ગતિને જુએ—૧૧.

સર્વ ભુતો પ્રતિ નિર્વૈર, ઇન્દ્રિયોના વિષયોના ત્યાગ, [illegible] કર્મ અને અત્યુગ્રતપશ્ચરણથી આ સંસારમાં મોક્ષપદને પૂર્વોક્ત સંન્યાસી જ સીદ્ધ કરી અને કરાવી શકે છે. અન્ય નહિ.—૧૨.

જ્યારે સંન્યાસી સર્વ ભાવોમાં અર્થાત્ પદાર્થોમાં નિસ્પૃહ આકાંક્ષા રહિત સર્વ બાહાર ભીતરનાં વ્યવહારોમાં ભાવથી પવિત્ર થાય છે, ત્યારેજ આ દેહમાં અને મરણ પછી નિરંતર સુખને પ્રાપ્ત થાય છે—૧૩.

એટલા માટે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીને યોગ્ય છે કે પ્રયત્નથી દશ લક્ષણયુકત નિમ્ન લિખિત ધર્મનું સેવન કરે—૧૪.

પ્રથમ લક્ષણ ( **धृति** ) સદા ધૈર્ય રાખવું, દ્વિતીય ( **क्षमा** ) જે કે નિન્દાસ્તુતિ, માન અપમાન, હાનિલાભ આદિ દુઃખોમાં પણ સહનશીલ રહેવું તૃતીય ( **दम** ) મનને સદા ધર્મમાં પ્રવૃત્ત કરીને અધર્મથી રોકવું અર્થાત્ અધર્મ કરવાની ઇચ્છા પણ ન થાય; ચોથું ( **अस्तेय** ) ચોરી ત્યાગ અર્થાત્ વિના આજ્ઞા વા છલ, કપટ, વિશ્વાસઘાત વા કોઇ વ્યવહાર તથા વેદ વિરૂદ્ધ ઉપદેશથી પરપદાર્થનું ગ્રહણ કરવું. એ ચોરી અને એને છોડવી એ સાહુકારી કહેવાય છે. પાંચમું ( **शौच** ) રાગદ્વેષ પક્ષપાત છોડીને અન્તર અને જલ મૃત્તિકા માર્જ્નાદિથી બાહ્ય પવિત્રતા રાખવી. છઠ્ઠું ( **इन्द्रियनिग्रह** ) અધર્માચરણથી રોકીને ઇન્દ્રિયોને ધર્માચરણમાં સદા રાખવી. સાતમું ( **धीः** ) માદક દ્રવ્ય, બુદ્ધિ નાશક અન્ય પદાર્થ, દુષ્ટોનો સંગ, આલસ્ય પ્રમાદાદિ છોડીને શ્રેષ્ઠ પદાર્થોનાં સેવનથી, સત્પુરૂષોના સંગથી અને યોગાભ્યાસથી બુદ્ધિને વધારવી. આઠમું ( **विद्या** ) પૃથિવીથી પરમેશ્વર પર્યન્ત યથાર્થ જ્ઞાન મેળવવું અને તેનાથી યથાયોગ્ય ઉપકાર લેવો, સત્ય જેમ આત્મામાં તેમ મનમાં, જેમ મનમાં તેમ વાણીમાં, જેમ વાણીમાં તેમ કર્મમાં વર્તવું તે વિદ્યા છે, એથી વિપરીત અવિદ્યા છે. નવમું ( **सत्य** ) જે પદાર્થ જેવો

હોય તેને તેવોજ સમજવો, તેવોજ કહેવો અને તેવોજ કરવો તથા દસમું (अक्रोध) ક્રોધાદિ દોષોને છોડીને શાંત્યાદિ ગુણોનું ગ્રહણ કરવું એ ધર્મના લક્ષણ છે.

આ દશલક્ષણયુક્ત પક્ષપાતરહિત ન્યાયાચરણ ધર્મનું સેવન ચારે આશ્રમી કરે અને આજ વેદોક્ત ધર્મમાંજ પોતે ચાલવું, અને અન્યને સમજાવીને ચલાવવું, એ સંન્યાસિયોનો વિશેષ ધર્મ છે—૧૫.

આ પ્રકારે ધીરે ધીરે સર્વ સંગ દોષો છોડીને, હર્ષ શોકાદિ સર્વ દ્વન્દ્વોથી વિમુક્ત હોઇ, સંન્યાસી બ્રહ્મમાંજ અવસ્થિત થાય છે. સંન્યાસિયોના મુખ્ય કર્મ આજ છે કે સર્વ ગૃહસ્થાદિ આશ્રમોને સર્વ પ્રકારના વ્યવહારોનો સત્ય નિશ્ચય કરાવી અધર્મ વ્યવહારોથી છોડાવી, તેના સર્વ સંશયોનું છેદન કરી, સત્યધર્મયુક્ત વ્યવહારો પ્રવૃત્ત કરાવ્યા કરે—૧૬.

પ્રશ્ન—સંન્યાસ ગ્રહણ કરવો એ બ્રાહ્મણનોજ ધર્મ છે વા ક્ષત્રિયાદિનો પણ?

ઉત્તર—બ્રાહ્મણનોજ અધિકાર છે કેમકે જે સર્વ વર્ણોમાં પૂર્ણ વિદ્વાન, ધાર્મિક, પરોપકાર પ્રિય, મનુષ્ય છે તેનું નામ બ્રાહ્મણ છે. પૂર્ણ વિદ્યા, ધર્મ, પરમેશ્વરની નિષ્ઠા, અને વૈરાગ્ય વિના સંન્યાસ ગ્રહણ કરવામાં સંસારનો વિશેષ ઉપકાર નથી થઇ શકતો, એથી લોકશ્રુતિ છે કે બ્રાહ્મણને સંન્યાસનો અધિકાર છે, અન્યને નહીં, એમાં મનુનું પ્રમાણ પણ છે:—

**एष वोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः ।**
**पुण्योऽक्षयफलः प्रेत्य राजधर्मान् निबोधत ॥ मनु० । ६ । ९७ ॥**

આ પ્રમાણે મનુજી મહારાજ કહે છે કે ઋષિઓ! આ ચાર પ્રકાર અર્થાત્ બ્રહ્મચર્ય, ગૃહાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ કરવા બ્રાહ્મણોનો ધર્મ છે. આ સ્થળે વર્તમાન વાક્યોમાં પુણ્ય સ્વરૂપ અને શરીર છુટયા પછી મુક્તિરૂપ અક્ષય આનંદને આપનાર સંન્યાસ ધર્મ કહ્યો છે. એ પછી "રાજાઓના ધર્મ શ્રવણ કરો" એવું કહ્યું છે. આથી એ સિદ્ધ થયું કે સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર મુખ્યત્વે કરી બ્રાહ્મણનોજ છે અને ક્ષત્રિયાદિનો બ્રહ્મચર્યાશ્રમ છે.

પ્રશ્ન—સંન્યાસ ગ્રહણ કરવાની આવશ્યકતા શી છે?

ઉત્તર—જેમ શરીરમાં શિરની આવશ્યકતા છે, તેમજ આશ્રમોમાં સંન્યાસાશ્રમની આવશ્યકતા છે, કેમકે તેના વિના વિદ્યા અને ધર્મ કદી વૃદ્ધિ પામી શકતો નથી, અને અન્યાશ્રમોને વિદ્યાગ્રહણ, ગૃહકૃત્ય અને તપશ્ચર્યાદિનો સમ્બન્ધ હોવામાં અવકાશ ઘણો ઓછો મળે છે. પક્ષપાત છોડી વર્તવું અન્યાશ્રમિયોને દુષ્કર છે. જેમ સંન્યાસી સર્વતોમુક્ત થઇને જગતનો ઉપકાર કરે છે, તેમ અન્યાશ્રમ નથી કરી શકતો કેમકે સંન્યાસીને સત્યવિદ્યા વડે પદાર્થવિજ્ઞાનની ઉન્નતિનો જેટલો અવકાશ મળે છે તેટલો અન્યાશ્રમીને નથી મળી શકતો, પરંતુ જે બ્રહ્મચર્યથીજ સંન્યાસી થઇને જગતને સત્યશિક્ષા કરી, જેટલી ઉન્નતિ કરી શકે છે તેટલી ઉન્નતિ ગૃહસ્થ વા વાનપ્રસ્થ આશ્રમ ભોગવીને સંન્યાસાશ્રમી નથી કરી શકતો.

પ્રશ્ન—સંન્યાસ ગ્રહણ કરવો, ઇશ્વરના અભિપ્રાયથી વિરૂદ્ધ છે, કેમકે ઇશ્વરનો અભિપ્રાય મનુષ્યોની વૃદ્ધિ કરવામાં છે. જો કોઇ ગૃહસ્થાશ્રમ ન કરે તો તેને સંતાનજ નહીં થાય. જ્યારે સંન્યાસાશ્રમ મુખ્ય છે, અને તે સર્વ મનુષ્ય કરે તો મનુષ્યોનું મૂલચ્છેદન થઇ જાય.

ઉત્તર–ઠીક. વિવાહ કરેથી પણ ઘણાને સંતાન નથી થતાં અથવા થઇને શીઘ્ર નષ્ટ થઇ જાય છે, તોપછી એ પણ ઇશ્વરના અભિપ્રાયથી વિરૂદ્ધ કરનારૂં થયું. જો તમે કહો કેઃ–

**" यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः । "**

આ કોઇ કવિનું વચન છે. " જો યત્ન કરવાથી પણ કાર્ય સિદ્ધ ન થાય, તો તેમાં શો દોષ " ? અર્થાત્ કોઇપણ નહીં. ત્યારે અમે તમને પૂછીયે છિયે કે ગૃહાશ્રમથી ઘણા સંતાન થઇને પોતામાં વિરૂદ્ધાચરણ કરી લડી મરે, તો હાનિ કેટલી મોટી થાય છે. જ્યારે સંન્યાસી એક વેદોક્ત ધર્મના ઉપદેશથી પરસ્પર પ્રીતિ ઉત્પન્ન કરાવશે, તો લાખો મનુષ્યોને તેથી બચાવી દેશે. સહસ્ત્ર ગૃહસ્થો સમાન મનુષ્યોની વૃદ્ધિ કરશે, અને સર્વ મનુષ્ય સંન્યાસ ગ્રહણ કરી પણ નથી શકતા કેમકે સર્વની વિષયાસક્તિ કદી છૂટી શકશે નહીં. જે જે સંન્યાસિયોના ઉપદેશથી ધાર્મિક મનુષ્ય થશે, તે સર્વ જાણો કે સંન્યાસીના પુત્ર તુલ્ય છે.

પ્રશ્ન—સંન્યાસી કહે છે કે અમને કશું કર્તવ્ય નથી. અન્ન, વસ્ત્ર લઇ આનંદમાં રહેવું. અવિદ્યારૂપ સંસાર સાથે માથાફોડ શું કામ કરવી ? પોતાને બ્રહ્મ માની, સંતુષ્ટ રહેવું, કોઇ આવી પૂછે તો તેને પણ એવોજ ઉપદેશ કરવો કે તું પણ બ્રહ્મ છે. તને પાપ પુણ્ય નથી લાગતું કેમકે શીતોષ્ણ, શરીર, ક્ષુધા, તૃષા, પ્રાણ અને સુખદુઃખ મનના ધર્મ છે. જગત મિથ્યા અને જગતનો વ્યવહાર પણ સર્વ કલ્પિત અર્થાત જૂઠો છે, એથી એમાં ફસવું બુદ્ધિમાનોનું કામ નથી, જે કાંઇ પાપપુણ્ય થાય છે, તે દેહ અને ઇન્દ્રિયોના ધર્મ છે. આત્માના નહિ ઇત્યાદિ ઉપદેશ કરે છે અને આપે તો કાંઈ વિલક્ષણ સન્યાસના ધર્મ કહ્યા છે. હવે અમે કોની વાત સાચી અને કોની જૂઠી માનિયે.

ઉત્તર—શું તેને ઉત્તમ કર્મ પણ કર્તવ્ય નથી ? જુઓ " **वैदिकैश्चैव कर्मभिः** " મનુજીએ વૈદિક કર્મ જે ધર્મયુક્ત સત્યકર્મ છે, તે સંન્યાસિયોએ પણ અવશ્ય કરવાનાં લખ્યાં છે. શું ભોજન છાદનાદિ કર્મો તે છોડી શકશે ? જો એ કર્મ નથી છુટી શકતાં તો ઉત્તમ કર્મ છોડવાંથી તે પતિત અને પાપભાગી નહીં થશે ? જ્યારે ગૃહસ્થો પાસે અન્ન વસ્ત્રાદિ લે છે અને તેનો પ્રત્યુપકાર નહીં કરે તો શું તેઓ મહાપાપી નહીં થશે ? જેમ આંખથી જોવું, કાનથી સાંભળવું ન થાય તો આંખ અને કાનનું હોવું વ્યર્થ છે તેમજ જો સંન્યાસી સત્યોપદેશ અને વેદાદિસત્યશાસ્ત્રોના વિચારનો પ્રચાર નહીં કરે તો તે પણ જગતમાં વ્યર્થ ભારરૂપ છે અને જે અવિદ્યારૂપ સંસાર સાથે માથાફોડ શું કામ કરવી આદિ લખે છે, તેવો ઉપદેશ કરનારા મિથ્યારૂપ અને પાપ વધારનારા પાપી છે. જે કાંઇ શરીરાદિથી કર્મ કરવામાં આવે છે તે સર્વ આત્મનાજ અને તેનું ફળ ભોગવનાર પણ આત્મા છે. જે જીવને બ્રહ્મ બતાવે છે, તે

અવિદ્યારૂપી નિદ્રામાં સૂતા છે, કેમકે જીવ અલ્પ, અલ્પજ્ઞ અને બ્રહ્મ સર્વવ્યાપક સર્વજ્ઞ છે. બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકતસ્વભાવયુકત છે. અને જીવ કદી બદ્ધ કદી મુકત રહે છે. બ્રહ્મ સર્વ વ્યાપક સર્વજ્ઞ હોવાથી તેને ભ્રમ વા અવિદ્યા કદી નથી થઇ શકતી અને જીવને તો કદી વિદ્યા તો કદી અવિદ્યા થાય છે. બ્રહ્મ જન્મ મરણ દુઃખને કદી પ્રાપ્ત થતો નથી અને જીવ તો પ્રાપ્ત થાય છે એથી એ તેમનો ઉપદેશ મિથ્યા છે.

પ્રશ્ન—સંન્યાસી સર્વ કર્મ વિનાશી અને અગ્નિ તથા ધાતુનો સ્પર્શ નથી કરતા એ વાત સાચી છે કે નહીં ?

ઉત્તર—નહીં.

**" सम्यङ् नित्यमास्ते यस्मिन् यद्वा सम्यङ् न्यस्यन्ति दुःखानि कर्माणि येन स संन्यासः स प्रशस्तो विद्यते यस्य स संन्यासी " ॥**

જે બ્રહ્મ અર્થાત્ જેનાથી દુષ્ટ કર્મોનો ત્યાગ કરવામાં આવે એવો ઉત્તમ સ્વભાવ જેનામાં હોય, તે સંન્યાસી કહેવાય છે. જે સુકર્મનો કર્ત્તા અને જેમાં દુષ્ટ કર્મોનો નાશ થાય છે તે સંન્યાસ કહેવાય છે.

પ્રશ્ન—અધ્યાપન અને ઉપદેશ ગૃહસ્થ કર્યા કરે છે, પુનઃ સંન્યાસીનું શું પ્રયોજન છે ?

ઉત્તર—સત્યોપદેશ સર્વ આશ્રમી કરે અને સાંભળે, પરંતુ જેટલો અવકાશ અને નિષ્પક્ષપાતતા સંન્યાસીને હોય છે, તેટલી ગૃહસ્થોને નથી હોતી. હા, જે બ્રાહ્મણ છે તેનું એજ કામ છે કે પુરૂષ પુરૂષોને અને સ્ત્રી સ્ત્રીઓને સત્યોપદેશ અને વિદ્યા ભણાવ્યા કરે. જેટલો ભ્રમણનો અવકાશ સંન્યાસીને મળે છે તેટલો ગૃહસ્થ બ્રાહ્મણાદિને કદી નથી મળી શકતો, જ્યારે બ્રાહ્મણ વેદવિરૂદ્ધ આચરણ કરે ત્યારે તેના નિયંતા સંન્યાસી થાય છે, એથી સંન્યાસનું હોવું ઉચિત છે.

પ્રશ્ન—" **एकरात्रिं वसेद् ग्रामे** " ઇત્યાદિ વચનોથી સંન્યાસીએ એકત્ર એક રાત્રિ માત્ર રહેવું, અધિક નિવાસ કરવો ન જોઇએ.

ઉત્તર—એ વાત થોડાક અંશમાં તો ઠીક છે કે એકને એક સ્થળે વાસ કરવાથી જગતનો ઉપકાર અધિક નથી થઇ શકતો અને સ્થાનાંતરનું પણ અભિમાન થાય છે, રાગ દ્વેષ પણ અધિક થાય છે પરંતુ જો વિશેષ ઉપકાર એકત્ર રહેવાથી થાય તો રહે, જેમ જનક રાજાને ત્યાં ચાર ચાર મહીના સુધી પંચશિખાદિ અને અન્ય સંન્યાસી કેટલાંએ વર્ષોસુધી નિવાસ કરતા હતા. " અને એક રાત્ર ન રહેવું " એ વાત આજ કાલના પાખંડી સંપ્રદાયિઓની બનાવેલી છે. કેમકે સંન્યાસી એકત્ર અધિક રહે તો તેમના પાખંડ ખંડિત થાય અને અધિક ન વધી શકે.

પ્રશ્ન—

**यतीनां काञ्चनं दद्यात्तांबूलं ब्रह्मचारिणाम् ।**
**चौराणामभयं दद्यात्स नरो नरकं व्रजेत् ॥ १ ॥**

ઇત્યાદિ વચનોનો અભિપ્રાય એ છે કે સંન્યાસિયોને જે સુવર્ણાદિ દાન દે તો દાતા નરક પ્રાપ્ત થાય.

ઉત્તર— આ વાત પણ વર્ણાશ્રમ વિરોધી સમ્પ્રદાયિ અને સ્વાર્થસિંધુ પૌરાણિકોની કલ્પેલી છે. કેમકે સંન્યાસિયોને ધન મળે તો તે તેમનું ખંડન બહુ કરી શકે અને તેમની હાનિ થાય તથા તેમને આધીન પણ ન રહે અને જ્યારે ભિક્ષાદિ વ્યવહાર તેમને આધીન રહે તો સંન્યાસી ડરતા રહે. જ્યારે તેઓ મૂર્ખ અને સ્વાર્થિયોને દાન દેવામાં ઉત્તમતા સમજે છે ત્યારે પછી વિદ્વાન્ અને પરોપકારી સંન્યાસિયોને આપવામાં કાંઇ પણ દોષ થઇ શકતો નથી. જુઓઃ—

**विविधानि च रत्नानि विविक्तेषूपपादयेत् । मनु० अ० ११ । ६ ॥**

નાના પ્રકારના રત્ન સુવર્ણાદિ ધન (**विविक्त**) અર્થાત્ સંન્યાસિયોને આપે અને તે શ્લોક પણ અનર્થક થઇ જાય છેઃ કેમકે સંન્યાસિયોને સુવર્ણ આપવાથી જો યજમાન નરકમાં જાય તો ચાંદી, મોતી હીરા આદિ આપવાથી તે સ્વર્ગમાં જશે ?

પ્રશ્ન—પંડિતજી આપ આ પાઠ બોલતા ભૂલી ગયા છો તે એમ છે કે "**यतिहस्ते धनं दद्यात्**" અર્થાત્ " જે સન્યાસિયોના હાથમાં ધન આપે છે, તે નરકમાં જાય છે.

ઉત્તર—એ વચન પણ અવિદ્વાને કપોલ કલ્પનાથી રચ્યું છે. કેમકે હાથમાં ધન આપવાથી દાતા નરકે જાય તો પગપર મુકવાથી કે ગાંસડી બાંધી આપવાથી સ્વર્ગે જશે ? એથી એવી કલ્પના માનવી યોગ્ય નથી.

હા, એ વાત છે કે તો સંન્યાસી યોગક્ષેમથી અધિક રાખશે તો ચોરાદિથી પીડિત અને મોહિત પણ થઇ જશે. પરંતુ જે વિદ્વાન્ છે, તે અયુક્ત વ્યવહાર કદી નહીં કરશે કે ન મોહમાં ફસશે, કેમકે તે પ્રથમ ગૃહાશ્રમમાં અથવા બ્રહ્મચર્યમાં સર્વ ભોગ ભોગવી અને જોઇ ચૂક્યો છે, અને જે બ્રહ્મચર્યથી થાય છે તે પૂર્ણ વૈરાગ્યયુક્ત હોવાથી કદી કંઇ નથી ફસતો.

પ્રશ્ન—લોકો કહે છે કે શ્રાદ્ધમાં સંન્યાસી આવે ને તેને જમાડે તો તે યજમાનના પિતૃ નાસી જાય, અને નરકે પડે.

ઉત્તર—પ્રથમ તો મરેલા પિતરોનું આવવું; અને કરેલું શ્રાદ્ધ મરેલા પિતરોને પ્હોચવુંજ અસંભવ, વેદ અને યુક્તિ વિરૂદ્ધ હોવાથી મિથ્યા છે. જ્યારે આવતાજ નથી ત્યારે નાસી કોણ જશે ? જ્યારે પોતાના પાપ પુણ્યાનુસાર ઇશ્વરી વ્યવસ્થાથી મરણ પછી જીવ જન્મ લે છે તો તેનું આવવું કેમ થઇ શકે ? એથી એ વાત પણ પેટાર્થિ પુરાણી અને વૈરાગિયોની મિથ્યા કલ્પેલી છે. હા, એ તો ઠીક છે કે જ્યાં સંન્યાસી જશે, ત્યાં એ મૃતક શ્રાદ્ધ કરવું વેદાદિ શાસ્ત્રથી વિરૂદ્ધ હોવાથી પિતરોને બદલે તે પાખંડ દૂર નાસી જશે.

પ્રશ્ન—જો બ્રહ્મચર્યથી સંન્યાસ લેશે, તો તેનો નિર્વાહ કઠિણતાથી થશે, અને કામને રોકવો

પણ અતિકઠિણ છે, એટલામાટે ગૃહાશ્રમીએ વાનપ્રસ્થ થઇ જ્યારે વૃદ્ધ થાય ત્યારેજ સંન્યાસ લેવો સારો છે.

ઉત્તર—જે નિર્વાહ ન કરી શકે, ઇન્દ્રિયોને ન રોકી શકે, તે બ્રહ્મચર્યથી સંન્યાસ ન લે પરંતુ જે રોકી શકે તે કેમ ન લે ? જે પુરૂષે વિષયના દોષો અને વીર્યસંરક્ષણના ગુણો જાણ્યા છે, તે વિષયાસક્ત કદી નથી થતો અને તેનું વીર્ય વિચારાગ્નિના ઇન્ધનવત્ છે, અર્થાત્ તેમાંજ વ્યય થઇ જાય છે. જેમ વૈદ્ય અને ઔષધીની આવશ્યકતા રોગી માટે હોય છે, તેવી નિરોગી માટે નહીં. એ પ્રકારે જે પુરૂષ કે સ્ત્રીને વિદ્યાધર્મની વૃદ્ધિ અને સર્વ સંસારનો ઉપકાર કરવો એ પ્રયોજન હોય તે વિવાહ ન કરે. જેમકે પંચશિખાદિ પુરૂષ અને ગાર્ગી આદિ સ્ત્રિયો થઇ ગઇ હતી. એટલા માટે સંન્યાસી થવું અધિકારિયોને ઉચિત છે, અને જે અનધિકારી સંન્યાસ ગ્રહણ કરશે, તો પોતે ડૂબશે. જેમ "સમ્રાટ્" ચક્રવર્તી રાજા થાય છે, તેમજ "પરિવ્રાટ્" સંન્યાસી થાય છે. પ્રત્યુત રાજા પોતાના દેશમાં વા સ્વસંબંધીયોમાં સત્કાર પામે છે અને સંન્યાસી સર્વત્ર પૂજિત થાય છે.

**विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।**
**स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥**

ચાણાક્ય નીતિશાસ્ત્રનો શ્લોક છે. વિદ્વાન્ અને રાજાની કદી તુલ્યતા નથી થઇ શકતી કેમકે રાજા પોતાના રાજ્યમાંજ માન સત્કાર પામે છે અને વિદ્વાન્ સર્વત્ર માન–પ્રતિષ્ઠા પામે છે. એથી વિદ્યા ભણવી, સુશિક્ષા લેવી અને બલવાન્ થવું એ આદિ માટે બ્રહ્મચર્ય, સર્વ પ્રકારના ઉત્તમ વ્યવહાર સિદ્ધ કરવા અર્થે ગૃહસ્થ; વિચાર, ધ્યાન અને વિજ્ઞાન વૃદ્ધયર્થે તપશ્ચર્યા કરવા માટે વાનપ્રસ્થ; અને વેદાદિ સત્યશાસ્ત્રનો પ્રચાર, ધર્મ વ્યવહારનું ગ્રહણ, અને દુષ્ટવ્યવહારનો ત્યાગ, સત્યોપદેશ અને સર્વને નિઃસન્દેહ કરવા આદિ માટે સંન્યાસાશ્રમ છે. પરંતુ જે આ મુખ્ય ધર્મ સત્યોપદેશાદિ નથી કરતા તે પતિત અને નરકગામી છે. એથી સંન્યાસિયોને ઉચિત છે કે સત્યોપદેશ, શંકાસમાધાન, વેદાદિ સત્યશાસ્ત્રોનું અધ્યાપન અને વેદોક્ત ધર્મની વૃદ્ધિ પ્રયત્નથી કરીને સકલ સંસારની ઉન્નતિ કર્યા કરે.

પ્રશ્ન—સંન્યાસી સિવાય જે અન્ય સાધુ, વૈરાગી, ગુસાંઇ, ખાખી આદિ છે તે પણ સંન્યાસાશ્રમમાં ગણી શકાય કે નહીં ?

ઉત્તર—નહીં. કેમકે તેમાં સંન્યાસનું એક પણ લક્ષણ નથી. તેઓ તો વેદવિરૂદ્ધ માર્ગમાં પ્રવૃત્ત થઇ વેદ કરતાં પણ પોતાના સંપ્રદાયના આચાર્યોના વચન વધારે માને છે અને પોતાનાજ મતની પ્રસંશા કરી મિથ્યા પ્રપંચમાં ફસી પોતાના સ્વાર્થાર્થે બીજાઓને પોતપોતાના મતમાં ફસાવે છે. સુધારવું તો બાજુ પર રહ્યું પણ તેના બદલામાં સંસારને બહેકાવીને અધોગતિ પ્રાપ્ત કરાવે છે અને સ્વપ્રયોજન સિદ્ધ કરે છે. એટલા માટે એઓ સં-

ન્યાસાશ્રમમાં નથી ગણી શકાતા, કિંતુ એ સ્વાર્થાશ્રમી તો પક્કા છે! એમાં કાંઇ સંદેહ નથી જે સ્વયં ધર્મમાં ચાલીને સકલ સંસારને ચલાવે છે, પોતે જાતે અને સકલ સંસારને આ લોક અર્થાત્ વર્ત્તમાન જન્મમાં, પરલોક અર્થાત્ અન્ય જન્મમાં સ્વર્ગ અર્થાત્ સુખનો ભોગ કરે કરાવે છે, તેજ ધર્માત્મા જન સંન્યાસી અને મહાત્મા છે.

આ સંક્ષેપથી સંન્યાસાશ્રમની શિક્ષા લખી. હવે એની આગળ રાજપ્રજાધર્મ વિષય લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे सुभाषाविभूषिते वानप्रस्थसंन्यासाश्रमविषये पञ्चमः समुल्लासः सम्पूर्णः ॥ ५ ॥**



# अथ षष्ठसमुल्लासारम्भः ॥

## अथ राजधर्मान् व्याख्यास्यामः ॥

राजधर्मान् प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः ।
संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा ॥ १ ॥
ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ।
सर्वस्यास्य यथान्यायं कर्त्तव्यं परिरक्षणम् ॥ २ ॥ मनु० ७।१।२ ॥

હવે મનુજી મહારાજ ઋષિયોને કહે છે કે ચારે વર્ણ અને ચારે આશ્રમના વ્યવહાર કથન પશ્ચાત્ રાજધર્મ કહું છું કે કેવા પ્રકારના રાજા હોવા જોઇએ અને જેમ એમના હોવાનો સંભવ તથા જેમ એમને પરમસિદ્ધિ પ્રાપ્ત થાય તે સર્વ પ્રકારે કહું છું. ૧

જેમ પરમવિદ્વાન બ્રાહ્મણ હોય છે તેમ વિદ્વાન સુશિક્ષિત થઇ ક્ષત્રિયને યોગ્ય છે કે આ સર્વ રાજ્યની રક્ષા ન્યાયથી યથાવત્ કરે. એનો પ્રકાર એ છે કેઃ—

**त्रीणि राजाना विदथे पुरूणि परि विश्वानि भूषथः सदांसि ॥**
**ऋ० मं० ३ । सू० ३८ मं० ६ ॥**

ઇશ્વર ઉપદેશ કરે છે કે (**राजाना**) રાજા અને પ્રજાના પુરૂષો મળી (**विदथे**) સુખ પ્રાપ્તિ અને જ્ઞાનવૃદ્ધિકારક રાજા પ્રજાના સંબંધરૂપ વ્યવહારમાં (**त्रीणि सदांसि**) ત્રણસભા અર્થાત્ વિદ્યાર્યસભા, ધર્માર્યસભા, રાજાર્યસભા નિયત કરીને (**पुरूणि**) બહુ પ્રકારની **विश्वानि** સમગ્ર પ્રજા સંબંધી મનુષ્યાદિ પ્રાણિયોને (**परिभूषथः**) સર્વ બાજુથી વિદ્યા, સ્વાતંત્ર્ય ધર્મ, સુશિક્ષા અને ધનાદિથી અલંકૃત કરે.

तं सभा च समितिश्च सेना च ॥ १ ॥

अथर्व० कां० १५ । अनु० २ । व० ९ । मं० २ ॥

सभ्यं सभां मे पाहि ये च सभ्याः सभासदः ॥ २ ॥

अथर्व० । कां० १९ । अनु० ७ । व० ५५ । मं० ६ ॥

(**तम्**) ते राजधर्मने (**सभा च**) त्रणे सभा (**समितिश्च**) संग्रामादिनी व्यवस्था अने (**सेनाच**) सेना ए त्रणे मळी पालन करे

सभासद अने राजाने योग्य छे के राजा सर्व सभासदोने आज्ञा करे के हे (**सभ्य**) सभाने योग्य मुख्य सभासद! तुं (**मे**) मारी (**सभाम्**) सभानी धर्मयुक्त व्यवस्थानुं (**पाहि**) पालन कर अने तेम (**येच**) जे (**सभ्याः**) सभाना योग्य (**सभासदः**) सभासद छे ते पण सभानी व्यवस्थानुं पालन कर्या करे. २.

आनो अभिप्राय ए छे के एकने स्वतंत्र राज्यनो अधिकार न आपवो जोइए. किंतु राजा जे सभापति तदाधीन सभा; सभाधीन राजा; राज अने सभा प्रजाधीन; अने प्रजा राजसभाने आधीन रहे, यदि एम न करे तो:—

राष्ट्रमेव विश्याहन्ति तस्माद्राष्ट्री विशं घातुकः ।

विशमेव राष्ट्रायाद्यां करोति तस्माद्राष्ट्री विशमत्ति न पुष्टं पशुं मन्यत इति ॥

शत०॥ कां० १३ । प्र० २ । ब्रा० ३ । कं० ७ । ८ ।

जो प्रजाथी स्वतंत्र स्वाधीन राजवर्ग रहे तो (**राष्ट्रमेव विश्याहन्ति**) राज्यमां प्रवेश करी प्रजानो नाश कर्या करे जेथी एकलो राजा स्वाधीन वा उन्मत्त थइने (**राष्ट्रीविशं घातुकः**) प्रजानो नाशक थाय छे, अर्थात् (**विशमेव राष्ट्रयाद्यां करोति**) ते राजा प्रजाने खाइ जाय अर्थात् अत्यंत पीडित करे छे एटलाज माटे कोइ एकने स्वाधीन राज्य न करवुं जोइए. जेम सिंह वा मांसाहारी बीजां हृष्टपुष्ट पशुने मारीने खाय छे तेम (**राष्ट्री विशमत्ति**) स्वतंत्र राजा प्रजानो नाश करे छे अर्थात् कोइने पोताथी अधिक न थवा देतां श्रीमानने लुंटी ञुंटी अन्यायथी दंड लइ पोतानुं प्रयोजन पूरुं करे छे एटला माटे:—

इन्द्रो जयाति न परा जयाता अधिराजो राजसु राजयातै ।

चर्कृत्य ईड्यो वन्द्यश्चोपसद्यो नमस्यो भवेह ॥

अथर्व० ॥ कां० ६ । अनु० १० । व० ९८ । मं० १ ॥

હે મનુષ્યો ! જે ( **इह** ) આ મનુષ્ય સમુદાયમાં ( **इन्द्रः** ) પરમ ઐશ્વર્યના કર્ત્તા શત્રુઓને ( **जयाति** ) જીતી શકે ( **न पराजयातै** ) જે શત્રુઓથી પરાજીત ન થાય ( **राजसु** ) રાજાઓમાં ( **अधिराजः** ) સર્વોપરિ વિરાજમાન ( **राजयातै** ) પ્રકાશમાન્ થાય ( **चर्कृत्यः** ) સભાપતિ થવાને અત્યંત યોગ્ય ( **ईड्यः** ) પ્રશંસનીય ગુણ કર્મ સ્વભાવયુકત ( **वन्द्यः** )સત્કરણીય **चोपसद्यः** સમીપ જવા અને શરણુ લેવા યોગ્ય ( **नमस्यः** ) સર્વ માનનીય ( **भव** ) થાય તેનેજ સભાપતિ રાજા કરે.

**इमन्देवा असपत्नँ सुवध्वं महते क्षत्राय महते**
**ज्यैष्ठ्याय महते जानराज्यायेन्द्रस्येन्द्रियाय ॥**

**यजुः० अ० ९ । मं ४० ॥**

હે ( **देवाः** ) વિદ્વાનો, રાજ પ્રજાજનો ! તમે ( **इमम्** ) આ પ્રકારના પુરૂષને( **महते क्षत्राय** ) મોટું ચક્રવર્તિ રાજ્ય ( **महते जैष्ठ्याय** ) સર્વથી મોટા થવા માટે ( **महते जानराज्याय** )પરમ વિદ્વાન યુક્ત રાજ્ય પાલન માટે અને ( **इन्द्रस्येन्द्रियाय** ) પરમ ઐશ્વર્યયુક્ત રાજ્ય અને ધન પાલનાર્થે ( **असपत्नँ सुवध्वम्** ) સંમતિ કરી સર્વત્ર પક્ષપાત રહિત પૂર્ણ વિદ્યા વિનયયુક્ત સર્વ ના મિત્ર સભાપતિ રાજાને સર્વાધીશ માનીને સર્વ ભૂગોલ શત્રુરહિત કરો. અને:—

**स्थिरा वः सन्त्वायुधा पराणुदे वीळू उत प्रतिष्कभे ॥**
**युष्माकमस्तु तविषी पनीयसी मा मर्त्यस्य मायिनः ॥ १ ॥**

**ऋ० ॥ मं० १ । सू० ३९ । मं० २ ॥**

ઈશ્વર ઉપદેશ કરે છે કે હે રાજ પુરૂષો ! ( **वः** ) તમારાં ( **आयुधा** ) આગ્નેયાદિ અસ્ત્ર અને શતઘ્ની ( તોપ ) ભુશુણ્ડી ( બન્દૂક ) ધનુષ, બાણ, તરવાર આદિ શસ્ત્ર શત્રુઓનો **पराणुदे** પરાજય કરાવા ( **उतप्रतिष्कभे** ) અને રોકવાને અર્થે ( **वीळू** ) પ્રશંસિત અને ( **स्थिरा** ) દૃઢ ( **सन्तु** ) થાઓ ( **युष्माकम्** ) અને તમારી ( **तविषी** ) સેના **पनीयसी** પ્રશંસનીય (**अस्तु**) થાઓ કે જે વડે તમે સદા વિજયી થાઓ પરંતુ ( **मा मर्त्यस्य मायिनाः** ) જે નિંદિત અન્યાય રૂપ કામ કરે છે તેને માટે પૂર્વ વસ્તુઓ ન થાઓ અર્થાત્ જ્યાં સુધી મનુષ્ય ધાર્મિક રહે છે, ત્યાં સુધી રાજ્યવૃદ્ધિ પામતું રહે છે, અને જ્યારે દુષ્ટાચારી થાય છે ત્યારે નષ્ટભ્રષ્ટ થઇજાયછે.

રાજપુરૂષોએ મહા વિદ્વાનોને વિદ્યાસભાધિકારી, ધાર્મિક વિદ્વાનોને ધર્મસભાધિકારી, પ્રશંસનીય ધાર્મિક પુરૂષોને રાજસભાના સભાસદ અને જે એ સર્વમાં સર્વોત્તમ ગુણ કર્મસ્વભાવયુક્ત મહાન્ પુરૂષ હોય તેને રાજસભાપતિ રૂપ માનીને સર્વ પ્રકારે ઉન્નતિ કરવી. ત્રણે સભાની સમ્મતિથી રાજનીતિના ઉત્તમ નિયમ રહે અને નિયમોને આધીન સર્વ લોક વર્ત્તે. સર્વના હિતકારક કામોમાં

સંમતિ કરે. સર્વહિત કરવા માટે પરતંત્ર અને ધર્મયુક્ત કામોમાં અર્થાત્ જે જે પોતાનું કામ છે તેમાં તેમાં સ્વતંત્ર રહે. પુનઃ એ સભાપતિના ગુણ કેવા હોવા જોઇએ.

इन्द्राऽनिलयमार्काणामग्नेश्च वरुणस्यच ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ १ ॥
तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च ।
नचैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम् ॥ २ ॥
सोग्निर्भवति वायुश्च सोर्कः सोमः स धर्मराट् ।
स कुवेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥ ३ ॥
मनु० ७ ॥ ४ । ६ । ७ ।

તે સભેશ રાજા ઇંદ્ર અર્થાત્ વિદ્યુત સમાન શીઘ્ર ઐશ્વર્યકર્ત્તા, વાયુ સમાન સર્વના પ્રાણવત્ પ્રિય અને હૃદયની વાતને જાણનાર, યમ પક્ષપાતરહિત ન્યાયાધીશ સમાન વર્તનાર સૂર્યસમાન ન્યાયધર્મવિદ્યાનો પ્રકાશક, અન્ધકાર અર્થાત્ અવિદ્યા અન્યાયનો નિરોધક, અગ્નિ સમાન દુષ્ટોને ભસ્મ કરનાર, વરૂણ અર્થાત્ બાંધનારની સમાન દુષ્ટોને અનેક પ્રકારે બાંધનાર, ચંદ્ર તુલ્ય શ્રેષ્ઠોને આનંદ દાતા, ધનાધ્યક્ષ સમાન કોશોને પૂર્ણ કરનાર એવો સભાપતિ હોવો જોઇએ. ૧

જે સૂર્યવત્ પ્રતાપી સર્વને બહાર અને અંદર મનને પોતાના તેજથી તપાવનાર, જેને પૃથિવીમાં કરડી નજરે જોનાર કોઈ પણ સમર્થ ન હોય. ૨.

અને જે પોતાના પ્રભાવથી અગ્નિ, વાયુ સૂર્ય, સોમ, ધર્મ, પ્રકાશક, ધનવર્દ્ધક, દુષ્ટોને બન્ધન કર્ત્તા, મોટા ઐશ્વર્યવાન હોય તેજ સભાધ્યક્ષ સભેશ થવાને યોગ્ય છે. ૩

સાચો રાજા કોણ છેઃ—

स राजा पुरुषो दण्डः स नेता शाशिता च सः ।
चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥ १ ॥
दण्ठः शान्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेषु जागर्त्ति दण्डं धर्म्मं विदुर्बुधाः ॥ २ ॥
समीक्ष्य स धृतः सम्यक् सर्वा रञ्जयति प्रजाः ।
असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ ३ ॥
दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ।
सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥ ४ ॥

यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ।
प्रजास्तत्र न मुह्यन्ति नेता चेत्साधु पश्यति ॥ ५ ॥
तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।
समीक्ष्य कारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ ६ ॥
तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्द्धते ।
कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥ ७ ॥
दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ।
धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥ ८ ॥
सोऽसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना ।
न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥ ९ ॥
शुचिना सत्यसन्धेन यथा शास्त्रानुसारिणा ।
प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ १० ॥

मनु० ७॥ १७-१९ । २४-२८ । ३० । ३१ ॥

१. દંડ છે તેજ પુરૂષ, રાજા, તેજ ન્યાયનો પ્રચારકર્ત્તા અને સર્વનો શાસનકર્ત્તા, તેજ ચાર વર્ણ અને ચાર આશ્રમોના ધર્મનો પ્રતિભૂ અર્થાત્ જામિન છે.

૨ તેજ પ્રજાનો શાસનકર્ત્તા, સર્વ પ્રજાનો રક્ષક સુતેલા પ્રજાસ્થ મનુષ્યોમાં જાગતો છે તેથી બુદ્ધિમાન લોક દંડનેજ ધર્મ કહે છે.

૩ જો દંડ સારે પ્રકારે વિચારથી ધારણ કરવામાં આવે તો તે સકલ પ્રજાને આનંદિત કરી દે છે, અને જો વિના વિચારે ચલાવવામાં આવે તો તે રાજાનો વિનાશ કરી દે છે.

૪. વિના દંડ સકલ વર્ણ દૂષિત અને સર્વ મર્યાદા છિન્ન ભિન્ન થઈ જાય, દણ્ડ યથાવત્ ન હોવાથી સર્વ લોકોનો પ્રકોપ થઈ જાય.

૫. જ્યાં કૃષ્ણવર્ણ, રક્તનેત્ર ભયંકર પુરૂષની સમાન પાપોનો નાશ કરનાર દણ્ડ વિચરે છે, ત્યાં પ્રજા મોહને પ્રાપ્ત ન થઈને આનંદિત થાય છે. પરંતુ જો દણ્ડનો ચલાવનાર પક્ષપાતરહિત વિદ્વાન હોય તોજ.

૬. એ દંડનો ચલાવનાર સત્યવાદી, વિચારીને કરનારો, બુદ્ધિમાન, ધર્મ અર્થ અને કામની સિદ્ધિ કરવામાં પંડિત રાજા છે, તેનેજ તે દંડનો ચાલવનાર એમ વિદ્વાન લોક કહે છે.

૭. જે દંડને સારે પ્રકારે રાજા ચલાવે છે તે દંડ ધર્મ અર્થ અને કામની સિદ્ધિને વધારે

છે અને જે વિષયમાં લમ્પટ આડો અવળો અને ઇર્ષ્યા કરનાર, ક્ષુદ્ર, નીચબુદ્ધિ ન્યાયાધીશ રાજા થાય છે તે દંડથી માર્યો જાય છે.

૮. દંડ ઘણો તેજોમય છે, તેને અવિદ્વાન અધર્માત્મા ધારણ નથી કરી શકતા; અને તે દંડ ધર્મરહિત રાજાનેજ નાશ કરી નાખે છે.

૯. કેમકે આપ્ત પુરૂષોને સહાય કરનારી વિદ્યા સુશિક્ષા છે તેમની સહાયતાથી રહિત અને જે વિષયોમાં આસકત તથા મૂઢ છે, તે ન્યાયથી દંડ ચલાવવામાં સમર્થ કદી થઇ શકતો નથી.

૧૦ જે પવિત્ર આત્મા સત્યાચાર અને સત્પુરૂષોનો સંગી, યથાવત્ નીતિશાસ્ત્રાનુકુલ ચાલનારો અને શ્રેષ્ટ પુરૂષોની સહાયથી યુકત બુદ્ધિમાન છે, તેજ ન્યાયરૂપી દંડ ચાલવવામાં સમર્થ થાય છે. એટલા માટે:—

सैनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेवच ।
सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ १ ॥
दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् ।
त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ २ ॥
त्रैविद्यो हैतुकस्तर्की नैरुक्तो धर्म पाठकः ।
त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्यादशावरा ॥ ३ ॥
ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च ।
त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ४ ॥
एकोपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः ।
स विज्ञेयः परोधर्मो नाज्ञानामुदितोयुतैः ॥ ५ ॥
अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् ।
सहस्रशः समेतानां परिषत्वं न विद्यते ॥ ६ ॥
यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः ।
तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥ ७ ॥

मनु० १२ । १०० । ११० । ११५ ॥

૧. સકલ સેના અને સેનાપતિયોનીઉપર રાજ્યાધિકાર દંડ દેવાની વ્યવસ્થાની સર્વ કાર્યોનું આધિપત્ય અને સર્વોની ઉપર વર્તમાન સર્વાધીશ રાજ્યાધિકાર, આ ચારે અધિકારોમાં સંપૂર્ણ વેદશાસ્ત્રોમાં પ્રવીણ પૂર્ણવિદ્યાવાન ધર્માત્મા, જિતેન્દ્રિય, સુશીલ જનોને સ્થાપિત કરવા

જોઇએ અર્થાત્ મુખ્ય સેનાપતિ, મુખ્ય રાજ્યાધિકારી, મુખ્ય ન્યાયાધીશ, પ્રધાન અને સર્વાધીશ રાજા એ ચાર સકલ વિદ્યાઓમાં પૂર્ણ વિદ્વાન હોવા જોઇએ.

૨. ન્યુનમાં ન્યુન દશ વિદ્વાનોની અથવા ઘણા ન્યુન હોય તો ત્રણ વિદ્વાનોની સભા જેવી વ્યવસ્થા કરે તે તે ધર્મ અર્થાત્ વ્યવસ્થાનું ઉલ્લંઘન કોઈપણ ન કરે.

૩ એ સભામાં ચારે વેદ, ન્યાયશાસ્ત્ર, નિરૂક્ત, ધર્મશાસ્ત્રાદિના વેત્તા વિદ્વાન સભાસદ હોવા જોઇએ પરંતુ તેઓ જો બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થ હોય તો તે સભા હોવી જોઇએ કે જેમાં દશ વિદ્વાનોથી ન્યુન ન હેવા જોઇએ.

૪. જે સભામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદના જ્ઞાતા ત્રણ સભાસદ મળી વ્યવસ્થા કરે, તે સભાની કરેલી વ્યવસ્થાનું પણ કોઇએ ઉલ્લંઘન ન કરવું જોઇએ.

૫. યદિ સર્વ વેદનો જ્ઞાતા દ્વિજોત્તમ સંન્યાસી એવો જો એક પણ હોય તો તે જે ધર્મની વ્યવસ્થા કરે, તેજ શ્રેષ્ઠ ધર્મ છે પણ સહસ્ર, લાખો, ક્રોડો અજ્ઞાનિયો મળી જે કાંઇ વ્યવસ્થા કરે તે કદી પણ ન માનવી જોઇએ

૬. જેઓ બ્રહ્મચર્ય્ય, સત્યભાષણાદિ વ્રત, વેદવિદ્યા અને વિચાર એથી રહિત, જન્મમાત્રથી શુદ્રવત્ છે તેવા સહસ્ર મનુષ્યો એકત્ર મળે તોપણ તે સભા નથી કહેવાતી.

૭. અવિદ્યાયુક્ત મૂર્ખ, વેદોમાં અજ્ઞાત એવા મનુષ્યો જે ધર્મ કહે તે કદી ન માનવો જોઇએ કેમકે જે મૂર્ખોએ કહેલા ધર્માનુસારે ચાલે છે તેમને તેઓના પછવાડી સેંકડો પ્રકારના પાપ લાગી જાય છે. માટે ત્રણે અર્થાત્ વિદ્યાસભા, ધર્મસભા, અને રાજ્યસભામાં મૂર્ખોની કદી પણ ભરતી કરવી ન જોઇએ કિંતુ સદા વિદ્વાન અને ધાર્મિક પુરૂષોને સ્થાન કરવા જોઇએ અને સર્વ લોકઃ—

त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ।
आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारंभांश्च लोकतः ॥ १ ॥
इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ।
जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ २ ॥
दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।
व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ ३ ॥
कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।
वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ ४ ॥
मृगयाक्षो दिवास्वप्नः परीवादः स्त्रियो मदः ।
तौर्य्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ५ ॥

पैशून्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ।
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ६ ॥
द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ।
तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ७ ॥
पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।
एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ ८ ॥
दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ।
क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्त्रिकं सदा ॥ ९ ॥
सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गिणः ।
पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥ १० ॥
व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ।
व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥ ११ ॥

मनु० ७ । ४३-५३ ॥

૧. રાજા અને રાજસભાના સભાસદ ત્યારે થઇ સકે છે કે જ્યારે વેદની કર્મોપાસના, જ્ઞાન, વિદ્યાઓના જાણકારોથી ત્રણે વિદ્યા, સનાતન દંડનીતિ, ન્યાયવિદ્યા, આત્મવિદ્યા અર્થાત્ પરમાત્માના ગુણ કર્મ સ્વભાવ રૂપને યથાવત્ જાણવારૂપ બ્રહ્મવિદ્યા, અને લોકો સાથે વાર્તાઓનો આરંભ (કહેવું અને પૂછવું) તે શીખે તોજ સભાસદ વા સભાપતિ થઇ શકે.

૨. સકલ સભાસદ અને સભાપતિ ઇન્દ્રિયોને જીતી, અર્થાત્ પોતાને વશ રાખી સદા ધર્મમાં વર્ત્તે અને અધર્મથી હઠતા હઠાવતા રહે. એટલા માટે રાત દિવસ નિયત સમયે યોગાભ્યાસ પણ કરતા રહે કેમકે જે જિતેન્દ્રિય થઇ પોતાની ઇન્દ્રિયો (જે મન પ્રાણ અને શરીર પ્રજા છે તેને) જીતતો નથી તો તે બહારની પ્રજાને પોતાના વંશમાં સ્થાપન કરવાને સમર્થ કદી પણ થઈ શકતો નથી.

૩. દૃઢોત્સાહી થઇ (રાજાએ) કામથી દશ, ક્રોધથી ઉત્પન્નથનારા આઠ, જે દુષ્ટ વ્યસનો છે કે જેમાં ફસેલો મનુષ્ય કઠિનતાથી નિકળી શકે છે તેને પ્રયત્નથી છોડી છોડાવી દેવા.

૪. કેમકે જે રાજા કામથો ઉત્પન્ન થતા દશ દુષ્ટ વ્યસનોમાં ફસે છે, તે અર્થ અર્થાત્ રાજ્ય ધનાદિથી અને ધર્મથી રહિત થઇ જાય છે અને જે ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ દુષ્ટવ્યસનોમાં ફસે છે તે શરીરથી પણ રહિત થઈ જાય છે.

૫. કામથી ઉત્પન્ન થયેલાં દશ વ્યસનો મનુજી ગણાવે છે તે જુઓ–મૃગયા રમવી; ( **अक्ष** ) ચોપટ,જુગાર આદિ રમવું,દિવસે સુવું; કામકથા વા અન્યની નિન્દા. કર્યા કરવી,સ્ત્રિયોનો અતિસંગ, માદકદ્રવ્ય અર્થાત્ મદ્ય, અફીમ, ભાંગ, ગાંજો, ચરસ આદિનું સેવન, ગાવું, વગાડવું, નાચવું વા નાચ કરાવવો, જોવું અથવા સાંભળવું; અહિં તહિં વૃથા ફર્યા કરવું; એ દશ કામોત્પન્ન વ્યસન છે.

૬. ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનો ગણાવવામાં આવે છે.( **पैशून्यं** )ચાડી કરવી; વિના વિચારે અને બલાત્કારથી કોઇની સ્ત્રી સાથે દુષ્ટ કર્મ કરવું; દ્રોહ રાખવો; ( **ईर्ष्या** ) અન્યની મોટાઇ વા ઉન્નતિ જોઇ બળ્યા કરવું ( **असूया** ) દોષોમાં ગુણ, ગુણોમાં દોષારોપણ કરવું; ( **अर्थदूषण** ) અધર્મયુક્ત દુષ્ટ કાર્યોમાં ધનાદિનો વ્યય કરવો; કઠોર વચન બોલવાં અને વિના અપરાધ સખત વચન કહેવું વા વિશેષ દણ્ડ કરવો; એ આઠ દુર્ગુણ ક્રોધથી ઉત્પન્ન થાય છે.

૭. સર્વે વિદ્વાન્ કામજ અને ક્રોધજના મૂલ જાણે છે કે જેથી આ સર્વે દુર્ગુણ મનુષ્યને પ્રાપ્ત થાય છે, તે લોભને પ્રયત્નથી છોડી દેવો.

૮. કામના વ્યસનોમાં મોટો દુર્ગુણ એક તો મદ્યાદિ અર્થાત્ મદકારક દ્રવ્યોનું સેવન; બીજો પાસા આદિથી જુગાર રમવો, ત્રીજો સ્ત્રિયોનો વિશેષ સંગ; ચોથો મૃગયા રમવી; એ ચાર મહાદુષ્ટ વ્યસનો છે.

૯. ક્રોધજમાં વિના અપરાધ દંડ દેવો; કઠોર વચન વદવું; અને ધનાદિનો અન્યાયમાં વ્યય કરવો; એ ત્રણ ક્રોધથી ઉત્પન્ન થતા મોટા દુઃખદાયક દોષો છે.

૧૦. જે આ સાત દુર્ગુણ, કામજ અને ક્રોધજ દોષોમાં ગણ્યા છે, એમાંથી પૂર્વ પૂર્વ અર્થાત વ્યર્થ વ્યયથી કઠોર વચન, કઠોર વચનથી અન્યાયે દંડ દેવો, એનાથી મૃગયા રમવી, એનાથી સ્ત્રિયોનો અત્યંત સંગ, તેનાથી જુગાર અર્થાત્ દ્યૂત રમવો અને એનાથી પણ મદ્યાદિનું સેવન એ મોટામાં મોટું દુષ્ટ વ્યસન છે.

૧૧. એમાં એ નિશ્ચય છે કે દુષ્ટ વ્યસનમાં ફસવા કરતાં મરી જવું વધારે સારૂં છે, કેમકે જે દુષ્ટાચારી પુરૂષ છે તે વધારે જીવશે તો અધિક પાપ કરીને નીચ નીચ ગતિ અર્થાત્ અધિક અધિક દુઃખ પામતો જશે અને જે કોઇ વ્યસનમાં નથી ફસ્યો તે મરી પણ જશે તોપણ સુખને પ્રાપ્ત થતો જશે, એટલામાટે વિશેષે કરીને રાજાને અને સકલ મનુષ્યોને ઉચિત છે કે કદી મૃગયા અને મદ્યપાનાદિ દુષ્ટ કર્મોમાં ન ફસવું અને દુષ્ટ વ્યસનોથી પૃથક્ થઈ ધર્મયુક્ત ગુણકર્મસ્વભાવમાં સદા વર્તીને ઉત્તમ ઉત્તમ કાર્યો કર્યા કરે. રાજ્ય સભાસદ અને મંત્રી કેવા હોવા જોઇએઃ—

**मौलान् शास्त्रविदः शूराँल्लब्धलक्षान् कुलोद्गतान् ।**
**सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥ १ ॥**

अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करम् ।
विशेषतोऽसहायेन किन्तु राज्यं महोदयम् ॥ २ ॥
तैः सार्द्धं चिन्तयेन्नित्यं सामान्यं सन्धिविग्रहम् ।
स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥ ३ ॥
तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक्पृथक् ।
समस्तानाञ्च कार्येषु विदध्याद्धितमात्मनः ॥ ४ ॥
अन्यानपि प्रकुर्वीत शुचीन् प्राज्ञानवस्थितान् ।
सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरिक्षितान् ॥ ५ ॥
निवर्त्तेतास्य यावद्भिरितिकर्त्तव्यता नृभिः ।
तावतोऽतन्द्रितान् दक्षान् प्रकुर्वीत विचक्षणान् ॥ ६ ॥
तेषामर्थे नियुञ्जीत शूरान् दक्षान् कुलोद्गतान् ।
शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ ७ ॥
दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ८ ॥
अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान् देशकालवित् ।
वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ ९ ॥

मनु० ७ । ५४-५७ । ६०-६४ ॥

૧. સ્વરાજ્ય સ્વદેશમાં ઉત્પન્ન થયલા, વેદાદિ શાસ્ત્રના જ્ઞાતા, શૂરવીર, જેનું લક્ષ્ય અર્થાત્ વિચાર નિષ્ફલ ન હોય અને કુલીન, ઉત્તમ પ્રકારે સુપરિક્ષિત, એવા સાત વા આઠ ઉત્તમ ધાર્મિક ચતુર **सचिवान्** અર્થાત્ મંત્રી કરે.

૨. કેમકે વિશેષ સહાય વિના જે સુગમ કર્મ છે તે પણ એકલાને કરવું કઠિન થઇ પડે છે તો મહાન્ રાજ્યકર્મ તે એકથી કેમ થઇ શકે? માટે એકને રાજા કરવો અને તે એકની બુદ્ધિપર રાજ્ય કાર્ય્ય નિર્ભર રાખવું બહુજ નઠારૂં કામ છે.

૩. એથી સભાપતિને ઉચિત છે કે નિત્યપ્રતિ એ રાજ્યકર્મોમાં કુશળ વિદ્વાન્ મન્ત્રિયો સાથે સામાન્ય રીતે વિચાર કરીને કોઇ સાથે ( **सन्धि** ) મિત્રતા, કોઇ સાથે ( **विग्रह** ) વિરોધ, ( **स्थान** ) સ્થિતિ, સમય જોઇ ચુપચુપ રહેવું, પોતાના રાજ્યની રક્ષા કરી બેસી રહેવું, ( **समुदयम्** ) જ્યારે

પોતાનો ઉદય અર્થાત્ વૃદ્ધિ હોય ત્યારે દુષ્ટ શત્રુપર ચઢાઇ કરવી, (**गुप्तिन्**) મૂલ રાજ, સેના, કોષાદિની રક્ષા (**लब्धप्रशमनानि**) જે જે દેશ પ્રાપ્ત હોય. તેમાં તેમાં શાંતિસ્થાપન ઉપદ્રવ રહિત કરવો, એ છ ગુણોનો વિચાર નિત્ય પ્રતિ કર્યા કરે.

૪. વિચારથી કરવું અર્થાત્ સભાસદોના પૃથક પૃથક પોત પોતાના વિચાર અને અભિપ્રાય સાંભળીને બહુ પક્ષાનુસાર કાર્યોમાં જે કાર્ય્ય પોતાનું તથા બીજાનું હિતકારક હોય, તેજ કરવા માંડવું.

૫. બીજું પણ પવિત્રાત્મા, બુદ્ધિમાન, નિશ્ચિત બુદ્ધિવાન, પદાર્થોનો સંગ્રહ કરવામાં અતિ-ચતુર, અને સુપરિક્ષિત એવો મંત્રી બનાવે.

૬. જેટલાં મનુષ્યોથી કાર્ય્ય સિદ્ધિ થઈ શકે તેટલાં આલસ્ય રહિત બળવાન અને મોટા મોટા ચતુર પ્રધાન પુરૂષોને અધિકારી અર્થાત નોકર રાખે.

૭. એને આધીન શુરવીર, બળવાન કુલોત્પન્ન પવિત્ર ભૃત્યોને મોટાં મોટાં કાર્યો અને ભીરૂ ડરકણાને અંદરનાં કર્મોમાં નિયુક્ત કરે.

૮. જે પ્રશંસિત કુલમાં ઉત્પન્ન ચતુર પવિત્ર હાવભાવ અને ચેષ્ટાથી ભીતરની, હૃદયની વાતના અને ભવિષ્યત્‌માં થનારી વાતના જ્ઞાતા, સર્વ શાસ્ત્રોમાં વિશારદ, ચતુર હોય તેવા દૂતને પણ રાખે.

૯. તે એવા હોવા જોઇએ કે જે કાર્યમાં અત્યન્ત ઉત્સાહી પ્રીતિયુક્ત, નિષ્કપટી, પવિત્રાત્મા, ચતુર, ઘણા સમયની વાત પણ ન ભૂલનારા, દેશ અને કાલાનુકૂલ વર્ત્તમાનના કર્ત્તા, સુંદર રૂપયુક્ત, નિર્ભય અને મોટા વકતા હોય તેજ રાજાના દૂત થવામાં પ્રશસ્ત છે.

કોને કોને શા શા અધિકાર આપવો યોગ્ય છે:—

**अमात्ये दंड आयत्तो दंडेवैनयिकी क्रिया ।**
**नृपतौकोषराष्ट्रे च दूते संधिविपर्ययौ ॥ १ ॥**
**दूत एव हि सन्धत्ते भिनत्त्येव च संहतान् ।**
**दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन वा न वा ॥ २ ॥**
**बुध्वा च सर्वन्तत्त्वेन परराजचिकीर्षितम् ।**
**तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत् ॥ ३ ॥**
**धनुर्दुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ।**
**नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥ ४ ॥**
**एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ।**
**शतं दश सहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ५ ॥**

तत्स्यादायुधसम्पन्नं धनधान्येन वाहनैः ।
ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥ ६ ॥
तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ।
गुप्तं सर्वर्त्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ७ ॥
तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ।
कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥ ८ ॥
पुरोहितं प्रकुर्वीत वृणुयादेव चर्त्विजम् ।
तेऽस्य गृह्याणि कर्माणि कुर्य्युर्वैतानि कानि च ॥ ९ ॥

मनु० ॥ ७ ॥ ६५ । ६६ । ६८ । ७० । ७४–७८ ॥

૧. અમાત્યને દંડાધિકાર; દંડમાં વિનય ક્રિયા અર્થાત્ જેથી અન્યાયરૂપ દંડ ન થવા પામે; રાજાને આધીન કોષ અને રાજ કાર્ય્ય તથા સભાને આધીન સર્વ કાર્ય્ય અને દૂતને અધીન કોઇ સાથે મેળ વા વિરોધ કરવાનો અધિકાર આપે.

૨. દૂત તેને કહે છે કે જે ફુટમાં મેળ અને મળેલા દુષ્ટોને ફોડી તોડી નાંખે; દૂત એવું કર્મ કરે કે જેથી શત્રુઓમાં ફુટ પડે.

૩. તે સભાપતિ અને સર્વ સભાસદ વા દૂતાદિ યથાર્થ રીતે અન્ય વિરોધી રાજાના રાજ્યનો અભિપ્રાય જાણી લઇ એવો યત્ન કરે કે જેથી પોતાને પીડા ન થાય.

૪. એટલા માટે સુંદર જંગલ ધન ધાન્યયુક્ત દેશમાં ( **धनुर्दुर्ग** ) ધનુર્ધારી પુરૂષોથી ગહન ( **महीदुर्ग** ) માટીથી બનેલું ( **अब्दुर्गम्** ) જલથી ઘેરાયલું ( **वार्क्षम्०** ) અર્થાત્ ચારે બાજુ વન ( **नृदुर्गम्** ) ચારે બાજુ સેના રહે ( **गिरिदुर्ग** ) અથવા ચારે તરફ પહાડોના વચમાં કોટ બનાવીને મધ્યમાં નગર બનાવે.

૫. અને નગરની ચારે બાજુ ( **प्राकार** ) પ્રકોટ બનાવે કેમકે તેમાં સ્થિત થયલો એક વીર ધનુર્ધારી શસ્ત્રયુકત પુરૂષ સોની સાથે અને સો દશહજારની સાથે યુદ્ધ કરી શકે છે એટલા-માટે અવશ્ય દુર્ગ બનાવવો ઉચિત છે.

૬. તે દુર્ગ શાસ્ત્ર, ધન, ધાન્ય, વાહન, બ્રાહ્મણ જે ભણાવનાર ઉપદેશ કરનાર હોય ( **शिल्पि** ) કારીગર, યંત્ર, નાના પ્રકારની કલાનો જાણનાર ( **यवसेन** ) ચારો, ઘાસ અને જલ આદિથી સમ્પન્ન અર્થાત્ પરિપૂર્ણ હોય.

૭. તેની મધ્યમાં જલ, વૃક્ષ, પુષ્પાદિક સર્વ પ્રકારથી રક્ષિત, સર્વ ઋતુઓમાં સુખકારક શ્વેતવર્ણ જેમાં સર્વ રાજકાર્ય્યનો નિર્વાહ થાય એવું પોતા માટે ઘર બનાવે.

૮. એટલું અર્થાત્ બ્રહ્મચર્યથી વિદ્યા ભણીને અહીં સુધી રાજકાર્ય કરીને પશ્ચાત્ સૌંદર્ય-

૩૫ ગુણયુકત, હૃદયને અતિપ્રિય, મોટા ઉત્તમ કુલમાં ઉત્પન્ન, સુંદર લક્ષણયુક્ત, પોતાના ક્ષત્રિય કુલની કન્યા જે પોતાને સદૃશ વિદ્યાદિ ગુણકર્મસ્વભાવમાં હોય, એવી એકજ સ્ત્રી સાથે વિવાહ કરે. અન્ય સર્વે સ્ત્રિયોને અગમ્ય સમજી દૃષ્ટિથી પણ ન જુએ.

૯. પુરોહિત અને ઋત્વિજનો સ્વીકાર એટલા માટે કરે કે તે અગ્નિહોત્ર અને પક્ષેષ્ટિ આદિ સર્વ રાજઘરનાં કર્મ કર્યાં કરે અને પોતે સદા રાજકાર્ય્યમાં તત્પર રહે અર્થાત્ રાજાનું આજ સંધ્યોપાસનાદિ કર્મ છે કે જે રાત્રદિવસ રાજકાર્યમાં પ્રવૃત્ત રહેવું અને કોઇ રાજકાર્ય્ય બગડવા ન દેવું.

सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ।
स्याच्चाम्नायपरो लोके वर्त्तेत पितृवन्नृषु ॥ १ ॥
अध्यक्षान्विविधान् कुर्यात् तत्र तत्र विपश्चितः ।
तेऽस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥ २ ॥
आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।
नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मो विधीयते ॥ ३ ॥
समोत्तमाधमै राजा त्वाहूतः पालयन् प्रजाः ।
न निवर्त्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन् ॥ ४ ॥
आहवेषु मिथोऽन्योऽन्यं जिघांसन्तो महीक्षितः ।
युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ ५ ॥
न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीतिवादिनम् ॥ ६ ॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ७ ॥
नायुधव्यसनं प्राप्तं नार्त्तं नातिपरिक्षतम् ।
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥ ८ ॥
यस्तु भीतः परावृत्तः संग्रामे हन्यते परैः ।
भर्त्तुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ ९ ॥
यच्चास्य सुकृतं किंचिदमुत्रार्थमुपार्जितम् ।
भर्त्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥ १० ॥

रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून् स्त्रियः ।
सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य तत् ॥ ११ ॥
राजश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः ।
राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥ १२ ॥
मनु० ७ ॥ ८०-८२ । ८७ । ८९ । ९१-९७ ॥

૧. વાર્ષિક કર આપ્ત પુરૂષો દ્વારા ગ્રહણ કરે અને જે સભાપતિ રૂપ રાજા આદિ પ્રધાનપુરૂષ છે, તે સર્વ સભાસહિત વેદાનુકૂલ હોઈને પ્રજા સાથે પિતા સમાન વર્ત્તે.

૨. એ રાજ્ય કાર્યમાં વિવિધ પ્રકારના અધ્યક્ષોને સભા નિયત કરે, એમનું એજ કામ છે કે જેટલા જેટલા જે જે કામમાં રાજપુરૂષ હોય તે નિયમાનુસાર વર્તી યથાવત્ તે તે કાર્ય કરે છે વા નહીં તે જોવું; યથાવત કરે તેનો સત્કાર અને વિરૂદ્ધ કરે તો તેને યથાવત્ દંડ કર્યા કરે.

૩. સદા જે રાજાઓનો વેદ પ્રચાર રૂપ અક્ષય કોષ છે, તેના પ્રચાર માટે કોઇ યથાવત્ બ્રહ્મચર્યથી વેદાદિ શાસ્ત્રો ભણી ગુરૂકુલથી આવે, તેનો સત્કાર રાજા અને સભા યથાવત કરે તથા જેના ભણાવ્યાથી તે વિદ્વાન થયો હોય તેનો પણ.

૪. એમ કરવાથી રાજ્યમાં વિદ્યાની ઉન્નતિ થઈને અત્યન્ત ચઢતી કળા થાય છે. જ્યારે કદી પ્રજાના પાલક રાજાને કોઇ પોતાથી નાના, તુલ્ય અને ઉત્તમ રાજા સંગ્રામમાં આહ્વાન કરે ત્યારે ક્ષાત્રધર્મનું સ્મરણ કરી સંગ્રામમાં જવાથી કદી નિવૃત્ત ન રહે અર્થાત્ ઘણી ચતુરાઇથી તેમની સાથે યુદ્ધ કરે કે જેથી પોતાનોજ વિજય થાય.

૫. જે સંગ્રામમાં એક બીજાને હનન કરવાની ઇચ્છા કરતા થકા રાજાલોક પોતાનું સામર્થ્ય હોય તેટલું વિના ડર પીઠ ન દેખાડી કરે છે, તે સુખને પ્રાપ્ત થાય છે. એનાથી વિમુખ કદી ન થાય કિન્તુ કદી કદી શત્રુને જીતવા માટે તેની સામાથી છુપાઇ જવું ઉચિત હોય છે, કેમકે જે પ્રકારે શત્રુને જીતી શકાય તેવું કામ કરવું, જેમ સિંહ ક્રોધથી સામે આવીને શસ્ત્રાગ્નિમાં શીઘ્ર ભસ્મ થઇ જાય છે તેમ મૂર્ખતાથી નષ્ટભ્રષ્ટ ન થઈ જવું.

૬. યુદ્ધ સમયે અહીં તહીં ઉભેલાને, નપુંસકને, હાથજોડેલાને, જેના માથાના વાલ ઉખડી ગયા હોય તેને, બેઠેલાને, "હું તારે શરણ છું" એવું કહેનારને,

૭. સુતેલાને, મૂર્છા પામેલાને, નગ્ન થયલાને, આયુધ રહિતને, યુદ્ધકરનારાઓને જોનારાને, શત્રુઓના સાથીને.

૮. આયુદ્ધ પ્રહારથી પીડિતને, દુઃખીને, અત્યન્ત ઘાયલને, બીધેલાને, અને પલાયન કરનાર પુરૂષને, સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરતા થકા યોદ્ધા કદી ન મારે; કિન્તુ તેમને પકડીને તેમાંથી જે સારા હોય તેમને બંદીગ્રહમાં રાખે અને ભોજન આચ્છાદન યથાવત આપે; અને જે

ઘાયલ થયલા હોય તેમને ઔષધાદિ વિધિપૂર્વક કરે; ન તેમને ચિડવે, ન દુઃખ દે; જે તેમના યોગ્ય કામ હોય તે કરાવે. વિશેષ એ ઉપર ધ્યાન રાખે કે સ્ત્રી, બાલક, વૃદ્ધ, અને આતુર તથા શોકયુક્ત પુરૂષો પર શસ્ત્ર કદી ન ચલાવે. તેમનાં બાલકોને પોતાનાં સન્તાનવત પાળે અને સ્ત્રીઓને પણ પાળે. તેમને પોતાની બહેન અને કન્યા સમાન સમજે. કદી વિષયાશક્તિની દૃષ્ટિથી પણ ન જુએ. જ્યારે રાજ્ય સારે પ્રકારે જામી જાય અને જેમાં પુનઃ પુનઃ યુદ્ધ કરવાની શંકા ન હોય તેમને સત્કારપૂર્વક છોડી મૂકી, સૌ સૌને પોત પોતાને ઘેર વા દેશ મોકલી આપે અને જેનાથી ભવિષ્યકાળમાં વિઘ્ન થવાનો સંભવ હોય તેમને સદા કારાગીરમાં રાખે.

૯. અને જે પલાયન કરી નાસી જાય અને બીધેલો ભૃત્ય શત્રુઓથી માર્યો જાય તે તે સ્વામીના અપરાધને પ્રાપ્ત થઇને દંડનોય થાય.

૧૦. અને જે તેની પ્રતિષ્ઠા છે, કે જેથી આલોક અને પરલોકમાં સુખ મળવાનું હતું, તેને તેનો સ્વામી લઇ લે છે. જે નાસેલો માર્યો જાય તેને કંઇ પણ સુખ નથી હોતું. તેનું પુણ્યફલ સર્વ નષ્ટ થઇ જાય છે અને પ્રતિષ્ઠાને તે પ્રાપ્ત થાય કે જેણે ધર્મથી યથાવત યુદ્ધ કર્યું હોય.

૧૧. આ વ્યવસ્થાને કદી ન તોડે કે જે જે યુદ્ધમાં જે જે ભૃત્ય વા અધ્યક્ષે, રથ; ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય, ગાય આદિ પશુ અને સ્ત્રિયો તથા અન્ય પ્રકારના સર્વ દ્રવ્ય અને ઘી, તેલ આદિના કુપ્પા જીત્યા હોય, તેજ તેનું ગ્રહણ કરે.

૧૨. પરંતુ સેનાસ્થ જન પણ એ જીતેલા પદાર્થોમાંથી સોળમો ભાગ રાજાને આપે. રાજા પણ સેનાસ્થ યોદ્ધાઓને એ ધનમાંથી જે સર્વે મળી જીત્યું હોય તેનો સોળમો ભાગ આપે. જો કોઇ યુદ્ધમાં મરી ગયું હોય તો તેની સ્ત્રી અને સન્તાનને તેનો ભાગ આપે અને તેની સ્ત્રી તથા અસમર્થ સન્તાનોનું યથાવત પાલન કરે. જ્યારે તેનાં બાલકો સમર્થ થાય ત્યારે તેમને યથાયોગ્ય અધિકાર આપે. જે કોઇ પોતાના રાજ્યની વૃદ્ધિ, પ્રતિષ્ઠા, વિજય અને આનંદ વૃદ્ધિની ઇચ્છા રાખતા હોય તે આ મર્યાદાનું ઉલંઘન કદી ન કરે.

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः ।
रक्षितं वर्द्धयेच्चैव वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ १ ॥
अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ।
रक्षितं वर्द्धयेद् वृद्ध्या वृद्धं दानेन निःक्षिपेत् ॥ २ ॥
अमाययैव वर्तेत न कथंचन मायया ।
बुध्येतारिप्रयुक्तां च मायान्नित्यं स्वसंवृतः ॥ ३ ॥
नास्य छिद्रं परो विद्याच्छिद्रं विद्यात्परस्य तु ।
गूहेत्कूर्म इवांगानि रक्षेद्विवरमात्मनः ॥ ४ ॥

वकवच्चिन्तयेदर्थान् सिंहवच्च पराक्रमेत् ।
वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥ ५ ॥
एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः ।
तानानयेद्वशं सर्वान् सामादिभिरुपक्रमैः ॥ ६ ॥
यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ।
तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥ ७ ॥
मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ।
सोऽचिराद् भ्रश्यते राज्याज्जीविताच्च सबांधवः ॥ ८ ॥
शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ।
तथा राज्ञामपि प्रणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥ ९ ॥
राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् ।
सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥ १० ॥
द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ।
तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ ११ ॥
ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ।
विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥ १२ ॥
ग्रामदोषान्त्समुत्पन्नान् ग्रामिकः शनकैः स्वयम् ।
शंसेद् ग्रामदशेशाय दशेशो विंशतीशिनम् ॥ १३ ॥
विंशतीशस्तु तत्सर्वं शतेशाय निवेदयेत् ।
शंसेद् ग्रामशतेशस्तु सहस्रपतये स्वयम् ॥ १४ ॥
तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि ।
राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ १५ ॥
नगरे नगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ।
उच्चैः स्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥ १६ ॥
स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ।
तेषां वृत्तं परिणयेत् सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ १७ ॥

राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ।
भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ १८ ॥
ये कार्यिकेभ्योऽर्थमेव गृह्णीयुः पापचेतसः ।
तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ १९ ॥

मनु० अ०७ ॥ ९९ । १०१ । १०४–१०७ । ११०–११७ । १२०–१२४ ॥

૧. રાજા અને રાજસભા અલબ્ધની પ્રાપ્તિની ઇચ્છા કરે, પ્રાપ્તની પ્રયત્નથી રક્ષા કરે, રક્ષિતની વૃદ્ધિ કરે, અને તે વૃદ્ધિત થયલાં ધનને વેદવિદ્યા અને ધર્મના પ્રચારમાં તથા વિદ્યાર્થી, વેદમાર્ગોપદેશક, અને અસમર્થ, અનાથોના પાલનમાં વ્યય કરે.

૨. આ ચાર પ્રકારનાં પુરૂષાર્થનાં પ્રયોજનને જાણે, આલસ્ય છોડીને એનું સારીરીતે નિત્ય અનુષ્ઠાન કરે, દંડથી અપ્રાપ્તની પ્રાપ્તિમાટે ઇચ્છા, નિત્ય જોવાથી પ્રાપ્તની રક્ષા, રક્ષિતની વૃદ્ધિ અર્થાત્ વ્યાજાદિથી વધારો, અને વૃદ્ધિત થયલાં ધનનો પૂર્વોક્ત માર્ગમાં નિત્ય વ્યય કરે.

૩. કદાપિ કોઇ સાથે છલથી ન વર્ત્તે, કિન્તુ નિષ્કપટ થઇને સર્વ સાથે વર્ત્તાવ રાખે અને નિત્ય પ્રતિ પોતાની રક્ષા કરીને શત્રુએ કરેલા છલને જાણી નિવૃત્ત કરે.

૪. શત્રુ પોતાનાં છિદ્ર અર્થાત્ નિર્બલતા ન જાણી શકે પણ સ્વયં શત્રુનાં છિદ્રને જાણતો રહે. જેમ કાચબો પોતાનાં અંગોને ગુપ્ત રાખે છે, તેમ શત્રુને પ્રવેશ કરવાનાં છિદ્રોને ગુપ્ત રાખે.

૫. જેમ બગલો ધ્યાનાવસ્થિત થઇને માછલીને પકડવા તાકે છે, તેમ અર્થસંગ્રહનો વિચાર કર્યાં કરે, દ્રવ્યાદિ પદાર્થ અને બલની વૃદ્ધિ કરીને શત્રુને જીતવા માટે સિંહ સમાન પરાક્રમ કરે, ચીત્તાની સમાન છુપાઇને શત્રુઓને પકડે, અને સમીપમાં આવેલા બલવાન શત્રુઓથી સસલા સમાન દૂર નાસી જાય અને પછી તેને છલથી પકડે.

૬. આ પ્રકારે વિજય કરનાર સભાપતિના રાજ્યમાં જે પરિપંથી અર્થાત્ ડાકુ લુટારા હોય, તેમને ( साम ) મેળવી લઇ, ( दाम ) કંઇ આપી, ( भेद ) ફોડી તોડી વશ કરે અને જો એથી વશમાં ન થાય તો અતિ કઠિન દંડથી પણ વશ કરે.

૭. જેમ ધાન્ય કાઢનાર છોતરાંને અળગાં કરી ધાન્યની રક્ષા કરે છે અર્થાત્ તેને ભાંગવા દેતા નથી, તેમ રાજા લુટારા ડાકુ અને ચોરોને શિક્ષા કરે અને રાજ્યની રક્ષા કરે.

૮. જે રાજા મોહથી અને અવિચારથી સ્વરાજ્યને દુર્બલ કરે છે, તે રાજ્ય અને સ્વબન્ધુ સહિત જીવતાંજ શીઘ્ર નષ્ટભ્રષ્ટ થઇ જાય છે.

૯. જેમ પ્રાણિયોના પ્રાણ શરીરને કૃશિત કરેથી ક્ષીણ થઈ જાય છે તેમજ પ્રજાને દુર્બલ કરવાથી રાજાઓના પ્રાણ અર્થાત્ બલાદિ બન્ધુસહિત નષ્ટ થઈ જાય છે.

૧૦. એથી રાજા અને રાજસભા રાજકાર્ય સિદ્ધિ માટે એવો પ્રયત્ન કરે કે જેથી રાજકાર્ય યથાવત સિદ્ધ થાય. જે રાજા રાજપાલનમાં સર્વ પ્રકારે તત્પર રહે છે તેનાં સુખની સદા વૃદ્ધિ થાય છે.

૧૧. એટલા માટે બે, ત્રણ પાંચ અને સો ગ્રામોની મધ્યે એક રાજસ્થાન રાખીને તેમાં યથાયોગ્ય ભૃત્ય અર્થાત કામદાર આદિ રાજપુરૂષોને રાખી સર્વ રાજ કાર્યોને પૂર્ણ કરે.

૧૨. એક એક ગ્રામમાં એક એક પ્રધાન પુરૂષ રાખે, એવાં દશ ગ્રામો ઉપર બીજો, એવાં વીશ ગ્રામો ઉપર ત્રીજો, એવાં સો ગ્રામો ઉપર ચોથો, અને એવાં સહસ્ત્ર ગ્રામો ઉપર પાંચમો પુરૂષ રાખે અર્થાત જેમ આજ કાલ એક ગ્રામમાં એક પટેલ, દશ ગ્રામમાં થાણદાર અને બે થાણદાર ઉપર એક વડો થાણદાર અને પાંચ થાણાં ઉપર એક તહસીલદાર અને દશ તહશીલદારો ઉપર એક જિલ્લેદાર નિયત કર્યાં છે એ રાજ નીતિનો પ્રકાર આપણા મનુઆદિ ધર્મશાસ્ત્રમાંથી લીધો છે.

૧૩. આ પ્રકારે પ્રબન્ધ કરે અને આજ્ઞા આપે કે એ એક એક ગ્રામનો પતિ ગ્રામોમાં નિત્ય પ્રતિ જે જે દોષ ઉત્પન્ન થાય તે તે ગુપ્તતાથી દશ ગ્રામના પતિને વિદિત કરી દે અને એ દશ ગ્રામાધિપતિ એજ પ્રકારે વીસ ગ્રામના સ્વામીને દશ ગ્રામોનાં વર્ત્તમાન નિત્ય પ્રતિ જણાવ્યા કરે.

૧૪. અને વીસ ગ્રામનો અધિપતિ વીસ ગ્રામોનાં વર્ત્તમાનને શત ગ્રામાધિપતિને નિત્યપ્રતિ નિવેદન કરે. તેમજ સો સો ગ્રામોના પતિ પોતે સહસ્ત્રાધિપતિ અર્થાત હજાર ગ્રામોના સ્વામીને સો સો ગ્રામોના વર્ત્તમાનને પ્રતિદિન જણાવ્યા કરે અને વીસ વીસ ગ્રામના પાંચ અધિપતિ સો સો ગ્રામના અધ્યક્ષને, અને તે સહસ્ત્ર સહસ્ત્રના દશ અધિપતિ દશ સહસ્ત્રના અધિપતિને અને લક્ષ ગ્રામોની રાજસભાને પ્રતિદિનના વર્ત્તમાન જણાવ્યા કરે. તે સર્વ રાજસભા મહારાજસભા અર્થાત સાર્વભૌમ ચક્રવર્તિ મહારાજસભામાં સર્વ ભૂગોલનાં વર્ત્તમાન જણાવ્યા કરે.

૧૫. અને એક એક દશ, દશ, સહસ્ત્ર ગ્રામોપર બે બે સભાપતિ એવા નિમે કે જેમાંનો એક રાજસભામાં અને બીજો આળસ્ય છોડીને સર્વ ન્યાયાધિશાદિ રાજપુરૂષોનાં કાર્યોને સદા ઘુમી જોતો રહે.

૧૬. મોટાં મોટાં નગરોમાં એક એક વિચાર કરનારી સભા માટે સુંદર, ઉંચું અને વિશાલ ચંદ્રતુલ્ય એક એક ઘર બનાવે તેમાં મોટા મોટા વિદ્યાવૃદ્ધ કે જેમણે વિદ્યાથી સર્વ પ્રકારની પરીક્ષા કરી હોય, અને તેઓ બેસીને વિચાર કર્યા કરે કે જે નિયમોથી રાજા અને પ્રજાની ઉન્નતિ થાય તેવા તેવા નિયમ અને વિદ્યા પ્રકાશિત કર્યા કરે.

૧૭. જે નિત્ય ઘુમનાર સભાપતિ હોય તેને અધીન સર્વ ગુપ્તચર—દૂતો રાખે. જે રાજપુરૂષ અને બીજા જાતિના દૂતો રહે, તેમના દ્વારે સર્વ રાજ અને પ્રજાપુરૂષોના સર્વ દોષ અને ગુણ ગુપ્ત રીતે જાણ્યા કરે. જેનો અપરાધ હોય તેને દંડ અને જેનો ગુણ હોય તેની પ્રતિષ્ઠા કર્યા કરે.

૧૮. રાજા જેને પ્રજાની રક્ષાનો અધિકાર આપે, તે ધાર્મિક, સુપરીક્ષિત, વિદ્વાન્, કુલીન હોય તેને આધીન પ્રાય શઠ અને પરપદાર્થ હરનારા ચોર, લુટારાઓને પણ નોકર રાખીને તેને દુષ્ટ કર્મથી બચાવવા માટે રાજાના નોકર કરી તેમની રક્ષા કરનાર વિદ્વાનોને સ્વાધીન કરી તેમનાથી આ પ્રજાની રક્ષા યથાવત કરે.

૧૯. જે રાજપુરૂષ અન્યાયથી વાદી પ્રતિવાદી પાસેથી ગુપ્તધન (લાંચ) લઇ પક્ષપાતથી અન્યાય કરે તેનું સર્વસ્વ હરણ કરી યથાયોગ્ય દંડ દઇને એવા દેશમાં રાખે કે જ્યાંથી પુનઃ પાછો આવી ન શકે, કેમકે જો તેને દંડ ન દેવામાં આવે તો, તેને જોઇ અન્ય રાજપુરુષ પણ એવાં દુષ્ટ કામ કરે અને દંડ દેવામાં આવે તો બચ્યા રહે. પરંતુ જેટલાથી એ રાજપુરૂષોનો યોગક્ષેમ ભલી રીતે થાય અને તે ભલી રીતે ધનાઢ્ય પણ થાય તેટલું ધન કે ભૂમિ રાજાની તરફથી માસિક કે વાર્ષિક અથવા એકવાર મળ્યા કરે અને જે વૃદ્ધ હોય તેને પણ અરધો અર્ધ મળ્યા કરે. પરંતુ એ ધ્યાનમાં રાખે કે જ્યાંસુધી તે જીવે ત્યાંસુધી એ જીવિકા બની રહે, પશ્ચાત નહીં. પરંતુ તેમના સન્તાનોનો સત્કાર કે નોકરી તેના ગુણાનુસાર અવશ્ય આપે. જેના સન્તાન જ્યાંસુધી સમર્થ થાય અને તેમની સ્ત્રી જીવતી હોય તો સર્વના નિર્વાહ અર્થે રાજાની તરફથી યથાયોગ્ય ધન મળ્યા કરે. પરંતુ જો તેનીં સ્ત્રી કે સન્તાન કુકર્મી થઇ જાય તો કાંઇ પણ ન મળે, એવી નીતિ રાજા બરાબર રાખે.

यथा फलेन युज्येत राजा कर्त्ता च कर्मणाम् ।
तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ १ ॥
यथाल्पाऽल्पमदन्त्याऽऽद्यंवार्योकोवत्स षट्पदाः ।
तथाऽल्पाऽल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः ॥ २ ॥
नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ।
उच्छिन्दन्ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥ ३ ॥
तीक्ष्णचैव मृदुश्च स्यात्कार्य्यं वीक्ष्य महीपतिः ।
तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति सम्मतः ॥ ४ ॥
एवं सर्वं विधायेदमितिकर्त्तव्यमात्मनः ।
युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥ ५ ॥
विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ।
सम्पश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ ६ ॥
क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ।
निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥ ७ ॥

मनु० ७ ॥ १२८ । १२९ । १३९ । १४० । १४२–१४४ ॥

૧. જેમ રાજા અને કર્મકર્તા રાજપુરૂષ કે પ્રજાજન સુખરૂપ ફલયુકત થાય એવો વિચાર કરીને રાજા તથા રાજસભા રાજ્યમાં કર સ્થાપન કરે.

૨. જેમ વાછરડો અને ભ્રમર થોડા થોડા ભોગ્ય પદાર્થનું ગ્રહણ કરે છે તેમ રાજા પ્રજા પાસેથી થોડો થોડો વાર્ષિક કર લે.

૩. અતિ લોભથી પોતાના અને પરાયાના સુખના મૂલને ઉચ્છિન્ન—નષ્ટ કદાપિ ન કરે કેમકે જે વ્યવહારનું અને સુખમૂલનું છેદન કરે છે, તે પોતાને અને પરાયાને પીડાજ કરે છે.

૪. જે મહીપતિ કાર્યને જોઇ તીક્ષ્ણ અને કોમલ પણ થાય, તે રાજા દુષ્ટો પ્રતિ તીક્ષ્ણ અને શ્રેષ્ઠો પ્રતિ કોમલ રહેવાથી અતિ માનનીય થાય છે.

૫. એ પ્રકારે સર્વ રાજ્યનો પ્રબન્ધ કરીને સદા તેમાં યુકત અને પ્રમાદરહિત રહીને પોતાની પ્રજાનું પાલણ નિરંતર કરે.

૬. જો ભૃત્યસહિત દેખતાં છતાં જે રાજાના રાજ્યમાં ડાકુઓ રડતી, વિલાપ કરતી પ્રજાના પદાર્થ અને પ્રાણોને હરતા રહે છે, તે રાજ્ય જાણો કે તે ભૃત્ય અમાત્યસહિત મૃતકતુલ્ય છે, જીવંતા નથી અને મહાદુઃખને પામનાર છે.

૭. એટલા માટે પ્રજાનું પાલન કરવું એજ રાજાનો પરમ ધર્મ છે તથા મનુસ્મૃતિના સાતમાં અધ્યાયમાં જે કર લેવો લખ્યો છે અને તે જેમ સભા નિયત કરી આપે તેમ તેનો ભોકતા રાજા ધર્મયુકત થઇ સુખ પામે છે, એથી વિપરીત દુઃખને પ્રાપ્ત થાય છે.

उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ।
हुताग्निर्ब्राह्मणाँश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥ १ ॥
तत्र स्थिताः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ।
विसृज्य च प्रजाः सर्वा मंत्रयेत्सह मंत्रिभिः ॥ २ ॥
गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः ।
अरण्ये निःशलाके वा मंत्रयेदविभावितः ॥ ३ ॥
यस्य मंत्रं न जानन्ति समागम्य पृथग्जनाः ।
स कृत्स्नां पृथिवीं भुङ्क्ते कोशहीनोऽपि पार्थिवः ४ ॥

मनु० ७ । १४५–१४८ ॥

૧. જ્યારે પાછલી પ્રહર રાત્રિ રહે, ત્યાંરે ઉઠી શૌચ કરી સાવધાન થઇને પરમેશ્વરનું ધ્યાન, અગ્નિહોત્ર, ધાર્મિક વિદ્વાનોનો સત્કાર અને ભોજન કરી, પછી ભીતર સભામાં પ્રવેશ કરે.

૨. ત્યાં ઉભા રહીને જે પ્રજાજન ઉપસ્થિત હોય તેમને માન આપે અને તેમને છોડીને મુખ્ય મંત્રી સાથે રાજ્યવ્યવસ્થાનો વિચાર કરે.

૩. પછી તેની સાથે ફરવા જાય, પર્વતના શિખર અથવા એકાન્ત ઘર કે જંગલ જ્યાં એક શલાકા—રણું સરખું પણ ન હોય એવાં એકાન્ત સ્થાનમાં બેસીને વિરૂદ્ધ ભાવનાને છોડી મંત્રી સાથે વિચાર કરે.

૪. જે રાજાના ગુઢ વિચારને અન્ય જન મળીને નથી જાણી શકતા અર્થાત જેના વિચાર ગંભીર, શુદ્ધ, પરોપકારાર્થ સદા સદા ગુપ્ત રહે તે ધનહીન છતાં રાજા સર્વ પૃથ્વીનું રાજ્ય કરવા સમર્થ થાય છે, એટલામાટે જ્યાંસુધી સભાસદોની અનુમતિ ન હોય ત્યાંસુધી પોતાના મનથી એક પણ કામ ન કરે.

आसनं चैव यानं च सन्धिं विग्रह मेव च ।
कार्यं वीक्ष्य प्रयुञ्जीत द्वैधं संश्रयमेव च ॥ १ ॥
सन्धिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च ।
उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः ॥ २ ॥
समानयानकर्मा च विपरीतस्तथैव च ।
तथा त्वायति संयुक्तः सन्धिर्ज्ञेयो द्विलक्षणः ॥ ३ ॥
स्वयंकृतश्च कार्यार्थमकाले काल एव वा ।
मित्रस्य चैवापकृते द्विविधो विग्रहः स्मृतः ॥ ४ ॥
एकाकिनश्चात्ययिके कार्ये प्राप्ते यदृच्छया ।
संहतस्य च मित्रेण द्विविधं यानमुच्यते ॥ ५ ॥
क्षीणस्य चैव क्रमशो दैवात्पूर्वकृतेन वा ।
मित्रस्य चानुरोधेन द्विविधं स्मृतमासनम् ॥ ६ ॥
बलस्य स्वामिनश्चैव स्थितिः कार्यार्थसिद्धये ।
द्विविधं कीर्त्यते द्वैधं षाड्गुण्यगुणवेदिभिः ॥ ७ ॥
अर्थसम्पादनार्थं च पीड्यमानः स शत्रुभिः ।
साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः ॥ ८ ॥
यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः ।
तदात्वे चाल्पिकां पीडां तदा सन्धिं समाश्रयेत् ॥ ९ ॥
यदा प्रहृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् ।
अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम् ॥ १० ॥

यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् ।
परस्य विपरितं च तदा यायाद्रिपुं प्रति ॥ ११ ॥
यदा तु स्यात्परिक्षिणो वाहनेन बलेन च ।
तदासीत प्रयत्नेन शनकैः सान्त्वयन्नरीन् ॥ १२ ॥
मन्येतारिं यदा राजा सर्वथा बलवत्तरम् ।
तदा द्विधा बलं कृत्वा साधयेत्कार्य्यमात्मनः ॥ १३ ॥
यदा परबलानां तु गमनीयतमो भवेत् ।
तदा तु संश्रयेत् क्षिप्रं धार्मिकं बलिनं नृपम् ॥ १४ ॥
निग्रहं प्रकृतीनां च कुर्याद्योरिबलस्य च ।
उपसेवेत तं नित्यं सर्वयत्नैर्गुरुं यथा ॥ १५ ॥
यदि तत्रापि सम्पश्येद्दोषं संश्रयकारितम् ।
सुयुद्धमेव तत्राऽपि निर्विशंकः समाचरे ॥ १६ ॥

मनु० ७ । १६१–१७६ ॥

૧. સર્વે રાજાદિ રાજપુરૂષોએ આ વાત લક્ષમાં રાખવી યોગ્ય છે જે (**आसन**) સ્થિરતા (**यान**) શત્રુ સાથે લડવા માટે જવું (**सन्धि**) તેની સાથે સન્ધિ કરી લેવી (**विग्रह**) દુષ્ટ શત્રુઓ સાથે લડાઇ કરવી (**द्वैध**) એ પ્રકારની સેના કરીને સ્વવિજય કરી લેવો (**संश्रय**) અને નિર્બલતાએ બીજા પ્રબલ રાજાને આશ્રય લેવો. આ છ પ્રકારનાં કર્મ યથાયોગ્ય કાર્યનો વિચાર કરી તેમાં યુકત કરવાં જોઇએ.

૨. સન્ધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય; એ બે બે પ્રકારના હોય છે તેને રાજા યથાવત્ જાણે.

૩. (**सन्धि**) શત્રુ સાથે મેલાપ અથવા તેના સાથે વિપરીતતા કરે, પરન્તુ વર્ત્તમાન અને ભવિષ્યમાં કરવાનાં કામ યથાયોગ્ય કરતો જાય. એ બે પ્રકારના મેળ કહેવાય છે.

૪. (**विग्रह**) કાર્ય્ય સિદ્ધિ અર્થે ઉચિત કે અનુચિત સમયે સ્વયં વા મિત્રનો અપરાધ કરનાર શત્રુ સાથે વિરોધ બે પ્રકારે કરવો જોઇએ.

૫. (**यान**) અકસ્માત્ કોઈ કાર્ય પ્રાપ્ત થવામાં એકાકી કે મિત્ર સાથે મળીને શત્રુ તરફ જવું એ બે પ્રકારનું ગમન કહેવાય છે.

૬. સ્વયં કોઇ પ્રકારે ક્રમથી ક્ષીણુ થઇ જાય અર્થાત્ નિર્બલ થઇ જાય અથવા મિત્રના રોકવાથી સ્વસ્થાનમાં બેસી રહેવું, આ બે પ્રકારનાં આસન કહેવાય છે.

૭. કાર્યસિદ્ધિ અર્થે સેનાપતિ અને સેનાના બે વિભાગ કરીને વિજય કરવો, એ બે પ્રકારનાં દ્વૈધ કહેવાય છે.

૮. કોઇક અર્થની સિદ્ધિ અર્થે કોઇ બલવાન્ રાજા કે કોઈ મહાત્માનો આશ્રય લેવો કે જેણે કરીને શત્રુથી પીડિત ન થાય. એ બે પ્રકારના આશ્રય કહેવાય છે.

૯. જ્યારે એમ જણાઇ આવે કે આ સમયે યુદ્ધ કરવાથી થોડી પીડા પ્રાપ્ત થશે અને પછી કરવાથી સ્વવૃદ્ધિ અને વિજય અવસ્ય થશે તો શત્રુ સાથે મેળાપ—સન્ધિ કરી ઉચિત સમય સુધી ધીરજ ધરે.

૧૦. જ્યારે પોતાની સર્વ પ્રજા કે સેના અત્યંત પ્રસન્ન, ઉન્નતિશીલ અને શ્રેષ્ઠ જણાય અને તેમ પોતાને પણ જાણે ત્યારેજ શત્રુ સાથે વિગ્રહ—યુદ્ધ કરી લેવું.

૧૧. જ્યારે સ્વબલ અર્થાત્ પોતાની સેનાને હર્ષ અને પુષ્ટિયુક્ત, પ્રસન્ન ભાવથી જૂએ અને શત્રુનું બલ પોતાથી વિપરીત નિર્બલ થઇ જાય, ત્યારે શત્રુ તરફ યુદ્ધ કરવા જાય.

૧૨. જ્યારે સેના, બલ, વાહનથી ક્ષીણ થઇ જાય ત્યારે શત્રુને ધીરે ધીરે પ્રયત્નથી શાન્ત કરતા થકા સ્વસ્થાનમાં બેસી રહે.

૧૩. જ્યારે રાજા શત્રુને અત્યન્ત બલવાન જાણે ત્યારે દ્વિગુણ કે બે પ્રકારની સેના કરીને સ્વકાર્ય સિદ્ધ કરે.

૧૪. જ્યારે પોતે સમજે કે હવે શીઘ્ર શત્રુઓની ચઢાઇ મારા પર થશે ત્યારે કોઇ ધાર્મિક બલવાન રાજાનો આશ્રય શીઘ્ર લઇ લે.

૧૫. જે પ્રજા અને પોતાની સેના શત્રુ બલનો વિગ્રહ કરે અર્થાત્ રોકે તેની સેવા સર્વ યત્નથી ગુરૂ સદૃશ નિત્ય કર્યા કરે.

૧૬. જેનો આશ્રય લે તે પુરૂષનાં કર્મોમાં દોષ દેખે તો તેની સાથે ત્યાં પણ સારી રીતે નિઃશંક થઇને યુદ્ધજ કરે.

જે ધાર્મિક રાજા હોય તેની સાથે વિરોધ કદી ન કરે, કિન્તુ તેની સાથે સદા મેળ રાખે અને જે દુષ્ટ પ્રબલ હોય તેને જીતવા માટે આ પૂર્વોક્ત પ્રયોગ કરવા ઉચિત છે.

सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः ।
यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥ १ ॥
आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् ।
अतीतानां सर्वेषां गुणदोषौ च तत्त्वतः ॥ २ ॥
आयत्यां च गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः ।
अतीते कार्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥ ३ ॥

यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः ।
तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ ४ ॥

मनु० अ० ७ ॥ १७७–१८० ॥

૧. નીતના જાણવાવાળા પ્રથિવીપતિ રાજા જે પ્રકારે તેના મિત્ર, ઉદાસીન ( મધ્યસ્થ ) અને શત્રુ અધિક ન થાય એવા સર્વ ઉપાયોથી વર્તે.

૨. સર્વ કાર્યો વર્તમાનમાં કર્તવ્ય અને ભવિષ્યત્‌માં જે જે કરવાં ઉચિત અને જે જે કામ કરી ચૂક્યા તે સર્વના યથાર્થતાથી ગુણ દોષોનો વિચાર કરે.

૩. પછી દોષ નિવારણ અને ગુણ સ્થિરતામાં યત્ન કરે જે રાજા ભવિષ્યવત્ અર્થાત્ આગળ કરવાવાળાં કર્તવ્ય કર્મોમાં ગુણ દોષોના જ્ઞાતા, વર્તમાનમાં સત્વર નિશ્ચય કર્તા અને કર્યા કાર્યોમાં શેષ કર્તવ્યને જાણનાર છે, તે શત્રુઓથી પરાજિત કદી નથી થતો.

૪. સર્વ પ્રકારે રાજપુરૂષ તેમાં વિશેષ સભાપતિ રાજા, એવો પ્રયત્ન કરે કે જે પ્રકારે રાજાદિ જનોના મિત્ર, ઉદાસીન અને શત્રુને વશ કરી અન્યથા ન કરાવે એવા મોહમાં કદી ન ફસે એજ સંક્ષેપથી નય અર્થાત્ રાજનીતિ કહેવાય છે.

कृत्वा विधानं मूले तु यात्रिकं च यथाविधि ।
उपगृह्यास्पदं चैव चारान् सम्यग्विधाय च ॥ १ ॥
संशोध्य त्रिविधं मार्गं षड्विधं च बलं स्वकम् ।
सांपरायिककल्पेन यायादरिपुरं शनैः ॥ २ ॥
शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत् ।
गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपुः ॥ ३ ॥
दण्डव्यूहेन तन्मार्गं यायात्तु शकटे वा ।
वराहमकराभ्यां वा सूच्या वा गरुडेन नवा ॥ ४ ॥
यतश्च भयमाशंकेत्ततो विस्तारयेद्बलम् ।
पद्मेन चैव व्यूहेन निविशेत सदा स्वयम् ॥ ५ ॥
सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् ।
यतश्च भयमांशंकेत् प्राचीं तां कल्पयेद्दिशम् ॥ ६ ॥
गुल्मांश्च स्थापयेदाप्तान् कृतसंज्ञान् समन्ततः ।
स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥ ७ ॥

संहतान् योधयेदल्पान् कामं विस्तारयेद्बहून् ।
सूच्या वज्रेण चैवैतान् व्यूहेन व्यूह्य योधयेत् ॥ ८ ॥
स्यन्दनाश्वैः समे युध्येदनूपे नौद्विपैस्तथा ।
वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥ ९ ॥
प्रहर्षयेद्बलं व्यूह्य तांश्च सम्यक् परीक्षयेत् ।
चेष्टाश्चैव विजानीयादरीन् योधयतामपि ॥ १० ॥
उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ।
दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥ ११ ॥
भिन्द्याच्चैव तडागानि प्राकारपरिखास्तथा ।
समवस्कन्दयेच्चैनं रात्रौ वित्रासयेत्तथा ॥ १२ ॥
प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान्यथोदितान् ।
रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ १३ ॥
आदानमप्रियकरं दानञ्च प्रियकारकम् ।
अभिप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥ १४ ॥

मनु० ७ ॥ १८४-१९२ । १९४-१९६ । २०३ । २०४ ॥

૧ જ્યારે રાજા શત્રુઓની સાથે યુદ્ધ કરવા જાય ત્યારે સ્વરાજ્યની રક્ષાનો પ્રબંધ અને યાત્રાની સર્વ સામગ્રી યથાવિધિ કરીને સર્વ સેના, યાન, વાહન, શસ્ત્રાસ્ત્રાદિ પૂર્ણ લઈ, સર્વત્ર દૂતો ચારે તરફના સમાચારોની ખબર આપનારા પુરૂષોને ગુપ્ત સ્થાપન કરી, શત્રુઓની તરફ યુદ્ધ કરવા જાય.

૨. ત્રણ પ્રકારના માર્ગ અર્થાત્ એક સ્થળ ( ભૂમિ ) બીજો જલ ( સમુદ્ર વા નદીયો ) અને ત્રીજો આકાશ, એ ત્રણ માર્ગને શુદ્ધ બનાવીને ભૂમિમાર્ગમાં રથ, અશ્વ હાથી; જલમાર્ગમાં નૌકા અને આકાશમાં વિમાનાદિ યાનોથી જાય અને પેદલ, રથ, હાથી, ઘોડા, શસ્ત્ર અને અસ્ત્ર તથા ખાન પાનાદિ સામગ્રીને યથાવત્ સાથે લઇ, બલયુકત પૂર્ણ થઇને કોઈ નિમિત્તને પ્રસિદ્ધ કરી, શત્રુના નગરની સમીપ ધીરે ધીરે જાય.

૩. જે અંદરથી શત્રુને મળ્યા હોય અને આપણી સાથે પણ ઉપરથી મિત્રતા રાખે, ગુપ્તતાથી શત્રુને ભેદ આપે તેમના આવવા જવામાં અને તેની સાથે વાત કરવામાં અત્યંત સાવધાની રાખે કેમકે અંદરથી શત્રુ અને ઉપર મિત્ર એવા પુરૂષને મોટા શત્રુ સમજવા જોઇએ.

૪. સર્વે રાજપુરૂષોને યુદ્ધ કરવાની વિદ્યા શિખાવે અને પોતે શિખે તથા અન્ય પ્રજાજનોને શિખવે. જે પૂર્વે શિક્ષિત યોદ્ધા થાય છે તેજ ઉત્તમ પ્રકારે લડી લડાવી જાણે છે. જ્યારે શિક્ષા કરે ત્યારે ( દંડવ્યુહ ) દંડાની સમાન સેનાને ચલાવે, ( શકટ )–ગાડી સમાન, ( વરાહ ) જેમ સુવ્વર એક પૂઠે એક દોડતા જાય છે અને કદી કદી સર્વે મળી ઝૂંડ થઇ જાય છે તેમ અને ( મકર ) જેમ મગર પાણીમાં ચાલે છે એવી રીતે સેનાને બનાવે; ( સૂચીવ્યુહ ) સુઇનો અગ્રભાગ સૂક્ષ્મ અને પાછલો સ્થુલ હોય છે, તેવી શિક્ષાથી સેનાને બનાવે, ( નીલકંઠ ) જેમ ઉપર નીચે ઝટપટ મારે છે તે પ્રકારે સેનાને બનાવી લડાવે.

૫. જ્યાં ભય વિદિત થાય તે દિશાએ સેનાને ફેલાવે. સર્વે સેનાના પતિયોને ચારે બાજુએ રાખીને ( પદ્મવ્યુહ ) પદ્માકાર ચારે તરફથી સેના રાખીને મધ્યમાં પોતે રહે.

૬. સેનાપતિ અને બલાધ્યક્ષ અર્થાત્ આજ્ઞાના દેનાર અને સેના સાથે લડનાર લડાવનારા વીરોને આઠે દિશામાં રાખે, જે દિશા તરફથી લડાઇ થતી હોય તે તરફ સર્વે સેનાનું મુખ રાખે.પરંતુ બીજી તરફ પણ પાકો પ્રબંધ રાખે, નહીં તો પાછળ કે બાજૂ થકી શત્રુથી ઘાત થવાનો સંભવ રહે છે.

૭. જે ગુલ્મ અર્થાત્ દૃઢસ્તંભની તુલ્ય યુદ્ધવિદ્યાથી સુશિક્ષિત, ધાર્મિક, સ્થિત રહેવામાં અને યુદ્ધ કરવામાં ચતુર, ભય રહિત અને જેના મનમાં કોઇ પ્રકારનો વિકાર ન હોય તેને સેનાની ચારે દિશામાં રાખે—

૮. જો થોડા પુરૂષોથી ઘણાની સાથે યુદ્ધ કરવાનું હોય તો એકત્ર મળીને લડાવે અને કામ પડે તો તેને ઝટ ફેલાવી દે. જ્યારે નગર, દુર્ગ ( કિલ્લો ) કે શત્રુની સેનામાં પ્રવિષ્ટ થઇ યુદ્ધ કરવાનું હોય ત્યારે "સૂચીવ્યુહ" અથવા "વજ્રવ્યુહ" જેમકે દુધારા ખડ્ગથી બેઉ તરફ યુદ્ધ કરતા જાય અને પ્રવિષ્ટ પણ થતા જાય તેવી રીતે અનેક પ્રકારના વ્યુહ અર્થાત સેનાને ગોઠવીને લડાવે. જો સામે શતઘ્ની—તોપ કે ભુશુંડી—બન્દૂક છુટી રહી હોય તો સર્પવ્યુહ અર્થાત સર્પની સમાન સૂતા સૂતા ચાલ્યા જાય. જ્યારે તોપોની પાસે પોંચે ત્યારે તેમને મારી કે પકડી, તોપોના મુખ શત્રુની તરફ ફેરવી, તેજ તોપ કે બન્દૂકાદિથી તે શત્રુઓને મારે, અથવા વૃદ્ધ પુરૂષોને તોપાના મુખની સામે ઘોડે સવાર કરી દોડાવી મારે. વચમાં ઉત્તમ ઉત્તમ સવાર રહે. એકવાર ધસારો કરી શત્રુની સેનાને છિન્ન ભિન્ન કરી પકડી લે અથવા નસાડી દે.

૯. જો સમ ( સપાટ ) ભૂમિમાં યુદ્ધ કરવાનું હોય તો રથ, ઘોડા અને પદાતિયોથી, સમુદ્રમાં યુદ્ધ કરવાનું હોય તો નૌકાથી અને થોડા જલમાં હાથયો પરથી, વૃક્ષ અને ઝાડીમાં બાણથી તથા બાલુમાં ( રેતીના રણમાં ) તલવાર અને ઢાલથી યુદ્ધ કરે કરાવે.

૧૦. જે સમયે યુદ્ધ થતું હોય તે સમયે યોદ્ધાઓને ઉત્સાહિત અને હર્ષિત રાખે જ્યારે યુદ્ધ બન્ધ થઇ જાય ત્યારે જેથી શૌર્ય અને ઉત્સાહ વધે એવાં વક્તૃત્વથી અને ખાન, પાન, અસ્ત્ર, શસ્ત્ર, સહાય અને ઔષધાદિથી સર્વના ચિત્તને પ્રસન્ન રાખે; વ્યુહ વિના લડાઇ ન કરે, ન કરાવે. યુદ્ધ કરતી પોતાની સેનાની ચેષ્ટાને જોયા કરે કે તે બરાબર લડે છે કે કપટ રાખે છે.

૧૧ કોઇ સમયે ઉચિત સમજે તો શત્રુને ચારે દિશાથી ઘેરીને રોકી રાખે અને તેના રાજ્યને પીડિત કરી, શત્રુના ઘાસ, ચારા, અન્ન, જલ અને ઇન્ધિનને નષ્ટ કે દૂષિત કરી નાખે.

૧૨. શત્રુના તલાવનો અને નગરના ફરતા કોટ અને ખાઇને તોડી ફોડી નાખે, રાત્રિયે તેને ત્રાસ ભય આપે અને જીતવાનો ઉપાય કરે.

૧૩. જીતીને તેની પાસે પ્રમાણ પત્ર અર્થાત્ પ્રતિજ્ઞાદિ લખાવી લે અને જો ઉચિત સમય સમજે તો તેના વંશસ્થ કોઇ ધાર્મિક પુરૂષને રાજા નિયત કરે અને તેની પાસે લખાવી લે કે તમારે અમારી આજ્ઞાનુકુલ અર્થાત્ જેવી ધર્મયુક્ત રાજનીતિ છે, તદનુસાર વર્તી ન્યાયથી પ્રજા પાલન કરવું પડશે એવો ઉપદેશ કરે અને એવા પુરૂષોને તેમની પાસે રાખે કે જેથી પુનઃ ઉપદ્રવ ન થાય; જે હારી જાય તેનો સત્કાર પ્રધાન પુરૂષો સાથે મળીને રત્નાદિ ઉત્તમ પદાર્થોના દાનથી કરે અને એવું ન કરે કે જેથી તેનો યોગક્ષેમ પણ ન રહે. જો તેને બન્દીગૃહમાં પૂરે તોપણ તેનો યથા યોગ્ય સત્કાર રાખે કે જેથી તે હાર્યાના શોકથી રહીત થઇને આનન્દમાં રહે.

૧૪. કેમકે સંસારમાં બીજાના પદાર્થ ગ્રહણ કરવા એ અપ્રીતિનું અને આપવું એ પ્રીતિનું કારણ છે અને વિશેષ કરીને સમયોચિત ક્રિયા કરવી અને પરાજિતના મનવાંછિત્ પદાર્થો તેમને આપવા એ ઉત્તમ છે અને કદી પણ તેને ચીડાવે નહીં, ન મસ્કરી કે ઠઠ્ઠા કરે, ન તેની સામે "હમે તમને પરાજિત કર્યા" એમ પણ કહે પરંતુ "આપ અમારા ભાઈ છો" ઇત્યાદિ વિવેકથી માન્ય પ્રતિષ્ઠા સદા કરે.

हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते ।
यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम् ॥ १ ॥
धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च ।
अनुरक्तं स्थिरारम्भं लघुमित्रं प्रशस्यते ॥ २ ॥
प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च ।
कृतज्ञं धृतिमन्तञ्च कष्टमाहुररिं बुधाः ॥ ३ ॥
आर्य्यता पुरुषज्ञानं शौर्य्यं करुणवेदिता ।
स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः ॥ ४ ॥

मनु० ॥ अ० ७ ॥ २०८–२११ ॥

૧. મિત્રનું લક્ષણ એ છે કે રાજા સુવર્ણ અને ભૂમિની પ્રાપ્તિથી એવો નથી વધતો કે જેવો નિશ્ચલ પ્રેમયુક્ત ભવિષ્યતની વાતોને સોચનાર અને કાર્યસિદ્ધ કરનાર સમર્થ મિત્ર અથવા દુર્બલ મિત્રને પણ પ્રાપ્ત થઇ વૃદ્ધિ પામે છે.

૨. ધર્મજ્ઞ અને કૃતજ્ઞ અર્થાત્ કરેલા ઉપકારને સદા માનનાર, પ્રસન્ન સ્વભાવી, અનુરાગી, સ્થિરારંભી અને લઘુ ન્હાના મિત્રને પણ પ્રાપ્ત થઇ પ્રશંસિત થાય છે.

૩. સદા એ વાતનો નિશ્ચય રાખે, કે કદી બુદ્ધિમાન, શુર, વીર, ચતુર, દાતા, કરેલું જાણનાર, અને ધૈર્યવાન્ પુરૂષને શત્રુ ન કરે કેમકે જો એવાને શત્રુ કરશે તો તે દુઃખ પામશે.

૪. ઉદાસીનના લક્ષણ—જેનામાં પ્રશંશિત ગુણયુક્ત સારા નઠારા મનુષ્યોનું જ્ઞાન, શુરવીરતા, અને કરૂણા પણ સ્થૂલલક્ષ્ય અર્થાત્ ઉપર ઉપરની વાતો નિરન્તર સંભળાવ્યા કરે, તે ઉદાસીન કહેવાય છે.

एवं सर्वमिदं राजा सह संमंत्र्य मंत्रिभिः।
व्यायाम्याप्लुत्य मध्यान्हे भोक्तुमन्तःपुरं विशेत॥ १॥
मनु० अ० ७। २१६॥

પૂર્વોક્ત પ્રાતઃકાલે ઉઠી, શૌચાદિ, સન્ધ્યોપાસન અગ્નિહોત્ર કરી કે કરાવી, સર્વ મંત્રિયો સાથે વિચાર કરી સભામાં જઇ સર્વ ભૃત્ય અને સેનાધ્યક્ષોની સાથે મળી, તેમને હર્ષિત કરી, નાના પ્રકારની વ્યૂહશિક્ષા અર્થાત્ કવાયદ કરી કરાવી, સર્વ ઘોડા, હાથી, ગાય આદિના સ્થાન, શસ્ત્ર અને અસ્ત્રનો કોશ, તથા વિદ્યાલય અને ધન કોશોને જોઇ, સર્વપર નિત્યપ્રતિ દૃષ્ટિ રાખે ને જો તેમાં કોઇ ખોડખાપણ હોય તો તે કાઢીને; વ્યાયામશાલામાં જઇ વ્યાયામ કરીને ભોજનાર્થ, "અન્તઃપુરઃ" અર્થાત્ પત્ન્યાદિના નિવાસ સ્થાનમાં પ્રવેશ કરે અને સુપરિક્ષિત, બુદ્ધિબલપરાક્રમવર્દ્ધક, રોગ વિનાશક અનેક પ્રકારના અન્ન, વ્યંજન, પાન આદિ, સુગન્ધિત, મિષ્ટાદિ અનેક રસયુક્ત ઉત્તમ ભોજન કરે કે જેથી સદા સુખી રહે. આ પ્રકારે સર્વ રાજ્યનાં કાર્યોની ઉન્નતિ કર્યા કરે.

પ્રજાપાસેથી કર લેવાના પ્રકારઃ—

पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः।
धान्यानामष्टमो भाग षष्ठो द्वादश एव वा॥ १॥ मनु० ७। १३०॥

૧ જે વ્યાપારી કે શિલ્પીને સુવર્ણ કે ચાંદીનો જેટલો લાભ થાય તેમાંથી પચાસમો ભાગ અને ચોખા આદિ અન્નોનો છઠો, આઠમો કે બારમો ભાગ લેયા કરે તથા જો ધન લે તોપણ એવે પ્રકારે લે કે ખેડુતાદિ ખાનપાન અને ધન રહિત થઇ દુઃખ ન પામે.

કેમકે પ્રજા ધનાઢ્ય, આરોગ્ય અને ખાનપાનાદિથી સમ્પન્ન રહેવા પર રાજાની મોટી ઉન્નતિ થાય છે. પ્રજાને સ્વસન્તાનસદૃશ રાજા સુખ આપે અને પ્રજા સ્વપિતાતુલ્ય રાજા અને રાજપુરૂષોને જાણે. એ વાત ઠીક છે કે રાજાઓની પ્રજા ખેડુતાદિ પરિશ્રમ કરનારા છે અને રાજા તેમનો રક્ષક છે. જો પ્રજા ન હોય તો રાજા કોને? તેમ રાજા ન હોય તો પ્રજા કોને કહેવી? બેઉ પોતપોતાના સ્વતન્ત્ર અને અરસપરસના પ્રીતિયુકત કાર્યમાં પરતન્ત્ર રહે. પ્રજાની સાધારણ સમ્મતિ વિરૂદ્ધ રાજા કે રાજપુરૂષ ન થાય. તેમ રાજાની આજ્ઞા વિરૂદ્ધ રાજપુરૂષ કે પ્રજા ન વર્તે. આ રાજાનું રાજકીય નિજકામ અર્થાત્ જેને ઇંગ્રેજીમાં "પોલિટિકલ" કહે છે, તે સંક્ષેપે કહ્યું. હવે જો કોઇ વિશેષ જાણવા ચાહે તો તે ચારે વેદ, મનુસ્મૃતિ, શુક્રનીતિ અને મહાભારતાદિમાં

જોઈ નિશ્ચય કરે. જે પ્રજાને ન્યાય કરવાનો છે તે વ્યવહાર મનુસ્મૃતિના આઠમા અને નવમાં અધ્યાય આદિની રીતિયે કરવો જોઈએ. પરન્તુ અહીં પણ સંક્ષેપે લખિયે છિયે:—

प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ।
अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक् पृथक् ॥ १ ॥
तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः
संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ २ ॥
वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ।
क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ३ ॥
सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ।
स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥ ४ ॥
स्त्रीपुंधर्मो विभागश्च द्युतमाह्वय एव च ।
पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ५ ॥
एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् ।
धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ ६ ॥
धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ।
शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासद ॥ ७ ॥
सभा वा न प्रवेष्टव्या वक्तव्यं वासमंजसम् ।
अब्रुवन्विब्रुवन्वापि नरोभवति किल्विषी ॥ ८ ॥
यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ ९ ॥
धर्म एव हतोहन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥ १० ॥
वृषो हि भगवान् धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।
वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥ ११ ॥
एक एव सुहृद्धर्मो निधनेप्यनुयाति यः
शरीरेण समन्नाशं सर्वमन्यद्धि गच्छति ॥ १२ ॥

पादोऽधर्मस्य कर्त्तारं पादः साक्षिणमृच्छति ।
पादः सभासदः सर्वान् पादो राजानमृच्छति ॥ १३ ॥
राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ।
एनो गच्छति कर्त्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ १४ ॥

मनु० ८ । ३-८ । १२-१९ ॥

૧. સભા, રાજા અને રાજપુરૂષ સર્વે લોક દેશાચાર અને શાસ્ત્રવ્યવહાર હેતુઓથી નિમ્નલિખિત અઢાર વિવાદાસ્પદ માર્ગોમાં વિવાદયુક્ત કર્મોનો નિર્ણય પ્રતિદિન કર્યા કરે અને જે જે નિયમ શાસ્ત્રોક્ત ન જણાય, અને તેના હોવાની આવશ્યકતા જાણે તો ઉત્તમોત્તમ બાંધે કે જેથી રાજા અને પ્રજાની ઉન્નતિ થાય.

૨. અઢાર માર્ગ એ છે, તેમાંથી ૧ (**ऋणादान**) કોઈ સાથે ઋણ લેવા દેવાનો વિવાદ, ૨. (**निक्षेप**) ધરાવટ અર્થાત્ કોઇએ કોઇની પાસે પદાર્થ થાપણ રાખ્યો હોય, અને માંગે તે વખત ન આપે. ૩. (**अस्वामिविक्रय**) બીજાના પદાર્થને બીજો વેચી નાખે. ૪.(**संभूय च समुत्थानम्**) એક બીજાને મળી મેળવીને કોઇપર અત્યાચાર કરવો. ૫. (**दत्तस्यानपकर्म्म च**) આપેલો પદાર્થ ન આપવો. ૬. (**वैतनस्यैव चादानम्**) વેતન અર્થાત્ કોઇની નોકરીમાંથી કાંઇ લઇ લેવું અથવા ઓછું આપવું. ૭. (**प्रतिज्ञा**) પ્રતિજ્ઞાથી વિરૂદ્ધ વર્તવું. ૮. (**क्रयविक्रयानुशय**) લેણ દેણમાં ઝગડો થવો. ૯. પશુના સ્વામી અને પાલનારનો ઝગડો. ૧૦. સીમનો વિવાદ. ૧૧. કોઇને કઠોર દંડ દેવો. ૧૨. કઠોર વાણી કહેવી. ૧૩ ચોરી કે ધાડ પાડવી. ૧૪. કોઈ કામને બલત્કારે કરવું. ૧૫. કોઇની સ્ત્રી કે પુરુષનો વ્યભિચાર થવો. ૧૬. સ્ત્રી અને પુરૂષના ધર્મમાં વ્યતિક્રમ થવો. ૧૭. વિભાગ–દાયભાગમાં વાદ ઉઠાવવો. ૧૮ (**द्यूत**) જડપદાર્થ અને (**समाह्वय**) ચેતનને દાવમાં મૂકીને જુગાર રમવો. એ અઢાર પ્રકારના પરસ્પર વિરૂદ્ધ વ્યવહારનાં સ્થાન છે.

૬. એ વ્યવહારોમાં ઘણાજ વિવાદ કરનાર પુરૂષોના ન્યાયને સનાતન ધર્મનો આશ્રય લઇને કર્યા કરે અર્થાત્ કોઇનો પક્ષપાત કદી ન કરે.

૭. જે સભામાં અધર્મથી ઘાયલ થઇને ધર્મ ઉપસ્થિત થાય છે અર્થાત્ જે તેના શલ્ય અર્થાત્ તીરવત્ ધર્મના કલંકને કાઢવો અને અધર્મનું છેદન નહીં કરે એટલે ધર્મીનું માનોને અધર્મીને દંડ નહીં મળે તે સભામાં જેટલા સભાસદ છે તે સર્વ ઘાયલ સમાન સમજાય છે.

૮. ધાર્મિક મનુષ્યને યોગ્ય છે કે સભામાં કદી પ્રવેશ ન કરે અને જો કર્યો હોય તો સત્યજ બોલે. જે કોઇ સભામાં અન્યાય થતો જોતો હોય અને જોઇને મૌન રહે અથવા સત્યન્યાયની વિરૂદ્ધ બોલે તે મહાપાપી થાય છે.

૯. જે સભામાં અધર્મથી ધર્મ, અસત્યથી સત્ય સર્વ સભાસદોના દેખતાં છતાં માર્યા જાય છે, તે સભામાં સર્વ મૃતક સમાન છે. જાણો કે તમાં કોઇ જીવતોજ નથી.

૧૦. મરેલો ધર્મ મારનારનો નાશ અને રક્ષિત કરેલો ધર્મ, રક્ષકની રક્ષા કરે છે, તેથી ધર્મનું હનન કદી ન કરવું; એ ભયથી કે મરેલો ધર્મ્મ કદી અમને ન મારી નાખે.

૧૧. જે સર્વ ઐશ્વર્યનો દાતા અને સુખોની વૃષ્ટી કરનાર ધર્મ્મ છે, તેનો જે લોપ કરે છે, તેને વિદ્વાન લોક વૃષલ એટલે શુદ્ર અનેનીચ જાણે છે. એથી કોઇ મનુષ્યે ધર્મનો લોપ કરવો ઉચિત નથી.

૧૨. આ સંસારમાં એક ધર્મ્મજ સુહૃદ છે, જે મૃત્યુની પછી પણ સાથે આવે છે અને સર્વ પદાર્થ કે સંગી શરીરના નાશ સાથેજ નાશને પ્રાપ્ત થાય છે અર્થાત્ સર્વ સંગ છુટી જાય છે.

૧૩. પરન્તુ ધર્મનો સંગ કદી નથી છુટતો. જ્યારે રાજસભામાં પક્ષપાતથી અન્યાય કરવામાં આવે છે ત્યારે ત્યાં અધર્મના ચાર વિભાગ થઇ જાય છે, તેમાંથી એક અધર્મનાકર્ત્તાને, બીજો સાક્ષીને, ત્રીજો સભાસદોને અને ચોથો પાદ અધર્મી સભાના સભાપતિ રાજાને પ્રાથાય છે.

૧૪. જે સભામાં નિન્દાને યોગ્યની નિન્દા, સ્તુતિને યોગ્યની સ્તુતિ, દંડ માટે જે યોગ્ય તેને દંડ, અને માન્ય માટે જે યોગ્ય તેને માન થાય છે, ત્યાં રાજા અને સર્વ સભાસદ પાપથી રહિત અને પવિત્ર થઇ જાય છે. પાપના કર્ત્તાનેજ પાપ પ્રાપ્ત થાછે. હવે સાક્ષી કેવા હોવા જોઇએ:—

आप्ताः सर्वेषु वर्णेषु कार्य्याः कार्य्येषु साक्षिणः ।
सर्वधर्मविदोऽलुब्धा विपरीतांस्तु वर्जयेत् ॥ १ ॥
स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशा द्विजाः ।
शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ २ ॥
साहसेषु च सर्वेषु स्तेयसङ्ग्रहणेषु च ।
वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ ३ ॥
बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः ।
समेषु तु गुणोत्कृष्टान् गुणिद्वैधे द्विजोत्तमान् ॥ ४ ॥
समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिध्यति ।
तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥ ५ ॥
साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्य्यसंसदि ।
अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥ ६ ॥
स्वभावेनैव यद् ब्रुयुस्तद् ग्राह्यं व्यावहारिकम् ।
अतो यदन्यद्विब्रुयुर्धर्मार्थं तदपार्थकम् ॥ ७ ॥
सभान्तः साक्षिणः प्राप्तानर्थिप्रत्यर्थिसन्निधौ ।
प्राड्विवाकोऽनुयुञ्जीत विधानाऽनेन सान्त्वयन् ॥ ८ ॥

यद् द्वयोरनयोर्वेत्थ कार्येऽस्मिन् चेष्टितं मिथः ।
तद् ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता ॥ ९ ॥
सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् ।
इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता ॥ १० ॥
सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्द्धते ।
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥ ११ ॥
आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः ।
नावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥ १२ ॥
यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते ।
तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥ १३ ॥
एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ।
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ॥ १४ ॥

मनु० ८ ॥ ६३ । ६८ । ७२–७५ । ७८–८१ । ८३ । ८४ । ९६ । ९१ ॥

૧. સર્વ વર્ણોમાં ધાર્મિક, વિદ્વાન્, નિષ્કપટી, સર્વ પ્રકારે ધર્મજ્ઞ, લોભરહિત, સત્યવાદીને ન્યાય વ્યવસ્થામાં સાક્ષિ કરે એથી વિપરીત કદી ન કરે.

૨. સ્ત્રિયોની સાક્ષી સ્ત્રી, દ્વિજોના દ્વિજ, શુદ્રોના શુદ્ર, અને અન્ત્યજના અન્ત્યજ સાક્ષી થાય.

૩. જેટલા બલાત્કાર કામ—ચોરી, વ્યભિચાર, કઠોરવચન, દંડનિપાતરૂપ અપરાધ છે, એમાં સાક્ષીની પરીક્ષા ન કરે અને અત્યાવશ્યક પણ ન સમજે કેમકે એ કામ બહુ ગુપ્ત થાય છે.

૪. ઉભય પક્ષના સાક્ષિયોમાંથી બહુપક્ષાનુસાર, તુલ્ય સાક્ષિયોમાં ઉત્તમગુણી પુરૂષની સાક્ષીને અનુકુલ અને બેઉના સાક્ષી ઉત્તમગુણી અને તુલ્ય હોય તો દ્વિજોત્તમ—ઋષિમહર્ષિ અને યતિયોની સાક્ષી અનુસાર ન્યાય કરે.

૫. બે પ્રકારે સાક્ષી હોવા સિદ્ધ થાય છે. એક સાક્ષાત્ જોવાથી અને બીજો સાંભળવા ઉપરથી. જ્યારે સભામાં પૂછે ત્યારે જે સાક્ષી સાચું બોલે, તે ધર્મહીન અને દંડ યોગ્ય ન થાય અને જે સાક્ષી મિથ્યા બોલે તે યથાયોગ્ય દંડનીય થાય.

૬. જે રાજસભા કે કોઈ ઉત્તમ પુરૂષોની સભામાં સાક્ષી જોયલાથી અને સાંભળ્યાથી વિરૂદ્ધ બોલે તો તે ( अवाङ्नरक ) જિહ્વા છેદનથી દુઃખરૂપ નરકને વર્તમાન સમયમાં પ્રાપ્ત થાય અને મરવા પછી સુખથી હીન થઈ જાય.

૭. જે સ્વભાવથીજ વ્યવહાર સમ્બન્ધિ બોલે એવા સાક્ષીનું વચન માનવું, અને શિખવેલા એથી ભિન્ન જે જે વચન બોલે, તેને ન્યાયાધીશ વ્યર્થ સમજે.

૮. જ્યારે અર્થી (વાદી) અને પ્રત્યર્થી (પ્રતિવાદી) ની સમક્ષ સભા સમીપ પ્રાપ્ત થયલા સાક્ષિયોને શાન્તિપૂર્વક ન્યાયાધીશ અને પ્રાડ્વિવાક્ અર્થાત્ વકીલ કે બારિસ્ટર આ પ્રકારે પૂછે કે,

૯. હે સાક્ષી લોકો! આ કાર્યમાં આ બેઉનાં પરસ્પર કર્મોમાં જે તમે જાણતા હો તે સત્યસહિત બોલો કેમકે તમારી આ કાર્યમાં સાક્ષી છે.

૧૦. ત્યારે જે સાક્ષી સત્ય કહે છે તે જન્માન્તરમાં ઉત્તમ જન્મ અને ઉત્તમ લોકાન્તરોમાં જન્મને પ્રાપ્ત થઈ સુખ ભોગવે છે, આ જન્મ વા પર જન્મમાં ઉત્તમ કીર્તિને પ્રાપ્ત થાય છે, કેમકે જે આ વાણી છે તેજ વેદોમાં સત્કાર અને તિરસ્કારનું કારણ લખ્યું છે, જે સત્ય વદે છે તે પ્રતિષ્ઠિત અને મિથ્યાવાદી નિંદિત થાય છે.

૧૧. સત્ય વદવાથી સાક્ષી પવિત્ર થાય છે અને સત્યજ બોલવાથી ધર્મ વધે છે, એટલામાટે સર્વ વર્ણોમાં સાક્ષિયોએ સત્ય બોલવુંજ યોગ્ય છે.

૧૨. આત્માનો સાક્ષી આત્મા, અને આત્માની ગતિ આત્મા છે, તેને જાણીને હે પુરૂષ! તું સર્વ મનુષ્યોના ઉત્તમ સાક્ષી પોતાના આત્માનું તું પોતે અપમાન ના કર અર્થાત્ સત્ય ભાષણ જે કે તારા આત્મા, મન, વાણીમાં છે, તે સત્ય અને જે એનાથી વિપરીત બોલે તે અસત્ય મિથ્યા ભાષણ છે.

૧૩. જે બોલનારા પુરૂષનો વિદ્વાન ક્ષેત્રજ્ઞ યથાવત્ શરીરને જાણવાવાળા આત્મા ભીતર શંકાને પ્રાપ્ત નથી થતો તેનાથી ભિન્ન વિદ્વાન્ લોક કોઈને ઉત્તમ પુરૂષ નથી જાણતા.

૧૪. હે કલ્યાણની ઇચ્છાકરનાર પુરૂષ! તું "હું એકલો છું" એમ સ્વાત્મામાં જાણીને મિથ્યા બોલે છે, તે ઠીક નથી, કિન્તુ જે બીજો તારા હૃદયમાં અન્તર્યામી રૂપથી પરમેશ્વર પુણ્ય પાપનો જોનાર મુનિ સ્થિત છે, તે પરમાત્માથી ડરીને સદા સત્ય વદ્યા કર.

लोभान्मोहाद्भयान्मैत्रात्कामात् क्रोधात्तथैव च ।
अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते ॥ १ ॥
एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् ।
तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः ॥ २ ॥
लोभात्सहस्रदण्ड्यस्तु मोहात्पूर्वन्तु साहसम् ।
भयाद्द्वौ मध्यमौ दण्ड्यौ मैत्रात्पूर्वं चतुर्गुणम् ॥ ३ ॥
कामाद्दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् ।
अज्ञानाद्द्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु ॥ ४ ॥
उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् ।
चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च ॥ ५ ॥

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः ।
साराऽपराधौ चालोक्य दण्डं दण्ड्येषु पातयेत् ॥ ६॥
अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्त्तिनाशनम् ।
अस्वर्ग्यश्च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥ ७ ॥
अदण्ड्यान्दण्डयन् राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन् ।
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ ८ ॥
वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम् ।
तृतीयं धनदण्डं तु बधदण्डमतः परम् ॥ ९ ॥

मनु० अ० ८ ॥ ११८–१२१ । १२७–१२९ ॥

૧. જે લોભ, મોહ, ભય, મિત્રતા, કામ, ક્રોધ, અજ્ઞાન, અને બાલકપણાથી સાક્ષી આપે, તે સર્વ મિથ્યા સમજી જાય.

૨. એથી ભિન્ન સ્થાનમાં સાક્ષી જુઠું બોલે તેને વક્ષ્યમાણ અનેકવિધ દંડ દેયા કરે.

૩. જે લોભથી જુઠી સાક્ષી પૂરે તો તેને રૂ ૧૫ાા= ( પંદર રૂપિયા દશ આના ) દંડ કરે, મોહથી જુઠી સાક્ષી આપે તો તેની પાસે રૂ ૩= ( ત્રણ રૂપિયા બે આના ) દંડ લે, ભયથી મિથ્યા સાક્ષી પૂરે તો તેની પાસેથી રૂ ૬ા ( સવા છ રૂપિયા ) દંડ લે અને જે પુરુષ મિત્રતાથી જુઠી સાક્ષી પૂરે તેની પાસેથી રૂ ૧૨ાા ( સાડા બાર રૂપિયા ) દંડ લે.

૪. જે મનુષ્ય કામનાથી મિથ્યા સાક્ષી આપે તેની પાશે રૂ ૨૫) પચ્ચીસ દંડ લે. જે પુરૂષ ક્રોધથી જુઠી સાક્ષી આપે તેના પાસે રૂ ૪૬ાા= છેતાલિશ રૂપિયા ચૌદ આના દંડ લે. જે પુરૂષ અજ્ઞાનતાથી જુઠી સાક્ષી આપે તેની પાસે રૂ ૬) છ રૂપિયા દંડ લે અને જે બાલકપણાથી મિથ્ય સાક્ષી આપે તેની પાસે રૂ ૧ાા- એક રૂપિયો નવ આના દંડ લે.

૫. દંડના ઉપસ્થેન્દ્રિય, ઉદર, જિહ્વા, હાથ, પગ, નેત્ર, નાક, કાન, ધન અને શરીર, એ દશ સ્થાન છે કે જે ઉપર દંડ દેવાય છે.

૬. પરંતુ જે જે દંડ લખ્યા છે, અને લખીશું તેમાં જેમ લોભથી સાક્ષી આપવામાં પંદર રૂપિયા દશ આના દંડ લખ્યો છે, પરન્તુ જે અત્યન્ત નિર્ધન હોય તો, તેની પાસે ઓછો અને ધનાઢ્ય હોય તો તેની પાસે તેથી બેવડો, ત્રેવડો અને ચોગણો સુધી પણ દંડ લે, અર્થાત્ જેવો દેશ, જેવો કાળ અને જેવો પુરૂષ હોય અને તેનો જેવો અપરાધ હોય તેવોજ દંડ કરે.

૭. કેમકે આ સંસારમાં જે અધર્મથી દંડ કરવો તે પૂર્વ પ્રતિષ્ઠા વર્તમાન અને ભવિષ્યતમાં અને પરજન્મમાં થનારી કીર્તિનો નાશ કરનારો છે અને પરજન્મમાં પણ દુઃખદાયક થાય છે એટલામાટે અધર્મયુક્ત દંડ કોઈને ન કરે.

૮. જે રાજા દંડનીયોને ન દંડ અને અદંડનીયને દંડ દે છે અર્થાત્ દંડ દેવા યોગ્યને છોડી દે અને જેને દંડ દેવો ન જોઇએ તેને દંડ દે છે, તે જીવતો છતાં મોટી નિન્દાને અને મરવા પછી મોટા દુઃખને પ્રાપ્ત થાય છે એટલા માટે જે અપરાધ કરે, તેનેજ સદા દંડ દે અને અનપરાધીને દંડ કદી ન દે.

૯. પ્રથમ વાણીનો દંડ અર્થાત્ તેની "નિન્દા;" બીજો "ધિક્" દંડ અર્થાત્ તને ધિક્કાર છે, તેં આવું નઠારૂં કામ કેમ કર્યું; ત્રીજો તેની પાસેથી ધન લેવું, અથવા "બધ" દંડ અર્થાત્ તેને કોરડા કે નેતરથી મારવો કે શિરચ્છેદન કરવું.

येन येन यथाङ्गेन स्तेनो नृषु विचेष्टते ।
तत्तदेव हरेदस्य प्रत्यादेशाय पार्थिवः ॥ १ ॥
पिताचार्य्यः सुहृन्माता भार्य्या पुत्रः पुरोहितः ।
नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥ २ ॥
कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः ।
तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥ ३ ॥
अष्टापाद्यन्तु शूद्रस्य स्तेये भवति किल्विषम् ।
षोडशैव तु वैश्यस्य द्वात्रिंशत् क्षत्रियस्य च ॥ ४ ॥
ब्राह्मणस्य चतुःषष्टिः पूर्णं वापि शतं भवेत् ।
द्विगुणा वा चतुःषष्टिस्तद्दोषगुणविद्धि सः ॥ ५ ॥
ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् ।
नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥ ६ ॥
वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः ।
साहसस्य नरः कर्त्ता विज्ञेयः पापकृत्तमः ॥ ७ ॥
साहसे वर्त्तमानन्तु यो मर्षयति पार्थिवः ।
स विनाशं व्रजत्याशु विद्वेषं चाधिगच्छति ॥ ८ ॥
न मित्रकारणद्राजा विपुलाद्वा धनागमात् ।
समुत्सृजेत् साहसिकान्सर्वभूतभयावहान् ॥ ९ ॥
गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ १० ॥

नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।
प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तन्मन्युमृच्छति ॥ ११ ॥
यस्य स्तेनः पुरे नास्ति नान्यस्त्रीगो न दुष्टवाक् ।
न साहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥ १२ ॥

मनु० अ० ८ ॥ ३३४–३३८ । ३४४–३४७ । ३५० ॥

૧. ચોર જે પ્રકારે જે જે અંગે મનુષ્યોની અંદર વિરૂદ્ધ ચેષ્ટા કરે છે તે તે અંગને સર્વ મનુષ્યોની શિક્ષા અર્થે રાજા હરણ અર્થાત્ છેદન કરી દે.

૨. જોઇએ તો પિતા, આચાર્ય, મિત્ર, સ્ત્રી, પુત્ર અને પુરોહિત, કેમ ન હોય ? જે સ્વધર્મમાં સ્થિત નથી રહેતો, તે રાજાનો અદંડ્ય નથી હોતો, અર્થાત્ જ્યારે રાજા ન્યાયાસન પર બેસી ન્યાય કરે, ત્યારે કોઇનો પક્ષપાત ન કરે, કિન્તુ યથોચિત દંડ દે.

૩. જે અપરાધમાં સાધારણ મનુષ્યપર એક પૈસો દંડ હોય તેજ અપરાધમાં રાજાપર સહસ્ત્ર પૈસાનો દંડ હોવો જોઇએ અર્થાત્ સાધારણ મનુષ્ય કરતાં રાજાને સહસ્ત્ર ગણો દંડ થવો જોઇએ.

૪. મંત્રી અર્થાત્ રાજાના દીવાનને આઠસો ગણો, તેનાથી ન્યૂનને સાતસો ગણો અને તેનાથી પણ ન્યૂનને છસો ગણો; એ પ્રકારે ઉત્તરોત્તર અર્થાત્ જે નાનાથી નાનો ભૃત્ય એટલે ચપરાસી હોય, તેને પણ આઠ ગણા દંડથી ઓછો ન હોવો જોઇએ, કેમકે યદિ પ્રજાપુરૂષો કરતાં રાજપુરૂષોને અધિક દંડ ન થાય તો રાજપુરૂષ પ્રજાપુરૂષોનો નાશ કરી દે. જેમ સિંહ અધિક અને બકરી થોડા દંડથી વશ થઇ જાય છે તેટલા માટે રાજાથી લઇને નાનામાં નાના ભૃત્ય પર્યન્ત રાજપુરુષોને અપરાધમાં પ્રજાપુરૂષોથી અધિક દંડ થવો જોઇએ. તેમજ જે કાંઇક વિવેકી થઇ ચોરી કરે તે શૂદ્રને ચોરીથી આઠ ગણો, વૈસ્યને સોળ ગણો અને ક્ષત્રિયને વીસ ગણો.

૫. બ્રાહ્મણને ચોસઠ ગણો કે સો ગણો અથવા એકસો અઠ્ઠાવીસ ગણો દંડ કરવો જોઇએ અર્થાત્ જેનું જેટલું જ્ઞાન અને જેટલી પ્રતિષ્ઠા અધિક હોય તેને અપરાધમાં પણ તેટલોજ અધિક દંડ થવો જોઇએ.

૬. રાજ્યાધિકારી ધર્મ અને ઐશ્વર્યની ઇચ્છા કરનારા રાજા બલાત્કાર કામ કરનારા (ડાકુઓ) ને દંડ દેવામાં એક ક્ષણ પણ વિલમ્બ ન કરે.

સહાસિક પુરૂષના લક્ષણ:—

૭. દુષ્ટ વચન વદનાર, ચોરી કરનાર અને વિના અપરાધે દંડ દેવાવાળાથી પણ સાહસ બલાત્કાર કામ કરનાર છે, તે અતીવ પાપી દુષ્ટ છે.

૮. જે રાજા સાહસની અંદર વર્તમાન પુરૂષને દંડ ન દઇને સહન કરે છે, તે રાજા શીઘ્ર નાશને પ્રાપ્ત થાય છે અને તેથી રાજ્યમાં દ્વેષ ઉઠે છે.

૯. મિત્રતા કે પુષ્કલ ધન પ્રાપ્તિથી પણ રાજા સર્વે પ્રાણિયોને દુઃખ દેનાર, સાહસિક મનુષ્યને બન્ધન છેદન કર્યા વિના કદી પણ નહીં છોડે.

૧૦. જોઇએ તો ગુરૂ હોય, પુત્રાદિ બાલક હોય, પિતાદિ વૃદ્ધ હોય, બ્રાહ્મણ હોય, બહુ શાસ્ત્રોનો શ્રોતા પણ કેમ ન હોય; જે ધર્મને છોડીને અધર્મમાં વર્તમાન, અન્યને વિના અપરાધ મારવાવાળો છે તેને વિના વિચારે મારી નાખવો અર્થાત્ મારીને પછી વિચાર કરવો જોઇએ.

૧૧. દુષ્ટ પુરૂષોને મારવામાં હન્તાને પાપ નથી થતું, જોઇએ તો પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ મારે; કેમકે ક્રોધીને ક્રોધથી મારવો તે જાણે ક્રોધ સાથે ક્રોધની લડાઇ છે.

૧૨. જે રાજાના રાજ્યમાં ન ચોર, ન પરસ્ત્રી ગામી, ન દુષ્ટ વચન વદનાર, ન સાહસિક ડાકુ (લુટારા) અને ન દંડઘ્ન અર્થાત્ રાજાની આજ્ઞાને અભંગ પાળનાર છે, તે રાજા અતીવ શ્રેષ્ઠ છે.

भर्त्तारं लंघयेद्या स्त्री स्वज्ञातिगुणदर्पिता ।
तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ॥ १ ॥
पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे ।
अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ २ ॥
दीर्घाध्वनि यथादेशे यथाकालङ्करो भवेत् ।
नदीतीरेषु तद्विद्यात्समुद्रे नास्ति लक्षणम् ॥ ३ ॥
अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च ।
आयव्ययौ च नियतावाकरान्कोषमेव च ॥ ४ ॥
एवं सर्वानिमान्राजा व्यवहारान्समापयन् ।
व्यपोह्य किल्बिषं सर्वं प्राप्नोति परमां गतिम् ॥ ५ ॥

मनु० अ० ८ ॥ ३७१ । ३७२ । ४०६ । ४१९ । ४२० ॥

૧ જે સ્ત્રી સ્વજાતિ, ગુણના ઘમણ્ડથી પતિને છોડી વ્યભિચાર કરે તેને બહુ સ્ત્રી અને પુરૂષો સામે કુતરાં પાસે જીવતી કરડાવીને રાજા મારી નંખાવે.

૨. એજ પ્રકારે સ્વપત્નિને છોડીને પરસ્ત્રી કે વેશ્યા ગમન કરે, તે પાપીને લોઢાના પલંગને અગ્નિયે તપાવી લાલ કરીને તે ઉપર સુવાડી, બહુ પુરૂષોની સન્મુખ જીવતો ભસ્મ કરી દે.

પ્રશ્ન—જો રાજા કે રાણી અથવા ન્યાયાધીશ કે તેની સ્ત્રી વ્યભિચારાદિ કુકર્મ કરે તો તેને કોણ દંડે?

ઉત્તર—સભા. તેને તો પ્રજાપુરૂષોથી પણ અધિક દંડ થવો જોઇએ.

પ્રશ્ન—રાજાદિ તેનો દંડ કેમ ગ્રહણ કરશે?

ઉત્તર—રાજા પણ એક ભાગ્યશાલી પુણ્યાત્મા મનુષ્ય છે જ્યારે તેને દંડ ન દેવામાં આવે

અને તે દંડ ગ્રહણ ન કરે તો બીજા મનુષ્યો દંડને કેમ માનશે? અને જ્યારે સર્વ પ્રજા, પ્રધાન, રાજ્યાધિકારી અને સભા ધાર્મિકતાથી દંડ દેવા ચાહે તો એકલો રાજા શું કરી શકે છે? જો એવી વ્યવસ્થા ન હોય તો રાજા પ્રધાન અને સર્વ સમર્થ પુરૂષ અન્યાયમાં ડૂબીને, ન્યાયધર્મને ડૂબાડીને, સર્વ પ્રજાનો નાશ કરીને, પોતે પણ નષ્ટ થઈ જાય, અર્થાત્ તે શ્લોકના અર્થનું સ્મરણ કરો કે ન્યાયયુક્ત દણ્ડનુંજ નામ રાજા અને ધર્મ છે. જે તેનો લોપ કરે છે, તેનાથી નીચ પુરૂષ બીજો કોણ હોશે?

પ્રશ્ન—આ કરડો દણ્ડ દેવો ઉચિત નથી કેમકે મનુષ્ય કોઇ અંગનો બનાવનાર કે જીવાડનાર નથી. તેથી એવો દંડ દેવો ન જોઇએ.

ઉત્તર—જે એને કરડો દંડ જાણે છે તે રાજનીતિને સમજતો નથી કેમકે એક પુરૂષને એ પ્રકારે દણ્ડ થવાથી સર્વ લોક બુરા કામ કરવાથી અલગ રહેશે, અને બુરા કામને છોડીને ધર્મ માર્ગમાં સ્થિત રહેશે. સાચું પૂછો તો એ છે કે એક રાઇપૂર પણ આ દણ્ડ સર્વને ભાગે નહીં આવશે અને જો સુગમ દંડ દેવામાં આવે તો દુષ્ટ કામ ઘણું વધારે થવા લાગે તો કે જેને તમે સુગમ દણ્ડ કહો છો, તે ક્રોડો ગણો અધિક હોવાતી ક્રોડો ગણો કડણ થાય છે. કેમકે જ્યારે બહુ મનુષ્ય દુષ્ટકર્મ કરશે, ત્યારે થોડો થોડો દણ્ડ પણ દેવો પડશે અર્થાત્ જેમ એકને મણભર દણ્ડ થયો અને બીજાને પાશેર તો એકંદરે એક મણ પાશેર થાય છે, તો પ્રત્યેક મનુષ્યને ભાગે અર્ધમણ, નવટાક દંડ પડયો, આવા સુગમ દણ્ડને દુષ્ટ લોક શું સમજે છે? જેમ સહસ્ર મનુષ્યને પાસેર પાસેર દણ્ડ થયો તો ૬। મણ મનુષ્ય જાતિ પર દંડ થવાથી એક મણ કરતાં અધિક અને એજ કરડો; તથા તે એક મણ દંડ ન્યુન અને સુગમ થવાનો છે.

૩. લાંબા માર્ગમાં જે સમુદ્રની ખાડીઓ અથવા નદી તથા મોટા નદોમાં જેટલો લાંબો દેશ હોય તેના પ્રમાણમાં કર નાખવો, મહાસમુદ્રમાં નિશ્ચિત કર નાંખી શકાતો નથી પણ જો અનુકૂળ જણાય કે જેથી રાજા અને મોટી મોટી નૌકાઓને ચલાવનારા એ બેઉને લાભકારક થાય તેવી વ્યવસ્થા કરવી; પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે જેઓ કહેછે કે પૂર્વે નૌકાઓ ચાલતી નહોતી તેઓ જૂઠા છે. દેશદેશાંતરમાં તથા દ્વીપદ્વીપાંતરમાં નૌકામાં જનારાઓએ પોતાની પ્રજાના પુરૂષોની સર્વત્ર રક્ષા કરી તેમને કોઇ પણ પ્રકારનું દુઃખ પડવા ન દેવું જોઇએ.

૪. રાજાએ હમેશ-કર્મોની સમાપ્તિ, હાથી, ઘોડા આદિ વાહનો, નિયત લાભ તથા ખરચ, **આકર** એટલે રત્નાદિની ખાણો અને **કોષ** એટલે ખજાનો જોતાં રહેવું.

૫ સર્વ વ્યવહારોને આ પ્રમાણે યથાવત્ સમાપ્ત કરનાર રાજા સર્વ પાપોથી છૂટી પરમગતિ–મોક્ષ સુખને પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન—સંસ્કૃત વિદ્યામાં પૂરેપૂરી રાજનીતિ છે કે અધૂરી?

ઉત્તર—પૂરી છે કેમકે જે જે ભૂગોળમાં રાજનીતિ ચાલી છે અને ચાલશે, તે તે સર્વ સંસ્કૃત વિદ્યામાંથી લીધી છે અને જેનો પ્રત્યક્ષ લેખ નથી તેને માટે:—

**प्रत्यहं लोकदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ॥ मनु० ८ । ३ ॥**

જે નિયમો રાજાપ્રજાને સુખકારક અને ધર્મયુક્ત સમજાય તે તે નિયમો પૂર્ણવિદ્વાનોની રાજસભા બાંધ્યા કરે. પરન્તુ આ વાતપર નિત્ય ધ્યાન રાખવું કે જ્યાંસુધી બની સકે ત્યાંસુધી બાલ્યવસ્થામાં વિવાહ ન કરવા દેવા, યુવાવસ્થામાં પણ વિના પ્રસન્નતાના વિવાહ ન કરવા કરાવવા અને ન કરવા દેવા, બ્રહ્મચર્ય્યનું સેવન યથાવત્ કરવું, વ્યભિચાર અને બહુ વિવાહ બન્ધ કરવા, કે જેથી શરીર અને આત્મામાં પૂર્ણ બલ સદા રહે. કેમકે જો કેવલ આત્માનું બલ–વિદ્યા જ્ઞાન વધાર્યા જાય અને શારીરિક બલ ન વધારે, તો એકજ બલવાન પુરૂષ જ્ઞાની અને સેંકડો વિદ્વાનોને છતી સકે છે અને જો કેવલ શરીરનુંજ બલ વધાર્યા જાય અને આત્માનું નહી, તોપણ રાજ્યપાલનની ઉત્તમ વ્યવસ્થા વિના વિદ્યા કદી થઇ નથી સક્તી અને વિના વ્યવસ્થા સર્વે પોતપોતામાં ફૂટ તૂટ, વિરોધ, લડાઇ, ઝગડા કરી નષ્ટભ્રષ્ટ થઇ જાય, એટલા માટે સર્વદા શરીર અને આત્માના બલને વધારતાં રહેવું જોઇએ. જેમ બલ અને બુદ્ધિનો નાશક વ્યવહાર, વ્યભિચાર અને અતિવિષયાસક્તિ એ છે તેવો બીજો નથી. વિશેષતઃ ક્ષત્રિયોને દૃઢાંગ અને બલયુક્ત રહેવું જોઇએ કેમકે જ્યારે તેજ વિષયાસક્ત થશે ત્યારે તો રાજ્યધર્મ પણ નષ્ટ થઇ જશે: વળી આ ઉપર પણ ધ્યાન રાખવું જોઇએ કે "**यथा राजा तथा प्रजा**" જેવા રાજા થાય છે તેવીજ તેની પ્રજા બને છે. એટલા માટે રાજા અને રાજપુરૂષોને અતિ ઉચિત છે કે કદી પણ દુષ્ટાચાર ન કરે, કિન્તુ સર્વદા ધર્મ ન્યાયથી વર્ત્તીને સર્વના સુધારના પોતે દૃષ્ટાન્ત બને.

આ સંક્ષેપે રાજધર્મનું વર્ણન અહિં કર્યું છે. વિશેષ વેદ, મનુસ્મૃતિના સાતમાં, આઠમા, નવમા અધ્યાયમાં, તથા શુક્રનીતિ, વિદુરપ્રજાગર, અને મહાભારત શાન્તિપર્વના રાજધર્મ અને આપતધર્મ આદિ પુસ્તકોમાં જોઇને પૂર્ણ રાજનીતિને ધારણ કરી, માણ્ડલિક અથવા સાર્વભૌમ ચક્રવર્તી રાજ્ય કરે અને એજ સમજે કેઃ—

**"वयं प्रजापतेः प्रजा अभूम" ॥ यजु०**

અમે પ્રજાપતિ અર્થાત્ પરમેશ્વરની પ્રજા અને પરમાત્મા અમારા રાજા, અમે તેના કિંકર, ભૃત્યવત્ છિયે, તે કૃપા કરીને સૃષ્ટિમાં અમને રાજ્યાધિકારી કરે અને અમારે હસ્તે પોતાના સત્યન્યાયની પ્રવૃત્તિ કરાવે.

હવે આગળ ઇશ્વર અને વેદ વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्द सरस्वतीस्वामिकृते सत्यार्थ-**
**प्रकाशे सुभाषाविभूषिते राजधर्मविषये**
**षष्ठः समुल्लासः सम्पूर्णः ॥ ६ ॥**

# अथ सप्तमसमुल्लासारम्भः ॥

## अथेश्वरवेदविषयं व्याख्यास्यामः ॥

ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन् देवा अधि विश्वे निषेदुः ।
यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥ १ ॥
ऋ० । मं० । १ सू० १६४ । मं० ३९ ॥

ईशावास्यमिदꣳ सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥ २ ॥
यजु० अ० ४० । मं० १ ॥

अहम्भुवं वसुनः पूर्व्यस्पतिरहं धनानि सं जयामि शश्वतः ।
मां हवन्ते पितरं न जन्तवोऽहं दाशुषे विभजामि भोजनम् ॥ ३ ॥
ऋ० । मं १० । सू० ४८ । मं० १ ॥

अहमिन्द्रो न परा जिग्य इद्धनं न मृत्यवेऽव तस्थे कदाचन ।
सोममिन्मा सुन्वन्तो याचता वसु न मे पूरवः सख्ये रिषाथन ॥ ४ ॥
ऋ० । मं० १० । सू० ४८ । मं० २ ॥

( **ऋचो अक्षरे** ) એ મંત્રનો અર્થ બ્રહ્મચર્ય્યાશ્રમની શિક્ષામાં લખ્યો છે, અર્થાત્ જે સર્વે દિવ્ય ગુણ કર્મ સ્વભાવ વિદ્યા યુક્ત અને જેમાં પૃથિવી સૂર્ય્યાદિ લોક સ્થિત છે અને જે આકાશની સમાન વ્યાપક સર્વ દેવના દેવ પરમેશ્વર છે, તેને જે મનુષ્ય નથી જાણતો, નથી માનતો, અને તેનું ધ્યાન નથી કરતો તે નાસ્તિક મન્દમતિ, સદા દુઃખસાગરમાં ડૂબીજ રહે છે, એટલા માટે સર્વદા તેને જાણીને સર્વ મનુષ્યો સુખી થાય છે.

પ્રશ્ન—વેદમાં ઇશ્વર અનેક છે એ વાત તમે માનો છો કે નહીં ?

ઉત્તર—નથી માનતો. કેમકે ચારે વેદમાં એવું કહીં નથી લખ્યું કે જેથી અનેક ઇશ્વર સિદ્ધ થાય કિન્તુ એ તો લખ્યું છે કે ઇશ્વર એક છે.

પ્રશ્ન—વેદોમાં જે અનેક દેવતા લખ્યા છે તેનો શો અભિપ્રાય છે ?

ઉત્તર—દેવતા દિવ્ય ગુણ યુક્ત હોવાને લીધે કહેવાય છે, જેમકે પૃથિવી. પરન્તુ એને કહીં ઇશ્વર અથવા ઉપાસનીય નથી માની. જુઓ આજ મંત્રમાં કે જેમાં સર્વ દેવતા સ્થિત છે, તે જાણવા અને ઉપાસના કરવા યોગ્ય ઇશ્વર છે. એ તેમની ભૂલ છે, કે જેઓ દેવતા શબ્દથી ઇશ્વરનું ગ્રહણ કરે છે. પરમેશ્વર દેવોનો દેવ હોવાથી મહાદેવ એટલાજ માટે કહેવાય છે, કે તેજ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કર્ત્તા, ન્યાયાધીશ અને અધિષ્ઠાતા છે.

" **त्रयस्त्रिंशत्त्रिशता०** ॥ "

ઇત્યાદિ વેદોમાં પ્રમાણ છે. એની વ્યાખ્યા શતપથમાં કરી છે, કે તેત્રીસ દેવ—પૃથિવી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, ચન્દ્રમા, સૂર્ય અને નક્ષત્ર એ સર્વ સૃષ્ટિના નિવાસસ્થાન હોવાથી એ આઠ વસુ.

પ્રાણ, અપાન, ઉદાન વ્યાન, સમાન, નાગ, કૂર્મ્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય અને જીવાત્મા, એ અગ્યાર રૂદ્ર એટલા માટે કહેવાય છે કેમ કે તેઓ જ્યારે શરીરને છોડે છે ત્યારે રોદન કરાવનાર થાય છે.

સંવત્સરના બાર મહીના-બાર આદિત્ય એટલા માટે છે કે એ સર્વની આયુષ્ય લેતા જાય છે.

વિજલીનું નામ ઇંદ્ર એ હેતુથી છે કે એ પરમ ઐશ્વર્યનો હેતુ છે.

૧ યજ્ઞને પ્રજાપતિ કહેવાનું કારણ એ છે કે જેથી વાયુ, વૃષ્ટિ, જલ, ઔષધીની શુદ્ધિ, વિદ્વાનોના સત્કાર અને નાના પ્રકારની શિલ્પવિદ્યાથી પ્રજાનું પાલન થાય છે. આ (તેત્રીસ) પદાર્થો પૂર્વોક્ત ગુણોને લીધે દેવ કહેવાય છે. પરમાત્મા એનો સ્વામી અને સર્વથી મોટો હોવાથી તેને ચોત્રિસમો ઉપાસ્યદેવ શતપથના ચૌદમા કાંડમાં સ્પષ્ટ લખ્યો છે. એ પ્રકારે અન્યત્ર પણ લખ્યું છે. જો તેઓ આ શાસ્ત્રોને જોતે તો વેદમાં અનેક ઇશ્વર માનવારૂપ ભ્રમજાલમાં પડી શા માટે એવું બકતે ?

૨. હે મનુષ્ય જે કંઇ આ સંસારમાં જગત્ છે તે સર્વમાં વ્યાપ્ત થઇને નિયન્તા છે જે તે ઇશ્વર કહેવાય છે તેનાથી ડરી તું અન્યાયથી કોઇના ધનની આકાંક્ષ ન કર. એ અન્યાયનો ત્યાગ કરી અને ન્યાયાચરણ રૂપ ધર્મે કરીને પોતાના આત્માના આનન્દને ભોગવ.

૩. ઇશ્વર સર્વને ઉપદેશ કરે છે કે, હે મનુષ્યો ! હું ઇશ્વર સર્વેથી પૂર્વે વિદ્યમાન સર્વ જગતનો પતિ છું. હું સનાતન જગત્કારણનો અને સર્વ ધનોનો વિજય કરનાર અને દાતા છું. સર્વ જીવોએ જેમ પિતાને સન્તાન બોલાવે છે, તેમ મનેજ બોલાવવો જોઇએ. હું સર્વને સુખ આપનાર જગતને માટે નાના પ્રકારના ભોજનોના વિભાગ પાલનાર્થે કરૂં છું.

૪. હું પરમૈશ્વર્યવાન્ સૂર્યની પેઠે સર્વ સૃષ્ટિનો પ્રકાશક છું. કદી પણ પરરાજ્યને પ્રાપ્ત નથી થતો અને કદી મૃત્યુને પણ પ્રાપ્ત થતો નથી, હુંજ જગદ્રૂપ ધનનો નિર્માતા છું. સર્વ જગતની ઉત્પત્તિ કરનાર મનેજ જાણો. હે જીવો ! ઐશ્વર્ય પ્રાપ્તિનો યત્ન કરતા થકા તમે લોક વિજ્ઞાનાદિ ધન મારી પાસે માંગો અને તમે લોક મારી મિત્રતાથી અલગ ન રહો ! હે મનુષ્યો ! હું સત્યભાષણરૂપ સ્તુતિ કરનાર મનુષ્યને સનાતન જ્ઞાનાદિ ધન આપું છું. હું બ્રહ્મ-વેદનો પ્રકાશક અને મને તે વેદ યથાવત્ કહે છે. તેથી સર્વના જ્ઞાનને હું વધારનાર, હું સત્પુરૂષનો પ્રેરક, યજ્ઞ કરનારને ફલ પ્રદાતા અને આ વિશ્વમાં જે કાંઇ છે, તે સર્વ કાર્યનો બનાવનાર અને ધારણ કરનાર છું. એટલા માટે તમે લોક મને છોડી, કોઇ અન્યને મારા સ્થાનમાં ન પૂજો, ન માનો, અને ન જાણો.

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।**
**स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ १ ॥**

**यजुः अ० १३ । ४ ॥**

હે મનુષ્યો ! જે સૃષ્ટિની પૂર્વે સર્વ સૂર્યાદિ તેજવાલા લોકોનું ઉત્પત્તિ સ્થાન, આધાર અને જે કાંઇ ઉત્પન્ન થયું, છે અને થશે, તેનો સ્વામી હતો, છે અને રહેશે. તે પૃથિવીથી લઇને સૂર્ય લોક પર્યન્ત સૃષ્ટિને બનાવીને ધારણ કરી રહ્યો છે, તે સુખરૂપ પરમાત્માનીજ ભક્તિ જેમ અમે કરિયે છિયે તેમ તમે પણ કરો.

પ્રશ્ન—આપ ઇશ્વર ઇશ્વર કહો છો પરન્તુ તેની સિદ્ધિ કેવે પ્રકારે કરો છો ?

ઉત્તર—સર્વ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી.

પ્રશ્ન—ઇશ્વરમાં પ્રત્યક્ષાદિ પ્રમાણ કદી લાગુ થઇ શકતાં નથી.

ઉત્તર:—

**इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम् ॥**

**न्या० । अ० १ । सू० ४ ॥**

આ ગૌતમ મહર્ષિકૃત ન્યાયદર્શનનું સૂત્ર છે.

શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિવ્હા, ઘ્રાણ, અને મનના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, સુખ, દુઃખ, સત્યાસત્ય વિગેરે વિષયોની સાથે સંબંધ થવાથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને પ્રત્યક્ષ કહે છે, પરંતુ તે નિર્ભ્રમ હોવું જોઇએ.

હવે વિચારવું જોઇએ કે ઇન્દ્રિયો અને મનથી ગુણોનું પ્રત્યક્ષ થાય છે, ગુણીનું નહીં. જેમ ત્વચાદિ ચારે ઇન્દ્રિયોથી સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધનું જ્ઞાન થયાથી ગુણી જે પૃથિવી તેનું આત્મા-યુક્ત મને કરીને પ્રત્યક્ષ કરવામાં આવે છે તેજ પ્રમાણે આ પ્રત્યક્ષ સૃષ્ટિમાં રચના વિશેષાદિ જ્ઞાનાદિ ગુણોનું પ્રત્યક્ષ થાય છે, તેમ પરમેશ્વરનું પણ પ્રત્યક્ષ છે. જ્યારે આત્મા મનને અને મન ઇન્દ્રિયોને કોઈ વિષયમાં પ્રેરે છે અથવા ચોરી આદિ દુષ્ટ અને પરોપકાર આદિ સુકર્મ કરવાનો જે ક્ષણે આરંભ કરે છે, તે સમયે જીવની ઇચ્છા જ્ઞાનાદિ તેજ ઇચ્છિત વિષયમાં પરોવાઇ જાય છે, પણ તેજ ક્ષણે આત્માની અંદરથી દુષ્ટ કર્મ કરવામાં ભય, શંકા, અને લજ્જા, તથા સુકર્મ કરવામાં અભય, નિઃશંકતા અને આનન્દોત્સાહ ઉઠે છે. તે જીવાત્મા તરફથી નહિ પણ પરમાત્મા તરફથી છે. પણ જ્યારે જીવાત્મા શુદ્ધ થઇને પરમાત્માનો વિચાર કરવામાં તત્પર રહે છે ત્યારે તેને તેજ સમયે બેઉ અર્થાત્ ઇશ્વરના ઉપર કહેલા ગુણ અને તેનો ગુણી ઇશ્વર પ્રત્યક્ષ થાય છે. જ્યારે પરમેશ્વર પ્રત્યક્ષ ગમ્ય છે ત્યારે તો અનુમાનાદિથી પરમેશ્વરનું જ્ઞાન થવામાં શો સન્દેહ છે? કેમકે કાર્યને જોઇ કારણનું અનુમાન થાય છે.

પ્રશ્ન—ઇશ્વર વ્યાપક છે કે કોઇ દેશ વિશેષમાં રહે છે?

ઉત્તર—વ્યાપક છે કેમકે એક દેશમાં રહે છે તે સર્વાન્તર્યામી, સર્વજ્ઞ, સર્વનિયંતા, સર્વસ્રષ્ટા, સર્વધર્ત્તા અને પ્રલય કર્ત્તા થઇ શકતો નથી. અપ્રાપ્ત દેશમાં કર્ત્તાની ક્રિયાનો અસંભવ છે.

પ્રશ્ન—પરમેશ્વર દયાલુ અને ન્યાયકારી છે કે નહીં?

ઉત્તર—છે.

પ્રશ્ન—એ બેઉ ગુણો પરસ્પર વિરૂદ્ધ છે. જો ન્યાય કરે તો દયા, અને દયા કરે તો ન્યાય ન થાય કેમકે ન્યાય તેને કહે છે કે કર્માનુસારે એટલે ન અધિક ન ન્યૂન સુખ દુઃખ પોંચાડવું અને દયા તેને કહે છે કે જે અપરાધીને વિના દંડ કરે છોડી દેવો.

ઉત્તર—ન્યાય અને દયામાં નામ માત્રનોજ ભેદ છે, કેમકે ન્યાયથી જે પ્રયોજન સિદ્ધ થાય છે તેજ દયાથી દંડ દેવાનું પ્રયોજન છે, અર્થાત્ જેથી મનુષ્ય અપરાધ કરતો અટકે અને દુઃખને પ્રાપ્ત ન થાય તેજ દયા કહેવાય છે, કે જે પારકાનાં દુઃખોને છોડવે. જે અર્થ દયા તથા ન્યાયના તમે કર્યા તે ઠીક નથી, કેમકે જેણે જેવું ને જેટલું દુષ્ટ કર્મ કર્યું હોય તેને તેવોને તેટલોજ દંડ કરવો તેનું નામ ન્યાય છે. અપરાધીને દંડ ન દેવામાં આવે, તો દયાનો નાશ થઇ જાય, કેમકે એક અપરાધી લુટારાને છોડી મૂકવાથી તે સહસ્રો ધર્માત્મા પુરૂષોને દુઃખ દે છે. જ્યારે એકને છોડવાથી સહસ્ર મનુષ્યને દુઃખ પ્રાપ્ત થાય તો તે દયા કેવે પ્રકારે થઇ શકે? દયા તેજ છે કે તે લુટારાને કારાગારમાં પૂરી પાપ કરવાથી બચાવવો. એક લુટારાને મારી નાખવાથી તે લુટારા પર અને અન્ય સહસ્ર મનુષ્યો પર દયા પ્રકાશિત થાય છે.

પ્રશ્ન—તો પછી દયા અને ન્યાય એ શબ્દો કેમ થયા? કેમકે એ બેના અર્થ જો એકજ થાય

છે તો એ શબ્દનું હોવું વ્યર્થ છે. એટલામાટે એક શબ્દનું રહેવું ઠીક છે. એથી શું વિદિત થાય છે, કે દયા અને ન્યાયનું એક પ્રયોજન નથી.

ઉત્તર—શું એક અર્થના અનેક નામ અને એક નામના અનેક અર્થ નથી હોતાં?

પ્રશ્ન—હોય છે.

ઉત્તર—તો પછી તમને શંકા કેમ થઈ?

પ્રશ્ન—સંસારમાં સાંભળિયે છિયે તે માટે.

ઉત્તર—સંસારમાં તો સાચું જૂઠું બેઉ સાંભળવામાં આવે છે, પરન્તુ તેનો વિચાર કરી, નિશ્ચય કરવો એ આપણું કામ છે.

જુઓ, ઇશ્વરની પૂર્ણ દયા તો એ છે કે જેણે સર્વ જીવોના પ્રયોજન સિદ્ધ થવા માટે જગતમાં સર્વ પદાર્થો ઉત્પન્ન કરીને દાન દઇ રાખ્યા છે, એથી ભિન્ન બીજી મોટી દયા કઇ છે? હવે ન્યાયનું ફલ પ્રત્યક્ષ દેખાય છે કે સુખદુઃખની વ્યવસ્થા અધિક અને ન્યૂનતાથી ફલને પ્રકાશિત કરી રહી છે. આ બેનો એટલોજ ભેદ છે કે મનમાં સર્વેને સુખ થવાની અને દુઃખથી છૂટવાની જે ઇચ્છા અને ક્રિયા કરવી તે દયા છે; અને બાહ્યચેષ્ટા અર્થાત્ બન્ધન છેદનાદિ યથાવત્ દંડ દેવો એ ન્યાય કહેવાય છે. બેઉનું એકજ પ્રયોજન એ છે કે સર્વને દુઃખ અને પાપથી પૃથક્ કરી દેવા.

પ્રશ્ન—ઇશ્વર સાકાર છે કે નિરાકાર?

ઉત્તર—નિરાકાર. જો સાકાર હોત તો વ્યાપક નહિ થઇ શકતે અને જો વ્યાપક ન હોય તો સર્વ જ્ઞાનાદિગુણ પણ ઇશ્વરમાં ન ઘટિ શકતે. કારણ કે પરિમિત વસ્તુમાં ગુણ, કર્મ, સ્વભાવ, પણ પરિમિત રહે છે, તથા તે શીતોષ્ણ ક્ષુધા, તૃષા અને રોગ, દોષ, છેદન, ભેદન, આદિથી રહિત થઇ શકતો નથી. એથી એજ નિશ્ચિત છે કે ઇશ્વર નિરાકાર છે. જો સાકાર હોય તો તેના નાક, કાન, આંખ આદિ અવયવોનો બનાવનાર કોઇ બીજો હોવો જોઈએ, કેમકે જે સંયોગથી ઉત્પન્ન થાય છે, તેને સંયુક્ત કરનાર કોઈ નિરાકાર, ચેતન અવશ્ય હોવો જોઈએ. જો કોઇ એમ કહે કે ઇશ્વરે સ્વેચ્છાથી પોતે પોતાનું શરીર બનાવી લીધું, તોપણ તેજ સિદ્ધ થયું કે શરીર ધારી બન્યા પહેલાં તે નિરાકાર હતો એટલા માટે પરમાત્મા કદી શરીર ધારણ નથી કરતો કિન્તુ નિરાકાર હોવાથી સર્વ જગતને સૂક્ષ્મ કારણોમાંથી સ્થૂલાકાર બનાવી દે છે.

પ્રશ્ન—ઇશ્વર સર્વશક્તિમાન છે વા નહિં?

ઉત્તર—છે. પરંતુ જેમ તમે સર્વશક્તિમાન શબ્દનો અર્થ જાણો છો તેવો નહીં. કિંતુ સર્વશક્તિમાન શબ્દનો એજ અર્થ છે કે ઇશ્વર પોતાનું કામ અર્થાત્ ઉત્પત્તિ, પાલન, પ્રલય આદિ અને સર્વ જીવોના પુણ્ય પાપની યથાયોગ્ય વ્યવસ્થા કરવામાં કિંચિત્ પણ કોઇની સહાયતા નથી લેતો. અર્થાત્ પોતાના અનન્ત સામર્થ્યથીજ પોતાનું સર્વ કામ પૂર્ણ કરી લે છે.

પ્રશ્ન—અમે તો એમ માનિયે છિયે કે ઇશ્વર ચાહે તે કરે, કેમકે એના ઉપર બીજો કોઇ નથી.

ઉત્તર—તે શું ચાહે છે? જો તમે કહો કે સર્વ કાંઇ ચાહે છે અને કરી શકે છે, તો અમે તમને પૂછિયે છિયે કે શું પરમેશ્વર પોતાને મારી શકે છે? અનેક ઇશ્વર બનાવી શકે છે? સ્વયં અવિદ્વાન બની શકે છે? ચોરી, વ્યભિચારાદિ, પાપ કર્મ કરી શકે છે? અને દુઃખી પણ થઇ શકે છે? જેમ એ કામ ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવથી વિરૂદ્ધ છે, તેમ તમારૂં કહેવું કે તે સર્વ કાંઇ કરી સકે છે, એ કદી પણ બની શકતું નથી. માટે સર્વશક્તિમાન શબ્દનો અર્થ જે અમે કહ્યો તેજ ઠીક છે.

પ્રશ્ન—પરમેશ્વર સાદિ છે વા અનાદિ?

ઉત્તર—અનાદિ અર્થાત જેનું આદિ કોઈ કારણ કે સમય ન હોય, તેને અનાદિ કહે છે ઇત્યાદિ સર્વ અર્થ પ્રથમ સમુલ્લાસમાં કર્યો છે તે જોઇ લેવો.

પ્રશ્ન—પરમેશ્વર શું ચાહે છે?

ઉત્તર—સર્વની ભલાઇ અને સર્વને માટે સુખ ચાહે છે, પરન્તુ સ્વતંત્રતાની સાથે કોઇને પણ પાપ કર્યા વગર પરાધીન નથી કરતો.

પ્રશ્ન—પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરવી જોઇએ કે નહિ?

ઉત્તર—કરવી જોઇએ.

પ્રશ્ન—શું સ્તુતિ આદિ કરવાથી ઇશ્વર સ્વનિયમ છોડીને સ્તુતિ પ્રાર્થના કરનારના પાપ છોડાવી દેશે?

ઉત્તર—ના.

પ્રશ્ન—તો પછી સ્તુતિ પ્રાર્થના શા માટે કરવી?

ઉત્તર—એ કરવાનું ફલ જૂદુંજ છે.

પ્રશ્ન—તે શું છે?

ઉત્તર—સ્તુતિથી ઇશ્વરમાં પ્રીતિ અને તેના ગુણ કર્મ સ્વભાવથી પોતાના ગુણ, કર્મ, સ્વભાવ સુધારવા, પ્રાર્થનાથી નિરભિમાનતા થવી તથા ઉત્સાહ અને સહાયની પ્રાપ્તિ થવી; તથા ઉપાસનાથી પરબ્રહ્મ સાથે મેળ અને તેનો સાક્ષાત્કાર થવો.

પ્રશ્ન—એને સ્પષ્ટ કરી સમજાઓ?

ઉત્તર—

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।**
**कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ १ ॥ यजुः । अ० ४० । मं० ८ ॥**

ઇશ્વરની સ્તુતિ—તે પરમાત્મા સર્વમાં વ્યાપક, શીઘ્રકારી અને અનન્ત બલવાન, જે શુદ્ધ, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી, સર્વોપરિ વિરાજમાન, સનાતન, સ્વયંસિદ્ધ, પરમેશ્વર, પોતાની જીવ રૂપ સનાતન

અનાદિ પ્રજાને પોતાની સનાતન વિદ્યાથી યથાવત્ અર્થોનો બોધ વેદદ્વારા કરાવે છે. એ સગુણ સ્તુતિ અર્થાત્ જે જે ગુણ સહિત પરમેશ્વરની સ્તુતિ કરવી તે સગુણ સ્તુતિ છે. **અકાય** અર્થાત્ તે કદી શરીર ધારણ નથી કરતો કે જન્મ નથી લેતો, જેમાં છિદ્ર નથી હોતા, નાડિ આદિ બન્ધનમાં નથી આવતો, અને કદી પાપાચરણ નથી કરતો. જેમાં કલેશ, દુઃખ, અજ્ઞાન, કદી પણ નથી હોતું ઈત્યાદિ જે જે રાગદ્વેષાદિ ગુણથી પૃથક માની પરમેશ્વરની સ્તુતિ કરવાની છે તે નિર્ગુણ સ્તુતિ છે. એ પ્રમાણે પોતાના ગુણ કર્મ સ્વભાવ પણ કરવા. જેમ તે ન્યાયકારી છે તેમ પોતે પણ ન્યાયકારી થવું અને જે કેવળ ભાંડ સમાન પરમેશ્વરનું ગુણ કીર્તન તો કરતો જાય છે અને પોતાનું ચરિત્ર નથી સુધારતો, તેની તે સ્તુતિ વ્યર્થ છેઃ—

પ્રાર્થના—

यां मेधां देवगणाः पितरश्चोपासते । तया मामद्य मेधयाऽग्ने मेधाविनं कुरु स्वाहा ॥ १ ॥ यजुः । अ० ३२ । मं १४ ॥

तेजोऽसि तेजो मयि धेहि । वीर्य्यमसि वीर्य्यं मयि धेहि । बलमसि बलं मयि धेहि । ओजोऽस्योजो मयि धेहि । मन्युरसि मन्युं मयि धेहि । सहोऽसि सहो मयि धेहि ॥ २ ॥

यजुः । अ० १९ । मं० ९ ॥

यज्जाग्रतो दूरमुदैति दैवन्तदु सुप्तस्य तथैवैति ।
दूरंगमं ज्योतिषां ज्योतिरेकन्तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ३ ॥
येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः ।
यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिव संकल्पमस्तु ॥ ४ ॥
यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु ।
यस्मान्नऽऋते किंचन कर्म क्रियते तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ५ ॥
येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् ।
येन यज्ञस्तायते सप्त होता तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ६ ॥

यस्मिन्नृचः साम यजूꣳषि यस्मिन्प्रतिष्ठिता रथनाभाविवाराः ।
यस्मिꣳश्चित्तꣳ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ७ ॥
सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिनऽइव ।
हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ८ ॥
यजुः । अ० ३४ । मं० १ । २ । ३ । ४ । ५ । ६ ।

૧ હે અગ્ને ! અર્થાત્ પ્રકાશસ્વરૂપ પરમેશ્વર આપની કૃપાથી વિદ્વાન્ જ્ઞાનીઓ તથા યોગીઓ જે ધારણાવતી બુદ્ધિ વડે ઉપાસના કરે છે તેજ બુદ્ધિથી યુક્ત અમને આ વર્ત્તમાન સમયમાં આપ કરો.

૨ આપ પ્રકાશસ્વરૂપ છો કૃપા કરી મારામાં પણ પ્રકાશ સ્થાપન કરો.. આપ અનન્ત પરાક્રમ યુક્ત છો માટે મારામાં પણ કૃપા કટાક્ષથી પૂર્ણ પરાક્રમ આપો. આપ અનન્ત બલયુક્ત છો એથી મારામાં પણ બલ ધારણ કરાઓ. આપ અનન્ત સામર્થ્ય યુક્ત છો, મને પણ પૂર્ણ સામર્થ્ય આપો. આપ દુષ્ટ કામ અને દુષ્ટ પર ક્રોધકારી છો, મને પણ તેવોજ કરો. આપ નિન્દા, સ્તુતિ અને સ્વ-અપરાધિયોનું સહન કરનાર છો, તેમ કૃપાથી મને પણ તેવોજ કરો.

૩. હે દયાનિધે ! આપની કૃપાથી મારૂં મન જાગ્રત અવસ્થામાં દૂર દૂર જાય છે તથા દિવ્યગુણયુક્ત રહે છે, અને તેજ મારૂં મન હું સૂતો હોઉં ત્યારે કે સ્વપ્નમાં દૂર દૂર જવા સમાન વ્યવહાર કરે છે. સર્વ પ્રકાશકોનું પ્રકાશક એવું એક એ મારૂં મન શિવ સંકલ્પ અર્થાત્ પોતાને અને અન્ય પ્રાણિયોને અર્થે કલ્યાણનો સંકલ્પ કરનારૂં થાઓ અને કોઇની હાનિ કરવાની ઇચ્છા યુક્ત કદી પણ ન થાઓ.

૪. હે સર્વાન્તર્યામી ! જેથી કર્મ કરનારા ધૈર્યયુક્ત વિદ્વાન લોક યજ્ઞ અને યુદ્ધાદિમાં કર્મ કરે છે, જે અપૂર્વ સામર્થ્ય યુક્ત પૂજનીય અને પ્રજાના અંતરમાં રહેનારૂં છે તે મારૂં મન ધર્મ કરવાની ઇચ્છાયુક્ત થઇને રહેનારૂં અંતરમાં છે તે મારૂં મન ધર્મ કરવાની ઇચ્છાયુક્ત થઇને અધર્મને સર્વથા છોડી દે.

૫. જે ઉત્કૃષ્ટજ્ઞાન અને બીજાને ચેતવનાર નિશ્ચયાત્મક વૃત્તિ છે અને જે પ્રજાઓની અંદર પ્રકાશયુક્ત અને નાશ રહિત છે જેના વિના કોઇ કાંઇ પણ કર્મ નથી કરી શકતો એ મારૂં મન શુદ્ધ ગુણોની ઇચ્છા કરી દુષ્ટ ગુણોથી પૃથક રહે.

૬. હે જગદીશ્વર ! જેથી સર્વ યોગી લોક એ સર્વ ભૂત, ભવિષ્યત, વર્ત્તમાન, વ્યવહારોને જાણે છે અને નાશ રહિત જીવાત્માને પરમાત્માની સાથે મળાને સર્વ પ્રકારે ત્રિકાલજ્ઞ કરે છે,

જેની અંદર જ્ઞાન ક્રિયા છે, જે પાંચ જ્ઞાનેન્દ્રિય, બુદ્ધિ અને આત્માયુક્ત રહે છે, તે યોગરૂપ યજ્ઞને જે વડે વધારે છે તે મારૂં મન યોગવિજ્ઞાનયુક્ત થઇ અવિદ્યાદિ કલેશોથી પૃથક રહો.

૭. હે પરમ વિદ્વાન્ પરમેશ્વર ! આપની કૃપાથી મારા મનમાં-જેમ રથની મધ્યમાં ધરીની અંદર આરા લાગેલા રહે છે તેમ-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ પણ જેથી પ્રતિષ્ઠિત થાય છે અને જેમાં સર્વજ્ઞ, સર્વવ્યાપક, પ્રજાના સાક્ષી ચિત્ત ચેતન વિદિત થાય છે તે મારૂં મન અવિદ્યાનો અભાવ કરી, વિદ્યાપ્રિય સદા રહો.

૮. હે સર્વનિયન્તા ઇશ્વર ! જે મારૂં મન, રસીથી ઘોડા સમાન અથવા ઘોડાના નિયન્તા સારથી સમાન મનુષ્યોને અત્યન્ત અહીં તહીં ડોલાવે છે, અને જે હૃદયમાં પ્રતિષ્ઠિત ગતિમાન્ અને અત્યન્ત વેગવાન છે, તે સર્વ ઇન્દ્રિયોને અધર્માચરણથી રોકી ધર્મ પથમાં સદા ચલાવ્યા કરે એવી કૃપા મારા પર કરો.

**अग्ने नय सुपथा रायेऽअस्मान् विश्वानि देव वयुनानि विद्वान्।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ १ ॥**

**यजुः ॥ अ० ४० । मं० १६ ॥**

હે સુખના દાતા ! સ્વપ્રકાશસ્વરૂપ સર્વના જાણનારા પરમાત્માન્ ! આપ અમને શ્રેષ્ઠ માર્ગથી સમ્પૂર્ણ પ્રજ્ઞાનોને પ્રાપ્ત કરાવો અને જે અમારામાં કુટિલ, પાપાચરણ રૂપ માર્ગ છે તેથી પૃથક કરો, એટલા માટે અમે ઘણી નમ્રતાપૂર્વક આપની ઘણી સ્તુતિ કરિયે છિયે કે આપ અમને પવિત્ર કરો.

**मा नो महान्तमुत मा नोऽअर्भकं मा न उक्षन्तमुत मा न उक्षितम्।**
**मा नो वधीः पितरं मोत मातरं मा नः प्रियास्तन्वो रुद्र रीरिषः॥**

**यजुः ॥ अ० १६ । मं० १५ ॥**

હે રૂદ્ર !—( દુષ્ટોને પાપના દુઃખસ્વરૂપ ફલ આપીને રડાવનાર પરમેશ્વર ! ) આપ અમારા નાનાં મોટાં જન, ગર્ભ, માતા, પિતા, અને પ્રિય, બન્ધુ વર્ગ તથા તેના શરીરોનું હનન્ કરવાને પ્રેરિત ન કરો. એવા માર્ગે અમને ચલાવો કે જેથી અમે આપના દંડનીય ન થઇએ.

**असतो मा सद्गमय तमसो मा ज्योतिर्गमय मृत्योर्माऽमृतं गमयेति ॥**

**शतपथ ब्रा० ॥ १४ ॥ ३ । १ । ३० ॥**

હે પરમગુરો પરમાત્માન્ ! આપ અમને અસત્માર્ગથી પૃથક કરી સન્માર્ગમાં પ્રાપ્ત કરો, અવિદ્યાન્ધકારથી છોડાવી, વિદ્યારૂપ સૂર્યને પ્રાપ્ત કરાવો અને મૃત્યુરોગથી પૃથક્ કરીને મોક્ષના આનન્દરૂપ અમૃતને પ્રાપ્ત કરાવો. અર્થાત્ જે જે દોષ કે દુર્ગુણથી પરમેશ્વરને અને પોતાને

પૃથક્ માનીને પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવે છે, તે વિધિ નિષેધ-મુખ હોવાથી સગુણ નિર્ગુણ પ્રાર્થના થાય છે. જે મનુષ્ય જે વાતની પ્રાર્થના કરે છે, તેણે તેજ પ્રમાણે વર્તવું જોઇએ. અર્થાત્ જેમ સર્વોત્તમ બુદ્ધિની પ્રાપ્તિને અર્થે પરમેશ્વરની પ્રાર્થના કરે, તેને માટે પોતાથી જેટલો પ્રયત્ન થઇ શકે, તેટલો કર્યા કરવો અર્થાત્ પોતાના પુરૂષાર્થ ઉપરાન્ત પ્રાર્થના કરવી યોગ્ય છે. એવી પ્રાર્થના કદી ન કરવી જોઇએ અને ન પરમેશ્વર તેનો સ્વીકાર કરે છે કે જેમ હે પરમેશ્વર! આપ મારા શત્રુઓનો નાશ, મને સૌથી મોટો, મારીજ પ્રતિષ્ઠા અને મારે આધીન સૌ થઇ જાય ઇત્યાદિ; કેમકે જ્યારે ઉભય શત્રુ અન્યોન્યના નાશ માટે પ્રાર્થના કરે તો શું પરમેશ્વર બેઉનો નાશ કરે? જો કોઇ કહે કે જેનો પ્રેમ અધિક તેની પ્રાર્થના સફલ થઇ જાય, ત્યારે એમ કહી શકીએ છીએ કે જેનો પ્રેમ ન્યૂન હોય તેના શત્રુનો ન્યૂન નાશ થવો જોઇએ. આવી મૂર્ખતાની પ્રાર્થના કરતાં કરતાં કોઇ એવી પણ પ્રાર્થના કરશે કે હે પરમેશ્વર! આપ અમને રોટલી બનાવી ખવડાવો, મકાનમાં ઝાડુ કાઢો, વસ્ત્ર ધોઇ આપો અને ખેતી વાડી પણ કરી આપો!! આ પ્રકારે જે પરમેશ્વરને ભરોસે આળસુ થઇ બેસી રહે છે તે મહામૂર્ખ છે, કેમકે પરમેશ્વરની જે પુરૂષાર્થ કરવાની આજ્ઞા છે, તેને જે કોઇ તોડશે તે સુખ કદી નહીં પામે.

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ॥**

**यजुः ॥ अ० ४० । मं० २ ॥**

પરમેશ્વર આજ્ઞા કરે છે કે મનુષ્યે સો વર્ષ પર્યન્ત અર્થાત્ જ્યાંસુધી જીવે ત્યાંસુધી કર્મ કરતાં થકાં જીવવાની ઇચ્છા કરવી આળસુ, કદી ન થવું. જુઓ સૃષ્ટિમાં જેટલાં પ્રાણી અપ્રાણી છે, તે સૌ પોતપોતાના કર્મ અને યત્ન કરતાંજ રહે છે. જેમ પિપીલિકા-કીડી આદિ જીવો સદા પ્રયત્ન કરતાં પૃથિવી આદિ પદાર્થ સદા ફરતા અને વૃક્ષાદિ સદા વધતાં ઘટતાં રહે છે, તેમ એ દૃષ્ટાંત મનુષ્યોએ પણ ગ્રહણ કરવું યોગ્ય છે. જેમ પુરૂષાર્થ કરનારા પુરૂષને સહાય અન્ય પણ કરે છે, તેમ ધર્મથી પુરૂષાર્થી પુરૂષને સહાય ઇશ્વર પણ કરે છે. જેમ કામ કરનાર પુરૂષને ભૃત્ય સહાય કરે છે અને અન્ય આળસુને નહીં. જોવાની ઇચ્છા કરનારને અને નેત્રવાલાને દેખાડવે છે, આંધળાને નહીં. એજ પ્રકારે પરમેશ્વર પણ સૌનો ઉપકાર કરવાની પ્રાર્થનામાં સહાયક થાય છે પણ હાનિકારક કર્મમાં નહીં. જે કોઇ ગોળ મીઠો છે એમ કહે છે તેને તેમ બોલવાથી તેનો સ્વાદ પ્રાપ્ત કદી પણ નથી થતો. પણ જે યત્ન કરે છે તેને શીઘ્ર કે વિલંબે ગોળ મળી આવે છે.

હવે ત્રીજી ઉપાસના—

**समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।**
**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयन्तदन्तःकरणेन गृह्यते ॥**

આ ઉપનિષદ્નું વચન છે.

જે પુરૂષના અવિદ્યાદિ મલ સમાધિના યોગથી નષ્ટ થઇ ગયા છે, અને જેણે આત્મસ્થ થઇ પરમાત્મામાં ચિત્ત લગાડયું છે, તેને જે પરમાત્માના યોગનું સુખ થાયછે, તે વાણીથી કથી સકાતું નથી. કારણ કે તે આનંદને તો જીવાત્મા પોતાના અંતઃકરણથી ગ્રહણ કરે છે.

ઉપાસના શબ્દનો અર્થ સમીપસ્થ થવું છે. અષ્ટાંગ યોગથી પરમાત્માના સમીપસ્થ થવા માટે અને તેને સર્વવ્યાપી સર્વાન્તર્યામીરૂપથી પ્રત્યક્ષ કરવાં માટે જે જે કામ કરવા પડે છે તે તે સૌ કરવાં જોઇએ. અર્થાતઃ—

**तत्राऽहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥**

**योगशा० साध० पादे । सू० ३० ॥**

જે ઉપાસનાનો પ્રારંભ કરવા ઇચ્છે તેને માટે એજ આરંભ છે કે તે કોઇ સાથે વેર ન રાખે, સર્વદા સૌ સાથે પ્રીતિ કરે, સત્ય બોલે, મિથ્યા કદી ન બોલે, ચોરી ન કરે, સત્ય વ્યવહાર કરે, જિતેન્દ્રિય રહે, લમ્પટ ન થાય, અને નિરભિમાની રહે, અભિમાન કદી ન કરે. આ પાંચ પ્રકારના યમ મળી ઉપાસના યોગનું પ્રથમ અંગ છે.

**शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ योगसू० ॥**

રાગ, દ્વેષ છોડીને ભીતર અને જલાદિએ કરીને બાહરથી પવિત્ર રહેવું, ધર્મથી પુરૂષાર્થ કરવામાં લાભથી ન પ્રસન્નતા અને હાનિથી ન અપ્રસન્નતા કરવી પણ પ્રસન્ન થઇ આલસ્ય છોડી સદા પુરૂષાર્થ કર્યા કરવો; સદા દુઃખ સુખોનું સહન અને ધર્મનું અનુષ્ઠાન કરવું, અધર્મનું નહીં; સર્વદા સત્ય શાસ્ત્રોને ભણવાં ભણાવવાં; સત્પુરૂષોના સંગ કરવો; અને "**ओ३म्**" આ એક પરમાત્માના નામનો અર્થવિચાર કરવો તથા નિત્યપ્રતિ જપ કર્યા કરવો; પોતાના આત્માને પરમેશ્વરની આજ્ઞાનુકૂલ સમર્પિત કરી દેવો-એ પાંચ પ્રકારના નિયમો મળીને ઉપાસના યોગનું બીજુ અંગ કહેવાય છે. એ પછી આગળ બીજાં છ અંગ છે તે યોગશાસ્ત્રમાં કે ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકામાં* જોઇ લેવા. જ્યારે ઉપાસના કરવા ઇચ્છે ત્યારે એકાંત શુદ્ધ દેશમાં જઇને આસન લગાવી, પ્રાણાયામ કરી બાહ્ય વિષયોથી ઇન્દ્રિયોને રોકી, મનને નાભિપ્રદેશમાં કે હૃદય, કંઠ, નેત્ર, શિખા, અથવા પીઠના મધ્ય હાડમાં કોઈ સ્થાન પર સ્થિર કરી, પોતે આત્માનું અને પરમાત્માનું વિવેચન કરી, પરમાત્મામાં મગ્ન થઇને સંયમી થાય. જ્યારે કોઇ પણ એ સાધનો કરે છે, ત્યારે તેનો આત્મા અને અન્તઃકરણ પવિત્ર થઇ સત્યથી પૂર્ણ થઇ જાય છે. નિત્ય પ્રતિ જ્ઞાન વિજ્ઞાન વધારીને મુક્તિ પર્યંત પહોંચી જાય છે. જે આઠ પ્રહરમાં એક ઘડીભર પણ આ પ્રકારે ધ્યાન કરે છે તે સદા ઉન્નતિને પ્રાપ્ત થઇ જાય છે.

અહીં સર્વજ્ઞાદિ ગુણો સહિત પરમેશ્વરની ઉપાસના કરવી તે સગુણ ઉપાસના; અને દ્વેષ, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શાદિ ગુણોથી પ્રથક્ માની અતિ સૂક્ષ્મ આત્માની ભીતર બાહર વ્યાપક પરમેશ્વરની અંદર દૃઢ સ્થિત થઈ જવું તે નિર્ગુણ ઉપાસના કહેવાય છે. એનું ફલ જેમ શીતથી આતુર

* ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકાનાં ઉપાસના વિષયમાં એનું વર્ણન છે.

પુરૂષનું અગ્નિ પાસે જવાથી શીત નિવૃત્ત થઇ જાય છે, તેમ પરમેશ્વરની સમીપ પ્રાપ્ત થવાથી, સૈ દોષદુઃખ છૂટીને પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવના સદૃશ જીવાત્માના ગુણ, કર્મ, સ્વભાવ પવિત્ર થઇ જાય છે, એટલા માટે પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના અવશ્ય કરવી જોઇએ. એથી એનું ફલ પ્રથક્ થશે પરન્તુ આત્માનું બલ એટલું વધશે કે પર્વત સમાન દુઃખ પ્રાપ્ત થવાથી પણ ગભરાશે નહી, અને સઘળાંને સહન કરી શકશે; એ શું નાની વાત છે ?

અને જે પરમેશ્વરૂની સ્તુતિ, પ્રાર્થના, અને ઉપાસના નથી કરતા, તે કૃતઘ્ન અને મહામૂર્ખ પણ થાય છે, કેમકે જે પરમાત્માએ આ જગતના સર્વ પદાર્થો જીવોનાં સુખ સારૂ આપી રાખ્યાં છે, તેનો ગુણ ભૂલી જવો, ઇશ્વરને પણ ન માનવો, એ કૃતઘ્નતા અને મૂર્ખતા છે.

પ્રશ્ન—જ્યારે પરમેશ્વરને શ્રોત્ર નેત્રાદિ ઇન્દ્રિયો નથી, ત્યારે પછી તે ઇન્દ્રિયોનાં કાર્ય કેવી રીતે કરી શકે છે ?

ઉત્તર—

**अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।**
**स वेत्ति विश्वं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं पुराणम् ॥**

**श्वेता० उप० अ० ३ मं० १९ ॥**

પરમેશ્વરના હાથ નથી પરન્તુ પોતાના શક્તિ રૂપ હાથથી સૌનું રચન, ગ્રહણ કરે છે, પગ નહીં પરન્તુ વ્યાપક હોવાથી સર્વથી અધિક વેગવાન્, ચક્ષુનું ગોલક નથી પરન્તુ સર્વને યથાવત જુએ છે, શ્રોત્ર નથી તથાપિ સૌની વાતો સાંભળે છે, અંતઃકરણ નથી પરંતુ સર્વ જગતને જાણે છે. અને એને અવધિ સહિત જાણનાર કોઇ પણ નથી, તો પણ એ સનાતન, સર્વથી શ્રેષ્ઠ, અને સર્વમાં પૂર્ણ હોવાથી એને પુરૂષ કહે છે. એ ઇન્દ્રિયો અને અંતઃકરણના કામ સ્વસામર્થ્યથી કરે છે.

પ્રશ્ન—એને ઘણા મનુષ્યો નિષ્ક્રિય અને નિર્ગુણ કહે છે ?

ઉત્તર—

**न तस्य कार्य्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ।**
**परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥**

**श्वेता० उपनिषद् ॥ अ० ६ । मं० ८ ॥**

પરમાત્માથી કોઇ તદ્રૂપ કાર્ય્ય નથી અને તેને કારણ અર્થાત્ સાધકતમ એવું બીજું કાંઇ અપેક્ષિત નથી. ન કોઇ એના તુલ્ય, અને ન કોઇ અધિક છે. સર્વોત્તમ શક્તિ અર્થાત્ જેમા અનંત જ્ઞાન, અનંત બલ, અને અનંત ક્રિયા છે. તે સ્વભાવિકી અર્થાત્ સહજ તેમાં દીઠામાં આવે છે. જો પરમેશ્વર નિષ્ક્રિય હોતે તો જગતની ઉત્પત્તિસ્થિતિ અને પ્રલય ન કરી શકતે. એથી એ વિભૂ છતાં ચેતન હોવાથી એનામાં ક્રિયા પણ છે.

પ્રશ્ન—જ્યારે એ ક્રિયા કરતા હશે ત્યારે તે ક્રિયા અંતવાન થતી હશે, કે અનન્ત ?

ઉત્તર—જેટલાં દેશ કાલમાં ક્રિયા કરવી ઉચિત સમજે છે, તેટલાજ દેશ કાલમાં ક્રિયા કરે છે. ન અધિક ન ન્યૂન, કેમકે એ વિદ્વાન છે.

પ્રશ્ન—પરમેશ્વર પોતાનો અંત જાણે છે કે નહીં?

ઉત્તર—પરમાત્મા પૂર્ણ જ્ઞાની છે. કેમકે જ્ઞાન તેનેજ કહે છે કે જેથી,હોય તેવું જાણવું; અર્થાત્ જે પદાર્થ જે પ્રકારનો હોય, તેને તેજ પ્રકારે જાણવો એનું નામ જ્ઞાન છે. પરમેશ્વર અનંત છે, તો તેને અનંતજ જાણવો એ જ્ઞાન; એથી વિરૂદ્ધ અજ્ઞાન. અર્થાત્ અનંતને સાન્ત અને સાન્તને અનન્ત જાણવો, એ ભ્રમ કહેવાય છે. **यथार्थदर्शनं ज्ञानमिति** ॥ જેનો જેવો ગુણ કર્મ સ્વભાવ હોય, તે પદાર્થને તેવોજ જાણીને માનવો એજ જ્ઞાન અને વિજ્ઞાન કહેવાય છે, એથી ઉલટું અજ્ઞાન, એટલા માટેઃ—**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः** ॥ **योग सू०** ॥

જે અવિદ્યાદિ કલેશ; કુશલ, અકુશલ; ઇષ્ટ, અનિષ્ટ; અને મિશ્ર ફલ દાયક કર્મોની વાસનાથી રહિત છે, તે સર્વે જીવોથી વિશેષ ઈશ્વર કહેવાય છે.

પ્રશ્ન—**ईश्वरासिद्धेः ॥ १ ॥ प्रमाणाभावान्न तत्सिद्धिः ॥ २ ॥**
**सम्बन्धाभावान्नानुमानम् ॥ ३ ॥ सांख्य सू० ॥**

૧ પ્રત્યક્ષથી ઘટી શકે એવી ઈશ્વરની સિદ્ધિ નથી થતી ૨. કેમકે જ્યારે એની સિદ્ધિમાં પ્રત્યક્ષજ નથી તો અનુમાનાદિ પ્રમાણો નથી થઇ શકતાં ૩. અને વ્યાપ્તિ સમ્બન્ધ ન હોવાથી અનુમાન પણ નથી થઇ સકતું. પુનઃ પ્રત્યક્ષાનુમાન ન હોવાથી શબ્દ પ્રમાણ આદિ પણ નથી ઘટી શકતાં, એ કારણથી ઈશ્વરની સિદ્ધિ નથી થઇ શકતી.

ઉત્તર—અહીં ઈશ્વરની સિદ્ધિમાં પ્રત્યક્ષ પ્રમાણ નથી. ન ઈશ્વર જગતનું ઉપાદાન કારણ છે અને પુરૂષથી વિલક્ષણ અર્થાત્ સર્વત્ર પૂર્ણ હોવાથી પરમાત્માનું નામ પુરૂષ અને શરીરમાં શયન કરવાથી જીવનું પણ નામ પુરૂષ છે કેમકેઃ—

**प्रधानशक्तियोगाच्चेत्संगापत्तिः ॥ १ ॥ सत्तामात्राच्चेत्सर्वैश्वर्य्यम् ॥ २ ॥**
**श्रुतिरपि प्रधानकार्य्यत्वस्य ॥ ३ ॥ सांख्य सू० ॥**

૧ યદિ પુરૂષને પ્રધાનશક્તિનો યોગ હોય, તો પુરૂષમાં સંગાપત્તિ થઇ જાય, અર્થાત્ જેમ પ્રકૃતિ સૂક્ષ્મ સાથે મળીને કાર્યરૂપમાં સંગત થઇ છે, તેમ પરમેશ્વર પણ સ્થૂલ થઇ જાય, માટે પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ નથી કિંતુ નિમિત્ત કારણ છે.

૨. જો ચેતનથી જગતની ઉત્પત્તિ હોય તો જેવા પરમેશ્વર સમગ્ર ઐશ્વર્ય યુક્ત છે, તેવો સંસારમાં પણ સર્વૈશ્વર્યનો યોગ હોવો જોઇએ. તે નથી. તેથી પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ નથી કિંતુ નિમિત્ત કારણ છે.

૩. કેમકે ઉપનિષત્ પણ પ્રધાનનેજ જગતનું ઉપાદાન કારણ કહે છે.

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां स्वरूपाः ॥**

આ શ્વેતાશ્વતર ઉપનિષત્‌નું વચન છે.

જે જન્મ રહિત, સત્વ, રજ, તમોગુણ રૂપ પ્રકૃતિ છે, તેજ સ્વરૂપાકારથી બહુ પ્રજા રૂપ થઈ જાય છે અર્થાત્ પ્રકૃતિ પરિણામિની હોવાથી અવસ્થાંતર થઈ જાયછે, અને પુરૂષ અપરિણામી હોવાથી તેનું અવસ્થાંતર થઇ અન્ય રૂપને કદી પ્રાપ્ત થતો નથી. સદા કૂટસ્થ,નિર્વિકાર રહે છે. એટલા માટે જે કોઇ કપિલાચાર્ય્યને અનીશ્વરવાદી કહે છે, તેનેજ અનીશ્વરવાદી એમ જાણો. કપિલાચાર્ય્યને નહી. તથા મીમાંસા ધર્મ ધર્મીથી; વૈશેષિક ઇશ્વરથી અને ન્યાય પણ આત્મ શબ્દથી અનીશ્વરવાદી નથી કેમકે સર્વજ્ઞત્વાદિ ધર્મયુક્ત અને **अतति सर्वत्र व्याप्नोतीत्यात्मा ॥**

જે સર્વત્ર વ્યાપક અને સર્વજ્ઞાદિ ધર્મયુક્ત સર્વ જીવોના આત્મા છે તેને મીમાંસા, વૈશેષિક અને ન્યાય ઇશ્વર માને છે.

પ્રશ્ન—ઇશ્વર અવતાર લે છે કે નહીં?

ઉત્તર—નહીં. કેમકેઃ—

**अज एकपात् ॥ सपर्य्यगाच्छुक्रमकायम् ॥**

આ યજુર્વેદનાં વચન છે, ઇત્યાદિ વચનોથી પરમેશ્વર જન્મ લેતો નથી.

પ્રશ્ન—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ भ० गी० ॥**

શ્રીકૃષ્ણજી કહે છે કે જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે, ત્યારે ત્યારે હું શરીર ધારણ કરૂં છું.

ઉત્તર—એ વાત વેદવિરૂદ્ધ હોવાથી પ્રમાણ નથી. પણ એમ થઇ શકે છે કે શ્રીકૃષ્ણ પોતે ધર્માત્મા અને ધર્મની રક્ષા કરવા ઇચ્છતા હતા તેથી હું યુગ યુગમાં જન્મ લઇને શ્રેષ્ઠોની રક્ષા અને દુષ્ટોનો નાશ કરૂં એમ કહે તો કાંઇ દોષ નથી. કેમકે **परोपकाराय सतां विभूतयः॥** પરોપકાર માટે સત્પુરૂષોના તન-મન-ધન હોય છે, તથાપિ તેથી કાંઇ શ્રીકૃષ્ણ ઇશ્વર નથી થઇ શકતા.

પ્રશ્ન—જો એમ છે તો સંસારમાં ચોવીશ અવતાર ઇશ્વરના થાય છે અને તે ઇશ્વરના અવતાર છે એમ કેમ માને છે?

ઉત્તર—વેદાર્થ ન જાણવાથી સમ્પ્રદાયીયોના બહેકાવવાથી, અને પોતે જાતે અવિદ્વાન્ હોવાથી ભ્રમ જાળમાં ફસીને, આવી અપ્રમાણિક વાતો કરે છે, અને માને પણ છે.

પ્રશ્ન—જો ઇશ્વર અવતાર ન લે તો કંસ રાવણાદિ દુષ્ટોનો નાશ કેમ થઇ શકે?

ઉત્તર—પ્રથમ જે જન્મ્યા છે તે અવશ્ય મૃત્યુને પ્રાપ્ત થાય છે. જે ઇશ્વર અવતાર શરીર ધારણ કર્યા વિના જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કરે છે તેની સમક્ષ કંસ રાવણાદિ એક કીડીની સમાન પણ નથી. તે સર્વવ્યાપક હોવાથી કંસ રાવણાદિના શરીરોમાં પણ પરિપૂર્ણ થઈ રહ્યો

છે, જ્યારે ચાહે, ત્યારે મર્મચ્છેદન કરી નાશ કરી શકે છે. વારૂએ અનન્ત ગુણ, કર્મ, સ્વભાવ-યુક્ત પરમાત્માને એક ક્ષુદ્ર જીવને મારવા માટે જન્મ મરણયુક્ત કહેનારને મૂર્ખ વગર અન્ય કાંઈ વિશેષ ઉપમા મળી શકે છે ? વળી જે કોઈ કહે કે ભક્ત જનોના ઉદ્ધાર કરવા માટે જન્મ લે છે, તો તે પણ સત્ય નથી. કેમકે જે ભક્તજન ઈશ્વરાજ્ઞાનુકૂલ ચાલે છે તેનો ઉદ્ધાર કરવાનું પુરૂ સામર્થ્ય ઈશ્વરમાં છે. પૃથિવી, સૂર્ય, ચંદ્રાદિ જગતને બનાવવા, ધારણ અને પ્રલય કરવા રૂપ કર્મો કરતાં કંસ રાવણાદિનો વધ કરવો અને ગોવર્ધનાદિ પર્વતોને ઉંચકવો એવું ઈશ્વરને માટે મોટાં કર્મો છે ? જો કોઈ આ સૃષ્ટિમાં પરમેશ્વરનાં કર્મોનો વિચાર કરે તો "ન ભૂતો ન ભવિષ્યતિ" ઈશ્વરના જેવો કોઈ નથી, ન થશે. અને તેમજ યુક્તિથી પણ ઈશ્વરનો જન્મ સિદ્ધ નથી થતો. જેમ કોઈ અનન્ત આકાશને કહે કે ગર્ભમાં આવ્યું કે મૂઠીમાં પકડી લીધું તો એમ કહેવું કદી સાચું નથી થઈ શકતું. કેમકે આકાશ અનન્ત અને સર્વમાં વ્યાપક છે, એથી ન તો આકાશ બાહર આવતું, ન તો અંદર જતું; તેમજ પરમાત્મા અનન્ત અને સર્વવ્યાપક હોવાથી તેનું આવવું જવું કદી સિદ્ધ નથી થઈ સકતું. જવું આવતું તો ત્યાં થઈ સકે છે કે જ્યાં કોઈ ન હોય શું પરમેશ્વર ગર્ભમાં વ્યાપક નહી હતો કે તે કહીંથી આવ્યો ? અને બાહર નહી હતો કે અન્દરથી નિકળ્યો ? આમ ઈશ્વરના વિષયમાં કહેવું અને માનવું એ વિદ્યાહીનો વિના કોણ કહી અને માની શકશે ? એટલા માટે પરમેશ્વરનું જવું, આવવું, અને જન્મ, મરણ, કદી પણ સિદ્ધ થઈ શકતું નથી. આથી "ઈસુ" આદિ પણ ઈશ્વરના અવતાર નહી એમ સમજી લેવું. કેમકે રાગ, દ્વેષ, ક્ષુધા, તૃષા, ભય, શોક, દુઃખ, સુખ, જન્મ, મરણ આદિ ગુણ યુક્ત હોવાથી તેઓ મનુષ્ય હતા.

પ્રશ્ન—ઈશ્વર પોતાના ભક્તોનાં પાપ ક્ષમા કરે છે કે નહિં ?

ઉત્તર—નહિં. કેમકે જો પાપ ક્ષમા કરે તો તેમનો ન્યાય નષ્ટ થઈ જાય, અને સર્વ મનુષ્ય મહાપાપી થઈ જાય. કેમકે ક્ષમાની વાત સાંભળીનેજ તેમને પાપ કરવામાં નિર્ભયતા અને ઉત્સાહ ઉત્પન્ન થાય. જેમ રાજા અપરાધ ક્ષમા કરે, તો લોક ઉત્સાહપૂર્વક અધિકાધિક મોટાં મોટાં પાપ કરે. કારણકે તેઓ સમજે છે કે રાજા આપણો અપરાધ ક્ષમા કરશે અને તેથી તેમને ભરોસો પડી જાય છે કે રાજાની આગળ હાથ જોડવા, આદિ ચેષ્ટા કરી આપણા અપરાધની ક્ષમા કરાવી લઈશું અને જે અપરાધ નથી કરતા તે પણ અપરાધ કરવા ન ડરીને પાપ કરવામાં પ્રવૃત્ત થઈ જશે. એટલામાટે સર્વ કર્મોનાં ફલ યથાવત આપવાં એજ ઈશ્વરનું કામ છે, ક્ષમા કરવાનું નહીં

પ્રશ્ન—જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર ?

ઉત્તર—પોતાના કર્ત્તવ્યકર્મમાં સ્વતંત્ર અને ઈશ્વરની વ્યવસ્થામાં પરતંત્ર છે. "**स्वतन्त्रः कर्त्ता** ॥" આ પાણિનીય વ્યાકરણનું સૂત્ર છે. જે સ્વતંત્ર અર્થાત્ સ્વાધીન તેજ કર્ત્તા.

પ્રશ્ન—સ્વતંત્ર કોને કહો છો ?

ઉત્તર—જેને આધીન શરીર, પ્રાણ, ઇન્દ્રિય અને અંતઃકરણાદિ હોય તેને જો સ્વતંત્ર ન

હોય તો તેને પાપ પુણ્યના ફલ પ્રાપ્ત કદી નહી થઇ શકે કેમકે જેમ ભૃત્ય સ્વામીની, અને સેના, સેનાધ્યક્ષની આજ્ઞા અથવા પ્રેરણાથી યુદ્ધમાં અનેક પુરૂષોને મારીને અપરાધી થતા નથી, તેમ પરમેશ્વરની પ્રેરણા અને આધીનતાથી કામ સિદ્ધ થાય તો, જીવને પાપ કે પુણ્ય નહીં લાગે, એ ફલનો પ્રેરક પણ પરમેશ્વર ઠરે. નરક—દુઃખ, સ્વર્ગ—સુખની પ્રાપ્તિ પણ પરમેશ્વરનેજ થાય. જેમ કોઇ મનુષ્યે શસ્ત્ર વિશેષથી કોઇને મારી નાખ્યો, તો તે મારનારો પકડાય છે અને તેજ દંડનીય થાય છે, શસ્ત્ર નહી, તેમજ પરાધીન જીવ પાપ પુણ્યનો ભાગી નહી. થઇ સકે, એટલામાટે પોતાના સામર્થ્યાનુકૂલ કર્મ કરવામાં જીવ સ્વતંત્ર છે, પરંતુ જ્યારે તે પાપ કરી રહે છે, ત્યારે ઇશ્વરની વ્યવસ્થામાં પરાધીન થઇને પાપનું ફલ ભોગવે છે. એટલામાટે કર્મ કરવામાં જીવ સ્વતંત્ર અને પાપ દુઃખરૂપ ફલ ભોગવામાં પરતંત્ર થાય છે.

પ્રશ્ન—જો પરમેશ્વર જીવને ન બનાવતે અને સામર્થ્ય ન આપતે તો જીવ કાંઇ પણ કરી શકતે નહીં, એટલા માટે પરમેશ્વરનીજ પ્રેરણાથી જીવ કર્મ કરે છે.

ઉત્તર—જીવ કદી ઉત્પન્ન થયોજ નથી. એ તો અનાદિ છે. જેમ ઇશ્વર અને જગતનું ઉપાદાન કારણ નિમિત્ત છે, અને જીવનું શરીર તથા ઇન્દ્રિયોનું ગોલક એ પરમેશ્વરના બનાવેલાં છે, પરંતુ એ સર્વ જીવને આધીન છે. જે કોઇ મન, વચન કર્મથી પાપ પુણ્ય કરે છે, તેજ તેનો ભોક્તા છે, ઇશ્વર નથી. જેમ કોઇએ પહાડમાંથી લોઢું કઢાડયું, એ લોઢું કોઇ વ્યાપારીએ લીધું, એની દુકાનેથી લોહારે લઇ તલવાર બનાવી, અને તેનીપાસેથી કોઇ સિપાહીએ તે લઇ લીધી, અને પછી કોઇને એથી મારી નાંખ્યો. હવે અહીં જેમ એ લોઢું ઉત્પન્ન કરનારને, તલવાર બનાવનારને, અથવા તલવારને પકડી રાજા દંડ કરતો નથી; કિન્તુ જેણે તલવારથી માર્યો તેનેજ દંડ થાય છે. એ પ્રકારે શરીરાદિની ઉત્પત્તિ કરનાર પરમેશ્વર તેના કર્મોનો ભોક્તા નથી થતો, કિન્તુ જીવને ભોગવાવનાર થાય છે. જો પરમેશ્વરજ કર્મ કરાવે તો કોઇ જીવને હાથે પાપ નહી થાય કેમકે પરમેશ્વર પવિત્ર અને ધાર્મિક હોવાથી કોઇ જીવને પાપ કરવાની પ્રેરણા નથી કરતો એટલામાટે પોતાનું કામ કરવામાં સ્વતંત્ર છે. જેમ જીવ સ્વકર્મો કરવામાં સ્વતંત્ર છે, તેમજ પરમેશ્વર પણ સ્વકર્મો કરવામાં સ્વતંત્ર છે.

પ્રશ્ન—જીવ અને ઇશ્વરના સ્વરૂપ, ગુણ, કર્મ, અને સ્વભાવ કેવા છે?

ઉત્તર—બેઉ ચેતન સ્વરૂપ છે, બેઉનો સ્વભાવ પવિત્ર અવિનાશી અને ધાર્મિક આદિ છે, પરન્તુ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય, સર્વને નિયમમાં રાખવાં, જીવોને પાપ પુણ્યનાફલ આપવાં, આદિ પરમેશ્વરનાં ધર્મયુક્ત કર્મ છે અને સન્તાનોત્પત્તિ, તેમનું પાલન, શિલ્પવિદ્યાદિ શુભ અશુભ એ જીવના કર્મ છે. નિત્યજ્ઞાન, આનન્દ, અનન્ત બલાદિ ગુણ ઇશ્વરના છે, અને જીવના ગુણ

**इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिंगमिति ॥ न्याय सू० ॥**

**प्राणापाननिमेषोन्मेषमनोगतीन्द्रियान्तरविकाराः सुखदुःखे इच्छाद्वेषौ प्रयत्नाश्चात्मनो लिंगानि ॥ वैशेषिक सूत्र ॥**

(**इच्छा**) પદાર્થોની પ્રાપ્તિની અભિલાષા (**द्वेष**) દુઃખાદિની અનિચ્છા-વેર (**प्रयत्न**) પુરૂષાર્થ બલ (**सुख**) આનન્દ (**दुःख**) વિલાપ અપ્રસન્નતા (**ज्ञान**) વિવેક, જાણવું એ છે. પરંતુ વૈશેષિકમાં (**प्राण**) પ્રાણવાયુને બહાર કહાડવો (**अपान**) પ્રાણને બાહરથી અન્દર લેવો (**निमेष**) આંખ મીંચવી (**उन्मेष**) આંખ ઉઘાડવી (**मन**) નિશ્ચય સ્મરણ અને અહંકાર કરવો (**गति**) ચાલવું (**इन्द्रिय**) સર્વ ઇન્દ્રિયોને ચલાવવી (**अन्तर्विकार**) ભિન્ન ભિન્ન ક્ષુધા, તૃષા, હર્ષ, શોકાદિ યુક્ત થવું એ જીવાત્માના ગુણ પરમાત્માથી ભિન્ન છે. એનાથીજ આત્માની પ્રતીતિ કરવી, કેમકે તે કંઇ સ્થૂલ નથી. જ્યાંસુધી આત્મા દેહમાં હોય છે, ત્યાંસુધી એ ગુણો પ્રકાશિત રહે છે અને જ્યારે શરીર છોડી ચાલ્યો જાય છે, ત્યારે એ ગુણો શરીરમાં નથી રહેતા. જેના હોવાથી જે હોય અને ન હોવાથી ન હોય, એ ગુણ તેનાજ હોય છે. જેમ દીપ અને સૂર્યાદિના ન હોવાથી પ્રકાશાદિનું ન હોવું અને હોવાથી હોવું છે, તેમજ જીવ અને પરમાત્માનું વિજ્ઞાન ગુણદ્વારાએ થાય છે.

પ્રશ્ન—ઈશ્વર ત્રિકાલ દર્શી છે એથી ભવિષ્યત્‌ની વાત જાણે છે. એ જેવો નિશ્ચય કરશે તેમજ તે કરશે એથી જીવ સ્વતંત્ર નથી અને જીવને ઇશ્વર દંડ પણ કરી શકતો નથી કેમકે જેમ ઇશ્વરે સ્વજ્ઞાનથી નિશ્ચિત કર્યું છે, તેમજ જીવ કરે છે.

ઉત્તર—ઇશ્વરને ત્રિકાલદર્શી કહેવો મુર્ખતાનું કામ છે, કેમકે જે હતું તે ન રહે તે ભૂતકાલ અને ન હતું તે હોય તે ભવિષ્યકાલ કહેવાય છે. ઇશ્વિરમાં કોઇ જ્ઞાન હતું તે જતું રહ્યું તથા ન હતું તે આવ્યું એમ માનવું એ ઘટતું નથી એટલામાટે પરમેશ્વરનું જ્ઞાન સદા એક રસ અખંડિત વર્ત્તમાન રહેછે એમ માનવું યથાર્થ છે. ભૂત ભવિષ્યત્‌ તો જીવોને માટે છે. હા, જીવોના કર્મની અપેક્ષાથી ત્રિકાલજ્ઞતા ઇશ્વરમાં લાગે છે ખરી, પણ તે સ્વતઃ નથી. જેમ સ્વતંત્રતાથી જીવ કર્ત્તા છે તેમજ સર્વજ્ઞતાથી ઇશ્વર જાણનાર છે; અને જેમ ઇશ્વર જાણવાવાળો છે, તેમ જીવ કરવાવાળો છે. અર્થાત્‌ ભૂત, ભવિષ્યત, અને વર્ત્તમાનનું જ્ઞાન અને ફલ આપવામાં ઇશ્વર સ્વતંત્ર છે, અને જીવ કિંચિત્‌ વર્ત્તમાન છે અને કર્મ કરવામાં સ્વતંત્ર છે. ઇશ્વરનું અનાદિ જ્ઞાન હોવાથી, જેવું કર્મનું જ્ઞાન છે તેવુંજ દંડ દેવાનું પણ જ્ઞાન અનાદિ છે. એ બેઉ જ્ઞાન તેમના સત્ય છે. શું કર્મ જ્ઞાન સત્ય, અને દંડ જ્ઞાન મિથ્યા કદી થઇ શકે છે? એટલામાટે એમાં કોઇ પણ દોષ નથી આવતો.

પ્રશ્ન—જીવ શરીરમાં ભિન્ન છતાં વિભુ છે કે પરિછિન્ન?

ઉત્તર—પરિચ્છિન્ન, જો વિભુ હોત તો જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, જન્મ, સંયોગ, વિયોગ, જવું, આવવું, કદી નહી થઇ શકતે એટલામાટે જીવનું સ્વરૂપ, અલ્પજ્ઞ, અલ્પ-સૂક્ષ્મ છે, અને પરમેશ્વર અતીવ સૂક્ષ્માત્સૂક્ષ્મતર, અનન્ત, સર્વજ્ઞ અને સર્વ વ્યાપક-સ્વરૂપ છે. માટે જીવ અને પરમેશ્વરનો વ્યાપ્ય વ્યાપક સમ્બન્ધ છે.

પ્રશ્ન—જે સ્થલમાં એક વસ્તુ હોય છે તે સ્થલમાં બીજી વસ્તુ રહી શકતી નથી, તેથી જીવ અને ઇશ્વરનો સંયોગ સમ્બન્ધ થઇ સકે છે, વ્યાપ્ય વ્યાપક નહીં?

ઉત્તર—એ નિયમ સમાન આકારવાળા પદાર્થમાં ઘટી શકે છે, અ સમાન આકૃતિમાં નહીં. જેમ લોઢું સ્થૂલ, અગ્નિ સૂક્ષ્મ હોય છે. તે કારણથી લોઢામાં • વિદ્યુત્ અગ્નિ વ્યાપક થઇને એકજ અવકાશમાં બેઉ રહે છે, તેમ જીવ પરમેશ્વરથી સ્થૂલ અને પરમેશ્વર જીવથી સૂક્ષ્મ હોવાથી પરમેશ્વર વ્યાપક અને જીવ વ્યાપ્ય છે. જેમ આ વ્યાપક વ્યાપ્ય સમ્બન્ધ ઇશ્વર અને જીવનો છે તેમજ સેવ્ય સેવક આધારાધેય, સ્વામી ભૃત્ય, રાજા પ્રજા,અને પિતા પુત્ર, આદિ પણ સમ્બન્ધ છે.

પ્રશ્ન—જો પ્રથક્ પ્રથક્ છે તો.

**प्रज्ञानं ब्रह्म । १ । अहं ब्रह्मास्मि । २ । तत्वमसि । ३ । अयमात्मा ब्रह्म । ४ ॥**

વેદોના આ મહાકયોના અર્થ શું છે ?

ઉત્તર—એ વેદવાકયજ નથી, કિન્તુ બ્રાહ્મણ ગ્રન્થોના વચન છે, અને એના નામ મહાવાકયો કોઇ જગોએ સત્યશાસ્ત્રોમાં લખ્યાં નથી, અર્થાત્ ( **अहम्** ) હું ( **ब्रह्म** ) બ્રહ્મસ્થ ( **अस्मि** ) છું. અહીં "તાત્સ્થ્યોપાધિ" છે. જેમ "**मंचाः क्रोशन्ति**" માંચડા પોકારે છે. અહીં માંચડા જડ છે. એમાં પોકારવાનું સામર્થ્ય નથી, એટલામાટે મંચસ્થ મનુષ્ય પુકારે છે, એમ છે. એપ્રકારે અહીં પણ જાણવું. કોઇ કહે કે બ્રહ્મસ્થ સર્વ પદાર્થ છે, પુનઃ જીવને બ્રહ્મસ્થ કહેવામાં શું વિશેષ છે ? એનો ઉત્તર એ છે કે સર્વ પદાર્થ બ્રહ્મસ્થ છે. પરન્તુ જેમ ધર્મયુક્ત નિકટસ્થ જીવ છે તેમ અન્ય નથી, અને જીવને બ્રહ્મનું જ્ઞાન અને મુક્તિમાં તે બ્રહ્મના સાક્ષાત્ સમ્બન્ધમાં રહે છે, એટલા માટે જીવનો બ્રહ્મની સાથેજ "તાત્સ્થ્ય" કે તત્સહ ચરિતોપાધિ "સંબંધ છે. અર્થાત બ્રહ્મનો સહચારી તે જીવ છે. એથી જીવ અને બ્રહ્મ એક નથી. જેમ કોઇ બીજાને કહે કે 'હું અને તે' એક છિયે, તેમ જે જીવ સમાધિસ્થ પરમેશ્વરમાં પ્રેમબદ્ધ થઇને નિમગ્ન થાય છે તે કહી શકે છે કે "હું અને બ્રહ્મ" એક અર્થાત અવિરોધી એક અવકાશસ્થ છિયે. જે જીવ પરમેશ્વરના ગુણ કર્મ સ્વભાવને અનુકુલ પોતાના ગુણકર્મસ્વભાવને કરે છે, તેજ સાધર્મ્યે કરીને બ્રહ્મ સાથે એકતા કહી સકે છે ?

પ્રશ્ન—વારૂ ઠીક પણ એનો અર્થ કેમ કરશો ? ( **तत** ) બ્રહ્મ ( **त्वं** ) તું જીવ ( **असि** છે. તે જીવ ! ( **त्वं** ) તું ( **तत्** ) તે બ્રહ્મ ( **असि** ) છે.

ઉત્તર—તમે તત શબ્દથી શું લો છો ? " બ્રહ્મ " ? બ્રહ્મ પદની અનુવૃત્તિ કયાંથી લાવ્યા ?

**प्र० सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं ब्रह्म ॥**

આ પૂર્વવાકયથી. ઉત્તર—તમે આ છાન્દોગ્ય ઉપનિષદનું દર્શન પણ નથી કર્યું, જો તે જોયું હોત તો તેમાં બ્રહ્મશબ્દનો પાઠજ નથી, એમ અસત્ય કેમ કહોછો કિન્તુ છાન્દોગ્યમાં તોઃ—

**सदेवसोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥**

એવો પાઠ છે, ત્યાં બ્રહ્મ શબ્દજ નથી.

પ્રશ્ન—તો આપ તત્ શબ્દથી શું લો છો ?

ઉત્તર—स य एषोणिमैतदात्म्य मिद॰ सर्वं तत्सत्य॰ स आत्मा तत्वमसि । श्वेतकेतो इति । छांदो॰ ॥

તે પરમાત્મા જાણવા યોગ્ય છે, જે આ અત્યન્ત સૂક્ષ્મ અને આ સર્વ જગત્ અને જીવનો આત્મા છે. તેજ સત્ય સ્વરૂપ અને પોતાનો આત્મા પોતેજ છે. હે શ્વેતકેતો પ્રિય પુત્ર !

तदात्मकस्तदन्तर्यामी त्वमसि ॥

તે પરમાત્મા અન્તર્યામી સાથે તું યુક્ત છે. આજ અર્થ ઉપનિષદોથી અવિરૂદ્ધ છે કેમકે:—

य आत्मनि तिष्ठन्नात्मनो न्तरोयमात्मा न वेद यस्यात्मा शरीरम् । आत्मन्तरोयमयति स त आत्मान्तर्य्याम्यमृतः ।

આ બૃહદારણ્યનું વચન છે. મહર્ષિ યાજ્ઞવલ્કય પોતાની સ્ત્રી મૈત્રેયીને કહે છે કે હે મૈત્રેયી ! જે પરમેશ્વર આત્મા અર્થાત્ જીવમાં સ્થિત અને જીવાત્માથી ભિન્ન છે, જેને મૂઢ જીવાત્મા નથી જાણતો કે તે પરમાત્મા મારામાં વ્યાપક છે. જે પરમેશ્વરનું જીવાત્મા એ શરીર અર્થાત્ જેમ શરીરમાં જીવ રહે છે, તેમજ જીવમાં પરમેશ્વર વ્યાપક છે. જીવાત્માથી ભિન્ન રહીને જીવના પાપ પુણ્યનો સાક્ષી થઇને તેનાજ ફલ જીવોને આપી નિયમમાં રાખે છે. તેજ અવિનાશી સ્વરૂપ તારો પણ અન્તર્યામી આત્મા અર્થાત તારામાં વ્યાપક છે તેને તું જાણ. શું કોઇ ઇત્યાદિ વચનોનો અન્યથા અર્થ કરી શકે છે ? "अयमात्मा ब्रह्म" ॥ અર્થાત્ સમાધિ દશામાં જ્યારે યોગીને પરમેશ્વર પ્રત્યક્ષ થાય છે, ત્યારે તે કહે છે કે આ જે મારામાં વ્યાપક છે, તેજ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે. એટલામાટે જે આજ કાલના વેદાન્તિ જીવ બ્રહ્મની એકતા કરે છે, તે વેદાન્ત શાસ્ત્રને જાણતા નથી.

પ્રશ્ન—अनेनात्मना जीवेनानु प्रविश्य नामरूपे व्याकरवाणि । छां॰ १ । तत्सृष्ट्वा तदेवानुप्राविशत् । तैतिरीय ॥ २ ॥

૧. પરમેશ્વર કહે છે કે હું જગત અને શરીરને રચીને જગતમાં વ્યાપક અને જીવ રૂપ થઇ શરીરમાં પ્રવિષ્ટ હોતો થકો નામ અને રૂપની વ્યાખ્યા કરૂં.

૨. પરમેશ્વર આ જગત્ અને શરીરને રચીને તેમાં પોતેજ પ્રવિષ્ટ થયો.

ઇત્યાદિ શ્રુતિયોના અર્થ ભિન્ન કેમ કરી શકશો ?

ઉત્તર—જો તમે પદ પદાર્થ અને વાકયાર્થ જાણતા હોત તો એવો અનર્થ કદી નહી કરત ! કેમકે અહીં એમ સમજો. એક પ્રવેશ અને બીજો અનુપ્રવેશ પશ્ચાત્ પ્રવેશ કહેવાય છે. પરમેશ્વર શરીરમાં પ્રવિષ્ટ થયલા જીવોની સાથે અનુપ્રવિષ્ટ સમાન થઇને વેદદ્વારા સર્વ નામ રૂપાદિની વિદ્યાને પ્રકટ કરે છે અને શરીરમાં જીવોને પ્રવેશ કરાવી પોતે જીવની અંદર અનુપ્રવિષ્ટ થઇ રહ્યો છે. જો તમે અનુશબ્દનો અર્થ જાણતા હોત તો આવો વિપરીત અર્થ કદી ન કરત.

प्रश्न—"**सोऽयं देवदत्तो य उष्णकाले काश्यां दृष्टः स इदानीं प्रावृट् समये मथुरायां दृश्यते**" ।

જે દેવદત્તને મે ઉષ્ણકાલમાં કાશીમાં દીઠો હતો તેનેજ વર્ષા સમયમાં મથુરામાં જોઉં છું. અહીં કાશી દેશ ઉષ્ણકાળને છોડીને શરીર માત્રમાં લક્ષ્ય કર્યાથી દેવદત્ત લક્ષિત થાય છે, તેમ આ ભાગત્યાગ લક્ષણાથી ઇશ્વરના પરોક્ષ્ય દેશ, કાલ, માયા, ઉપાધિ અને જીવના આ દેશ, કાલ, અવિદ્યા અને અલ્પજ્ઞતા ઉપાધિ છોડી ચેતનમાત્રમાં લક્ષ્ય દેવાથી એકજ બ્રહ્મ વસ્તુ બેઉમાં લક્ષિત થાય છે. આ ભાગત્યાગ લક્ષણા—કાંઇ લેવું, કાંઇ છોડવું,—જેમ સર્વજ્ઞત્વાદિ વાચ્યાર્થ ઇશ્વરના અને અલ્પજ્ઞત્વાદિ વાચ્યાર્થ જીવના છોડીને ચેતન માત્ર લક્ષ્યાર્થનુગ્રહણ કરવાથી અદ્વૈતસિદ્ધ થાય છે. હવે અહીં શું કહી શકશો ?

ઉત્તર—પ્રથમ તમે જીવ અને ઇશ્વરને નિત્ય માનો છો કે અનિત્ય ?

પ્રશ્ન—એ બંનેને ઉપાધિજન્ય કલ્પિત હોવાથી અનિત્ય માનિયે છિયે.

ઉત્તર—એ ઉપાધિને નિત્ય માનોછો કે અનિત્ય ?

પ્રશ્ન—અમારા મતમાઃ—

**जीवेशौ च विशुद्धा चिद्विभेदस्तु तयोर्द्वयोः ।**
**अविद्या तच्चितोर्योगः षडस्माकमनादयः ॥ १ ॥**
**कार्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः ।**
**कार्य्यकारणतां हित्वा पूर्णबोधोऽवशिष्यते ॥ २ ॥**

"સંક્ષેપ શારીરક" અને "શારીરક ભાષ્ય" માં આ કારિકા છે. એમ વેદાન્તિ છ પદાર્થો ૧ જીવ, ૨ ઇશ્વર, ૩ બ્રહ્મ, ૪ જીવ અને ઇશ્વરનો વિશેષ ભેદ, ૫ અવિદ્યા અજ્ઞાન, અને ૬ અવિદ્યા અને ચેતનનો યોગ, એને અનાદિ માનિયે છિયે. પરંતુ એક બ્રહ્મ અનાદિ અનન્ત અને અન્ય પાંચ અનાદિ શાંત છે. જેમકે પ્રાગભાવ થાય છે, જ્યાંસુધી અજ્ઞાન રહે છે, ત્યાંસુધી એ પાંચ રહે છે, અને એ પાંચોની આદિ વિદિત થતી નથી એટલામાટે તે અનાદિ અને જ્ઞાન થવા પશ્ચાત્ નાશ થઇ જાય છે, એથી સાંત એટલે નાશવાન કહેવાય છે.

ઉત્તર—આ તમારા બેઉ શ્લોકો અશુદ્ધ છે, કેમકે અવિદ્યાના યોગ વિના, જીવ અને માયાનો યોગ વિના, ઇશ્વર તમારા મતમાં સિદ્ધ નથી થઇ શકતો. એટલા માટે "**तच्चितोयोगः।**" જે છઠ્ઠો પદાર્થ તમે ગણ્યો છે તે રહ્યો નહીં, કેમકે એ અવિદ્યા, માયા, જીવ, ઇશ્વરમાં ચરિતાર્થ થઇગયાં, અને બ્રહ્મ તથા માયા અને અવિદ્યાના યોગ વિના ઇશ્વર નથી બનતો, પછી ઇશ્વરને અવિદ્યા અને બ્રહ્મથી પૃથક ગણવો વ્યર્થ છે. એથી બેઉ પદાર્થ બ્રહ્મ અને અવિદ્યા, તમારા મતમાં સિદ્ધ થઇ શકે છે. છ નહી. તથા આપના પ્રથમ કાર્યોપાધિ કારણોપાધિથી જીવ અને ઇશ્વરનું સિદ્ધ કરવું, ત્યારેજ થઇ શકે છે, કે જ્યારે અનન્ત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ,

સર્વવ્યાપક બ્રહ્મમાં અજ્ઞાન સિદ્ધ કરો. જો એના એક દેશમાં સ્વાશ્રય અને સ્વવિષયક અજ્ઞાન અનાદિ સર્વત્ર માનશો તો સર્વ બ્રહ્મ શુદ્ધ નથી થઇ શકતો. અને જ્યારે એક દેશમાં અજ્ઞાન માનશો તો તે પરિચ્છિન્ન હોવાથી અહીં તહીં આવતો જતો રહેશે. જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાંનો બ્રહ્મ અજ્ઞાની અને જે જે દેશને છોડતો જશે તે તે દેશનો બ્રહ્મજ્ઞાની થતો રહેશે. તો કોઇ દેશના બ્રહ્મને અનાદિ શુદ્ધ જ્ઞાન યુક્ત નહી કહી શકશો, અને જે અજ્ઞાનની સીમામાં બ્રહ્મ છે, તે અજ્ઞાનને જાણશે, બાહાર અને ભીતરના બ્રહ્મના ટુકડા થઇ જશે જો કહો કે ટુકડા થઇ જાય તો બ્રહ્મની શી હાનિ? તો તે અખંડ નહીં અને જો અખંડ છે તો અજ્ઞાની નહીં,તથા અજ્ઞાનનો અભાવ વા વિપરીત જ્ઞાન પણ ગુણ થવાથી કોઇ દ્રવ્ય સાથે નિત્ય સંબંધથી રહેશે. યદિ એમ છે, તો સમવાય સમ્બંધ હોવાથી અનિત્ય કદી નથી થઇ શકતો, અને જેમ શરીરના એક દેશ–સ્થળમાં ફોડો ફોલ્લો થવાથી સર્વત્ર દુઃખ ફેલાઈ જાય છે, તેમજ એક દેશમાં અજ્ઞાન. સુખ, દુઃખ, કલેશોની ઉપલબ્ધિ હોવાથી સર્વ બ્રહ્મ દુઃખાદિનો અનુભવજ કરશે કાર્યોપાધિ–અંતઃકરણની ઉપાધિના યોગથી બ્રહ્મને જીવ માનશો તો અમે પૂછિયે છિયે કે બ્રહ્મ વ્યાપક છે કે પરિચ્છિન્ન? જો કહો કે વ્યાપક અને ઉપાધિ પરિચ્છિન્ન છે, અર્થાત્ એક દેશી અને પૃથક પૃથક છે, તો અન્તઃકરણ ચાલે હાલે છે કે નહીં?

ઉત્તર—ચાલે હાલે છે.

પ્રશ્ન—અંતઃકરણની સાથે બ્રહ્મ પણ ચાલે હાલે છે કે સ્થિર રહે છે?

ઉત્તર—સ્થિર રહે છે.

પ્રશ્ન—જ્યારે અંતઃકરણ જે જે દેશ–સ્થળને છોડે છે, તેતે દેશનો બ્રહ્મ અજ્ઞાન રહિત, અને જે જે દેશને પ્રાપ્ત થાય છે તેતે દેશનો શુદ્ધ બ્રહ્મ અજ્ઞાની થતો હશે. એમ ક્ષણમાં જ્ઞાની અને અજ્ઞાની બ્રહ્મ થતો રહેશે. એથી મોક્ષ અને બન્ધ પણ ક્ષણભંગ થશે. જેમ એકે જોયાંનું સ્મરણ બીજો નથી કરી શકતો, તેમ કાલની જોએલી સાંભળેલી વસ્તુ કે વાતનું જ્ઞાન નથી રહી સકતું; કેમકે જે સમયે જોયું, સાંભળ્યું હતું, તે બીજો દેશ અને બીજો કાલ, જે સમયે સ્મરણ કરે છે, તે બીજો દેશ અને કાલ છે. જો કહો કે બ્રહ્મ એક છે, તો સર્વજ્ઞ કેમ નહીં? જો કહો કે અન્તઃકરણ ભિન્ન ભિન્ન છે, એથી તે પણ ભિન્ન ભિન્ન થઇ જતો હશે, તો પછી તે જડ છે; એમાં જ્ઞાન નહી હોઇ શકે. જો કહો કે ન કેવલ બ્રહ્મ અને ન કેવલ અંતઃકરણને જ્ઞાન થાય છે, કિન્તુ અંતઃકરણસ્થ ચિદાભાસને જ્ઞાન થાય છે, તો પણ ચેતનનેજ અન્તઃકરણ દ્વારા જ્ઞાન થયું, તો તે નેત્રદ્વારા અલ્પ અલ્પજ્ઞ કેમ છે? એ ઉપરથી કારણોપાધિ અને કાર્યોપાધીના યોગથી બ્રહ્મ જીવ અને ઇશ્વર નહી બનાવી શકશો. કિન્તુ ઇશ્વર નામ બ્રહ્મનું છે અને બ્રહ્મથી ભિન્ન અનાદિ, અનુત્પન્ન અને અમૃત સ્વરૂપ જીવનું નામ જીવ છે. જો તમે કહો કે જીવ ચિદાભાસનું નામ છે તો તે ક્ષણભંગ હોવાથી નષ્ટ થઇ જશે, તો પછી મોક્ષ સુખ કોણ ભોગવશે? એથી બ્રહ્મ જીવ અને જીવ બ્રહ્મ કદી, ન થયો, ન છે, ન થશે.

પ્રશ્ન—તો "सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्" ॥ छान्दोग्य० ॥ અદ્વૈતસિદ્ધિ કેમ થશે? અમારા મતમાં તો બ્રહ્મથી પૃથક કોઇ સજાતીય વિજાતીય અને સ્વગત અવયવોનો ભેદ ન હોવાથી એક બ્રહ્મજ સિદ્ધ થાય છે. જો જીવ ભિન્ન છે તો અદ્વૈતસિદ્ધિ કેમ બની શકે છે?

ઉત્તર—એ ભ્રમમાં પડી કેમ ડરો છો? વિશેષ્ય વિશેષણ વિદ્યાનું જ્ઞાન કરો કે એનું શું ફલ છે? જો કહો કે "व्यावर्त्तकं विशेषणं भवतीति" ॥ વિશેષણ ભેદકારક હોય છે, તો એટલું બીજું વધારે માનો કે "प्रवर्त्तकं प्रकाशमपि विशेषणं भवतीति" વિશેષણ પ્રવર્તક અને પ્રકાશક પણ થાય છે, તો સમજો કે અદ્વૈત વિશેષણ બ્રહ્મનું છે, એમાં વ્યાવર્તક ધર્મ એ છે કે અદ્વૈત વસ્તુ અર્થાત જે અનેક જીવ અને તત્વ છે તેથી બ્રહ્મને પૃથક્ કરે છે. અને વિશેષણનો પ્રકાશક ધર્મ, એ છે કે બ્રહ્મ એક હોવાની પ્રવૃત્તિ કરે છે જેમ

"अस्मिन्नगरेऽद्वितीयो धनाढ्योदेवदत्तः ॥ अस्यां सेनायामद्वितीयः शूरवीरो विक्रमसिंहः" ॥ કોઇએ કોઇને કહ્યું કે આ નગરમાં અદ્વિતીય ધનાઢ્ય દેવદત્ત અને આ સેનામાં અદ્વિતીય શૂરવીર વિક્રમ સિંહ છે. એથી શું સિદ્ધ થયું કે દેવદત્ત સદૃશ આ નગરમાં અન્ય ધનાઢ્ય અને આ સેનામાં વિક્રમસિંહ સમાન અન્ય શૂરવીર નથી. ન્યૂન તો છે. અને પૃથિવી આદિ જડ પદાર્થ તથા પશુ આદિ પ્રાણીઓ અને વૃક્ષાદિ પણ છે, તેનો નિષેધ નથી થઇ શકતો, તેમજ બ્રહ્મ સદૃશ જીવ વા પ્રકૃતિ નથી. કિન્તુ ન્યૂન તો છે. એથી એ સિદ્ધ થયું કે બ્રહ્મ સદા એક છે અને જીવ તથા પ્રકૃતિસ્થતત્વ અનેક છે. તેનાથી ભિન્ન કરીને બ્રહ્મના એકત્વને સિદ્ધ કરનાર આ અદ્વૈત કે અદ્વિતીય વિશેષણ છે. એથી જીવ વા પ્રકૃતિનો અને કાર્યરૂપ જગતનો અભાવ અને નિષેધ નથી થઇ શકતો. કિન્તુ એ સર્વ છે, પરંતુ તે બ્રહ્મ તુલ્ય નહીં. એથી ન અદ્વૈતસિદ્ધિની અને દ્વૈતસિદ્ધિની હાની થાય છે. ધભરાટમાં નહીં પડો પણ વિચારો અને સમજો.

પ્રશ્ન—બ્રહ્મની સત્, ચિત, આનંદ અને જીવની અસ્તિ, ભાતિ, એની પ્રિય, રૂપે કરીને એકતા થાય છે તો પછી તેનું ખંડન કેમ કરો છો?

ઉત્તર—કિંચિત્ સાધર્મ્ય મળવાથી એકતા નથી થઇ શકતી. જેમ પૃથિવી જડ દૃશ્ય છે, તેમ જલ અને અગ્નિ આદિ પણ જડ અને દૃશ્ય છે એટલામાં તેમની એકતા નથી થતી. એમાં વૈધર્મ્ય ભેદકારક અર્થાત્ વિરૂદ્ધ ધર્મ જેમ ગન્ધ, રૂક્ષતા, કાઠિન્ય આદિ ગુણ પૃથિવી, અને રસ, દ્રવત્વ, કોમલત્વાદિ ધર્મ જલ, અને રૂપ દાહકત્વાદિ ધર્મ અગ્નિમાં હોવાથી તેમની એકતા નથી. જેમ માણસ અને કીડી આંખથી જુએ છે, મુખથી ખાય છે, પગથી ચાલે છે, તથાપિ મનુષ્યાકૃતિ એ પગ અને કીડીની આકૃતિ અનેક પગાદિ ભિન્ન હોવાથી એકતા નથી થતી, તેમ પરમેશ્વરના અનન્ત જ્ઞાન, આનન્દ, બલ, ક્રિયા, નિર્ભ્રાન્તિત્વ અને વ્યાપકતા એ જીવથી અને

જીવના અલ્પ જ્ઞાન, અલ્પ બલ, અલ્પ સ્વરૂપ, સર્વભ્રાન્તિત્વ, અને પરિચ્છિન્નતાદિ ગુણો એ બ્રહ્મથી પરસ્પર ભિન્ન હોવાથી જીવ અને પરમેશ્વર એક નથી કેમકે એમનું સ્વરૂપ પણ—( પરમેશ્વર અતિ સૂક્ષ્મ અને જીવ એથી કાંઇક સ્થુલ હોવાથી )—ભિન્ન છે.

પ્રશ્ન—**अथोदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति द्वितीयाद्वै भयं भवति ॥**

આ બૃહદારણ્યકનું વચન છે. બ્રહ્મ અને જીવમાં જે થોડો પણ ભેદ કરેછે, તેને ભય પ્રાપ્ત થાય છે, કેમકે બીજાથીજ ભય થાય છે.

ઉત્તર—એનો અર્થ એ નથી, કિન્તુ જે જીવ ઇશ્વરનો નિષેધ વા કોઇ એક દેશ કાલમાં પરિછિન્ન પરમાત્માને માને, વા તેની આજ્ઞા અને ગુણકર્મસ્વભાવથી વિરૂદ્ધ હોય, અથવા કોઇ અન્ય મનુષ્ય સાથે વૈર કરે, તેને ભય પ્રાપ્ત થાય છે. કેમકે દ્વિતીય બુદ્ધી અર્થાત્ ઇશ્વરથી મારો અને મારેથી ઇશ્વરનો કોઇ સંબંધ નથી. તથા કોઇ મનુષ્યને કહે કે તને હું કાંઇ સમજતો નથી અને તું મારૂં કાંઇ પણ કરી શકતો નથી. વા કોઇની હાની કરતો અને દુઃખ દેતો જાય, તો તેને તેનાથી ભય થાય છે, અને સર્વ પ્રકારનો અવિરોધ હોય તો તે એક કહેવાય છે, જેમ સંસારમાં કહે છે કે દેવદત્ત, યજ્ઞદત્ત અને વિષ્ણુમિત્ર એક છે અર્થાત્ અવિરુદ્ધ છે. વિરોધ ન રહેવાથી સુખ અને વિરોધથી દુઃખ પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન—બ્રહ્મ અને જીવની સદા એકતા અનેકતા રહે છે? કે કદી બેઉ મળી એક પણ થાય છે? કે નહીં?

ઉત્તર—હમણાજ આનીપૂર્વે કાંઇક ઉત્તર આપ્યો છે, પરન્તુ સાધર્મ્ય અન્વય ભાવથી એકતા થાય છે, જેમ આકાશથી મૂર્ત્ત દ્રવ્ય જડત્વ હોવાથી અને કદી પ્રથક ન રહેવાથી એકતા, અને આકાશના વિભુ, સૂક્ષ્મ સ્વરૂપ, અનન્તાદિ ગુણો અને મૂર્ત્તના પરિછિન્ન દૃશ્યત્વાદિ વૈધર્મ્યથી તેનો ભેદ થાય છે અર્થાત્ જેમ પૃથિવ્યાદિ દ્રવ્ય આકાશથી ભિન્ન કદી નથી રહેતાં કેમકે અન્વય અર્થાત્ અવકાશ વિના મૂર્ત્ત દ્રવ્ય કદી નથી રહી શકતાં અને વ્યતિરેક અર્થાત્ સ્વરૂપે કરી ભિન્ન હોવાથી તેમની પૃથકતા છે તેમ બ્રહ્મ વ્યાપક હોવાથી જીવ અને પૃથિવ્યાદિ દ્રવ્ય એનાથી અલગ નથી રહેતાં અને સ્વરૂપથી એક પણ નથી થતાં. જેમ ઘરને બનાવ્યા પૂર્વે ભિન્ન ભિન્ન દેશમાં માટી લાકડાં અને લોહાદિ પદાર્થ આકાશમાજ રહે છે. જ્યારે ઘર બની ગયું ત્યારે પણ આકાશમાંજ છે અને જ્યારે તે નષ્ટ થઇ ગયું અર્થાત્ તે ઘરના સર્વ અવયવ ભિન્ન ભિન્ન દેશમાં પ્રાપ્ત થઇ ગયાં તો પણ આકાશમાંજ છે અર્થાત્ ત્રણ કાલમાં આકાશથી ભિન્ન તે નથી થઇ શકતાં અને સ્વરૂપે ભિન્ન હોવાથી ન કદી એક હતાં, છે, અને થશે. આ જ પ્રકારે જીવ તથા સર્વ સંસારના પદાર્થ પરમેશ્વરમાં વ્યાપ્ય હોવાથી પરમાત્માથી ત્રણે કાલમાં ભિન્ન નથી થઇ શકતાં અને સ્વરૂપ ભિન્ન હોવાથી એક પણ નથી થતાં. આજ કાલ વેદાન્તિયોની દૃષ્ટિ કાણા પુરૂષની માફક અન્વયની તરફ પડીને વ્યતિરેક ભાવથી છૂટી, વિરૂદ્ધ થઇ ગઇ છે, કોઇ પણ એવું દ્રવ્ય નથી કે જેમાં સગુણ નિર્ગુણતા, અન્વય, વ્યતિરેક, સાધર્મ્ય વૈધર્મ્ય અને વિશેષણ ભાવ ન હોય.

પ્રશ્ન—પરમેશ્વર સગુણ છે કે નિર્ગુણ ?

ઉત્તર—બેઉ પ્રકારનો છે.

પ્રશ્ન—વારૂપણ એક મ્યાનમાં બે તરવાર કદી રહી શકે છે? એક પદાર્થમાં સગુણતા અને નિર્ગુણતા કેમ રહી શકે?

ઉત્તર—જેમ જડના રૂપાદિ ગુણ છે, અને ચેતનના જ્ઞાનાદિ ગુણ જડમાં નથી તેમ ચેતનમાં ઇચ્છાદિ ગુણ છે અને રૂપાદિ ગુણ જડના નથી એથી.

**यद् गुणैस्सह वर्त्तमानं तत्सगुणम् ॥**
**गुणेभ्यो यन्निर्गतं पृथग्भूतं तन्निर्गुणम् ॥**

જે ગુણોથી સહિત તે સગુણ, અને જે ગુણોથી રહિત તે નિર્ગુણ કહેવાય છે. પોત પોતાના સ્વાભાવિક ગુણોથી સહિત, અને અન્ય વિરોધીના ગુણોથી રહિત, હોવાથી સૌ પદાર્થમાં સગુણતા અને નિર્ગુણતા કે કેવલ સગુણતા હોય, કિન્તુ એકમાંજ સગુણતા અને નિર્ગુણતા સદા રહે છે, તેમજ પરમેશ્વર પોતાના અનન્ત જ્ઞાન, બલાદિ ગુણોથી સહિત હોવાથી સગુણ, અને રૂપાદિ જડના તથા દ્વેષાદિ જીવના ગુણોથી પૃથક્ હોવાથી નિર્ગુણ કહેવાય છે.

પ્રશ્ન—સંસારમાં નિરાકારને નિર્ગુણ અને સાકારને સગુણ કહે છે, અર્થાત્ જ્યારે પરમેશ્વર જન્મ નથી લેતો ત્યારે નિર્ગુણ અને જ્યારે અવતાર લે છે ત્યારે સગુણ કહેવાય છે?

ઉત્તર—આ કલ્પના કેવલ અજ્ઞાની અને અવિદ્વાનોની છે. જેને વિદ્યા નથી હોતી તે પશુ સમાન યથા તથા બારડયા કરે છે, જેમ સન્નિપાતજ્વરયુક્ત મનુષ્ય અંડ બંડ બકે છે, તેમજ અવિદ્વાનોના કહેવાને અથવા લખાણને વ્યર્થ સમજવાં જોઇએ.

પ્રશ્ન—પરમેશ્વર રાગી છે કે વિરક્ત?

ઉત્તર—બેઉમાં નથી કારણકે રાગ પોતાથી ભિન્ન ઉત્તમ પદાર્થમાં થાય છે. તો પરમેશ્વરથી કોઇ પદાર્થ પૃથક્ કે ઉત્તમ નથી, તેથી તેનામાં રાગનો સંભવ નથી. અને જે પ્રાપ્તને છોડીદે તો વિરક્ત કહેવાય છે. ઇશ્વર વ્યાપક હોવાથી કોઇ પદાર્થને છોડી શકતો નથી તેથી તે વિરક્ત પણ નથી.

પ્રશ્ન—ઇશ્વરમાં ઇચ્છા છે કે નહી?

ઉત્તર—એવી ઇચ્છા નથી કેમકે ઇચ્છા પણ અપ્રાપ્ત ઉત્તમ અને જેના પ્રાપ્તએ સુખ વિશેષ થાય તો ઇશ્વરમાં ઇચ્છા હોઈ શકે. ન એનાથી કોઇ અપ્રાપ્ત પદાર્થ, ન કોઇ એનાથી ઉત્તમ અને પૂર્ણ સુખયુક્ત હોવાથી સુખની અભિલાષા પણ નથી, એટલામાટે ઇશ્વરમાં ઇચ્છાનો તો સંભવ નથી કિન્તુ ઇક્ષણ અર્થાત્ સર્વ પ્રકારની વિદ્યાનું દર્શન અને સકલ સૃષ્ટિજ કરવું કહેવાય છે, તે ઇક્ષણ છે. ઇત્યાદિ સંક્ષિપ્ત વિષયોથીજ સજ્જન લોક બહુ વિસ્તીર્ણ કરી લેશે. હવે સંક્ષેપથી ઇશ્વરનો વિષય લખ્યા પછી વેદનો વિષય લખિયે છિયે.

**यस्मादृचो अपातक्षन् यजुर्यस्मादपाकषन् ।**

सामानि यस्य लोमान्यथर्वाङ्गिरसो मुखम् ।
स्कम्भन्तरं ब्रूहि कतमः स्विदेवसः ।
अथर्व० कां० १० । प्रपा० २३ । अनु० ४ मं० २० ॥

જે પરમાત્માથી ઋગ્વેદ. યજુર્વેદ, સામ વેદ અને અથર્વવેદ પ્રકાશિત થયા છે તે કયો દેવ છે? એનો જવાબ એ છે કે જે સર્વને ઉત્પન્ન કરીને ધારણ કરી રહ્યોછે; તે પરમાત્મા છે.

स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥
यजुः० अ० ४० । मं० ८ ॥

જે સ્વયંભૂ, સર્વ વ્યાપક, શુદ્ધ, સનાતન, નિરાકાર પરમેશ્વર છે, તે સનાતન જીવરૂપ પ્રજાના કલ્યાણાર્થે યથાવત્ રીતિપૂર્વક વેદદ્વારા સર્વ વિદ્યાઓનો ઉપદેશ કરે છે.

પ્રશ્ન—પરમેશ્વરને આપ નિરાકાર માનો છો કે સાકાર?

ઉત્તર—નિરાકાર.

પ્રશ્ન—જ્યારે નિરાકાર છે તો વેદવિદ્યાનો ઉપદેશ મુખથી વર્ણોચ્ચારણ કર્યા વગર કેમ થઇ શકે? કેમકે વર્ણોચ્ચારણમાં તાલ્વાદિ સ્થાન, અને જિહ્વાનો પ્રયત્ન અવશ્ય હોવો જોઇએ.

ઉત્તર—પરમેશ્વર સર્વશક્તિમાન્ અને સર્વ વ્યાપક હોવાથી, જીવોને પોતાની વ્યાપ્તિથી વેદવિદ્યાનો ઉપદેશ કરવામાં તેને કાંઇ પણ મુખાદિની અપેક્ષા નથી. કારણ કે મુખ જિહ્વાથી વર્ણોચ્ચારણ તો પોતાથી ભિન્નને બોધવા માટે કરવો પડે છે, કાંઇ પોતાને માટે નહીં કેમકે મુખ જીહ્વાનો વ્યાપાર કર્યા વિના પણ મનમાં અનેક વ્યવહારોના વિચાર અને શબ્દોચ્ચારણ થતા રહે છે. કાનોને આંગળિયોથી બન્ધ કરી જુઓ, અને સાંભળો કે મુખ, જિહ્વા, તાલ્વાદિ સ્થાનો વિના કેવા કેવા શબ્દો થઈ રહ્યા છે,! તેમજ જીવોને અન્તર્યામી રૂપે ઉપદેશ કર્યો છે. પણ કેવલ બીજાને તે સમજાવવા માટે ઉચ્ચારણની આવશ્યકતા છે.

જ્યારે પરમેશ્વર, નિરાકાર, સર્વ વ્યાપક છે, તો પોતાની અખિલ વેદવિદ્યાનો ઉપદેશ જીવસ્થ સ્વરૂપે જીવાત્મામાં પ્રકાશિત્ કરી દે છે પશ્ચાત્ મનુષ્ય પોતાનાં મુખથી ઉચ્ચારણ કરી બીજાને તે સંભળાવે છે. એથી પરમેશ્વરમાં એ દોષ નથી આવી શકતો.

પ્રશ્ન—કોના આત્મામાં અને કયારે વેદોનો પ્રકાશ કર્યો?

ઉત્તર—अग्नेर्वा ऋग्वेदो जायते वायोर्यजुर्वेदः सूर्यात्सामवेदः । शत० ।

પ્રથમ સૃષ્ટિની આદિમાં પરમાત્માએ અગ્નિ, વાયુ, આદિત્ય તથા અંગિરા, એ ઋષિયોના આત્મામાં એક એક વેદનો પ્રકાશ કર્યો હતો.

પ્રશ્ન—यो वै ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥

આ ઉપનિષદનું વચન છે. એ વચનથી બ્રહ્માજીના હૃદયમાં વેદોનો ઉપદેશ કર્યો છે, તો પછી અગ્ન્યાદિ ઋષિયોના આત્મામાં કેમ કહ્યો ?

ઉત્તર—બ્રહ્માના આત્મામાં અગ્ન્યાદિ દ્વારા સ્થાપિત કરાવ્યા જુઓ ?

મનુમાં:— अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।
दुदोह यज्ञसिध्यर्थमृग्यजुः सामलक्षणम् ॥ मनु० ॥

પરમાત્માએ આદિ સૃષ્ટિમાં મનુષ્યોને ઉત્પન્ન કરીને અગ્નિ આદિ ચારે મહર્ષિયો દ્વારે ચારો વેદ બ્રહ્માને પ્રાપ્ત કરાવ્યા અને બ્રહ્માએ અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાથી ઋક્, યજુઃ સામ અને અથર્વ વેદનું ગ્રહણ કર્યું.

પ્રશ્ન—એ ચારેમાંજ વેદોનો પ્રકાશ કર્યો અને બીજામાં નહીં, ત્યારે તો એથી ઇશ્વર પક્ષપાતી ઠરે છે.

ઉત્તર—એજ ચારે સર્વ જીવોથી અધિક પવિત્રાત્મા હતા; બીજા એમની સદૃશ નહીં હતા, તેથી એ પવિત્ર વિદ્યાનો પ્રકાશ એમનામાં કર્યો.

પ્રશ્ન—કોઇ દેશ ભાષામાં વેદોનો પ્રકાશ ન કરતાં સંસ્કૃતમાં કેમ કર્યો ?

ઉત્તર—જો કોઇ દેશ ભાષામાં પ્રકાશ કરતે તો ઇશ્વર પક્ષપાતી થઇજતે, કેમકે જે દેશની ભાષામાં પ્રકાશ કરતે, તેને તો સુગમતા પણ વિદેશિયોને તો વેદો ભણવા ભણાવવામાં કઠિનતા થઇ પડતે એટલામાટે સંસ્કૃતમાંજ તેમનો પ્રકાશ કર્યો, જે કોઇ પણ દેશની ખાસ ભાષા નથી અને વેદ ભાષા એ અન્ય સર્વ ભાષાઓનું કારણ છે, તેમાંજ વેદોનો પ્રકાશ કર્યો. જેમ ઇશ્વરની પૃથિવ્યાદિ સૃષ્ટિઓ સર્વ દેશ અને દેશવાળાને માટે એકસરખી અને સર્વ શિલ્પવિદ્યાનું કારણ છે, તેમ પરમેશ્વરની વિદ્યાની ભાષા પણ એકસરખી હોવી જોઇએ કે તેની સર્વ દેશવાળાને ભણવા ભણાવવામાં તુલ્ય પરિશ્રમ પડવાથી ઇશ્વર પક્ષપાતી નથી ઠરતો, અને ( વૈદિક ભાષા ) સર્વે ભાષાનું કારણ પણ છે.

પ્રશ્ન—વેદ ઇશ્વરકૃત છે, અન્યકૃત નથી, એમા શું પ્રમાણ ?

ઉત્તર—જેમ ઇશ્વિર પવિત્ર, સર્વવિદ્યાવિત, શુદ્ધ ગુણકર્મ સ્વભાવ, ન્યાયકારી, દયાળુ આદિ ગુણવાળો છે તેમ જે પુસ્તકમાં ઇશ્વિરના ગુણ, કર્મ, સ્વભાવને અનુકૂલ કથન હોય, તે ઇશ્વરકૃત જાણવું અન્ય નહીં, અને જેમાં સૃષ્ટિક્રમ, પ્રત્યક્ષાદિ પ્રમાણ, આપ્તોના અને પવિત્રાત્માના વ્યવહારથી વિરૂદ્ધ કથન ન હોય, તે ઇશ્વરોક્ત. જેવું ઇશ્વિરનું નિર્ભ્રમ જ્ઞાન તેવું જે પુસ્તકમાં ભ્રાન્તિ રહિત જ્ઞાનનું પ્રતિપાદન હોય, તે ઇશ્વિરોક્ત. જેવો પરમેશ્વર છે અને જેવો સૃષ્ટિક્રમ રાખ્યો છે તેવુંજ ઇશ્વિર, સૃષ્ટિ, કાર્ય્ય, કારણ અને જીવનું પ્રતિપાદન જેમાં હોય તે પરમેશ્વરોક્ત પુસ્તક ઠરે છે. અને જે પ્રત્યક્ષાદિ પ્રમાણ વિષયોથી અવિરૂદ્ધ અને શુદ્ધાત્માના સ્વભાવથી વિરૂદ્ધ ન હોય એવા પ્રકારના વેદ છે અન્ય બાઇબલ, કુરાનાદિ પુસ્તકો નથી એની સ્પષ્ટ વ્યાખ્યા બાઇબલ અને કુરાનના પ્રકરણમાં તેરમા અને ચૌદમાસમુલ્લાસમાં કરવામાં આવશે.

પ્રશ્ન—વેદ ઇશ્વરથી થવાની આવશ્યકતા કાંઇ પણ નથી કેમકે મનુષ્ય લોક ક્રમશઃ જ્ઞાન વધારતા જઇને પછી પુસ્તક પણ બનાવી લેશે.

ઉત્તર—કદી પણ બનાવી નથી શક્તા. કેમકે કારણ વિના કાર્યોત્પત્તિનું થવું અસંભવ છે. જેમ જંગલી માણુસ સૃષ્ટિને જોઇને વિદ્વાન નથી થતો પણ જ્યારે તેને કોઈ શિક્ષક મળી આવે ત્યારે વિદ્વાન્ થઈ જાય છે અને હમણા પણ કોઇ પાસે ભણ્યા વગર, કોઈ પણ વિદ્વાન નથી થતો. એ પ્રકારે જો પરમાત્મા તે આદિ સૃષ્ટિમાં ઋષિયોને વેદવિદ્યા ન ભણાવત અને તેઓ બીજાને ન ભણાવતે તો સર્વે લોક અવિદ્વાનજ રહી જાત. જેમ કોઈ બાલકને જન્મથી એકાન્ત દેશમાં અવિદ્વાનો કે પશુઓના સંગમાં રાખે તો તે જેવો સંગ તેવોજ બની જશે. એના દૃષ્ટાન્તમાં જંગલી, ભીલ, આદિ પ્રત્યક્ષ છે. જ્યાંસુધિ આર્ય્યાવર્ત્ત દેશમાંથી શિક્ષા નહી ગઇ હતી ત્યાંસુધિ મિશ્ર, યૂનાન, અને યુરોપ દેશ આદિસ્થ મનુષ્યોમાં કાંઇ પણ વિદ્યા નહી હતી અને યુરોપ કોલંબસ આદિ પુરૂષ અમેરિકામાં જ્યાંસુધિ નહી ગયા હતા ત્યાંસુધી ત્યાંના લોક પણ સહસ્રો, લાખો, ક્રોડો વર્ષોથી મૂર્ખ અર્થાત્ વિદ્યાહીન હતા. પુનઃ સુશિક્ષા પામવાથી હાલ વિદ્વાન થઇ ગયા છે; તેમજ પરમાત્માં થકી સૃષ્ટિની આદિમાં વિદ્યા શિક્ષાની પ્રાપ્તિ થવાથી ઉત્તરોત્તર કાલમાં લોકો વિદ્વાન્ થતા આવ્યા.

**स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥ योगसू० ॥**

જેમ વર્ત્તમાન સમયમાં આપણે અધ્યાપકો પાસેથી જાણીનેજ વિદ્વાન્ થઇએ છિયે, તેમ પરમેશ્વર સૃષ્ટિની આરંભમાં ઉપન્ન થયલા અગ્ન્યાદિ ઋષિયોના ગુરૂ અર્થાત્ ભણાવનાર છે કેમકે જેમ જીવ સુષુપ્તિ અને પ્રલયમાં જ્ઞાનરહિત થઇ જાય છે, તેમ પરમાત્મા નથી થતો એનું જ્ઞાન તો નિત્ય છે, એ ઉપરથી એ નિશ્ચિત જાણવું જોઇએ કે નિમિત્ત વિના નૈમિત્તિક અર્થ સિદ્ધ કદી નથી થતો.

પ્રશ્ન—વેદ સંસ્કૃત ભાષામાં પ્રકાશિત થયા અને તે અગ્ન્યાદિ ઋષિ લોક તો તે સંસ્કૃત ભાષા પ્રથમ નહી જાણતા હતા, તો વેદોના અર્થ તેમણે કેમ જાણ્યા ?

ઉત્તર—પરમેશ્વરે જણાવ્યા, અને ધર્માત્મા યોગી મહર્ષિ લોક જ્યારે જ્યારે જે જે અર્થ જાણવાની ઇચ્છા કરીને ધ્યાનાવસ્થિત થઇ પરમેશ્વરના સ્વરૂપમાં સમાધિસ્થ થયા, ત્યારે ત્યારે પરમાત્માએ અભિષ્ટ મંત્રોના અર્થ તેમને જણાવ્યા જ્યારે ઘણાઓના આત્મામાં વેદાર્થ પ્રકાશ થયો ત્યારે ઋષિ મુનિયોએ તે અર્થ લઇને ઋષિમુનિયોના ઇતિહાસ પૂર્વક ગ્રંથ બનાવ્યા, તેનું નામ બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્મ જે વેદ, તેના તે વ્યાખ્યાન ગ્રંથ હોવાથી તેનું બ્રાહ્મણ નામ પડયુ. અનેઃ-

**ऋषयो मंत्रदृष्टयः मंत्रान्सम्प्रादुः ॥ निरु० ॥**

જે જે મંત્રાર્થનું દર્શન જેજે ઋષિને થયું, અને જેના પેહેલાં તે મંત્રનો અર્થ કોઇએ પ્રકાશિત નહીં કરેલો, તે તેમણે પ્રથમજ કરયા અને બીજાઓને તે ભણાવ્યા પણ ખરા; તે ઉપરથી

અદ્યાવધિ તે તે મંત્રોની સાથે ઋષિના નામ સ્મરણાર્થે લખાતાં આવ્યાં છે. જો કોઇ ઋષિયોને મંત્ર કર્ત્તા બતલાવે તેને મિથ્યાવાદી સમજવો; એ ઓ તો માત્ર મંત્રોના અર્થ પ્રકાશક છે.

પ્રશ્ન—વેદો કયા ગ્રન્થોના નામ છે?

ઉત્તર—ઋક્, યજુઃ સામ અને અથર્વ એ મંત્ર સંહિતાઓનાજ, અન્ય ગ્રંથોના નહીં.

પ્રશ્ન— **मंत्रब्राह्मणयोर्वेदनामधेयम् ॥**

ઇત્યાદિ કાત્યાયનાદિકૃત પ્રતિજ્ઞા સૂત્રાદિના અર્થ શું કરશો?

ઉત્તર—જુઓ, સંહિતા પુસ્તકના આરંભ વા અધ્યાયની સમાપ્તિમાં વેદ એ સનાતનથી શબ્દ લખાતો આવે છે, અને બ્રાહ્મણ પુસ્તકના આરંભ કે અધ્યાયની સમાપ્તિમાં કહીં નથી લખ્યા. અને નિરૂક્તમાં:—

**इत्यपि निगमो भवति इति ब्राह्मणम् ।** **नि० ॥**

**छन्दो ब्राह्मणानि च तद्विषयाणि ॥** **अष्टाध्यायी ।**

આ પાણીનીય સૂત્ર છે. એથી પણ સ્પષ્ટ વિદિત થાય છે કે "વેદ મંત્રભાગ અને બ્રાહ્મણ વ્યાખ્યાભાગ. એમાં પણ વધારે જોવું હોય તો મારી બનાવેલી "ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા" માં જોઇ લેવું ત્યાં અનેકશઃ પ્રમાણોથી તે વિરૂદ્ધ હોવાથી આ કાત્યાયનનું વચન નથી એવું સિદ્ધ કરવામાં આવ્યું છે. જો કારણ કે કદિ તે માનવામાં આવે તો 'વેદ સનાતન' કદી નહી થઇ શકે, કેમકે બ્રાહ્મણ પુસ્તકોમાં તો બહુ ઋષિ મહર્ષિ અને રાજાદિના ઇતિહાસ લખેલા છે: અને ઇતિહાસ જેનો હોય તે તો તેના જન્મ પછી લખવામાં આવે છે, તેથી તે ગ્રંથ પણ તેના જન્મ પછી બનેલો હોવો જોઇએ. વેદમાં કોઇનો ઇતિહાસ નથી, કિન્તુ વિશેષ જે જે શબ્દથી વિદ્યાનો બોધ થાય, તે તે શબ્દના પ્રયોગ કર્યા છે. કોઇ મનુષ્યની સંજ્ઞા કે તેની વિશેષ કથાના પ્રસંગ વેદોમાં નથી.

પ્રશ્ન—વેદોની શાખા કેટલી છે?

ઉત્તર—એકસો સત્તાવીશ.

પ્રશ્ન—શાખા એ શું કહેવાય છે?

ઉત્તર—વ્યાખ્યાનને શાખા કહે છે.

પ્રશ્ન—સંસારમાં વિદ્વાન્ વેદના અવયવો ભૂત વિભાગોને શાખા માને છે!

ઉત્તર—થોડોક કાંઇ વિચાર કરો તો ઠીક; કેમકે જેટલી શાખા છે; તે આશ્વલાયનાદિ ઋષિયોના નામથી પ્રસિદ્ધ છે. અને મંત્ર સંહિતા તો પરમેશ્વરના નામથી પ્રસિદ્ધ છે. જેમ ચારે વેદોને પરમેશ્વરકૃત માને છે તેમ આશ્વલાયન આદિ શાખાઓને તે તે ઋષિકૃત માને છે. અને વળી સર્વ શાખાઓમાં મંત્રોની પ્રતીક ધરીને વ્યાખ્યા કરે છે. જેમ "તૈત્તિરીય શાખામાં" "**इषे त्वोर्जेत्वेति**" ઇત્યાદિ પ્રતિકા લખીને વ્યાખ્યાન કર્યું છે પણ વેદ સંહિતાઓમાં કોઇની પ્રતીક

નથી લખી, એથી ઇશ્વરકૃત ચારે વેદો મૂલ વૃક્ષ અને આશ્વલાયનાદિ સર્વે શાખા ઋષિમુનિકૃત છે, પરમેશ્વરકૃત નહીં. જે કોઇ એ વિષયની વિશેષ વ્યાખ્યા જોવા ચાહે તેણે "ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા" માં જોઇ લેવું. જેમ માતા પિતા પોતાના સન્તાનો પર કૃપાદૃષ્ટિ કરી ઉન્નતિ ચાહે છે, તેમજ પરમાત્માએ સર્વ મનુષ્યોપર કૃપા કરી, વેદોને પ્રકાશિત કર્યા છે. કે જેથી મનુષ્ય અવિદ્યાન્ધકાર ભ્રમજાલથી છૂટીને વિદ્યા, વિજ્ઞાનરૂપ સૂર્યને પ્રાપ્ત થઇ અત્યાનન્દમાં રહે, અને વિદ્યા તથા સુખોની વૃદ્ધિ કરતા જાય.

પ્રશ્ન—વેદ નિત્ય છે કે અનિત્ય ?

ઉત્તર—નિત્ય છે. કારણ પરમેશ્વર નિત્ય હોવાથી, તેનાં જ્ઞાનાદિ ગુણ પણ નિત્ય છે. જે નિત્ય પદાર્થ છે, તેના ગુણકર્મસ્વભાવ નિત્ય અને અનિત્ય દ્રવ્યના અનિત્ય હોય છે.

પ્રશ્ન—શું આ પુસ્તક પણ નિત્ય છે?

ઉત્તર—નહીં. કેમકે પુસ્તક તો કાગળ અને સ્યાહીના બન્યા છે, એ નિત્ય કેમ થઇ શકે ! કિન્તુ તેમાં જે શબ્દ, અર્થ અને સમ્બન્ધ છે, તે નિત્ય છે.

પ્રશ્ન—ઇશ્વરે અમુક તે ઋષિયોને જ્ઞાન આપ્યું હશે, અને તે જ્ઞાનથી તે લોકોએ વેદ બનાવી લીધા હશે તો ?

ઉત્તર—જ્ઞાન જ્ઞેય વિના નથી થતું ષડ્જાદિ અને ઉદાત્તાનુદાત્તાદિ સ્વરના જ્ઞાનપૂર્વક ગાયત્ર્યાદિ છન્દોને નિર્માણ કરવામાં સર્વજ્ઞ વિના કોઇનું સામર્થ્ય નથી. કે આ પ્રકારનું સર્વજ્ઞાનયુક્ત શાસ્ત્ર-બનાવી શકે. હા વેદ ભણ્યા પછી તો વ્યાકરણ, નિરૂક્ત, અને છન્દાદિ ગ્રન્થ ઋષિમુનિયોએ વિદ્યાના પ્રકાશ માટે કર્યા છે. જો પરમાત્મા વેદોનો પ્રકાશ ન કરે તો કોઇ કશું પણ ન બનાવી શકે. એટલામાટે વેદ પરમેશ્વરોક્ત છે. એને અનુસારે સર્વ લોકોએ વર્તવું જોઇએ અને પૂછે કે તમારો શો મત છે ? તો એજ ઉત્તર આપવો કે અમારો મત વેદ અર્થાત્ જે કાંઇ વેદોમાં કહ્યું છે, તેજ અમે માનિયે છિયે.

હવે આની અગાડી સૃષ્ટિ વિષયમાં લખીશું આ સંક્ષેપથી ઇશ્વર અને વેદ વિષયમાં વ્યાખ્યાન કર્યું છે. ૭.

**इति श्रीमद्दयानन्द सरस्वती स्वामिकृते सत्यार्थप्रकाशे सुभाषाविभूषिते ईश्वर वेदविषये सप्तमः समुल्लासः सम्पूर्णः ॥ ७ ॥**

# अथाष्टमसमुल्लासारम्भः ॥

अथ सृष्ट्युत्पत्तिस्थितिप्रलयविषयान्व्याख्यास्यामः ।

इयं विसृष्टिर्यत आ बभूव यदि वा दधे यदि वा न ।
योअस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद ॥१॥
ऋ० । मं० १० । सू० १३० । मं ७ ॥

तम आसीत्तमसा गूढमग्रे प्रकेतं सलिलं सर्वमा इदम् ।
तुच्छ्येनाभ्वपिहितं यदासीत्तपसस्तन्महिना जायतैकम् ॥२॥
ऋ० । मं० सू० मं० ॥

हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ॥
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥३॥
ऋ० । मं० १० । सू० १२१ । मं० १ ॥

पुरुष एवेदꣳ सर्वं यद्भूतं यच्च भाव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥ ४ ॥
यजुः० अ० ३१ । मं० २ ॥

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति ।**
**यत्प्रयंत्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥ ५ ॥ तैत्तिरीयोपनि० ॥**

૧. હે (**अङ्ग**) મનુષ્ય! જેથી આ વિવિધ સૃષ્ટિ પ્રકાશિત થઇ છે, જે ધારણ અને પ્રલય કર્ત્તા છે, જે આ જગતનો સ્વામી, જેના વ્યાપકત્વની અંદર આ સર્વ જગત્ ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયને પ્રાપ્ત થાય છે તેજ પરમાત્મા છે તેને તું જાણ અને એથી ભિન્નને સૃષ્ટિ કર્ત્તા ન માન.

૨. આ સર્વ જગત, સૃષ્ટિની પૂર્વે અન્ધકારથી આવૃત્ત, રાત્રિરૂપમાં, જાણવાને અયોગ્ય, આકાશ, રૂપ, તથા તુચ્છ, અર્થાત્ સર્વ જગત્ અનન્ત પરમેશ્વરની સન્મુખ એક દેશી આચ્છાદિત હતું, પશ્ચાત્ પરમેશ્વરે સ્વસામર્થ્યે કરીને કારણરૂપમાંથી તેને કાર્ય્યરૂપ કર્યું.

૩. હે મનુષ્યો! જે સર્વ સૂર્ય્યાદિ તેજસ્વી પદાર્થોનો આધાર અને જે આ જગત્ થયું છે, અને થશે, તેનો એક અદ્વિતીય પતિ, પરમાત્મા આ જગતની ઉત્પત્તિની પૂર્વે વિદ્યમાન હતો, અને જેણે પૃથિવીથી લઇને સૂર્ય્ય પર્ય્યન્ત આ જગતને ઉત્પન્ન કર્યું છે, તે પરમાત્મા દેવની તમે પ્રેમથી ભક્તિ કર્યા કરો.

૪. હે મનુષ્યો! જે સર્વમાં પૂર્ણ પુરૂષ અને જે નાશરહિત કારણ અને જીવોનો સ્વામી, જે પૃથિવ્યાદિ જડ અને જીવથી અતિરિક્ત છે, તેજ પુરૂષ આ સકલ ભૂત, ભવિષ્યત્ અને વર્ત્તમાનસ્થ જગતૂનો બનાવનાર છે.

૫. જે પરમાત્માની રચનાથી આ સર્વ પૃથિવ્યાદિ ભૂત ઉત્પન્ન થાય છે, જેથી અને જેમાં જીવ પ્રલયને પામે છે, તે બ્રહ્મ છે તેને જાણવાની ઇચ્છા કરો.

**जन्माद्यस्य यतः ॥ शारीरक० सू० अ० १ । सू० २ ॥**

જેનાથી આ જગતના જન્મ, સ્થિતિ અને પ્રલય થાય છે, તેજ બ્રહ્મ જાણવા યોગ્ય છે.

પ્રશ્ન—આ જગતપરમેશ્વરથી ઉત્પન્ન થયું છે કે અન્યથી?

ઉત્તર—નિમિત્ત કારણ પરમાત્માથી ઉત્પન્ન થયું છે, પરન્તુ તેનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે.

પ્રશ્ન—શું પ્રકૃતિ પરમેશ્વરે ઉત્પન્ન નથી કરી?

ઉત્તર—નહી. એ તો અનાદિ છે.

પ્રશ્ન—અનાદિ કોને કહો છો અને કેટલા પદાર્થ અનાદિ છે?

ઉત્તર—ઇશ્વર, જીવ, અને જગતનું કારણ; એ ત્રણ અનાદિ છે.

પ્રશ્ન—એમાં શું પ્રમાણ?

ઉત્તર—**द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥१॥**
**ऋ० मं० १ । सू० १६४ । मं० २० ॥**

**शाश्वतिभ्यः समाभ्यः ॥ यजुः अ० ४० । मं० ८ ॥**

(**द्वा**) બ્રહ્મ અને જીવ બેઉ (**सुपर्णा**) ચેતનતા અને પાલનાદિ ગુણોએ કરીને સદૃશ (**सयुजा**) વ્યાપ્ય વ્યાપક ભાવે કરીને સંયુક્ત (**सखाया**) પરસ્પર મિત્રતા યુક્ત સનાતન અનાદિ છે અને (**समानं**) તેમજ (**वृक्षम्**) અનાદિ મૂલરૂપ કારણ, અને શાખારૂપ કાર્ય્યયુક્ત વૃક્ષ, અર્થાત્ જે સ્થૂલ થઇને પ્રલયમાં છિન્નભિન્ન થઇ જાય છે, તે ત્રીજો અનાદિ પદાર્થ છે, એ ત્રણેના ગુણ, કર્મ અને સ્વભાવ પણ અનાદિ છે, એ જીવ અને બ્રહ્મમાંથી એક જે જીવ છે, તેજ આ વૃક્ષરૂપ સંસારમાં પાપ પુણ્યરૂપ ફળોને (**स्वाद्वत्ति**) સારે પ્રકારે ભોગવે છે, અને બીજો પરમાત્મા તે કર્મોના ફલોને (**अनश्नन्**) ન ભોગતો થકો ચારે તરફ અર્થાત્ ભીતર બહાર સર્વત્ર પ્રકાશમાન્ થઇ રહ્યો છે. જીવથી ઇશ્વર, ઇશ્વરથી જીવ અને એ બેઉથી પ્રકૃતિ ભિન્ન સ્વરૂપ, એ ત્રણે અનાદિ છે.

૨. (**शाश्वति०**) અનાદિ સનાતન જીવ રૂપ પ્રજાને માટે વેદદ્વારા પરમાત્માએ સર્વ વિદ્યાનો બોધ કર્યો છે.

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां स्वरूपाः ।**
**अजोह्येको जुषमाणोनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥**

આ ઉપનિષદનું વચન છે. પ્રકૃતિ, જીવ અને પરમાત્મા એ ત્રણે અજ અર્થાત્ જેનો જન્મ કદી નથી થતો અને ન કદી એ જન્મ લે છે, અર્થાત્ એ ત્રણે સર્વ જગતના કારણ છે, પણ એમનું કારણ કોઇ નથી આ અનાદિ પ્રકૃતિનો ભોગ અનાદિ જીવ કરતો થકો ફસાય છે અને તેમાં પરમાત્મા નથી ફસાતો, અને ન એનો ભોગ કરે છે. ઇશ્વર અને જીવના લક્ષણ ઇશ્વર વિષયમાં કહી આવ્યા છિયે, હવે પ્રકૃતિના લક્ષણ લખિયે છિયે;—

**सत्वरजस्तमसां साम्यावस्थाप्रकृतिः प्रकृतेर्महान् महतोऽहंकारोऽहंकारात् पंचतन्मात्राण्युभयमिन्द्रियं पंचतन्मात्रेभ्यः स्थूलभूतानि पुरुष इति पंचविंशतिर्गणः ॥ सांख्य सू० ॥**

(**सत्व**) શુદ્ધ (**रज**) મધ્યમ (**तमः**) જાડ્ય અર્થાત્ જડતા; એ ત્રણ વસ્તુ મળીને જે એક સંઘાત છે તેનું નામ પ્રકૃતિ છે. એથી મહત્તત્વ બુદ્ધિ, તેથી અહંકાર, તેથી પંચ તન્માત્રા સૂક્ષ્મ ભૂત અને દશ ઇન્દ્રિયો, તથા અગ્યારમુ મન, પાચ તન્માત્રાઓથી પૃથિવ્યાદિ પાંચ સ્થૂલ ભૂત, એ ચોવીસ અને પચ્ચીસમો પુરૂષ અર્થાત્ જીવ અને પરમેશ્વર છે. એમાંથી પ્રકૃતિ અવિકારિણી અને મહત્તત્વ, અહંકાર તથા પાંચ સૂક્ષ્મ ભૂત એ પ્રકૃતિનું કાર્ય્ય છે અને ઇન્દ્રિયો, મન તથા સ્થૂલ ભૂતોનું કારણ છે. પુરૂષ ન કોઇની પ્રકૃતિ, ઉપાદાન કારણ અને ન કોઇનું કાર્ય્ય છે.

પ્રશ્ન—**सदेव सोम्येदमग्र आसीत् ॥ १ ॥ असद्वा इदमग्र आसीत् ॥ २ ॥ आत्मा वा इदमग्र आसीत् ॥ ३ ॥ ब्रह्म वा इदमग्र आसीत् ॥ ४ ॥**

આ ઉપનિષદોના વચન છે. હે શ્વેતકેતો ! આ જગત્સૃષ્ટિની પૂર્વે સત્ ॥ ૧ ॥ અસત્ ॥ ૨ ॥ આત્મા ॥ ૩ ॥ અને બ્રહ્મરૂપ હતું ॥ ૪ ॥ પશ્ચાત્ ॥ ૪ ॥

**तदैक्षत बहुः स्यां प्रजायेयेति ॥ १ ॥ सोऽकामयत बहुःस्यां प्रजायेयेति ॥ २ ॥**

આ તૈત્તિરીયોપનિષદ્‌ના વચન છે. તેજ પરમાત્મા સ્વેચ્છાએ બહુરૂપ થઇ ગયો છે. ॥ ૨ ॥

**सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन ॥**

આ પણ ઉપનિષદ્‌નું વચન છે. જે આ જગત્ છે તે સર્વ નિશ્ચયે કરીને બ્રહ્મ છે. એમાં બીજા નાનાપ્રકારના પદાર્થ કાંઇ પણ નથી કિન્તુ સર્વ બ્રહ્મરૂપ છે.

ઉત્તર—કેમ એ વચનોના અનર્થ કરો છો? કેમકે એજ ઉપનિષદોમાં—

**एवमेव खलु सोम्यान्नेन शुंगेनापोमूलन्विच्छाद्भिस्सोम्यशुंगेन तेजोमूलमिच्छ तेजसा सोम्यशुंगेन सन्मूलन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥ छान्दोग्य० ॥**

હે શ્વેતકેતો ! અન્નરૂપ પૃથિવી કાર્યથી જલરૂપ મૂલ કારણને તું જાણ. કાર્યરૂપ જલથી તેજોરૂપ મૂલ, અને તેજોરૂપ કાર્યથી સદ્રૂપ કારણ જે નિત્ય પ્રકૃતિ છે, તે તું જાણ. આજ સત્યસ્વરૂપ પ્રકૃતિ સર્વ જગતનું મૂલ ઘર અને સ્થિતિનું સ્થાન છે. આ સર્વ જગત્ સૃષ્ટિનીપૂર્વે અસત્ જેવું અને જીવાત્મા બ્રહ્મ અને પ્રકૃતિમાં લીન થઇને વર્તમાન હતાં તેનો અભાવ ન હતો. અને જે (**सर्वं खलु०**) એ વચન જે છે તે એવું છે કે જેમ કહીંની ઇંટ અને કહીંનાં રોડાં ભાનુમતિએ કડવાં જોડ્યાં એવી લીલાનું છે કેમકે—

**सर्वं खल्विदम् ब्रह्म तज्जलानिति शान्त उपासीत ॥ छांदोग्य० ॥**

અને **नेहनानास्ति किंचन ॥ कठवल्ली० ॥**

જેમ શરીરના અંગ જ્યાંસુધી શરીરની સાથે રહે છે, ત્યાંસુધી કામના અને અલગ થવાથી નકામા થઇ જાય છે, તેમજ પ્રકરણસ્થ વાક્ય સાર્થક, અને પ્રકરણથી અલગ કરે કે કોઇ અન્ય સાથે તેને જોડેથી અનર્થક થઇ જાય છે. સાંભળો ! એનો અર્થ તો એ છે, કે હે જીવ ! તું બ્રહ્મની ઉપાસના કર. જે બ્રહ્મથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને જીવન થાય છે. જેના બનાવ્યાથી અને ધારણ કરવાથી આ સર્વ જગત્ વિદ્યમાન્ થયું છે, વા બ્રહ્મની સાથે સહચરિત્ત છે તેને છોડીને બીજા કોઇની ઉપાસના ન કરવી. એ ચેતન માત્ર અખંડ એકરસ બ્રહ્મરૂપમાં નાનાપ્રકારની વસ્તુઓનો મેલ નથી, કિન્તુ એ સર્વ પ્રથક્ પ્રથક્ રૂપમાં પરમેશ્વરનાજ આધારમાં સ્થિત છે.

પ્રશ્ન—જગત્‌ના કારણ કેટલાં છે ?

ઉત્તર—ત્રણ. ૧ નિમિત્ત, ૨ ઉપાદાન, ૩ સાધારણ. નિમિત્તકારણ તેનેજ કહે છે કે જેના બનાવવાથી કાંઇ બને, ન બનાવવાથી ન બને, આપ સ્વયં બને નહી, બીજાને પ્રકારાન્તરે બનાવી દે.

બીજું ઉપાદાન કારણ તેને કહે છે કે જેના વિના કંઇ ન બને, તેજ અવસ્થાન્તરરૂપ થઇ બને અને બગડે. ત્રીજું સાધારણ કારણ તેનેજ કહે છે કે જે બનાવવામાં સાધન અને સાધારણ નિમિત્ત હોય.

નિમિત્ત કારણ બે પ્રકારના છે. એક સર્વે સૃષ્ટિને ઉપાદાન કારણથી બનાવવા ધારણ કરવા અને તેનો પ્રલય કરવા તથા તે સર્વની વ્યવસ્થા રાખવાવાળો મુખ્ય નિમિત્ત કારણ પરમાત્મા; બીજું પરમેશ્વરની સૃષ્ટિમાંથી પદાર્થો લઇને અનેક વિધ કાર્યાન્તર બનાવનાર સાધારણ નિમિત્ત કારણ જીવ.

ઉપાદાન કારણ–પ્રકૃતિ–પરમાણુ જેનેક સર્વે સંસાર બનાવવાની સામગ્રી કહે છે, તે જડ હોવાથી આપો આપ નથી બનતી અને નથી બગડતી, કિન્તુ બીજાના બનાવવાથી બને છે અને બગાડવાથી બગડે છે. કહીં કહીં જડના નિમિત્તથી જડ પણ બની જાય છે અને બગડી પણ જાય છે. જેમ પરમેશ્વર રચિત બી પૃથિવીમાં પડવાથી અને જલ સિંચનથી વૃક્ષાકાર થઇ જાય છે અને અગ્નિ આદિ જડના સંયોગથી બગડી પણ જાય છે. પરંતુ એમનું નિયમપૂર્વક બનવું અને બગડવું એ પરમેશ્વર અને જીવને આધીન છે. જ્યારે કોઇ વસ્તુ બનાવવામાં આવે છે, ત્યારે જે જે સાધનોથી અર્થાત્ જ્ઞાન, દર્શન બલ, હાથ, અને નાના પ્રકારના સાધન દિશા કાલ અને આકાશ સાધારણ કારણ જેમ ઘડાને, બનાવનાર કુંભાર નિમિત્ત; માટી ઉપાદાન; અને દંડ ચક્રાદિ સામાન્ય નિમિત્ત; દિશા, કાલ, આકાશ, પ્રકાશ, આંખ, હાથ, જ્ઞાન ક્રિયાદિ નિમિત્ત સાધારણ; અને નિમિત્ત કારણ પણ થાય છે. આ ત્રણ કારણો વિના કોઇ પણ વસ્તુ બની શકતી નથી અને બગડી શકતી નથી.

પ્રશ્ન—નવીન વેદાન્તિ લોક કેવલ પરમેશ્વરનેજ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ માને છે. તે—

**यथोर्णनाभिः सृजते गृण्हते च ॥**

આ ઉપનિષદનું વચન છે. જેમ કરોળીઓ બહારથી કોઇ પદાર્થ ન લેતાં, પોતામાંથીજ તન્તુ કહાડીને તેનું જાળું બનાવી, પોતે તેમાં બેસે છે, તેમ બ્રહ્મ પોતાનામાંથી જગત્ બનાવી, પોતે જગદાકાર બની, પોતેજ ક્રીડા કરી રહ્યો છે, ને બ્રહ્મ ઇચ્છા અને કામના કરતો થકો કે હું બહુરૂપ અર્થાત્ જગદાકાર થઈ જાઉં. એવા સંકલ્પ માત્રથી સર્વે જગદ્રૂપ બની ગયો. કેમકે:—

**आदावन्ते च यन्नास्ति वर्त्तमानेपि तत्तथा ॥ गौडपादीयकारिका श्लो० ३१**

આ માંડૂક્યોપનિષદ્પર કારિકા છે—જે પ્રલયમાં નથી, અન્તમાં ન રહે તે વર્ત્તમાનમાં પણ નથી. કિન્તુ સૃષ્ટિની આદિમાં જગત ન હતું, બ્રહ્મ હતો, પ્રલયના અન્તમાં સંસાર નહીં રહેછે, તો વર્ત્તમાનમાં સર્વે જગત્ બ્રહ્મ કેમ નહી?

ઉત્તર—જો તમારા કહેવાનુસાર જગત્નું ઉપાદાન કારણ બ્રહ્મ હોય, તો તે પરિણામી, અવસ્થાન્તરયુક્ત, વિકારી થઇ જાય અને ઉપાદાન કારણના ગુણ, કર્મ, સ્વભાવ કાર્યમાં આવે છે.

**कारणगुणपूर्वकः कार्यगुणो दृष्टः ॥ वैशेषिक अ० २ आ० १ सू० २४ ॥**

ઉપાદાન કારણની સદૃશ કાર્યમાં ગુણ હોય છે. તો બ્રહ્મ, સચ્ચિદાનન્દસ્વરૂપ, જગત્કાર્યરૂપથી

અસત, જડ અને આનન્દ રહિત; બ્રહ્મ અજ અને જગત ઉત્પન્ન થયું છે; બ્રહ્મ અદૃશ્ય અને જગત દૃશ્ય છે; બ્રહ્મ અખંડ અને જગત ખંડરૂપ છે. જો બ્રહ્મમાંથી પૃથિવ્યાદિ કાર્ય્ય ઉત્પન્ન થાય તો પૃથિવ્યાદિમાં કાર્ય્યના જડાદિ ગુણ બ્રહ્મમાં પણ હોય અર્થાત્ જેમ પૃથિવ્યાદિ જડ છે તેમ બ્રહ્મ પણ જડ થઇ જાય. અને જેમ પરમેશ્વર ચેતન છે તેમ પૃથિવ્યાદિ કાર્ય્ય પણ ચેતન હોવું જોઇએ. જે કરોળીઆનું દૃષ્ટાંત આપ્યું છે, તે તમારા મતનું સાધક નથી, કિન્તુ બાધક છે, કેમકે તે જડરૂપ શરીર તન્તુનું ઉપાદાન કારણ અને જીવાત્મા નિમિત્ત કારણ છે. અને વળી એ પણ પરમાત્માની અદ્ભુત રચનાનો પ્રભાવ છે. કેમકે અન્ય જન્તુનાં શરીરમાંથી જીવ તન્તુ નથી કહાડી શક્તા. તેમજ વ્યાપક બ્રહ્મ પોતાની અંદર વ્યાપક પ્રકૃતિ અને પરમાણુ કારણ સ્થૂલજગત બનાવી, બહાર સ્થૂલરૂપ કરી, પોતે તેમાંજ વ્યાપક થઇને સાક્ષી ભૂત આનનંદમય થઇ રહ્યો છે.

જે પરમાત્માએ ઇક્ષણ અર્થાત્ દર્શનવિચાર અને કામના કરી કે હું સર્વ જગત્ બનાવી પ્રસિદ્ધ થાઉં અર્થાત્ જ્યારે જગત્ ઉત્પન્ન થાય છે ત્યારે જીવોના વિચાર, જ્ઞાન, ધ્યાન, ઉપદેશ અને શ્રવણમાં પરમેશ્વર પ્રસિદ્ધ અને બહુજ સ્થૂલ પદાર્થોથી સહવર્ત્તમાન થાય છે, જ્યારે પ્રલય થાયછે, ત્યારે પરમેશ્વર અને મુક્ત જીવો શિવાય તેને કોઇ નથી જાણતું.

અને આ જે કારિકા છે તે ભ્રમ મૂલક છે, કેમકે પ્રલયમાં જગત્ પ્રસિદ્ધ ન હતું, અને સૃષ્ટિના અંત અર્થાત્ પ્રલયના આરંભથી તે જ્યાંસુધી બીજીવાર સૃષ્ટિ નહી બનશે ત્યાંસુધી પણ જગત્નું કારણ સૂક્ષ્મ હોઇને અપ્રસિદ્ધ રહે છે.

**तम आसीत्तमसा गूढमग्रे ॥ १ ॥ ऋग्वेद० मं०१०सू० १२९ मं० ३ ॥**

**आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ॥ अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ २ ॥ मनु० १ । ५ ॥**

આ આખું જગત્ સૃષ્ટિના પૂર્વ પ્રલયમાં અંધકારથી આવૃત્ત આચ્છાદિત હતું અને પ્રલયારંભના પશ્ચાત્ પણ એમજ થાય છે. તે સમયે ન કોઇના જાણવાજોગ ન તર્કમાં આણવા લાયક અને ન પ્રસિદ્ધ ચિન્હોથી યુક્ત ઇન્દ્રિયો વડે જાણવા યોગ્ય હતું અને ન થશે, કિંતુ વર્તમાનમાં જાણવામાં આવે છે. અને પ્રસિદ્ધ ચિન્હોથી યુક્ત જાણવાને યોગ્ય હતું અને યથાવત ઉપલબ્ધ છે.

પુનઃ તે કારિકાકારે વર્તમાનમાં પણ જગત્નો અભાવ લખ્યો, તે સર્વથા અપ્રમાણ છે, કેમકે જેને પ્રમાતા પ્રમાણોએ કરીને જાણે છે અને પ્રાપ્ત થાય છે, તે અન્યથા કદી પણ ન થઇ શકે.

પ્રશ્ન—જગતને બનાવવામાં પરમેશ્વરનું શું પ્રયોજન છે ?

ઉત્તર—નહી બનાવવામાં શું પ્રયોજન છે ?

પ્રશ્ન—જો નહીં બનાવત તો તે આનંદમાં પડી રહેતે અને જીવોને પણ સુખદુઃખ પ્રાપ્ત ન થાત.

ઉત્તર—એ તો આલસી અને દરિદ્ર લોકની વાતો છે. પુરૂષાર્થીની નથી. અને જીવોને પ્રલયમાં શું સુખકે દુઃખ છે? જો સૃષ્ટિના સુખદુઃખની તુલના કરવામાં આવે, તો સુખ કંઇક ગણું અધિક થાય છે અને ઘણા ખરા પવિત્રાત્મા જીવ મુક્તિના સાધનો કરીને મોક્ષના આનંદને પણ પ્રાપ્ત થાય છે. પ્રલયમાં નકામા જેવા સુષુપ્તિમાં પડી રહે છે તેમ રહે છે. અને પ્રલયની પૂર્વે સૃષ્ટિમાં જીવોનાં કરેલાં પાપ પુણ્ય કર્મોનું ફલ ઇશ્વર કેમ આપી શકે અને જીવો કેવી રીતે ભોગવી શકે? જો કોઈ તમને પૂછે કે આંખ હોવામાં શું પ્રયોજન છે? તમે એમજ કહેશો કે જોવું. તો ઇશ્વરમાં જગતની રચના કરવાનું વિજ્ઞાન, બલ અને ક્રિયા છે તેનું શું પ્રયોજન, જગત્‌ની ઉત્પત્તિ કરવા વગર બીજું કાંઈ પણ નહીં કહી શકશો. અને પરમાત્માના ન્યાય, ધારણ અને દયાદિ ગુણો પણ ત્યારેજ સાર્થક થઈ શકે છે કે જ્યારે જગત્‌ને બનાવે છે તેનું અનન્ત સામર્થ્ય જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય અને વ્યવસ્થા કરવાથીજ સફલ છે. જેમ નેત્રનો સ્વાભાવિક ગુણ જોવું, તેમ પરમેશ્વરનો સ્વાભાવિક ગુણ જગત્નિઉત્પત્તિ કરીને સર્વ જીવોને અસંખ્ય પદાર્થ આપીને પરોપકાર કરવાનો છે.

પ્રશ્ન—બીજ પ્રથમ છે કે વૃક્ષ?

ઉત્તર—બીજ, કેમકે બીજ, હેતુ, નિદાન, નિમિત્ત અને કારણ ઇત્યાદિ શબ્દ એકાર્થવાચક છે, કારણનું નામ બીજ હોવાથી તે કાર્યની પૂર્વેજ હોય છે.

પ્રશ્ન—જ્યારે પરમેશ્વર સર્વશક્તિમાન છે, તો તે કારણને અને જીવને પણ ઉત્પન્ન કરી શકે છે, જો નહી કરી શકતો હોય તો સર્વશક્તિમાન ન કહી શકે?

ઉત્તર—સર્વ શક્તિમાન શબ્દનો અર્થ પૂર્વે લખી આવ્યા છિયે. પરંતુ શું સર્વ સક્તિમાન તે કહેવાય કે જે અસંભવ વાતને પણ કરી શકે? જો કોઇ અસંભવ વાત અર્થાત્ જેમ કારણ વિના કાર્યને કરી શકે છે તો વિના કારણ બીજ ઇશ્વરની ઉત્પત્તિ કરીને સ્વયં મૃત્યુને પ્રાપ્ત, જડ, દુઃખી, અન્યાયકારી, અપવિત્ર, અને કુકર્મી આદિ હોઈ શકે કે નહીં? જે સ્વાભાવિક નિયમ અર્થાત્ જેમ અગ્નિ ઉષ્ણ, જલ શીતલ, અને પૃથિવ્યાદિ સર્વ જડોને વિપરીત ગુણવાળા પણ ઇશ્વર નથી કરી શકતો અને ઇશ્વરના નિયમ સત્ય અને પૂરા છે, એટલામાટે પરિવરતન નથી કરી શકતો. તો તેથી સર્વ શક્તિમાનનો અર્થ એટલોજ છે કે, પરમાત્મા કોઇની સહાય વિના પોતાના સર્વ કાર્યો પૂર્ણ કરી શકે છે.

પ્રશ્ન—ઇશ્વર સાકાર છે કે નિરાકાર? જો નિરાકાર છે તો હાથાદિ સાધનો વિના જગત્ ન બનાવી શકશે અને સાકાર હોય તો કોઇ દોષ ન આવે.

ઉત્તર—ઇશ્વર નિરાકાર છે. જે સાકાર અર્થાત્ શરીરયુક્ત છે, તે પરમેશ્વર નહી, કેમકે તે પરિમિત શક્તિયુક્ત, દેશ કાલ વસ્તુઓમાં પરિચ્છિન્ન, ક્ષુધા, તૃષા, છેદન, ભેદન,શીતોષ્ણ, જ્વર, પીડાદિ સહિત હોય, તો તેમાં જીવ વિના ઇશ્વરના ગુણ કદી પણ ઘટી શક્તા નથી. જેમ તમે અને અમે સાકાર અર્થાત્ શરીરધારી છિયે તેથી ત્રસરેણુ, અણુ, પરમાણુ અને પ્રકૃતિને પોતાના વશમાં નથી લાવી શક્તા તેમજ સ્થૂલ દેહધારી પરમેશ્વર પણ તે સૂક્ષ્મ પદાર્થોથી સ્થૂલ જગત નહી બનાવી શકે

અગર જો પરમાત્મા ભૌતિક ઇન્દ્રિય ગોલક-હસ્ત પાદાદિ અવયવોથી રહિત છે પરંતુ તેની અનંત શક્તિ, બલ, પરાક્રમ છે તેથી તે સર્વ કામ કરે છે. જે જીવ અને પ્રકૃતિથી કદી પણ નહી બની શકતે. જ્યારે તે પ્રકૃતિથી પણ સૂક્ષ્મ અને તેમાં વ્યાપક છે ત્યારેજ તેમને પકડી જગદાકાર કરે છે.

પ્રશ્ન—જેમ મનુષ્યાદિના માબાપ સાકાર છે, તેમનાં સંતાન પણ સાકાર ઉત્પન્ન થાય છે. જો એ નિરાકાર હોત તો સંતાન પણ નિરાકાર હોતે, તેમ પરમેશ્વર નિરાકાર હોય તો તેનું બનાવેલું જગત પણ નિરાકાર હોવું જોઇએ !

ઉત્તર—આ તમારો પ્રશ્ન—છોકરવાદી જેવો છે, કેમકે હું હમણાજ કહી ગયો છું કે પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ નથી, પણ નિમિત્ત કારણ છે. અને જે સ્થૂલ છે તે પ્રકૃતિ અને પરમાણુ જગતના ઉપાદાન કારણ છે. અને તે સર્વથા નિરાકાર નથી, કિંતુ પરમેશ્વરથી તે સ્થૂલ અને અન્ય કાર્યથી સૂક્ષ્મ આકારવાળાં છે.

પ્રશ્ન—શું કારણ વિના પરમેશ્વર કાર્યને નથી કરી શકતો ?

ઉત્તર—નહી, કેમકે જેનો અભાવ અર્થાત્ જે વર્તમાન નથી, તેનો ભાવ-વર્તમાન થવો સર્વથા અસંભવ છે. જેમ કોઇ ગપોડી હાંકે કે મેં વન્ધ્યાનાં પુત્ર પુત્રીનો વિવાહ જોયો, તે નરે શૃંગનું ધનુષ્ય અને બેઉએ ખપુષ્પની માળા પેહેરી હતી, મૃગતૃષ્ણિકાના જલમાં સ્નાન કરતા હતા અને ગન્ધર્વ નગરમાં રહેતા હતા; ત્યાં વાદલ વિના વૃષ્ટિ થતી અને પૃથિવી વિના સર્વ અન્નની ઉત્પત્તિ આદિ થતાં હતાં તેમજ કારણ વિના કાર્ય થવું અસંભવ છે. જેમ કોઇ કહે કે—

**"मम मातापितरौ न स्तोऽहमेव जातः" । "मम मुखे जिव्हा नास्ति वदामि च"॥**

અર્થાત્ "મારાં માત પિતા ન હતાં, એમજ હું ઉત્પન્ન થયો છું. મારા મુખમાં જીભ નથી પરંતુ બોલું છું. દરમાં સર્પ ન હતો ને નિકળી આવ્યો. હું કહીં ન હતો, એ પણ કહીં ન હતો અને અમે સર્વે જણા આવ્યા છિયે" એવી અસંભવ વાત પ્રમત્ત ગીત અર્થાત્ પાગલ-(ગાંડા) લોકની છે.

પ્રશ્ન—જો કારણ વિના કાર્ય નથી થતું તો કારણનું કારણ કોણ છે?

ઉત્તર—જે કેવલ કારણરૂપજ છે, તે કાર્ય કોઇનું નથી થતું અને જે કોઇનું કારણ અને કોઇનું કાર્ય થાય છે, તે બીજો કહેવાય છે. જેમ પૃથિવી, ઘર આદિનું કારણ અને જલ આદિનું કાર્ય હોય છે પરંતુ આદિ કારણ જે પ્રકૃતિ છે તે તો અનાદિ છે.

**मूले मूलाभावादमूलं मूलम् ॥ सांख्य दर्शन० अ०१ सू०६७ ॥**

મૂલનું મૂલ અર્થાત્ કારણનું કારણ નથી હોતું ? એથી જેનું કારણ નથી તે સર્વ કાર્યોનું કારણ બને છે. કેમકે કોઈ પણ કાર્યના આરંભ સમયની પૂર્વે ત્રણે કારણો અવશ્ય હોય છે. જેમ કપડાં બનાવવાની પૂર્વે તન્તુવાય, રૂનું સૂતર અને નલિકા આદિ પૂર્વ વર્તમાન હોવાથી વસ્ત્ર બને છે, તેમ જગતની ઉત્પત્તિની પૂર્વે પરમેશ્વર, પ્રકૃતિ, કાલ આકાશ તથા જીવો અનાદિ હોવાથી આ જગતની ઉત્પત્તિ થાય છે. યદિ એમાંથી એક પણ ન હોય તો જગત્ પણ ન હોય.

अत्र नास्तिका आहुः—शून्यं तत्त्वं भावोपि नश्यति वस्तुधर्मत्वाद्विनाशस्य ॥१॥
सांख्य द० ॥ अ० १ सू० ४४ ॥

अभावाद् भावोत्पत्तिर्नानुपमृद्य प्रादुर्भावात् ॥ २ ॥
ईश्वरः कारणं पुरुषकर्माफल्यदर्शनात् ॥ ३ ॥
अनिमित्ततो भावोत्पत्तिः कण्टकतैक्ष्ण्यादिदर्शनात् ॥ ४ ॥
सर्वमनित्यमुत्पत्तिविनाशधर्मत्वात् ॥ ५ ॥
सर्वं नित्यं पञ्चभूतनित्यत्वात् ॥ ६ ॥
सर्वं पृथग् भावलक्षणपृथक्त्वात् ॥ ७ ॥
सर्वमभावो भावेष्वितरेतराभावसिद्धेः ॥ ८ ॥

न्यायसू० ॥ अ० ४ । आहि० १ ॥

૧ અહિં નાસ્તિક લોક એમ કહે છે કે શૂન્યજ એક પદાર્થ છે. સૃષ્ટિની પૂર્વે શૂન્ય હતું, અન્તે શૂન્ય રહેશે, કેમકે જે ભાવ છે, અર્થાત્ વર્તમાન પદાર્થ છે, તેનો અભાવ થઇને શૂન્ય થઇ જશે.

ઉત્તર—આકાશ, અદૃશ્ય અવકાશ અને બિન્દુને પણ શૂન્ય કહે છે. શૂન્ય જડ પદાર્થ એ શૂન્યમાં સર્વ પદાર્થ અદૃશ્ય રહે છે. જેમકે એક બિન્દુથી રેખા, રેખાઓથી વર્તુલાકાર હોવાથી ભૂમિ પર્વતાદિ ઇશ્વરની રચનાથી બને છે અને શૂન્યને જાણનાર શૂન્ય નથી હોતો.

૨. નાસ્તિક—અભાવથી ભાવની ઉત્પત્તિ છે. જેમ બીજનું મર્દન કર્યા વગર અંકુર ઉત્પન્ન નથી થતું, અને બીજને તોડીને જુએ તો અંકુરનો અભાવ છે. જ્યારે પ્રથમ અંકુર ન દેખાતું હતું તો અભાવથી ઉત્પત્તિ થઇ.

ઉત્તર—જે બીજનું ઉપમર્દન કરે છે તે પ્રથમજ બીજમાં હતું. જો ન હોત તો ઉપમર્દન કોણ કરતે ? અને તે ઉત્પન્ન કદી ન થાત.

૩. નાસ્તિક—કે કર્મોના ફલ પુરૂષનાં કર્મ કરવાથી પ્રાપ્ત નથી થતાં. કેટલાંક કર્મ નિષ્ફલ જોવામાં આવે છે, એ ઉપરથી અનુમાન કરવામાં આવે છે કે કર્મોના ફલ પ્રાપ્ત થવાં એ ઇશ્વરાધીન છે. જે કર્મનું ફલ ઇશ્વિર આપવા ઇચ્છે તો આપે છે. જે કર્મનું ફળ આપવા નથી ઇચ્છતો તે નથી આપતો. એ ઉપરથી કર્મ ફલ ઇશ્વિરાધીન છે.

ઉત્તર—જો કર્મ ફલ ઇશ્વિરાધીન હોય તો કર્મ કર્યા વિના ઇશ્વિર ફલ કેમ નથી આપતો ? એટલામાટે જેવાં કર્મ મનુષ્ય કરે છે તેવાંજ ફલ ઇશ્વિર આપે છે. એ ઉપરથી ઇશ્વિર પુરૂષને કર્મનું સ્વતંત્ર ફલ નથી આપી શકતો કિન્તુ જેવાં કર્મ જીવ કરે છે તેવાંજ ફલ ઇશ્વિર આપે છે.

૪. નાસ્તિક—કે નિમિત્ત વિના પદાર્થની ઉત્પત્તિ થાય છે. જેમ બાવલાદિ વૃક્ષોના કાંટા તીક્ષ્ણ

અગ્નિવાળા દેખાય છે. એથી વિદિત થાય છે કે જ્યારે જ્યારે સૃષ્ટિનો આરંભ થાય છે, ત્યારે ત્યારે શરીરાદિ પદાર્થ નિમિત્ત વિના બને છે.

ઉત્તર—જેનાથી જે પદાર્થ ઉત્પન્ન થાય છે તેજ તેનું નિમિત્ત છે. કંટકી વૃક્ષ વિના કાંટા ઉત્પન્ન કેમ નથી થતા ?

૫. નાસ્તિક—કે સર્વે પદાર્થ ઉત્પત્તિ અને વિનાશવાન્ છે, એટલામાટે સર્વે અનિત્ય છે.

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ।**
**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥ १ ॥**

આ કોઈ એક ગ્રંથનો શ્લોક છે. નવીન વેદાન્તિ લોક પાંચમા નાસ્તિકની કોટી અર્થાત્ ગણુતીમાં છે, કેમકે તેઓ એમ કહે છે કે ક્રોડો ગ્રંથોનો એ સિદ્ધાન્ત છે કે બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા, અને જીવ બ્રહ્મથી ભિન્ન નથી.

ઉત્તર—જે સર્વની નિત્યતા નિત્ય છે, તે સર્વ અનિત્ય ન થઈ શકે.

પ્રશ્ન—સર્વની નિત્યતા પણ અનિત્ય છે. જેમ અગ્નિ કાષ્ટને નષ્ટ કરી પોતે પણ નષ્ટ થઈ જાય છે.

ઉત્તર—જે યથાવત્ ઉપલબ્ધ થાય છે, તેનું વર્ત્તમાનમાં અનિત્યત્વ અને પરમ સૂક્ષ્મ કારણને અનિત્ય કહેવું કદી નથી થઈ શકતું. જો વેદાન્તિ લોક બ્રહ્મથી જગતની ઉત્પત્તિ માને છે, તો બ્રહ્મ સત્ય હોવાથી તેનું કાર્ય અસત્ય કદી પણ નથી થઈ શકતું. જો સ્વપ્ન રજ્જૂ સર્પાદિવત્ કલ્પિત કહે તો પણ તેમ નથી બની શકતું, કેમકે કલ્પના ગુણ છે. ગુણથી દ્રવ્ય નહીં અને ગુણ દ્રવ્યથી પૃથક્ રહી શકતું નથી. જ્યારે કલ્પનાનો કર્ત્તા નિત્ય છે તો તેની કલ્પના પણ નિત્ય હોવી જોઈએ, નહિતો તેને પણ અનિત્ય માનો. જેમ સ્વપ્ન વિના જુએ, સાંભળે કદી નથી આવતું. જે જાગૃત અર્થાત્ વર્ત્તમાન સમયમાં સત્ય પદાર્થ છે, તેના સાક્ષાત્ સંબંધ કરીને પ્રત્યક્ષાદિ જ્ઞાન થવાથી સંસ્કાર અર્થાત્ તેનુ વાસનારૂપ જ્ઞાન આત્મામાં સ્થિત થાય છે, સ્વપ્નમાં તેનેજ પ્રત્યક્ષ જુએ છે. જેમ સુષુપ્તિ હોવાથી બાહ્ય પદાર્થોના જ્ઞાનના અભાવમાં પણ બાહ્ય પદાર્થ વિદ્યમાન રહે છે, તેમજ પ્રલયમાં પણ કારણ દ્રવ્ય વર્ત્તમાન રહે છે. જો સંસ્કાર વિના સ્વપ્ન હોય તો જન્માંધને પણ રૂપનું સ્વપ્ન આવે, એ ઉપરથી ત્યાં તેનું જ્ઞાન માત્ર છે અને બાહર સર્વ પદાર્થ વર્ત્તમાન છે.

પ્રશ્ન—જેમ જાગૃતના પદાર્થો સ્વપ્ન અને એઉનાં સુષુપ્તિમાં અનિત્ય થઈ જાય છે, તેમજ જાગૃતના પદાર્થોને પણ સ્વપ્ન તુલ્ય માનવા જોઈએ.

ઉત્તર—એવું કદી પણ નથી માની શકતા, કેમકે સ્વપ્ન અને સુષુપ્તિમાં બાહ્ય પદાર્થોનું અજ્ઞાન માત્ર થાય છે, અભાવ નહીં. જેમ કોઈની પીઠ પછવાડે ઘણા પદાર્થો અદૃષ્ટ રહે છે તેનો અભાવ નથી થતો. તેમજ સ્વપ્ન અને સુષુપ્તિની વાત છે. એટલામાટે પૂર્વે જે કહી આવ્યા કે બ્રહ્મ, જીવ અને જગતનું કારણ અનાદિ નિત્ય છે તેજ સત્ય છે.

૬ નાસ્તિક—પાંચ ભૂતો નિત્ય હોવાથી સકલ જગત્ નિત્ય છે.

ઉત્તર—એ વાત સત્ય નથી, કેમકે જે પદાર્થોની ઉત્પત્તિ અને વિનાશનું કારણ જોવામાં આવે છે તે સર્વે નિત્ય હોય તો સઘળું સ્થૂલ જગત્ તથા શરીર, ઘટ, પટાદિ પદાર્થોને ઉત્પન્ન અને વિનષ્ટ થતા જોઇએજ છિયે તેથી કાર્યને નિત્ય નહી માની શકાય.

૭. નાસ્તિક—સઘળું પૃથક્ પૃથક્ છે, કોઇ એક પદાર્થ નથી. જે જે પદાર્થોને અમે જોઇએ છિએ તેમાં બીજો એક પદાર્થ કોઈ પણ દેખાતો નથી.

ઉત્તર—અવયવોમાં અવયવી, વર્તમાન કાલ, આકાશ, પરમાત્મા અને જાતિ પૃથક્ પૃથક્ પદાર્થ સમૂહોમાં એક એક છે. તેનાથી પૃથક્ કોઈ પદાર્થ થઇ શકતા નથી એટલામાટે સઘળા પૃથક્ પદાર્થ નથી કિન્તુ સ્વરૂપથી પૃથક્ પૃથક્ છે અને પૃથક્ પૃથક્ પદાર્થોમાં એક પદાર્થ પણ છે.

૮. નાસ્તિક—સઘળા પદાર્થોમાં ઇતરેતર અભાવની સિદ્ધિ હોવાથી સર્વ અભાવરૂપ છે.જેમ "**अनश्वो गौः । अगौरश्वः**"॥ ગાય ઘોડો નહી અને ઘોડો ગાય નહી,એથી સર્વને અભાવરૂપ માનવા જોઇએ.

ઉત્તર—સઘળા પદાર્થોમાં ઇતરેતરાભાવનો યોગ હોય પરંતુ "**गवि गौरश्वेऽश्वोभावरूपो वर्तत एव**" ગાયમાં ગાય અને ઘોડામાં ઘોડાનોજ ભાવ છે અભાવ કદી નથી થઇ શકતો. જો પદાર્થને ભાવ ન હોય તો ઇતરેતરાભાવ પણ કોનામાં કહેવામાં આવે?

૯. નાસ્તિક—સ્વભાવથી જગતની ઉત્પત્તિ થાય છે. જેમ પાણી, અન્ન એકત્ર થઈ સડવાથી કૃમિ ઉત્પન્ન થાય છે, અને બીજ, પૃથિવી, અને જલના મળવાથી ઘાસ વૃક્ષાદિ અને પાષાણાદિ ઉત્પન્ન થાય છે. જેમ સમુદ્ર વાયુના યોગથી તરંગ અને તરંગોથી સમુદ્ર ફિણ; હલદ, ચૂનો અને લીંબૂનો રસ મેળવવાથી લાલરંગ બની જાય છે તેમ સર્વ જગત્ તત્ત્વોના સ્વભાવ, ગુણોથી ઉત્પન્ન થયું છે. એનો બનાવનાર કોઈ પણ નથી.

ઉત્તર—જો સ્વભાવથી જગતની ઉત્પત્તિ થાય, તો વિનાશ કદી ન થાય, અને જો વિનાશ પણ સ્વભાવથી માનો તો ઉત્પત્તિ ન થશે, અને જો બેઉ સ્વભાવ યુગપત્ દ્રવ્યોમાં માનશો તો ઉત્પત્તિ અને વિનાશની વ્યવસ્થા કદી પણ નહી થઈ શકશે; અને જો નિમિત્તના હોવાથી ઉત્પત્તિ અને વિનાશ માનશો તો નિમિત્તને ઉત્પત્તિ અને વિનાશ હોનારા દ્રવ્યોથી પૃથક્ માનવું પડશે. જો સ્વભાવથીજ ઉત્પત્તિ અને વિનાશ થતો હોય તો સમયમાંજ ઉત્પત્તિ અને વિનાશ થવો સંભવ નથી. જો સ્વભાવથી ઉત્પન્ન થતું હોય તો આ ભૂગોળની નિકટમાં બીજો ભૂગોળ અને ચંદ્ર સૂર્ય આદિ ઉત્પન્ન કેમ નથી થતા? અને વળી જેના જેના યોગથી જે જે ઉત્પન્ન થાય તેમ તે તે ઇશ્વરના ઉત્પન્ન કરેલાં બીજ, અન્ન જલાદિના સંયોગથી ઘાસ, વૃક્ષ અને કૃમિ આદિ ઉત્પન્ન થાય છે પણ તેના વિના નહી; જેમ હલદ, ચૂનો અને લીમ્બૂનો રસ દૂર દૂર દેશ એટલે દૂરના સ્થળથી આવી પોતે મળી જતાં નથી, પણ કોઇના મેળવ્યાથી મળે છે, તેમાં પણ યથાયોગ્ય મેળવ્યાથી રોરી લાલરંગ થાય છે. અધિક, ન્યૂન કે અન્યથા કરવાથી રોરી (લાલરંગ) નથી થતો તેમજ પ્રકૃતિ પરમાણુઓના જ્ઞાન અને યુક્તિથી પરમેશ્વરના મેળવ્યા વિના જડ પદાર્થ સ્વયં કાંઈ પણ કાર્ય સિદ્ધિ માટે વિશેષ પદાર્થ નથી બની શકતા સ્વભાવાદિથી સૃષ્ટિ નથી થતી, કિન્તુ પરમાત્માની રચનાથી થાય છે.

પ્રશ્ન—આ જગતનો કર્તા ન હતો, નથી અને ન થશે; કિન્તુ અનાદિ કાલથી એ જેવું ને તેવું બન્યું છે, ન કદી એની ઉત્પત્તિ અને ન કદી વિનાશ થશે.

ઉત્તર—વિના કર્તા કોઈ પણ ક્રિયા કે ક્રિયાજન્ય પદાર્થ નથી બની શકતો જે પૃથિવી આદિ પદાર્થોમાં જે સંયોગ વિશેષથી રચના દેખાય છે, તે અનાદિ કદી થઇ શક્તી નથી, અને જે સંયોગથી બને છે તે સંયોગની પૂર્વે નહી હતું અને વિયોગના અંતમાં નથી રહેતું. જો તમે એ ન માનો તો કઠિનથી પણ કઠિન પાષાણ, હીરા, અને પોલાદ આદિ તોડી ટુકડા કરી ગાળી કે ભસ્મ કરી જુઓ કે એમાં પરમાણુ પૃથક્ પૃથક્ મળ્યાં છે કે નહી ? જો મળ્યાં છે તો તે સમય મળે અલગ અલગ પણ અવશ્ય થાય છે.

પ્રશ્ન—અનાદિ ઇશ્વર કોઇ નથી કિંતુ જે યોગાભ્યાસ કરીને અણિમાદિ ઐશ્વર્યને પ્રાપ્ત થઇને સર્વજ્ઞાદિ ગુણયુક્ત કેવલ જ્ઞાની થાય છે, તેજ જીવ પરમેશ્વર કહેવાય છે.

ઉત્તર—જો અનાદિ ઇશ્વર જગતના સ્રષ્ટા ન હોત તો સાધનોથી સિદ્ધ થનારા જીવોનો આધાર જીવનરૂપ જગત્ તથા શરીર અને ઇંદ્રિયોનો ગોલક કેમ બનત ? એના વિના જીવ સાધન નથી કરી શકતો. જ્યારે સાધન નહોય ત્યારે સિદ્ધ ક્યાંથી થાય ? જીવ ચાહે તેવાં સાધન કરી સિદ્ધ થાય તો પણ ઇશ્વરની જે સ્વયં, સનાતન અનાદિ સિદ્ધિ છે, જેમાં અનન્ત સિદ્ધિ છે, તેને તુલ્ય કોઈ પણ જીવ હોઈ શકતો નથી. કેમકે જીવનું જ્ઞાન પરમ અવધિ સુધી વધે તોપણ તે પરિમિત જ્ઞાન અને સામર્થ્યવાળો થાય છે. અનન્ત જ્ઞાન અને સામર્થ્યવાળો કદી નથી થઇ શકતો. જુઓ, આજસુધીમાં કોઇ પણ યોગી ઈશ્વરકૃત સૃષ્ટિક્રમને બદલનારો નથી થયો અને નથી થનારો. જે પ્રકારે અનાદિ સિદ્ધિ પરમેશ્વરે નેત્રથી જોવાનો અને શ્રોત્રથી સાંભળવાનો જે નિબંધ કર્યો છે, તેને કોઈ પણ યોગી બદલી શકતો નથી. જીવ ઈશ્વર કદી નથી થઈ શકતો.

પ્રશ્ન—કલ્પ કલ્પાંતરમાં ઇશ્વર સૃષ્ટિ વિલક્ષણ વિલક્ષણ બનાવે છે અથવા એક સરખી ?

ઉત્તર—જેવી હમણા છે તેવી પૂર્વે હતી અને આગળ પણ થશે, ભેદ નથી કરતો ?

**सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ।**
**दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥**
**ऋ० मं० १। सू० १९। मं० ३ ॥**

(**धाता**) પરમેશ્વરે જેમ પૂર્વ કલ્પમાં સૂર્ય્ય, ચંદ્ર, વિદ્યુત્, પૃથિવી, અંતરિક્ષ, આદિ બનાવ્યાં હતાં તેમજ હમણા પણ બનાવ્યાં છે અને આગળ પણ એમજ બનાવશે.

એટલામાટે પરમેશ્વરનાં કામ ભૂલચૂક વિનાના હોવાથી સદા એક સરખાં થયા કરે છે. જે અલ્પજ્ઞ અને જેનું જ્ઞાન વૃદ્ધિ, ક્ષયને પ્રાપ્ત થાય છે, તેનાંજ કામમાં ભૂલચૂક થાય છે, ઇશ્વરના કામમાં નહી.

પ્રશ્ન—સૃષ્ટિ વિષયમાં વેદાદિ શાસ્ત્રોનો અવિરોધ છે કે વિરોધ ?

ઉત્તર—અવિરોધ.

પ્રશ્ન—જો અવિરોધ છે તો:—

**तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः आकाशाद्वायुः वायोरग्निः अग्नेरापः अद्भ्यः पृथिवी पृथिव्या ओषधयः ओषधिभ्योऽन्नम् अन्नाद्रेतः रेतसः पुरुषः स वा एष पुरुषोऽन्नरसमयः ॥ तैत्तिरीयोपनिषद्० ॥ ब्रह्मानंद व० अनु० १ ।**

તે પરમેશ્વર અને પ્રકૃતિથી આકાશ અવકાશ અર્થાત્ કારણ રૂપ દ્રવ્ય સર્વત્ર પ્રસરી રહ્યું હતું, તેને એકત્ર કરવાથી અવકાશ ઉત્પન્ન જેવું થાય છે વાસ્તવમાં આકાશની ઉત્પત્તિ નથી થતી કેમકે વિના આકાશ પ્રકૃતિ અને પરમાણુ ક્યાં રહી શકે? આકાશની પશ્ચાત્ વાયુ, વાયુની પશ્ચાત્ અગ્નિ, અગ્નિની પશ્ચાત્ જલ, જલની પશ્ચાત્ પૃથિવી, પૃથિવીથી ઓષધિ, ઓષધિયોથી અન્ન, અન્નથી વીર્ય્ય, વીર્ય્યથી પુરૂષ અર્થાત્ શરીર ઉત્પન્ન થાય છે. અહીં આકાશાદિ ક્રમે અને છાન્દોગ્યમાં અગ્ન્યાદિ ક્રમે અને ઐતરેયમાં જલાદિ ક્રમે સૃષ્ટિ થઈ. વેદોમાં કહીં પુરૂષ, કહીં હિરણ્યગર્ભ આદિથી, મીમાંસામાં કર્મથી. વૈશેષિકમાં કાલથી, ન્યાયમાં પરમાણુથી, યોગમાં પુરૂષાર્થથી, સાંખ્યમાં પ્રકૃતિથી અને વેદાન્તમાં બ્રહ્મથી સૃષ્ટિની ઉત્પત્તિ માની છે. હવે કોને સાચું અને કોને જૂઠું માનિયે ?

ઉત્તર—એમાં સર્વે સાચા કોઈ જૂઠા નથી. જૂઠા તેજ છે કે જે વિપરીત સમજે છે. કારણ કે પરમેશ્વર નિમિત્ત અને પ્રકૃતિ જગત્‌નું ઉપાદાન કારણ છે, જ્યારે મહાપ્રલય થાય છે, તેની પશ્ચાત્ આકાશાદિ ક્રમ અર્થાત્ જ્યારે આકાશ અને વાયુનો પ્રલય નથી થતો અને અગ્ન્યાદિનો થાયછે અગ્ન્યાદિ ક્રમથી અને જ્યારે વિદ્યુત્ અગ્નિનો પણ નાશ નથી થતો ત્યારે જલ ક્રમથી સૃષ્ટિ થાય છે. અર્થાત્ જે જે પ્રલયમાં જ્યાં જ્યાં સુધી પ્રલય થાય છે ત્યાં ત્યાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. પુરૂષ અને હિરણ્યગર્ભાદિ પ્રથમ સમુલ્લાસમાં લખ્યાં છે એ સર્વે નામ પરમેશ્વરના છે. પરંતુ વિરોધ તે કહેવાય છે કે એક કાર્યમાં એકજ વિષયની અંદર વિરૂદ્ધ વાદ હોય. છ શાસ્ત્રોમાં જુઓ આ પ્રકારે અવિરોધ છે.

મિમાંસામાં "એવું કોઈ પણ કાર્ય્ય જગત્‌માં નથી થતું કે જેના બનાવવામાં કર્મ ચેષ્ટા ન કરવામાં આવે." વૈશેષિકમાં "સમય ન લાગ્યા વિના બનેજ નહીં." ન્યાયમાં "ઉપાદાન કારણ ન હોવાથી કાંઇ પણ બની શકતું નથી. યોગમાં "વિદ્યા, જ્ઞાન, વિચાર ન કરવામાં આવે" તો નથી બની શકતું." સાંખ્યમાં "તત્વોનો મેલ ન હોવાથી નથી બની શકતું". "બનાવનાર ન બનાવે તો કોઈ પણ પદાર્થ ઉત્પન્ન ન થઈ શકે." આ ઉપરથી સૃષ્ટિ છ કારણોથી બને છે. એ છ કારણોની વ્યાખ્યા એક એક શાસ્ત્રમાં એક એકની છે, એથી એમાં વિરોધ કાંઇ પણ નથી. જે રીતે છ પુરૂષ મળી એક છાપરાને ઉઠાવીને ભિંતો ઉપર મૂકે, તેવીજ રીતે સૃષ્ટિ રૂપ કાર્યની વ્યાખ્યા, છ શાસ્ત્રકારોએ મળીને પૂરી કરી છે.

જેમ પાંચ આંધળા અને એક મન્દદૃષ્ટિને કોઇએ હાથીનું એક એક અંગ દેખાડયું અને તેમને પૂછયું કે હાથી કેવો છે? તેમાંથી એકે કહ્યું, કે થાંભલા જેવો, બીજાએ કહ્યું કે સૂપડા જેવો, ત્રીજાએ કહ્યું કે મુસળ જેવો, ચોથાએ કહ્યું કે ઝાડુ જેવો, પાંચમાએ કહ્યું કે ચોતરા જેવો, અને છઠ્ઠાએ કહ્યું કે કાળાકાળા ચાર થાંભલા ઉપર કાંઇક ભેંસ સરખા આકારવાળો છે. આ પ્રકારે આજ કાલના અનાર્ય નવીન ગ્રંથો ભણનાર અને પ્રાકૃતભાષાવાળાઓએ ઋષિ પ્રણીત ગ્રંથો ન ભણીને, નવીન ક્ષુદ્રબુદ્ધિ કલ્પિત સંસ્કૃત અને ભાષાના ગ્રંથો ભણીને એક બીજાની નિન્દામાં તત્પર થઇને જુઠો ઝગડો મચાવ્યો છે, એમનું કથન બુદ્ધિમાનો કે બીજાને માનવા યોગ્ય નથી, કેમકે આંધળાની પછવાડી આંધળો ચાલે તો દુઃખ કેમ ન પામે? એવાજ આજકાલના અલ્પવિદ્યાયુક્ત, સ્વાર્થી ઇન્દ્રિયારામી પુરૂષોના લીલા એ સંસારનો નાશ કરવાવાળી છે.

પ્રશ્ન—જ્યારે કારણ વિના કાર્ય નથી થતું ત્યારે કારણનું કારણ કેમ નહી?

ઉત્તર—અરે, ભોળાભાઇઓ! કાંઇક પોતાની બુદ્ધિ કામમાં કેમ નથી લાવતા? જુઓ સંસારમાં બેજ પદાર્થ હોય છે. એક કારણ, બીજુ કાર્ય. જે કારણ છે, તે કાર્ય નથી. અને જે સમયે કાર્ય છે તે કારણ નથી. જ્યાંસુધી મનુષ્ય સૃષ્ટિને યથાવત્ નથી સમજતો, ત્યાંસુધી તેને યથાવત્ જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

**नित्यायाः सत्त्वरजस्तमसां साम्यावस्थायाः प्रकृतेरुत्पन्नानां परमसूक्ष्माणां पृथक् पृथग्वर्त्तमानानां तत्त्वपरमाणुनां प्रथमः संयोगारम्भः संयोगविशेषादवस्थान्तरस्य स्थूलाकारप्राप्तिः सृष्टिरुच्यते ॥**

અનાદિ નિત્ય સ્વરૂપ સત્વ, રજસ અને તમોગુણોની એક અવસ્થારૂપ પ્રકૃતિથી ઉત્પન્ન જે પરમ સૂક્ષ્મ પૃથક્ પૃથક્ તત્વાવયવ વિદ્યમાન છે, તેનોજ પ્રથમજ જે સંયોગનો આરંભ છે, અને જે સંયોગ વિશેષોથી અવસ્થાન્તર બીજી બીજી અવસ્થાને સૂક્ષ્મ, સ્થૂલ સ્થૂલ બનતાં બનાવતાં વિચિત્રરૂપ બની છે. તે ઉપરથી તે સંસર્ગ હોવાથી તેને સૃષ્ટિ કહેવાય છે.

વારૂ, જે પ્રથમ સંયોગમાં મળનાર અને મેળવનાર પદાર્થ છે, અને જે સંયોગના આદિ અને વિયોગના અન્ત છે અર્થાત્ જેના વિભાગ નથી થઈ શકતા, તેને કારણ કહે છે. અને જે સંયોગની પછી બને અને વિયોગની પછી તેવા નહીં રહે તે કાર્ય કહેવાય છે. જે તે કારણનું કારણ, કાર્યનું કાર્ય, કર્ત્તાનો કર્ત્તા, સાધનનું સાધન, અને સાધ્યનું સાધ્ય, કહે છે, તે દેખતો આંધળો, સાંભળતો છતાં બહેરો અને જાણતો છતાં મૂઢ છે. શું આંખની આંખ, દીપકનો દીપક અને સૂર્યનો સૂર્ય કદી હોઈ શકે છે? જે જેનાથી ઉત્પન્ન થાય છે તે કારણ અને જે ઉત્પન્ન થયું છે તે તેનું કાર્ય અને જે કારણને કાર્યરૂપ બનાવનાર છે, તે તેનો કર્ત્તા કહેવાય છે.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोन्तस्त्वनयोस्तत्वदर्शिभिः ॥ भगवद्गी० अ० २ श्लो० १६॥**

"કદી અસતનો ભાવ વર્ત્તમાન અને સતનો અભાવ અવર્ત્તમાન નથી થતો; એ બેઉનો નિર્ણય તત્ત્વદર્શિ લોકોએ જાણ્યો છે." અન્ય પક્ષપાતી, આગ્રહી, મલીનાત્મા, અવિદ્વાન્ લોકો એ વાતને સહજમાં કેમ જાણી શકે છે વારૂ? કેમકે જે મનુષ્ય વિદ્વાન્ સત્સંગી થઇને પૂરો વિચાર નથી કરતો, તે સદા ભ્રમ જાલમાં પડી રહે છે. ધન્ય! તે પુરૂષ છે કે જે સર્વ વિદ્યાઓના સિદ્ધાંતોને જાણે છે અને જાણવા માટે પરિશ્રમ કરે છે, તથા જાણીને બીજાઓને નિષ્કપટતાથી જણાવે છે, એથી જે કારણ વિના સૃષ્ટિ માને છે, તે કાંઇ પણ જાણતો નથી. જ્યારે સૃષ્ટિનો સમય આવે છે, ત્યારે પરમાત્મા એ પરમ સૂક્ષ્મ પદાર્થોને એકત્ર કરે છે, તેની પ્રથમાવસ્થામાં જે પરમ સૂક્ષ્મ પ્રકૃતિરૂપ કારણથી કાંઇક સ્થૂલ થાય છે તેનું નામ મહત્તત્ત્વ: અને જે તેનાથી કાંઇ સ્થૂલ થાય છે તેનું નામ અહંકાર અને અહંકારથી ભિન્ન ભિન્ન પાંચ સૂક્ષ્મ ભૂત, શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા, ઘ્રાણ, એ પાંચ જ્ઞાનેંદ્રિયો: વાક્, હસ્ત, પાદ, ઉપસ્થ, અને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો અને અગિયારમું મન કાંઇક સ્થૂલ ઉત્પન્ન થાય છે. અને એ પંચતન્માત્રાઓથી અનેક સ્થૂલાવસ્થાઓને પ્રાપ્ત થતા હવા ક્રમથી પાંચ સ્થૂલ ભૂત જેને અમે લોક પ્રત્યક્ષ જોઇએ છિયે, તે ઉત્પન્ન થાય છે. તેનાથી નાના પ્રકારની ઔષધિયો, વૃક્ષાદિ, તેનાથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી શરીર થાય છે. પરંતુ આદિ સૃષ્ટિ મૈથુની નથી હોતી કેમકે જ્યારે સ્ત્રી પુરુષોના શરીર પરમાત્મા બનાવીને તેમાં જીવોનો સંયોગ કરી દે છે, તદનન્તર મૈથુની સૃષ્ટિ ચાલે છે.

જુઓ! શરીરમાં કેવા પ્રકારની જ્ઞાનપૂર્વક સૃષ્ટિ રચી છે, કે જેને વિદ્વાન્ લોક જોઇને આશ્ચર્ય માને છે. ભીતર હાડકાંના સાંધા નાડિયોના બંધન; માંસનું લેપન; ચામડીનું ઢાંકણ; પ્લીહા, યકૃત, ફેફસું, પંખા કલાનું સ્થાપન; જીવનું સંયોજન; શીરોરૂપ મૂલ રચન; લોમ, નખાદિનું સ્થાપન; આંખની અતીવ સૂક્ષ્મ શીરાનું તારવત્ ગ્રંથન; ઇન્દ્રિયોના માર્ગોનું પ્રકાશન; જીવની જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાને ભોગવવા માટે સ્થાન વિશેષોનું નિર્માણ; સર્વ ધાતુઓના વિભાગ કરણ; અને કલા, કૌશલ, સ્થાપનાદિ અદ્ભુત સૃષ્ટિને પરમેશ્વર વિના કોણ કરી શકે છે? એ વિના નાના પ્રકારના રત્ન ધાતુએ જડિત ભૂમિ: વિવિધ પ્રકાર વટવૃક્ષ આદિ બીજોમાં અતિ રચના; અસંખ્ય હરિત, શ્વેત, પીત, કૃષ્ણ, ચિત્ર એ મધ્યરૂપોથી યુક્ત પત્ર, પુષ્પ, ફલ નિર્માણ; મિષ્ટ, ક્ષાર, કટુક, કષાય, તિક્ત, આમ્લાદિ વિવિધ રસ; સુગંધાદિ યુક્ત ફૂલ, અન્ન, કંદ, મૂલાદિ રચન; અનેકાનેક ક્રોડો ભૂગોળ; સૂર્ય, ચન્દ્રાદિ લોકનું નિ ભ્રમણ, તે સર્વેને નિયમોમાં રાખવાં, આદિ વ્યવસ્થા પરમેશ્વર વિના કોઇ પણ

જ્યારે કોઇ કોઇપણ પદાર્થ જુએ છે, ત્યારે તેને બે પ્રકારનું જ્ઞાન ઉત્પ તે પદાર્થ છે તેવું અને બીજું—તેમાં રચના જોઇને બનાવનારનું જ્ઞાન થાય સુંદર આભૂષણ જંગલમાં જડયું, તે જોયું તો તેને વિદિત થયું કે આ બુદ્ધિમાન્ કારીગરે બનાવ્યું છે. એ પ્રકારે આ નાનાપ્રકારની સૃષ્ટિ પરમેશ્વરને તે જ્ઞાન સિદ્ધ કરે છે.

પ્રશ્ન—મનુષ્યની સૃષ્ટિ પ્રથમ થઇ કે પૃથિવી આદિની ?

ઉત્તર—પૃથિવી આદિની, કારણ કે પૃથિવ્યાદિ વિના મનુષ્યની સ્થિતિ અને પાલણ થઇ શકે નહી.

પ્રશ્ન—સૃષ્ટિની આદિમાં એક કે અનેક મનુષ્ય ઉત્પન્ન કર્યા હતાં કે શું ?

ઉત્તર—અનેક, કેમકે જે જીવોનાં કર્મ ઐશ્વરી સૃષ્ટિમાં ઉત્પન્ન થવા જેવા હતાં તેમના જન્મ સૃષ્ટિની આદિમાં ઇશ્વર કરે છે, કેમકેઃ—

**मनुष्या ऋषयश्चये । ततो मनुष्या अजायन्त॥ यजुर्वेद० ॥**

આ પ્રમાણથી એજ નિશ્ચિય છે કે આદિમાં અનેક અર્થાત્ સેંકડો, સહસ્ત્રો, મનુષ્ય ઉત્પન્ન થયાં, અને સૃષ્ટિમાં જોવાથી પણ નિશ્ચિત થાય છે, કે મનુષ્ય અનેક માબાપનાં સન્તાન છે.

પ્રશ્ન—આદિ સૃષ્ટિમાં મનુષ્યાદિની બાલ્યા, યુવા કે વૃદ્ધાવસ્થામાં ઉત્પત્તી થઇ હતી ? કે ત્રણેમાં ?

ઉત્તર—યુવાવસ્થામાં, કેમકે જો બાલક ઉત્પન્ન કરતે તો તેમના પાલણ માટે બીજા મનુષ્યની આવસ્યકતા પડતે અને જો વૃદ્ધાવસ્થામાં બનાવતે તો મૈથુની સૃષ્ટિ ન થતે એટલામાટે યુવાવસ્થામાં મનુષ્યની સૃષ્ટિ કરી છે.

પ્રશ્ન—કદી સૃષ્ટિનો પ્રારંભ છે કે નહી ?

ઉત્તર—નહી, જેમ દિનની પૂર્વે રાત્ર અને રાત્રિની પૂર્વે દિન તથા દિનની પછી રાત્ર અને રાત્રિની પછી દિન બરાબર ચાલ્યાં આવે છે; તેજપ્રકારે સૃષ્ટિની પૂર્વે પ્રલય અને પ્રલયની પૂર્વે સૃષ્ટિ તથા સૃષ્ટિની પછી પ્રલય અને પ્રલયની પછી સૃષ્ટિ. એમ અનાદિ કાલથી ચક્ર ચાલ્યું આવે છે. તેથી એનું આદિ કે અન્ત નથી, પરંતુ જેમ દિન અને રાત્રિનો આરંભ અને અંત જોવામાં આવે છે, તેજ પ્રકારે સૃષ્ટિ અને પ્રલયનો આદિ અંત સદૈવ થયા કરે છે. જેમ પરમાત્મા, જીવ, અને જગતનું કારણ, એ ત્રણ સ્વરુપે અનાદિ છે, તેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને વર્ત્તમાન પ્રવાહથી અનાદિ છે. જેમ નદીનો પ્રવાહ પણ એમજ દેખાય છે. કદી સુકઇ જાય છે કદી નથી પણ માતો, પછી વળી વરસાદમાં દેખાય છે અને ઉષ્ણકાલમાં નથી દેખાતો. એવા વ્યવહારોને પ્રવાહરૂપ જોઇએ. જેમ પરમેશ્વરના ગુણકર્મ સ્વભાવ અનાદિ છે તેમજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, વાની તેમની શક્તિ પણ અનાદિ છે. જેમ કદી ઇશ્વરના ગુણકર્મસ્વભાવનો આરંભ નથી તેજ પ્રકારે તેમના કર્ત્તવ્યકર્મોના પણ આરંભ અને અન્ત નથી.

વરે કંઇક જીવોને મનુષ્ય જન્મ; કંઇકને સિંહાદિ ક્રૂર પ્રાણીનો જન્મ કંઇકને શુનો જન્મ કંઇકને વૃક્ષાદિ વનસ્પતિનો જન્મ અને કંઇકને કૃમિ, કીટ, પતંગાદિનો ી પરમાત્મામાં પક્ષપાત આવે છે.

થી આવતો, કેમકે તે જીવોના પૂર્વ સૃષ્ટિમાં કરેલાં કર્મોનુસાર વ્યવસ્થા પણ જો કર્મ વિના જન્મ આપતે તો તેનામાં પક્ષપાત આવતે.

સૃષ્ટિ કયા સ્થલમાં થઇ ?

જેને ટિબેટ—તિબ્બત કહે છે.

પ્રશ્ન—આદિ સૃષ્ટિમાં એક જાતિ હતી કે અનેક ?

ઉત્તર—એક મનુષ્ય જાતિ હતી, પશ્ચાત્ "**विजानीह्यार्य्यान्ये च दस्यवः**" એ ઋગ્વેદનું વચન છે. શ્રેષ્ઠોના નામ આર્ય્ય, વિદ્વાન્ અને દેવ; અને દુષ્ટોના દસ્યુ અર્થાત્ ડાકુ મૂર્ખ એવાં નામ હોવાથી, આર્ય્ય અને દસ્યુ એ નામ થયાં. "**उत शूद्रे उतार्ये ॥ अथर्व वेद०** ॥ આર્ય્યોમાં પૂર્વોક્તપ્રકારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર ચાર ભેદ થયા. દ્વિજ વિદ્વાનોનું નામ–આર્ય્યઃ અને મુર્ખોનું નામ શૂદ્ર–અનાર્ય્ય–અનાડી પડ્યું.

પ્રશ્ન—પછી તે અહીં કેમ આવ્યા ?

ઉત્તર—જ્યારે આર્ય અને દસ્યુઓમાં, અર્થાત્ વિદ્વાન્ જે દેવ અને અવિદ્વાન્ જે અસુર એમની વચમાં સદા લડાઈ બખેડા થયા કર્યા અને જ્યારે બહુ ઉપદ્રવ થવા લાગ્યો, ત્યારે આર્ય લોક સર્વ ભૂગોલમાં આ ભૂમિના ખંડને ઉત્તમ જાણી અહીં આવી વસ્યા. એથી આ દેશનું નામ "આર્યાવર્ત્ત" પડ્યું.

પ્રશ્ન—આર્યાવર્ત્તની અવધિ ક્યાં સુધી છે ?

ઉત્તર—

**आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।**
**तयोरेवान्तरं गिर्य्योरार्य्यावर्त्तं विदुर्बुधाः ॥ १ ॥**
**सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।**
**तं देवनिर्मितं देशमार्यावर्त्तं प्रचक्षते ॥ २ ॥ मनु० २ । २२।१७॥**

૧. ઉત્તરે હિમાલય, દક્ષિણે વિંધ્યાચલ, પૂર્વે અને પશ્ચિમે સમુદ્ર.

૨. તથા પશ્ચિમે સરસ્વતી, અટક સિન્ધુ નદી છે અને પૂર્વે દૃષદ્વતી જે નેપાલની ઉત્તર-ભાગના પહાડમાંથી નિકલીને બંગાલાના આસામની પૂર્વે અને બ્રહ્મદેશની પશ્ચિમ તરફ થઈને દક્ષિણ સમુદ્રને આવી મળી છે, જેને બ્રહ્મપુત્રા કહે છે અને અટક ઉત્તરના પહાડોથી નિકલી કાશ્ પંજાબ અને સિંધ થઈને દક્ષિણસમુદ્રની ખાડીમાં મળી છે. એ મૂળ આર્યવર્ત્તની સીમા. હિમાલયની મધ્ય રેખાથી દક્ષિણમાં ઠેઠ રામેશ્વર પર્યંત પહાડોની ભીતર જેટલો દેશ છે આર્યાવર્ત્ત એટલા માટે કહે છે કે એ આર્યવર્ત દેવ–વિદ્વાનોએ વસાવ્યું અને તેમ નિવાસ કરવાથીતે આર્યાવર્ત કહેવાયો છે.

પ્રશ્ન—પ્રથમ આ દેશનું નામ શું હતું અને એમાં કોણ વસતું હતું

ઉત્તર—એની પૂર્વે એ દેશનું નામ કાંઈ પણ ન હતું અને આર્ય્યોના વસતું હતું, કારણ કે આર્ય્યલોક સૃષ્ટિની આદિમાં કંઈક કાલની આ દેશમાં આવી વસ્યા હતા.

પ્રશ્ન—કોઇ કહે છે કે એ લોકો ઇરાનથી આવ્યા તેથી એ લો પૂર્વે અહીં જંગલી લોક વસતા હતા, જેને અસુર અને રાક્ષસ

મનાવતા હતા અને એમનો જ્યારે સંગ્રામ થયો તેનું નામ "દેવાસુર સંગ્રામ" કથાઓમાં ઠરાવ્યું છે.

ઉત્તર—એ વાત સર્વથા જુઠી છે. કેમકે:—

**विजानीह्यार्यान्ये च दस्यवो बर्हिष्मतेरंधया शासदव्रतान् ॥**
**ऋ० मं० १। सू० ५१। मं० ८॥ उत शूद्रे उतार्ये ॥ अथर्व०**
**कांड–१९–व०–६२ ॥**

એ લખી ચુકયા છિયે કે આર્ય્ય નામ ધાર્મિક, વિદ્વાન, આપ્ત, પુરૂષોના અને એમનાથી વિપરીત જનોના નામ દસ્યુ અર્થાત ડાકુ, દુષ્ટ, અધાર્મિક અને અવિદ્વાન્, છે: તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય દ્વિજોનું નામ આર્ય્ય અને શુદ્રનું નામ અનાર્ય્ય–અનાડી છે.

જ્યારે વેદ એમ કહે છે ત્યારે અન્ય વિદેશિયોની કપોલકલ્પિતને બુદ્ધિમાન્ લોક કદી નથી માની શકતા. દેવાસુર સંગ્રામમાં આર્ય્યાવર્ત્તીય અર્જુન તથા મહારાજા દશરથ આદિ હિમાલય પહાડમાં આર્ય્ય અને દસ્યુ–મ્લેચ્છ–અસુરોનું જે યુદ્ધ થયું હતું તેમાં દેવ અર્થાત્ આર્ય્યોની રક્ષા અને અસુરોનો પરાજય કરવાને સહાયક થયા હતા. એથી એજ સિદ્ધ થાય છે કે આર્ય્યાવર્ત્તની બાહર ચારે તરફ હિમાલયની પૂર્વ, અગ્નેય, દક્ષિણ નૈરૂત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર, ઇશાન દેશમાં જે મનુષ્ય રહેતાં તેમનું નામ અસુર સિદ્ધ થાય છે કેમકે જ્યારે જ્યારે હિમાલય પ્રદેશસ્થ આર્ય્યોપર લડવાને ચડાઈ કરતા હતા ત્યારે ત્યારે અહીંના રાજા મહારાજા લોકજ ઉત્તર આદિ દેશોમાં આર્ય્યોના સહાયક થતા અને જે શ્રીરામચંદ્રજી સાથે દક્ષિણમાં યુદ્ધ થયું છે. તેનું નામ "દેવાસુર સંગ્રામ" નથી. કિન્તુ એને રામરાવણનો અથવા આર્ય્ય અને રાક્ષસોનો સંગ્રામ કહે છે. કોઈ સંસ્કૃત ગ્રંથમાં કે ઇતિહાસમાં નથી લખ્યું કે આર્ય્ય લોક ઇરાનથી આવ્યા અને અહીંના જંગલીઓ સાથે લડી, મેળવી, તેમને કાઢી આ દેશના રાજા થયા. તો પછી વિદેશિયોનો લેખ માનનીય કેમ થઈ શકે?

**...र्यवाचो म्लेच्छवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥ १ ॥ मनु०१० ॥४५॥**
**...देशस्त्वतः परः ॥ २ ॥ मनु० २ ॥ २३ ॥**

...ાવર્ત્ત દેશથી ભિન્ન દેશ છે, તે દસ્યુ દેશ અને મ્લેચ્છ દેશ કહેવાય છે. એથી પણ એજ ... આર્ય્યાવર્ત્તથી ભિન્ન પૂર્વ દેશથી લઈને ઇશાન, ઉત્તર, વાયવ્ય, અને પશ્ચિમ ... દસ્યુ અને મ્લેચ્છ તથા અસુર હતું, અને નૈરૂત, દક્ષિણ, તથા અગ્નેય ...થી ભિન્ન જગોના રહેનાર મનુષ્યોનું નામ રાક્ષસ હતું હમણા પણ જોઈ ... ભયંકાર છે જેવાં કે રાક્ષસોનાં વર્ણન કર્યા છે, તેવુંજ જોવામાં આવે ...પર પૃથિવીની સપાટીપર રહેનારાના નામ નાગ અને તે દેશનું નામ ...ને દેશ આર્ય્યાવર્ત્તીય મનુષ્યોના પાદ અર્થાત્ પગ તળે આવેલો છે ... કહે છે કે તેઓ નાગ નામવાળા પુરૂષના વંશના રાજા થયા હતા,

તેમની ઉલુપી નામની રાજકન્યા સાથે અર્જુનનો વિવાહ થયો હતો અર્થાત્ ઇક્ષ્વાકુથી લઈને કૌરવ પાંડવ સૂધી સર્વ ભૂગોળમાં આર્યોનું રાજ્ય અને વેદનો થોડાં થોડા પ્રચાર આર્યાવર્ત્તથી ભિન્ન દેશોમાં પણ રહ્યા હતા તથા એમાં એ પ્રમાણ છે કે, બ્રહ્માનો પુત્ર વિરાટ્, વિરાટ્નો મનુ, મનુના મરીચ્યાદિ દશ, તેમના સ્વાયંભવાદિ સાત રાજા અને તેમના સન્તાનઇક્ષ્વાકુ આદિ રાજા, જે આર્યાવર્ત્તના પ્રથમ રાજા થઈ ગયા એમણે આ આર્વ્યાવર્ત્ત વસાવ્યું છે.

હવે અભાગ્યોદયથી અને આર્વ્યોના આળસ્ય, પ્રમાદ, પરસ્પરના વિરોધથી અન્ય દેશોનું રાજ્ય કરવાની તો કથાજ શું કહેવી કિંતુ આર્વ્યાવર્ત્તમાં પણ આર્વ્યોનું અખંડ, સ્વતંત્ર, સ્વાધીન, નિર્ભય રાજ્ય આ સમયે નથી. જે કોઇ છે તે પણ વિદેશિયોના પાદાક્રાન્ત થઇ રહ્યા છે. જે કોઇ થોડા, રાજા સ્વતંત્ર છે, તે દુર્દિન જ્યારે આવે છે ત્યારે દેશવાસિયોને અનેક પ્રકારના દુઃખ ભોગવવાં પડે છે. કોઈ કેટલુંએ કરે પરંતુ જે સ્વદેશીય રાજ્ય થાય છે તે સર્વોપરિ ઉત્તમ હોય છે, અથવા મતમતાન્તરના આગ્રહ રહિત પોતાનો અને પરાયાનો પક્ષપાત શૂન્ય પ્રજાપર પિતા માતાની સમાન કૃપા, ન્યાય, અને દયા સાથે વિદેશિયોના રાજ્ય પણ પૂર્ણ સુખદાયક નથી. પરંતુ ભિન્ન ભિન્ન ભાષા, પૃથક્ પૃથક્ શિક્ષા, અલગ અલગ વ્યવહારનો વિરોધ છૂટવો એ પણ અતિ દુષ્કર છે. એ છૂટયા વિના પરસ્પરનો પૂરો પૂરો ઉપકાર અને અભિપ્રાય સિદ્ધ થવો પણ કઠિન છે. એટલામાટે જે કોઇ વેદાદિ શાસ્ત્રોમાં વ્યવસ્થા વા ઇતિહાસ લખ્યો છે તેમનું માન્ય કરવું એ ભદ્ર પુરૂષોનું કામ છે.

પ્રશ્ન—જગતની ઉત્પત્તિને કેટલો સમય વ્યતીત થયો ?

ઉત્તર—એક અર્બ, છન્નુ ક્રોડ, કેટલાક લાખ, અને કેટલાક સહસ્ર વર્ષ જગતની ઉત્પત્તિ અને વેદોનો પ્રકાશ થવામાં થઈ ગયાં છે. એનું સ્પષ્ટ વ્યાખ્યાન મારી બનાવેલી ભૂમિકા * માં લખ્યું છે, તે જોવું.

ઇત્યાદિ પ્રકાર સૃષ્ટિને બનવા બનાવવામાં છે. અને વળી એ પણ છે કે સૌથી સૂક્ષ્મ ટુકડો કે જે કપાઇ શકતો નથી તેનું નામ પરમાણું, સાઠ પરમાણું મળેલાનું નામ અણુ બે અણુંના એક દ્વયણુક જોકે સ્થૂલવાયુ ત્રણ દ્વયણુકના અગ્નિ ચાર દ્વયણુકનું જલ, પાંચદ્વયણુકની પૃથિવી, અર્થાત્ ત્રણ દ્વયણુકનો ત્રસરેણુ અને તેનું બમણું થવાથી પૃથિવ્યાદિ દૃશ્ય પદાર્થ થાય છે. એ પ્રકારે ક્રમથી મળીને ભૂગોળાદિ પરમાત્માએ બનાવ્યાં છે.

પ્રશ્ન—એનું ધારણ કોણ કરે છે? કોઇ કહે છે કે શેષ અર્થાત્ સહસ્ર ફેણવાળા સર્પના શિરપર પૃથિવી છે. બીજો કહે છે કે બળદના સીંગડાપર ત્રીજો કહે કે કોઈ ઉપર નહીં, ચોથો કહે છે કે વાયુને આધારે, પાંચમો કહે છે કે સૂર્યના આકર્ષણે ખેંચાયલી, સ્વથાનપર સ્થિત, છઠ્ઠો કહે છે કે પૃથિવી ભારે હોવાથી નીચે નીચે આકાશમાં ચાલીજાય છે, ઇત્યાદિમાં કયી વાત સત્ય માનવી ?

ઉત્તર—જે શેષ નામ કે સર્પ અને બળદના સીંગડાપર ધરેલી પૃથિવી સ્થિત કહે છે, તેમને

* ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાના વેદોત્પત્તિ વિષયમાં જુઓ.

પૂછવું જોઇએ કે, સર્પ અને બળદના માબાપના જન્મ સમય તે કોનાપર હતી? તથા સર્પ અને બળદ આદિ કોના ઉપર છે? બળદવાળા મુસલમાન તો ચુપ રહી જશે, પરંતુ સર્પવાળા કહેશે કે સર્પ કૂર્મ પર કૂર્મ જલ પર, જલ અગ્નિ પર, અગ્નિ વાયુ પર, અને વાયુ આકાશમાં સ્થિત છે. તેને પણ પૂછવું જોઇએ કે એ સૌ શાના ઉપર છે? તો અવશ્ય કહેશે કે પરમેશ્વર પર. જ્યારે વળી તેને કોઈ પુછશે કે શેષ અને બળદ કોના બચ્ચાં છે? ત્યારે કહેશે કે કશ્યપ કદ્રૂનું અને બળદ ગાયનું. કશ્યપ મરીચીનો, મરીચી મનુનો, મનુ વિરાટ્નો અને વિરાટ્ બ્રહ્માનો પુત્ર, તથા બ્રહ્મા આદિ સૃષ્ટિનો પુત્ર હતો. જ્યારે શેષનો જન્મ ન થયો હતો, તેના પૂર્વે પાંચ પેઢિ થઇ ચૂકી છે. ત્યારે કોણે ધારણ કરી હતી? અર્થાત્ કશ્યપના જન્મ સમયમાં પૃથિવી શા પર હતી? તો "તારી પણ ચૂપ અને મારી પણ ચૂપ" અને ઉલટા લડવા લાગશે.

એનો સત્ય અભિપ્રાય તો એ છે કે જે બાકી રહે છે તેને શેષ કહે છે, તેને કોઈ કવિએ એમ લખ્યું કે "**शेषाधारा पृथिवीत्युक्तम्**" એટલે શેષાધારે પૃથિવી છે. બીજાએ એના અભિપ્રાયને ન સમજીને સર્પની મિથ્યા કલ્પના કરી લીધી. પરંતુ જે માટે પરમેશ્વર ઉત્પત્તિ અને પ્રલય થી બાકી-અલગમાં અર્થાત્ પૃથક્ રહે છે માટે તેને "**शेष**" કહે છે અને તેને આધારે પૃથિવી છે.

## सत्येनोत्तभिता भूमिः ॥ अथर्वकां० १४ व० १ मं० १ ॥

(**सत्य**) અર્થાત્ જે ત્રૈકાલ્યાબાધ્ય, જેનો નાશ કદી નથી થતો તે પરમેશ્વરે ભૂમિ, આદિત્ય અને સર્વ લોકનું ધારણ કર્યું છે.

**उक्षादाधार पृथिवी मुतद्याम् ॥ ऋग्वेद० ॥**

આ "**उक्षा**" શબ્દને જોઇને કોઇએ બળદનું ગ્રહણ કર્યું હશે કેમકે ઉક્ષા બળદનું પણ નામ છે. પરંતુ તે મૂઢને એ વિદિત ન થયું કે આવડી મોટી ભૂગોળને ધારણ કરવાનું સામર્થ્ય બળદમાં ક્યાંથી આવે! એટલા માટે ઉક્ષા એ નામ વર્ષાદ્વારા ભૂગોળને સિંચન કરવાથી સૂર્યનું છે, તેણે પોતાના આકર્ષણોથી પૃથિવીને ધારણ કરી છે, પરંતુ સૂર્યાદિનું ધારણ કરનાર પરમેશ્વર વિના બીજાનું કોઇ પણ નથી.

**પ્રશ્ન**—આટલી આટલી મોટી ભૂગોળોને પરમેશ્વર શી રીતે ધારણ કરી શકતો હશે?

**ઉત્તર**—જેમ અનંત આકાશની સાથે મોટા મોટા ભૂગોળ કાંઇ પણ અર્થાત્ સમુદ્રની આગળ જલના નાના છાંટા-બીંદુ સમાન પણ નથી, તેમ અનંત પરમેશ્વરની આગળ અસંખ્યાત્ લોક એક પરમાણુને તુલ્ય પણ કહી શકાતા નથી. તે બાહર ભીતર સર્વત્ર વ્યાપક છે "**विभूः प्रजासु**" **यजुर्वेदे०** ॥ તે પરમાત્મા સર્વ પ્રજાઓમાં વ્યાપક થઇ સર્વનું ધારણ કરી રહ્યો છે.

જો તે ઇસાઈ, મુસલમાન, પુરાણિયોના કથનાનુસાર 'વિભૂ' ન હોતે, તો આ સકલ સૃષ્ટિનું ધારણ કદી ન કરી શકતે, કેમકે વિના પ્રાપ્તિ કોઇને કોઇ ધારણ કરી શકતું નથી. કોઈ કહે કે એ સર્વ લોક પરસ્પર આકર્ષણે કરીને ધારિત હશે, તો પછી પરમેશ્વરને ધારણ કરવાની શી

અપેક્ષા છે? તેમને એ ઉત્તર આપવો જોઇએ કે આ સૃષ્ટિ અનન્ત છે કે સાન્ત? જો અનંત કહે તો આકારવાળી વસ્તુ અનંત કદી નથી થઈ શકતી અને જો સાંત કહે તો એની સીમાના પરે ભાગપર અર્થાત્ જેની પરે અન્ય કોઇ પણ લોક નથી ત્યાં કોના આકર્ષણથી ધારણ કરાય હશે? જેમ સમષ્ટિ અને વ્યષ્ટિ અર્થાત્ જ્યારે સર્વ સમુદાયનું નામ વન રાખવામાં આવે તો સમષ્ટિ કહેવાય છે અને એક એક વૃક્ષાદિની ભિન્ન ભિન્ન ગણના કરે તો વ્યષ્ટિ કહેવાય છે. તેમ સર્વ ભૂગોળોને સમષ્ટિ ગણીને જગત્ કહે, તો સર્વ જગતનું ધારણ અને આકર્ષણનો કર્ત્તા પરમેશ્વર-વિના અન્ય કોઇ પણ નથી. એટલામાટે જે સર્વ જગતને રચે છે તેજઃ—

**सदाधार पृथिवीं द्यामुतेमाम् ॥ यजुर्वेदे० ॥**

જે પૃથિવ્યાદિ પ્રકાશ રહિત લોક લોકાન્તર પદાર્થ તથા સૂર્યાદિ પ્રકાશસહિત લોક, અને પદાર્થોનું રચન ધારણ પરમાત્મા કરે છે. તથા જે સર્વમાં વ્યાપક થઇ રહ્યો છે તેજ સર્વ જગતનો કર્તા અને ધારણ કરવાવાળો છે.

પ્રશ્ન—પૃથિવ્યાદિ લોક ઘૂમે છે કે સ્થિર છે?

ઉત્તર—ઘૂમે છે.

પ્રશ્ન—કેટલાક લોક કહે છે કે સૂર્ય્ય ઘૂમે છે અને પૃથિવી નથી ઘુમતી બીજા કહે છે કે પૃથિવી ઘૂમે છે સૂર્ય નથી ઘૂમતો એમાં સત્ય શું માનવામાં આવે?

ઉત્તર—એ બંને અર્ધા અર્ધા જૂઠા છે કેમકે વેદમાં લખ્યું છે કેઃ—

**आयं गौः पृश्निरक्रमीदसंदन्मातरं पुरः । पितरं च प्रयन्त्स्वः ॥ यजु० अ० ३ मं० ६ ॥**

આ ભૂગોળ જલ સહિત સૂર્યની ચારે બાજુ ઘૂમતી જાય છે, એથી ભૂમિ ઘૂમ્યા કરે છે.

**आ कृष्णेन रजसा वर्त्तमानो निवेशयन्नमृतं मर्त्यं च ।**
**हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन् ॥**
**यजुः० अ० ३३ । मं० ४३ ॥**

જે સવિતા અર્થાત્ સૂર્ય, વર્ષાદિનો કર્ત્તા પ્રકાશ સ્વરૂપ, તેજોમય અને રમણીય સ્વરૂપસહિત વર્ત્તમાન, સર્વ પ્રાણિ અપ્રાણિયોમાં અમૃતરૂપ વૃષ્ટિ અને કિરણદ્વારા અમૃતનો પ્રવેશ કરાવી અને સર્વ મૂર્તિમાન્ દ્રવ્યોને દેખડાવતો થકો સર્વ લોકોની સાથે આકર્ષણ ગુણે કરી સહવર્ત્તમાન્ સ્વ-પરિધિમાં ઘૂમતો રહે છે કિન્તુ કોઇ પણ લોકની ચારે તરફ નથી ઘૂમતો, અને એજ પ્રમાણે એક એક બ્રહ્માંડમાં એક એક સૂર્ય પ્રકાશક અને બીજા સર્વ લોક લોકાંતર પ્રકાશ્ય છે જેમઃ—

**दिवि सोमो अधिश्रितः । अथ० कां० १४। अनु० १। मं० १॥**

જેમ આ ચંદ્ર લોક સૂર્યથી પ્રકાશિત થાય છે, તેમજ પૃથિવ્યાદિ લોક પણ સૂર્યના પ્રકાશથીજ પ્રકાશિત થાય છે. પરંતુ રાત્ર અને દિન સર્વદા વર્ત્તમાન રહે છે કેમકે પૃથિવ્યાદિ લોકોના ઘૂમવામાં જેટલો ભાગ સૂર્યની સામે આવે છે, તેટલામાં દિન; અને જેટલો પૃષ્ઠમાં એટલે આડમાં આવી જાય છે તેટલામાં રાત્ર; અર્થાત્ ઉદય, અસ્ત, સન્ધ્યા, મધ્યાન્હ, મધ્યરાત્રિ, આદિ જેટલા કાલાવયવ છે, તે દેશદેશાંતરોમાં સદા વર્ત્તમાન રહે છે. જ્યારે આર્ય્યાવર્તમાં સૂર્યોદય થાય છે, તે સમય પાતાલ એટલે "અમેરિકા" માં અસ્ત થાય છે. અને જ્યારે આર્યાવર્ત્તમાં અસ્ત થાય છે ત્યારે પાતાલ દેશમાં ઉદય થાય છે. જ્યારે આર્યાવર્ત્તમાં મધ્ય દિન કે મધ્ય રાત્ર હોય છે તે સમયે પાતાલ દેશમાં મધ્ય રાત્ર અને મધ્ય દિન રહે છે. જે લોક કહે છે કે સૂર્ય ઘૂમે છે અને પૃથિવી નથી ઘૂમતી તે સઘળા અજ્ઞ છે, કેમકે જો એમ હોત તો કંઇ સહસ્ર વર્ષના દિન અને રાત્ર થાત. અર્થાત્:—

સૂર્યનું નામ (બ્રધ્નઃ) પૃથિવીથી લાખગણો મોટો અને ક્રોડોકોશ દૂર છે. જેમ રાઇની સામુ પહાડ ઘૂમે તો ઘણી વાર લાગે પણ રાઇના ઘૂમવામાં બહુ સમય નથી લાગતો. તેમજ પૃથિવીના ઘૂમવાથી યથાયોગ્ય દિનરાત થાય છે; સૂર્યના ઘૂમવાથી નહીં. વળી જે સૂર્યને સ્થિર કહે છે, તે પણ જ્યોતિર્વિદ્યાવિત્ નહીં કેમકે જો સૂર્ય નહીં ઘૂમતો હોત તો તેની ઉપરના ડાઘ એક સ્થાનથી બીજા સ્થાનને પ્રાપ્ત નહીં થાત. અને ગુરૂપદાર્થ વિના ઘૂમે આકાશમાં નિયત સ્થાનપર કદી રહી શકતો નથી અને જે જૈની કહે છે કે પૃથિવી ઘૂમતી નથી, કિન્તુ નિચે નિચે ચાલી જાય છે અને બે સૂર્ય અને બે ચન્દ્ર કેવલ જમ્બૂદ્વીપમાં બતાવે છે તે તો જલદ ભાંગના નશામાં નિમગ્ન છે! જો નીચે નીચે ચાલી જાય તો ચારે તરફ વાયુના ચક્ર ન બનવાથી પૃથિવી છિન્ન ભિન્ન થાય અને નિમ્ન સ્થલોમાં રહેનારાઓને વાયુનો સ્પર્શ ન થાય અને નીચેવાળાઓને અધિક થાય અને એક સરખી વાયુની ગતિ રહેતે. તથા બે સૂર્ય ચન્દ્ર હોત તો રાત્ર અને કૃષ્ણપક્ષનું થવું પણ નષ્ટ ભ્રષ્ટ થાત. એટલામાટે એક ભૂમિની પાસે એક ચન્દ્ર અને એવા અનેક ચન્દ્ર અને અનેક ભૂમિની મધ્યમાં એક સૂર્ય રહે છે.

પ્રશ્ન—સૂર્ય, ચન્દ્ર અને તારા શી વસ્તુ છે? અને તેમાં મનુષ્યાદિ સૃષ્ટિ છે કે નહીં?

ઉત્તર—એ સર્વ ભૂગોળ લોક છે અને એમાં મનુષ્યાદિ પ્રજા પણ રહે છે કેમકે:—

**एतेषु हीदँ सर्वं वसुहितमेते हीदँ सर्वं वासयन्ते तद्यदिदँ सर्वं वासयन्ते तस्माद्वसव इति० शत० कां० १४ ॥ प्र० ६ ॥ ब्रा० ७ ॥ कं० ४ ॥**

પૃથિવી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, ચન્દ્ર, નક્ષત્ર અને સૂર્ય એનું વસુ નામ એટલામાટે છે કે એની અંદર સર્વ પદાર્થ અને પ્રજા વસે છે. અને એજ સર્વને વસાવે છે. જેથી નિવાસ કરવાને ઘર છે. એટલામાટે એમના નામ વસુ છે.

જ્યારે પૃથિવીની સમાન સૂર્ય્ય ચન્દ્ર અને નક્ષત્ર વસુ છે, તો પછી તેમાં એજ પ્રકારે પ્રજાનું

હોવું તેમાં શો સન્દેહ ? તથા જેમ પરમેશ્વરના આ નાના સરખા લોક મનુષ્યાદિ સૃષ્ટિથી ભરેલા છે તો શું એ સર્વ લોક શૂન્ય હશે ? પરમેશ્વરનું કોઇ પણ કામ નિષ્પ્રયોજન નથી હોતું. તો શું આટલા અસંખ્ય લોકોમાં મનુષ્યાદિ સૃષ્ટિ ન હોય તો તે સફલ કદી પણ થઇ શકે છે? એટલામાટે સર્વત્ર મનુષ્યાદિ સૃષ્ટિ છે.

પ્રશ્ન—જેમ આ લોકમાં મનુષ્યાદિ સૃષ્ટિની આકૃતિ અવયવ છે, તેમજ અન્ય લોકોમાં હશે કે વિપરીત ?

ઉત્તર—કંઇ કંઇ આકૃતિની અંદર ભેદ હોવાનો સંભવ છે. જેમ આ લોકમાં ચીન હવસ ( એબી સીનીઆ ), આર્યાવર્ત્ત, અને યૂરોપ આદિ દેશવાસીઓમાં અવયવ, રંગ, રૂપ, અને આકૃતિમાં પણ થોડા થોડા ભેદ હોય છે, તેજ પ્રકારે લોક લોકાંતરમાં પણ ભેદ હોય છે. પરંતુ જે જાતિની જેવી સૃષ્ટિ આ દેશમાં છે, તેવીજ જાતિની સૃષ્ટિ અન્ય લોકોમાં પણ છે. જે જે શરીર પ્રદેશમાં નેત્રાદિ અંગ છે તે તે પ્રદેશમાં લોક લોકાંતરમાં પણ તેજ જાતિના અવયવ પણ તેવાજ થાય છે. કેમકે:—

**सूर्य्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् ।**
**दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥ ऋ० मं० १० । सू० १९० ॥**

( **धाता** ) પરમાત્માએ જે પ્રકારે સૂર્ય, ચન્દ્ર, દ્યૌ, ભૂમિ, અન્તરિક્ષ, અને તત્રસ્થ સુખ વિશેષ પદાર્થ, પૂર્વ કલ્પમાં રચ્યાં હતાં, તેવાંજ આ કલ્પમાં--આસૃષ્ટિમાં રચ્યાં છે, તથા તેમજ સર્વ લોક લોકાન્તરોમાં પણ બનાવ્યાં છે. ભેદ કિંચિત્ માત્ર પણ નથી હોતો.

પ્રશ્ન—જે વેદોનો આ લોકમાં પ્રકાશ છે, તેનોજ તે લોકમાં પણ પ્રકાશ છે કે નહીં ?

ઉત્તર—તેનોજ છે. જેમ એક રાજાની રાજ્ય વ્યવસ્થા, નીતિ સર્વ દેશોમાં સમાન હોય છે, તેજ પ્રકારે પરમાત્મા–રાજરાજેશ્વરની વેદોક્ત નીતિ તેમના સૃષ્ટિરૂપ સર્વ રાજ્યમાં એકસરખી છે.

પ્રશ્ન—જ્યારે આ જીવ અને પ્રકૃતિસ્થ તત્ત્વ અનાદિ અને ઇશ્વરના બનાવ્યાં નથી તો ઇશ્વરનો અધિકાર પણ એનાપર ન હોવો જોઇએ, કેમકે સૌ સ્વતંત્ર થયાં.

ઉત્તર—જેમ રાજા અને પ્રજા સમ કાલમાં હોય છે, અને રાજાને આધિન પ્રજા હોય છે, તેમજ પરમેશ્વરને આધિન જીવ અને જડ પદાર્થ છે. જ્યારે પરમેશ્વર સર્વ સૃષ્ટિના બનાવવાવાળો જીવોના કર્મ ફલોના આપવાવાળો સર્વના યથાવત્ રક્ષક, અને અનન્ત સામર્થ્યવાળો છે, તો અલ્પ-સામર્થ્યવાળો અને જડ પદાર્થ પણ તેને આધિન કેમ ન હોય ? એટલામાટે જીવ કર્મ કરવામાં સ્વતંત્ર પરંતુ કર્મ ફલ ભોગવવામાં ઇશ્વરની વ્યવસ્થાએ કરીને પરતંત્ર છે. અને તેજ પ્રમાણે સર્વ શક્તિમાન પરમાત્મા સર્વ સૃષ્ટિના સંહાર અને પાલન કરનારા સર્વ વિશ્વના કર્ત્તા છે.

હવે આની આગળ વિદ્યા, અવિદ્યા, બન્ધ, અને મોક્ષ વિષય લખવામાં આવશે—આ આઠમો સમુલ્લાસ પૂરો થયો.

इति श्रीमद्दयानन्द सरस्वती स्वामिकृते सत्यार्थप्रकाशे सुभाषाविभूषिते
सृष्ट्युत्पत्तिस्थितिप्रलय विषयेऽष्टमः
समुल्लासः सम्पूर्णः ॥ ८ ॥

---



# अथ नवमसमुल्लासारम्भः ॥

## अथ विद्याऽविद्याबन्धमोक्षविषयान् व्याख्यास्यामः ।

विद्यां चाऽविद्यां च यस्तद्वेदोभयँ सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

यजु० अ० ४० । मं० १४ ॥

જે મનુષ્ય વિદ્યા અને અવિદ્યાના સ્વરૂપને સાથેજ જાણે છે તે અવિદ્યા અર્થાત્ કર્મોપાસનાથી મૃત્યુને તરીને વિદ્યા અર્થાત્ યથાર્થ જ્ઞાનથી મોક્ષનેપ્રાપ્ત થાય છે. અવિદ્યાના લક્ષણઃ—

अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥

पातं० द० साधनपादे सू० ५ ॥

આ યોગસૂત્રનું વચન છે—અનિત્ય સંસાર અને દેહાદિમાં જે નિત્ય અર્થાત્ કાર્ય-જગત્ જોયા સાંભળવામાં આવે છે તે સદાથી છે, અને યોગ બલથી આ દેવોના શરીર સદા રહે છે, એવી વિપરીત બુદ્ધિ થવી, એ અવિદ્યાનો પ્રથમ ભાગ છે; અશુચિ અર્થાત્ મલમય સ્ત્રી આદિ અને મિથ્યાભાષણ, ચોરી આદિ અપવિત્રમાં પવિત્રબુદ્ધિ, એ બીજો; અત્યન્ત વિષય સેવનરૂપ દુઃખમાં સુખ બુદ્ધિ આદિ એ ત્રીજો; અનાત્મામાં આત્મબુદ્ધિ કરવી એ અવિદ્યાનો ચોથો ભાગ છે. આ ચાર પ્રકારનું વિપરીત જ્ઞાન અવિદ્યા કહેવાય છે.

એથી વિપરીત—અનિત્યમાં અનિત્ય, નિત્યમાં નિત્ય; અપવિત્રમાં અપવિત્ર, પવિત્રમાં પવિત્ર,

દુ:ખમાં દુ:ખ, સુખમાં સુખ, અનાત્મામાં અનાત્મા, અને આમાત્માં આત્માનું-જ્ઞાન થવું એ વિદ્યા છે. અર્થાત:—

**" वेत्ति यथावत्तत्त्व पदार्थस्वरूपं यया सा विद्या – यया तत्त्वस्वरूपं न जानाति भ्रमादन्यस्मिन्नन्यन्निश्चिनोति यया साऽविद्या "**

જેથી પદાર્થનો યથાર્થ સ્વરૂપબોધ થાય તે વિદ્યા, અને જેથી તત્વસ્વરૂપ ન જાણવામાં આવે અને અન્યમાં અન્ય બુદ્ધિ થાય તે અવિદ્યા કહેવાય છે. અર્થાત્ કર્મોપાસના અવિદ્યા એટલા માટે છે કે, એમાં બાહ્ય અને અન્તર ક્રિયા વિશેષ છે જ્ઞાન વિશેષ નથી એથી મન્ત્રમાં કહ્યું છે કે શુદ્ધકર્મ અને પરમેશ્વરની ઉપાસના વિના મૃત્યુ દુ:ખથી પાર કોઈ નથી થતું, અર્થાત્ પવિત્ર કર્મ, પવિત્રોપાસના, અને પવિત્ર જ્ઞાનથીજ મુક્તિ અને અપવિત્ર મિથ્યાભાષણાદિ કર્મ, પાષાણમૂર્ત્યાદિની ઉપાસના, અને મિથ્યા જ્ઞાનથી બન્ધ થાય છે. કોઇ પણ મનુષ્ય ક્ષણ માત્ર પણ કર્મ, ઉપાસના, અને જ્ઞાનથી રહિત નથી થતો એટલામાટે ધર્મયુક્ત સત્યભાષણાદિ કર્મ કરવાં, અને મિથ્યાભાષણાદિ ધર્મને છોડી દેવાં એજ મુક્તિનાં સાધન છે.

પ્રશ્ન—મુક્તિ કોને પ્રાપ્ત નથી થતી ?

ઉત્તર—જે બદ્ધ છે.

પ્રશ્ન—બદ્ધ કોણ છે ?

ઉત્તર—જે અધર્મ અજ્ઞાનમાં ફસેલા જીવ છે તે.

પ્રશ્ન—બન્ધ અને મોક્ષ સ્વભાવે કે નિમિત્તે કરીને થાય છે ?

ઉત્તર—નિમિત્તે કરીને કેમકે જો સ્વભાવે હોત તો બન્ધ અને મુક્તિની નિવૃત્તિ કદી નહી થાત.

પ્રશ્ન— **न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**

**न मुमुक्षुर्न वै मुक्तिरित्येषा परमार्थता ॥ गौडपादीयकारिका प्र॰ २ कां॰ ३२॥**

આ શ્લોક માંડૂક્યોપનિષદ્ ઉપર છે. જીવ બ્રહ્મ હોવાથી વસ્તુતઃ જીવોનો નિરોધ અર્થાત્ કદી ન આવરણમાં આવ્યો નથી જન્મ લેતો, ન બન્ધ છે, અને ન સાધક અર્થાત્ ન કોઈ પણ સાધના કરવાવાળો છે. ન છૂટવાની ઇચ્છા કરે છે અને ન કદી પણ એની મુક્તિ છે. કેમકે જ્યારે પરમાર્થથી બન્ધજ નથી થતો તો પછી મુક્તિ શું ?

ઉત્તર—એ નવીન વેદાન્તિયોનું કથન સત્ય નથી, કેમકે જીવનું સ્વરૂપ અલ્પ હોવાથી આવરણમાં આવે છે શરીરની સાથે પ્રકટ હોવા રૂપ જન્મ લે છે પાપ રૂપ કર્મોના ફલ ભોગરૂપ બન્ધનમાં ફસે છે, તેને છોડાવવાના સાધન કરે છે દુ:ખથી છૂટવાની ઇચ્છા કરે છે અને દુ:ખથી છૂટીને પરમાનંદ પરમેશ્વરને પ્રાપ્ત થઇને મુક્તિને પણ ભોગવે છે.

પ્રશ્ન—એ સર્વે ધર્મ દેહ અને અન્તઃકરણના છે, જીવના નથી, કેમકે જીવ તો પાપપુણ્ય રહિત સાક્ષી માત્ર છે, શીતોષ્ણાદિ શરીરાદિના ધર્મ છે, આત્મા તો નિર્લેપ છે.

ઉત્તર—દેહ અને અંતઃકરણ જડ છે. એમને શીતોષ્ણની પ્રાપ્તિ અને ભોગ નથી. જે ચેતન મનુષ્યાદિ પ્રાણી એમને સ્પર્શ કરે છે, તેનેજ શીતોષ્ણનું ભાન અને ભોગ થાય છે. તેમજ પ્રાણ પણ જડ છે. એને ભૂખ કે પિપાસા એટલે તરસ નથી, કિન્તુ પ્રાણવાલા જીવને ક્ષુધા, તૃષા, લાગે છે. તેમજ મન પણ જડ છે. એને હર્ષ અને શોક નથી થઈ શકતા કિન્તુ મન વડે હર્ષ, શોક, અને સુખ દુઃખનો ભોગ જીવ કરે છે. જેમ બહિષ્કરણ શ્રોત્રાદિ ઇન્દ્રિયો વડે સારા નઠારા શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરીને જીવ સુખી દુઃખી થાય છે તેમજ અન્તઃકરણ–મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર–વડે સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, સ્મરણ અને અભિમાન કરવાવાળા દંડ અને માન્યના ભાગી થાય છે. જેમ તલવારે મારનાર દંડનીય થાય છે, પણ તલવાર નથી થતી તેમજ દેહેન્દ્રિય અંતઃકરણ અને પ્રાણરૂપ સાધનોથી સારાં નઠારાં કર્મોના કર્ત્તા જીવો સુખદુઃખના ભોક્તા છે. જીવ કર્મોના સાક્ષી નથી પણ કર્ત્તા ભોક્તા છે. કર્મોના સાક્ષી તો એક અદ્વિતીય પરમાત્મા છે. જે કર્મ કરનાર જીવ છે તેજ કર્મોમાં લિપ્ત થાય છે. તે સાક્ષીરૂપ ઇશ્વર કર્મમાં લિપ્ત થતો નથી.

પ્રશ્ન—જીવ બ્રહ્મનું પ્રતિબિંબ છે. જેમ દર્પણના તૂટવા ફૂટવાથી બિમ્બની કાંઇ પણ હાનિ નથી થતી, તેજ પ્રકારે અન્તઃકરણમાં બ્રહ્મનું પ્રતિબિંબ જીવ ત્યાંસુધી છે કે જ્યાંસુધી તે અન્તઃકરણોપાધિ છે. જ્યારે અંતઃકરણ નષ્ટ થઈ ગયું ત્યારે જીવ મુક્ત છે.

ઉત્તર—એતો બાલકપણાની વાત છે. કેમકે પ્રતિબિમ્બ તો સાકારમાં સાકારનું પડે છે. જેમ કે મુખ અને દર્પણ આકારવાળાં છે. અને પૃથક્ પણ છે. જો પૃથક્ ન હોય તો પ્રતિબિમ્બ નથી થઇ શકતું બ્રહ્મ નિરાકાર અને સર્વ વ્યાપક હોવાથી એનું પ્રતિબિમ્બ પણ નથી થઇ શકતું.

પ્રશ્ન—જુઓ, ગંભીર સ્વચ્છ જળમાં નિરાકાર અને વ્યાપક આકાશનો આભાસ પડે છે તે પ્રકારે સ્વચ્છ અંતઃકરણમાં પરમાત્માનો આભાસ છે અને તેથી એને ચિદાભાસ કહે છે.

ઉત્તર—આ બાળબુદ્ધિનો મિથ્યા પ્રલાપ છે કેમકે આકાશ દૃશ્ય નહીં તો પછી એને આંખથી કોઇ પણ નથી દેખી શકતો જ્યારે આકાશ વિષેના સ્થૂળ વાયુને આંખથી નથી જોઈ શકાતો. તો આકાશને કેમ કરીને જોઈ શકે?

પ્રશ્ન—આ જે ઉપર નીલ વર્ણ અને ધુંવાડા જેવું દેખાય છે, તે આકાશ છે કે નહી?

ઉત્તર—નહીં.

પ્રશ્ન—તો એ શું છે?

ઉત્તર—અલગ અલગ પૃથિવી, જલ, અને અગ્નિના ત્રસરેણું દેખાય છે, એમાં જે નીલતા દેખાય છે તે અધિક જલની છે કે જે વર્ષે છે તે; અને જે ધુંવાડા જેવું દેખાય છે, તે પૃથિવીથી ધૂળ ઉડીને વાયુમાં ઘૂમે છે તે દેખાય છે અને તેનુંજ પ્રતિબિંબ તે જલ કે દર્પણમાં દેખાય છે, આકાશનું નહીં.

પ્રશ્ન—જેમ ઘટાકાશ, મઠાકાશ, મેઘાકાશ અને મહદાકાશના ભેદ વ્યવહારમાં થાય છે, તેમજ બ્રહ્મના બ્રહ્માણ્ડ અને અન્તઃકરણ ઉપાધિના ભેદે કરીને ઇશ્વર અને જીવ નામ પડે છે, જ્યારે ઘટાદિ નષ્ટ થઈ જાય છે ત્યારે મહદાકાશજ કહેવાય છે.

ઉત્તર—એ પણ વાત અવિદ્વાનની છે. કેમકે આકાશ કદી છિન્ન ભિન્ન નથી થતું. વ્યવહારમાં પણ "ઘડો લાવ" ઇત્યાદિ વ્યવહાર થાય છે, કોઈ કહેતુ નથી કે "ઘડાનું આકાશ લાવ" તેથી એ વાત ઠીક નથી.

પ્રશ્ન—જેમ સમુદ્રમાં મચ્છ, કીડા અને આકાશમાં પક્ષી આદિ ઘુમે છે, તેમજ ચિદાકાશ બ્રહ્મમાં સઘળાં અંતઃકરણો ઘુમે છે એ સ્વયં તો જડ છે, પરંતુ સર્વવ્યાપક પરમાત્માની સત્તા વડે, જેમ અગ્નિથી લોઢું ચેતન થાય તેમ, ચેતન થઈ રહ્યાં છે. જેમ તે ફરે હરે છે અને આકાશ તથા બ્રહ્મ નિશ્ચલ છે તેમ જીવને બ્રહ્મ માનવામાં કાંઈ દોષ નથી આવતો.

ઉત્તર—આપણ તમારું દૃષ્ટાંત સત્ય નથી, કેમકે જો સર્વવ્યાપી બ્રહ્મ અંતઃકરણમાં પ્રકાશમાન્ થઈ જીવ થાય છે તો સર્વજ્ઞાદિ ગુણ એમાં હોય છે કે નહી? જો કહો કે આવરણ હોવાથી સર્વજ્ઞતા નથી રહેતી તો કહો કે બ્રહ્મ આવૃત અને ખંડિત છે કે અખંડિત? જો કહો કે અખંડિત છે તો વચમાં કોઈ પણ પડદો નાખી શકતો નથી જો પડદો નહી તો સર્વજ્ઞતા કેમ નહી? જો કહો કે પોતાના સ્વરૂપને ભુલીને અંતઃકરણની સાથે ચાલતા જેવા છે સ્વરૂપથી નહી. જ્યારે સ્વયં નથી ચાલતા તો અંતઃકરણ જેટલો જેટલો પૂર્વ પ્રાપ્ત દેશ છોડતો જશે અને આગળ આગળ જ્યાં જ્યાં સરકતો જશે ત્યાં ત્યાંનો બ્રહ્મ ભ્રાન્ત અને અજ્ઞાની થઈ જશે, અને જેટલો જેટલો છુટતો જશે ત્યાં ત્યાંનો બ્રહ્મજ્ઞાની, પવિત્ર અને મુક્ત થતો જશે. એ પ્રકારે સર્વત્ર સૃષ્ટિના બ્રહ્મને અન્તઃકરણ બગાડ્યા કરશે, અને બન્ધ, મુક્તિ પણ ક્ષણ ક્ષણમાં થયા કરશે. તમારા કહ્યા પ્રમાણે જો એમ હોય તો કોઈ જીવને પૂર્વે જોયેલા સાંભળ્યાનું સ્મરણ ન થાય કેમકે જે બ્રહ્મે તે જોયું, તે ન રહ્યું. એટલામાટે બ્રહ્મ જીવ અને જીવ બ્રહ્મ એક કદી નથી થતા, પણ સદાપૃથક્ પૃથક્ છે.

પ્રશ્ન—એ સર્વ અધ્યારોપ માત્ર છે અર્થાત્ અન્ય વસ્તુમાં અન્ય વસ્તુનું સ્થાપન કરવું અધ્યારોપ કહેવાય છે. તેમજ બ્રહ્મ વસ્તુમાં સર્વ જગત અને એના વ્યવહારનો અધ્યારોપ કરવાથી જિજ્ઞાસુને બોધ કરાવીએ છીએ પરંતુ વાસ્તવમાં તો સર્વ બ્રહ્મજ છે.

પ્રશ્ન—અધ્યારોપનો કરવાવાળો કોણ છે?

ઉત્તર—જીવ.

પ્રશ્ન—જીવ કોને કહો છો?

ઉત્તર—અંતઃકરણાવચ્છિન્ન ચેતનને.

પ્રશ્ન—અંતઃકરણાવચ્છિન્ન ચેતન બીજો છે કે તેજ બ્રહ્મ?

ઉત્તર—તેજ બ્રહ્મ છે.

પ્રશ્ન—તો શું બ્રહ્મેજ પોતામાં જગતની જૂઠી કલ્પના કરી લીધી?

ઉત્તર—હા. બ્રહ્મની એમાં શી હાની.

પ્રશ્ન—જે મિથ્યા કલ્પના કરે છે તે શું જૂઠો નથી ઠરતો?

ઉત્તર—નહી, કેમકે જે મન વાણીથી કલ્પિત કે કથિત છે તે સર્વ જૂઠું છે.

પ્રશ્ન—તો પછી મન વાણીથી જુદી કલ્પના કરનાર અને મિથ્યા બોલનાર બ્રહ્મ કલ્પિત અને મિથ્યાવાદી થયો કે નહીં ?

ઉત્તર—હા. અમને ઇષ્ટાપત્તિ છે ! વાહરે જુઠા વેદાન્તિયો ! તમે સત્યસ્વરૂપ, સત્યકામ, સત્યસંકલ્પ, પરમાત્માને તો મિથ્યાચારી કરી દીધો. શું એ તમારી દુર્ગતિનું કારણ નથી ! કયા ઉપનિષદ્, સૂત્ર કે વેદમાં લખ્યું છે કે પરમેશ્વર મિથ્યા સંકલ્પવાળો અને મિથ્યાવાદી છે ? કેમકે જેમ કોઇ ચોરે કોટવાલને દંડ દીધો અર્થાત્ "ઉલટો ચોર કોટવાલને દંડે," એ કહેવત પ્રમાણે તમારી વાત થઇ. એ વાત તો ઉચિત છે કે કોટવાલ ચોરને દંડે, પરંતુ ચોર કોટવાલને દંડે એ વાત તો વિપરીત છે; તેજ પ્રમાણે તમે મિથ્યા સંકલ્પવાળા અને મિથ્યાવાદી થઇને તે પોતાનો દોષ બ્રહ્મમાં વ્યર્થ લગાડો છો. જો બ્રહ્મ મિથ્યાજ્ઞાની, મિથ્યાવાદી, મિથ્યાકારી હોય તો સઘળું અનંત બ્રહ્મ પણ એવુંજ થઇ જાય, કેમકે એ એક રસ છે. પણ એ સત્યસ્વરૂપ, સત્યમાની, સત્યવાદી અને સત્યકારી છે. આ સઘળા દોષ તમારા છે. બ્રહ્મનાં નથી. જેને તમે વિદ્યા કહો છો તે અવિદ્યા છે. અને તમારો અધ્યારોપ પણ મિથ્યા છે. કેમકે આપ બ્રહ્મ ન છતાં પોતાને બ્રહ્મ માનવો અને બ્રહ્મને જીવ માનવો, એ મિથ્યાજ્ઞાન નહી તો શું છે ? જે સર્વ વ્યાપક છે તે પરિચ્છિન્ન અજ્ઞાન અને બન્ધમાં કદી નથી પડતો કેમકે અજ્ઞાન, પરિચ્છિન્ન, એકદેશી, અલ્પ, અલ્પજ્ઞ જીવ હોય છે; સર્વજ્ઞ, સર્વવ્યાપી બ્રહ્મ નહી.

---

## હવે મુક્તિબન્ધનું વર્ણન કરિયે છિયે.

પ્રશ્ન—મુક્તિ કોને કહો છો ?

ઉત્તર— "मुञ्चन्ति पृथग्भवन्ति जना यस्यां सा मुक्तिः"

જેમાં છૂટી જવું હોય, તેનું નામ મુક્તિ છે.

પ્રશ્ન—શાનાથી છૂટી જવું ?

ઉત્તર—જેનાથી છૂટવાની ઇચ્છા સઘળા જીવો કરે છે.

પ્રશ્ન—શાથી છૂટવાની ઇચ્છા કરે છે ? ઉત્તર—જેથી છુટવાને ચાહે છે.

પ્રશ્ન—કોનાથી છુટવા ચાહે છે ? ઉત્તર—દુઃખથી.

પ્રશ્ન—છૂટીને કોને પ્રાપ્ત થાય છે અને કયાં રહે છે ?

ઉત્તર—સુખને પ્રાપ્ત થાય છે. અને બ્રહ્મમાં રહે છે.

પ્રશ્ન—મુક્તિ અને બન્ધ કયી કયી વાતોથી થાય છે ?

ઉત્તર-પરમેશ્વરની આજ્ઞા પાળવી, અધર્મ, અવિદ્યા, કુસંગ, કુસંસ્કાર અને નઠારાં વ્યસનોથી અલગ રહેવું, અને સત્ય ભાષણ, પરોપકાર, વિદ્યા, પક્ષપાતરહિત ન્યાય અને ધર્મની વૃદ્ધિ કરવી પૂર્વોક્ત પ્રકારે પરમેશ્વરની સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના અર્થાત્ યોગાભ્યાસ કરવો વિદ્યા ભણવી,

ભણાવવી અને ધર્મથી પુરૂષાર્થ કરીને જ્ઞાનની ઉન્નતિ કરવી. સર્વેથી ઉત્તમ સાધનો કરવાં, અને જે કાંઇ કરવું તે સઘળું પક્ષપાતરહિત ન્યાય ધર્માનુસારજ કરવું ઇત્યાદિ સાધનો વડે મુક્તિ; અને એનાથી વિપરીત ઇશ્વરાજ્ઞાભંગ કરવી આદિ કામથી બન્ધ થાય છે.

પ્રશ્ન—મુક્તિમાં જીવનો લય થાય છે કે વિદ્યમાન રહે છે. ઉત્તર—વિદ્યમાન રહે છે.

પ્રશ્ન—ક્યાં રહે છે ? ઉત્તર—બ્રહ્મમાં.

પ્રશ્ન—બ્રહ્મ ક્યાં છે? અને એ મુક્ત જીવ એક સ્થળે રહે છે કે સ્વેચ્છાચારી થઇને સર્વત્ર વિચરે છે ?

ઉત્તર—બ્રહ્મ સર્વત્ર પૂર્ણ છે, તેમાં મુક્ત જીવ અવ્યાહતગતિ હોય છે, એટલે તેને અટકાવ કે રોકાણ હોતાં નથી અને તે વિજ્ઞાન, અને આનન્દપૂર્વક સ્વતંત્ર વિચરે છે.

પ્રશ્ન—મુક્ત જીવોનું સ્થૂલ શરીર હોય છે કે નહીં ? ઉત્તર—નથી હોતું.

પ્રશ્ન—તો પછી તેઓ સુખ અને આનન્દ ભોગ કેમ કરી શકે ?

ઉત્તર—તેમનાં સત્ય સંકલ્પાદિ સ્વાભાવિક ગુણો અને સામર્થ્ય, સઘળું રહે છે, ભૌતિક સંગ નથી રહેતો જેમઃ—

**शृण्वन् श्रोत्रं भवति, स्पर्शयन् त्वग्भवति, पश्यन् चक्षुर्भवति, रसयन् रसना भवति, जिघ्रन् घ्राणं भवति, मन्वानो मनो भवति, बोधयन् बुद्धिर्भवति, चेतयंश्चित्तं भवत्यहं कुर्वाणोऽहंकारो भवति ॥ शतपथ० कां० १४ ॥**

મોક્ષમાં ભૌતિક શરીર કે ઇંદ્રિયોનું ગોલક જીવાત્માની સાથે નથી રહેતું કિંતુ પોતાના સ્વાભાવિક શુદ્ધ ગુણ રહે છે. જ્યારે સાંભળવા ઇચ્છે છે ત્યારે શ્રોત્ર, સ્પર્શ કરવા ચાહે ત્યારે ત્વચા, જોવાના સંકલ્પથી ચક્ષુ, સ્વાદાર્થે રસના, ગન્ધાર્થે ઘ્રાણ, સંકલ્પ વિકલ્પ કરતી સમયે મન, નિશ્ચય કરવામાટે બુદ્ધિ, સ્મરણાર્થે ચિત્ત અને અહંકારાર્થે અહંકારરૂપ પોતાની સ્વશક્તિથી જીવાત્મા મુક્તિમાં થઈ જાય છે. સંકલ્પ માત્ર શરીર રહે છે. જેમ શરીરને આધારે રહી, ઇંદ્રિયોના ગોલક દ્વારા જીવ સ્વકાર્ય્ય કરે છે, તેમ પોતાની સ્વશક્તિથી મુક્તિમાં સર્વાનન્દ ભોગવે છે.

પ્રશ્ન—એની શક્તિ કેવા પ્રકારની અને કેટલી છે ?

ઉત્તર—મુખ્ય એક પ્રકારની શક્તિ છે, પરંતુ બલ, પરાક્રમ, આકર્ષણ, પ્રેરણા, ગતિ, ભીષણ, વિવેચન, ક્રિયા, ઉત્સાહ, સ્મરણ, નિશ્ચય, ઇચ્છા, પ્રેમ, દ્વેષ, સંયોગ, વિભાગ, સંયોજક, વિભાજક, શ્રવણ, સ્પર્શન, દર્શન, સ્વાદન, અને ગંધ ગ્રહણ તથા જ્ઞાન એ ૨૪ ચોવીસ પ્રકારના સામર્થ્યયુક્ત જીવ છે. એથી મુક્તિમાં પણ આનંદની પ્રાપ્તિનો ભોગ કરે છે. જો મુક્તિમાં જીવનો લય હોય, તો મુક્તિનું સુખ કોણ ભોગવે ? અને જો જીવના નાશનેજ મુક્તિ સમજે છે, તે તો મહામૂઢ છે, કેમકે જીવની મુક્તિ એ છે કે દુઃખોથી છૂટીને આનન્દસ્વરૂપ સર્વવ્યાપક અનન્ત પરમેશ્વરમાં જીવનું આનંદમાં રહેવું. જુઓ, વેદાંત શારીરિક સૂત્રોમાંઃ—

अभावं बादरिराह ह्येवम् ॥ वेदान्तद० ४ । ४ । १० ॥

જે બાદરિ વ્યાસજીના પિતા છે, તે મુક્તિમાં જીવનો અને તેની સાથે મનનો ભાવ માને છે. અર્થાત્ જીવ અને મનનો લય પરાશરજી પણ નથી માનતા. તેમજઃ—

भावं जैमिनिर्विकल्पा मननात् ॥ वेदान्तद० ४ । ४ । ११ ॥

અને જૈમિનિ આચાર્ય્ય મુક્તપુરૂષના મનની સમાન સૂક્ષ્મ શરીર, ઇંદ્રિયો, અને પ્રાણાદિને પણ વિદ્યમાન માને છે. અભાવ નહીં.

द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ वेदान्तद० ४ । ४ । १२ ॥

વ્યાસમુનિ મુક્તિમાં ભાવ અને અભાવ એ બેઉને માને છે અર્થાત્ શુદ્ધ સામર્થ્ય યુક્ત જીવ મુક્તિમાં બન્યો રહે છે. અપવિત્રતા, પાપાચરણ, દુઃખ, અજ્ઞાનાદિનો અભાવ માને છે.

यदा पंचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ कठोपनिषद्०व० ६ मं-१० ॥

જ્યારે શુદ્ધ મનયુક્ત પાંચ જ્ઞાનેન્દ્રિય જીવ સાથે રહે છે, અને બુદ્ધિનો નિશ્ચય સ્થિર થાય છે, તેને પરમ ગતિ અર્થાત્ મોક્ષ કહે છે.

य आत्मा अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान् यस्तमात्मानमनुविद्य जानातीति ॥ छान्दो० प्र० ८ अ० ७ मं० १ ॥

स वा एष एतेन दैवेन चक्षुषामनसैतान् कामान् पश्यन् रमते य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते तस्मात्तेषाँ सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वाँश्च लोकानाप्नोति सर्वाँश्च कामान्यस्तमात्मानमनु विद्यजानातीति ॥ छान्दो० प्र० ८० खं०१२मं०५—६ ॥

न मघवन्मर्त्यं वा इदँ शरीर मात्तं मृत्युना तदस्याऽमृतस्या शरीरस्यात्मनोधिष्ठानमात्तो वै स शरीरः प्रियाप्रियाभ्यां न वै सं शरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वा वसन्तं न प्रियाप्रिये स्पृशतः ।
छान्दो० ॥ प्र० ८ खं० १२ मं० १ ॥

જે પરમાત્મા ( અપહત પાપ્મા ) અર્થાત્ સર્વે પાપ, જરા, મૃત્યુ, શોક, ક્ષુધા, તૃષાથી રહિત

(પિપાસા એટલે) સત્યકામ, સત્યસંકલ્પ છે તેની ખોળ અને તેને જાણવાની ઇચ્છા કરવી જોઇએ. જે પરમાત્માના સમ્બન્ધથી મુક્ત જીવ સર્વ લોકો અને સર્વ કામોને પ્રાપ્ત થાય છે. જે પરમાત્માને જાણીને મોક્ષના સાધનને અને પોતાને શુદ્ધ કરવાનું જાણે છે, તે આ મુક્તિને પ્રાપ્ત થયલો જીવ શુદ્ધ દિવ્ય નેત્ર અને શુદ્ધ મનથી કામોને જોતો, અને પ્રાપ્ત હોતો થકો રમણ કરે છે, જે એ બ્રહ્મલોક અર્થાત્ દર્શનીય પરમાત્મામાં સ્થિત થઇને મોક્ષ સુખને ભોગવે છે, અને એજ પરમાત્માની અર્થાત્ જે સર્વાન્તર્યામી આત્મા છે. તેની, ઉપાસના મુક્તિને પ્રાપ્ત કરવાવાળા વિદ્વાન લોક કરે છે. એનાથી તેમને સર્વ લોક અને સર્વ કામ પ્રાપ્ત થાય છે, અર્થાત્ જે જે સંકલ્પ કરે છે, તે તે લોક અને તે તે કામ પ્રાપ્ત થાય છે, અને તે મુક્ત જીવ સ્થૂલ શરીર છોડીને સંકલ્પમય શરીરની આકાશમાં પરમેશ્વરની અંદર વિચરે છે. કેમકે જે શરીરવાન્ હોય છે, તે સંસારિક દુઃખથી રહિત નથી થઇ શકતો. જેમ ઇંદ્રને પ્રજાપતિએ કહ્યું છે કે હે પરમ પૂજિત ધનયુક્ત પુરૂષ! આ સ્થૂલ શરીર મરણ ધર્મવાળું ધર્મી છે અને જેમ સિંહના મુખમાં બકરી હોય, તેમ આ શરીર મૃત્યુના મુખમાં છે. એ–શરીર આ મરણ અને શરીર રહિત જીવાત્માનું નિવાસસ્થાન છે, તેથી આ જીવ સુખ અને દુઃખથી સદા ગ્રસ્ત રહે છે; કેમકે શરીરસહિત જીવને સાંસારિક પ્રસન્નતાની નિવૃત્તિ થાય છેજ અને જે શરીર રહિત મુક્ત જીવાત્મા બ્રહ્મમાં રહે છે, તેને સાંસારિક સુખદુઃખનો સ્પર્શ પણ નથી થતો. કિન્તુ સદા આનન્દમાં રહે છે.

પ્રશ્ન—જીવ મુક્તિને પ્રાપ્ત થઇને પુનઃ જન્મમરણરૂપ દુઃખમાં કદી આવે છે કે નહીં? કેમકેઃ–

**न च पुनरावर्त्तते न च पुनरावर्त्तत इति ॥ छान्दो० प्र० ८ खं० १५ ॥**

**अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ वेदान्त द० अ० ४ पा० ४ सू० २२ ॥**

**यद्गत्वा न निवर्त्तते तद्धाम परमं मम ॥ भगवद्गी० ॥**

ઇત્યાદિ વચનોથી વિદિત થાય છે કે મુક્તિ તેજ છે કે જેનાથી નિવૃત્ત થઇને પુનઃ સંસારમાં કદી નથી આવતો.

ઉત્તર—એ વાત ઠીક નથી કેમકે વેદમાં એ વાતનો નિષેધ કર્યો છેઃ—

**कस्यं नूनं कंतमस्यामृतांनां मनांमहे चारु देवस्य नामं ।**
**को नों मह्या अदितये पुनंर्दात् पितरं च दृशेयं मातरं च ॥१॥**
**अग्नेवयं प्रंथमस्यामृतांनां मनांमहे चारु देवस्य नामं ।**
**स नों मह्या अदितये पुनंर्दात् पितरं च दृशेयं मातरं च ॥ २ ॥**

**ऋ० मं० १ । सू० २४ । मं० १ । २ ॥**

इदानीमिव सर्वत्र नात्यन्तोच्छेदः ॥ ३ ॥ सांख्य ॥ अ० १ सू० १५९ ॥

૧ પ્રશ્ન—હમે લોક કોનું નામ પવિત્ર જાણિયે? કોણ નાશરહિત પદાર્થોની મધ્યમાં વર્ત્તમાન દેવ સદા પ્રકાશસ્વરૂપ છે, અમને મુકિતનું સુખ ભોગવાવીને પુનઃ આ સંસારમાં કોણ જન્મ દે છે અને માતા પિતાના દર્શન કરાવે છે?

૨. ઉત્તર—અમે આ પ્રકાશસ્વરૂપ અનાદિ સદા મુકત પરમાત્માનું નામ પવિત્ર જાણિયે. જે અમને મુકિતમાં આનન્દ ભોગવાવીને પૃથિવીમાં પુનઃ માતાપિતાના સમ્બંધમાં જન્મ દઇને માતા પિતાનું દર્શન કરાવે છે તેજ પરમાત્મા મુક્તિની વ્યવસ્થા કરતો થકો સર્વનો સ્વામી છે.

જેમ આ સમય બંધ મુકત જીવ છે, તેમજ સર્વદા રહે છે. અત્યન્ત વિચ્છેદ બન્ધ મુકિતનો કદી નથી થતો. કિન્તુ બન્ધ અને મુકિત સદા નથી રહેતી.

પ્રશ્ન— तदत्यन्तविमोक्षोपवर्गः । दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः । न्याय द० अ० १ सू० २२ । २ ॥

જે દુઃખનો અત્યન્ત વિચ્છેદ થાય છે તેજ મુકિત કહેવાય છે કેમકે જ્યારે મિથ્યા જ્ઞાન, અવિદ્યા, લોભાદિ દોષ, વિષય, અને દુષ્ટવ્યસનોમાં પ્રવૃત્તિ થવાથી જન્મ અને દુઃખ ઉત્તરોત્તર છૂટવાથી પૂર્વ પૂર્વનું નિવૃત્ત થવાથી મોક્ષ થાય છે, જે કે સદા બન્યો રહે છે.

ઉત્તર—એ આવશ્યક નથી કે અત્યન્ત શબ્દ અત્યન્તાભાવનુંજ નામ હોય જેમ

"अत्यन्तं दुःखमत्यन्तं सुखं चास्य वर्त्तते" ॥

બહુ દુઃખ અથવા બહુ સુખ આ મનુષ્યને છે એથી એ વિદિત થાય છે કે એને બહુ સુખ અથવા દુઃખ છે, તે પ્રકારે અહીં પણ અત્યન્ત શબ્દનો અર્થ જાણવો જોઇએ.

પ્રશ્ન—જો મુકિતથી જીવ પાછો આવે છે તો તે કેટલા સમય સુધી મુકિતમાં રહે છે?

ઉત્તર—ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ।

मुण्डक० उ० ३ खं० २ मं० ६ ॥

તે મુકત જીવ મુકિતને પ્રાપ્ત થઇને બ્રહ્મમાં આનન્દને મહાકલ્પ સુધી ભોગવીને પુનઃ મહાકલ્પની પશ્ચાત્ મુકિત સુખને છોડીને સંસારમાં આવે છે.

એની સંખ્યા એ છે કે ત્રેતાલીસ લાખ, વીસ સહસ્ર વર્ષોની એક ચતુર્યુગી, બે સહસ્ર ચતુર્યુગીની એક અહોરાત્ર, એવી ત્રીસ અહોરાત્રનો એક માસ, એવા બાર માસનું એક વર્ષ, એવા શત વર્ષોનો પરાન્તકાલ થાય છે. એને ગણિતની રીતિયે યથાવત્ સમજી લેવું. એટલો સમય મુકિતમાં સુખ ભોગવવાનો છે.

પ્રશ્ન—સઘળા સંસાર અને ગ્રન્થકારોનો એજ મત છે કે જેથી પુનઃ જન્મ મરણમાં કદી ન આવે.

ઉત્તર—એ વાત કદી પણ બની શકતી નથી. કેમકે પ્રથમ તો જીવનું સામર્થ્ય, શરીરાદિ

પદાર્થ અને સાધન પરિમિત છે પછી તેનું ફલ અનન્ત કેવીરીતે થઈ શકશે? અનન્ત આનન્દ ભોગવવાનું અસીમ સામર્થ્ય, કર્મ અને સાધન જીવોમાં નથી, એટલામાટે અનન્ત સુખ ભોગવી શકતો નથી. જેના સાધન અનિત્ય છે તેના ફલ નિત્ય કદી થઇ શકતા નથી અને વળી જો મુક્તિમાં-થી કોઈ પણ જીવ ફરીને આ સંસારમાં ન આવે, તો સંસારનો ઉચ્છેદ અર્થાત્ જીવ નિસ્શેષ થઈ જવા જોઇએ.

પ્રશ્ન—જેટલા જીવ મુક્ત થાય છે તેટલા ઇશ્વર નવા ઉત્પન્ન કરી સંસારમાં મુકી દેછે તેથી નિસ્શેષ નથી થતા.

ઉત્તર—જો એમ હોય તો જીવ અનિત્ય થઈ જાય, કેમકે જેની ઉત્પત્તિ થાય તેનો નાશ અવશ્ય થાય છે. તો પછી તમારા મતાનુસાર મુક્તિ પામીને પણ વિનષ્ટ થઇ જાય, એટલે મુક્તિ અનિત્ય થઈ ગઈ. અને વળી મુક્તિના સ્થાનમાં ઘણી ભીડાભીડ થઈ જશે. કેમકે ત્યાં આગમ અધીક અને વ્યય કાંઇ પણ નહી હોવાથી વૃદ્ધિનો પારાવાર ન રહેશે. તથા દુઃખના અનુભવ વિના સુખ કાંઈ પણ થઇ શકતું નથી. જેમ કડવું ન હોય તો મધુર શું? જો મધુર ન હોય તો કટુ શું કહેવાય? કેમકે એક સ્વાદના એક રસની વિરૂદ્ધ હોવાથી બેઉની પરીક્ષા થાય છે. જેમ કોઇ મનુષ્ય મીઠા તથા મધુરજ પદાર્થ ખાતો પીતો જાય, તેને તેવું સુખ નથી થતું, જેવું કે સર્વપ્રકારના રસોના ભોગવનારને થાય છે. વળી જો ઇશ્વર અન્તવાન્ કર્મોનું અનન્ત ફલ આપે તો તેનો ન્યાય નષ્ટ થઇ જાય જે જેટલો ભાર ઉપાડી શકે તેટલો તેના ઉપર ધરવો એ બુદ્ધિમાનોનું કામ છે. જેમ એક મણભર ઉપાડનારના માથાપર દશ મણ ભાર મુકવાથી તે ભાર મૂકનારની નિન્દા થાય છે, તેમ અલ્પજ્ઞ, અલ્પસામર્થ્યવાળા જીવ પર અનન્ત સુખનો ભાર મુકવો ઇશ્વરને માટે ઠીક નથી તથા જો પરમેશ્વર નવા જીવો ઉત્પન્ન કરે છે, તો જે કારણોથી ઉત્પન્ન થાય છે. તે કારણજ ખપી જશે. કારણ કે જોઇએ તેવડો મોટો ધન કોશ હોય પરંતુ જેમાં વ્યય છે અ આવક નથી તેનું કદીને કદી પણ દેવાળું નીકળીજ જાય છે. એટલા માટે એ વ્યવસ્થા ઠીક છે કે મુક્તિમાં જવું અને ત્યાંથી પુનઃ પાછા આવવું સારૂં છે. શું થોડા કેદખાનાની સજા કરતાં જન્મ કેદખાનાના દંડવાળા પ્રાણીને અથવા ફાંસીને કોઇ સારી માને છે? જ્યારે ત્યાંથી આવવાનુંજ ન હોય તો જન્મ કેદથી આવી મુક્તિમાં એટલોજ અન્તર છે કે ત્યાં ફકત મજૂરી કરવી પડતી નથી; અને બ્રહ્મમાં લય થવું એતો સમુદ્રમાં ડૂબી મરવા જેવુંજ છે.

પ્રશ્ન—જેમ પરમેશ્વર નિત્યમુક્ત પૂર્ણ સુખી છે, તેમજ જીવ પણ નિત્યમુક્ત અને સુખી રહેશે તો કાંઈ પણ દોષ નહી આવશે?

ઉત્તર—પરમેશ્વર અનંત સ્વરૂપ, સામર્થ્ય, ગુણ, કર્મસ્વભાવવાળો છે, તેથી તે કદી અવિદ્યા અને દુઃખ બંધનમાં નથી પડી શકતો જીવ મુક્ત થઇને પણ શુદ્ધસ્વરૂપ, અલ્પજ્ઞ, અને પરિમિત ગુણ, કર્મ સ્વભાવવાળો રહે છે. પરમેશ્વરની સદૃશ કદી નથી થતો.

પ્રશ્ન—જ્યારે એવી મુક્તિ પણ જન્મ મરણુ સદૃશ છે. ત્યારે એને માટે શ્રમ કરવો વ્યર્થ છે?

ઉત્તર—મુક્તિ જન્મમરણુને સદૃશ નથી, કેમકે જ્યાંસુધી ૩૬૦૦૦ (છત્રીશ હજાર) વાર ઉત્પત્તિ અને પ્રલયને જેટલો સમય થાય છે, તેટલા સમય પર્યન્ત જીવોને મુક્તિના આનન્દમાં રહેવું, અને તેને દુઃખ ન થવું એ શું નાની વાત છે? જ્યારે આજે ખાઓ પીઓ છો, ને કાલે ભૂખ લાગનારી છે, ત્યારે ફરી એનો ઉપાય કેમ કરો છો? જ્યારે ક્ષુધા, તૃષા, ક્ષુદ્ર ધન, રાજ્ય, પ્રતિષ્ઠા, સ્ત્રી, સન્તાન આદિને માટે ઉપાય કરવો આવશ્યક છે, ત્યારે મુક્તિને માટે કેમ ન કરવો? જેમ મરવું અવશ્ય છે, તો પણ જીવવાનો ઉપાય કરવામાં આવે છે, તેમજ મુક્તિથી ફરી જન્મમાં આવવું છે તથાપિ તેનો ઉપાય કરવો અત્યાવશ્યક છે.

પ્રશ્ન—મુક્તિના શા સાધન છે?

ઉત્તર—થોડાંક સાધન તો પ્રથમ લખ્યાં છે, પરંતુ વિશેષ ઉપાય એ છે કે જે મુક્તિ ઇચ્છે, તે જીવન મુક્ત થઇ અર્થાત્ મિથ્યા ભાષણાદિ પાપકર્મોનું ફલ દુઃખ છે, તેને છોડી સુખરૂપ ફલને આપવાવાળાં સત્યભાષણાદિ ધર્માચરણ અવશ્ય કરે. જે કોઇ દુઃખને છોડવા અને સુખને પ્રાપ્ત થવા ઇચ્છે, તે અધર્મને છોડી ધર્મ અવશ્ય કરે. કારણ કે દુઃખનું પાપાચરણ અને સુખનું ધર્માચરણ મૂલ કારણ છે. સત્પુરૂષોના સંગથી વિવેક અર્થાત્ સત્યાસત્ય,ધર્માધર્મ, કર્ત્તવ્યાકર્ત્તવ્યને નિશ્ચય અવશ્ય કરે, પૃથક્ પૃથક્ જાણે, અને શરીર અર્થાત્ જીવ પંચ કોશોનું વિવેચન કરે. એક "અન્નમય" જે ત્વચાથી લઇને અસ્તિપર્યંતનો સમુદાય પૃથ્વીમય છે. બીજો "પ્રાણમય" જેમાં "પ્રાણ" બહારથી ભીતર આવે છે "અપાન" જે ભીતરથી બહાર જાય છે "સમાન" જે નાભિસ્થ રહીને સર્વત્ર શરીરમાં રસ પહોંચાડે છે "ઉદાન" જેથી કંઠસ્થ અન્ન, પાન ખેંચવામાં આવે છે અને બલ પરાક્રમ થાય છે, "વ્યાન" જેથી સર્વ શરીરમાં ચેષ્ટાદિ કર્મ જીવ કરે છે; ત્રીજો "મનોમય" જેમાં મનની સાથે અહંકાર અને વાક્, પાદ, પાણિ, વાયુ, અને ઉપસ્થ પાંચ કર્મેન્દ્રિયો છે; ચોથો "વિજ્ઞાનમય" જેમાં બુદ્ધિ, ચિત્ત અને શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિવ્હા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, જે વડે જીવ જ્ઞાનાદિ વ્યવહાર કરે છે. પાંચમો "આનન્દમય" કોષ જેમાં પ્રીતિ, પ્રસન્નતા, ન્યૂનાનંદ, અધિકાનંદ, અને આધાર કારણરૂપ પ્રકૃતિ છે. એ પાંચ કોષ કહેવાય છે. એનાથી જીવ સર્વ પ્રકારના કર્મ, ઉપાસના, અને જ્ઞાનાદિ વ્યવહારો કરે છે.

ત્રણ અવસ્થા; એક "જાગૃત," બીજી "સ્વપ્ન" અને ત્રીજી "સુષુપ્તિ" અવસ્થા કહેવાય છે. ત્રણ શરીર છે; એક "સ્થૂલ" જે આ દેખાય છે. બીજું, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ સૂક્ષ્મભૂત અને મન તથા બુદ્ધિ એ સત્તર તત્વોનો સમુદાય "સૂક્ષ્મ શરીર" કહેવાય છે. એ સૂક્ષ્મ શરીર જન્મમરણાદિમાં પણ જીવની સાથે રહે છે. એના બે ભેદ છે. એક ભૌતિક અર્થાત્ જે સૂક્ષ્મભૂતોના અંશોથી બનેલો છે; બીજો સ્વાભાવિક, જે જીવના સ્વાભાવિક ગુણરૂપ છે. આ બીજું અને ભૌતિક શરીર મુક્તિમાં પણ રહે છે એથી જીવ મુક્તિમાં પણ સુખને ભોગવે છે.

ત્રીજું "કારણ," જેમાં સુષુપ્તિ અર્થાત્ ગાઢનિદ્રા થાય છે, એ પ્રકૃતિરૂપ હોવાથી સર્વત્ર વિભુ અને સર્વ જીવોને માટે તે એક છે. ચોથું "તુરીય શરીર" તે કહેવાય છે કે જેમાં સમાધિથી પરમાત્માના આનંદસ્વરૂપમાં જીવ મગ્ન રહે છે. એજ સમાધિસંસ્કારજન્ય શુદ્ધ શરીરના પરાક્રમ મુક્તિમાં પણ યથાવત્સહાયક રહે છે. આ સર્વ કોષ અવસ્થાઓથી જીવ પૃથક્ છે. કેમકે સર્વને વિદિત છે કે જીવ અવસ્થાઓથી પૃથક્ છે; કેમકે જ્યારે મૃત્યુ થાય છે ત્યારે સૌ કોઈ કહે છે કે જીવ નિકળી ગયો. આજ જીવ સર્વનો પ્રેરક અને સર્વનો ધર્ત્તા, સાક્ષી, કર્ત્તા, ભોક્તા કહેવાય છે. જો કોઈ એમ કહે કે જીવ કર્ત્તા ભોક્તા નથી, તો તેને જાણો કે તે અજ્ઞાની, અને અવિવેકી છે, કેમકે જીવ વિનાના આ સર્વ જડ પદાર્થો છે, તેને સુખ દુઃખનો ભોગ અથવા પાપ પુણ્ય કર્તૃત્વ કદી હોઇ શકતું નથી. હા, એના સમ્બન્ધથી જીવ પાપ પુણ્યનો કર્ત્તા અને સુખદુઃખોના ભોક્તા છે.

જ્યારે ઇન્દ્રિયોના અર્થોમાં મન ઇન્દ્રિયોની અને આત્મા મનની સાથે સંયુક્ત થઈ પ્રાણોને પ્રેરણા કરીને સારાં કે નઠારાં કર્મોમાં લગાડે છે, તેજ વખતે તે બહિર્મુખ થઇ જાય છે. તેજ સમયે સારા કર્મોમાં ભીતરથી આનંદ, ઉત્સાહ, નિર્ભયતા, અને નઠારા કર્મોમાં ભય, શંકા, લજ્જા, ઉત્પન્ન થાય છે. એ અન્તર્યામી પરમાત્માની શિક્ષા છે. જે કોઇ એ શિક્ષાને અનુકૂલ વર્ત્તે છે, તે મુક્તિ જન્ય સુખોને પ્રાપ્ત થાય છે, અને જે વિપરીત વર્ત્તે છે, તે બન્ધજન્ય દુઃખ ભોગવે છે.

બીજું સાધન વૈરાગ્ય અર્થાત્ જે વિવેકથી સત્યાસત્યને જાણ્યું હોય, તેમાંથી સત્યાચરણનું ગ્રહણ અને અસત્યાચરણનો ત્યાગ કરવો એ વિવેક છે. જે પૃથિવીથી લઇને પરમેશ્વર પર્યંત પદાર્થોના ગુણ, કર્મ, સ્વભાવને જાણીને તેની આજ્ઞા પાલણ અને ઉપાસનામાં તત્પર રહેવું અને એનાથી વિરૂદ્ધ ન ચાલવું, તથા સૃષ્ટિથી ઉપકાર લેવો, એ વિવેક કહેવાય છે.

એ પછી ત્રીજું સાધન ષટ્ સમ્પત્તિ અર્થાત્ છઃ પ્રકારના કર્મ કરવાં એક "શમ" જેનાથી પોતાના આત્માને અને અંતઃકરણને અધર્માચરણથી હઠાવીને ધર્માચરણમાં સદા પ્રવૃત્ત રાખવાં. બીજું "દમ" જેથી શ્રોત્રાદિ ઇન્દ્રિયો અને શરીરને વ્યભિચારાદિ બુરાં કર્મોથી હઠાવીને જિતેન્દ્રિયત્વાદિ શુભ કર્મોમાં પ્રવૃત્ત રાખવાં; ત્રીજું "ઉપરતિ" જેથી દુષ્ટ કર્મ કરનાર પુરૂષોથી સદા દૂર રહેવું. ચોથું "તિતિક્ષા" નિન્દા, સ્તુતિ,હાનિ, લાભ ગમે તેટલો હોય તો પણ હર્ષ શોક છોડી, મુક્તિના સાધનોમાં સદા લાગ્યા રહેવું. પાંચમું, "શ્રદ્ધા" વેદાદિ સત્યશાસ્ત્રથી અને એના બોધથી પૂર્ણ આપ્ત વિદ્વાન્ સત્યોપદેષ્ટા મહાશયોના વચનોપર વિશ્વાસ કરવો. છઠ્ઠું "સમાધાન" ચિત્તનીએકાગ્રતા એ છ મળી એક "સાધન" ત્રીજું કહેવાય છે.

ચોથું, "મુમુક્ષુત્વ" અર્થાત્ જેમ ક્ષુધા, તૃષાતુરને અન્ન, જલ સિવાય બીજું કાંઈ પણ સારૂં નથી લાગતું તેમ મુમુક્ષુને મુક્તિના સાધન અને મુક્તિ વિના બીજામાં પ્રિતિ ન હોવી જોઇએ.

આ ચાર સાધન અને ચાર અનુબંધ અર્થાત્ સાધનોની પશ્ચાત્ આ કર્મ કરવાના હોય છે. એમાંથી આ ચાર સાધનોથી યુક્ત જે પુરૂષ હોય છે, તેજ, મોક્ષનો અધિકારી થાય છે.

બીજો "સમ્બંધ" બ્રહ્મની પ્રાપ્તિરૂપ મુક્તિ પ્રતિપાદ્ય અને વેદાદિ શાસ્ત્ર પ્રતિપાદકને યથાવત્

સમજીને અન્વિત કરવાં. ત્રીજો "વિષયી" સર્વશાસ્ત્રોના પ્રતિપાદન વિષય બ્રહ્મ, તેની પ્રાપ્તિરૂપ વિષય-વાળા પુરૂષનું નામ "વિષયી" છે. ચોથો "પ્રયોજન" સર્વ દુઃખોની નિવૃત્તિ અને પરમાનન્દને પ્રાપ્ત થઇને મુકિત સુખનું થવું. એ ચાર અનુબન્ધ કહેવાય છે.

તદનંતર "શ્રવણ ચતુષ્ટય;" એક "શ્રવણ," જ્યારે કોઇ વિદ્વાન્ ઉપદેશ કરે છે ત્યારે શાન્ત ધ્યાન દઇને સાંભળવું, વિશેષ બ્રહ્મ વિદ્યા સાંભળવામાં અત્યંત ધ્યાન આપવું જોઇએ કેમકે એ સર્વવિદ્યાઓમાં સૂક્ષ્મ વિદ્યા છે. સાંભળીને બીજું "મનન" એકાન્ત દેશમાં બેસીને સાંભળેલાનો વિચાર કરવો જે વાતમાં શંકા હોય ત્યાં પુનઃ પૂછવું. અને સાંભળતી વખતે પણ વકતા અને શ્રોતા ઉચિત સમજે તો પૂછવું. અને સમાધાન કરવું. ત્રીજું "નિદિધ્યાસન" જ્યારે સાંભળવા અને મનન કરવાથી નિસ્સન્દેહ થઈ જાય, ત્યારે સમાધિસ્થ થઇને તે વાતને જોવી, અને સમજવી, કે તે જેવું સાંભળયું હતું, અને વિચાર્યું હતું, તેવુંજ છે કે નહીં ? ધ્યાન યોગથી જોવું. ચોથું "સાક્ષાત્કાર" અર્થાત્ જેવા પદાર્થના સ્વરૂપ, ગુણ અને સ્વભાવ હોય, તેવાજ યથાતથ્ય જાણી લેવાં એ "શ્રવણચતુષ્ટય" કહેવાય છે.

સદા તમોગુણ અર્થાત્ ક્રોધ, મલીનતા, આલસ્ય, પ્રમાદ આદિ; રજોગુણ અર્થાત્ ઇર્ષ્યા, દ્વેષ, કામ, અભિમાન, વિક્ષેપ આદિ એ દોષોથી અલગ થઇને સત્ય એટલે શાન્ત પ્રકૃતિ, પવિત્રતા, વિદ્યા, વિચાર આદિ ગુણોને ધારણ કરે.

(**मैत्री**) સુખી જનોમાં મિત્રતા, (**करुणा**) દુઃખી જનોપર દયા, (**मुदित**) પુણ્યાત્માઓથી હર્ષિત થવું, (**उपेक्षा**) દુષ્ટાત્માઓમાં ન પ્રીતિ અને ન વેર કરવાં.

નિત્યપ્રતિ ન્યુનમાં ન્યુન બે ઘંટા–કલાક પર્યંત મુમુક્ષુ ધ્યાન અવસ્ય કરે. જેથી ભીતરના મન આદિ પદાર્થ સાક્ષાત્ થાય.

જુઓ ! પોતે ચેતન સ્વરૂપ છે, તેથી જ્ઞાનરૂપ અને મનનો સાક્ષી છે, કેમકે જ્યારે મન શાંત, ચંચલ, આનંદિત, કે વિષાદયુક્ત થાય છે ત્યારે તેને યથાવત દેખે છે; તેમજ ઇન્દ્રિયો પ્રાણ આદિના જ્ઞાતા, પૂર્વ દૃષ્ટનું સ્મરણ કરતા અને એક કાલમાં અનેક પદાર્થોના વેત્તા, ધારણાકર્ષણ કર્ત્તા, અને વળી સર્વથી પૃથક્ છે. જો પૃથક્ ન હોત તો સ્વતંત્ર કર્ત્તા એનો પ્રેરક અધિષ્ઠાતા કદી થઇ શકત નહી.

**अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्चक्लेशाः । योग० पाद २ । सू० ३ ॥**

એમાંથી અવિદ્યાનું સ્વરૂપ કહી ગયા છીએ. પૃથક્ વર્ત્તમાન બુદ્ધિને આત્માથી ભિન્ન ન સમ-જવી એ અસ્મિતા, સુખમાં પ્રીતિ એ રાગ, દુઃખમાં અપ્રીતિ એ દ્વેષ, અને સર્વ પ્રાણીમાત્રને એ ઇચ્છા સદા રહે છે કે હું સદા શરીરસ્થ રહું, મરૂં નહી, અર્થાત મૃત્યુ દુઃખથી ત્રાસ, એને અભિનિવેશ કહે છે. આ પાંચ કલેશોને યોગાભ્યાસ વિજ્ઞાનથી છોડાવી બ્રહ્મને પ્રાપ્ત થઇને મુકિતના પરમાનન્દને ભોગવવો જોઇએ.

પ્રશ્ન—જેવી મુકિત આપ માનો છો, તેવી બીજા કોઇ નથી માનતા ! જુઓ જૈની લોકો

મોક્ષ શિલા, શિવપૂરમાં જઇને ચુપચાપ બેસી રહેવું એને, ઇસાઈ ચોથા આસમાન જેમાં વિવાહ, લડાઈ, બાજાં ગાજાં અને વસ્ત્રાદિ ધારણથી આનન્દ ભોગવવો એને; તેમજ મુસલમાન સાતમું આસમાન, વામમાર્ગી શ્રીપુર, શૈવ કૈલાશ, વૈષ્ણવ વૈકુંઠ, અને ગોકુલિયા ગોસાંઈ ગોલોક આદિમાં જઇને ઉત્તમ સ્ત્રી, અન્ન, પાન, સ્થાન, વસ્ત્રાદિને પ્રાપ્ત થઇને આનન્દમાં રહેવાને મુક્તિ માને છે. પૌરાણિક લોક ( **सालोक्य** ) ઇશ્વિરના લોકમાં નિવાસ, ( **सानुज्य** ) નાના ભાઇ સમાન ઇશ્વર સાથે રહેવું, ( **सारूप्य** ) જેવી ઉપાસનીય દેવની આકૃતિ હોય તેવા બની જવું, ( **सामीप्य** ) સેવક સમાન ઇશ્વિરની સમીપ રહેવું, ( **सायुज्य** ) ઇશ્વર સાથે સંયુક્ત થઇ જવું; એ પાંચ પ્રકારની મુક્તિ માને છે. તથા વેદાન્તિયો બ્રહ્મમાં લય થવું મોક્ષ સમજે છે.

ઉત્તર—બારમામાં જૈનીઓની ( ૧૩ ) તેરમામાં ઇસાઇઓની અને ( ૧૪ ) ચૌદમાં સમુલ્લાસમાં મુસલમાનોની મુક્તિ આદિ વિષય લઈ વિશેષ કરીને લખીશું. અહિં વામમાર્ગી જે શ્રીપુરમાં જઇને લક્ષ્મી સદૃશ સ્ત્રિયોસાથે મદ્યમાંસાદિ ખાવાં પીવાં, રંગ રાગ ભોગ કરવાં માને છે, તે અહીં કરતાં કાંઈ વિશેષ નથી. તેમજ મહાદેવ અને વિષ્ણુ સદૃશ આકૃતિવાળાં બની, પાર્વતી અને લક્ષ્મી સદૃશ સ્ત્રીયુક્ત થઇને આનંદ ભોગવવો, એ અહીંના ધનાઢ્ય, રાજાઓથી અધિક નથી, અધિક માત્ર એટલુંજ લખે છે કે ત્યાં રોગ ન થશે અને યુવાવસ્થા સદા રહેશે, પણ એ એમની વાત મિથ્યા છે, કેમકે જ્યાં ભોગ ત્યાં રોગ અને જ્યાં રોગ, ત્યાં વૃદ્ધાવસ્થા અવશ્ય થાય છે. અને પૈરાણિકોને તો પૂછવું જોઇએ કે જેવી તમારી ચાર પ્રકારની મુક્તિ છે તેવી તો કૃમિ, કીટ, પતંગ, પશ્વાદિને પણ સ્વતઃ સિદ્ધ પ્રાપ્ત છે કેમકે એ જેટલા લોક છે તે સર્વ ઇશ્વરના છે, એમાંજ સઘળા જીવો રહે છે, તેથી "સાલોક્ય" મુક્તિ અનાયાસ પ્રાપ્ત છે. ઇશ્વિર સર્વત્ર વ્યાપ્ત હોવાથી સર્વ તેના સમીપ છે. એટલે "સામીપ્ય" મુક્તિ પણ સ્વતઃસિદ્ધ છે. "સાનુજ્ય" જીવ ઇશ્વિરથી સર્વ પ્રકારે નાનો અને ચેતન હોવાથી સ્વતઃ બંધુવત્ છે એથી "સાનુજ્ય" મુક્તિ પણ વિના પ્રયત્ન સિદ્ધ છે, અને સર્વ જીવ સર્વ વ્યાપક પરમાત્મામાં વ્યાપ્ય હોવાથી સંયુક્ત છે તેથી "સાયુજ્ય" મુક્તિ પણ સ્વતઃસિદ્ધ છે. તથા જે અન્ય સાધારણ નાસ્તિક લોક મરવાથી તત્ત્વોમાં તત્ત્વ મળવાને પરમમુક્તિ માને છે, એ તો હાથી, ઘોડા કુતરા ગધેડા આદિને પણ પ્રાપ્ત છે.

પણ એ મુક્તિયો નથી. કિન્તુ એક પ્રકારનું બંધન છે, કેમકે એ લોક શિવપુર, મોક્ષશિલા, ચોથું આસમાન, સાતમુ આસમાન, શ્રીપુર, કૈલાશ, વૈકુંઠ, અને ગોલોકને એક દેશમાં સ્થાન વિશેષ તરીકે માને છે, જો તે એ સ્થાનોથી પૃથક્ થાય તો મુક્તિ છૂટી જાય એથી ૧૨ પત્થરની ભીતર જેમ દૃષ્ટિ બંધ થાય છે, તેના સમાન બંધનમાં હશે. મુક્તિ તો એ છે કે જ્યાં ઇચ્છા હોય ત્યાં વિચરે, કહીં અટકે નહીં, ન ભય, ન શંકા અને ન દુઃખ થાય. જે જન્મ છે તે ઉત્પત્તિ, અને મરવું તે પ્રલય કહ્યું છે, અને સમયપર જન્મ લે છે.

પ્રશ્ન—જન્મ એક છે કે અનેક? ઉત્તર—અનેક.

પ્રશ્ન—જો અનેક છે. તો પૂર્વ જન્મ અને મૃત્યુની વાતોનું સ્મરણ કેમ નથી થતું ?

ઉત્તર—જીવ અલ્પજ્ઞ છે, ત્રિકાળદર્શી નથી, એથી સ્મરણ રહેતું નથી, અને જે મનથી જ્ઞાન કરે છે, તે પણ એક સમયમાં બે જ્ઞાન કરી શકતું નથી. વારૂ, પૂર્વ જન્મની વાત તો દૂર રહેવા દો, આજ દેહમાં જ્યારે ગર્ભમાં જીવ હતો, શરીર બન્યું, પશ્ચાત્ જન્મ્યો. પાંચમાં વર્ષની પૂર્વસુધી જે જે વાતો થઇ છે, તેનું સ્મરણ કેમ કરી શકતો નથી? અને જાગૃત કે સ્વપ્નમાં ઘણા ખરા વ્યવહાર પ્રત્યક્ષમાં કરીને જ્યારે સુષુપ્તિ અર્થાત્ ગાઢ નિદ્રા થાય છે ત્યારે જાગૃતાદિ વ્યવહારનું સ્મરણ કેમ કરી શકતો નથી! વળી તમને કોઇ પૂછે કે, બાર વર્ષની પૂર્વે તેરમાં વર્ષના પાંચમા મહિનાના નવમે દિવસે દશ વાગે પહેલી મિનિટમાં તમે શું કર્યું હતું? તમારૂં મુખ હાથ, કાન, નેત્ર, શરીર કયી તરફ અને ક્યા પ્રકારના હતાં? અને મનમાં શો વિચાર હતો? જ્યારે આજ શરીરમાં એમ છે તો પૂર્વ જન્મની વાતોના સ્મરણમાં શંકા કરવી કેવલ બાલકપણાની વાતો છે. અને જે સ્મરણ નથી થતું તેથીજ જીવ સુખી છે, નહીં તો સઘળા જન્મોના દુઃખોને જોઇ જોઇને દુઃખિત થઇને મરી જતે. જો કોઇ પૂર્વ અને પર જન્મના વર્ત્તમાનને જાણવા ઇચ્છે, તો પણ જાણી શકતો નથી, કેમકે જીવનું જ્ઞાન અને સ્વરૂપ અલ્પ છે. એ વાત ઇશ્વરને જાણવા યોગ્ય છે, જીવને નહી.

પ્રશ્ન—જ્યારે જીવને પૂર્વજ્ઞાન નથી અને ઇશ્વર એને દંડ દેછે, તો જીવનો સુધાર થઇ શકતો નથી, કેમકે જ્યારે એને જ્ઞાન હોય કે મેં અમુક કામ કર્યું હતું તેનું આ ફલ છે, ત્યારેજ તે પાપ કર્મોથી બચી શકે?

ઉત્તર—તમે જ્ઞાન કેટલા પ્રકારનું માનો છો?

પ્રશ્ન—પ્રત્યક્ષાદિ પ્રમાણોથી આઠ પ્રકારના.

ઉત્તર—તો જ્યારે તમે જન્મથી લઇને સમય સમયમાં રાજ, ધન, બુદ્ધિ, વિદ્યા, દારિદ્રય, નિર્બુદ્ધિ, મુર્ખતાદિ સુખ દુઃખ સંસારમાં જોઇને પૂર્વ જન્મનું જ્ઞાન કેમ નથી કરતા? જેમ એક અવૈદ્ય અને એક વૈદ્યને કોઈ રોગ હોય, તેનું નિદાન અર્થાત્ કારણ વૈદ્ય જાણી લેછે અને અવૈદ્ય એટલે અવિદ્વાન્ જાણી નથી શકતો, કારણ કે એક વૈદ્યક વિદ્યા ભણ્યો છે અને બીજો નથી ભણ્યો પરંતુ જ્વરાદિ રોગના થવાથી અવૈદ્ય પણ એટલું તો જાણી શકે છે, કે મારાથી કાંઇ કુપથ્ય થઇ ગયું છે, જેથી મને આ રોગ થયો છે, તેમજ જગત્માં વિચિત્ર સુખદુઃખ આદિની ઘટતી વૃદ્ધિ જોઇને પૂર્વ જન્મનું અનુમાન કેમ નથી જાણી લેતા? અને જો પૂર્વ જન્મને નહીં માનશો તો પરમેશ્વર પક્ષપાતી થઇ જાય છે. કેમકે વિના પાપ દરિદ્રયાદિ દુઃખ અને પૂર્વ સંચિત પુણ્ય વિના રાજ્ય, ધનાઢ્યતા અને નિર્બુદ્ધિતા તેને કેમ આપી? અને પૂર્વ જન્મના પાપ પુણ્યાનુસાર દુઃખસુખના આપવાથી પરમેશ્વર ન્યાયકારી યથાવત્ રહે છે.

પ્રશ્ન—એક જન્મ થવાથી પણ પરમેશ્વર ન્યાયકારી થઈ શકે છે, જેમ સર્વોપરિ રાજા જે કરે તે ન્યાય. જેમ માળી પોતાના ઉપવનમાં નાનાં મોટાં વૃક્ષો વાવે છે, કોઇને કાપે છે કોઇને ઉખાડે છે અને કોઇની રક્ષા કરે છે, ને વધારે છે. જેની જે વસ્તુ છે તેને તે ચાહે તેમ રાખે, તેના ઉપર કોઈ પણ બીજો ન્યાય કરનાર નથી કે જે એને દંડ દેઇ શકે, કે ન ઇશ્વર કોઇથી ડરે.

ઉત્તર—પરમાત્મા જે માટે ન્યાય ચાહે છે, અને કરે છે, અન્યાય કદી કરતો નથી તેટલા-માટે તે પૂજનીય અને મોટો છે, જે ન્યાય વિરૂદ્ધ કરે, તે ઇશ્વરજ નથી. જેમ માળી યુક્તિ-વિના માર્ગમાં કે અસ્થાનમાં વૃક્ષ વાવે, ન કાપવા યોગ્યને કાપે, અયોગ્યને વધારે, યોગ્યને ન વધવા દે, એથી દૂષિત થાય છે, એ રીતે વિના કારણ કરવાથી ઇશ્વરને દોષ લાગે છે. પરમેશ્વર ઉપર તો ન્યાયયુક્ત કર્મો કરવાનો બોજો અવશ્ય છે કેમકે એ સ્વભાવથી પવિત્ર અને ન્યાયકારી છે. જો તે ઉન્મત્તની માફક કામ કરે તો જગતના શ્રેષ્ઠ ન્યાયાધીશથી પણ ન્યૂન અને અપ્રતિષ્ઠિત થાય. આ જગતમાં યોગ્યતાના ઉત્તમ કામ કર્યા વિના પ્રતિષ્ઠા આપનાર અને દુષ્ટ કામો કર્યા વિના દંડ દેનાર નિંદનીય અને અપ્રતિષ્ઠિત નથી થતો ? એ ઉપરથી ઇશ્વર અન્યાય નથી કરતો અને તેથીજ કોઇથી નથી ડરતો.

પ્રશ્ન—પરમાત્માએ પ્રથમથીજ જેને માટે જેટલું આપવાને વિચાર્યું છે તેટલું આપે છે અને જેટલું કામ કરવું છે તેટલું કરે છે.

ઉત્તર—એનો વિચાર જીવોનાં કર્માનુસારે હોય છે, અન્યથા નહીં. જો અન્યથા હોય તો તેજ અપરાધી, અન્યાયકારી, થાય.

પ્રશ્ન—મોટા નાનાને એક સરખાંજ સુખદુઃખ છે. મોટાને મોટી ચિન્તા અને નાનાને નાની. જેમ કોઇ સાહુકારનો વિવાદ રાજ ધર (દરબાર) માં લાખ રૂપિયાનો હોય, તો તે પોતાના ઘરથી પાલખીમાં બેસીને, કચેરીમાં ઉષ્ણકાળમાં જતો હોય, બજારમાં થઇને તેને જતાં જોઇને અજ્ઞાની લોક કહે છે કે જુઓ, પુણ્ય પાપનું ફલ. એક પાલખીમાં આનન્દ પૂર્વક બેઠા છે, અને બીજા જોડા પેહેર્યા વિના ઉપર નીચેથી તપ્યમાન થતા પાલખીને ઉપાડીને લઇ જાય. છે. પરંતુ બુદ્ધિમાન્ લોક એમાં એમ જાણે છે કે જેમ જેમ રાજદ્વાર–કચેરી પાસે આવતી જાય છે, તેમ તેમ સાહુકારને મોટો શોક અને સંદેહ વધતો જાય છે, અને ભોઇ ઉંચકનારાઓને આનંદ થતો જાય છે. જ્યારે કચેરીમાં પોંચે છે, ત્યારે સેઠજી અહીં તહીં જવાનો વિચાર કરે છે કે પ્રાડ્ વિવાક્ એટલે વકીલની પાસે જાઉં કે શિરસ્તેદારની પાસે ?આજ હારીશ કે જીતીશ ? કોણ જાણે શું થશે ? અને ભોઇલોકો તમાકુ પીતા પરસ્પર વાતો ચીતો કરતા પ્રસન્ન થઇને આનંદમાં સુઇ જાય છે. જો તે જીતી જાય તો કાંઇ સુખ અને હારી જાય તો સેઠજી દુઃખસાગરમાં ડૂબી જાય છે, અને પેલા ભોઇઓ જેવા ને તેવાજ રહે છે. એજપ્રકારે જ્યારે રાજા સુંદર કોમલ બીછાના પર સુએ છે, ત્યારે પણ શીઘ્ર નિદ્રા નથી આવતી અને મજૂર કાંકરા પત્થરા અને માંટી, વાળા ઉંચા નીચા સ્થલપર સુએ છે, તેને ઝટ નિદ્રા આવે છે. એ પ્રમાણે સર્વત્ર સમજો.

ઉત્તર—એ સમજ અજ્ઞાનીઓની છે. જો કોઇ સાહુકારને કહે કે તું ભોઇ બની જા અને ભોઇને કહે કે તું સાહૂકાર બની જા, તોપણ સાહુકાર કદી ભોઈ બનવાનો નહી અને ભોઈ તો સાહુકાર બનવા ચાહે છે. જો સુખ દુઃખ બરાબર હોય તો પોત પોતાની અવસ્થા છોડીને નીચ અને ઉંચ થવા બેઉ નહી ચાહતે. જુઓ એક જીવ વિદ્વાન, પુણ્યાત્મા,

શ્રીમાન રાજાની રાણીના ગર્ભમાં આવે છે અને બીજો મહાદરિદ્ર મજુરણ ભિખારીના ગર્ભમાં આવે છે. એકને ગર્ભથી લઇને સર્વથા સુખ અને બીજાને સર્વ પ્રકારનું દુઃખ મળે છે. એક જ્યારે જન્મે છે ત્યારે સુંદર સુગંધિયુક્ત જલાદિથી સ્નાન, યુક્તિથી નાડી છેદન, અને તેને દુગ્ધપાનાદિ યથાયોગ્ય પ્રાપ્ત થાય છે. જ્યારે તે દૂધ પીવા ચાહે છે, ત્યારે તેની સાથે મિશ્રીઆદિ મેળવેલું યથેષ્ટ મળે છે. તેને પ્રસન્ન રાખવા માટે નોકર ચાકર, રમકડાં, અને સવારી, આદિ લાડની સ્થાનોમાં આનંદ મળે છે. બીજાનો જન્મ જંગલમાં થાયછે. સ્નાન માટે જલ પણ નથી મળતું. જ્યારે દૂધ પીવા ચાહે છે ત્યારે દૂધના બદલામાં ઠોંસા લપડાક આદિથી પીટાય છે, અત્યંત આર્ત્ત સ્વરથી રડે છે. કોઇ પૂછતું નથી, ઇત્યાદિ એ ઉપરથી જીવોને વિના પુણ્યપાપ સુખદુઃખ હોવાથી પરમેશ્વર પર દોષ આવે છે. બીજું જેમ કર્મો કર્યા વિના સુખદુઃખ મળે છે, તો પછી આગળ નરક સ્વર્ગ પણ ન હોવાં જોઇએ, કેમકે જેમ પરમેશ્વરે આ સમયે કર્મો વિના સુખદુઃખ આપ્યું છે તેમ મુઆ પછી પણ જેને ચાહશે તેને સ્વર્ગમાં અને જેને ચાહશે તેને નરકમાં મોકલી દેશે, પુનઃ સઘળા જીવો અધર્મયુક્ત થઇ જશે, ધર્મ શામાટે કરશે ? કેમકે ધર્મનું ફલ મળવામાં સંદેહ છે. તે પરમેશ્વરને હાથ છે, જેવી એની પ્રસન્નતા હશે તેમ કરશે તો પાપકર્મોમાં ભય નહીં રહે અને સંસારમાં પાપની વૃદ્ધિ અને ધર્મનો ક્ષય થઈ જશે. એ ઉપરથી પૂર્વ જન્મના પાપપુણ્યાનુસાર વર્ત્તમાન જન્મ; અને વર્ત્તમાન તથા પૂર્વ જન્મનાં કર્માનુસાર ભવિષ્યત્ જન્મ થાય છે.

પ્રશ્ન—મનુષ્ય અને અન્ય પશ્વાદિના શરીરમાં જીવ એક સરખો છે, કે ભિન્ન ભિન્ન જાતિનો ?

ઉત્તર—જીવ એકસરખો છે. પરંતુ પાપપુણ્યના યોગથી મલિન અને પવિત્ર હોય છે.

પ્રશ્ન—મનુષ્યનો જીવ પશ્વાદિમાં અને પશ્વાદિનો મનુષ્યનાં શરીરમાં અને સ્ત્રીનો પુરૂષના અને પુરૂષોનો સ્ત્રીના શરીરમાં આવે જાય છે કે નહીં ?

ઉત્તર—હાં, જાય આવે છે, કેમકે જ્યારે પાપ વધી જાય છે અને પૂણ્ય ન્યુન થઈ જાય છે, ત્યારે મનુષ્યોનો જીવ પશ્વાદિ નીચ શરીરમાં જાય છે અને જ્યારે ધર્મ અધિક તથા અધર્મ ન્યૂન થાય છે, ત્યારે દેવ અથવા વિદ્વાનોના શરીર તેમને મળે છે. અને જ્યારે પુણ્ય પાપ બરાબર થાય છે ત્યારે સાધારણ મનુષ્ય જન્મ થાય છે. એમાં પણ પુણ્ય પાપ ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ હોવાથી મનુષ્યાદીમાં પણ ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ શરીરાદિ સામગ્રીવાલા તેઓ થાય છે. અને જ્યારે અધિક પાપનું ફલ પશ્વાદિ શરીરમાં ભોગવી લીધું છે ત્યારે પુનઃ પાપપુણ્ય તુલ્ય રહેવાથી મનુષ્ય શરીરમાં આવે છે અને પુણ્યનું ફલ ભોગવીને ફરીથી પણ મધ્યસ્થ મનુષ્યના શરીરમાં આવે છે. જ્યારે શરીરથી નિકળી જાય છે ત્યારે તેનું નામ "મૃત્યુ" અને શરીરની સાથે સંયોગ થવાનું નામ "જન્મ" છે. જ્યારે શરીર છોડે છે, ત્યારે યમાલય અર્થાત્ આકાશસ્થ વાયુમાં રહે છે. કેમકે "**यमेन वायुना**". વેદમાં લખ્યું છે કે યમ નામ વાયુનું છે. પણ તે ગરૂડ પુરાણનો કલ્પિત યમ નહી ! એનું વિશેષ ખંડન મંડન અગ્યારમાં સમુલ્લાસમાં લખીશું. પશ્ચાત્ ધર્મરાજ અર્થાત્ પરમેશ્વર તે જીવના પાપ પુણ્યાનુસાર જન્મ આપે છે. તે વાયુ, અન્ન, જલ અથવા શરીરના છિદ્રોદ્વારા બીજાના

શરીરમાં ઇશ્વરની પ્રેરણાથી પ્રવિષ્ટ થાય છે જે પ્રાવષ્ટ થઇને ક્રમશઃ વીર્ય્યમાં જઇ, ગર્ભમાં સ્થિત થઇ, શરીર ધારણ કરી, બહાર આવે છે. જો સ્ત્રીનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોય તો સ્ત્રીના અને પુરૂષનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોય તો પુરૂષના શરીરમાં પ્રવેશ કરે છે અને નપુંસકનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોય તો ગર્ભની સ્થિતિ સમય સ્ત્રીપુરૂષના શરીરમાં સમ્બન્ધ વખતે રજવીર્ય્યનું સમ પ્રમાણ હોવાથી જીવ નપુંસક દેહધારી થાય છે. એ પ્રકારે નાના પ્રકારના જન્મ મરણમાં જીવ જ્યાંસુધી ઉત્તમ કર્મોપાસના અને જ્ઞાને કરી મુક્તિ પામતો નથી ત્યાં સુધી પડયો રહે છે કેમકે ઉત્તમ કર્માદિ કરવાથી મનુષ્યોમાં ઉત્તમ જન્મ થાય છે. અને તે મુક્તિમાં મહાકલ્પ પર્ય્યંત જન્મમરણ દુઃખોથી રહિત થઇને આનંદમાં રહે છે.

પ્રશ્ન—મુક્તિ એક જન્મમાં થાય છે કે અનેક જન્મોમાં ?

ઉત્તર—અનેક જન્મોમાં. કેમકે:—

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्तेचास्य कर्माणि तस्मिन्दृष्टे पराऽवरे ॥ १ ॥ मुण्डक०**

જ્યારે તે જીવના હૃદયની અવિદ્યા અજ્ઞાનરૂપી ગાંઠ કપાઇ જાય છે, સર્વ સંશય છિન્ન થાય છે અને દુષ્ટ કર્મ ક્ષયને પ્રાપ્ત થાય છે ત્યારેજ તે પરમાત્મા જે કે પોતાના આત્માની ભીતર અને બહાર વ્યાપી રહ્યો છે તેની અંદર નિવાસ કરે છે.

પ્રશ્ન—મુક્તિમાં પરમેશ્વરની અંદર જીવ મળી જાય છે કે પૃથક્ રહે છે ?

ઉત્તર—પૃથક્ રહે છે, કેમકે જો મળી જાય તો મુક્તિનું સુખ કોણ ભોગવે અને મુક્તિના જેટલાં સાધનો છે, તે સર્વ નિષ્ફળ થઇ જાય, પછી મુક્તિ તો નહી, પણ જીવનો પ્રલય જાણવો જોઇએ. જ્યારે જીવ પરમેશ્વરની આજ્ઞા પાલન, ઉત્તમ કર્મ, સત્સંગ, યોગાભ્યાસ એ પૂર્વોક્ત સર્વ સાધન કરે છે, તેજ મુક્તિને પામે છે.

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् ।**
**सोऽश्नुते सर्वान् कामान् ब्रह्मणा सह विपश्चितेति ॥ तैत्तिरी० ॥**
**आनन्दवल्ली । अनु० १ ॥**

જે જીવાત્મા પોતાની બુદ્ધિ અને આત્મામાં સ્થિત સત્ય જ્ઞાન અને અનન્ત આનંદસ્વરૂપ પરમાત્માને જાણે છે, તે એ વ્યાપકરૂપ બ્રહ્મમાં સ્થિત થઇને તે "विपश्चित्" અનંત વિદ્યાયુક્ત બ્રહ્મની સાથ સર્વ કર્મોને પ્રાપ્ત થાય છે, અર્થાત જે જે આનંદની કામના કરે છે, તે તે આનંદને પ્રાપ્ત થાય છે. એજ મુક્તિ કહેવાય છે.

પ્રશ્ન—જેમ શરીર વિના સંસારિક સુખ નથી ભોગવી શકતો તેમ મુક્તિમાં શરીર વિના આનંદ કેમ ભોગવી શકશે ?

ઉત્તર—એનું સમાધાન પૂર્વે કહી ગયા છે, અને આટલું અધિક જાણો કે જેમ સંસારિક

સુખ શરીરને આધારે ભોગવે છે તેમ પરમેશ્વરને આધારે મુક્તિના આનંદને જીવાત્મા ભોગવે છે. એ મુક્ત જીવ અનંત વ્યાપક બ્રહ્મમાં સ્વચ્છંદ ઘૂમતો, શુદ્ધ જ્ઞાનથી સઘળી સૃષ્ટિને જોતો, અન્ય મુક્તોની સાથે મળતો અને સૃષ્ટિવિદ્યાને ક્રમથી જોતો હવો સર્વ લોક લોકાંતરોમાં અર્થાત્ જેટલા આ લોક દેખાય છે અને નથી દેખાતા તે સર્વમાં ઘૂમે છે. તે સર્વ પદાર્થોને જે કે તેના જ્ઞાનની આગળ છે તે સર્વને જોય છે, જેટલું જ્ઞાન અધિક થાય છે, તેટલોજ અધિક આનંદ તેને થાય છે. મુક્તિમાં જીવાત્મા નિર્મલ હોવાથી પૂર્ણ જ્ઞાની થઇને સર્વ સન્નિહિત પદાર્થોનું ભાન યથાવત્ તેને થાય છે. એજ સુખ વિશેષ સ્વર્ગ અને વિષય તૃષ્ણામાં ફસીને દુઃખ વિશેષ ભોગ કરવો તે નરક કહેવાય છે.

"**स्वः**" સુખનું નામ છે. "**स्वः सुखं गच्छति यस्मिन् स स्वर्गः**" "**। अतो विपरीतो दुःखभोगो नरक इति**" ॥ જે સંસારિક સુખ છે તે સામાન્ય સ્વર્ગ, અને જે પરમેશ્વરની પ્રાપ્તિથી આનંદ છે તેજ વિશેષ સ્વર્ગ કહેવાય છે. સર્વ જીવો સ્વભાવથી સુખ પ્રાપ્તિની-ઇચ્છા કરે છે અને દુઃખનો વિયોગ હોવો ચાહે છે. પરંતુ જ્યાંસુધી ધર્મ નથી કરતો અને પાપ નથી છોડતો ત્યાંસુધી તેમને સુખનું મળવું અને દુઃખનું છૂટવું ન થશે. કેમકે જેનું કારણ અર્થાત્ મૂલ હોય છે તે નષ્ટ કદી પણ નથી થતું જેમઃ—

**छिन्ने मूले वृक्षो नश्यति तथा पापे क्षीणे दुःखं नश्यति ।**

જેમ મૂલ કપાયાથી વૃક્ષ નષ્ટ થાય છે. તેમ પાપને છોડવાથી દુઃખ નષ્ટ થાય છે. જુઓ મનુસ્મૃતિમાં પાપ અને પુણ્યની બહુ પ્રકારની ગતિઃ—

**मानसं मनसैवायमुपभुङ्क्ते शुभाशुभम् ।**
**वाचा वाचा कृतं कर्म कायेनैव च कायिकम् ॥ १ ॥**
**शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।**
**वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ २ ॥**
**यो यदैषां गुणो देहे साकल्येनातिरिच्यते ।**
**स तदा तद्गुणप्रायं तं करोति शरीरिणम् ॥ ३ ॥**
**सत्त्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रजः स्मृतम् ।**
**एतद् व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥ ४ ॥**
**तत्र यत्प्रीतिसंयुक्तं किंचिदात्मनि लक्षयेत् ।**
**प्रशान्तमिव शुद्धाभं सत्त्वं तदुपधारयेत् ॥ ५ ॥**
**यत्तु दुःखसमायुक्तमप्रीतिकरमात्मनः ।**

तद्रजोऽप्रतिघं विद्यात्सततं हारि देहिनाम् ॥ ६ ॥
यत्तु स्यान्मोहसंयुक्तमव्यक्तं विषयात्मकम् ।
अप्रतर्क्यमविज्ञेयं तमस्तदुपधारयेत् ॥ ७ ॥
त्रयाणामपि चैतेषां गुणानां यः फलोदयः ।
अग्र्यो मध्यो जघन्यश्च तं प्रवक्ष्याम्यशेषतः ॥ ८ ॥
वेदाभ्यसस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ।
धर्मक्रियात्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥ ९ ॥
आरंभरुचिताऽधैर्य्यमसत्कार्यपरिग्रहः ।
विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥ १० ॥
लोभः स्वप्नो धृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।
याचिष्णुता प्रमादस्य तामसं गुणलक्षणम् ॥ ११ ॥
यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जति ।
तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ॥ १२ ॥
येनास्मिन्कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् ॥
नच शोचत्य संपत्तौ तद्विज्ञेयं तु राजसम् ॥ १३ ॥
यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् ।
येन तुष्यति चात्मस्य तत्सत्वगुणलक्षणम् ॥ १४ ॥
तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।
सत्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥ १५ ॥

मनु० अ० १२ ॥ श्लोक ८ । ९ । २५–३३ । ३५–३८ ॥

૧, મનુષ્ય આ પ્રકારે પોતાના શ્રેષ્ઠ, મધ્ય, અને નિકૃષ્ટ સ્વભાવને જાણીને ઉત્તમ સ્વભાવનું ગ્રહણ કરે, મધ્ય અને નિકૃષ્ટનો ત્યાગ કરે, અને એ પણ નિશ્ચય જાણે કે આ જીવ મનથી જે શુભ કે અશુભ કર્મ કરે છે, તેને મન, વાણીથી કરેલાંને વાણી અને શરીરથી કરેલાંને શરીર અર્થાત્ તે સુખદુઃખને ભોગે છે.

૨. જે નર શરીરથી ચોરી, પરસ્ત્રીગમન, શ્રેષ્ઠોને મારવા, આદિ દુષ્ટ કર્મ કરે છે, તેને વૃક્ષાદિ સ્થાવરનો જન્મ; વાણીથી કરેલાં પાપકર્મોથી પક્ષી અને મૃગાદિનો જન્મ તથા મનથી કરેલાં દુષ્ટ કર્મોથી ચાંડાલાદિનું શરીર તેને મળે છે.

૩. જે ગુણુ એ જીવોના દેહમાં અધિકતાએ વર્ત્તે છે, તે ગુણુ તે જીવને પોતાને સદૃશ કરી દે છે.

૪. જ્યારે આત્મામાં જ્ઞાન હોય ત્યારે સત્વ, જ્યારે અજ્ઞાન રહે ત્યારે તમ, અને જ્યારે રાગ દ્વેષમાં આત્મા લાગે ત્યારે રજોગુણુ જાણુવો જોઇએ. એ ત્રણુ પ્રકૃતિના ગુણુ સર્વ સંસારસ્થ પદાર્થોમાં વ્યાપ્ત થઇને રહે છે.

૫. તેનો વિવેક આ પ્રકારે કરવો જોઇએ કે જ્યારે આત્મામાં, પ્રસન્નતા, મન પ્રસન્ન પ્રશાંત ને સદૃશ શુદ્ધભાવયુક્ત વર્ત્તે, ત્યારે સમજવું કે સત્ત્વગુણુ પ્રધાન છે અને રજોગુણુ તથા તમોગુણુ અપ્રધાન છે.

૬. જ્યારે આત્મા અને મન દુ:ખસંયુક્ત પ્રસન્નતા રહિત વિષયમાં અહીં તહીં ગમન આગમનમાં મચે, ત્યારે સમજવું કે રજો ગુણુ પ્રધાન છે અને સત્ત્વગુણુ તથા તમો ગુણુ અપ્રધાન છે.

૭. જ્યારે મોહ અર્થાત્ સાંસારિક પદાર્થોમાં ફસેલાં આત્મા અને મન હોય, જ્યારે કે આત્મા અને મનમાં કાંઇ પણુ વિવેક ન રહે, વિષયોમાં આસક્ત થઇને તર્ક વિતર્ક રહિત, જાણુવાને યોગ્ય ન હોય ત્યારે નિશ્ચય સમજવું જોઇએ કે આ સમય મારામાં તમોગુણુ પ્રધાન છે અને સત્વગુણુ તથા રજોગુણુ અપ્રધાન છે.

૮. હવે જે આ ત્રણુ ગુણોના ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ ફલોદય થાય છે, તેને પૂર્ણુભાવથી કહીયે છીયે.

૯. જે વેદોનો અભ્યાસ, ધર્માનુષ્ઠાન, જ્ઞાનની વૃદ્ધિ, પવિત્રતાની ઇચ્છા, ઇંદ્રિયોના નિગ્રહ, ધર્મક્રિયા અને આત્માનું ચિંતન થાય છે, એજ સત્વગુણુના લક્ષણુ છે.

૧૦ જ્યારે રજોગુણુનો ઉદય, તથા સત્વ અને તમોગુણુનો અંતર્ભાવ થાય છે, ત્યારે આરંભમાં રૂચિતા, ધૈર્ય ત્યાગ, અસત્કર્મોનું ગ્રહણુ અને નિરંતર વિષયોની સેવામાં પ્રીતિ થાય છે, ત્યારે સમજવું કે રજોગુણુ પ્રધાનતા એ મારામાં વર્તિ રહ્યો છે.

૧૧. જ્યારે તમોગુણુનો ઉદય અને બીજા બેઉનો અન્તર્ભાવ થાય છે, ત્યારે અત્યંત લોભ અર્થાત્ સર્વ પાપનું મૂલ વધે છે; અત્યંત આલસ્ય અને નિદ્રા, ધૈર્યનો નાશ ક્રૂરતાનું હોવું, નાસ્તિકય અર્થાત્ વેદ અને ઇશ્વિરમાં શ્રદ્ધાનું ન રહેવું, ભિન્ન ભિન્ન અંત:કરણુની વૃત્તિ અને એકાગ્રતાનો અભાવ, અને કોઇ પણુ વ્યસનોમાં ફસવું થાય, ત્યારે તમોગુણુનું લક્ષણુ વિદ્વાનોને જાણુવા યોગ્ય છે.

૧૨, તથા જ્યારે પોતાનો આત્મા જે કર્મને કરીને તે કરતી વેળાએ અને કરવાની ઇચ્છાથી લજ્જા, શંકા અને ભયને પ્રાપ્ત થાય, ત્યારે જાણો કે મારામાં પ્રવૃદ્ધ તમોગુણુ છે.

૧૩. જે કર્મથી આ લોકમાં જીવાત્મા પુષ્કલ પ્રસિદ્ધિ ચાહે છે, દરિદ્રતા હોવામાં પણુ ચારણુ, ભાટ આદિને દાન આપવું નથી છોડતો ત્યારે સમજવું કે મારામાં રજોગુણુ પ્રબલ છે.

૧૪. અને જ્યારે મનુષ્યોનો આત્મા સર્વને જાણવાને ઇચ્છે, ગુણગ્રહણ કરતો જાય, સારા કામોમાં લજ્જા ન કરે, અને જે કર્મથી આત્મા પ્રસન્ન થાય અર્થાત્ ધર્માચરણમાંજ રૂચિ રહે, ત્યારે સમજવું કે મારામાં સત્વગુણ પ્રબલ છે.

૧૫. તમોગુણનું લક્ષણ કામ, રજોગુણનું લક્ષણ અર્થસંગ્રહની ઇચ્છા, અને સત્વગુણનું લક્ષણ ધર્મની સેવા કરવી એ છે. પરંતુ તમોગુણથી રજોગુણ અને રજોગુણથી સત્વગુણ શ્રેષ્ઠ છે.

હવે જે જે ગુણથી જે જે ગતિને જીવ પ્રાપ્ત થાય છે તેને તેને આગળ લખીએ છિયેઃ-

देवत्वं सात्त्विका यान्ति मनुष्यत्वञ्च राजसाः ।
तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥ १ ॥
स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाश्च कच्छपाः ।
पशवश्च मृगाश्चैव जघन्या तामसी गति ॥ २ ॥
हस्तिनश्च तुरङ्गाश्च शूद्रा म्लेच्छाश्च गर्हिताः ।
सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥ ३ ॥
चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दांभिकाः ।
रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमा गतिः ॥ ४ ॥
झल्लामल्लानटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः ।
द्यूतपान प्रशक्ताश्च जघन्या राजसी गतिः ॥ ५ ॥
राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः ।
वादयुद्ध प्रधानाश्च मध्यमा राजसी गतिः ॥ ६ ॥
गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये ।
तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥ ७ ॥
तापसा यतयो विप्रा ये च वैमानिका गणाः ।
नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्विकी गतिः ॥ ८ ॥
यजमान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः ।
पितरश्चैव साध्याश्च द्वितीया सात्विकी गतिः ॥ ९ ॥
ब्रह्मा विश्वसृजो धर्म्मो महानव्यक्तमेव च ।
उत्तमां सात्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥ १० ॥

इन्द्रियाणां प्रसंगेन धर्म्मस्या सेवनेन च ।
पापान्संयान्ति संसारा न विद्वांसो नराधमाः ॥ ११ ॥
मनु० अ० १२ । श्लोक ४० । ४२-५० । ५२ ॥

૧. જે મનુષ્ય સાત્વિક છે તે દેવ-વિદ્વાન્, જે રજોગુણી હોય છે તે મધ્યમ મનુષ્ય, અને જે તમોગુણયુક્ત હોય છે તે નીચ ગતિને પ્રાપ્ત થાય છે.

૨. જે અત્યંત તમોગુણી છે તે સ્થાવર-વૃક્ષાદિ, કૃમિ, કીટ, મત્સ્ય, સર્પ, કચ્છપ, પશુ અને મૃગ જન્મને પ્રાપ્ત થાય છે.

૩. જે મધ્યમ તમોગુણી છે તે હાથી, ઘોડા, શૂદ્ર, મ્લેચ્છ, નિન્દિત કર્મ કરવાવાળા સિંહ, વ્યાઘ્ર, વરાહ, ( સુકર-ભૂંડ ) ના જન્મને પ્રાપ્ત થાય છે.

૪. જે ઉત્તમ તમોગુણી છે તે ચારણ ( જે કે કવિત, દોહરા, આદિ બનાવીને મનુષ્યોની પ્રશંસા કરે છે તે ) સુંદર પક્ષી, દાંભિક પુરૂષ અર્થાત્ પોતાના સુખને માટે પોતાની પ્રશંસા કરનાર, રાક્ષસ જે કે હિંસક, પિશાચ-અનાચારી અર્થાત્ મદ્યાદિનો આહાર કરનાર અને મલીન રહેનાર છે. તે ઉત્તમ તમોગુણી કર્મનું ફલ છે.

૫. જે ઉત્તમ રજોગુણી છે તે ઝલ્લા અર્થાત્ તલવાર આદિથી મારનારા કે કોદાળી આદિથી ખોદનાર, મલ્લા અર્થાત્ નૌકા આદિના ચલાવનારા, નટ અર્થાત્ જે વાંસાદિપર કળા કસરત કુદવું, ચઢવું, ઉત્તરવું આદિ કરે છે, શસ્ત્રધારી ભૃત્ય અને મદ્ય પીવામાં આસક્ત હોય, એવા જન્મ એ નીચ રજોગુણનું ફલ છે.

૬. જે મધ્યમ રજોગુણી હોય છે, તે રાજા, ક્ષત્રિયવર્ણસ્થ રાજાઓના પુરોહિત, વાદવિવાદ કરનારા, દૂત, પ્રાડ્વિવાક ( વકીલ, બારિસ્ટર ) અને યુદ્ધ વિભાગના અધ્યક્ષપણાના જન્મ પામે છે.

૭. જે ઉત્તમ રજોગુણી હોય, તે ગંધર્વ ( ગાનાર ), ગુહ્યક ( વાદિત્ર વગાડનાર ) યક્ષ ( ધનાઢ્ય ) વિદ્વાનોના સેવક, અને અપ્સરા અર્થાત્ ઉત્તમ રૂપવાન્ સ્ત્રી, એવા જન્મ પામે છે.

૮. જે તપસ્વી, યતિ, સન્યાસી, વેદપાઠી, વિમાનના ચલાવનાર, જ્યોતિષી અને દૈત્ય અર્થાત્ દેહ પોષક મનુષ્ય થાય છે, તેમને પ્રથમ સત્વગુણના કર્મનું ફલ જાણો.

૯. જે મધ્યમ સત્વગુણયુક્ત થઇને કર્મ કરે છે, તે જીવ યજ્ઞ કર્ત્તા, વેદાર્થવિત્ વિદ્વાન્, વેદ વિદ્યુતાદિ અને કાલવિદ્યાના જ્ઞાતા, રક્ષક જ્ઞાની, અને સાધ્ય ( કાર્ય્ય સિદ્ધ્યર્થ સેવન કરવા યોગ્ય અધ્યાપક ) એવા જન્મ પામે છે.

૧૦. જે ઉત્તમ સત્વગુણયુક્ત થઇને ઉત્તમ કર્મ કરે છે, તે બ્રહ્મા સર્વ વેદના વેત્તા, વિશ્વસૃજ સર્વસૃષ્ટિક્રમ વિદ્યાને જાણીને વિવિધ વિમાનાદિ યાનોને બનાવવાળા, ધાર્મિક, સર્વોત્તમ બુદ્ધિયુક્ત અને અવ્યક્તના જન્મને તથા પ્રકૃતિ વશિત્વ સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

૧૧. જે ઇંદ્રિયને વશ થઇને વિષયી ધર્મને છોડીને અધર્મ કરનારા અવિદ્વાન્ છે તે મનુષ્યોમાં નીચ જન્મ, અને નઠારાં નઠારાં દુઃખરૂપ જન્મને પામે છે.

એ પ્રકારે સત્વ, રજ, અને તમોગુણયુક્ત વેગથી જે જે પ્રકારના કર્મ જીવ કરે છે, તેને તે તે પ્રકારના ફલ પ્રાપ્ત થાય છે. જે મુક્ત થાય છે તે ગુણાતીત અર્થાત્ સર્વગુણોના સ્વભાવોમાં ન ફસીને મહાયોગી થઇને મુક્તિના સાધનો કરે છે. કેમકે:—

**योगश्चित्तवृत्तिनिरोधः ॥ १ ॥ पा० १ । सू० २ ॥**

**तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥ २ ॥ पा० १ । सू० ३ ॥**

**योग० पातञ्जल० ९ ॥**

૧. મનુષ્ય રજોગુણ, તમોગુણયુક્ત કર્મોથી મનને રોકી, અને શુદ્ધ સત્વગુણયુક્ત કર્મોથી પણ મનને રોકી, શુદ્ધ સત્વગુણયુક્ત થાય. પશ્ચાત્ તેનો નિરોધ કરી, એકાગ્ર અર્થાત્ એક પરમાત્મા અને ધર્મયુક્ત કર્મ, એમના અગ્ર ભાગમાં ચિત્તને ઠેરવી રાખવું એ નિરૂદ્ધ અર્થાત્ સર્વ તરફથી મનની વૃત્તિને રોકી રાખવી.

૨. જ્યારે ચિત્ત એકાગ્ર અને નિરૂદ્ધ થાય છે, ત્યારે સર્વના દષ્ટા ઇશ્વરના સ્વરૂપમાં જીવાત્માની સ્થિતિ થાય છે, ઇત્યાદિ સાધન મુક્તિ માટે કરે. અને:—

**अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः । सांख्य० अ० १ । सू०१ ॥**

જે આધ્યાત્મિક અર્થાત્ શરીરસમ્બંધિ પીડા આધિભૌતિક અર્થાત્ અન્ય પ્રાણિયોથી દુ:ખિત થવું, આધિદૈવિક અર્થાત્ અતિવૃષ્ટિ, અતિતાપ, અતિશીત, અને મન ઇંદ્રિયોની ચંચલતાથી થતી પીડા છે, એ ત્રિવિધ દુ:ખને છોડવીને મુક્તિ પામવી, એ અત્યંત પુરૂષાર્થ છે.

હવે આગળ આચાર અનાચાર અને ભક્ષ્યાભક્ષ્ય વિષય લખીશું

**इति श्रीमद्दयानन्द सरस्वती स्वामिकृते सत्यार्थप्रकाशे सुभाषाविरचिते**
**विद्याऽविद्या बन्धमोक्षणविषये नवमः**
**समुल्लासः सम्पूर्णः ॥ ९ ॥**

---

# अथ दशमसमुल्लासारम्भः ॥

## अथाऽऽचाराऽनाचारभक्ष्याऽभक्ष्यविषयान् व्याख्यास्यामः ।

હવે જે ધર્મ્મયુક્ત કામોના આચરણ, સુશીલતા, સત્પુરૂષોનો સંગ અને સદ્વિદ્યાના ગ્રહણમાં રૂચિ આદિ આચાર અને એનાથી વિપરીત અનાચાર કહેવાય છે તે લખિયે છિયે.

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेष रागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तन्निबोधत ॥ १ ॥
कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।
काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥ २ ॥
संकल्पमूलः कामो वै यज्ञाः संकल्पसंभवाः ।
व्रता नियमधर्माश्च सर्वे संकल्पजाः स्मृताः ॥ ३ ॥
अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् ।
यद्यद्धि कुरुते किंचित् तत् तत्कामस्य चेष्टितम् ॥ ४ ॥
वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ५ ॥
सर्वन्तु समवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा ।
श्रुतिप्रामाण्यतो विद्वान् स्वधर्मे निविशेत वै ॥ ६ ॥

श्रुतिस्मृत्युदितं धर्म्ममनुतिष्ठन् हि मानवः ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ ७ ॥
योवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ।
ससाधुभिर्बहिष्कार्यो नास्तिको वेद निन्दकः ॥ ८ ॥
वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ ९ ॥
अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।
धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १० ॥
वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादि द्विजन्मनाम् ।
कार्य्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥ ११ ॥
केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते ।
राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः ॥ १२ ॥

मनु० अ० २ ॥ श्लो० १ –४ । ६ । ८ । ९ । ११–१३ । २६ । ६५ ॥

૧. મનુષ્યોને સદા આ વાત ઉપર ધ્યાન રાખવું જોઇએ કે જેનું સેવન, રાગ, દ્વેષ રહિત વિદ્વાન્ લોક નિત્ય કરે, જેને હૃદય અર્થાત્ આત્મા સત્યકર્તવ્ય જાણે, તેજ ધર્મ માનનીય અને કરણીય છે.

૨. કેમકે આ સંસારમાં અત્યંત કામાત્મતા અને નિષ્કામતા શ્રેષ્ઠ નથી, વેદાર્થ જ્ઞાન અને વેદોક્ત કર્મ એ સર્વ કામનાથીજ સિદ્ધ થાય છે.

૩. જો કોઈ કહે કે હું નિરિચ્છ અને નિષ્કામ છું, કે થઈ જાઉં તો તે કદી પણ થઈ નથી શકતો કેમકે સર્વ કામ અર્થાત્ યજ્ઞ, સત્યભાષણાદિ વ્રત, યમ, નિયમરૂપી ધર્મ આદિ સંકલ્પથીજ બને છે.

૪. કેમકે જે જે હસ્ત, પાદ, નેત્ર, મન આદિ ચલાવવામાં આવે છે તે સર્વ કામનાથીજ ચાલે છે, જો ઇચ્છા ન હોય તો આંખનું ઉઘાડવું અને મીચવું પણ નથી થઈ શકતું.

૫. એટલામાટે સંપૂર્ણ વેદ, મનુસ્મૃતિ તથા ઋષિપ્રણીત શાસ્ત્રો, સત્પુરૂષોનો આચાર અને જે જે કર્મમાં પોતાનો આત્મા પ્રસન્ન રહે અર્થાત્ ભય, શંકા, લજ્જા જેમાં ન થાય, તે કર્મોનું સેવન કરવું. ઉચિત છે. જુઓ! જ્યારે કોઈ મિથ્યા ભાષણ, ચોરી આદિની ઇચ્છા કરે છે, ત્યારેજ તેના આત્મામાં ભય, શંકા, લજ્જા, અવશ્ય ઉત્પન્ન થાય છે. એટલામાટે તે કર્મ કરવાં યોગ્ય નથી.

૬. મનુષ્ય સંપૂર્ણ શાસ્ત્ર, વેદ, સત્પુરૂષોનો આચાર પોતાના આત્માની અવિરુદ્ધ સારે પ્રકારે વિચાર કરીને જ્ઞાન રૂપી નેત્ર કરીને શ્રુતિ પ્રમાણથી સ્વાત્માનુકૂલ ધર્મમાં પ્રવેશ કરે.

૭. કેમકે જે મનુષ્ય વેદોકત ધર્મ અને જે વેદથી અવિરૂદ્ધ સ્મૃત્યુકત ધર્મોનું અનુષ્ઠાન કરે છે તે આ લોકમાં કીર્તી અને મુઆ પછી સર્વોત્તમ સુખને પ્રાપ્ત થાય છે.

૮. શ્રુતિ, વેદને અને સ્મૃતિ, ધર્મ શાસ્ત્રને કહે છે, એથી સર્વ કર્તવ્યાકર્તવ્યનો નિશ્ચય કરવો જોઇએ, જે કોઇ મનુષ્ય વેદ અને વેદાનુકૂલ આપ્ત ગ્રંથોનું અપમાન કરે, તેને શ્રેષ્ટ લોકો જાતિ બાહર કરે, કેમકે જે વેદની નિંદા કરે છે તે નાસ્તિક કહેવાય છે.

૯. એથી વેદ, સ્મૃતિ, સત્પુરૂષોનો આચાર અને પોતાના આત્માના જ્ઞાનથી અવિરૂદ્ધ પ્રિયાચરણ, એ ચાર ધર્મ્મના લક્ષણ અર્થાત્ એનાથી ધર્મ લક્ષિત થાય છે.

૧૦. પરંતુ જે દ્રવ્યના લોભમાં અને કામ એટલે વિષય સેવામાં ફસેલા નથી હોતા તેમને ધર્મ જ્ઞાન થાય છે, જે ધર્મને જાણવાની ઇચ્છા કરે તેને માટે વેદજ પરમ પ્રમાણ છે.

૧૧. એથી સર્વ મનુષ્યોને ઉચિત છે કે વેદોકત પુણ્યરૂપ કર્મોથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, પોતાના સંતાનોના નિષેકાદિ સંસ્કાર કરે, જે આ જન્મ અને પરજન્મમાં પવિત્ર કરનારા છે.

૧૨. બ્રાહ્મણને સોળમાં ક્ષત્રિયને બાવિસમા અને વૈશ્યને ચોવીસમાં વર્ષ સુધીમાં કેશાન્ત કર્મ–ક્ષૌર–મુંડન થઇ જવું જોઇએ અર્થાત્ એ વિધિ થયા પછી કેવલ શીખાને રાખીને અન્ય ડાઢી, મુછ, અને શીરના વાળ સદા બોડાવતા રહેવું જોઇએ, અર્થાત્ પુનઃ કદી ન રાખવાં અને જો શીત પ્રધાન દેશ હોય અને કારણસર રાખવાની જરૂર છે તો ઇચ્છાનુસાર કેશ રાખે, અને જો અતિ ઉષ્ણદેશ હોય તો શિખા સહિત સર્વ છેદન કરાવી નાંખવા જોઇએ કેમકે માથામાં વાળ રહેવાથી ઉષ્ણતા અધિક રહે છે. અને તેથી બુદ્ધિ કમ થાય છે. ડાઢી, મુછ રાખવાથી ભોજન, પાન સારે પ્રકારે નથી થતું અને વાળોમાં ઉચ્છિષ્ટ પણ રહી જાય છે.

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥ १ ॥
इन्द्रियाणां प्रसंगेन दोषमृच्छत्यसंशयम् ।
सन्नियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ २ ॥
न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥ ३ ॥
वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ ४ ॥
वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।
सर्वान्संसाधयेदर्थान् न क्षिण्वन् योगतस्तनुम् ॥ ५ ॥

श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः ।
न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥ ६ ॥
नापृष्टः कस्यचिद् ब्रूयान्न चान्यायेन पृच्छतः ।
जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ७ ॥
वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥ ८ ॥
अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।
अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदः ॥ ९ ॥
न हायनैर्न पलितैर्न वित्तेन न च बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥ १० ॥
विप्राणां ज्ञानतो ज्यैष्ठं क्षत्रियाणान्तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ ११ ॥
न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥ १२ ॥
यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ १३ ॥
अहिंसयैव भूतानां कार्यं श्रेयोनुशासनम् ।
वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥१४॥

मनु० अ० २ ॥ श्लो० ८८ । ९३ । ९४ । ९७ । ९८ । १०० । ११० ।
१३६ । १५३–१५७ । १५९ ॥

૧. મનુષ્યના એજ મુખ્ય આચાર છે કે જે ઇંદ્રિયો ચિત્તને હરણ કરવાવાળા વિષયોમાં પ્રવૃત્ત કરાવે છે, તેને રોકવામાં પ્રયત્ન કરે, જેમ ઘોડાને સારથિ રોકીને શુદ્ધમાર્ગમાં ચલાવે છે, તે પ્રકારે એમને પોતાના વશમાં કરીને અધર્મ માર્ગથી હઠાવીને ધર્મમાર્ગમાં સદા ચલાવ્યા કરે.

૨. કેમકે ઇંદ્રિયોને વિષયાસક્તિ અને અધર્મમાં ચલાવાથી મનુષ્ય નિશ્ચિત દોષને પ્રાપ્ત થાય છે, અને જ્યારે એમને જીતીને ધર્મમાં ચલાવે છે, ત્યારે અભીષ્ટ સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

૩. એ નિશ્ચય છે કે જેમ અગ્નિમાં ઇંધન–કાષ્ઠ અને ઘી નાખવાથી તે વધતો જાય છે, તેમજ,

કર્મોના ઉપભોગથી કામ કદી શાંત થતો નથી કિંતુ વધ્યોજ જાય છે, એટલા માટે મનુષ્યોએ વિષયાસક્ત કદી ન થવું જોઇએ.

૪. જે અજિતેન્દ્રિય પુરૂષ છે, તેને વિપ્ર દુષ્ટ કહે છે, કારણ કે તે કરવાથી વેદ જ્ઞાન, ત્યાગ, યજ્ઞ, નિયમ અને ધર્માચરણ સિદ્ધિને તે પ્રાપ્ત થતો નથી, કિંતુ એ સઘળું જિતેંદ્રિય તથા ધાર્મિક જનને સિદ્ધ થાય છે.

૫. એટલા માટે પાંચ કર્મ ઈંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિય અને અગ્યારમા મનને પોતાના વશમાં કરીને યુક્તાહાર વિહાર અને યોગથી શરીરની રક્ષા કરી સર્વ અર્થોને સિદ્ધ કરે.

૬. જિતેંદ્રિય તેને કહે છે કે જે સ્તુતિ સાંભળીને હર્ષ અને નિંદા સાંભળીને શોક, સુસ્પર્શ કરીને સુખ અને દુષ્ટ સ્પર્શ કરીને દુઃખ, સુંદરરૂપ જોઇને પ્રસન્નતા અને દુષ્ટરૂપ જોઇને અપ્રસન્નતા, ઉત્તમ ભોજન કરીને આનંદ અને નિકૃષ્ટ ભોજન કરીને દુઃખ, સુગંધમાં રૂચિ અને દુર્ગંધમાં અરૂચિ નથી માનતો.

૭. કદી વગર પૂછે, કે અન્યાયથી પૂછનારાને કે જે કપટથી પૂછતા હોય તેને ઉત્તર ન આપે, અને તેની સામે બુદ્ધિમાન્ જડ જેવો રહે. હા, જે નિષ્કપટ અને જિજ્ઞાસુ હોય, તેને વિના પૂછે પણ ઉપદેશ કરે.

૮. એક ધન, બીજો બંધુ–કુટુમ્બ, કુલ, ત્રીજી અવસ્થા, ચોથું ઉત્તમ કર્મ, અને પાંચમી શ્રેષ્ઠ વિદ્યા, એ પાંચ માન્યનાં સ્થાન છે. પરંતુ ધનથી ઉત્તમ બંધુ બંધુથી અધિક અવસ્થા, અવસ્થાથી શ્રેષ્ઠ કર્મ અને કર્મથી પવિત્ર વિદ્વાન્ ઉત્તરોત્તર અધિક માનનીય છે.

૯. કેમકે ગમે તો સો વર્ષનો પણ હોય પરંતુ જે વિદ્યા વિજ્ઞાન રહિત છે, તે બાલક; અને જે વિદ્યા વિજ્ઞાનનો દાતા છે, તે બાલકને પણ વૃદ્ધ માનવો જોઇએ, કેમકે સર્વ શાસ્ત્ર, આપ્ત, અને વિદ્વાનો અજ્ઞાનીને બાલક અને જ્ઞાનીને પિતા કહે છે.

૧૦. અધિક વર્ષો વીતવાથી, શ્વેત કેશ હોવાથી, અધિક ધનથી અને મોટાં કુટુમ્બ હોવાથી વૃદ્ધ નથી થતો, કિંતુ ઋષિ મહાત્માઓનો એજ નિશ્ચય છે કે જે અમારી વચ્ચમાં વિદ્યા વિજ્ઞાનમાં અધિક છે; તેજ વૃદ્ધ પુરૂષ કહેવાય છે.

૧૧. બ્રાહ્મણ જ્ઞાનથી, ક્ષત્રિય બળથી, વૈશ્ય ધનધાન્યથી અને શુદ્ર જન્મ અર્થાત્ અધિક આયુથી વૃદ્ધ થાય છે.

૧૨. શરીરના કેશ શ્વેત હોવાથી, વૃદ્ધ નથી થતો; કિંતુ જે યુવાન વિદ્યા ભણ્યો છે તેને વિદ્વાન્ લોક વૃદ્ધ જાણે છે.

૧૩. અને જે વિપ્ર વિદ્યા ભણ્યો નથી, તે જેવો કાષ્ઠનો હાથી, તથા ચામડાનો મૃગ થાય છે તેવો છે; અવિદ્વાન મનુષ્ય જગતમાં નામ માત્ર મનુષ્ય કહેવાય છે.

૧૪. એટલામાટે વિદ્યા ભણીને વિદ્વાન્ ધર્માત્મા થઇને નિર્વૈરતાથી સર્વ પ્રાણિયોના કલ્યાણનો ઉપદેશ કરે, અને ઉપદેશમાં વાણી મધુર અને કોમળ બોલે, જે સત્યોપદેશથી ધર્મની વૃદ્ધિ અને અધર્મનો નાશ કરે છે તે પુરૂષને ધન્ય છે.

નિત્ય સ્નાન, વસ્ત્ર, અન્ન, પાન, સ્થાન, એ સર્વ શુદ્ધ રાખે, કેમકે એ શુદ્ધ થવામાં ચિત્તની શુદ્ધિ અને આરોગ્યતા પ્રાપ્ત થઇને પુરૂષાર્થ વધે છે. શૌચ તેટલું કરવું યોગ્ય છે, કે જેટલાથી મલ દુર્ગન્ધ દૂર થઈ જાય.

**आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्त्त एवच ॥ मनु० अ० १ । १०८ ॥**

જે સત્ય ભાષણાદિ કર્મોનું આચરણ કરવું છે, તેજ વેદ અને સ્મૃતિમાં કહેલો આચાર છે.

**मानोवधीः पितरं मोत मातरंम् । यजुः अ०१६ मं०१५ ॥**

**आचार्य्य ब्रम्हचर्येण ब्रम्हचारिणमिच्छते ॥ अथर्व०कां० ११व-१५मं१७॥**

**मातृदेवो भव । पितृदेवो भव । आचार्य्यदेवो भव । अतिथिदेवो भव ॥ तैत्तिरी० ॥ प्र० ७ अ० ११ ॥**

માતા, પિતા, આચાર્ય્ય અને અતિથિની સેવા કરવી એ દેવ પૂજા કહેવાય છે. અને જે જે કર્મથી જગતનો ઉપકાર થાય, તે તે કર્મ કરવું, અને હાનિકારક છોડી દેવું એજ મનુષ્યનું મુખ્ય કર્ત્તવ્ય કર્મ છે. કદી નાસ્તિક, લંપટ, વિશ્વાસઘાતી, મિથ્યાવાદી, સ્વાર્થી, કપટી, છલી આદિ દુષ્ટ મનુષ્યોનો સંગ ન કરે. આપ્ત, જે સત્યવાદી, ધર્માત્મા, પરોપકારપ્રિય જન છે, તેમનો સદા સંગ કરવો એનું નામ શ્રેષ્ઠાચાર છે.

પ્રશ્ન—આર્યાવર્ત્ત દેશવાસિયોના આર્યાવર્ત્ત દેશથી ભિન્ન ભિન્ન દેશોમાં જવાથી આચાર નષ્ટ થઈ જાય છે કે નહીં?

ઉત્તર—એ વાત મિથ્યા છે, કેમકે જે બહાર ભિતરની પવિત્રતા કરવી છે અને સત્યભાષણાદિ આચરણ કરવાં છે તે જ્યાં કહીં કરશે, તે આચાર; અને તે ધર્મભ્રષ્ટ કદી નહીં રહેશે. અને જે આર્યાવર્તમાં રહીને પણ દુષ્ટાચાર કરશે, તે ધર્મ અને આચાર ભ્રષ્ટ કહેવાશે. જો એમ ન હોત તો

**मेरोर्हरेश्चद्वे वर्षे वर्षं ॥ हैमवतं ततः । क्रमेणैव व्यतिक्रम्य भारतं वर्षमासदत् ॥ १ ॥ अ० ३२७ ॥**

**स दृष्टा विविधान् देशान् चीनहूण निषेवितान् ॥ २ ॥ महाभारत० ॥**

આ શ્લોક ભારત શાંતિપર્વ મોક્ષધર્મમાં વ્યાસ–શુક સંવાદમાં છે. અર્થાત્ એક સમય વ્યાસજી પોતાના પુત્ર શુક અને શિષ્ય સહિત પાતાલ અર્થાત્ જેને હાલમાં અમેરિકા કહે છે તેમાં નિવાસ કરતા હતા. શુકાચાર્યે પિતાજીને એક પ્રશ્ન પૂછયો કે આત્મવિદ્યા આટલીજ છે કે અધિક? વ્યાસજીએ જાણીનેજ એ વાતનો પ્રત્યુત્તર ન આપ્યો, કેમકે એ વાતનો ઉપદેશ કરી ચુકયા હતા. બીજાની સાક્ષીને માટે પોતાનાં પુત્ર શુકને કહ્યું કે હે પુત્ર તું મિથિલા પુરીમાં જઇને એજ પ્રશ્ન

જનક રાજાને કર. તે એનો યથાયોગ્ય ઉત્તર આપશે. પિતાનું વચન સાંભળીને શુકાચાર્ય્ય પાતાલથી મિથિલાપુરી તરફ ચાલ્યા. પ્રથમ મેરૂ—હિમાલયથી ઇશાન, ઉત્તર અને વાયવ્ય કોણમાં જે દેશ છે તેનું નામ હરિવર્ષ હતું. અર્થાત્ હરિ કહે છે વાંદરને. તે દેશના મનુષ્ય હમણા પણ રક્ત મુખ અર્થાત્ વાનર સમાન ભૂરા નેત્રવાળા હોય છે. જે દેશનું નામ હમણા "યુરોપ" છે, તેનેજ સંસ્કૃતમાં "હરિવર્ષ" કહેતા હતા. તે તે દેશો જોતા જોતા અને જેને "હુણ" યહુદી પણ કહે છે તે દેશોને જોઇને ચીનમાં આવ્યા. ચીનથી હિમાલય અને હિમાલયથી મિથિલાપુરીમાં આવ્યા. વળી શ્રીકૃષ્ણ તથા અર્જુન પાતાલમાં અસ્વતરી—અગ્નિ યાન નૌકા કહે છે તેનાપર બેસી પાતાલમાં જઇને મહારાજા યુધિષ્ઠિરના યજ્ઞમાં ઉદ્દાલક ઋષિને લઈ આવ્યા હતા.

ધૃતરાષ્ટ્રનો વિવાહ ગાંધાર જેને "કંધાર" કંદહાર કહે છે ત્યાની રાજ્ય પુત્રી સાથે થયો હતો. માદ્રી પાંડુની સ્ત્રી "ઇરાન" ના રાજાની કન્યા હતી અને અરજુનનો વિવાહ પાતાલમાં જેને અમેરિકા કહે છે ત્યાનાં રાજાની પુત્રી ઉલુપી સાથે થયો હતો

જો દશ દેશાંતર, દ્વીપદ્વીપાંતરમાં ન જતા હોત તો એ સર્વ વાત થઈ શકતે? મનુસ્મૃતિમાં જે સમુદ્રમાં જનારી નૌકા પર કર લેવાનું લખ્યું છે, તે પણ આર્યાવર્તથી દ્વીપાંતરમાં જવાનું કારણ છે.

અને જ્યારે મહારાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો હતો, તેમાં સર્વ ભૂગોળના રાજાઓને બોલાવવા માટે નિમંત્રણ દેવા અર્થે ભીમ, અરજુન, નિકુલ, અને સહદેવ ચારે દિશાઓમાં ગયા હતા. જો દોષ માનતા હોત તો કદી જાત નહીં. માટે પ્રથમ આર્યાવર્ત્તદેશીય લોકો વ્યાપાર, રાજ્યકાર્ય્ય અને ભ્રમણાર્થે સર્વ ભૂગોલમાં ફરતા હતા. અને જે આજ કાલ આભડ છેટ અને ધર્મભ્રષ્ટ થવાની શંકા છે, એ કેવલ મૂર્ખોના બહેકાવવાથી અને અજ્ઞાન વધવાથી થઈ છે. જે મનુષ્ય દેશ દેશાંતર અને દ્વિપ દ્વિપાંતરમાં જવા આવવામાં શંકા નથી કરતા, તે દેશ દેશાંતરના અનેક વિધ મનુષ્યોના સમાગમથી તેની રીતભાત જોઇને પોતાનું રાજ્ય અને વ્યવહાર વધારવાથી નિર્ભય શૂરવીર થતાં જાય છે અને સારા વ્યવહારનું ગ્રહણ, અને નઠારી વાતોને છોડવામાં તત્પર થઇને મોટા ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે. વારૂ, જે મહાભ્રષ્ટ, મ્લેચ્છ કુલોત્પન્ન, વેસ્યાદિના સમાગમથી આચાર ભ્રષ્ટ ધર્મહીન નથી થતા પણ દેશ દેશાંતરના ઉત્તમ પુરૂષો સાથે સમાગમમાં આભડ છેટ અને દોષ માને છે!! એ કેવલ મૂર્ખતાની વાત નહી તો બીજું શું ? હા, એટલું કારણ તો છે કે જે લોક માંસભક્ષણ અને મદ્યપાન કરે છે, તેમના શરીર અને વીર્ય્યાદિ ધાતુ પણ દુર્ગન્ધાદિથી દુષિત થાય છે. તેટલામાટે તેમનો સંગ કરવાથી આર્યોને પણ એ કુલક્ષણ ન લાગી જાય, એ તો ઠીક છે, પરંતુ જ્યારે એમની સાથે વ્યવવાર અને ગુણગ્રહણ કરવામાં કાંઇ પણ દોષ કે પાપ નથી કિંતુ એમના મદ્યપાનાદિ દોષોને છોડીને ગુણોનું ગ્રહણ કરે તો તેમાં કાંઇ પણ હાનિ નથી. જ્યારે એમના સ્પર્શ અને દર્શનથી પણ મૂર્ખ જન પાપ ગણે છે, તેથી તેમની સાથે યુદ્ધ કદી કરી શકતા નથી. કેમકે યુદ્ધમાં તેમનો જોવા અને સ્પર્શ થવો અવશ્ય છે.

સજ્જન લોકોએ રાગ, દ્વેષ, અન્યાય, મિથ્યાભાષણાદિ દોષો છોડીને નિર્વૈર, પ્રીતિ પરોપકાર, સજ્જનતાદિનું ધારણ કરવું, એ ઉત્તમ આચાર છે. અને એ પણ સમજવું કે ધર્મ અમારા આત્મા અને કર્ત્તવ્યની સાથે છે. જ્યારે અમે સારાં કામ કરિયે છિયે, તો અમને દેશદેશાંતર અને દ્વીપદ્વીપાંતર જવામાં કાંઈ પણ દોષ લાગી શકતો નથી. દોષતો પાપના કામ કરવામાં લાગે છે. હા, એટલું અવશ્ય જોઇએ કે, વેદોક્ત ધર્મનો નિશ્ચય અને પાખંડ મતનું ખંડન કરવું અવશ્ય શીખી લે. જેથી કોઈ અમને જૂઠો નિશ્ચય ન કરાવી શકે. શું દેશદેશાંતર અને દ્વીપદ્વીપાંતરમાં જઈ રાજ્ય કે વ્યાપાર કર્યા વિના સ્વદેશની ઉન્નતિ કદી થઈ શકે છે ? જો સ્વદેશમાંજ સ્વદેશી લોક વ્યવહાર કરે અને પરદેશી પણ તેમના સ્વદેશમાં આવીને વ્યવહાર કે રાજ્ય કરે તો દારિદ્ર્ય અને દુઃખ વિના અન્ય કાંઇ પણ હાંસલ થઈ શકતું નથી ! પાખંડી લોક એમ સમજે છે કે જો અમે એમને વિદ્યા ભણાવીશું અને દેશદેશાંતરમાં જવાની આજ્ઞા આપીશું, તો એ બુદ્ધિમાન બનીને અમારી પાખંડની જાળમાં ન ફસવાથી અમારી પ્રતિષ્ઠા અને જીવિકા નષ્ટ થઈ જશે, એટલામાટેજ ભોજન છાદનમાં બખેડા–વાંધા નાખે છે, કે કોઇ અન્ય દેશમાં ન જઈ શકે. હા, એટલુંતો અવશ્ય જોઇએ કે મદ્યમાંસનું ગ્રહણ કદાપિ ભૂલીને પણ કરે નહીં. શું સર્વ બુદ્ધિમાનોએ એ નિશ્ચય નથી કર્યો કે રાજપુરૂષોમાં યુદ્ધ સમયે પણ ચોકા કરી રસોઇ બનાવી ખાવું તે અવશ્ય પરાજયનો હેતુ છે ? કિંતુ યુદ્ધમાં એક હાથે રોટલી ખાતા અને પાણી પીતા જવું અને બીજે હાથે શત્રુઓને ઘોડા, હાથી રથપર ચઢી વા પૈદલ થઇને મારતા જવું, અને પોતાનો વિજય કરવો, એજ ક્ષત્રિય લોકોનો આચાર અને પરાજિત થવું એ તેમનો અનાચાર છે.

આવી મૂઢતાથી એ લોકો ચોકો લગાવતાં લગાવતાં, વિરોધ કરતા કરાવતાં સર્વ સ્વતંત્રતા, આનંદ, ધન, રાજ્ય, વિદ્યા અને પુરૂષાર્થ પર ચોકો લગાવીને હાથ પર હાથ ધરી બેઠા છે, અને ઇચ્છા કરે છે કે કાંઇ પદાર્થ મફત મળે તો રાંધીને ખાઇએ પરંતુ એમ થવાથી જાણો કે સર્વ આર્યાવર્ત્ત દેશ ભરમાં ચોકો લગાવીને સર્વથા તેને નષ્ટ કરી દીધો છે. હા, જ્યાં ભોજન કરે, તે સ્થાનને ધોવા, લીંપવા, ઝાડવા, અને એઠું જુઠું દૂર કરવામાં પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ. પણ મુસલમાન કે ઇસાઇઓની પેઠે પાકશાળા ભ્રષ્ટ ન બનાવવી.

પ્રશ્ન—સખરી, નિખરી એ શું છે ?

ઉત્તર—સખરી જે જલ આદિમાં અન્ન પકાવવામાં આવે છે તે અને જે ઘી દૂધમાં પકાવવામાં આવે છે તે નિખરી–ચોખ્ખી. એ પણ એ ધૂર્તોએ ચલાવેલો પાખંડ છે, કેમકે જેમાં ઘી દૂધ અધિક લાગે, તેને ખવાય ? સ્વાદ અને ઉદરમાં ચિકણો પદાર્થ અધિક જાય, તેટલા માટે એ પ્રપંચ રચ્યો છે. નહીં તો જે આગ્ન કે કાલથી પાકેલો પદાર્થ એ પકો અને ન પાકેલો એ કાચો છે. જે પકો ખાવો અને કાચો નહીં ખાવો એ પણ સર્વત્ર ઠીક નથી કેમકે ચણાદિ કાચા પણ ખવાય છે.

પ્રશ્ન—દ્વિજ પોતાને હાથે રસોઇ બનાવીને ખાય કે શૂદ્રના હાથની?

ઉત્તર—શૂદ્રના હાથની બનાવેલી ખાય, કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણસ્થ સ્ત્રી-પુરૂષ વિદ્યા ભણાવવાના, રાજ્ય પાલવાના, અને પશુપાલન ખેતી તથા વ્યાપારના કામમાં તત્પર રહે છે પરંતુ શૂદ્રના પાત્રમાં અને તેમના ઘરનું પકાવેલું અન્ન આપત્કાલ વિના કદિ ન ખાય.

**आर्याधिष्ठिता वा शूद्राः संस्कर्त्तारः स्युः ॥ आपस्तंभ पटल० २ खंड २ सूत्र० ४ प्रपाठक २ ॥**

આર્યોના ઘરમાં શૂદ્ર અર્થાત્ મૂર્ખ સ્ત્રીપુરૂષ પાકાદિની સેવા કરે, પરંતુ તે શરીર વસ્ત્રાદિથી પવિત્ર રહે, આર્યોના ઘરમાં જ્યારે રસોઇ બનાવે ત્યારે મુખ બાંધીને બનાવે. કેમકે તેમના મુખથી ઉચ્છિષ્ટ અને નિકલતો શ્વાસ પણ અન્નમાં પડે નહીં. આઠમે દિન ક્ષૌર તથા નખ છેદના કરાવે અને સ્નાન કરીને પાક બનાવ્યા કરે, તથા આર્યોને ખવડાવી પછી પોતે ખાય.

પ્રશ્ન—શૂદ્રનું અડેલું પકકું અન્ન ખાવામાં જ્યારે દોષ લગાડે છે તો તેમના હાથનું બનાવેલું કેમ ખાઇ શકાય?

ઉત્તર—એ વાત કપોલ કલ્પિત જૂઠી છે, કેમકે જેમણે ગોળ, ખાંડ, શાકર, ઘૃત, દૂધ, લોટ, શાક, ફલ, મૂલ ખાધાં, તેમણે જાણો કે સર્વ જગત્ ભરના હાથનું બનાવેલું અને ઉચ્છિષ્ટ ખાઇ લીધું. કારણકે જ્યારે શૂદ્ર, ચમાર, ભંગી, મુસલમાન, ઇસાઇ આદિ લોકો ખેતીમાંથી શેરડીને કાપે છે, છોલે છે, પીલીને રસ કાઢે છે ત્યારે મળ મૂત્રોત્સર્ગ કરીને તેજ વગર ધોયા હાથોથી અડે છે, ઉપાડેછે, મુકે છે વળી અર્ધો સાંઠો ચૂંસી, રસ પીને અર્ધો તેમાં નાખી દે છે અને રસ પકાવતી વખતે તે રસમાં રોટલી પણ પકાવીને ખાય છે. જ્યારે ખાંડ શાકર બનાવે છે ત્યારે જૂના જોડા કે જેના તલીઆમાં વિષ્ટા, મૂત્ર, છાણ, ધુળ વગેરે લાગેલું રહે છે, તે જોડાથી તેને રગડે છે. દૂધમાં પોતાના ઘરના ઉચ્છિષ્ટ પાત્રોનું જલ નાખે છે. તેમાંજ ઘૃતાદિ ભરી રાખે છે. અને લોટ દળતી વખતે પણ તેવીજ રીતે ઉચ્છિષ્ટ હાથોથી ઉપાડે છે અને અંગનો પસીનો પણ લોટમાં ટપકતો જાય છે. ઇત્યાદિ. અને ફલ, મૂલ, કંદમાં પણ એવીજ લીલા થાય છે, જ્યારે એ પદાર્થોને ખાધા, ત્યારે તો જાણો કે સર્વના હાથનું ખાઇ લીધું.

પ્રશ્ન—ફલ, મૂળ, કંદ અને રસ ઇત્યાદિ અદૃષ્ટમાં દોષ નથી માનતા.

ઉત્તર—વાહ.વાહરે, વાહ! સત્ય છે કે તે એમ ઉત્તર ન દેતે તો શું ધળ રાખ ખાતે? ગોળ શાકર મીઠાં લાગે છે દુધથી પુષ્ટિ કરનારાંછે તો પછી આ મતલબ સિંધુની રચના શું ન કરે? ભલા ઠીક, પણ જો અદૃષ્ટમાં દોષ નથી તો ભંગી કે મુસલમાન્ પોતાને હાથે બીજા સ્થાનમાં બનાવી તમારી પાસે આવી તમને આપે તો ખાઇ લેશો કે નહીં? જો કહો કે નહીં તો પછી અદૃષ્ટમાં પણ દોષ છે. હા, મુસલમાન ઇસાઇ આદિ મદ્યમાંસાદિયોના હાથનું ખાવામાં આર્યોને પણ મદ્યમાંસાદિ ખાવાપીવાનો અપરાધ પછવાડેથી લાગી પડે છે પરંતુ માંહો માંહે આર્યોનું એક ભોજન થવામાં કાંઇ પણ દોષ નથી દેખાતો. જ્યાં સુધી એક મત, એક હાનિ લાભ, અને સુખ, દુઃખ પરસ્પર ન માને ત્યાંસુધી

ઉન્નતિ થવી બહુ કઠિન છે, તથાપિ માત્ર ખાવું પીવુંજ એક થવાથી સુધારો થઇ શકતો નથી. કિન્તુ જ્યાં સુધી નઠારી વાતોને નહી છોડે અને સારી વાતોનું ગ્રહણ ન કરે ત્યાંસુધી તેની વૃદ્ધિને બદલે હાનિ થાયછે. વિદેશિયોનું રાજ્ય આર્ય્યાવર્ત્તમાં થવાનું કારણ માહેમાહેની ફૂટ, મતભેદ, બ્રહ્મચર્ય્યનું સેવન ન કરવું, વિદ્યા ન ભણવી ભણાવવી,બાલ્યાવસ્થામાં અસ્વયંવર વિવાહ, વિષયાસક્તિ, મિથ્યાભાષણાદિ કુલક્ષણ, વેદવિદ્યાનો અપ્રચાર આદિ કુકર્મ્મો છે. જ્યારે માંહોમાંહે ભાઇ ભાઇઓ લડે છે ત્યારેજ ત્રીજો વિદેશી આવીને પંચ બની બેસે છે. શું તમે લોક મહાભારતની વાતો જે પાંચ સહસ્ત્ર વર્ષની પૂર્વે થઇ હતી, તેને પણ ભૂલી ગયા ? જુઓ ! મહાભારત યુદ્ધમાં સર્વે લોક લડાઇમાં સવારિયોપર ખાતા પીતા હતા. ત્યારે છુવાતું નહી હતું. પણ પછી આવી માંહોમાહેની ફૂટફાટથી કૌરવ પાંડવ અને યાદવોનું સત્યનાશ થઈ ગયું એતો થયું થઇ ગયું, પરંતુ અદ્યાપિ સુધી પણ તેજ રોગ પાછલ લાગેલોજ છે. કોણ જાણે એ ભયંકર રાક્ષસ કયારે છૂટશે કે આર્યોને સર્વ સુખોથી છોડવીને દુઃખસાગરમાં ડુબાવી મારશે ? તેજ દુષ્ટ દુર્યોધન, ગોત્રહત્યારો સ્વદેશવિનાશક, નીચના દુષ્ટમાર્ગમાં આર્ય્ય લોક અદ્યાપિ પણ ચાલીને દુઃખ વધારતા રહ્યા છે. હવે પરમેશ્વર કૃપા કરે ને એ રાજરોગ આર્ય્યોમાંથી નષ્ટ થઇ જાય.

ભક્ષ્યા ભક્ષ્ય બે પ્રકારના હોય છે, એક ધર્મશાસ્ત્રોક્ત અને બીજો વૈદ્યક શાસ્ત્રોક્ત. જેમ ધર્મશાસ્ત્રમાં:—

**अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ मनु० ५ । ५ ॥**

દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય. અને વૈશ્યોએ મલીન વિષ્ટા મૂત્રાદિના સંસર્ગથી ઉત્પન્ન થયલાં શાક, ફલ, મૂલાદિ ન ખાવાં.

**वर्जयेन्मधु मांसं च । मनु० २ । १७७ ॥**

જેમ અનેક પ્રકારના મદ્ય, ગાંજો, ભાંગ અફીમ આદિ વર્જ્ય કરવાં.

**बुद्धिं लुम्पति यद् द्रव्यं मदकारि तदुच्यते । शार्ङ्गधर अ० ४ । श्लो०२१॥**

જે જે બુદ્ધિનો નાશકરનાર પદાર્થ છે, તેનું સેવન કદી પણ ન કરે અને જેટલું અન્ન સડયું બગડયું, દુર્ગંધાદિથી દૂષિત, સારે પ્રકારે ન બનેલું હોય તે અને મદ્યમાંસાહારી મ્લેચ્છ કે જેમના શરીર મદ્યમાંસોના પરમાણુઓથીજ પૂરિત છે, તેમનાં હાથનું ન ખાવું. જેમાં ઉપકારક પ્રાણિયોની હિંસા, અર્થાત્ જેમ એક ગાયના શરીરમાંથી દૂધ, ઘી, બેલ, ગાય ઉત્પન્ન થવાથી તેની એક પેઢીમાં ચાર લાખ પચ્ચોતેર સહસ્ત્ર છસો મનુષ્યોને સુખ પોંચે છે, તો તેવાં પશુઓને ન મારે, ન મારવા દે.

જેમ કોઈ ગાયથી વીસ શેર અને કોઇ ગાયથી બશેર દૂધ પ્રતિદિન પ્રાપ્ત થાય, તો તેની પ્રત્યેક ગાય દીઠ અગ્યાર સેર દૂધની રાસ થાય છે. વળી કોઇ ગાય અઢાર અને કોઈ છ મહિના સુધી દૂધ દે છે, તેની રાસ બાર મહિના થઇ. હવે પ્રત્યેક ગાયના દૂધથી ૨૪૯૬૦ ( ચોવીસ હજાર નવ સો સાઠ ) મનુષ્ય એકવારમાં તૃપ્ત થઇ શકે છે. વળી તેના ૭ વાછડા અને ૭ વાછડી

થાય છે, તેમાંથી બે મરી જાય તો પણ દસ રહે. તેમાંથી પાંચ વાછડીઓનું દૂધ તેમાં મેળવીએ તો ૧૨૪૮૦૦ ( એક લાખ ચોવીસ હજાર આઠસો ) મનુષ્ય તૃપ્ત થઇ શકે છે, હવે રહ્યા પાંચ બેલ; તે જન્મભરમાં ૫૦૦૦ ( પાંચ હજાર ) મણ અન્ન ન્યૂનમાં ન્યૂન ઉત્પન્ન કરી શકે છે, તે અન્નમાંથી પ્રત્યેક મનુષ્ય ત્રણ પાસેર ( પોણોસેર ) ખાય તો અઢી લાખ મનુષ્યોની તૃપ્તિ થાય છે. એવી રીતે દૂધ અને અન્ન મળીને ૩૭૪૮૦૦ ( ત્રણ લાખ ચુમોતેર હજાર આઠસો ) મનુષ્ય તૃપ્ત થાય છે. એ બેઉ સંખ્યા મેળવ્યાથી એક ગાયની એક પેઢીમાં ૪૭૫૬૦૦ ( ચાર લાખ પચ્ચોતેર હજાર છસો ) મનુષ્યનું એકવારનું પાલન થાય છે અને એ પ્રમાણે જો પેઢી વધારીને ગણતી કરે તો તેથી અસંખ્યાત મનુષ્યોનું પાલન થાયછે. વળી એ ઉપરાંત બલદો ગાડી સવારીથી ભાર ઉપાડવા આ કર્મોથી મનુષ્યોના ઘણા ઉપકારી થાય છે. તથા તેમજ ગાય દૂધમાં અધિક ઉપકારક થાય છે. પરંતુ જેમ ગાય ઉપકારક થાય છે તેમજ ભેંસ પણ છે. પરંતુ ગાયના ઘી દૂધથી જેટલો બુદ્ધિની વૃદ્ધિનો લાભ થાય છે તેટલો ભેંસના દૂધથી નહી, તેથી આર્યોએ ગાયને મુખ્યોપકારક ગણી છે. જો કોઈ અન્ય વિદ્વાન્ હશે, તે પણ આપ્રકારે સમજશે.

બકરીના દૂધથી ૨૫૯૨૦ ( પચ્ચીસ હજાર નવ સો, વીસ ) મનુષ્યોનું પાલન થાય છે. * તેમ હાથી, ઘોડા, ઉંટ, મેઢાં, ગધેડા આદિથી પણ મોટા ઉપકાર થાય છે. એ પશુઓને મારવાવાળાને સર્વ મનુષ્યોની હત્યાકરનારો જાણી લેવો. જુઓ ! જ્યારે કે આર્યોનું રાજ્ય હતું ત્યારે આ મહોપકારક ગાય આદિ પશુ મારવામાં ન આવતાં હતાં તે કાળમાં આર્યાવર્ત્ત કે ભૂગોળના બીજા દેશોની અંદર આનંદમાં મનુષ્યાદિ પ્રાણિયો વર્ત્તતા હતા કેમકે દૂધ, ઘી, બેલ આદિ પશુઓની પુષ્કલ છૂટ હોવાથી અન્ન, રસ પુષ્કલ પ્રાપ્ત થતાં હતાં. જ્યારથી વિદેશી માંસાહારી આ દેશમાં આવીને ગૌ આદિ પશુઓને મારવાવાળા મદ્યપાની રાજ્યાધિકારી થયા છે, ત્યારથી ક્રમશઃ આર્યોના દુઃખની વૃદ્ધિ થતી જાય છે કેમકે:—

**नष्टे मूले नैव फलं न पुष्पम्। वृद्धचाणक्य अ० १०। १३ ॥**

જ્યારે વૃક્ષનું મૂલજ કાપી નાખવામાં આવે ત્યારે તો ફલ, ફૂલ કયાંથી થાય?

પ્રશ્ન—જો સઘળા અહિંસક થઇ જાય, તો વ્યાઘ્રાદિ પશુ એટલાં વધી જાય કે સર્વ ગાય આદિ પશુઓને મારી ખાય, અને તમારૂં પુરૂષાર્થજ વ્યર્થ થઇ જાય?

ઉત્તર—એ રાજપુરૂષોનું કામ છે કે જે હાનિકારક પશુ કે મનુષ્ય હોય, તેમને દંડ આપે, અને પ્રાણથી પણ વિયુક્ત કરી દે.

પ્રશ્ન—પછી શું તેનું માંસ ફેંકી દે?

ઉત્તર—ચાહે ફેંકી દે, ચાહે કુતરાં આદિ માંસાહારિયોને ખવાડી દે કે બાળી નાંખે અથવા કોઈ માંસાહારી હોય ને તે ખાય તોપણ સંસારની કાંઇ હાની નથી થતી કિંતુ તે મનુષ્યનો સ્વભાવ માંસાહારી થઇને હિંસક બની શકે છે.

* એની વિશેષ વ્યાખ્યા ગોકરૂણાનિધિમાં કરેલી છે.

હિંસા અને ચોરી, વિશ્વાસઘાત, છલ, કપટ આદિથી પદાર્થોને પ્રાપ્ત થઇને જેટલો ભોગ કરવો તે અભક્ષ્ય; અને અહિંસાધર્માદિ કર્મોથી પ્રાપ્ત થઇને ભોજનાદિ કરવું એ ભક્ષ્ય છે. જે પદાર્થોથી સ્વાસ્થ્ય, રોગનાશ, બુદ્ધિ, બલ, પરાક્રમની વૃદ્ધિ અને આયુવૃદ્ધિ થાય, એવા તાંદુલા (ચોખા) દિ ગોધૂમ, ફલ, મૂલ, કંદ, દૂધ, ઘી, વગેરે મિષ્ટાદિ પદાર્થોનું સેવન યથાયોગ્ય પાક મેળવણી કરીને યથોચિત સમયપર મિતાહાર ભોજન કરવું એ સર્વ ભક્ષ્ય કહેવાય છે. જેટલા પદાર્થ પોતાની પ્રકૃતિથી વિરૂદ્ધ વિકાર કરવાવાળા હોય, તેનો તેનો સર્વથા ત્યાગ કરવો. તથા જે જે જેને જેને માટે વિહિત છે, તે તે પદાર્થોનું ગ્રહણ કરવું, એ પણ ભક્ષ્ય છે.

પ્રશ્ન—એક સાથે બેસી ખાવામાં કાંઇ દોષ છે કે નહી ?

ઉત્તર—દોષ છે, કેમકે એકની સાથે બીજાનો સ્વભાવ અને પ્રકૃતિ મળતાં નથી. જેમ કુષ્ઠી (કોઢવાળો) આદિની સાથે ખાવાથી સારા મનુષ્યનું પણ રૂધિર બગડી જાય છે, તેમજ બીજાની સાથે ખાવામાં પણ કાંઇક બિગાડ વખતે થઇ જાય છે. સુધારો નહી:—

**नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याचैव तथान्तरा ।**
**नचैवात्यशनं कुर्यान्नचोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ मनु० २ । ५६ ॥**

ન કોઇને પોતાનો ઉચ્છિષ્ટ પદાર્થ આપવો, અને ન કોઇનો ભોજનમાં પોતે ખાવો, ન અધિક ભોજન કરવું અને ન ભોજન કર્યા પછી હાથ મોં ધોયા વિના અહીં તહીં જવું.

પ્રશ્ન—"**गुरोरुच्छिष्टभोजनम्**" એ વાક્યનો શો અર્થ થશે ?

ઉત્તર—એનો એ અર્થ છે કે ગુરૂ ભોજન કરે તે પશ્ચાત્ જે પૃથક્ અન્ન શુદ્ધ સ્થિત રહે તેનું ભોજન કરવું અર્થાત્ ગુરૂને પ્રથમભોજન કરાવીને પશ્ચાત્ શિષ્યોએ ભોજન કરવું જોઇએ.

પ્રશ્ન—જો ઉચ્છિષ્ટ માત્રનો નિષેધ છે. તો માખીઓનું ઉચ્છિષ્ટ મધ, વાછરડાનું ઉચ્છિષ્ટ દૂધ, અને એક ગ્રાસ ખાધા પશ્ચાત પોતાનું પણ ઉચ્છિષ્ટ થાય છે, તો પછી તે પણ ન ખાવું જોઇએ.

ઉત્તર—મધ કથન માત્રજ ઉચ્છિષ્ટ થાય છે, પરંતુ તે ઘણી ખરી ઔષધિઓનો સાર હોવાથી ગ્રાહ્ય છે, અને વાછરડા તે પોતાની માના સ્તનથી બાહર આવતું દૂધ પિયે છે અંદરનું દૂધ તે પી શકતા નથી તેથી તે ઉચ્છિષ્ટ થતું નથી પરંતુ વાછરડાંના પીધા પછી જલથી તેની માના સ્તન ધોઇને શુદ્ધ પાત્રમાં દૂધ દોહવું જોઇએ. અને પોતાનુ ઉચ્છિષ્ટ થયલું પોતાને વિકારકારક થતું નથી. જુઓ ! સ્વાભાવથી એ વાત સિદ્ધ છે કે કોઇનું ઉછિષ્ટ કોઈ પણ ન ખાય. જેમ પોતાના મુખ, નાક, કાન, આંખ, તથા ઉપસ્થ અને ગુહ્યેંદ્રિયોનાં મલ મૂત્રાદિના સ્પર્શમાં ઘૃણા નથી થતી પણ કોઈ અન્યના મલ મૂત્રના સ્પર્શમાં ઘૃણા થાય છે. એથી એ સિદ્ધ થાય છે કે એ વ્યવહાર સૃષ્ટિ ક્રમથી વિપરીત નથી, એટલા માટે તેમ મનુષ્ય માત્રને ઉચિત છે કે કોઇનું ઉછિષ્ટ એટલે એંઠું ન ખાવું.

પ્રશ્ન—ભલા, સ્ત્રીપુરૂષ પણ પરસ્પર ઉચ્છિષ્ટ ન ખાય ?

ઉત્તર—નહી, કેમકે તેમના પણ શરીરોના સ્વભાવ ભિન્ન ભિન્ન છે.

પ્રશ્ન—કહોજી, ત્યારે મનુષ્યમાત્રના હાથની કરેલી રસોઇ ખાવામાં શો દોષ છે? કેમકે બ્રાહ્મણથી લઇને ચાંડાલ પર્યંતનાં શરીર, હાડ, માંસ, ચામડાંના છે. અને જેવું રૂધિર બ્રાહ્મણના શરીરમાં છે તેવુંજ લોહી ચાંડાલાદિનાં શરીરમાં છે. તો પછી મનુષ્ય માત્રના હાથની રાંધેલી રસોઈ તે ખાવામાં શો દોષ છે?

ઉત્તર—દોષ છે, કેમકે જે ઉત્તમ પદાર્થોનાં ખાવા પીવાથી બ્રાહ્મણ અને બ્રાહ્મણીનાં શરીરમાં દુર્ગન્ધાદિ દોષ રહિત રજવીર્ય ઉત્પન્ન થાય છે, તેવાં ચાંડાલ અને ચાંડાલણીનાં શરીરમાં થતું નથી કેમકે ચાંડાલનાં શરીર દુર્ગંધનાં પરમાણુઓથી ભરેલાં હોય છે તેવાં બ્રાહ્મણાદિ વર્ણોનાં હોતાં નથી. એટલામાટે બ્રાહ્મણાદિ ઉત્તમ વર્ણોના હાથનું ખાવું અને ચાંડાલાદિ નીચ ભંગી ચમારાદિના હાથનું ન ખાવું. ભલા. દલીલમાં કોઈ તમને પૂછશે કે જેવાં ચામડાનાં શરીર માતા, સાસુ, બ્હેન, કન્યા, અને પુત્રવધૂના છે, તેવુંજ શરીર પોતાની સ્ત્રીનું પણ છે, તો શું માતા આદિ સ્ત્રીઓની સાથે પણ સ્વસ્ત્રી સમાન વર્તાશે? ત્યારે તમારે સંકુચિત થઇને ચુપજ રહેવું પડશે. જેમ હાથ અને મુખથી ઉત્તમ અન્ન ખવાય છે, તેમ દુર્ગન્ધ પણ ખાઈ શકાય છે. શું કોઈ મળાદિ પણ ખાશે? શું એવો પણ કોઇ હોઈ શકે?

પ્રશ્ન—જો ગાયના ગોબર-છાણથી લીપો છો તો પોતાના ગોબરથી કેમ નથી લીપતા? અને ગોબરના ચોકામાં જવાથી ચોકા અશુદ્ધ કેમ નથી થતા?

ઉત્તર—ગાયના છાણથી તેવો દુર્ગન્ધ નથી થતો જેવો કે મનુષ્યના મલથી થાય છે. ગોમય ચિકણો હોવાથી શીઘ્ર નથી ઉખડતો નથી કપડાં બગડતાં, નથી મલીન થતાં. જેવો માટીથી મેલ ચઢે છે તેવો સુકાં છાણથી નથી ચઢતો. માટી અને છાણથી સ્થાનનું લેપન કરે છે, તે દેખાવમાં અતિ સુંદર હોય છે. અને જ્યાં રસોઇ બને છે, ત્યાં ભોજનાદિ કરવાથી ઘી, મિષ્ટ અને ઉચ્છિષ્ટ પણ પડે છે, તેથી માખી, કીડી, આદિ ઘણા ખરા જીવો મલિન સ્થાન રહેવાથી આવે છે. જો ત્યાં ઝાડુ લેપનાદિથી પ્રતિદિન શુદ્ધ ન કરવામાં આવે તો જાણે સંડાસ-જાજરૂ જેવું તે સ્થાન થઈજાય છે, એટલા માટે પ્રતિદિન છાણ માટી ઝાડૂથી સર્વથા શુદ્ધ રાખવું અને જો પાકું મકાન (છો બન્ધ) હોય તો જલથી ધોઇને શુદ્ધ રાખવું જોઇએ. એથી પૂર્વોક્ત દોષોની નિવૃત્તિ થઇ જાય છે. જેમ મિયાંજીના રસોડામાં કહીં કોયલા, કહીં રાખ, કહીં લાકડાં, કહીં ફૂટી હાંલ્લી, કહીં એઠી રકેબી અને કહીં હાડકાં, તંગડી પડેલાં રહે છે, અને માખિયોનું તો શુંજ કહેવું તે સ્થાન એવું નઠારૂં લાગે છે કે જો કોઇ શ્રેષ્ઠ મનુષ્ય જઇને બેસે, તો તેને ઉલટી થવાનો પણ સંભવ છે, અને દુર્ગંધના સ્થાન સમાનજ તે દેખાય છે. ભલા જો કોઈ એમને પૂછે કે જો છાણથી ચોકા લગા-

વવામાં જો તમે દોષ ગણો છો, તો પછી ચૂલામાં છાણા અડાયા બીડી તેના અંગારથી તમાકુ પીવામાં, અને ઘરની ભિત પર લેપન કરવા આદિથી મિયાંજીનો પણ ચોકો ભ્રષ્ટ થઇ જતો હશે એમાં શો સંદેહ?

પ્રશ્ન—ચોકામાં બેસી ભોજન કરવું સારૂં કે બાહર બેસીને?

ઉત્તર—જે જગાએ સારૂં રમણીય સુંદર સ્થાન દેખે, ત્યાં ભોજન કરવું જોઇએ,પરંતુ આવશ્યક યુદ્ધાદિકોમાં તો ઘોડા આદિ યાનો પર બેસીને કે ઉભા ઉભા પણ ખાવું પીવું અત્યન્ત ઉચિત છે.

પ્રશ્ન—શું પોતાનાજ હાથનું ખાવું અને અન્યના હાથનું નહીં ખાવું?

ઉત્તર—જો આર્ય્યોમાં શુદ્ધ રીતિથી બનાવે, તો બરાબર સર્વ આર્ય્યોની સાથે ખાવામાં કાંઇ પણ હાનિ નથી, કેમકે જો બ્રાહ્મણાદિ વર્ણસ્થ સ્ત્રીપુરૂષો, રસોઈ બનાવવાના, ચોકા દેવાના, વાસણ. કુસણ માંજવાના આદિ બખેડામાં પડયા રહે, તો વિદ્યાદિ શુભ ગુણોની વૃદ્ધિ કદી પણ નહી થઇ સકે જુઓ! મહારાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભૂગોળભરના રાજા, ઋષિ, મહર્ષિ આવ્યા હતા, તેઓ એકજ પાકશાળામાં ભોજન કર્યા કરતા હતા. પણ જ્યારથી ઇસાઇ, મુસલમાન આદિના મતમતાંતર ચાલ્યા, માહોમાહે વૈરવિરોધ થયો, તેમણે મદ્યપાન ગોમાંસાદિનું ખાવું પીવું સ્વીકાર કર્યું તેજ સમયથી ભોજનાદિમાં બખેડા પેઠા. જુઓ! કાબુલ, કંદહાર ઇરાન, અમેરિકા, યૂરોપ આદિ દેશોના રાજાઓની કન્યા—ગાન્ધારી, માદ્રી, ઉલુપી આદિની સાથે આર્યાવર્ત્તદેશીય રાજાઓ વિવાહ આદિ વ્યવહાર કરતા હતા. શકુનિ આદિ કૌરવ પાંડવોની સાથે ખાતા પીતા હતા, કાંઇ વિરોધ કરતા ન હતા, કેમકે તે સમયે સર્વ ભૂગોળમાં વેદોક્ત એક ધર્મ હતો તેમાં સર્વની નિષ્ઠા હતી અને એક બીજાના સુખ, દુઃખ, હાનિ, લાભ માહો માહેમાં પોતાના સરખાં સમજતા હતા, ત્યારેજ ભૂગોળમાં સુખ હતું. હવે તો ઘણાજ મતવાળા થવાથી ઘણા દુઃખ અને વિરોધ વધી ગયાં છે. એનું નિવારણ કરવું, એ બુદ્ધિમાનોનું કામ છે. પરમાત્મા સર્વના મનમાં સત્ય ધર્મનો એવો અંકુર રોપે કે જેથી મિથ્યામત મતાંતર શીઘ્રજ પ્રલયને પ્રાપ્ત થાય. એમાં સર્વ વિદ્વાન્ લોકો વિચાર કરીને વિરોધ ભાવ છોડીને આનંદને વધારે.

આ થોડુંક આચાર અનાચાર, ભક્ષ્યાભક્ષ્ય વિષયમાં લખ્યું. આ ગ્રંથનો પૂર્વાર્દ્ધ આ દશમાં સમુલ્લાસ સાથે પુરો થઇ ગયો. આ સમુલ્લાસોમાં વિશેષ ખંડન મંડન એટલા માટે નથી લખ્યાં કે જ્યાં સુધી મનુષ્ય સત્યાસત્યના વિચારમાં કાંઇ પણ સામર્થ્ય નથી વધારતા ત્યાંસુધી સ્થૂલ અને સૂક્ષ્મ ખંડનોના અભિપ્રાયને નથી સમજી શકતા એટલામાટે પ્રથમ સર્વને સત્યશિક્ષાનો ઉપદેશ કરીને હવે ઉત્તરાર્દ્ધ કે જેમાં ચાર સમુલ્લાસ છે તેમાં વિશેષ ખંડન મંડન લખીશું. એ ચારેમાંથી પ્રથમ સમુલ્લાસમાં આર્ય્યાવર્તીય મતમતાંતરનાં બીજામાં જૈનિયોનાં, ત્રીજામાં ઇસાઇનાં, અને ચોથામાં

મુસલમાનોનાં, મતમતાંતરના ખંડન મંડન વિષયમાં લખીશું અને તત્ પશ્ચાત્ ચૌદમાં સમુલ્લાસના અંતમાં સ્વમત પણ દેખડાવવામાં આવશે. જે કોઈ વિશેષ ખંડન મંડન જોવા ઇચ્છે, તો તે આ ચારે સમુલ્લાસોમાં જુએ, પરંતુ સામાન્ય રીતીએતો કહીં કહીં દશ સમુલ્લાસોમાં પણ કંઇક થોડું ખંડન મંડન કર્યું છે. આ ચૌદ સમુલ્લાસોને પક્ષપાત છોડી, ન્યાયદૃષ્ટિથી જે જોશે તેના આત્મામાં સત્ય અર્થનો પ્રકાશ થઇને આનંદ થશે અને જે હઠ, દુરાગ્રહ અને ઈર્ષ્યાથી જોશે, સાંભળશે, તેને આ ગ્રંથનો અભિપ્રાય યથાર્થ વિદિત થવો, બહુ કઠિન છે. તેટલામાટે જે કોઈ એને યથાવત્ ન વિચારશે તે એનો અભિપ્રાય ન પામીને ગોતાં ખાયા કરશે. વિદ્વાનોનું તો એજ કામ છે કે સત્યાસત્યનો નિર્ણય કરીને સત્ય ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવો. તેથી તેઓ પરમ આનંદિત થાય છે. તેજ ગુણગ્રાહક પુરૂષ વિદ્વાન્ થઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ફલોને પ્રાપ્ત કરી પ્રસન્ન રહે છે.

इति श्रीमद्दयानन्द सरस्वतीस्वामिकृते सत्यार्थ प्रकाशे
सुभाषाविभूषिते आचारानाचारभक्ष्याभक्ष्यविषये
दशमः समुल्लासः सम्पूर्णः ॥ १० ॥

समाप्तोयं पूर्वार्द्धः ॥

---



# अनुभूमिका ॥

આ સિદ્ધ વાત છે કે પાંચ સહસ્ર વર્ષ પૂર્વે વેદ મતથી ભિન્ન અન્ય કોઈ પણ મત ન હતો કેમકે વેદોક્ત સર્વ વાતો વિદ્યાથી અવિરુદ્ધ છે. વેદોની અપ્રવૃત્તિ થવાનું કારણ મહાભારતનું યુદ્ધ થયું. વેદની અપ્રવૃત્તિથી અવિદ્યાન્ધકાર ભૂગોળમાં વિસ્તૃત થવાથી મનુષ્યોની બુદ્ધિ ભ્રમયુક્ત થઈને જેના મનમાં જેમ આવ્યું, તેવો મત ચલાવ્યો. એ સર્વ મતોમાં ૪ ચાર મત અર્થાત્ જે વેદ વિરુદ્ધ પુરાણી, જૈની, કિરાની અને કુરાની છે તે સર્વ મતોના મૂલ છે. તે ક્રમથી એક પછી બીજો, ત્રીજો, ચોથો એમ ચાલ્યા છે. હમણા એ ચારોની શાખા એક સહસ્રથી ન્યૂન નથી. એ સર્વ મતવાદિયો, એમના ચેલા, અને અન્ય સર્વને પરસ્પર સત્યાસત્યનો વિચાર કરવામાં અધિક પરિશ્રમ ન પડે, એટલામાટે આ ગ્રંથ બનાવ્યો છે. જે જે એમાં સત્ય મતનું મંડન અને અસત્ય મતનું ખંડન લખ્યું છે, તે સર્વને જણાવવુંજ એ પ્રયોજન સમજવામાં આવ્યું છે. એમાં જેવી મારી બુદ્ધિ, જેટલી વિદ્યા, અને જેટલો એ ચારે મતોના મૂળ ગ્રંથો જોવાથી બોધ થયલો છે તેને સર્વના સમક્ષ નિવેદિત કરી દેવો હું ઉત્તમ સમજ્યો છું, કેમકે વિજ્ઞાન ગુપ્ત થયાનો પુનર્મિલાપ થવો સહજ નથી. પક્ષપાત છોડીને એને જોવાથી સત્યાસત્ય મત સર્વને વિદિત થઈ જશે. પશ્ચાત્ સર્વને પોતા પોતાની સમજને અનુસારે સત્ય મતનું ગ્રહણ કરવું અને અસત્ય મતને છોડવો સહજ થઈ પડશે. એમાંથી જે પુરાણાદિ ગ્રંથોથી શાખા શાખાન્તર રૂપ મત જે આર્યાવર્ત્ત દેશમાં ચાલ્યા છે તેમનાં સંક્ષેપથી ગુણદોષ આ ૧૧ માં સમુલ્લાસમાં દેખાડવામાં આવે છે. આ મારાં કર્મથી યદિ ઉપકાર ન માને તો વિરોધ પણ ન કરે, કેમકે મારો તાત્પર્ય્ય કોઈની હાનિ કે વિરોધ કરવામાં નથી, કિન્તુ સત્યાસત્યનો નિર્ણય કરવા કરાવવાનો છે. એજ પ્રકારે સર્વ મનુષ્યોએ ન્યાયદૃષ્ટિથી વર્ત્તવું અતિ ઉચિત છે. મનુષ્ય જન્મનું હોવું, સત્યાસત્યનો નિર્ણય કરવા કરાવવા માટે છે, પણ વાદ, વિવાદ, વિરોધ કરવા કરાવવા માટે નથી. આ મતમતાન્તરના વિવાદથી જગતમાં જે જે અનિષ્ટ ફલ થયાં છે, થાય છે અને થશે, તેને પક્ષપાત રહિત વિદ્વજ્જન જાણી શકે છે. જ્યાંસૂધી આ મનુષ્ય જાતિમાં પરસ્પર મિથ્યા મતમતાન્તરનો વિરૂદ્ધવાદ નહી છૂટશે ત્યાંસૂધી અન્યોન્યને આનન્દ ન થશે, યદિ આપણે સર્વ મનુષ્યો અને વિશેષે કરીને વિદ્વજ્જન ઈર્ષ્યા, દ્વેષ, છોડી, સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવા કરાવવા ચાહે તો આપણે માટે એ વાત. અસાધ્ય નથી. એ નિશ્ચય છે કે એ વિદ્વાનોના વિરોધેજ સર્વને વિરોધ જાળમાં ફસાવી રાખ્યા છે; યદિ એ લોક પોતાના પ્રયોજનમાં ન ફસીને સર્વના પ્રયોજનને સિદ્ધ કરવા ચાહે તો હમણા ઐક્યમત થઈ જાય. તે થવાની યુક્તિ આ ગ્રંથની પૂર્તિમાં લખીશું. સર્વશક્તિમાન્ પરમાત્મા એક મતમાં પ્રવૃત્ત થવાનો ઉત્સાહ સર્વ મનુષ્યોના આત્મામાં પ્રકાશિત કરે.

**अलमति विस्तरेण विपश्चिद्वरशिरोमणिषु ॥**

# उत्तरार्द्धः ॥

## अथैकादश समुल्लासारम्भः ॥

### अथाऽऽर्य्यावर्त्तीयमतखंडनमंडने विधास्यामः ॥

હવે આર્ય્યલોક જે આર્ય્યાવર્ત્ત દેશમાં વસનારા છે તેમના મતનાં ખંડન મંડનનું વિધાન કરીશું. આ આર્ય્યાવર્ત્ત દેશ એવો છે કે જેની સદૃશ ભૂગોળમાં અન્ય કોઇ દેશ નથી. એટલા માટે આ ભૂમિનું નામ સુવર્ણ ભૂમિ છે કેમકે એજ સુવર્ણાદિ રત્નોને ઉત્પન્ન કરે છે. અને એથીજ સૃષ્ટિની આદિમાં આર્યલોક આ દેશમાં આવી વસ્યા હતા તેથી અમે સૃષ્ટિ વિષયમાં કહી આવ્યા છિયે કે આર્ય્ય નામ ઉત્તમ પુરૂષોનું છે અને આર્ય્યોથી ભિન્ન મનુષ્યોનું નામ દસ્યુ છે. ભૂગોળમાં જેટલા દેશ છે, તે સઘળા આ દેશની પ્રશંસા કરે છે અને આશા રાખે છે કે પારસ મણિ પત્થર સાંભળવામાં આવે છે, તે વાત તો જૂઠી છે, પરંતુ આર્ય્યાવર્ત્ત દેશજ સાચો પારસમણિ છે કે જેને લોહરૂપ દરિદ્રી વિદેશી સ્પર્શ કરતાંજ સુવર્ણતુલ્ય અર્થાત્ ધનાઢ્ય થઇ જાય છે.

**एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः । स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ मनु०—अ० २ । श्लो० २० ॥**

સૃષ્ટિથી લઇને પાંચ સહસ્ર વર્ષોની પૂર્વ સમય પર્ય્યંત આર્ય્યોનું સાર્વભૌમ ચક્રવર્તી અર્થાત્ ભૂગોળમાં સર્વોપરિ માત્ર એક રાજ્ય હતું. અન્ય દેશમાં માંડલિક અર્થાત્ નાના નાના રાજા રહેતા હતા, કેમકે કૌરવ પાંડવ પર્ય્યન્ત અહીંના રાજ્ય અને રાજશાસનમાં સર્વ ભૂગોળના સર્વ રાજા અને પ્રજા ચાલતાં હતાં, કારણ કે આ મનુસ્મૃતિ જે સૃષ્ટિની આદિમાં થઈ છે, તેનું આ પ્રમાણ છે.

આજ આર્ય્યાવર્ત્ત દેશમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણ–વિદ્વાનોથી ભૂગોળના મનુષ્ય બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, દસ્યુ, મ્લેચ્છાદિ સર્વે પોતપોતાની યોગ્ય વિદ્યા ચરિત્રની શિક્ષા અને વિદ્યાભ્યાસ કરતા અને મહારાજા યુધિષ્ઠિરજીના રાજસૂયયજ્ઞ અને મહાભારત યુદ્ધ પર્યન્ત અહીંના રાજ્યાધીન સર્વ રાજ્ય હતાં ! ચીનનો ભગદત્ત, અમેરિકાનો બબ્રુવાહન, યુરોપદેશનો બિડાલાક્ષ અર્થાત્ બીલાડાનાં જેવાં નેત્રોવાળા યવન જેને યૂનાન કહેતા આવ્યા છીએ અને ઇરાનનો શલ્ય આદિ સર્વે રાજા રાજસૂય યજ્ઞ અને મહાભારત યુદ્ધમાં આજ્ઞાનુસાર આવ્યા હતા. જ્યારે રઘુગણ રાજા હતો ત્યારે રાવણ પણ અહીંને આધીન હતો. જ્યારે રામચંદ્રના સમયમાં વિરૂદ્ધ થઈ ગયો ત્યારે તેને રામચંદ્રે દંડ દઈને રાજ્યથી નષ્ટ ભ્રષ્ટ કરીને તેના ભાઈ વિભીષણને રાજ્ય આપ્યું હતું. સ્વાયંભવ રાજાથી લઈને પાંડવ પર્યંત આર્ય્યોનું ચક્રવર્તી રાજ્ય રહ્યું. તત્પશ્ચાત્ પરસ્પરના વિરોધથી લડીને નષ્ટ થઈ ગયા, કેમકે પરમાત્માની આ સૃષ્ટિમાં અભિમાની, અન્યાયકારી, અને અવિદ્વાનોના રાજ્ય બહુ દિવસ નથી રહેતાં અને આ સંસારની સ્વાભાવિક પ્રવૃત્તિ છે કે જ્યારે બહુજ ધન અસંખ્ય પ્રયોજનથી અધિક થાય છે, ત્યારે આલસ્ય, પુરૂષાર્થરહિતતા, ઇર્ષ્યા, દ્વેષ, વિષયાસક્તિ અને પ્રમાદ વધે છે. તેથી દેશમાં વિદ્યા, સુશિક્ષા નષ્ટ થઇને દુર્ગુણ અને દુષ્ટ વ્યસન વધી જાય છે. જેવાં કે મદ્યમાંસ સેવન, બાલ્યાવસ્થામાં વિવાહ, અને સ્વેચ્છાચારાદિ દોષ વધી જાય છે, અને જ્યારે યુદ્ધ વિભાગમાં યુદ્ધ વિદ્યાકૌશલ્ય અને સેના એટલી વધે, કે જેની સામે થનાર ભૂગોળમાં અન્ય ન હોય, ત્યારે તે લોકોમાં પક્ષપાત તથા અભિમાનનો વધારો થવાથી અન્યાય વધી જાય છે. જ્યારે એ દોષ જામી જાય છે ત્યારે પરસ્પરમાં વિરોધ વધીને પછી તેનાથી અધિક બીજા નાના કુલોમાંથી કોઇ એવો સમર્થ પુરૂષ ઉભો થાય છે કે તેનો પરાજય કરવામાં તે સમર્થ નીવડેછે જેમ મુસલમાની બાદશાહીની સામે શિવાજી અને ગોવિંદસિંહજીએ ઉભા થઇને મુસલમાનોના રાજ્યોને છિન્ન ભિન્ન કરી નાખ્યાં હતાં.

**अथ किमेतैर्वा परेऽन्ये महाधनुर्धराश्चक्रवर्तिनः केचित्सुद्युम्नभूरिद्युम्नेन्द्रद्युम्नकुवलयाश्वयौवनाश्ववद्ध्र्यश्वाश्वपतिशशबिन्दुहरिश्चन्द्राऽम्बरीषोननक्तुशर्यातिययात्यनरण्याक्षसेनादयः । अथ मरुत्तभरतप्रभृतयो राजानः । मैत्र्युपनि०–प्र० १ खं० ४ ॥**

ઇત્યાદિ પ્રમાણોથી સિદ્ધ છે કે, સૃષ્ટિથી લઇને મહાભારત પર્ય્યન્ત ચક્રવર્તી સાર્વભૌમ રાજા આર્ય્યકુળમાંજ થયા હતા. હવે એમના સન્તાનોના અભાગ્યોદય થવાથી રાજભ્રષ્ટ થઇને વિદેશિયોના પાદાક્રાંત થઈ રહ્યા છે. જેમ અહીં સુદ્યુમ્ન, ભૂરિદ્યુમ્ન, ઇન્દ્રદ્યુમ્ન, કુવલયાશ્વ, યૌવનાશ્વ, બ્રુદ્ધશ્વ, અશ્વપતિ, શશબિન્દુ, હરિશ્ચંદ્ર, અમ્બરીષ, નનકતુ, સર્યાતિ, યયાતિ, અનરણ્ય, અક્ષસેન, મરૂત્ત, અને ભરત, એ સાર્વભૌમ–( સર્વ ભૂમિમાં પ્રસિદ્ધ ચક્રવર્તી ) રાજાઓના નામ લખ્યાં છે, તેમજ સ્વાયંભવાદિ ચક્રવર્તી રાજાઓના નામ સ્પષ્ટ મનુસ્મૃતિ, અને મહાભારતાદિ ગ્રંથોમાં લખ્યાં છે. એને મિથ્યા કહેવાં એ અજ્ઞાની અને પક્ષપાતિયોનું કામ છે.

પ્રશ્ન—જે આગ્નેયાસ્ત્ર આદિ વિદ્યા લખી છે તે સત્ય છે કે નહીં? તોપ તથા બન્દૂક તે સમયમાં હતી કે નહીં?

ઉત્તર—એ વાત સત્ય છે. એ શસ્ત્ર પણ હતાં,કેમકે પદાર્થવિદ્યાથી એ સર્વ વાતોનો સંભવ છે.

પ્રશ્ન—શું એ દેવતાઓના મન્ત્રોથી સિદ્ધ થાય છે?

ઉત્તર—નહીં, એ સર્વ વાતો જેનાથી અસ્ત્ર શસ્ત્રોને સિદ્ધ કરતા હતા તે "મન્ત્ર" એટલે વિચારથી સિદ્ધ કરતા હતા અને વાપરતાહતા. જે મન્ત્ર અર્થાત્ શબ્દમય થાય છે, તેનાથી કોઈ દ્રવ્ય ઉત્પન્ન નથી થતું. અને જો કોઇ કહે કે મન્ત્રથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તો તે મન્ત્રના જપ કરવાવાળાના હૃદય અને જિહ્વાને ભસ્મ કરી દે! અર્થાત્ મારવા જાય શત્રુને અને મરી જાય પોતે! એ ઉપરથી મન્ત્ર નામ તો વિચારનું છે. જેમ "રાજમંત્રી" અર્થાત્ રાજકર્મોનો વિચાર કરવાવાળો કહેવાય છે તેમ મંત્ર અર્થાત્ વિચારથી સર્વ સૃષ્ટિના પદાર્થોનું પ્રથમ જ્ઞાન થાય છે અને પશ્ચાત્ ક્રિયા કરવાથી અનેક પ્રકારના પદાર્થ અને ક્રિયા કૌશલ ઉત્પન્ન થાય છે. જેમ કોઇએક લોઢાનું બાણ કે ગોલો બનાવીને તેમાં એવા પદાર્થ રાખે કે તેને અગ્નિ લગાડવાથી વાયુમાં ધૂમાડો ફેલાઇને સૂર્યના કિરણ કે વાયુના સ્પર્શથી અગ્નિ પ્રગટી ઉઠે એનુંજ નામ આગ્નેયાસ્ત્ર છે. જ્યારે બીજો એનું નિવારણ કરવા ચાહે તો તે એની ઉપર વારૂણાસ્ત્ર છોડે અર્થાત્ જેમ શત્રુએ શત્રુની સેનાપર આગ્નેયાસ્ત્ર છોડીને તેમને નષ્ટ કરવા ઇચ્છ્યું, તેમજ પોતાની સેનાના રક્ષણાર્થે સામો સેનાપતિ વારૂણાસ્ત્ર વડે આગ્નેયાસ્ત્રનું નિવારણ કરે. તે એવા દ્રવ્યોના યોગથી થાય છે કે જેનો ધૂમાડો વાયુનો સ્પર્શ થતાંજ, વાદળ થઇને ઝટ વરસાદ વર્ષવા લાગે અને અગ્નિને હોલવી નાખે. એમજ નાગફાસ—શત્રુપર છોડવાથી તેના અંગોને જકડીને બાંધી લે છે. તેમજ એક મોહનાસ્ત્ર અર્થાત્ જેમાં નશાનું દ્રવ્ય નાંખવાથી તેનો ધુમાડો લાગવાથી શત્રુની સર્વ સેના નિદ્રાસ્થ અર્થાત મૂર્છિત થઈ જાય છે. એજ પ્રકારે સઘળા શસ્ત્રાસ્ત્ર થતાં હતાં અને એક તારથી કે કાચથી કે કોઈ અન્ય પદાર્થથી વિદ્યુત્ ઉત્પન્ન કરીને શત્રુઓને નાશ કરતા હતા તેને પણ આગ્નેયાસ્ત્ર તથા પાશુપતાસ્ત્ર કહેતા હતા.

"તોપ" અને "બન્દૂક" એ નામ અન્ય દેશ ભાષાના છે, સંસ્કૃત અને આર્યાવર્તીય ભાષાના નથી. કિન્તુ જેને વિદેશી જન તોપ કહે છે તેનું સંસ્કૃત ભાષામાં "શતઘ્ની" નામ છે. અને જેને બન્દૂક કહે છે તેને સંસ્કૃત અને આર્ય ભાષામાં "ભૂશુંડી" કહે છે. જે સંસ્કૃત વિદ્યા ભણ્યા નથી તે લોકો ભ્રમમાં પડીને કાંઇનું કાંઇ લખે છે, અને કાંઇનું કાંઇ બકે છે. તેમનું બુદ્ધિમાન્ લોક પ્રમાણ નથી કરી શકતાં અને જેટલી વિદ્યા ભૂગોળમાં પ્રસરી છે, તે સર્વ આર્યાવર્ત્ત દેશથી મિશ્રવાળા, તેમની પાસે યૂનાની, તેમનાથી રોમ અને તેમનાથી યૂરોપ દેશમાં અને તેમની પાસેથી અમેરિકા આદિ દેશોમાં પ્રસરી છે. હમણા સુધી જેટલો પ્રચાર સંસ્કૃત વિદ્યાનો આર્યાવર્ત્ત દેશમાં છે, તેટલો કોઇ અન્ય દેશમાં નથી.

જે લોક કહે છે કે જર્મની દેશમાં સંસ્કૃત ભાષાનો બહુ પ્રચાર છે. અને જેટલું સંસ્કૃત મોક્ષમૂલરસાહેબ ભણ્યાછે, તેટલું કોઈ ભણ્યા નથી. આ વાત કહેવાની માત્ર છે કેમકેઃ—

**यस्मिन्देशे द्रुमो नास्ति तत्रैरण्डो द्रुमायते । निरस्तपादपे देश एरण्डोऽपि द्रुमायते ॥**

જે દેશમાં કોઈ વૃક્ષ નથી હોતું તે દેશમાં એરંડાનેજ મોટું વૃક્ષ માની લેવામાં આવે છે, તેમજ યૂરોપ દેશમાં સંસ્કૃતભાષાનો પ્રચાર ન હોવાથી જર્મન લોકો અને મોક્ષમૂલરસાહેબ થોડું કે ભણ્યા તેઓ તે દેશને માટે અધિક છે, પરંતુ આર્ય્યાવર્ત્તદેશની તરફ જોઈએ તો તેમની બહુ ન્યૂન ગણના છે, કેમકે મેં જર્મની દેશનિવાસી એક "પ્રિન્સિપાલ" ના પત્રથીજાણ્યું કે જર્મનદેશમાં સંસ્કૃત ચિઠ્ઠીનો અર્થ કરનારા પણ બહુ ન્યૂન છે. અને મોક્ષમૂલરસાહેબના સંસ્કૃત સાહિત્ય અને થોડિક વેદની વ્યાખ્યા જોઈને મને વિદિત થાય છે કે મોક્ષમૂલર સાહેબ અહીં તહીં આર્ય્યાવર્તીય લોકોની કરેલી ટીકા જોઈને કાંઈ કાંઈ યથા તથા લખ્યું છે જેમકેઃ—

**" युञ्जन्ति ब्रध्नमरुषं चरन्तं परितस्थुषः रोचन्ते रोचना दिवी " ॥**

આ મંત્રના અર્થમાં ઘોડો કર્યો છે, એથી તો સાયણાચાર્યે જે સૂર્ય્ય અર્થ કર્યો છે તે સારો છે, પરંતુ એનો ખરો અર્થ તો પરમાત્મા છે. એ વિષે મારી બનાવેલી "ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા" માં જોઈ લેવું. તેમાં એ મંત્રનો અર્થ યથાર્થ કરેલો છે. એટલાથીજ જાણી લેવું કે જર્મનીદેશ અને મોક્ષમૂલરસાહેબમાં સંસ્કૃત વિદ્યાનું કેટલું પાંડિત્ય છે!

આ તો નિશ્ચય છે કે જેટલી વિદ્યા અને મત ભુગોળમાં પ્રસર્યા છે, તે સર્વે આર્યાવર્તીય દેશથીજ પ્રચલિત થયા છે. જુઓ કે એક ગોલ્ડસ્ટકર વા જેકોલયટ સાહેબ પારિસ અર્થાત્ ફ્રાન્સદેશ નિવાસી પોતાના "બાયબલ ઇન ઇણ્ડિયા" માં લખે છે કે સર્વ વિદ્યા અને ભલાઈઓનો ભંડાર આર્ય્યાવર્ત્ત દેશ છે. અને સર્વે વિદ્યા તથા મત એ દેશથી પ્રસર્યા છે, અને પરમાત્માની પ્રાર્થના કરે છે કે હે પરમેશ્વર! જેવી ઉન્નતિ આર્ય્યાવર્ત્ત દેશની પૂર્વકાળમાં હતી તેવીજ અમારા દેશની કરો. એમ લખે છે, તે તે ગ્રંથમાં જોઇ લો. તથા વળી "દારાશિકોહ" બાદશાહે પણ એજ નિશ્ચય કર્યો હતો કે જેવી પૂરી વિદ્યા સંસ્કૃતમાં છે, તેવી કોઈ પણ ભાષામાં નથી. તે ઉપનિષદોના ભાષાંતરમાં એવું લખે છે કે "અર્બિ આદિ બહુ ભાષા હું ભણ્યો, પરન્તુ મારા મનનો સન્દેહ છુટીને આનંદ ન થયો જ્યારે સંસ્કૃત જોયું, અને સાંભળ્યું, ત્યારે નિસ્સન્દેહ થઈને મને ઘણો આનંદ થયોછે." જુઓ કાશીના "માનમંદિર" માં શિશુમારચક્રને કે જેની પૂરી રક્ષા પણ રહી નથી, તો પણ કેટલો ઉત્તમ છે કે જેમાં હમણા સુધી પણ ખગોળનું ઘણું વૃત્તાંત વિદિત થાય છે. જો "સવાઈજયપુરાધીશ" એની સંભાળ રાખશે અને ફુટ્યું તૂટ્યું સમરાવ્યા કરશે તો ઘણુજ સારું થશે, પરંતુ આવા શિરોમણિ દેશને મહાભારતના યુધ્ધે એવો ધક્કો દીધો કે હજી સુધી પણ એ પોતાની પૂર્વ દશાને નથી પ્રાપ્ત થતો. કેમકે જ્યારે ભાઇને ભાઈ મારવા લાગે, તો નાશ થવામાં શો સન્દેહ?

**विनाशकाले विपरीतबुद्धिः ॥ वृद्धचाणाक्य । अ० १६ । श्लो० १७ ॥**

જ્યારે નાશ થવાનો સમય નિકટ આવે છે, ત્યારે ઉલટી બુદ્ધિ થઈને ઉલટાં કામ કરે છે. કોઈ તેમને સૂધું સમજાવે, તો ઉલટું માને અને ઉલટું સમજાવે તેને સૂધું માને.

જ્યારે મોટા મોટા વિદ્વાન, રાજા, મહારાજા, ઋષિ, મહર્ષિ મહાભારત યુદ્ધમાં ઘણાજ માર્યા ગયા, અને ઘણા મરી ગયા, ત્યારે વિદ્યા અને વેદોક્ત ધર્મનો પ્રચાર નષ્ટ થતો ચાલ્યો. ઈર્ષ્યા, દ્વેષ, અભિમાન, માંહો માંહે કરવા લાગ્યા. જે બલવાન્ થયો તે દેશને દબાવીને રાજા બની બેઠો. અને એજરીતે સર્વત્ર આર્યાવર્ત્ત દેશમાં ખંડ ખંડ રાજ્ય થઇ ગયાં. પછી દ્વીપ દ્વીપાંતરની રાજ્ય વ્યવસ્થા તો કોણ કરે ? જ્યારે બ્રાહ્મણ લોક વિદ્યાહીન થયા, તો પછી ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર અવિદ્વાન્ થાય, તેની તો કથાજ શી કહેવી ? જે પરમ્પરાથી વેદાદિ શાસ્ત્રોનો અર્થ સહિત ભણવાનો પ્રચાર હતો તે છૂટી ગયો. કેવલ જીવિકાર્થે પાઠ માત્ર બ્રાહ્મણો ભણતા રહ્યા. અને એ પાઠ માત્ર પણ ક્ષત્રિય આદિને ન ભણાવ્યા કેમકે અવિદ્વાન થયલા ગુરૂ બની ગયા, ત્યારે છલ, કપટ, અને અધર્મ પણ તેઓમાં વધતાં ચાલ્યાં. બ્રાહ્મણોએ વિચાર્યું કે હમારી જીવિકાનો પ્રબંધ બાંધવો જોઇએ. પછી સમ્મતિ કરીને એવો નિશ્ચય કરી ક્ષત્રિય આદિને ઉપદેશ કરવા લાગ્યા કે અમેજ તમારાપૂજ્ય દેવ છિયે. અમારી સેવા કર્યા વિના, તમને સ્વર્ગ કે મુક્તિ નહીં મળશે. પણ જો તમે અમારી સેવા ન કરશો તો ઘોર નરકમાં પડશો !!

જે જે પૂર્ણ વિદ્વાન ધાર્મિકોનાં નામ બ્રાહ્મણ અને પૂજનીય એવું જે વેદ અને ઋષિમુનિયોનાં શાસ્ત્રમાં લખ્યું હતું તેને આ મૂર્ખ, વિષયી, કપટી, લમ્પટ, અને અધર્મિયો પોતા ઉપર લાગુ પાડવા લાગ્યા. પણ ભલા ! તે આપ્ત વિદ્વાનોનાં લક્ષણ એ મૂર્ખોમાં કેવી રીતે બેસી શકે છે ? પરંતુ જ્યારે ક્ષત્રિયાદિ યજમાન સંસ્કૃત વિદ્યાથી અત્યંત રહિત થયા, ત્યારે તેમની સામે જે જે ગપમારી તે તે બિચારાઓએ સઘળી માની લીધી. પછી તો આ નામ માત્રના બ્રાહ્મણોને ઠીક તાલ થઈ પડી ! સર્વને પોતાની વચનજાળમાં બાંધીને વશીભૂત કરી લીધા અને કહેવા લાગ્યા કે:

**ब्रह्मवाक्यं जनार्दनः ॥ पाण्डवगीता ॥**

અર્થાત્ જે કાંઈ બ્રાહ્મણોના મુખમાંથી વચનો નિકળે છે, તે જાણો કે સાક્ષાત્ ભગવાનના મુખમાંથી નિકળ્યાં ! જ્યારે ક્ષત્રિયાદિ વર્ણસ્થ લોક આંખના આંધળા અને ગાંઠના પૂરા અર્થાત્ તેમની ભીતરની વિદ્યાની આંખ ફૂટી અને ધન પાસે પુષ્કલ થયું ત્યારે તેમાંથી એવા એવા ચેલા મળ્યા કે પછી આ વ્યર્થ બ્રાહ્મણ નામધારીઓને તો વિષયાનંદનું ઉપવન મળી ગયું. આમ પણ એ લોકોએ પ્રસિદ્ધ કર્યું કે જે કાંઇ પૃથિવીમાં ઉત્તમ પદાર્થ છે, તે સર્વ બ્રાહ્મણોને માટે છે. અર્થાત્ પ્રાચીન સમયમાં જે ગુણ, કર્મ, સ્વભાવથી બ્રાહ્મણાદિ વર્ણવ્યવસ્થા હતી તે નષ્ટ કરી જન્મપર રાખી. અને મૃતક સુધીના દાન યજમાનો પાસેથી લેવા લાગ્યા. જેવી પોતાની ઇચ્છા થઇ, તેમ કરતા ચાલ્યા. અને અહીં સુધી પોંહોંચ્યા કે " અમે તો ભૂદેવ છિયે, " અમારી સેવા વિના દેવ લોક કોઇને મળી શકતો નથી. પણ એમને પૂછવું જોઇએ કે " તમે કયા લોકમાં પધારશો ? તમારાં કામ તો ઘોર નરક ભોગવવા જેવાં છે; અને કૃમિ, કીટ, પતંગાદિ બનશો ". ત્યારે તો ઘણા ક્રોધિત થઇ કહે શે કે હમે " શાપ " દઇશું તો તમારો નાશજ થઈ જશે. કેમકે લખ્યું છે કે:—

**ब्रह्मद्रोही विनश्यति ।**

અર્થાત્ જે બ્રાહ્મણોનો દ્રોહ કરે છે તેનો નાશ થઈ જાય છે. હા, એ વાત તો સાચી છે, કે જે પૂર્ણવેદ અને પરમાત્માને જાણનાર, ધર્માત્મા, સર્વ જગતના ઉપકારક, પુરૂષોનો જે કોઇ દ્વેષ કરશે તે અવસ્ય નષ્ટ થશે. પરંતુ જે બ્રાહ્મણજ નથી તેનું ન બ્રાહ્મણ નામ અને ન તેમની સેવા કરવી યોગ્ય છે.

પ્રશ્ન—ત્યારે અમે કોણ છિયે? ઉત્તર—તમે પોપ છો.

પ્રશ્ન—પોપ કોને કહો છો?

ઉત્તર—એની સૂચના રોમન ભાષામાં તો મોટા અને પિતાનું નામ પોપ છે. પરંતુ હવે તો છલ કપટથી બીજાને ઠગીને પોતાનું પ્રયોજન સાધનારને પોપ કહે છે.

પ્રશ્ન—અમે તો બ્રાહ્મણ અને સાધુ છિયે, કેમકે અમારા પિતા બ્રાહ્મણ અને માતા બ્રાહ્મણી હતી તથા અમે અમુક સાધુના ચેલા છિયે.

ઉત્તર—એ સત્ય છે, પરંતુ સાંભળો ભાઇ! માબાપ બ્રાહ્મણી બ્રાહ્મણ હોવાથી કોઇ સાધુના શિષ્ય હોવાથી, બ્રાહ્મણ કે સાધુ નથી થઇ શકાતું. કિન્તુ બ્રાહ્મણ અને સાધુ તો પોતાના ઉત્તમ ગુણ, કર્મ, સ્વભાવથી થાય છે. જે કે પરોપકારી હોય. પણ સાંભળ્યું છે કે જેમ રોમના "પોપ" લોકો પોતાના ચેલાને કહેતા હતા કે તમે પોતાના પાપ અમારી સામે કહેશો તો અમે ક્ષમા કરી દઇશું. અમારી સેવા કે આજ્ઞા વિના કોઇ પણ સ્વર્ગમાં નથી જઇ શકતું. જો તમે સ્વર્ગમાં જવા ચાહો તો અમારી પાસે જેટલા રૂપિયા જમે કરાવશો તેટલાનીજ સામગ્રી સ્વર્ગમાં તમને મળશે. એવું સાંભળીને જ્યારે કોઇ આંખનો આંધળો અને ગાંઠનો પૂરો સ્વર્ગમાં જવાની ઇચ્છા કરીને "પોપ" જીને યથેષ્ટ રૂપિયા આપતો હતો, ત્યારે તે પોપજી ઇસા અને મરિયમની મૂર્તિની સામે ઉભો રહીને એવા પ્રકારની હુંડી લખીને આપતો હતો, કે "હે ખુદાવન્દ ઇસામસીહ અમુક મનુષ્યે તારા નામ ઉપર લાખ રૂપિયા સ્વર્ગમાં આવવા માટે અમારી પાસે ભરીને જમા કરાવ્યા છે. માટે જ્યારે તે સ્વર્ગમાં આવે. ત્યારે તું પોતાના પિતાના સ્વર્ગના રાજ્યમાં પચ્ચીસ સહસ્ત્ર રૂપિયામાં બાગ, બગીચો અને બંગલો; પચ્ચીસ સહસ્ત્ર રૂપિયામાં સવારી, શિકારી અને નોકર ચાકર; પચ્ચીસ સહસ્ત્રમાં ખાવું, પીવું, લુગડાં લત્તાં; અને પચ્ચીસ સહસ્ત્ર રૂપિઆ એના ઇષ્ટ મિત્ર, ભાઇ, બન્ધુ આદિની જિયાફતને માટે અપાવી દેવાં" આપ્રમાણે લખી એ હુંડીની નીચે પોપજી પોતાની સહી કરીને તે હુંડી તેના હાથમાં આપીને કહી દેતા હતા કે "જ્યારે તું મરે ત્યારે આ હુંડીને કબરમાં તારા પોતાના માથા નીચે મુકવા માટે કુટુંબને તારે કહી રાખવું, પછી તને લઇ જવાને માટે ફરિસ્તા આવશે ત્યારે તને અને તારી હુણ્ડીને સ્વર્ગમાં લઈ જઇને આ લખ્યા પ્રમાણે સર્વ ચીજો તને અપાવી દેશે" હવે જુઓ કે આ સ્વર્ગનો ઠેકો અર્થાત્ ઇજારો જાણે પોપજીએજ લઈ રાખ્યો હોય! આવી લીલા જ્યાંસુધી યુરોપ દેશમાં મૂર્ખતા હતી ત્યાં સુધી પોપજીની ચાલતી હતી, પરંતુ હવે વિદ્યાનો પ્રચાર થવાથી પોપજીની જુઠી લીલા બહુ ચાલતી નથી, કિન્તુ હજી નિર્મૂલ પણ નથી થઈ.

એમજ આર્યાવર્ત્તદેશમાં પણ જાણો કે પોપજીએ લાખ અવતાર લઇને લીલા ફેલાવી છે. અર્થાત્ રાજા અને પ્રજાને વિદ્યા ન ભણવા દેવી, સારા ભદ્ર પુરૂષોનો સંગ ન થવા દેવો, રાત્ર દિવસ તેમને બહેકાવવા સિવાય બીજું કાંઇ પણ કામ નહીં કરવું, પરંતુ આ વાત ધ્યાનમાં રાખવી કે જે જે છલ કપટાદિ કુત્સિત વ્યવહાર કરેછે, તેજ પોપ કહેવાય છે. પણ જે કોઈ તેમાં પણ ધાર્મિક વિદ્વાન્ અને પરોપકારી છે, તે સાચો બ્રાહ્મણ અને સાધુ છે એમ જાણવું. હવે તે છલી કપટી સ્વાર્થી લોકો ( જે મનુષ્યોને ઠગીને પોતાના પ્રયોજન સિદ્ધ કરનારા છે તેનુજ ગ્રહણ "પોપ" શબ્દથી કરવું અને બ્રાહ્મણ તથા સાધુનામથી ઉત્તમ પુરૂષોનો સ્વીકાર કરવો યોગ્ય છે.

જુઓ ! જો કોઇ પણ ઉત્તમ બ્રાહ્મણ કે સાધુ ન હોત તો વેદાદિ સત્યશાસ્ત્રોના પુસ્તક અને તેનું સ્વર સહિતનું પઠન પાઠન તથા જૈન, મુસલમાન, ઇસાઈ આદિની જાલથી બચાવી આર્યોને વેદાદિ સત્ય શાસ્ત્રોમાં પ્રીતિયુક્ત વર્ણાશ્રમોમાં રાખવાં, એવું કામ બ્રાહ્મણ અથવા સાધુ વગર કોણ કરી શકતે.— "विषादप्यमृतं ग्राह्यम्०" मनु०

વિષમાંથી પણ અમૃતનું ગ્રહણ કરવા સમાન, પોપલીલાની બહેકાવટમાંથી પણ આર્યોનું જૈનાદિ મતોથી જે બચી રહેવું તે જાણો વિષમાં અમૃત સમાન ગુણ સમજવો જોઇએ. જ્યારે યજમાન વિદ્યાહીન થયા અને પોતે કાંઇ પાઠપૂજા શિખીને અભિમાનમાં આવીને સર્વ લોકોએ પરસ્પર સમ્મતિ કરીને રાજાઆદિને કહ્યું કે બ્રાહ્મણ અને સાધુ અદણ્ડ્ય છે. જુઓઃ—

"ब्राह्मणो न हन्तव्यः। साधुर्न हन्तव्यः"।

એવાં એવાં વચનો જે સાચા અને શુદ્ધ બ્રાહ્મણ અને સાધુઓના વિષયમાં હતાં તે પોપજીઓએ પોતાપર લાગુ કરી દીધાં અને બીજાં પણ જૂઠાં જૂઠાં વચનોયુક્ત ગ્રંથો રચીને તેમાં ઋષિ મુનિયોના નામ ધરીને, તેમના નામથી સંભળાવતા રહ્યા. તે પ્રતિષ્ઠિત ઋષિ મહર્ષિયોના નામથી પોતાના પરથી દણ્ડ વ્યવસ્થા ઉડાવી દીધી. પછી યથેષ્ટાચાર કરવા લાગ્યા. અર્થાત્ એવા સખત નિયમ ચલાવ્યા કે એ પોપોની આજ્ઞા વિના સુવું, બેસવું, ઉઠવું જવું, ખાવું પીવું આદિ પણ કરી શકતા નહોતા. રાજાઓને એવો નિશ્ચય કરાવ્યો કે "પોપ" સંજ્ઞક એટલે કહેવા માત્રના બ્રાહ્મણ કે સાધુ ચાહે તે કરે, તેને કદી દણ્ડ ન દેવો અર્થાત્ તેમને દણ્ડ દેવાની મનમાં ઇચ્છા સરખી ન કરવી જોઇએ. જ્યારે આવી મૂર્ખતા થઇ ત્યારે જેવી પોતાની ઇચ્છા થઇ, તેમ કરવા કરાવવા લાગ્યા. આ બિગાડનું મૂલ મહાભારત યુદ્ધની પૂર્વે એક સહસ્ત્ર વર્ષથી પ્રવૃત્ત થયું હતું, કેમકે તે સમયમાં ઋષિ મુનિ પણ હતા, તથાપિ કાંઇ કાંઈ આલસ્ય, પ્રમાદ, ઇર્ષ્યા અને દ્વેષનાં અંકુર ઉગવા માંડ્યાં હતાં તે વધતાં વધતાં વૃદ્ધ થઈ ગયાં. જ્યારે સાચો ઉપદેશ ન રહ્યો ત્યારે આર્ય્યાવર્ત્તમાં અવિદ્યા ફેલાઇને પરસ્પર લડવા ઝગડવા લાગ્યા. કેમકેઃ—

**उपदेश्योपदेष्टृत्वात्तत्सिद्धिः। इतरथान्धपरम्परा। सांख्य अ० ३। सू०७९ ८१॥**

જ્યારે ઉત્તમ ઉત્તમ ઉપદેશકો હોય છે, ત્યારે ઉત્તમ પ્રકારે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સિદ્ધ

થાય છે, અને જ્યારે ઉત્તમ ઉપદેશકો અને શ્રોતા નથી રહેતા, ત્યારે અન્ધ પરમ્પરા ચાલે છે. પુનઃ પણ જ્યારે સત્પુરુષો ઉત્પન્ન થઇને સત્યોપદેશ કરે છે, ત્યારે અન્ધપરમ્પરા નષ્ટ થઇને પ્રકાશની પરંપરા ચાલે છે. પછી પેલા પોપ લોકો પાછા પોતાની અને પોતાના ચરણની પુજા કરાવવા લાગે છે અને કહે છે કે આમાંજ તમારૂં કલ્યાણ છે. આ પ્રમાણે એ લોક તેમના વશમાં થઇ ગયા કે તરત પ્રમાદ, અને વિષયાસક્તિમાં નિમગ્ન થઇને ગાડરિયા પ્રવાહ પ્રમાણે તેમાં જ્યહા ગુરૂ અને ચેલા બેઉ ફસી પડ્યા. એટલે વિદ્યા, બલ, બુદ્ધિ, પરાક્રમ, શરવીરતાદિ શુભ ગુણ સર્વ નષ્ટ થતાં ચાલ્યાં. પશ્ચાત્ જ્યારે વિષયાસક્ત થયા કે માંસ, મદ્યનું સેવન ગુપ્ત ગુપ્ત કરવા લાગ્યા. પછી એમાંથી એક વામ માર્ગ ઉભો કર્યો. "शिव उवाच" "पार्वत्युवाच" "भैरव उवाच"। ઇત્યાદિ નામ લખીને, તેનું નામ "તંત્ર" રાખ્યું ને તેમાં એવી એવી વિચિત્ર લિલાની વાતો લખી કે:—

मद्यं मांसं च मीनं च मुद्रा मैथुनमेव च ।
एते पञ्च मकारास्युर्मोक्षदा हि युगे युगे ॥ १ ॥ काली तंत्र ॥
प्रवृत्ते भैरवीचक्रे सर्वे वर्णा द्विजातयः ।
निवृत्ते भैरवीचक्रे सर्वे वर्णाः पृथक् पृथक् ॥ २ ॥ कुलार्णवतंत्र ॥
पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले ।
पुनरुत्थाय वै पीत्वा पुनर्जन्म न विद्यते ॥ ३ ॥ महानिर्वाणतंत्र ॥
मातृयोनिं परित्यज्य विहरेत्सर्वयोनिषु ॥ ४ ॥
वेदशास्त्रपुराणानि सामान्यगणिका इव ।
एकैव शांभवी मुद्रा गुप्ता कुलवधूरिव ॥ ५ ॥ ज्ञानसंकलनी तंत्र ॥

જુઓ, એ ગબગંડ પોપોની લીલા! જે કે વેદ વિરૂદ્ધ મહા અધર્મનું કામ છે, તેનેજ વામ માર્ગિયોએ શ્રેષ્ઠ માન્યું. મદ્ય, માંસ, મીન, (મચ્છી) મુદ્રા એટલે પુરી કચોરી અને મોટી રોટલી આદિ ચર્વણ તથા યોનિ પાત્રાધારની મુદ્રા અને પાંચમુ મૈથુન અર્થાત્ પુરૂષ સઘળા શિવ અને સ્ત્રી સર્વ પાર્વતી સમાન માની:—

अहं भैरवस्त्वंभैरवी ह्यावयोरस्तुसङ्गमः ।

ચાહે કોઇ પુરૂષ કે સ્ત્રી હોય, આ ઉટપટાંગ વચનને વાંચીને સમાગમ કરવામાં તે વામમાર્ગી દોષ નથી માનતા, અર્થાત્ જે નીચ સ્ત્રિયોને અડવું ન જોઇએ તેને અતિપવિત્ર તેમણે માની છે જેમકે શાસ્ત્રોમાં રજસ્વલા આદિ સ્ત્રિયોના સ્પર્શનો નિષેધ છે, તેને વામમાર્ગિયોએ અતિ પવિત્ર માન્યો છે, તેનો શ્લોક અંબંડ:—

रजस्वला पुष्करं तीर्थं, चाण्डाली तु स्वयं काशी, चर्मकारी प्रयागः,

**स्याद्रजकी मथुरा मता, अयोध्या पुक्कसी प्रोक्ता ॥ रुद्रयामलतंत्र ॥**

ઇત્યાદિ રજસ્વલાની સાથે સમાગમ કરવાથી જાણો પુષ્કરનું સ્નાન, ચાણ્ડાલીની સાથેના સમાગમમાં કાશીની યાત્રા; ચમારી સાથે સમાગમ કરવાથી પ્રયાગ સ્નાન, ધોબણ સાથે સમાગમ કરવામાં મથુરાયાત્રા; અને કંજરી સાથે લીલા કરવાથી જાણો કે અયોધ્યા તીર્થ કરી આવ્યા.

મદ્યનું નામ "તીર્થ," માસનું "શુદ્ધિ" અને પુષ્પ મચ્છીનું નામ, "તૃતીયા"-જલ તુંબિકા, મુદ્રાનું નામ "ચતુર્થી" અને મૈથુનનું નામ "પંચમી" રાખ્યું. એટલા માટે એવાં એવાં નામો રાખ્યાં છે કે જેથી બીજો સમજી ન શકે. પોતાના કૌલ, આર્દ્રવીર, શાંભવ અને ગણ આદિ નામો રાખ્યાં છે અને જે વામમાર્ગમતમાં નથી, તેનું "કંટક"-વિમુખ-શુષ્ક પશુ આદિ નામ રાખ્યાં છે. અને કહે છે, કે જ્યારે ભૈરવી ચક્ર હોય, ત્યારે તેમાં બ્રાહ્મણથી, લઇને ચાણ્ડાલ પર્યંતનું નામ દ્વિજ થઇ જાય છે, અને જ્યારે ભૈરવી ચક્રથી અલગ થઇ જાય ત્યારે સૌ પોત પોતાના વર્ણસ્થ થઇ જાય. ભૈરવી ચક્રમાં વામમાર્ગીય લોક ભૂમિ કે પાટલાપર એક બિન્દુ, ત્રિકોણ, ચતુષ્કોણ, વર્તુલાકાર બનાવીને તેની ઉપર મદ્યનો ઘડો રાખીને તેની પૂજા કરે છે પછી એવો મંત્ર ભણે છે "**ब्रह्मशापं विमोचय**" હે મદ્ય! તું બ્રહ્મા આદિના શાપથી રહિત થા. એક ગુપ્તસ્થાનમાં કે જ્યાં વામમાર્ગી સિવાય બીજાને આવવા દેતા નથી ત્યાં સ્ત્રી અને પુરુષ એકત્ર થાય છે, ત્યાં એક સ્ત્રીને નાગી કરીને પુરૂષો અને એક પુરૂષને નાગો કરીને સ્ત્રીઓ પૂજા કરે છે. પછી કોઇ કોઇની કે પોતાની સ્ત્રી, કોઇ પોતાની કે બીજાની કન્યા, કોઇ બીજાની કે પોતાની માતા, ભગિની કે પુત્રવધુ આદિ આવે છે. પછી એક પાત્રમાં મદ્ય ભરી, માંસ અને વડાં આદિ એક થાળીમાં મુકે છે. પેલો મદ્યનો પ્યાલો જે તેમનો આચાર્ય હોય છે, તે હાથમાં લઇને બોલે છે કે "**भैरवोऽहम्**" "**शिवोहम्**" હું ભૈરવ છું, શિવ છું, એમ કહીને પીજાય છે. પછી તેજ એઠેલા પાત્રથી સર્વે પીયે છે, અને જ્યારે કોઇની સ્ત્રી કે વેશ્યાને નાગી કરી, અથવા કોઈ પુરૂષને નાગો કરી, હાથમાં તલવાર આપી, સ્ત્રીનું નામ દેવી અને પુરૂષનું નામ મહાદેવ રાખે છે. તેમની ઉપસ્થ ઇન્દ્રિયની પૂજા કરે છે, તે પછી તે દેવી કે શીવને મદ્યનો પ્યાલો પીવડાવીને તેજ એઠેલા પાત્રથી સઘળા લોક એક એક પ્યાલો પીએ છે. પછી તેજ પ્રકારે ક્રમથી પી પીને ઉન્મત્ત થઇને કોઈ કોઇની બહેન, કન્યા માતા કેમ ન હોય, તો પણ જેની જેની સાથે ઇચ્છા હોય તેની સાથે કુકર્મ કરે છે. કદી કદી ઘણો નશો ચઢવાથી જોડા લાત, મુક્કા મુક્કી, કેશની ખેંચા ખેંચી કરી આપસમાં લડે છે. કોઇ કોઇને ત્યાંજ વમન થાય છે. તેમાં જે સિદ્ધિને પોંચેલો એવોજે અઘોરી કેજે સર્વમાં સિદ્ધ ગણાય છે તે વમન થયલી ચીજને પણ ખાઈ જાય છે અર્થાત્ એમના સર્વથી મોટા સિધની એ વાત છે કેઃ—

**हालां पिबति दीक्षितस्य मन्दिरे सुप्तो निशायां गणिका गृहेषु ।**
**विराजते कौलवचक्रवर्ती ॥**

જે દીક્ષિત અર્થાત્ કલાલને ત્યાં જઇને શીશા પર શીશો ચઢાવે, રણ્ડિયોને ઘેર જઇ તેમની

સાથે કુકર્મ કરીને જે સુએ ઈત્યાદિ કર્મ, નિર્લજ, નિઃશંક થઇને કરે, તેજ વામમાર્ગિયોમાં સર્વોપરી મુખ્ય ચક્રવર્તી રાજા સમાન છે. અર્થાત્ જે મોટા કુકર્મી તેજ તેમનામાં મોટા અને જે સારૂં કામ કરે અને નઠારાં કામોથી ડરે તેજ નાનો, કેમકેઃ—

**पाशबद्धो भवेज्जीवः पाशमुक्तः सदाशिवः । ज्ञानसकलनी तंत्र श्लो० ४३**

આ તંત્રમાં એમ કહ્યું છે કે જે લોક લજ્જા, શાસ્ત્રલજ્જા, કુલલજ્જા, દેશલજ્જાદિ પાશોમાં બંધાયલા છે, તે જીવ અને જે નિર્લજ્જ થઈ નઠારાં કામ કરે, તેજ સદાશિવ છે.

ઉડ્ડીસ તન્ત્રાદિમાં એક પ્રયોગ લખ્યો છે કે એક ઘરમાં ચારે તરફ આલય હોય તેમાં મદ્યના શીસા ભરીને મૂકવા, એક આલયમાંથી એક શીસો પીને, બીજા આલય પર જાય, તેમાંથી પીને ત્રીજામાં અને ત્રીજામાંથી પીને ચોથા આલયમાં જાય, ઉભા ઉભા ત્યાંસુધી મદ્ય પિયે કે જ્યાંસુધી લાકડીની સમાન પૃથિવીમાં ન પડી જાય, ફરી જ્યારે નશો ઉત્તરે, ત્યારે તેજ પ્રકારે પીને પડી જાય, પુનઃ ત્રીજીવાર એજ પ્રકારે પીને અને પડીને, ઉઠે, તો તેનો પુનર્જન્મ ન થાય. અર્થાત્ સાચું તો એજ છે કે એવા એવા મનુષ્યોનો પુનઃ મનુષ્ય જન્મ થવોજ કઠિન છે. કિન્તુ નીચયોનિમાં પડીને બહુ કાલ પર્ય્યન્ત રખડયા કરશે.

વામિયોનાં તંત્ર ગ્રંથોમાં એ નિયમ છે કે માત્ર એક માતાને મુકીને કોઈ સ્ત્રીને ન છોડવી જોઇએ. ચાહે કન્યા હોય કે ભગિની આદિ કેમ ન હોય, સર્વની સાથે સંગમ કરવો જોઇએ. એ વામ માર્ગિયોમાં દશ મહાવિદ્યા પ્રસિદ્ધ છે. તેમાંથી એક માતંગી વિદ્યાવાળા કહે છે કે "**मातरमपि न त्यजेत्**" । માતાને પણ સમાગમ વિના ન છોડવી જોઇએ; અને પુરૂષના સમાગમ સમયમાં મંત્ર જપે છે કે અમને સિદ્ધિ આમ થઇ જાય, એવા પાગલ, મહામૂર્ખ મનુષ્ય પણ સંસારમાં ઘણા જાજ હશે !!!

જે મનુષ્ય જૂઠ ચલાવવા ચાહે છે, તે સત્યની નિન્દા અવશ્યજ કરે છે. જુઓ વામમાર્ગી શું કહે છે? વેદશાસ્ત્ર અને પુરાણ એ સર્વ સામાન્ય વેશ્યાઓની સમાન છે અને જે આ શાંભવી વામમાર્ગની મુદ્રા છે, તે ગુપ્ત કુલની સ્ત્રીને તુલ્ય છે. આમ એ લોકોએ કેવલ વેદ વિરૂદ્ધ મત ઉભો કર્યો છે. પછી એ લોકોનો મત બહુ ચાલ્યો ત્યારે ધૂર્ત્તતા કરીને વેદના નામથી પણ વામમાર્ગની થોડી થોડી લીલા ચલાવી અર્થાતઃ—

**सौत्रामण्यां सुरां पिबेत् । प्रोक्षितं भक्षयेन्मांसं । वैदिकी हिंसा हिंसा न भवति ॥**

**न मांस भक्षणे दोषो न मद्ये न च मैथुने ।**

**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महा फला ॥ मनु० अ० ६ । ५६ ॥**

સૌત્રામણિ યજ્ઞમાં મદ્ય પીવું. એનો અર્થ તો એ છે કે સૌત્રામણિ યજ્ઞમાં સોમરસ અર્થાત્ સોમ વલ્લીનો રસ પીવો પ્રોક્ષિત અર્થાત્ યજ્ઞમાં માંસ ખાવામાં દોષ નથી એવી પામરપણાની વાતો

વામમાર્ગિયોએ ચલાવી છે. તેમને પૂછવું જોઇએ કે જો વૈદિકી હિંસા હિંસા ન હોત તો તને અને તારા કુટુમ્બને મારીને હોમ કરી નાખે તો શી ચિંતા ?

માંસ ભક્ષણ કરવા, મદ્ય પીવા, પરસ્ત્રી ગમન કરવા, આદિમાં દોષ નથી એ કહેવું નાદાની છે. કેમકે પ્રાણિયોને પીડા દીધા વિના માંસ પ્રાપ્ત નથી થતું, અને અપરાધ વિના પીડા આપવી એ ધર્મનું કામ નથી. મદ્યપાનનો તો સર્વથા નિષેધજ છે કેમકે આજ સુધી વામમાર્ગિયો વિના કોઇ ગ્રંથમાં નથી લખ્યું, કિન્તુ સર્વત્ર નિષેધ છે. અને વિવાહ વિના મૈથુનમાં પણ દોષ છે, એને નિર્દોષ કહેવાવાળોજ સદોષ છે. આવાં આવાં વચનો પણ ઋષિયોના ગ્રંથમાં નાખીને કેટલાક ઋષિ મુનિયોના નામથી ગ્રંથ બનાવીને ગોમેધ, અશ્વમેધ નામના યજ્ઞ પણ કરાવવા લાગ્યા હતા. અર્થાત્ એ પશુઓને મારીને હોમ કરવાથી યજમાન અને પશુને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એમ સમજાવ્યું હતું; પણ એવી પ્રસિદ્ધિનો નિશ્ચય તો એ છે કે જે બ્રાહ્મણ ગ્રંથોમાં અશ્વમેધ, ગોમેધ, નરમેધાદિ શબ્દ છે તેનો યથાર્થ અર્થ તેઓએ જાણ્યો નથી કેમકે જો જાણતે તો એવો અનર્થ કેમ કરતે ?

પ્રશ્ન—અશ્વમેધ, ગોમેધ, નરમેધાદિ શબ્દોનો અર્થ શો છે ?

ઉત્તર—એનો અર્થ તો એ છે કે:—

**राष्ट्रं वा अश्वमेधः ।** **शत० १३ । १ । ६ । ३ ॥**

**अन्नं हि गौः ।** **शत० ४ । ३ । १ । २५ ॥**

**अग्निर्वा अश्वः । आज्यं मेधः ॥ शतपथ ब्राह्मणे—**

ઘોડા ગાય આદિ પશુ તથા મનુષ્ય મારીને હોમ કરવો, કહીં લખ્યું નથી. કેવલ વામમાર્ગિયોના ગ્રંથમાં એવા અનર્થ લખ્યા છે, કિંતુ એ પણ વાત વામમાર્ગિયોએ ચલાવી અને જ્યાં જ્યાં લેખ છે ત્યાં ત્યાં પણ વામમાર્ગિયોએ પ્રક્ષેપ કર્યો છે. જુઓ ! રાજા ન્યાય ધર્મથી પ્રજાનું પાલન કરે, વિદ્યાદિના દેનાર યજમાન અને અગ્નિમાં ઘી આદિનો હોમ કરવો, એ અશ્વમેધ, અન્ન ઇંદ્રિયો, કિરણ, પૃથિવી, આદિને પવિત્ર રાખવા એ ગોમેધ, જ્યારે મનુષ્ય મરી જાય ત્યારે તેના શરીરનો વિધિપૂર્વક દાહ કરવો, એ નરમેધ કહેવાય છે.

પ્રશ્ન—યજ્ઞકર્ત્તા કહે છે કે યજ્ઞ કરવાથી યજમાન અને પશુ સ્વર્ગગામી થાય છે તથા હોમ કરીને પુનઃ પશુને જીવતા કરતા હતા, એ વાત સાચી છે કે નહીં ?

ઉત્તર—નહીં. જો સ્વર્ગમાં જતાં હોય તો એવી વાત કહેનારને મારીને હોમ કરી તેને સ્વર્ગમાં પોંચાડવો જોઇએ, કે તેના પ્રિય માતા, પિતા, સ્ત્રી, અને પુત્રાદિને મારીને હોમ કરી કેમ સ્વર્ગ નથી પોંચાડતા ? કે વેદીમાંથી પુનઃ કેમ જીવતો કરી નથી લેતા.

પ્રશ્ન—જ્યારે યજ્ઞ કરે છે, ત્યારે વેદોના મન્ત્ર ભણે છે. જો વેદોમાં ન હોત તો ક્યાંથી ભણત ?

ઉત્તર—મન્ત્ર કોઇને ક્યાં પણ બોલવાથી અટકાવતો નથી કેમકે તે શબ્દો છે, પરંતુ

તેમના અર્થ એવા નથી, કે પશુને મારીને તેનો હોમ કરવો. જેમ "**अग्नये स्वाहा**" ઇત્યાદિ મંત્રોના અર્થ અગ્નિમાં હવિ પુષ્ટ્યાદિકારક ધૃતાદિ ઉત્તમ પદાર્થોનો હોમ કરવાથી વાયુ, વૃષ્ટિ, જલ, શુદ્ધ થઇને જગતને સુખકારક થાય છે. પરંતુ એ સત્ય અર્થોને તે મૂઢો સમજતા નહી હતા, કેમકે જે સ્વાર્થબુદ્ધિ હોય છે તે કેવલ પોતાનો સ્વાર્થ કરવા સિવાય બીજું કશું જાણતા કે માનતા નથી. જ્યારે એ પોપોનો એવો અનાચાર જોયો અને બીજું મરેલાનું તર્પણ, શ્રાદ્ધાદિ કરવું જોઇને એક મહાભયંકર વેદાદિ શાસ્ત્રોનો નિન્દક બૌદ્ધ વા જૈન મત પ્રચલિત થયો છે. સાંભળ્યું છે કે એક આ દેશમાં ગોરખપૂરનો રાજા હતો, તેની પાસે પોપોએ યજ્ઞ કરાવ્યો, તેની પ્રિય રાણીનો સમાગમ ઘોડાની સાથે કરાવવાથી તેનું મરણ નીપજવાથી પશ્ચાત્ તે વૈરાગ્યવાન્ થઇને પોતાના પુત્રને રાજ્ય આપી, સાધુ થઇને પોપોની પોલ કાઢવા લાગ્યો. તેની શાખારૂપ ચારવાક અને આભાણક મત પણ થયા હતા, તેમણે આ પ્રકારના શ્લોકો બનાવ્યા છેઃ—

**पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति ।**
**स्वपिता यजमानेन तत्र कथं न हिंस्यते ॥ १ ॥**
**मृतानामिह जन्तूनां श्राद्धं चे तृप्तिकारणम् ।**
**गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेय कल्पनम् ॥ २ ॥**

૧. જો પશુ મારીને અગ્નિમાં હોમ કરવાથી તે પશુ સ્વર્ગમાં જાય છે. તો યજમાન પોતાના પિતાદિને મારીને સ્વર્ગમાં તેમને કેમ નથી મોકલતા ?

જો મરીગયલા મનુષ્યોની તૃપ્તિ અર્થે શ્રાદ્ધ અને તર્પણ થાય છે તો, વિદેશમાં જનાર મનુષ્યને વાટ ખર્ચ અર્થાત્ ખાવા, પીવાને માટે ભાતું બાંધી આપવું વ્યર્થ છે ! કેમકે જ્યારે મૃતકને શ્રાદ્ધ તર્પણ કરીને અન્ન, જલ પોંચે છે તો જીવતાં મનુષ્ય જે પ્રદેશમાં રહેનાર જનારને માર્ગમાં ખાવા માટે ઘરમાં રસોઈ બનાવી, ભાણું પિરસી, સાથે પાણીનો લોટો ભરી તેને નામે અર્પણ કરવાથી કેમ તેને પહોંચાડતા નથી ?

જો જીવતા પુરૂષ દૂર દેશ કે દશ હાથ પર દૂર બેઠલા હોય તેને આપેલું પોંચતું નથી તો મુએલાને કોઈ પણ પ્રકારે પોંચી શકતું નથી ! તેમના એવા યુક્તિ સિદ્ધ ઉપદેશોને લોકો માનવા લાગ્યા અને તેમનો મત વધવા લાગ્યો; અને જ્યારે ઘણા ભૂમિપતિ રાજાઓ તે મતમાં થયા ત્યારે પોપજી પણ તેમની તરફ ઝુકયા. કેમકે એમને જ્યાં દલ્લો સારો મળે તે તરફ ચાલ્યા જાય ! ઝટ જૈન બનવા લાગ્યા ! જૈનોમાં પણ બીજા પ્રકારની પોપ લીલા બહુ છે જે બારમા સમુલ્લાસમાં લખાશું. ઘણાઓએ એમના મતનો સ્વીકાર કરયો. પરંતુ કેટલાક જે પર્વત, કાશી, કનોજ, પશ્ચિમ દક્ષિણ દેશ નિવાસી હતા, તેમણે જૈનોનો મત સ્વીકાર નહીં કરયો હતો. તે જૈની વેદનો અર્થ ન જાણી, તે બાહરની પોપ લીલાને ભ્રાંતિથી વેદ પ્રતિપાદિત્ માનીને વેદોની નિન્દા કરવા લાગ્યા. તેમનાં પઠન પાઠન, યજ્ઞોપવીતાદિ અને બ્રહ્મચર્ય્યદિ નિયમોનો પણ નાશ કર્યો. જ્યાં જેટલાં પુસ્તક

વેદાદિના હાથ આવ્યાં તે નષ્ટ કર્યાં. આર્યોપર ઘણો કાળ રાજસત્તા પણ ચલાવી, દુઃખ દીધું, જ્યારે એમને ભય શંકા ન રહી, ત્યારે પોતાના મતવાળા ગૃહસ્થ અને સાધુઓની પ્રતિષ્ઠા અને વેદ માર્ગિયોનું અપમાન, તથા પક્ષપાતથી દણ્ડ પણ દેવા લાગ્યા. અને પોતે સુખ આરામ અને ઘમંડમાં ફૂલી જઇને ફરવા લાગ્યા. ઋષભદેવથી લઇને મહાવીર પર્યંત પોતાના તીર્થંકરોની મોટી મોટી મૂર્તિયો બનાવીને પૂજા કરવા લાગ્યા. અર્થાત્ આ પ્રમાણે પાષાણાદિ મૂર્તિ પૂજાની જડ જૈનિયોથી પ્રચલિત થઈ. પરમેશ્વરનું માનવું ન્યૂન થયું, પાષાણાદિ મૂર્તિ પૂજામાં લાગ્યા. આમ ત્રણસેં વર્ષ પર્યન્ત આર્યાવર્ત્તમાં જૈનોનું રાજ્ય રહ્યું, તે લોકો પ્રાયઃ વેદાર્થ જ્ઞાનથી શૂન્ય થઈ ગયા હતા. એ વાતને અનુમાનથી અઢી હજાર વર્ષ વ્યતીત થઈ ગયાં હશે.

બાવીસસેં વર્ષ પર એક શંકરાચાર્ય્ય નામના પુરૂષ દ્રવિડ દેશોત્પન્ન બ્રાહ્મણ બ્રહ્મચર્ય્યથી વ્યાકરણાદિ સર્વ શાસ્ત્ર ભણીને વિચારવા લાગ્યા કે અહહ! સત્ય આસ્તિક વેદમતનું છૂટવું અને જૈન નાસ્તિક મતનું ચાલવું એ મોટી હાનિની વાત થઈ છે. એને કોઈ પણ પ્રકારે હઠાવવી જોઇએ. શંકરાચાર્ય શાસ્ત્રતો ભણ્યાજ હતા પરંતુ જૈન મતનાં પુસ્તકો પણ ભણ્યા હતા. અને તેમની યુક્તિ પણ બહુ પ્રબલ હતી, તેમણે વિચાર્યું કે એમને કયે પ્રકારે હઠાવવા. નિશ્ચય કર્યો કે ઉપદેશ અને શાસ્ત્રાર્થ કરવાથી એ લોક હઠશે. એમ વિચાર કરીને ઉજ્જન નગરીમાં આવ્યા. ત્યાં તે સમયે સુધન્વા રાજા હતો, જે જૈનિયોના ગ્રંથ અને થોડુંક સંસ્કૃત પણ ભણ્યો હતો. ત્યાં જઇને વેદનો ઉપદેશ કરવા લાગ્યા, અને રાજાને મળીને કહ્યું કે આપ સંસ્કૃત અને જૈનિયોના પણ ગ્રંથો ભણ્યા છો, અને જૈન મતને માનો છો, માટે આપને હું કહું છું કે જૈનિયોના પંડિતો સાથે મારો શાસ્ત્રાર્થ કરાવો. એવી પ્રતિજ્ઞા પર કે જે હારે તે જીતનારનો મત સ્વીકારે, અને આપે પણ જીતનારનો મત સ્વીકાર કરવો. યદિ જો કે સુધન્વા રાજા જૈન મતમાં હતા, તથાપિ સંસ્કૃત ગ્રંથ ભણ્યાથી તેમની બુદ્ધિમાં કાંઇક વિદ્યાનો પ્રકાશ હતો, તેથી તેમના મનમાં અત્યંત પશુતા આવી ન હોતી કેમકે જે વિદ્વાન્ હોય છે, તે સત્યાસત્યની પરીક્ષા કરીને સત્ય સત્યનું ગ્રહણ કરે છે અને અસત્યને છોડી દે છે. જ્યાં સુધી સુધન્વા રાજાને મોટો વિદ્વાન્ ઉપદેશક નહીં મળ્યો હતો ત્યાંસુધી સન્દેહમાં હતા કે આમાં કયું સત્ય અને કયું અસત્ય છે?

જ્યારે શંકરાચાર્યની આ વાત સાંભળી, ત્યારે ઘણી પ્રસન્નતાથી બોલ્યા કે હું શાસ્ત્રાર્થ કરાવીને સત્યાસત્યનો નિર્ણય અવશ્ય કરાવીશ. જૈનિયોના પંડિતોને દૂરદૂરથી બોલાવીને સભા કરાવી. તેમાં શંકરાચાર્યનો વેદ મત અને જૈનિયોનો વેદવિરૂદ્ધ મત હતો. અર્થાત્ શંકરાચાર્યને પક્ષ વેદમતનું સ્થાપન અને જૈનિયોનું ખંડન; અને જૈનિયોનો પક્ષ પોતાના મતનું સ્થાપના અને વેદનું ખંડન; એમ હતું. શાસ્ત્રાર્થ કેટલાક દિવસો સુધી ચાલ્યો જૈનિયોનો મત એ હતો કે સૃષ્ટિનો કર્ત્તા અનાદિ ઇશ્વર કોઈ નથી, આ જગત્ અને જીવ અનાદિ છે, એ બેઉની ઉત્પત્તિ અને નાશ કદી થતો નથી. એથી વિરૂદ્ધ શંકરાચાર્યનો મત હતો કે અનાદિ સિદ્ધ પરમાત્માજ જગત્ના કર્ત્તા છે. આ જગત્ અને જીવ જૂઠ્ઠા છે કેમકે તેજ પરમેશ્વરે પોતાની

માયાથી જગત બનાવ્યું, તેજ ધારણ અને પ્રલય કર્ત્તા છે, અને આ જીવ અને પ્રપંચ સ્વપ્નવત્ છે. પરમેશ્વર આપજ સર્વ જગત્ રૂપ થઈને લીલા કરી રહ્યા છે.

ઘણા દિવસ સુધી શાસ્ત્રાર્થ થતો રહ્યો, પરંતુ અન્તમાં યુક્તિ અને પ્રમાણથી જૈનિયોનો મત ખંડિત અને શંકરાચાર્યનો મત અખંડિત રહ્યો. ત્યારે જૈનિયોના પંડિત અને સુધન્વા રાજાએ વેદ મતનો સ્વીકાર કરી લીધો અને જૈન મતને છોડી દીધો. પુનઃ મોટા હલ્લા ગુલ્લા થયા અને સુધન્વા રાજાએ અન્ય પોતાના ઇષ્ટમિત્ર રાજાઓને લખીને શંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરાવ્યો. પરંતુ જૈનના પરાજય હોવાથી પરાજિત થતા ગયા. પશ્ચાત્ સર્વત્ર આર્યાવર્ત્ત દેશમાં ભ્રમવાનો પ્રબંધ સુધન્વાદિ રાજાઓએ શંકરાચાર્યને કરી આપ્યો. અને તેમની રક્ષા માટે સાથમાં નોકર ચાકર પણ રાખી આપ્યા. એ સમયથી સર્વના યજ્ઞોપવીત થવા લાગ્યાં, અને વેદોનું પઠન પાઠન પણ ચાલ્યું. દશ વર્ષની અંદર સર્વત્ર આર્યાવર્ત્ત દેશમાં ઘુમી ઘુમીને જૈનિયોનું ખંડન અને વેદોનું મંડન કર્યું પરંતુ જૈન વિધ્વંશ અર્થાત્ જેટલી મૂર્તિયો જૈનોની નિકળે છે તે શંકરાચાર્યના સમયમાં તૂટેલી હતી તે જૈનિયોએ ભૂમિમાં દાટેલી હતી, કે તોડવામાં ન આવે, તે હજી ક્યાંક ક્યાંક ભૂમિમાંથી નિકળે છે. શંકરાચાર્યની પૂર્વે શૈવ મત પણ થોડાક પ્રચરિત હતો, તેનું પણ ખંડન કર્યું, વામમાર્ગનું પણ ખંડન કર્યું. તે સમયે આ દેશમાં ધન ઘણુંજ હતું અને સ્વદેશ ભક્તિ પણ હતી. જૈનિયોનાં મન્દિર શંકરાચાર્યે અને સુધન્વા રાજાએ ભંગાવ્યાં નહીં હતાં, કેમકે તેમાં વેદાદિની પાઠશાલા કરવાની ઇચ્છા હતી. જ્યારે વેદ મતનું સ્થાપન થઇ ચુક્યું, અને વિદ્યા પ્રચાર કરવાનો વિચાર કરતાજ હતા, એટલામાં બે જૈન ઉપરથી કથન માત્ર વેદ મતવાળા અને ભીતરથી કટ્ટા જૈન અર્થાત્ કપટી હતા અને તેમના ઉપર શંકરાચાર્ય અતિ પ્રસન્ન હતા, તે બેઉએ અવસર જોઇને શંકરાચાર્યને એવી વિષયુક્ત વસ્તુ ખવડાવી કે તેમની ક્ષુધા મન્દ થઇ ગઈ, પશ્ચાત્ શરીરમાં ફોલ્લા પડ થઇને છ મહીનાની અંદર શરીર છુટી ગયું, ત્યારે સર્વ નિરુત્સાહી થઇ ગયા. અને વિદ્યાનો જે પ્રચાર થનાર હતો, તે પણ થવા ન પામ્યો. જે જે તેમણે શારીરિક ભાષ્યાદિ બનાવ્યાં હતાં, તેનો પ્રચાર શંકરાચાર્યના શિષ્ય કરવા લાગ્યા. અર્થાત્ જે જૈનિયોના ખંડનને માટે બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા અને જીવ બ્રહ્મની એકતા કથન કરી હતી તેનો ઉપદેશ કરવા લાગ્યા. દક્ષિણમાં શૃંગેરી, પૂર્વમાં ગોવર્દ્ધન, ઉત્તરમાં જ્યોતિષ અને દ્વારિકામાં શારદા મઠ બાંધીને શંકરાચાર્યના શિષ્ય મહંત બની અને શ્રીમાન્ થઇને આનંદ કરવા લાગ્યા, કેમકે શંકરાચાર્યની પશ્ચાત્ તેમના શિષ્યોની મોટી પ્રતિષ્ઠા થવા લાગી.

હવે એમાં વિચારવું જોઇએ કે જે જીવ બ્રહ્મના એકતા અને જગન્મિથ્યા એવા શંકરાચાર્યનો નિજ મત હતો તે સારો મત નથી, અને જો જૈનિયોના ખંડન માટે એ મતનો સ્વીકાર કર્યો હોય તો કાંઇક સારું છે. નવીન વેદાન્તિયોનો મત એવો છે કે—

પ્રશ્ન—જગત્સ્વપ્નવત, રજ્જૂમાં સર્પ, સીપમાં ચાંદી, મૃગતૃષ્ણિકામાં જલ, ગન્ધર્વ નગર, ઇંદ્રજાલવત્ આ સંસાર, જૂઠો છે; એક બ્રહ્મજ સાચો છે.

સિદ્ધાંતી—જૂઠા તમે કોને કહો છો ?

નવીન—જે વસ્તુ ન હોય અને પ્રતીત થાય તેને.

સિદ્ધાંતી—જે વસ્તુજ નથી તેની પ્રતીતિ કેમ થઈ શકે ?

નવીન—અધ્યારોપથી. સિદ્ધાંતી—અધ્યારોપ કોને કહો છો ?

નવીન— "**वस्तुन्यवस्त्वारोपणमध्यासः**"। "**अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपंच्यते**" ॥ પદાર્થ કંઈ બીજો હોય અને તેમાં અન્ય વસ્તુનું આરોપણ કરવું તે "અધ્યાસ, અધ્યારોપ" અને એનું નિરાકરણ કરવું 'અપવાદ' કહેવાય છે. એ બેથી પ્રપંચ રહિત બ્રહ્મમાં પ્રપંચરૂપ જગત્ વિસ્તાર કરે છે.

સિદ્ધાંતી—તમે રજ્જુને વસ્તુ અને સર્પને અવસ્તુ માનીને, આ ભ્રમ જાલમાં પડ્યા છો. શું સર્પ વસ્તુ નથી ? જો કહો કે રજ્જુમાં નથી, તો દેશાંતરમાં છે અને તેનો સંસ્કાર માત્ર હૃદયમાં છે, તો પછી એ સર્પ પણ અવસ્તુ ન થયો. તેમજ સ્થાણુમાં પુરૂષ, સીપમાં ચાંદિ, આદિની વ્યવસ્થા સમજી લેવી. અને સ્વપ્નમાં પણ જેનું ભાન થાય છે, તે દેશાંતરમાં છે, અને તેનો સંસ્કાર આત્મામાં પણ છે. એટલા માટે એ સ્વપ્ન પણ વસ્તુમાં અવસ્તુનું આરોપણ સરખું નથી.

નવીન—જે કદી નહીં જોયું નહીં સાંભળ્યું, જેમ કે પોતાનું શિર કપાયું છે અને પોતે રડે છે, જલની ધારા ઉપર ચાલી જાય છે જે કદી થયું નથી ને તે જોવામાં આવે છે, એ સત્ય કેમ કરી થઈ શકે ?

સિદ્ધાંતી—એ પણ દૃષ્ટાંત તમારા પક્ષને સિદ્ધ નથી કરતું કેમકે જોયા કે સાંભળ્યા વિના સંસ્કાર થતો નથી, સંસ્કાર વિના સ્મૃતિ અને સ્મૃતિ વિના અનુભવ નથી થતો. જ્યારે કોઈથી સાંભળ્યું વા જોયું કે અમુકનું શિર કપાયું અને તેના બાપ આદિને લડાઈમાં પ્રત્યક્ષ રડતા જોયા, અને ફુવારાનું જલ ઉપર ચઢતું જોયું સાંભળ્યું, તેનો સંસ્કાર તેના આત્મામાં થાય છે. જ્યારે તે જાગૃતના પદાર્થથી અલગ થઈને જુએ છે, ત્યારે પોતાના આત્મામાં તેજ પદાર્થોને કે જેને જોયા, કે સાંભળ્યા હતા, તેને જુએ છે. જ્યારે પોતામાંજ જુએ છે, ત્યારે જાણે કે પોતાનું શિર કપાયું, પોતે રડતો અને જલધારાને ઉપર જતી જુએ છે. એ પણ વસ્તુમાં અવસ્તુનાં આરોપણ જેવું નથી, કિંતુ જેમ નકશો ચીતરનાર પૂર્વ દૃષ્ટ, શ્રુત કે કરેલાંને આત્મામાંથી કાઢીને કાગળ ઉપર લખે છે, અથવા પ્રતિબિમ્બના ઉતારનાર બિમ્બને જોઈ, આત્મામાં તેની આકૃતિને ઉતારી બરાબર લખી દે છે. તેમ એ છે. હા, એટલું તો છે કે કદી કદી સ્વપ્નમાં સ્મરણયુક્ત પ્રતીતિ થાય છે જેમકે પોતાના અધ્યાપકને જુએ છે. અને કદી બહુ કાલે જોવા અને સાંભળવામાં અતીત જ્ઞાનને સાક્ષાત્કાર કરે છે, ત્યારે સ્મરણ નથી રહેતું કે જે મેં તે સમયે જોયું સાંભળ્યું કે કર્યું હતું તેનેજ જોઉં છું સાંભળું છું કે કરૂં છું. જેમ જાગૃતમાં સ્મરણ કરે છે, તેમ સ્વપ્નમાં નિયમ-પૂર્વક નથી થતું: જુઓ કે જન્માંધને રૂપનું સ્વપ્ન નથી આવતું તેથી તમારો અધ્યાસ અને

અધ્યારોપનું લક્ષણ જૂઠું છે. અને જે વેદાંતિયો વિવર્ત્તવાદ અર્થાત્ રજ્જુમાં સર્પાદિનું ભાન થવાનું દૃષ્ટાંત જે બ્રહ્મમાં જગત્‌નું ભાન થવામાં આપે છે તે પણ ઠીક નથી.

નવીન—અધિષ્ઠાન વિના અધ્યસ્થ પ્રતિત નથી થતો જેમ રજ્જુ ન હોય તો સર્પનું પણ ભાન નથી થઈ શકતું. જેમ રજ્જુમાં સર્પ ત્રણ કાલમાં નથી. પરંતુ અંધકાર અને કાંઇક પ્રકાશના મેળમાં અકસ્માત્ રજ્જુને જોવાથી સર્પનો ભ્રમ થઇને ભયથી કાંપે છે. જ્યારે તેને દીપાદિથી જુએ છે, તેજ સમયે ભ્રમ અને ભય નિવૃત્ત થઈ જાય છે. તેમ બ્રહ્મમાં જે જગત્‌ની મિથ્યા પ્રતીતિ થઈ છે, તે બ્રહ્મના સાક્ષાત્કાર થવાથી તે જગત્‌ની મિથ્યા પ્રતીતિની નિવૃત્તિ અને બ્રહ્મની પ્રતીતિ થઈ જાય છે, જેમ કે સર્પની નિવૃત્તિ અને રજ્જુની પ્રવૃત્તિ થાય છે.

સિદ્ધાંતી—બ્રહ્મમાં જગત્‌નુ ભાન કોને થયું ? નવીન—જીવને.

સિદ્ધાંતી—જીવ ક્યાંથી થયો ? નવીન—અજ્ઞાન થી.

સિદ્ધાંતી—અજ્ઞાન ક્યાંથી થયું અને ક્યાં રહે છે ?

નવીન—અજ્ઞાન અનાદિ અને બ્રહ્મમાં રહે છે.

સિદ્ધાંતી—બ્રહ્મમાં બ્રહ્મનું અજ્ઞાન થયું કે કોઈ અન્યનું ? અને વળી તે અજ્ઞાન કોને થયું ?

નવીન—ચિદાભાસને. સિદ્ધાંતી—ચિદાભાસનું સ્વરૂપ શું છે ?

નવીન—બ્રહ્મ, બ્રહ્મને બ્રહ્મનું અજ્ઞાન અર્થાત્ પોતાના સ્વરૂપને પોતેજ ભુલીજવું.

સિદ્ધાંતી—તેના ભૂલવામાં નિમિત્ત શું છે ?

નવીન—અવિદ્યા. સિદ્ધાંતી—અવિદ્યા, સર્વવ્યાપી, સર્વજ્ઞનો ગુણ છે કે અલ્પજ્ઞનો ? નવીન—અલ્પજ્ઞનો.

સિદ્ધાંતની—તો તમારા મતમાં એક અનંત, સર્વજ્ઞ, ચેતન વિના અન્ય કોઈ ચેતન છે કે નહી ? અને અલ્પજ્ઞ ક્યાંથી આવ્યો ? હા, જો અલ્પજ્ઞ ચેતન બ્રહ્મથી ભિન્ન માનો તો ઠીક છે. જ્યારે એક ઠેકાણે બ્રહ્મને પોતાના સ્વરૂપનું અજ્ઞાન થાય તો સર્વત્ર અજ્ઞાન પ્રસરી જાય. જેમ શરીરમાં ફોલ્લાની પીડા સર્વ શરીરના અવયવોને નકામા કરી દે છે, એજ પ્રકારે બ્રહ્મ પણ એક દેશમાં અજ્ઞાની અને ક્લેશયુક્ત થાય, તો સર્વ બ્રહ્મ પણ અજ્ઞાની અને પીડાનો અનુભવયુક્ત થઈ જાય.

નવીન—એ સર્વ ઉપાધિનો ધર્મ છે. બ્રહ્મનો નહી.

સિદ્ધાંતી—ઉપાધિ જડ છે કે ચેતન ? અને સત્ય છે કે અસત્ય ?

નવીન—અનિર્વચનીય છે અર્થાત્ જેને જડ કે ચેતન, સત્ય કે અસત્ય કહી શકતા નથી.

સિદ્ધાંતી—એ તમારૂં કથન "**वदतो व्याघातः**" જેવું છે. કેમકે કહો છો કે અવિદ્યા છે. જેને જડ, ચેતન, સત, અસત નથી કહી શકતા. એ એવી વાત છે કે જેમ સોનામાં પીતલ મળ્યું હોય, તેને સરાફની પાસે પરીક્ષા કરાવે કે આ સોનું છે કે પીતલ ? ત્યારે એમજ કહેશો કે એને અમે સોનુ કે પીતલ કહી શકતા નથી. કિંતુ એમાં બેઉ ધાતુ મળી છે ?

નવીન—જુઓ ! જેમ ઘટાકાશ, મઠાકાશ, મેઘાકાશ અને મહદાકાશોપાધિ અર્થાત્ ઘડો, ઘર અને મેઘ હોવાથી ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે. વાસ્તવમાં મહદાકાશજ છે, તેમજ માયા અવિદ્યા, સમષ્ટિ, વ્યષ્ટિ અને અંતઃકરણોની ઉપાધિયોથી બ્રહ્મ અજ્ઞાનિયોને પૃથક્ પૃથક્ પ્રતીત થઇ રહ્યો છે, વાસ્તવમાં એકજ છે. જુઓ ! અગ્રિમ પ્રમાણમાં શું કહ્યું છે:—

**अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।**
**एकस्तथा सर्व भूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥**
**कठउ० वल्ली० ५ । मं० ९ ॥**

જેમ અગ્નિ લાંબા, ચોડા, ગોળ, નાના, મોટા, સર્વ આકૃતિવાળા પદાર્થોમાં વ્યાપક થઇને તદાકાર દેખાય છે, અને વળી તેનાથી પૃથક્ છે, તેમજ સર્વ વ્યાપક પરમાત્મા અંતઃકરણોમાં વ્યાપક થઇને અંતઃકરણાકાર થઈ રહ્યો છે. પરંતુ તેનાથી અલગ છે.

સિદ્ધાંતી—એ પણ તમારૂં કહેવું વ્યર્થ છે. કેમકે જેમ ઘટ, મઠ, મેઘ અને આકાશને ભિન્ન માનો છો, તેમ કારણ કાર્યરૂપ જગત્ અને જીવને બ્રહ્મથી અને બ્રહ્મને એમનાથી ભિન્ન માની લો.

નવીન—જેમ અગ્નિ સર્વમાં પ્રવિષ્ટ થઇને દેખવામાં તદાકાર દેખાય છે, એજ પ્રકારે પરમાત્મા જડ અને જીવમાં વ્યાપક થઇને આકારવાળા અજ્ઞાનિયોને આકારયુક્ત દેખાય છે. વાસ્તવમાં બ્રહ્મ નથી જડ અને નથી જીવ. જેમ સહસ્ર કુંડાં જળનાં મૂકયાં હોય, તેમાં સૂર્યનાં સહસ્ર પ્રતિબિમ્બ દેખાય છે, પણ વસ્તુતઃ સૂર્ય એક છે. કુંડા નષ્ટ થવાથી તથા જલના વહેવા અને ફેલાવાથી સૂર્ય નથી નષ્ટ થતો, નથી વહેતો કે નથી ફેલાતો. એ પ્રકારે અંતઃકરણોમાં બ્રહ્મનો આભાસ, જેને ચિદાભાસ કહે છે, તે પડયો છે. જ્યાંસુધી અંતઃકરણ છે, ત્યાંસુધી જીવ છે. જ્યારે અંતઃકરણ જ્ઞાનથી નષ્ટ થાય છે, ત્યારે જીવ બ્રહ્મસ્વરૂપ છે. એ ચિદાભાસને પોતાના બ્રહ્મસ્વરૂપનો અજ્ઞાનકર્ત્તા, ભોક્તા, સુખી, દુઃખી, પાપી, પુણ્યાત્મા, જન્મ, મરણ, એમ પોતામાં આરોપિત કરે છે, ત્યાંસુધી સંસારનાં બંધનોથી છૂટતો નથી.

સિદ્ધાંતી—એ દૃષ્ટાંત તમારૂં વ્યર્થ છે. કેમકે સૂર્ય આકારવાળો છે અને જળ કૂંડાં પણ સાકાર છે. સૂર્ય, જળકૂંડાથી ભિન્ન અને જલકુંડાં સૂર્યથી ભિન્ન છે, ત્યારેજ તો પ્રતિબિમ્બ પડે છે. જો નિરાકાર હોત તો તેનું પ્રતિબિમ્બ કદી ન પડત તથા જેમ પરમેશ્વર નિરાકાર સર્વત્ર આકાશવત્ વ્યાપક હોવાથી બ્રહ્મ થકી કોઇ પદાર્થ કે પદાર્થો થકી બ્રહ્મ પૃથક્ થઈ શકતો નથી. અને વ્યાપ્ય વ્યાપક સમ્બન્ધથી એક પણ નથી થઈ શકતો અર્થાત અન્વયવ્યતિરેકભાવે કરીને જોવાથી વ્યાપ્ય વ્યાપક મલેલા છતાં સદા પૃથક રહે છે. જો એક હોયતો પોતાની અંદર વ્યાપ્ય વ્યાપકભાવ સમ્બન્ધ કદી ઘટી શકે નહીં. એ બૃહદારણ્યકના અન્તર્યામી બ્રાહ્મણમાં સ્પષ્ટ લખ્યું છે. વળી બ્રહ્મનો આભાસ પણ પડી શકતો નથી કેમકે વિના આકાર આભાસનું થવું અસંભવ છે. જો અંતઃકરણોપાધીથી બ્રહ્મને જીવ માનો છો તો એ તમારી વાત બાલક સમાન છે. અંતઃકરણ ચલાયમાન ખણ્ડ ખણ્ડ, અને બ્રહ્મ અચલ અને અખંડ છે. જો તમે બ્રહ્મ અને જીવને પૃથક્

પૃથક નહી માનશો, તો આનો આપ ઉત્તર આપો કે જ્યાં જ્યાં અંતઃકરણ ચાલ્યું જશે, ત્યાં ત્યાંના બ્રહ્મને અજ્ઞાની અને જે જે દેશને તે છોડશે ત્યાં ત્યાંના બ્રહ્મને જ્ઞાની કરી દેશે વા નહીં? જેમ છત્ર પ્રકાશની અંદર જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પ્રકાશને આવરણયુક્ત અને જ્યાંથી તે હટે છે ત્યાં ત્યાંના પ્રકાશને આવરણ રહિત કરી દે છે. તેમજ અંતઃકરણ બ્રહ્મને ક્ષણ ક્ષણમાં જ્ઞાની અજ્ઞાની: તથા બદ્ધ અને મુક્ત કરતો જશે. અખંડ બ્રહ્મનો તે એક દેશનો આવરણનો પ્રભાવ સર્વ દેશમાં થવાથી સર્વત્ર બ્રહ્મ અજ્ઞાની થઈ જશે કેમકે તે ચેતન છે. વળી મથુરામાં જે અંતઃકરણસ્થ બ્રહ્મે જે વસ્તુ જોઈ તેવું સ્મરણ તેજ અંતઃકરણસ્થ રહીને કાશીમાં થઈ શકતું નથી. કેમકેઃ—

"अन्यदृष्टमन्यो न स्मरतीति न्यायात्" ।

અન્યના જોયાનું સ્મરણ અન્યને થતું નથી. જે ચિદાભાસે મથુરામાં જોયું, તે ચિદાભાસ કાશીમાં નથી, કિન્તુ જે મથુરાસ્થ અંતઃકરણનો પ્રકાશ છે, તે કાશીસ્થ બ્રહ્મ હોતો નથી- જો બ્રહ્મજ જીવ છે કિંતુ પૃથક નથી તો જીવ સર્વજ્ઞ હોવા જોઇએ. જો બ્રહ્મનું પ્રતિબિમ્બ પૃથક્ છે, તો પ્રત્યભિજ્ઞા અર્થાત્ પૂર્વ દૃષ્ટ શ્રુતનું જ્ઞાન કોઇને થઇ શકશે નહિં. જો કહો કે બ્રહ્મ એક છે, એથી સ્મરણ થાય છે, તો એક સ્થળે અજ્ઞાન વા દુઃખ હોવાથી સર્વ બ્રહ્મને અજ્ઞાન વા દુઃખ થવું જોઇએ. અને એવાં એવાં દૃષ્ટાંન્તોથી નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ બ્રહ્મને તમે અશુદ્ધ, અજ્ઞાની, અને બદ્ધ આદિ દોષયુક્ત કરી દીધો છે, અને તે અખંડને ખંડિત કરી દીધોછે!

નવીન—નિરાકારનો પણ આભાસ હોય છે. જેમકે દર્પણ વા જલાદિમાં આકાશનો આભાસ પડે છે. તે નીલો કે કોઇ અન્ય પ્રકારે ગંભીર ગેહેરો દેખાય છે, તેમ બ્રહ્મનો પણ સર્વ અંતઃકરણોમાં આભાસ પડે છે.

સિદ્ધાંતી—જ્યારે આકાશમાં રૂપજ નથી તો તેને આંખથી કોઇ પણ જોઇ શકતું નથી. જે પદાર્થ દેખાતોજ નથી, તે દર્પણ અને જલાદિમાં કેવી રીતે દેખાશે? ઘેરો વા ઝાંખો દેખાયછે તે સાકાર પદાર્થ દેખાય છે, તે નિરાકાર નથી.

નવીન—તો પછી જે આ ઉપર નિલો જેવો દેખાય છે તેજ આદર્શવાળામાં ભાન થાય છે, તે શો પદાર્થ છે?

સિદ્ધાન્તી—એ પૃથિવીથી ઉડીને ગએલાં જલ, પૃથિવી અને અગ્નિના ત્રસરેણું છે, જ્યાંથી વર્ષા થાય છે, ત્યાં જલ ન હોય તો વૃષ્ટિ ક્યાંથી થાય? એ ઉપરથી જે દૂર દૂર તમ્બૂના સરખું દેખાય છે તે જલનું ચક્ર છે. જેમ ધુમસ દૂરથી ઘનાકાર દેખાય છે અને નિકટથી ઝાંખું અને દહેરાંસરખો પણ દેખાય છે, તેમ આકાશમાં જલ દેખાય છે.

નવીન—શું હમારાં રજ્જુ, સર્પ અને સ્વપ્નાદિના દૃષ્ટાન્ત છે તે મિથ્યા છે?

સિદ્ધાન્તી—નહી, પણ તમારી સમજ મિથ્યા છે તે અમે પૂર્વ કહીગયા છીએ. ભલા એ તો કહો કે પ્રથમ અજ્ઞાન કોને થાય છે? નવીન—બ્રહ્મને.

સિદ્ધાંતી—બ્રહ્મ અલ્પજ્ઞ છે વા સર્વજ્ઞ ?

નવીન—ન સર્વજ્ઞ અને ન અલ્પજ્ઞ. કેમકે સર્વજ્ઞતા અને અલ્પજ્ઞતા ઉપાધિ સહિતમાં હોય છે.

સિદ્ધાન્તી—ઉપાધિ સહિત કોણ છે? નવીન—બ્રહ્મ.

સિદ્ધાન્તી—તો બ્રહ્મજ સર્વજ્ઞ અને અલ્પજ્ઞ થયો. તો ત્યારે તમે સર્વજ્ઞ અને અલ્પજ્ઞનો નિષેધ કેમ કર્યો હતો ? જો કહો કે ઉપાધિ કલ્પિત અર્થાત્ મિથ્યા છે, તો કલ્પક અર્થાત્ કલ્પના કરનાર કોણ છે? નવીન—જીવ બ્રહ્મ છે વા અન્ય ?

સિદ્ધાન્તી—અન્ય છે; કેમકે જો જીવ બ્રહ્મસ્વરૂપ છે તો જેણે મિથ્યા કલ્પના કરી, તે બ્રહ્મજ થઈ શકતો નથી. જેની કલ્પના મિથ્યા છે, તે સાચો ક્યારે થઈ શકે છે ?

નવીન—અમે સત્ય અને અસત્યને જૂઠું માનિયે છિયે અને વાણીથી બોલવું પણ મિથ્યા છે.

સિદ્ધાન્તી—જ્યારે તમે જૂઠું કહેનાર અને માનનાર છો ત્યારે તમે જૂઠા કેમ નહી ?

નવીન—જૂઠું, અને સાચું અમારામાંજ કલ્પિત છે અને અમે એઉના આધષ્ઠાન છિયે.

સિદ્ધાન્તી—જ્યારે તમે જુઠ આધારે થયા, ત્યારે સાહુકાર અને ચોરના જેવા તમેજ થયા. એથી તમે પ્રામાણિક પણ નહી રહ્યા, કેમકે પ્રામાણિક તો તે હોય છે કે જે સર્વદા સત્ય માને, સત્ય બોલે, સત્ય કરે; જૂઠું ન માને, જુઠું ન બોલે, અને જુઠું કદાચિત્ ન કરે. જ્યારે તમે તમારી પોતાની વાતને પોતેજ જુઠી કરો છો, તો તમે પોતેજ મિથ્યાવાદી છો.

નવીન—અનાદિ માયા, જે બ્રહ્મના આશ્રય અને બ્રહ્મનુંજ આવરણ કરે છે, તેને માનો છો કે નહી ?

સિદ્ધાન્તી—નથી માનતા, કેમકે તમે માયાનો અર્થ એવો કરો છો કે જે વસ્તુ ન હોય અને ભાસે છે, તો એ વાત તો તેજ માનશે કે જેની હૃદયની આંખ ફૂટી ગઇ હોય છે. કારણ કે જે વસ્તુજ નહીં, તેનું ભાસમાન હોવું સર્વથા અસંભવ છે. જેમ વન્ધ્યાના પુત્રનું પ્રતિબિમ્બ કદી થઈ શકતું નથી. અને આ— "सन्मूलाः सोम्येमाः प्रजाः" ।

ઇત્યાદિ છાન્દોગ્ય ઉપનિષદોના વચનોથી વિરૂદ્ધ કહો છો ?

નવીન—શું તમે વસિષ્ઠ, શંકરાચાર્યાદિ અને નિશ્ચલદાસ પર્યન્ત જે તમારાથી અધિક પણ્ડિત થયા છે, તેમણે લખ્યું છે, તેનું ખણ્ડન કરો છો ? અમને તો વસિષ્ઠ, શંકરાચાર્ય અને નિશ્ચલદાસ આદિ અધિક જણાય છે.

સિદ્ધાન્તી—તમે વિદ્વાન છો કે અવિદ્વાન્ ?

નવીન—અમે પણ કાંઇક વિદ્વાન છિયે.

સિદ્ધાન્તી—સારૂં, ત્યારે તો હવે વસિષ્ઠ, શંકરાચાર્ય અને નિશ્ચલદાસના પક્ષનું અમારી સામે સ્થાપન કરો, અમે તેનું ખંડન કરિયે છિયે. જેનો પક્ષ સિદ્ધ થાય તેજ મોટો છે. જો તેમની અને તમારી વાત અખંડનીય હતી તો તમે તેમની યુક્તિયો લઇને અમારી વાતનું ખંડન કેમ કરી શકતા નથી? ખંડન કરો ત્યારે તમારી અને તેમની વાત માનનીય થાય. અનુમાન છે કે શંકરાચાર્ય આદિએ

તો જૈનિયોના મતનું ખંડન કરવામાટેજ આ મતનો સ્વીકાર કર્યો હોય, કેમકે દેશ, કાલને અનુકૂલ પોતાના પક્ષની સિદ્ધિ કરવામાટે ઘણા ખરા સ્વાર્થી વિદ્વાન્ પોતાના આત્માના જ્ઞાનથી વિરૂદ્ધ પણ કરી લે છે. તથા જેને એ વાતોને અર્થાત્ ( જીવ ઇશ્વિરની એકતા, જગત્ મિથ્યા, આદિ વ્યવહાર ) સાચા નહી માન્યા હોત તો તેમની વાત સાચી થઈ શકતે નહી અને નિશ્ચલ દાસનું પાંડિત્ય હવે જુઓ. આ છેઃ— **जीवो ब्रह्माऽभिन्नश्चेतनत्वात् ।**

એમણે વૃત્તિપ્રભાકરમાં જીવ બ્રહ્મની એકતાને અર્થે અનુમાન લખ્યું છે કે "ચેતન હોવાથી જીવ બ્રહ્મથી અભિન્ન છે." આતો બહુ કમ સમજ પુરૂષની વાતના જેવી વાત છે, કેમકે સાધર્મ્યમાત્રથી એક બીજાની સાથે એકતા નથી થતી કેમકે તેનો વિધર્મ, ભેદક થાય છે. જેમ કોઈ કહે કેઃ— **"पृथिवी जलाऽभिन्ना जडत्वात्" ।** અર્થાત્

જડ હોવાથી પૃથિવી જલથી અભિન્ન છે. જેમ એ વાક્ય સંગત કદી થઈ શકતું નથી, તેમજ આ નિશ્ચલદાસજીનું પણ લક્ષણ વ્યર્થ છે, કેમકે જે અલ્પ અલ્પજ્ઞતા અને ભ્રાન્તિમત્વાદિ ધર્મ જીવમાં બ્રહ્મથી, અને સર્વગત સર્વજ્ઞતા અને નિર્ભ્રાન્તિત્વાદિ વૈધર્મ્ય બ્રહ્મમાં જીવથી, વિરૂદ્ધ છે. તો એથી બ્રહ્મ અને જીવ ભિન્ન ભિન્ન છે. જેમ ગંધવત્વ કઠિનત્વ આદિ ભૂમિના ધર્મ, રસવત્વ, દ્રવત્વાદિ જલના ધર્મથી વિરૂદ્ધ હોવાને લીધે પૃથિવી અને જલ એક નહીં, તેમજ જીવ અને બ્રહ્મનું વૈધર્મ્ય હોવાથી જીવ અને બ્રહ્મ એક ન કદી હતા, છે નહી, અને ન કદી થશે. એટલાથીજ નિશ્ચલદાસાદિને સમજી લે કે તેમાં કેટલું પાંડિત્ય હતું, અને જેણે યોગવાસિષ્ઠ બનાવ્યો છે, તે તો કોઈ આધુનિક વેદાન્તી હતો. ન વાલ્મિકી વસિષ્ઠ અને રામચંદ્રનો બનાવેલો કે કહેલો સાંભળેલો છે. કેમકે તે સર્વે વેદાનુયાયી હતા તેથી વેદથી વિરુદ્ધ ન બનાવી શકતા અને ન કહી તથા સાંભળી શકતા હતા.

પ્રશ્ન—વ્યાસજીએ શારીરીકસૂત્ર બનાવ્યું છે તેમાં પણ જીવની એકતા દેખાય છે. જુઓઃ—

**सम्पद्याऽऽविर्भावः स्वेन शब्दात् ॥ १ ॥**

**ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः ॥ २ ॥**

**चिति तन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥ ३ ॥**

**एवमप्युपन्यासात्पूर्वभावादविरोधं बादरायणः ॥ ४ ॥**

**अत एव चानन्याधिपतिः ॥ ५ ॥** **वेदान्तद० अ० ४ ।**

**पा० ४ । सू० १ । ५–७ । ९ ॥**

૧. જીવ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈને પ્રકટ થાય છે, જે કે પૂર્વે બ્રહ્મસ્વરૂપ હતો. કેમકે સ્વ શબ્દથી પોતાના બ્રહ્મસ્વરૂપનું ગ્રહણ થાય છે. ॥ ૧ ॥

૨. "**अयमात्मा अपहतपाप्मा**" ઇત્યાદિ ઉપન્યાસ ઐશ્વર્ય્ય પ્રાપ્તિ પર્યંત હેતુઓએ કરીને બ્રહ્મસ્વરૂપથી જીવ સ્થિત થાય છે, એવો જૈમિનિ આચાર્યનો મત છે. ॥ ૨ ॥

૩. ઔડુલોમિ આચાર્ય્ય—તદાત્મક સ્વરૂપ નિરૂપણાદિ બ્રહ્દારણ્યકના હેતુ રૂપના વચનોથી ચૈતન્ય માત્ર સ્વરૂપથી જીવ મુક્તિમાં સ્થિત રહે છે. ॥ ૩ ॥

૪. વ્યાસજી—એજ પૂર્વોક્ત ઉપન્યાસાદિ ઐશ્વર્ય્ય પ્રાપ્તિરૂપ હેતુઓથી જીવનું બ્રહ્મસ્વરૂપ થવામાં અવિરોધ માને છે. ॥ ૪ ॥

૫. યોગી ઐશ્વર્ય સહિત પોતાના બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઇને અન્ય અધિપતિથી રહિત અર્થાત્ સ્વયં પોતે પોતાના અને સર્વના અધિપતિરૂપ બ્રહ્મ સ્વસ્વરૂપથી મુક્તિમાં સ્થિત રહે છે. ॥ ૫ ॥

ઉત્તર—એ સૂત્રોના અર્થ એ પ્રકારના નથી, કિન્તુ એના યથાર્થ અર્થ આ છે. સાંભળો—

૧. જ્યાંસુધી જીવ પોતાના સ્વકીય શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત અને સર્વ મલોથી રહિત થઇને પવિત્ર નથી થતો, ત્યાંસુધી યોગથી ઐશ્વર્ય્યને પ્રાપ્ત થઇને પોતાના અન્તર્યામી બ્રહ્મને પ્રાપ્ત થઈ, આનંદમાં સ્થિત થઈ શકતો નથી. ॥ ૧ ॥

૨. એ પ્રકારે જ્યારે પાપાદિ રહિત ઐશ્વર્ય્યયુક્ત યોગી થાય છે, ત્યારેજ બ્રહ્મની સાથે મુક્તિના આનન્દને ભોગવી શકે છે; એવો જૈમિનિ આચાર્ય્યનો મત છે. ॥ ૨ ॥

૩. જ્યારે અવિદ્યાદિ દોષોથી છૂટીને શુદ્ધ ચૈતન્ય માત્ર સ્વરૂપથી જીવ સ્થિર થાય છે ત્યારેજ "**तदात्मकत्व**"। અર્થાત્ બ્રહ્મસ્વરૂપની સાથે સમ્બન્ધને પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥

૪. જ્યારે બ્રહ્મની સાથે ઐશ્વર્ય્ય અને શુદ્ધ વિજ્ઞાનને પ્રાપ્ત થઇ જીવતાંજ જીવનમુક્ત થાય છે, ત્યારે પોતાના નિર્મલ પૂર્વસ્વરૂપને પ્રાપ્ત થઇને આનંદિત થાય છે. એવો વ્યાસજીનો મત છે. ॥ ૪ ॥

૫. જ્યારે યોગીનો સત્ય સંકલ્પ થાય છે, ત્યારે સ્વયં પરમેશ્વરને પ્રાપ્ત થઇને મુક્તિ સુખને પામે છે. ત્યાં સ્વાધીન, સ્વતંત્ર રહે છે. જેમ સંસારમાં એક પ્રધાન, બીજો અપ્રધાન હોય છે તેમ મુક્તિમાં નથી. કિન્તુ સર્વ મુક્ત જીવ એકસરખા રહે છે ॥ ૫ ॥ જો એમ ન હોય તો:—

**नेतरोनुपपत्तेः ॥** १ । १ । १६ ॥

**भेदव्यपदेशाच्च ॥** १ । १ । १७ ॥

**विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥** १ । २ । २२ ॥

**अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥** १ । १ । १९ ॥

**अन्तस्तद्धर्मोपदेशात् ॥** १ । १ । २० ॥

**भेदव्यपदेशाच्चान्यः ॥** १ । १ । २१ ॥

**गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ॥** १ । २ । ११ ॥

**अनुपपत्तेस्तु न शारीरः ॥** १ । २ । ३ ॥

**अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ॥** १ । २ । १८ ॥

शरीरश्चोभयेऽपिहि भेदेनैनमधीयते ॥ १ । २ । २० ॥

व्यासमुनिकृतवेदान्तसूत्राणि ॥

૧. બ્રહ્મથી ઇતિર જીવ સૃષ્ટિકર્ત્તા નથી, કેમકે આ અલ્પ અલ્પજ્ઞસામર્થ્યવાળા જીવમાં સૃષ્ટિ કર્તૃત્વ ઘટી શકતું નથી, એથી જીવ બ્રહ્મ નહી. ॥

૨. **"रसं ह्येवायं लब्ध्वानन्दी भवति" ॥ उपनिषद् ॥**

જીવ અને બ્રહ્મ ભિન્ન છે, કેમકે એ બેઉના ભેદ પ્રતિપાદન કર્યા છે, જો એમ ન હોત તો રસ અર્થાત આનંદસ્વરૂપ થાય છે. આ પ્રાપ્તિ-વિષય બ્રહ્મ અને પ્રાપ્ત થનાર જીવનું નિરૂપણ ઘટી શકતું નથી, એટલા માટે જીવ, અને બ્રહ્મ એક નથી.

**दिव्यो ह्यमूर्त्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।**

**अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥** मुण्डकोपनिषदिमुं०२।१ । मं०२॥

દિવ્ય, શુદ્ધ, મૂર્તિમત્વ રહિત, સર્વમાં પૂર્ણ, બહાર તેમજ અંદર નિરંતર વ્યાપક, અજ, જન્મમરણ શરીર ધારણાદિ રહિત, શ્વાસ પ્રશ્વાસ, શરીર અને મનના સમ્બન્ધથી રહિત, પ્રકાશ સ્વરૂપ ઇત્યાદિ પરમાત્માના વિશેષણ અને અક્ષર નાશરહિત પ્રકૃતિથી પરે અર્થાત્ સૂક્ષ્મ જીવ, તેનાથી પણ પરમેશ્વર પરે અર્થાત્ બ્રહ્મ સૂક્ષ્મ છે. પ્રકૃતિ અને જીવોથી બ્રહ્મનો ભેદ, પ્રતિપાદનરૂપ હેતુઓએ કરીને પ્રકૃતિ અને જીવોથી બ્રહ્મ ભિન્ન છે. ॥

૪. એજ સર્વવ્યાપક બ્રહ્મમાં જીવોનો યોગ વા જીવમાં બ્રહ્મનો યોગ પ્રતિપાદન કરવાથી જીવ અને બ્રહ્મ ભિન્ન છે કારણ કે યોગ ભિન્ન પદાર્થોનો થયા કરે છે. ॥

૫. એ બ્રહ્મના અંતર્યામિ આદિ ધર્મ કથન કર્યા છે. અને જીવની ભીતર વ્યાપક હોવાથી વ્યાપ્ય જીવ વ્યાપક બ્રહ્મથી ભિન્ન છે, કેમકે વ્યાપ્ય વ્યાપક સમ્બંધ પણ ભેદમાં સંઘટિત થાય છે. ॥

૬. જેમ પરમાત્મા જીવથી ભિન્નસ્વરુપ છે, તેમ ઇંદ્રિય, અંતઃકરણ, પૃથિવી આદિ ભૂત, દિશા, વાયુ, સૂર્યાદિ દિવ્યગુણોના યોગથી અને દેવતાવાચ્ય વિદ્વાનોથી પણ પરમાત્મા ભિન્ન છે. ॥

૭. **गुहां प्रविष्टौ सुकृतस्य लोके** " । ઇત્યાદિ ઉપનિષદોના વચનોથી જીવ અને પરમાત્મા ભિન્ન છે. તેમજ ઉપનિષદોમાં બહુ સ્થળે જણાવ્યું છે. ॥

૮. "**शरीरे भवः शारीरः**" । શરીર ધારી જીવ બ્રહ્મ નથી, કેમકે બ્રહ્મના ગુણ, કર્મ, સ્વભાવ જીવમાં નથી ઘટતા. ॥

૯. (**अधिदैव**) સર્વ દિવ્ય મનાદિ ઇંદ્રિયાદિ પદાર્થો (**अधिभूत**) પૃથિવી આદિ ભૂતો, (**अध्यात्म**) સર્વ જીવોમાં પરમાત્મા અન્તર્યામીરૂપે કરીને સ્થિત છે, કેમકે તેજ પરમાત્માના વ્યાપકત્વાદિ ધર્મ સર્વત્ર ઉપનિષદોમાં વ્યાખ્યાત છે. ॥

૧૦. શરીરધારી જીવ બ્રહ્મ નથી, કેમકે બ્રહ્મથી જીવનો ભેદ સ્વરૂપથી સિદ્ધ છે. ॥

ઇત્યાદિ શારીરક સૂત્રોથી પણ સ્વરૂપથીજ બ્રહ્મ અને જીવનો ભેદ સિદ્ધ છે. તેમજ વેદાંતિયોના ઉપક્રમ અને ઉપસંહાર પણ ઘટી શકતા નથી, કેમકે ઉપક્રમ અર્થાત્ આરંભ બ્રહ્મથી અને ઉપસંહાર અર્થાત્ પ્રલય પણ બ્રહ્મમાંજ કરે છે. જ્યારે અન્ય કોઈ વસ્તુ નથી માનતા તો ઉત્પત્તિ અને પ્રલય પણ બ્રહ્મના ધર્મ થઈ જાય છે, અને ઉત્પત્તિ વિનાશ રહિત બ્રહ્મનું પ્રતિપાદન વેદાદિ સત્યશાસ્ત્રોમાં કર્યું છે, તે નવીન વેદાન્તિયોપર કોપ કરશે, કેમકે નિર્વિકાર, અપરિણામિ, શુદ્ધ, સનાતન, નિર્ભ્રાન્તત્વાદિ વિશેષણયુક્ત બ્રહ્મમાં વિકાર, ઉત્પત્તિ અને અજ્ઞાનાદિનો સંભવ કોઈ પ્રકારે નથી થઈ શકતો તથા ઉપસંહાર (પ્રલય) થવા પછી પણ બ્રહ્મ કારણાત્મક જડ અને જીવ બરાબર બન્યા રહે છે. એટલામાટે ઉપક્રમ અને ઉપસંહારની પણ આ વેદાન્તિયોની કલ્પના જુઠી છે. એવી બીજી બહુજ અશુદ્ધ વાતો છે, કે જે શાસ્ત્ર અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિરૂદ્ધ છે.

આની પશ્ચાત્ કાંઇક જૈનિયો અને શંકરાચાર્યના અનુયાયી લોકોના ઉપદેશનો સંસ્કાર આર્યાવર્ત્તમાં પ્રસર્યો હતો, અને માહોમાહેમાં ખંડન મંડન પણ ચાલતું હતું. શંકરાચાર્યના ત્રણસેં વર્ષોની પશ્ચાત્ ઉજ્જૈન નગરીમાં વિક્રમાદિત્ય રાજા કાંઈક પ્રતાપી થયો જેણે સર્વ રાજાઓની વચ્ચે પ્રવૃત્ત થયલી લડાઇઓને મટાડી શાંતિ સ્થાપન કરી. તત્ પશ્ચાત્ ભર્તૃહરિ રાજા કાવ્યાદિ શાસ્ત્ર અને અન્યમાં પણ કાંઈ કાંઈ વિદ્વાન થયા. તેણે વૈરાગ્યવાન્ થઈ રાજ્યને છોડી દીધું. વિક્રમાદિત્યના પાંચસે વર્ષ પછી રાજા ભોજ થયો, તેણે થોડુંક વ્યાકરણ અને કાવ્યાલંકારાદિનો એટલો પ્રચાર કર્યો કે જેના રાજ્યમાં કાલિદાસ બકરી ચરાવનાર પણ રઘુવંશ કાવ્યોનો કર્ત્તા થયો. રાજા ભોજની પાસે જે કોઇ ઉત્તમ શ્લોક બનાવી લઈ જતો હતો તેને બહુ ધન આપતો હતો, અને તેની પ્રતિષ્ઠા થતી હતી. તેની પછીના રાજાઓ અને શ્રીમાનોએ ભણવુંજ છોડી દીધું.

યદ્યપિ શંકરાચાર્યની પૂર્વે, અને વામમાર્ગિયોની પશ્ચાત્ શૈવાદિ સમ્પ્રદાયસ્થ મતવાદી પણ થયા હતા, પરંતુ તેમનું બહુ બલ નહીં થયું હતું. મહારાજા વિક્રમાદિત્યથી લઇને શૈવોનું બલ વધતું આવ્યું. શૈવોમાં પાશુપતાદિ ઘણીજ શાખાઓ થઈ હતી, જેમ વામમાર્ગિયોમાં દશ મહાવિદ્યાદિની શાખા છે. લોકોએ શંકરાચાર્યને શિવનો અવતાર ઠરાવ્યો. તેમના અનુયાયી સંન્યાસી પણ શૈવ મતમાં પ્રવૃત્ત થઈ ગયા અને વામમાર્ગિયોને પણ મળતા રહ્યા. વામમાર્ગિઓ દેવી–જે શિવજીની પત્ની છે–તેના ઉપાસક થયા અને શૈવો મહાદેવના ઉપાસક થયા. એ બેઉ રૂદ્રાક્ષ અને ભસ્મ અદ્યાવધિ ધારણ કરે છે. પરંતુ જેટલા વામમાર્ગી વેદવિરોધી છે, તેટલા શૈવ નથી.

धिग् धिक् कपालं भस्मरुद्राक्षविहीनम् ॥ १ ॥

रुद्राक्षान् कण्ठदेशे दशनपरिमितान्मस्तके विंशती द्वे ।
षट् षट् कर्णप्रदेशे करयुगलगतान् द्वादशान्द्वादशैव ।
बाह्वोरिन्द्रोः कलाभिः पृथगिति गदितमेकमेवं शिखायां ।
वक्षस्यष्टाऽधिकं यः कलयति शतकं स स्वयं नीलकण्ठः ॥ २ ॥

૧. ઇત્યાદિ બહુ પ્રકારના શ્લોકો એ લોકોએ બનાવ્યા અને કહેવા લાગ્યા કે જેના કપાલમાં ભસ્મ અને કંઠમાં રૂદ્રાક્ષ નથી તેને ધિક્કાર છે. **"तं त्यजेदन्त्यजं यथा"** ।

તેનો ચાંડાલની તુલ્ય ત્યાગ કરવો જોઇએ ॥ ૧ ॥

૨. જે કંઠમાં ૩૨, શિરમાં ૪૦, કર્ણમાં છ, કરોમાં ૧૨ બાર બાર, ભુજાઓમાં ૧૬ સોળ સોળ, ૧ શિખામાં, અને હૃદયમાં ૧૦૮ રૂદ્રાક્ષ ધારણ કરે છે, તે સાક્ષાત્ મહાદેવની સદૃશ છે. ॥ ૨ ॥

એમજ શાક્ત પણ માને છે. પશ્ચાત્ એ વામમાર્ગી અને શૈવોએ સમ્મતિ કરીને ભગ લિંગનું સ્થાપન કર્યું, જેને જલાધારી અને લિંગ કહે છે. અને તેની પૂજા કરવા લાગ્યા. તે નિર્લજ્જોને જરા પણ લજ્જા ન આવી ! કે આ પામરપણાનું કામ અમે કેમ કરિયે છિયે ? કોઈ કવિએ કહ્યું છે કે **"स्वार्थी दोषं न पश्यति"** । સ્વાર્થીલોક પોતાનો સ્વાર્થ સિદ્ધકરવામાં દુષ્ટ કામોને પણ શ્રેષ્ઠ માની દોષને જોતા નથી. એજ પાષાણાદિ મૂર્તિ અને ભગ લિંગની પૂજામાં સર્વ ધર્મ, અર્થ, કામ, મોક્ષ આદિની સિદ્ધિયો માનવા લાગ્યા. જ્યારે રાજાભોજની પશ્ચાત્ જૈની લોક પોતાના મન્દિરોમાં મૂર્તિ સ્થાપન કરવા અને દર્શન સ્પર્શન માટે આવવા જવા લાગ્યા ત્યારે તો એ પોપોના ચેલા પણ જૈનમન્દિરમાં જવા આવવા લાગ્યા, તથા પેલી તરફ પશ્ચિમમાં કેટલાક બીજાઓના મત અને યવન લોક પણ આર્ય્યાવર્ત્તમાં આવવા જવા લાગ્યા, ત્યારે પોપોએ આ શ્લોક બનાવ્યો:—

**न वदेद्यावनीम् भाषां प्राणैः कण्ठगतैरपि ।**
**हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम् ॥ १ ॥**

ચાહે કેટલુંએ દુઃખ પ્રાપ્ત થાય અને પ્રાણ કંઠ ગત અર્થાત્ મૃત્યુના સમય પણ કેમ ન આવ્યો હોય તો પણ યાવની અર્થાત્ મ્લેચ્છ ભાષા મુખથી ન બોલવી અને ઉન્મત્ત હસ્તી મારવાને કેમ ન દોડયો આવતો હોય, અને જૈન મન્દિરમાં જવાથી પ્રાણ બચતો હોય, તો પણ જૈનમંદિરમાં પ્રવેશ ન કરવો, કિંતુ જૈનમંદિરમાં પ્રવેશ કરી બચવાથી હાથીની સામે જઇને મરી જવું એ સારૂંછે.

આવો આવો ઉપદેશ પોતાના ચેલાઓને કરવા લાગ્યા, જ્યારે કોઇ તેમને પ્રમાણ પૂછતા હતા કે તમારા મતમાં કોઇ માનનીય ગ્રંથનું પણ પ્રમાણ છે? ત્યારે કહેતા હતા કે હા છે. ત્યારે જો કોઈ તેમને પુછતા હતા કે દેખડાવો? ત્યારે માર્કણ્ડેયપુરાણાદિના વચન ભણતા અને સંભળાવતા હતા. જેમ કે દુર્ગાપાઠમાં દેવીનું વર્ણન લખ્યું છે. રાજા ભોજના રાજ્યમાં વ્યાસજીના નામથી માર્કણ્ડેય અને શિવપુરાણ કોઇએ બનાવી ઉભાં કર્યાં હતાં. તેના સમાચાર રાજા ભોજને વિદિત થવાથી તેણે તે પંડિતોને હસ્ત છેદનાદિ દંડ દીધો અને તેમને કહ્યું કે જો કોઇ કાવ્યાદિ ગ્રંથ બનાવે તો પોતાના નામથી બનાવે, ઋષિમુનિયોના નામથી નહીં. એ વાત રાજા ભોજના બનાવેલા સંજીવની નામક ઇતિહાસમાં લખી છે. જે ગ્વાલિયરના રાજ્ય "ભિણ્ડ" નામે નગરના તિવાડી બ્રાહ્મણોના ઘરમાં છે. જેને લખુનાના રાવસાહેબ અને તેના ગુમાસ્તા રામદયાલ ચોબેજીએ પોતાની આંખોથી જોયો છે, તેમાં સ્પષ્ટ લખ્યું છે કે વ્યાસજીએ ચાર સહસ્ર ચારસેં અને તેમના

શિષ્યોએ પાંચ સહસ્ત્ર છ સો શ્લોકયુક્ત અર્થાત્ સર્વ દશ સહસ્ત્ર શ્લોકોને આસરેનું ભારત બનાવ્યું હતું. તે મહારાજા વિક્રમાદિત્યના સમયમાં વીસ સહસ્ત્રનું થયું. મહારાજા ભોજ કહે છે કે મારા પિતાજીના સમયમાં પચ્ચીસ અને હાલ મારી અર્ધિ ઉમરમાં ત્રીસ સહસ્ત્ર શ્લોકયુક્ત મહાભારતનું પુસ્તક મળે છે. જો એમજ વધારો થતો ચાલ્યો તો મહાભારતનું પુસ્તક એક ઉંટનો બોજો થઈ જશે, અને ઋષિમુનિયોના નામથી પુરાણાદિ ગ્રંથ બનાવશે તો આર્ય્યાવર્તીય લોક ભ્રમજાલમાં પડીને, વૈદિકધર્મ વિહીન થઇને ભ્રષ્ટ થઈ જશે. એથી વિદિત થાય છે કે રાજા ભોજને કાંઇક કાંઈ વેદોનો સંસ્કાર હતો, એના ભોજપ્રબન્ધમાં લખ્યું છે. કેઃ—

**घट्येकया क्रोशदशैकमश्वः सुकृत्रिमो गच्छति चारुगत्या ।**
**वायुं ददाति व्यजनं सुपुष्कलं विना मनुष्येण चलत्यजस्रम् ॥ १ ॥**

રાજા ભોજના રાજ્યમાં અને તેનીપાસે એવા એવા શિલ્પ લોક હતા કે જેમણે ઘોડાના આકારવાળું એક યાન યન્ત્ર કલાયુક્ત બનાવ્યું હતું. કે જે એક કાચી ઘડીમાં અગ્યાર કોશ અને એક કલાકમાં સાડી સત્તાવીશ કોશ જતું હતું. તે ભૂમિ અને અંતરિક્ષમાં પણ ચાલતું હતું. બીજો એક એવો પંખો બનાવ્યો હતો કે મનુષ્યના ચલાવ્યા વિના કલાયન્ત્રના બલથી નિત્ય ચાલતો હતો અને પુષ્કળ પવન આપતો હતો. જો એ બેઉ પદાર્થો આજ સુધી બન્યા રહ્યા હોત તો યૂરોપીયનો આટલા અભિમાનમાં ચડી જતે નહીં.

જ્યારે પોપજી પોતાના ચેલાઓને, જૈનિયોથી રોકવા લાગ્યા તો પણ મન્દિરોમાં જવાથી રોકી શકતા નહી, અને જૈનિયોની કથામાં પણ લોક જવા લાગ્યા અને જૈનિયોના પોપ આ પુરાણિયોના પોપોના ચેલાઓને બહેકાવવા લાગ્યા, ત્યારે પુરાણિયોએ વિચાર્યું કે એનો કાંઈ ઉપાય કરવો જોઇએ, નહિતો આપણા ચેલા જૈની થઈ જશે. પશ્ચાત્ પોપોએ એજ સમ્મતિ કરી કે જૈનિયોની માફક આપણે પણ અવતાર, મન્દિર, મૂર્તિ, અને કથાના પુસ્તકો બનાવિયે ! પછી એ લોકોએ જૈનિયોના ચોવીસ તીર્થંકરોની પેઠે ચોવીસ અવતાર, મંદિર અને મૂર્તિયો બનાવી અને જેમ જૈમનિયોના આદિ અને ઉત્તર પૂરાણાદિ છે, તેવાં અઢાર પુરાણ બનાવવા લાગ્યા ! રાજા ભોજના દોડસો વર્ષની પશ્ચાત્ વૈષ્ણવ મતનો આરંભ થયો. એ મત એક શઠકોપનામે કંજરવર્ણમાં ઉત્પન્ન થયો હતો, તેનાથી થોડોક ચાલ્યો, તેની પછવાડે મુનિવાહન ભંગી કુલોત્પન્ન અને ત્રીજો યાવનાચાર્ય્ય યવન કુલોત્પન્ન આચાર્ય્ય થયા, તત્પશ્ચાત્ બ્રાહ્મણકુલજ ચોથો રામાનુજ થયો; તેણે પોતાનો મત ફેલાવ્યો.

શૈવોએ શિવપુરાણાદિ, શાકતોએ દેવી ભાગવતાદિ, વૈષ્ણવોએ વિષ્ણુ પુરાણાદિ બનાવ્યાં; તેમાં પોતાના નામો એટલામાટે નથી મુકયાં કે તેઓ જાણતા હતા કે અમારા નામથી બનશે તો કોઈ પ્રમાણ નહીં કરશે. એટલામાટે વ્યાસાદિ ઋષિમુનિયોના નામ મુકીને પુરાણો બનાવ્યાં. નામ પણ એના વાસ્તવમાં નવીન રાખવાં જોઈતાં હતાં, પરંતુ જેમ કોઇ દરિદ્ર પોતાના બેટાનું નામ મહારાજાધિરાજ અને આધુનિક પદાર્થનું નામ સનાતન રાખી લે તો તેમાં શું આશ્ચર્ય્ય ? હવે એમના આપસના જેવા ઝગડા છે, તેવાજ પુરાણોમાં પણ વર્ણવેલા છે.

જુઓ ! દેવીભાગવતમાં "શ્રી" નામ એક દેવી-સ્ત્રી, જે શ્રીપુરની સ્વામિની લખી છે. તેણીએ સઘળા જગતને બનાવ્યું, અને બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવને પણ તેણે રચ્યા; તે દેવીની ઇચ્છા થઈ, ત્યારે તેણે પોતાના હાથ ઘસ્યા, તેથી હાથમાં એક છાલું પડયું, તેમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થઈ, તેને દેવીએ કહ્યું કે "તું મારી સાથે વિવાહ કર" બ્રહ્માએ કહ્યું "તું મારી માતા છે" હું તારી સાથે વિવાહ કરી શકતો નથી. એવું સાંભળીને માતાને ક્રોધ ચઢયો અને તે છોકરાને ભસ્મ કરી દીધો. અને પાછા હાથ ઘસીને તેવેજ પ્રકારે બીજો છોકરો ઉત્પન્ન કરયો, તેનું નામ વિષ્ણુ રાખ્યું, તેને પણ તેજ પ્રકારે કહ્યું, પણ તેણે પણ માન્યું નહી ત્યારે તેને પણ ભસ્મ કરી દીધો. વળી ફરીને એજ પ્રકારે ત્રીજા છોકરાને ઉત્પન્ન કરયો, તેનું નામ મહાદેવ રાખ્યું. અને તેને કહ્યું તું મારી સાથે વિવાહ કર, મહાદેવ બોલ્યોકે હું તારી સાથે વિવાહ નથી કરી શકતો, તું બીજું સ્ત્રીનું શરીર ધારણ કર. તેમજ દેવીએ કરયું. ત્યારે મહાદેવ બોલ્યા કે આ બે ઠેકાણે રાખ સરખું શું પડયું છે? દેવીએ કહ્યું કે એ બેઉ તારા ભાઈ છે, એમણે મારી આજ્ઞા ન માની તે માટે મેં તેમને ભસ્મ કરી દીધા છે. મહાદેવે કહ્યુંકે હું એકલો શું કરીશ? એમને જીવતા કરી દે અને બે સ્ત્રી બીજી ઉત્પન્ન કર, ત્રણેનો વિવાહ ત્રણે સાથે થશે. એમજ દેવિયે કરયું. પછી ત્રણેના ત્રણેની સાથે વિવાહ થયા! વાહરે વાહ! માતા સાથે વિવાહ ન કર્યા અને બહેન સાથે કરી લીધા શું આને ઉચિત સમજવું જોઇએ? પશ્ચાત્ ઇંદ્રાદિને ઉત્પન્ન કરયા; બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, અને ઇંદ્ર એમને પાલખીના ઉઠાવનાર બે ભાઇ બનાવ્યા, ઇત્યાદિ ગપોડા લાંબા ચોડા મન માન્યા લખ્યા છે.

કોઇ એમને પૂછે કે એ દેવીનું શરીર, અને એ શ્રીપુરનો બનાવવાવાળો તથા દેવીના માતા પિતા કોણ હતાં? જો કહો કે દેવી અનાદિ છે, તો જે સંયોગજન્ય વસ્તુ છે તે અનાદિ કદી થઈ શક્તિ નથી. જો માતા પૂત્રના વિવાહ કરવામાં ડરે તો ભાઈ બેહેનના વિવાહમાં એવી કઈ સારી વાત નિકળે છે?

જેવી આ દેવીભાગવતમાં મહાદેવ, વિષ્ણુ અને બ્રહ્માદિની ક્ષુદ્રતા અને દેવીની શ્રેષ્ઠતા લખી છે, એજ પ્રકારે શિવપુરાણમાં દેવી આદિની બહુજ ક્ષુદ્રતા લખી છે, અર્થાત્ એ સર્વે મહાદેવના દાસ અને મહાદેવ સર્વેનો ઇશ્વર છે. એમ તેમાં છે. જો રૂદ્રાક્ષ અર્થાત્ એક વૃક્ષના ફલની ગોટલી અને રાખ ધારણ કરવાથી મુક્તિ માને છે તો રાખમાં લોટનારા ગધેડા આદિ પશુ અને ચણોઠી આદિના ધારણ કરનાર ભીલ કંજરાદિ મુક્તિ કેમ ન પામે? અને ભુંડ, કુતરા, ગધેડા આદિ પશુ જે રાખમાં લોટવાવાળા છે તેમની મુક્તિ કેમ નથી થતી?

પ્રશ્ન—કાલાગ્નિ રૂદ્રોપનિષદ્માં ભસ્મ લગાડવાનું વિધાન લખ્યું છે, તે શું જૂઠું છે? અને "**त्र्यायुषं जमदग्नेः**" યજુર્વેદ વચન ઇત્યાદિ વેદમંત્રોથી પણ ભસ્મધારણનું વિધાન છે અને પુરાણોમાં રૂદ્રની આંખનાં અસ્ત્રુપાતથી જે વૃક્ષ થયું તેનું નામ રૂદ્રાક્ષ છે. એથી એને ધારણ કરવામાં પુણ્ય લખ્યું છે. એક પણ રૂદ્રાક્ષ ધારણ કરે તો સર્વે પાપોથી છુટીને સ્વર્ગે જાય, યમરાજ અને નરકનો ડર નહીં રહે.

ઉત્તર—કાલાગ્નિરુદ્રોપનિષદ્ કોઇ 'રાખોડિયા' ભાઇએ એટલે રાખ ધારણ કરવાવાળાએ બનાવી છે. કેમકે " " **यस्य प्रथमा रेखा सा भूर्लोकः॥** ઇત્યાદિ વચન તેમાં અનર્થક છે. જે પ્રતિદિન હાથથી બનાવેલી રેખા છે તે ભૂલોક વા એની વાચક કેમ થઇ શકે છે? અને જે " **त्र्यायुषं जमदग्नेः** " ઇત્યાદિ મન્ત્ર છે તે ભસ્મ કે ત્રિપુણ્ડ્ ધારણના વાચક નથી કિન્તુ " **चक्षुर्वै जमदग्निः** " । શતપથ૦ હે પરમેશ્વર! મારા નેત્રની જ્યોતિ (**त्र्यायुषम्**) ત્રણ ગણી અર્થાત્ ત્રણસેં વર્ષ પર્યન્ત રહે અને હું પણ એવાં ધર્મનાં કામ કરૂં કે જેથી દૃષ્ટિ નાશ ન થાય. વારૂ એ કેટલી મોટી મૂર્ખતાની વાત છે કે આંખના અશ્રુપાતથી પણ વૃક્ષ ઉત્પન્ન થઇ શકે છે! શું પરમેશ્વરના સૃષ્ટિ ક્રમને કોઈ અન્યથા કરી શકે છે? જેવાં જે વૃક્ષનાં બીજ પરમાત્માએ રચ્યાં છે તે બીજથીજ તે વૃક્ષ ઉત્પન્ન થઇ શકે છે, અન્યથા નહી. ઉપરથી જેટલા રૂદ્રાક્ષ, ભસ્મ, તુલસી, કમલાક્ષ, ઘાસ, અને ચંદનાદિ જેટલા પદાર્થ કણ્ઠમાં ધારણ કરવામાં આવે છે એ સર્વ જંગલી પશુવત્ મનુષ્યનાં કામ છે.

આમ વામમાર્ગિયો અને શૈવો બહુજ મિથ્યાચારી, વિરોધી અને કર્તવ્ય કર્મના ત્યાગિ થાય છે, તેમાં જે કોઇ શ્રેષ્ઠ પુરૂષ છે તે આ વાતોનો વિશ્વાસ ન કરી સારાં કર્મ કરે છે.

જો રૂદ્રાક્ષ, ભસ્મ ધારણથી યમરાજના દૂત ડરે છે તો પછી પોલિસના સિપાઇ પણ ડરતા હશે! પણ જ્યારે રૂદ્રાક્ષ ભસ્મ ધારણ કરનારાઓથી કુતરા, સિંહ, સર્પ, વિચ્છુ, માખી અને મચ્છર આદિ પણ નથી ડરતાં તો ન્યાયાધીશના ગણ કેમ ડરશે?

પ્રશ્ન—વામમાર્ગી અને શૈવ તો સારા નથી પરંતુ વૈષ્ણવ તો સારા છે?

ઉત્તર—એ પણ વેદવિરોધી હોવાથી તેમનાથી પણ અધિક નઠારા છે.

પ્રશ્ન—" **नमस्ते रुद्रमन्यवे** " । " **वैष्णवमसि** " । " **वामनायच** " । " **गणानान्त्वा गणपति ँ हवामहे** " । " **भगवती भूयाः** " । **सूर्य आत्मा जगतस्तस्थुषश्च** " । ઈત્યાદિ વેદ પ્રમાણોથી શૈવાદિ મત સિદ્ધ થાય છે, તો પછી કેમ ખણ્ડન કરો છો?

ઉત્તર—એ વચનોથી શૈવાદિ સમ્પ્રદાય સિદ્ધ થતો નથી, કેમકે " **रुद्र** " તો પરમેશ્વર પ્રાણાદિ વાયુ, જીવ અને અગ્નિ આદિનું નામ છે. જે ક્રોધ કર્તા રૂદ્ર અર્થાત્ દુષ્ટોને રડાવવાવાળા પરમાત્માને નમસ્કાર કરવા, પ્રાણ અને જઠરાગ્નિને અન્ન દેવું (**नम इति अन्ननाम-निघण्टु**० ૨ । ૭) જે મંગલકારી, સર્વ સંસારનું અત્યંત કલ્યાણ કરનાર છે તે પરમાત્માને નમસ્કાર કરવા જોઇએ.

" **शिवस्य परमेश्वरस्यायं भक्तः शैवः** " ।

" **विष्णोः परमात्मानोऽयं भक्तो वैष्णवः** " ।

" **गणपतेः सकलजगत्स्वामिनोऽयं सेवको गाणपतः** " ।

" **भगवत्या वाण्या अयं सेवकः भागवतः** " ।

"सूर्यस्य चरा चरात्मनोऽयं सेवकः सौरः" ॥

આ સર્વ રૂદ્ર, શિવ, વિષ્ણુ, ગણુપતિ અને સૂર્યાદિ એ પરમેશ્વરના અને ભગવતી એ સત્ય ભાષણુયુક્ત વાણીનું નામ છે. એમાં વિના સમજે આવો ઝગડો મચાવ્યો છે. જેમઃ—

એક કોઈ વૈરાગીના બે ચેલા હતા, તે પ્રતિદિન ગુરૂના પગ દાબ્યા કરતા હતા. એકે જમણા અને બીજાએ ડાબા પગની સેવા કરવી વેંચી લીધી હતી. એક દિવસ એવું બન્યું કે એક ચેલો બજારમાં કંઈ ખરીદવા ગયો, અને બીજો પોતાના સેવ્ય પગની સેવા કરી રહ્યો હતો, એટલામાં ગુરૂજીએ પાસું બદલ્યું, તો તેના પોતાના સેવ્ય પગપર બીજા ગુરૂભાઈનો સેવ્ય પગ પડ્યો; તેણે ડંડો લઈ તે પગપર ધડ દઈને માર્યો! ગુરૂએ કહ્યું, અરે દુષ્ટ! તેં આ શું કર્યું? ચેલો બોલ્યો, મારા સેવ્ય પગ ઉપર, આ પગ કેમ આવી ચઢ્યો? એટલામાં બીજો ચેલો જે બજારમાં ગયો હતો, તે આવી પોંહોચ્યો. તે પણ પોતાના સેવ્ય પગની સેવા કરવા બેઠો પણ જોયું તો પગ સૂજ્યો હતો! તે ચેલો બોલ્યો, ગુરૂજી! આ મારા સેવ્ય પગમાં શું થયું? ગુરૂએ સર્વ વૃતાન્ત સંભળાવ્યો. પણ તે પણ વળી મૂર્ખ! એટલે ન બોલ્યો ન ચાલ્યો, અને ચુપ ચાપ ડણ્ડો ઉપાડીને ઘણા બલથી ગુરૂના બીજા પગમાં માર્યો. એટલે ગુરૂએ ઉચ્ચ સ્વરે બૂમ પાડી, ત્યારે બેઉ ચેલા ડંડા લઈને મચ્યા અને ગુરૂના પગને પીટવા લાગ્યા, ત્યારે તો બહુ કોલાહલ મચ્યો અને લોકો તે સાંભળીને આવ્યા, અને કહેવા લાગ્યા કે સાધુજી શું થયું? તેમાંથી કોઈ બુદ્ધિમાન્ પુરૂષે સાધુજીને છોડાવીને પછી પેલા મૂર્ખ ચેલાઓને ઉપદેશ કર્યો કે જુઓ! એ બેઉ પગ તમારા ગુરૂના છે. એ બેઉની સેવા કરવાથી એમને સુખ પોંહોચે છે, અને દુઃખ દેવાથી પણુ એમનેજ દુઃખ થાય છે.

જેમ એક ગુરૂની સેવામાં આ ચેલાઓએ લીલા કરી તેજ પ્રકારે જે એક અખણ્ડ, સચ્ચિદાનન્દ, અનન્તસ્વરૂપ પરમાત્માના વિષ્ણુ, રૂદ્રાદિ અનેક નામ છે, એ નામોના અર્થ જેવાકે પ્રથમ સમુલ્લાસમાં પ્રકાશ કરી આવ્યા છીએ તેનો સત્યાર્થ ન જાણીને શૈવ, શાક્ત, વૈષ્ણુવાદિ સમ્પ્રદાયી લોક પરસ્પર એક બીજાના નામની નિંદા કરે છે. પણુ મંદમતિ જરા પણ પોતાની બુદ્ધિ ચલાવીને વિચારતા નથી કે આ સર્વ વિષ્ણુ, રૂદ્ર, શિવ, આદિ નામ એક અદ્વિતીય, સર્વ નિયંતા, સર્વાન્તર્યામિ, જગદીશ્વરના છે અને તે પરમાત્મા અનેક ગુણુ, કર્મ, સ્વભાવયુક્ત હોવાથી તેનાજ તે વાચક છે. વાહ! એવા લોક પર શું ઇશ્વરી કોપ નહિ થતો હશે?

હવે જુઓ! ચક્રાંકિત વૈષ્ણુવોની અદ્ભુત માયા;—

तापः पुण्ड्रं तथा नाम माला मन्त्रस्तथैव च ।
अमी हि पञ्च संस्काराः परमैकान्तहेतवः ॥ १ ॥
अतप्ततनूर्न तदामो अश्नुते । इति श्रुतेः ॥ रामानुज पटल पद्धतौ ॥

(तापः) શંખ, ચક્ર, ગદા, અને પદ્મના ચિન્હોને અગ્નિમાં તપાવીને ભૂજાના મૂલમાં

દાગ અર્થાત્ ડામ દઇને પછી તેને દુગ્ધયુક્ત પાત્રમાં બુઝાવે છે અને કોઈ તે દુધ પી પણ જાય છે. હવે જુઓ ! કે પ્રત્યક્ષજ મનુષ્યના માંસનો પણ સ્વાદ તેમાં આવતો હશે. એવાં એવાં કર્મોથી પરમેશ્વરને પ્રાપ્ત થવાની આશા કરે છે અને કહે છે કે શંખ, ચક્રાદિથી શરીર તપાવ્યા વિના જીવ પરમેશ્વરને પ્રાપ્ત નથી થતો, કેમકે તે ( **आमः** ) અર્થાત્ કાચો છે અને જેમ રાજ્યના સીલ પટા આદિ ચિન્હોજ હોવાથી રાજપુરૂષ જાણી તેનાથી સર્વ લોક ડરે છે. તેમજ વિષ્ણુનાં શંખ, ચક્રાદિ આયુધોનાં ચિન્હ જોઇને યમરાજ અને તેના ગણ ડરે છે. અને કહે છે કેઃ—

**दोहरा— बाना बडा दयालका, तिलक छाप और माळ।**
**यम डरपै कालू कहे, भय माने भूपाल ॥ १ ॥**

અર્થાત્ ભગવાનના ( ચિન્હ ) જે તિલક, છાપ, અને માળા એ ધારણ કરવાં તે ઉત્તમ છે જેનાથી યમરાજ અને રાજા પણ ડરે છે. ( **पुण्ड्रम्** ) ત્રિશૂલના જેવું લલાટમાં ચિત્ર કહાડવું ( **नाम** ) નારાયણદાસ, વિષ્ણુદાસ, અર્થાત્ દાસ શબ્દાન્ત નામ રાખવાં ( **माला** ) કમલગટ્ટાની રાખવી, અને પાંચમું ચિન્હ ( **मन्त्र** ) જેમઃ—

**ओं नमो नारायणाय ॥**

આ એમણે સાધારણ મનુષ્યોનેમાટે મન્ત્ર બનાવી રાખ્યો છે, તથા

**श्रीमन्नारायण चरणं शरणं प्रपद्ये ॥ श्रीमते नारायणाय नमः ॥**
**श्रीमते रामानुजाय नमः ॥**

ઇત્યાદિ મન્ત્ર વળી ધનાઢ્ય અને માનનીયોને માટે બનાવી રાખ્યા છે. જુઓ, આ પણ એક દુકાન ઠરી ! જેવું મુખ તેવું તિલક ! એ પાંચ સંસ્કારોને ચક્રાંકિત મુક્તિના હેતુ માને છે. હવે એ મન્ત્રોના **અર્થઃ—ર** " હું નારાયણને નમસ્કાર કરૂં છું તથા હું લક્ષ્મીયુક્ત નારાયણના ચરણારવિન્દના શરણને પ્રાપ્ત થાઉં છું અને શ્રીયુક્ત નારાયણને નમસ્કાર કરૂં છું " અર્થાત્ જે શોભાયુક્ત નારાયણ છે, તેને મારા નમસ્કાર હોય.

જેમ વામમાર્ગિયો પાંચ મકાર માને છે, તેમ ચક્રાંકિત પાંચ સંસ્કાર માને છે, અને પોતાના શંખ, ચક્રથી ડામ દેવાને માટે વેદમંત્રનું પ્રમાણ રાખ્યું છે. તેનો આ પ્રકારે પાઠ અને અર્થ છે.

**पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुगात्राणि पर्येषि विश्वतः ।**
**अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद्वहन्तस्तत्समाशत ॥ १ ॥**
**तपोष्पवित्रं विततं दिवस्पदे ॥ २ ॥ ऋ० मं० ९। सू० ८३। मं० १।२।**

૧ હે બ્રહ્માંડ અને વેદોના પાલન કરવાવાળા પ્રભુ સર્વ સામર્થ્યયુક્ત સર્વ શક્તિમાન્! આપે પોતાની વ્યાપ્તિથી સંસારના સર્વ અવયવોને વ્યાપ્ત કરી રાખ્યા છે, તે આપનું જે વ્યાપક પવિત્ર સ્વરૂપ છે, તેને બ્રહ્મચર્ય, સત્યભાષણ, શમ, દમ, યોગાભ્યાસ, જિતેન્દ્રિય, સત્સંગાદિ તપશ્ચર્યાથી રહિત જે અપરિપક્વ આત્મા અંતઃકરણયુક્ત છે, તે તારા સ્વરૂપને પ્રાપ્ત નથી થતો અને જે પૂર્વોક્ત તપથી શુદ્ધ છે, તેજ એ તપનું આચરણ કરતો કરતો તારા શુદ્ધ સ્વરૂપને સારે પ્રકારે પ્રાપ્ત થાય છે. ॥ ૧ ॥

૨. જે પ્રકાશસ્વરૂપ પરમેશ્વરની સૃષ્ટિમાં વિસ્તૃત પવિત્રાચરણરૂપ તપ કરે છે તેજ પરમાત્માને પ્રાપ્ત થવામાં યોગ્ય થાય છે. ॥ ૨ ॥

હવે વિચાર કરો કે રામાનુજીયાદિ લોક આ મન્ત્રથી "ચક્રાંકિત" થવું, સિદ્ધ કેમ કરી કરે છે? વારુ કહો કે તે વિદ્વાન્ હતા કે અવિદ્વાન? જો કહો કે વિદ્વાન્ હતા તો આવા અસંભવિત અર્થ આ મંત્રના કેમ કરે છે? કેમકે આ મન્ત્રમાં "**अतप्ततनूः**" શબ્દ છે કિન્તુ "**अतप्तभुजैकदेशः**" નહી, પુનઃ "**अतप्ततनूः**" એ નખ શિખાગ્ર પર્યન્ત સમુદાય અર્થક છે. એ પ્રમાણે કરીને અગ્નિથી તપાવવું ચક્રાંકિત લોક સ્વીકાર કરે છે તો પોત પોતાના શરીરને ભાડભુન્જની ભાડમાં નાખીને સર્વ શરીરને બાળે તો પણ આ મન્ત્રના અર્થથી વિરુદ્ધ છે કેમકે એ મન્ત્રમાં સત્યભાષણાદિ પવિત્ર કર્મ કરવું એને તપ સ્વીકાર્યું છે.

**ऋतं तपः सत्यं तपः श्रुतं तपः शान्तं तपो दमस्तपः स्वाध्यायस्तपः ॥**

**तैत्तिरीय० ॥ प्र० १० । अ० ८ ॥**

ઇત્યાદિ તપ કહેવાય છે. (**ऋतं तपः**) યથાર્થ શુદ્ધભાવ, સત્યમાનવું, સત્યબોલવું, સત્યકરવું, મનને અધર્મમાં ન જવા દેવું, બાહ્યેન્દ્રિયોને અન્યાયાચરણોમાં જવાથી રોકવી, અર્થાત્ શરીર, ઇંદ્રિય અને મનથી શુભ કર્મોનાં આચરણ કરવાં, વેદાદિ સત્યશાસ્ત્રો ભણવાં ભણાવવાં, વેદાનુસાર આચરણ કરવાં, આદિ ઉત્તમ ધર્મયુક્ત કર્મોનું નામ તપ છે. ધાતુને તપાવીને ચામડી બાળવી, એ તપ નથી કહેવાતું. જુઓ! ચક્રાંકિત લોક પોતાને મોટા વૈષ્ણવ માને છે, પરંતુ પોતાની પરંપરા અને કુકર્મો તરફ ધ્યાન નથી આપતા, કે પ્રથમ એનો મૂલ પુરુષ "શઠકોપ" થયો કે જે ચક્રાંકિતનાજ ગ્રંથો અને ભક્તમાલ ગ્રંથ કે જે નાભા ડોમે બનાવ્યો છે, તેમાં લખ્યું છે કેઃ—

**विक्रीय सूर्पं विचचार योगी ॥**

ઇત્યાદિ વચનો ચક્રાંકિતોના ગ્રંથોમાં લખ્યાં છે. શઠકોપ યોગી સૂપડાં બનાવી, વેચી, વિચરતો હતો અર્થાત્ કંજર જાતીમાં ઉત્પન્ન થયો હતો. જ્યારે તેણે બ્રાહ્મણોથી ભણવા કે સાંભળવાનુ ચાહ્યું હશે, ત્યારે બ્રાહ્મણોએ તિરસ્કાર કર્યો હશે, તેથી એણે બ્રાહ્મણો વિરુદ્ધ સમ્પ્રદાય તિલક, ચક્રાંકિત આદિ શાસ્ત્રવિરુદ્ધ મન માની વાતો ચલાવી હશે. એનો ચેલો "મુનિવાહન" જે ચાણ્ડાલ વર્ણમાં ઉત્પન્ન થયો હતો, તેનો ચેલો "યાવનાચાર્ય" કે જે યવનકુલોત્પન્ન હતો, જેનું નામ બદલીને ઞાઇ

કોઇ તેને "યામુનાચાર્ય" પણ કહે છે. તેની પશ્ચાત્ "રામાનુજ" જે બ્રાહ્મણ કુલોત્પન્ન હતો તે ચક્રાંકત થયો તેની પૂર્વે ભાષાના ગ્રંથો બનાવેલા હતા. રામાનુજે થોડું ક સંસ્કૃત ભણીને સંસ્કૃતમાં શ્લોકબદ્ધ ગ્રંથ, શારીરક સૂત્ર અને ઉપનિષદોની ટીકા શંકરાચાર્યની ટીકાથી વિરૂદ્ધ બનાવી, અને શંકરાચાર્યની ઘણીજ નિન્દા કરી. જેવો શંકરાચાર્યનો મત છે કે અદ્વૈત અર્થાત્ જીવ બ્રહ્મ એકજ છે, અન્ય કોઈ વસ્તુ વાસ્તવિક નથી. જગત્ પ્રપંચ, સર્વ મિથ્યા માયારૂપ અનિત્ય છે. એથી વિરૂદ્ધ રામાનુજનો મત છે કે જીવ બ્રહ્મ અને માયા ત્રણે નિત્ય છે. અહીં શંકરાચાર્યના મત પ્રમાણે બ્રહ્મથી અતિરિક્ત જીવ અને કારણ વસ્તુનું ન માનવું સારૂં નથી, અને રામાનુજનું એટલા અંશમાંજ કે વિશિષ્ટાદ્વૈત અર્થાત્—જીવ, માયા સહિત પરમેશ્વર એક છે, એ ત્રણનું માનવું અને અદ્વૈત કહેવું સર્વથા વ્યર્થ છે. એ પ્રમાણે સર્વથા ઈશ્વરને આધીન પરતંત્ર જીવને માનવો, કંઠી, તિલક, માલા, મૂર્તિપૂજનાદિ પાખંડમત ચલાવવો, આદિ અનર્થ વાતો ચક્રાંકિત આદિમાં છે. જેવા ચક્રાંકિત આદિ વેદવિરોધી છે, તેવા શંકરાચાર્યના મતના નથી !!

પ્રશ્ન—મૂર્તિપૂજા ક્યાંથી ચાલી ? ઉત્તર—જૈનિયોથી.

પ્રશ્ન—જૈનિયોએ ક્યાંથી ચલાવી ? ઉત્તર—પોતાની મૂર્ખતાથી.

પ્રશ્ન—જૈનિયો કહે છે કે શાન્ત ધ્યાનાવસ્થિત બેઠેલી મૂર્તિ જોઇને પોતાના જીવનુંપણ શુભ પરિણામ તેવુંજ થાય છે.

ઉત્તર—જીવ ચેતન અને મૂર્તિ જડ, તો શું મૂર્તિની સદૃશ જીવ પણ જડ થઈ જશે ? એ મૂર્તિપૂજા કેવલ પાખંડ મત છે. જૈનિયોએ ચલાવી છે. એટલામાટે જૈનોનું ખંડન ૧૨ માં સમુલ્લાસમાં કરીશું

પ્રશ્ન—શાક્તાદિઓએ મૂર્તિયોમાં જૈનિયોનું અનુકરણ નથી કર્યું કેમકે જૈનિયોની મૂર્તિયોની સદૃશ વૈષ્ણવાદિની મૂર્તિયો નથી.

ઉત્તર—હા, એ ઠીક છે. જો જૈનિયો જેવી બનાવતે તો તે જૈનમતમાં મળી જાત તેથી જૈનિયોની મૂર્તિઓથી વિરૂદ્ધ બનાવી ! કેમકે જૈનિયોનો વિરોધ કરવો એ એમનું કામ અને એમનો વિરોધ કરવો એ તેમનું મુખ્ય કામ હતું. જેમ જૈનિયોએ મૂર્તિયો નાગી, ધ્યાનાવસ્થિત, અને વિરક્ત મનુષ્યની સમાન બનાવી છે, તેમ તેમનાથી વિરૂદ્ધ વૈષ્ણવાદિએ યથેષ્ટ શૃંગારિત સ્ત્રીસહિત રંગરાગ ભોગવિષયાસક્તિસહિતાકાર ઉભી અને બેઠી એવી બનાવી છે. જૈન લોક ઘણાખરા શંખ, ઘંટા, ઘડિયાલાદિ વાજન નથી વગાડતા અને આ લોક (વૈષ્ણવો) પુષ્કલ કોલાહલ કરે છે. ત્યારે તો આવી લીલા રચાવાથી વૈષ્ણવાદિ સમ્પ્રદાયી પોપોના ચેલા જૈનિયોની જાલથી બચીને એમની લીલામાં આવી ફસ્યા અને વ્યાસાદિ મહર્ષિયોના નામથી મનમાન્યા અસંભવ ગાથાયુક્ત ગ્રંથો બનાવ્યા. તેનું નામ "પુરાણ" રાખીને કથા પણ સંભાળાવવા લાગ્યા. અને પછી એવી એવી વિચિત્ર માયા રચવા લાગ્યા કે પાષાણની મૂર્તિયો બનાવીને ગુમ કહીં પહાડ કે જંગલમાં મુકી આવ્યા, કે ભૂમિમાં ડાટી દીધી. પશ્ચાત પોતાના ચેલામાં પ્રસિદ્ધ કરયું કે અને રાત્રિના સ્વપ્નમાં

મહાદેવ, પાર્વતી, રાધા, કૃષ્ણ, સીતા, રામ, વા લક્ષ્મી નારાયણ અને ભૈરવ, હનુમાન આદિએ કહ્યું કે અમે અમુક અમુક સ્થળે છિયે, અમને ત્યાંથી લાવીને મન્દિરમાં સ્થાપન કરો અને તું જ અમારો પુજારી થા, તો અમે મનવાંછિત ફલ દઈએ. જ્યારે આંખના આંધળા અને ગાંઠના પૂરા લોકોએ પોપજીની લીલા સાંભળી ત્યારે તે સાચીજ માની લીધી. અને તેમને પૂછ્યું કે એવી તે મૂર્તિ કયાં છે ? ત્યારે તો પોપજી બોલ્યા કે અમુક પહાડ વા જંગલમાં છે, ચાલો મારી સાથે હું દેખાડી દઉં ત્યારે તો તે આંધળાઓ પેલા ધૂર્તની સાથે જઈને ત્યાં પોહોંચીને જોયું તો આશ્ચર્યમાં પડી પેલા પોપને પગે પડીને તેઓ કહેતા કે આપના ઉપર એ દેવતાની મોટી કૃપા છે. હવે આપ એને લઈને ચાલો, અને અમે મન્દિર બનાવી આપીશું, તેમાં એ દેવની સ્થાપના કરીને આપજ પૂજા કરો અને અમે પણ એ પ્રતાપી દેવતાના દર્શન સ્પર્શન કરીને મનોવાંછિત ફલ પામીશું. આ પ્રકારે જ્યારે એક લીલા રચી, ત્યારે તો તેનું જોઈને સર્વ પોપ લોકોએ પોતાની છવિકાર્થે છલ કપટથી મૂર્તિયો સ્થાપન કરી.

પ્રશ્ન---પરમેશ્વર નિરાકાર છે, તે ધ્યાનમાં નથી આવી શકતો તેટલામાટે અવશ્ય મૂર્તિ હોવી જોઈએ. વારુ, જે કાંઈ પણ ન કરે, તે કરતાં મૂર્તિની સન્મુખ જઈને હાથ જોડી, પરમેશ્વરનું સ્મરણ કરે છે અને નામ લે છે તેમાં શી હાનિ છે ?

ઉત્તર---જ્યારે પરમેશ્વર નિરાકાર, સર્વવ્યાપક છે, ત્યારે તેની મૂર્તિજ નથી બની શકતી અને જો મૂર્તિના દર્શનમાત્રથીજ પરમેશ્વરનું સ્મરણ થાય તો, પરમેશ્વરના બનાવેલી પૃથિવી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ આદિ અનેક પદાર્થ જેમાં ઈશ્વરે અદ્ભુત રચના કરેલી છે તો શું એવી રચનાયુક્ત પૃથિવી પહાડ આદિ પરમેશ્વર રચિત જે મહામૂર્તિયો કે જે પહાડ આદિ છે અને જેમાંથી મનુષ્યકૃત નાની મૂર્તિયો બને છે, તે જોઈને પરમેશ્વરનું સ્મરણ નથી થઈ શકતું ? તમે કહો છો કે મૂર્તિને જોવાથી પરમેશ્વરનું સ્મરણ થાય છે, એ તમારું કથન સર્વથા મિથ્યા છે. અને જ્યારે એ મૂર્તિ સામે ન હશે ત્યારે પરમેશ્વરનું સ્મરણ ન હોવાથી મનુષ્ય એકાન્ત જાણીને ચોરી જારી આદિ કુકર્મ કરવામાં પ્રવૃત્ત પણ થઈ શકે છે. કેમકે તે જાણે છે કે આ સમયે અહીં મને કોઈ દેખતું નથી, તેથી તે અનર્થ કરયા વિના ચૂકતો નથી. ઇત્યાદિ અનેક દોષો પાષાણાદિ મૂર્તિપૂજા કરવાથી સિદ્ધ થાય છે. હવે જુઓ ! પાષાણાદિ મૂર્તિયોને ન માની જે મનુષ્ય સર્વદા સર્વવ્યાપક, અન્તર્યામી, ન્યાયકારી, પરમાત્માને સર્વત્ર જાણે છે તથા માને છે તે સર્વત્ર સર્વદા પરમેશ્વરને સર્વના સારાં નરસાં કર્મોનો દ્રષ્ટા જાણી, એક ક્ષણ માત્ર પણ પરમાત્માથી પોતાને પૃથક્ ન જાણવાથી કુકર્મ કરવું તો ક્યાં રહ્યું કિંતુ મનમાં કુચેષ્ટા પણ નથી કરી શકતો કેમકે તે જાણે છે કે જો હું મન, વચન અને કર્મથી પણ કાંઇ પાપનું કામ કરીશ તો આ અંતર્યામીના ન્યાયથી દંડ પામ્યા વિના કદાપિ ન બચિશ. પણ તેમના નામસ્મરણ માત્રથી કાંઇ પણ ફલ નથી થતું, જેમ કે સાકર સાકર કહ્યાથી મોં મીઠું અને લીમડો લીમડો કહેવાથી કડવું નથી થતું. જીભે ચાખવાથીજ મિઠું કે કડવું જાણવામાં આવેછે.

પ્રશ્ન—શું નામ લેવું સર્વથા મિથ્યા છે? સર્વત્ર પુરાણોમાં નામસ્મરણનું તો મોટું મહાત્મ્ય લખ્યું છે.

ઉત્તર—નામ લેવાની તમારી રીતિ ઉત્તમ નથી, જે પ્રકારે તમે નામસ્મરણ કરો છો તે રીતિ જૂઠી છે.

પ્રશ્ન—અમારી કેવી રીતિ છે? ઉત્તર—વેદવિરૂદ્ધ.

પ્રશ્ન—ભલા વારૂ હવે અમને વેદોક્ત નામસ્મરણની રીતિ બતાવો.

ઉત્તર—નામસ્મરણ આપ્રકારે કરવું જોઇએ, જેમકે "ન્યાયકારી" ઇશ્વરનું એક નામ છે, એ નામથી જે એનો અર્થ છે, કે જેમ પક્ષપાત રહિત રહીને પરમાત્મા સર્વનો યથાવત્ ન્યાય કરે છે, તેમ મનુષ્યે તેને ગ્રહણ કરીને ન્યાયયુક્ત વ્યવહાર સર્વદા કરવો, અને અન્યાય કદી ન કરવો. એ પ્રકારે એક નામથી પણ મનુષ્યનું કલ્યાણ થઈ શકે છે.

પ્રશ્ન—અમે પણ જાણીએ છિયે કે પરમેશ્વર નિરાકાર છે. પરંતુ તેણે શિવ, વિષ્ણુ, ગણેશ, સૂર્ય અને દેવી આદિનું શરીર ધારણ કરીને રામકૃષ્ણાદિ અવતાર લીધા, તેથી તેમની મૂર્ત્તિ બને છે. શું એ વાત પણ જૂઠી છે?

ઉત્તર—હા, હા, જુઠી! કેમકે "**अज एकपात्। अकायम्**" ॥ ઇત્યાદિ વિશેષણોથી પરમેશ્વરને જન્મ મરણ અને શરીર ધારણ રહિત વેદોમાં વર્ણવ્યો છે. તથા યુક્તિથી પણ પરમેશ્વરનો અવતાર કદી નથી થઇ શકતો. કેમકે જે આકાશવત્ સર્વત્ર વ્યાપક, અનન્ત અને સુખ, દુઃખ, દૃસ્યાદિ ગુણ રહિત છે, તે એક નાનાં સરખાં વીર્ય્ય, ગર્ભાશય, અને શરીરમાં કેમ કરી આવી શકે? આવતો જતો તે છે કે જે એકદેશીય હોય, અને જે અચલ, અદૃશ્ય, જેના વિના એક પરમાણું પણ ખાલી નથી તેનો અવતાર કહેવો જાણે વન્ધ્યા–વાંઝણીના પુત્રનો વિવાહ કરીને તેના પૌત્રનું દર્શન કરવાની વાત કહેવા જેવું છે!!

પ્રશ્ન—જ્યારે પરમેશ્વર વ્યાપક છે, ત્યારે તો મૂર્તિમાં પણ છે તો પછી ગમે તે કાંઈ પણ પદાર્થમાં ભાવના કરીને પૂજા કરવી એ સારૂં કેમ નહી? જુઓઃ—

**न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये ।**
**भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥ १ ॥**

પરમેશ્વર કાષ્ઠ, પાષાણ કે મૃત્તિકાના બનાવેલા પદાર્થોમાં નથી, કિન્તુ તે તો માત્ર ભાવમાં વિદ્યમાન છે. જ્યાં ભાવ કરે ત્યાંજ પરમેશ્વર સિદ્ધ થાય છે?

ઉત્તર—જ્યારે પરમેશ્વર સર્વત્રવ્યાપક છે, તો કોઈ એકજ વસ્તુમાં પરમેશ્વરની ભાવના કરવી અને અન્યત્ર ન કરવી. એ તો એવી વાત છે કે જેમ ચક્રવર્તી રાજાને સઘળા રાજ્યની સત્તાથી છોડાવીને એક નાની સરખી ઝૂંપડીનો સ્વામી માનવો. એ કેટલું મોટું અપમાન છે? તેમ તમે પરમેશ્વરનું પણ અપમાન કરો છો. જ્યારે વ્યાપક માનો છો, ત્યારે વાટિકામાંથી પુષ્પ, પત્ર, તોડીને

કેમ ચઢાવો છો ? ચંદન ઘસીને કેમ લગાડો છો ? ધૂપને કેમ બાળો છો ? ઘંટા, ઘડિયાલ, ઝાંઝ, અને પખાજને લાકડીથી કૂટવું પીટવું કેમ કરો છો ? તમારા હાથમાં છે તો હાથ કેમ જોડો છો ? શિરમાં છે તો કેમ શિર નમાવો છે ? અન્ન જલાદિમાં છે, તો પછી કેમ નૈવેદ્ય ધરો છો ? જલમાં છે તો સ્નાન કેમ કરાવો છો ? કારણ કે સર્વ પદાર્થમાં પરમાત્માતો વ્યાપક છે અને તમે વ્યાપકની પુજા કરો છો કે વ્યાપ્યની ? જો વ્યાપકની કરતા હો તો પાષાણ, કાષ્ઠાદિપર ચન્દન પુષ્પાદિ કેમ ચઢાવો છો ? જો વ્યાપ્યની કરો છો તો અમે પરમેશ્વરની પૂજા કરિયે છિયે, એવું જુઠું શા માટે બોલો છો ? અમે પાષાણાદિના પુજારી છિયે એમ સત્ય શા માટે નથી બોલતા ?

હવે કહો "ભાવ" સત્ય છે કે અસત્ય ? જો કહો સત્ય છે તો તમારા ભાવને આધીન થઇને પરમેશ્વર બદ્ધ થઈ જશે, અને તમે મૃત્તિકામાં સુવર્ણરજાદિ, પાષાણમાં હીરા પન્નાદિ, સમુદ્ર ફેનમાં મોતી, જલમાં ઘૃત, દુગ્ધ, દધી આદિ અને ધુલમાં મેદો શાકરઆદિની ભાવના કરીને તેમને તેવાં કેમ બનાવતા નથી ? તમે લોકો દુઃખની ભાવના કદી કરતા નથી તે કેમ થાય છે ? અને સુખની ભાવના સદૈવ કરો છો, તે કેમ પ્રાપ્ત નથી થતું ? આંધળો પુરૂષ નેત્રની ભાવના કરીને દેખતો કેમ થતો નથી ? મરવાની ભાવના નથી કરતા, ને કેમ મરી જાઓ છો ? એટલામાટે તમારી ભાવના સાચી નથી કેમકે જે વસ્તુ જેવી હોય તેવીજ તેને માનવી તેનું નામ ભાવના કહેવાય છે. જેમ અગ્નિમાં અગ્નિ, જલમાં જલ જાણવું એ ભાવના છે અને જલમાં અગ્નિ, અને અગ્નિમાં જલ સમજવું તે અભાવના છે. કેમકે જે જેવું છે તેને તેવુંજ જાણવું એ જ્ઞાન અને અન્યથા જાણવું એ અજ્ઞાન છે, એટલામાટે તમે અભાવનાને ભાવના અને ભાવનાને અભાવના કહો છો એ ઠીક નથી.

પ્રશ્ન—અરે ભાઈ જ્યાંસૂધી વેદમન્ત્રોથી આવાહન નથી કરતા ત્યાંસૂધી દેવતા નથી આવતા અને આવાહન કરવાથી ઝટ આવે છે. અને વિસર્જન કરવાથી ઝટ ચાલ્યા જાય છે.

ઉત્તર—જો મન્ત્રોને ભણીને આવાહન કરવાથી દેવતા આવી પહોંચે છે, તો મૂર્તિ ચેતન કેમ નથી થઈ જતી ? અને વિસર્જન કરવાથી તે ચાલી કેમ નથી જતી ? અને તે ક્યાંથી આવે છે, અને ક્યાં જાય છે ?

સાંભળો ભાઈ ! પૂર્ણ પરમાત્મા નથી આવતો અને નથી જતો, જો તમે મન્ત્ર બળથી પરમેશ્વરને બોલાવો છો, તો તેજ મન્ત્રો વડે પોતાના મરેલા પૂત્રના શરીરમાં તેના જીવને કેમ નથી બોલાવી લેતા? અને શત્રુનાં શરીરમાં જીવાત્માનું વિસર્જન કરીને કેમ તેને નથી મારી શકતા? સાંભળો ભાઈ ભોળા ભલા લોકો ! એ પોપજીતો તમને ઠગીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે. વેદોમાં પાષાણાદિ મૂર્તિપૂજા અને પરમેશ્વરનું આવાહન વિસર્જન કરવાનો એક અક્ષર પણ નથી.

પ્રશ્ન— **प्राणा इहागच्छन्तु सुखं चिरं तिष्ठन्तु स्वाहा ।**

**आत्मेहा गच्छतु सुखं चिरं तिष्ठन्तु स्वाहा ।**

**इन्द्रियाणीहागच्छन्तु सुखं चिरं तिष्ठन्तु स्वाहा ॥**

ઇત્યાદિ વેદમન્ત્રો છે. અને કેમ કહો છો કે નથી ?

ઉત્તર—અરે ભાઈ! બુદ્ધિને થોડિક તો પોતાના કામમાં આણો! એ સર્વ કપોલકલ્પિત વામમાર્ગિયોની વેદવિરુદ્ધ તન્ત્ર ગ્રંથોની પોપરચિત પંક્તિયો છે. વેદ વચન નથી.

પ્રશ્ન—શું તન્ત્ર જુઠાં છે ?

ઉત્તર—હા, સર્વથા જુઠાં છે, જેમ આવાહન, પ્રાણપ્રતિષ્ઠાદિ પાષાણાદિ મૂર્તિવિષયક વેદોમાં એક મન્ત્ર પણ નથી. તેમ "**स्नानं समर्पयामि**" ઇત્યાદિ વચન પણ નથી, અર્થાત્ એટલું પણ નથી કે

**"पाषाणादिमूर्तिं रचयित्वा मंदिरेषु संस्थाप्य गन्धादिभिरर्चयेत्"।**

અર્થાત્ પાષાણની મૂર્તિ બનાવીને મંદિરોમાં સ્થાપન કરી ચન્દન અક્ષતાદિથી પૂજવી એવું લેશ માત્ર પણ વેદમાં નથી.

પ્રશ્ન—જો વેદોમાં વિધિ નથી તો ખંડન પણ નથી અને જો ખંડન છે તો "**प्राप्तौ सत्यां निषेधः**" ॥ મૂર્તિનું અસ્તિત્વ હોવાથીજ ખંડન થઈ શકે છે.

ઉત્તર—વિધિ તો નથી પરંતુ પરમેશ્વરનાં સ્થાનમાં કોઈ અન્ય પદાર્થને પૂજનીય ન માનવો એવો સર્વથા નિષેધ કર્યો છે, શું અપૂર્વ વિધિ નથી હોતો ? સાંભળો આ છેઃ—

**अन्धन्तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।**
**ततो भूय इव ते तमो य उ संभूत्याᳬ रताः ॥ यजुः । अ०४० मं०९॥**
**नतस्य प्रतिमा अस्ति । यजुः । अ० ३४ । मं० ४३ ॥**
**यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।**
**तदेव ब्रम्हत्वं विद्धि नेदं यदिदमुपासते ॥ १ ॥**
**यन्मनसा न मनुते येनाहुर्मनो मतं ।**
**तदेव ब्रम्ह त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ २ ॥**
**यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यन्ति ।**
**तदेव ब्रम्ह त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ३ ॥**
**यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।**
**तदेव ब्रम्ह त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ४ ॥**
**यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।**
**तदेव ब्रम्ह त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ५ ॥ केनोपनि०**

१ અસંભૂતિ અર્થાત્ અનુત્પન્ન અનાદિ પ્રકૃતિ કારણની જે બ્રહ્મના સ્થાનમાં ઉપાસના

કરે છે તે અન્ધકાર અર્થાત્ અજ્ઞાન અને દુઃખસાગરમાં ડૂબે છે; અને સંભૂતિ અર્થાત્ જે કારણથી ઉત્પન્ન થયેલા કાર્યરૂપ પૃથિવી આદિ ભૂત, પાષાણ અને વૃક્ષાદિ અવયવ અને મનુષ્યાદિના શરીરની ઉપાસના બ્રહ્મના સ્થાનમાં કરે છે, તેને અન્ધકારથી પણ અધિક અન્ધકાર અર્થાત્ ચિરકાલ ઘોર દુઃખરૂપ નરકમાં પડીને તે મહામૂર્ખ મહા કલેશ ભોગવે છે,

૨. જે સર્વ જગતમાં વ્યાપક છે, તે નિરાકાર પરમાત્માની પ્રતિમા, પરિમાણ, સાદૃશ્યતા કે મૂર્ત્તિ નથી.

૧. જે વાણીની ઇયત્તા કરીને વાણીમાં નથી આવતો અર્થાત્ આ જલ છે, લો એવો વિષય નથી અને જેના ધારણથી અને સત્તાથી વાણીની પ્રવૃત્તિ થાય છે, તેનેજ બ્રહ્મ જાણ, અને તેની ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન છે તે ઉપાસનીય નથી.

૨. જે મનથી "ઇયત્તા" કરવાથી મનમાં નથી આવતો પણ જે મનને જાણે છે, તે બ્રહ્મને તું જાણ, અને તેનીજ ઉપાસના કર; જે તેનાથી ભિન્ન જીવ અને અંતઃકરણ છે, તેની ઉપાસના બ્રહ્મને સ્થાને નહીં કર.

૩. જે આંખથી દેખાતો નથી, પણ જેના આધારે સર્વ આંખો દેખી શકે છે. તેને તું બ્રહ્મ જાણ, અને તેનીજ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન સૂર્ય્ય, વિદ્યુત, અને અગ્નિ આદિ જડ પદાર્થ છે તેની ઉપાસના નહીં કર.

૪. જે શ્રોત્રથી નથી સાંભળવામાં આવતો પણ જેને આધારે શ્રોત્ર સાંભળે છે, તેને તું બ્રહ્મ જાણ અને તેની ઉપાસના કર; અને તેનાથી ભિન્ન શબ્દાદિની ઉપાસના તેને સ્થાને નહી કર.

૫. જે પ્રાણોથી ચલાયમાન નથી હોતો, પણ જેના આધારે પ્રાણ ગમનને પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મને તું જાણ અને તેની ઉપાસના કર; જે તેનાથી ભિન્ન આ વાયુ છે, તેની ઉપાસના ના કર.

ઇત્યાદિ બહુ નિષેધ છે. નિષેધ પ્રાપ્ત અને અપ્રાપ્તનો પણ થાય છે. જેમ કોઈ કહીં બેઠો હોય, તેને ત્યાંથી ઉઠાડી મૂકવો; "એ પ્રાપ્ત" નો તથા જેમ કે હે પુત્ર! તું ચોરી કદી કરતો નહી, કુવામાં પડતો નહીં, દુષ્ટોની સંગત કરતો નહી, વિદ્યાહીન રહેતો નહી, ઇત્યાદિ અપ્રાપ્તનો પણ નિષેધ થાય છે, તેમ મનુષ્યોના જ્ઞાનમાં અપ્રાપ્તનો અને પરમેશ્વરના જ્ઞાનમાં પ્રાપ્તનો નિષેધ કર્યો છે, એટલા માટે પાષાણાદિ મૂર્ત્તિ પૂજાનો અત્યંત નિષેધ છે.

**પ્રશ્ન—**મૂર્ત્તિ પૂજામાં પૂણ્ય નથી તો પાપ પણ નથી.

**ઉત્તર—**કર્મ બે પ્રકારનાં થાય છે:—વિહિત—જે કર્ત્તવ્યતાથી વેદમાં સત્ય ભાષણાદિ પ્રતિપાદિત છે, તે અને બીજું નિષેધ—જે અકર્ત્તવ્યતાથી મિથ્યાભાષણાદિનો વેદમાં નિષેધ છે, જેમ વિહિતનું અનુષ્ઠાન કરવું તે ધર્મ અને તેનું ન કરવું એ અધર્મ છે, તેમજ નિષિદ્ધ કર્મનું કરવું અધર્મ અને ન કરવું એ ધર્મ છે. જ્યારે વેદોથી નિષિદ્ધ મૂર્ત્તિપૂજાદિ કર્મોને તમે કરો છો, તો પાપ કેમ નહી?

પ્રશ્ન—જુઓ ! વેદ અનાદિ છે, તે સમયે મૂર્ત્તિનું શું કામ હતું ? કેમકે પ્રથમ તો દેવતા પ્રત્યક્ષ હતા, આ રીતિ તો પાછળથી તન્ત્ર અને પુરાણોથી ચાલી છે. જ્યારે મનુષ્યનું જ્ઞાન અને સામર્થ્ય ન્યૂન થઈ ગયાં ત્યારે પરમેશ્વરને ધ્યાનમાં નહી લાવી શકયા અને મૂર્ત્તિનું ધ્યાન તો કરી શકે છે, એ કારણથી અજ્ઞાનિયોને માટે મૂર્ત્તિપૂજા છે. કેમકે સીઢી સીઢીએ ચઢે તો માળાપર પહોંચી જાય. પેહેલી પગથી છોડીને ઉપર જવા કોઈ ચાહે તો તે જઈ શકતો નથી. એટલા માટે મૂર્ત્તિ પ્રથમ પગથી છે એને પૂજતાં પૂજતાં જ્યારે જ્ઞાન થશે અને અન્તઃકરણ પવિત્ર થશે ત્યારે પરમાત્માનું ધ્યાન કરી શકશે. જેમ લક્ષ્યને મારનાર પ્રથમ સ્થૂલ લક્ષ્યમાં તીર, ગોળી કે ગોળા આદિ મારતાં મારતાં પશ્ચાત્ સૂક્ષ્મમાં પણ નિસાન મારી શકે છે, તેમ સ્થૂલ મૂર્ત્તિની પૂજા કરતાં કરતાં પુનઃ સૂક્ષ્મ બ્રહ્મને પણ પ્રાપ્ત થાય છે. જેમ બાલકિયો ઢીંગલિયોની રમત ત્યાં સુધી કરે છે, કે જ્યાંસુધી સાચા પતિને પ્રાપ્ત નથી થતી, ઇત્યાદિ પ્રકારથી મૂર્ત્તિપૂજા કરવી એ દુષ્ટ કામ નથી.

ઉત્તર—જ્યારે વેદવિહિત આચરણમાં ધર્મ અને વેદ વિરૂદ્ધ આચરણમાં અધર્મ છે તો પુનઃ તમારા કહેવાથી પણ મૂર્ત્તિપૂજા કરવી એ અધર્મ ઠરી, જે જે ગ્રન્થ વેદથીવિરૂદ્ધ છે, તેનું તેનું પ્રમાણ કરવું એ જાણો નાસ્તિક થવું છે. સાંભળોઃ—

**नास्तिको वेदनिन्दकः ॥ १ ॥ मनु० अ० २ । ११ ॥**

**या वेदबाह्याःस्मृतयो याश्च काश्च कुदृष्टयः ।**
**सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥ २ ॥**
**उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानि कानि चित् ।**
**तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च ॥ ३ ॥**

**मनु० अ० १२ । ९५ । ९६**

૧. મનુજી કહે છે કે જે વેદોની નિન્દા અર્થાત્ અપમાન, ત્યાગ, અને તેથી વિરૂદ્ધાચરણ કરે છે, તે નાસ્તિક કહેવાય છે.

૨. જે ગ્રંથ વેદ બાહ્ય કુત્સિત પુરૂષોના બનાવેલા, સંસારને દુઃખસાગરમાં ડુબાડનારા છે, તે સર્વ નિષ્ફલ અસત્ય અંધકારરૂપ, આ લોક અને પરલોકમાં દુઃખદાયક છે.

૩. જે આ વેદોથી વિરૂદ્ધ ગ્રંથ ઉત્પન્ન થાય છે, તે આધુનિક હોવાથી શીઘ્ર નષ્ટ થઇ જાય છે, તે ગ્રંથોનું માનવું એ નિષ્ફલ અને જુઠું છે; એજ પ્રકારે બ્રહ્માથી લઇને જૈમિનિ મહર્ષિ પર્યંતનો મત છે કે વેદવિરૂદ્ધ ન માનવું કિંતુ વેદાનુકૂલ જે હોય તેનુંજ આચરણ કરવું, તે ધર્મ છે, કેમકે વેદ સત્યાર્થનો પ્રતિપાદક છે, એથી વિરૂદ્ધ જેટલાં તન્ત્ર અને પુરાણ છે, તે વેદવિરૂદ્ધ હોવાથી જુઠાં છે. અને જે વેદથી વિરૂદ્ધ પુસ્તક છે, તેમાં કહેલી મૂર્ત્તિપૂજા પણ અધર્મરૂપ છે. મનુષ્યનું જ્ઞાન જડ પૂજાથી નથી વધી શકતું કિંતુ જે કાંઇ જ્ઞાન છે તે પણ તેથી

નષ્ટ થઇ જાય છે. એટલા માટે જ્ઞાનિયોની સેવાસંગથી જ્ઞાન વધે છે પણ પાષાણાદિથી નહી. શું પાષાણાદિ મૂર્તિપૂજાથી પરમેશ્વરને ધ્યાનમાં કદી લાવી શકોછો ? નહીં, નહીં, મૂર્તિપૂજા એ સીડી નથી કિન્તુ તે એક મોટી ખાઈ છે, જેમાં પડીને લોક એવાતો ગરક થઈ જાય છે કે પુનઃ તે ખાઇમાંથી તેઓ નિકલી શકતા નથી કિન્તુ તેમાંજ મરી જાય છે. હા, નાના ધાર્મિક વિદ્વાનોથી લઇને પરમ વિદ્વાન્ યોગિયોના સંગથી સદ્વિદ્યા અને સત્યભાષણાદિ એ પરમેશ્વરની પ્રાપ્તિની સીડીયો છે. જેમ ઉપર માળાપર જવાની નિઃશ્રેણી હોય છે. કિન્તુ મૂર્તિપૂજા કરતાં કરતાં ઘરડા થયા પણ જ્ઞાની તો કોઈ થયું નથી, પ્રત્યુત સર્વ મૂર્તિપૂજક અજ્ઞાની રહીને મનુષ્ય જન્મ વ્યર્થ ખોઈ વૃદ્ધ થઇને મરી ગયા અને જે હજી છે કે થશે તે પણ મનુષ્ય જન્મના ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પ્રાપ્તિરૂપ ફલોથી વિમુખ થઇને નિરર્થક નષ્ટ થઇ જશે. મૂર્તિ પૂજા બ્રહ્મની પ્રાપ્તિમાં સ્થલ લક્ષ્યવત્ નથી, કિન્તુ જે ધાર્મિક વિદ્વાન્ અને સૃષ્ટિવિદ્યા છે, તેને વધારતાં વધારતાં બ્રહ્મને પણ પામે છે. વળી મૂર્તિ ઢિંગલીના ખેલ જેવી નથી. કિન્તુ પ્રથમ અક્ષરાભ્યાસથી સુશિક્ષાનું થવું એ ઢિંગલીના ખેલ જેવું બ્રહ્મની પ્રાપ્તિનું સાધન છે. સાંભળો ! જ્યારે સારી શિક્ષા અને વિદ્યાને પ્રાપ્ત થશે, ત્યારે સાચા સ્વામી પરમાત્માને પણ પ્રાપ્ત થઈ જશે.

પ્રશ્ન—સાકારમાં મન સ્થિર થાય છે અને નિરાકારમાં સ્થિર થવું કઠણ છે,એટલામાટે મૂર્તિપૂજા રહેવી જોઇએ.

ઉત્તર—સાકારમાં મન સ્થિર કદી નથી થઇ શકતું કેમકે તેને મન ઝટ ગ્રહણ કરીને તેના એક એક અવયવમાં ઘૂમી ભમતું ભમતું બીજામાં દોડી જાય છે, અને નિરાકાર પરમાત્માના ગ્રહણમાં યાવત્સામર્થ્ય મન અત્યન્ત દોડે છે, તોપણ અંત પામતું નથી. નિરવયવ હોવાથી ચંચલ પણ રહેતું નથી. કિન્તુ તેના ગુણ, કર્મ, સ્વભાવનો વિચાર કરતાં કરતાં આનંદમાં મગ્ન થઈ સ્થિર થઇ જાય છે. અને જો સાકારમાં સ્થિર થતું હોત તો સર્વ જગતનું મન સ્થિર થઈ જતે, કેમકે જગતમાં મનુષ્ય, સ્ત્રી, પુત્ર, ધન, મિત્રાદિ સાકારમાં ફસાઈ રહે છે, પરંતુ કોઇનું મન સ્થિર નથી થતું જ્યાંસુધી કે નિરાકારમાં ન લગાડે, કેમકે નિરવયવ હોવાથી તેની અંદર મન સ્થિર થઈ જાય છે, એટલામાટે મૂર્તિ પૂજા કરવી અધર્મ છે.

બીજું—વળી તેમાં ક્રોડો રૂપિયા મન્દિરોમાં વ્યય કરીને દરિદ્ર થાય છે,અને તેમાં પ્રમાદ થાયછે.

ત્રીજું—સ્ત્રીપુરૂષોનો મંદિરોમાં મેળાવડા થવાથી વ્યભિચાર, લડાઈ, બખેડા અને રોગાદિ ઉત્પન્ન થાય છે.

ચોથું—તેનેજ ધર્મ,અર્થ, કામ અને મુક્તિનું સાધન માનીને પુરૂષાર્થ રહિત થઇને મનુષ્ય પોતાનો જન્મ વ્યર્થ ગુમાવે છે.

પાંચમું—નાનાપ્રકારની વિરૂદ્ધસ્વરૂપ નામ, ચરિત્રયુક્ત મૂર્તિના પૂજનથી ઐક્ય મતને નષ્ટ કરીને અને વિરૂદ્ધ મતમાં ચાલી, આપસમાં ફૂટ વધારીને દેશનો નાશ કરે છે.

છઠ્ઠું—તેના ભરોસામાં શત્રુનો પરાજય અને પોતાનો વિજય માની બેસી રહે છે, તેથી

ઉલટો તેનો પરાજય થઇને રાજ્યસ્વાતંત્ર્ય અને ધનનું સુખ તેમના શત્રુઓને સ્વાધીન થાય છે, અને પોતે પરાધીન ભઠિયારાના ટટ્ટુ અને કુંભારના ગધેડા સમાન-શત્રુઓના વશમાં થઇને અનેક વિધ દુઃખ પામે છે.

સાતમું—જ્યારે કોઈ કોઇને કહે કે અમે તારા બેસવાના આસન કે નામ ઉપર પત્થર રાખિયે, તો તેથી જેમ તે તેના ઉપર ક્રોધિત થઇ તેને મારે છે કે ગાલીપ્રદાન કરે છે, તેમજ પરમેશ્વરની ઉપાસનાના સ્થાન, હૃદય, અને નામપર પાષાણાદિ મૂર્તિયો ધરે છે તે દુષ્ટબુદ્ધિવાળાઓનું સત્યનાશ પરમેશ્વર કેમ ન કરે ?

આઠમું—ભ્રાંત થઇને મંદીર, અને દેશદેશાંતરમાં ભ્રમતાં ભ્રમતાં દુઃખ પામતાં ધર્મ, સંસાર અને પરમાર્થના કામ નષ્ટ કરતાં, અને ચોરાદિથી પીડિત થતા, ઠગોથી ઠગાતા રહે છે.

નવમું—દુષ્ટ પુજારિયોને ધન આપે છે, તે એ ધનને વેશ્યા, પરસ્ત્રી ગમન, મદ્ય માંસાહાર, અને લડાઈ બખેડામાં વ્યય કરે છે, જેથી દાતાના સુખનું મૂળ નષ્ટ થઇને તેને દુઃખ થાય છે.

દશમું—માતા પિતાદિ માનનીયનું અપમાન કરીને પાષાણાદિ મૂર્તિઓનું માન કરીને કૃતઘ્ન થઈ જાય છે.

અગિયારમું—એ મૂર્તિયોને કોઇ તોડી નાખે કે ચોર લઈ જાય ત્યારે હાય હાય કરી રડી રહે છે.

બારમું—પુજારી, પરસ્ત્રિયોના સંગ અને પુજારણ પરપુરૂષના સંગથી પ્રાયઃ દૂષિત થઇને સ્ત્રીપુરૂષના પ્રેમના આનંદને તેઓ હાથથી ખોઈ બેસે છે.

તેરમું—સ્વામી સેવકની આજ્ઞાનું પાલન યથાવત્ ન થવાથી પરસ્પર વિરૂદ્ધ ભાવ થઇને નષ્ટભ્રષ્ટ થઈ જાય છે.

ચૌદમું—જડનું ધ્યાન કરવાવાળાનો આત્મા પણ જડ બુદ્ધિ થઈ જાય છે કેમકે ધ્યેયનો જડત્વ ધર્મ અંતઃકરણદ્વારા આત્મામાં અવશ્ય આવે છે.

પન્દરમું—પરમેશ્વરે સુગંધિયુક્ત પુષ્પાદિ પદાર્થ વાયુ જલના દુર્ગન્ધ નિવારણાર્થે અને આરોગ્યતા માટે બનાવ્યાં છે, તેને પુજારીજી તોડીતાડીને કે જ્યારે એ પુષ્પોની સુગન્ધિ કેટલાક દિવસસૂધી આકાશમાં ચઢીને વાયુ જલની શુદ્ધિ કરી અને પૂર્ણ સુગન્ધીના સમય સુધી સુગંધ રહે તે, તે પહેલાં તેનો નાશ કરી નાખે છે. અને તે પુષ્પાદિ કાદવ સાથે મળીને સડીને ઉલટી દુર્ગન્ધ ઉત્પન્ન કરે છે. શું પરમાત્માએ પત્થરપર ચઢાવવા માટે પુષ્પાદિ સુગંધિયુક્ત પદાર્થ રચ્યા છે ?

સોળમું—પત્થરપર ચઢાવેલાં પુષ્પ, ચન્દન અને અક્ષતાદિ સર્વનો સંયોગ જલ અને મૃત્તિકા સાથે થવાથી તે મોરી કે કુણ્ડમાં આવી, સડી જવાથી એટલોતો દુર્ગન્ધ આકાશમાં ચઢે છે કે જેટલો મનુષ્યના મલનો ! ! વળી હજારો જીવ તેમાં પડે છે, તેમાંજ મરે છે અને સડે છે. આવા આવા અનેક દોષ પૂર્તિપૂજા કરવામાં આવે છે, એટલામાટે પાષાણાદિ મૂર્તિપૂજા સજ્જન લોકોને સર્વથા ત્યક્તવ્ય છે. જેઓએ પાષાણમય મૂર્તિની પૂજા કરી છે, જેઓ કરે છે અને કરશે તે પૂર્વોક્ત દોષોથી નથી બચ્યા, નથી બચતા, અને નથી બચવાના.

પ્રશ્ન—કોઈ પ્રકારની મૂર્તિપૂજા કરવી કરાવવી નહીં. અને જે આપણા આર્ય્યાવર્ત્તમાં પંચદેવ પૂજા શબ્દ પ્રાચીન પરંપરાથી ચાલ્યો આવે છે તેની આજ પંચાયતન પૂજા છે કે જે શિવ, વિષ્ણુ, અમ્બિકા, ગણેશ અને સૂર્યની મૂર્તિ બનાવીને પૂજે છે. માટે એ પંચાયતન પૂજા છે કે નહી?

ઉત્તર—કોઇ પ્રકારની મૂર્તિપૂજા ન કરવી, કિન્તુ "મૂર્તિમાન્" જે નીચે કહી શું તેની પૂજા અર્થાત્ સત્કાર કરવો જોઇએ. તે પંચદેવનીપૂજા-એજ પંચાયતન પૂજા શબ્દ બહુજ ઉત્તમ અર્થવાળો છે, પરન્તુ વિદ્યાહીન મુઢોએ એના ઉત્તમ અર્થને છોડી દઇને નિકૃષ્ટ અર્થ પકડી લીધો, જે આજ કાલ શિવાદિ પાંચની મૂર્તિયો બનાવીને પૂજે છે, તેનું ખણ્ડન તો હવણાજ કરી ચૂકયા છિયે, પણ સારી પંચાયતન વેદોક્ત અને વેદાનુકૂલોકત દેવપૂજા અને મૂર્તિપૂજા તો આ છે. સાંભળો— मा नो वधीः पितरं मोत मातरम् ॥ यजुः ॥ अ० १६ । मं० १५ ॥

आचार्य्यो ब्रह्मचर्य्येण ब्रह्मचारिणमिच्छते ॥ अथर्व०कां०११ व०५ मं०१७॥

अतिथिर्गृहानागच्छेत् ॥ अथर्व० ॥ कां १५ व० १३ मं०६ ॥

अर्चत प्रार्चत प्रियमेधासो अर्चत ॥ ऋग्वेदे ॥

त्वमेव प्रत्यक्षं ब्रम्हासि त्वामेव प्रत्यक्षं ब्रम्ह वदिष्यामि ॥

तैत्तिरीयोपनि० ॥ व० १ अ०१ ॥

कतम एको देव इति स ब्रम्हत्यदित्याचक्षते ॥ शतपथ० । कां०१४

प्रपाठ० ६ । ब्राम्ह० ७ । कंडिका० १० ॥

मातृदेवो भव पितृदेवो भव आचार्यदेवो भव अतिथिदेवो भव ॥

तैतिरीयोपनिषत् ॥ व० १ अनु० ११ ॥

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।

पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ मनु० अ० ३ । श्लो०५५ ॥

उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः मनुस्मृतौ ॥

પ્રથમ—માતા મૂર્તિમતી પૂજનીય દેવતા છે; અર્થાત્ સન્તાનોએ તન, મન, ધનથી સેવા કરી માતાને પ્રસન્ન રાખવી, હિંસા અર્થાત્ તાડન–કદી ન કરવું; બીજો પિતા સતકર્ત્તવ્ય દેવ છે તેની પણ માતાની સમાન સેવા કરવી.

ત્રીજો આચાર્ય્ય જે વિદ્યાનો આપનાર છે તેની તન, મન, ધનથી સેવા કરવી

ચોથો અતિથિ જે વિદ્વાન્, ધાર્મિક, નિષ્કપટી, સર્વની ઉન્નતિ ઇચ્છનાર, જગતમાં ભ્રમણ કરતો થકો, સત્યોપદેશથી સર્વને સુખી કરે છે તેની સેવા કરવી.

પાંચમો સ્ત્રીને માટે પતિ અને પુરૂષને માટે પત્નિ પૂજનીય છે.

એ પાંચ મૂર્તિમાન દેવ, જેના સંગથી મનુષ્યદેહની ઉત્પત્તિ, પાલન, સત્યશિક્ષા, વિદ્યા અને સત્યોપદેશની પ્રાપ્તિ થાય છે, અને એજ પરમેશ્વરને પ્રાપ્ત થવાની સીઢિયો છે એની સેવા ન કરીને જે પાષાણાદિ મૂર્તિ પૂજે છે, તે અતીવ વેદ વિરોધી છે.

પ્રશ્ન—મતાપિતાની સેવા કરે અને મૂર્તિ પૂજા પણ કરે ત્યારે તો કાંઈ દોષ નથી ?

ઉત્તર—પાષાણાદિ મૂર્તિપૂજા તો સર્વથા છોડવામાં અને માતાદિ મૂર્તિમાનોની સેવા કરવામાંજ કલ્યાણ છે. મોટી અનર્થની વાત છે કે સાક્ષાત્ માતાદિ પ્રત્યક્ષ સુખદાયક દેવોને છોડીને અદેવ પાષાણાદિમાં શિર મારવું સ્વીકાર કર્યું છે ! એને લોકોએ એટલા માટે સ્વીકાર્યું છે કે જો માતા પિતાદિની સામે નૈવેદ્ય કે ભેટ પૂજા ધરીશું તો તે સ્વયં ખાઈ જશે અને ભેટ પૂજા લેશે, તો અમારા મુખ કે હાથમાં કાંઈ નહીં પડશે માટે પાષાણાદિની મૂર્તિ બનાવી, તેની આગળ નૈવેદ્ય ધરી, ઘંટાનાદ, ટંટં પૂંપૂં અને શંખ વગાડી, તથા કોલાહલ કરી, તેને અંગૂઠો દેખાડી પોતે માલ ઉપાડી જાય છે. જેમ કેઃ—

**"त्वमंगुष्ठं गृहाण भोजनं पदार्थं वाऽहं ग्रहीष्यामि" ॥**

જેમ અંગુઠો દેખાડીને કોઈ કોઇને છળે કે ચીડવે અને અંગુઠો દેખાડી પોતે તેની પાસેથી સર્વ પદાર્થ લઈ ગટ કરી જાય તેવીજ લાલા આ પૂજારિ અર્થાત્ પૂજા એટલે સત્કર્મના "અરિ" એટલે શત્રુઓની છે. ચટક મટક, ચળક ઝળક મૂર્તિયોને બનાવી ઠનાવીને પોતે ઠગોની માફક બની ઠનીને બિચારા નિર્બુદ્ધ મૂઢ અનાથોના માલ મારીને મોજ કરે છે. જો કોઈ ધાર્મિક રાજા હોત તો એ પાષાણ પ્રિયોને પત્થર તોડવા ઘડવા અને ઘર ચણવા આદિ કામોમાં લગાડીને ખાવા પીવાને આપતે અને તેમનો નિર્વાહ કરાવતે.

પ્રશ્ન—જેમ સ્ત્રી આદિની પાષાણાદિ મૂર્તિ જોવાથી કામોત્પત્તિ થાય છે. તેમ વીતરાગ અને શાન્તની મૂર્તિ જોવાથી વૈરાગ્ય, અને શાન્તિની પ્રાપ્તિ કેમ ન થશે ?

ઉત્તર—નથી થઈ શકતી. કેમકે તે મૂર્તિનો જડત્વ ધર્મ આત્મામાં આવવાથી વિચાર શક્તિ ઘટી જાય છે. વિવેક વિના વૈરાગ્ય, વૈરાગ્ય વિના વિજ્ઞાન, વિજ્ઞાન વિના શાંતિ નથી થતી, અને જે કાંઈ થાય છે તે એના સંગ, ઉપદેશ અને તેમના ઇતિહાસાદિને જોવાથી થાય છે, કેમકે જેના ગુણ કે દોષ ન જાણીને તેની મૂર્તિ માત્ર જોવાથી પ્રીતિ થતી નથી. પ્રીતિ થવાનું કારણ તો ગુણજ્ઞાન છે. આવાં મૂર્તિ પૂજા આદિ અનુચિત કારણોથીજ આર્યાવર્ત્તમાં નકામા પૂજારી, ભિક્ષુક અને આલસી પુરૂષાર્થ રહિત ક્રોડો મનુષ્ય થયાં છે. સર્વ સંસારમાં મૂઢતા તેમણેજ ફેલાવી દીધી છે. તથા જૂઠું અને છલ પણ બહુજ ફેલાઈ ગયાં છે.

પ્રશ્ન—જુઓ કાશીમાં ઔરંગજેબ બાદસાહને "લાટભૈરવ" આદિએ મોટા મોટા ચમત્કાર

દેખાડ્યા હતા, જ્યારે મુસલમાન એમને તોડવા ગયા અને તેમણે જ્યારે તેમના ઉપર તોપ ગોળા આદિ માર્યા ત્યારે મોટા મોટા ભમરા નિકળીને સર્વ ફોજને વ્યાકુલ કરી નસાડી દીધી.

ઉત્તર--એ પાષાણનો ચમત્કાર નથી પણ ત્યાં ભમરાના છત્ર બાઝી રહ્યા હશે; અને તેમનો સ્વભાવજ ક્રૂર હોય છે. તેથી જ્યારે કોઈ તેમને છેડે, ત્યારે તેઓ કડવાને દોડે છે, અને જે દૂધની ધારાનો ચમત્કાર થતો હતો તે તો પૂજારિજીની લીલા હતી.

પ્રશ્ન—જુઓ, મહાદેવ મ્લેચ્છને દર્શન ન આપવા માટે કૂપમાં પડ્યા અને વેણી માધવ એક બ્રાહ્મણના ઘરમાં જઈ સન્તાયો, શું એ પણ ચમત્કાર નથી ?

ઉત્તર—વાહ, જેના કોટવાલ, કાલભૈરવ, લાટભૈરવ આદિ ભૂત પ્રેત અને ગરૂડ આદિ ગણ છે એ ત્રણેએ મુસલમાનો સાથે લડીને તેમને કેમ ન હઠાવ્યા ? જ્યારે મહાદેવ અને વિષ્ણુના પુરાણોમાં કથા છે કે, અનેક ત્રિપુરાસુર આદિ મોટા મોટા ભયંકર દુષ્ટોને જેણે ભસ્મ કરી દીધા તો પછી મુસલમાનોને ભસ્મ કેમ ન કર્યા ? એથી એ સિદ્ધ થાય છે કે તે બિચારા પાષાણ શું લડે લડાવે ? જ્યારે મુસલમાન મન્દિર અને મૂર્ત્તિયોને તોડતા, ફોડતા, કાશી પાસે આવ્યા, ત્યારે પૂજારિયોએ એ પાષાણના લિંગને કૂપમાં નાખ્યું, અને વેણી માધવને બ્રાહ્મણના ઘરમાં સન્તાડી દીધો. જ્યારે કાશીમાં કાલભૈરવના ડરને મારે યમદૂત નથી જતા, અને પ્રલય સમયમાં પણ કાશીનો નાશ થવા નથી દેતા તો મ્લેચ્છોના દૂતોને કેમ નહી ડરાવ્યા ? અને પોતાના રાજાના મન્દિરનો કેમ નાશ થવા દીધો ? એ સર્વ પોપ માયા છે !!

પ્રશ્ન—ગયામાં શ્રાદ્ધ કરવાથી પિતરોના પાપ છૂટીને ત્યાંના શ્રાદ્ધના પુણ્ય પ્રભાવે કરીને પિતર સ્વર્ગમાં જાય છે અને પિતર પોતાનો હાથ કહાડીને પિંડ લે છે, શું એ પણ વાત જૂઠી છે ?

ઉત્તર—સર્વથા જૂઠું. જો ત્યાં પિંડ દેવાનો તેવોજ પ્રભાવ છે, તો પિતરોના સુખને માટે જે પિંડાને લાખો રૂપિઆ આપે છે, તેનો વ્યય ગયાવાલા વેશ્યાગમનાદિ પાપમાં કરે છે તે પાપ કેમ નથી છૂટતું ? અને પંડાઓના હાથ વગર બીજા હાથ નીકળતા આજ કાલ કહીં દેખાતા નથી. એ કદી કોઈ ધુર્ત્તે પૃથિવીમાં ગુફા ખોદી, ને તેમાં એક મનુષ્યને બેસાડી દીધો હશે, પશ્ચાત્ તેના મુખપર કુશ પાથરીને પિંડ આપ્યો હશે અને પેલા કપટીએ તે લઈ લીધો હશે. કોઈ આંખના આંધળા, અને ગાંઠના પૂરાને એ પ્રકારે ઠગ્યા હોય તો તેમાં આશ્ચર્ય નથી. તેમજ વૈજનાથને રાવણ લાવ્યો હતો, તે પણ મિથ્યા વાત છે.

પ્રશ્ન—જુઓ ! કલકત્તાની કાલી અને કામાક્ષા આદિ દેવીને લાખો મનુષ્ય માને છે. શું તે ચમત્કાર નથી ?

ઉત્તર—કાંઈ પણ નથી. એ આંધળા લોક ભેડ=ઘેટાંની માફક એકની પછવાડે બીજો ચાલે છે, કૂપ કે ખાડામાં પડે છે, પણ હટી શકતા નથી, તેમજ એક મૂર્ખની પછવાડે બીજો ચાલીને મૂર્ત્તિ પૂજારૂપ જાળમાં ફસાઇને દુઃખ પામે છે.

પ્રશ્ન—વારૂ એ તો જવા દો, પરન્તુ જગન્નાથજીમાં તો પ્રત્યક્ષ ચમત્કાર છે. એક કલેવર બદલતી વખતે ચન્દનનું લાકડું સમુદ્રમાંથી સ્વયમેવ તણાઇ આવે છે. ચૂલા ઉપર ઉપરા ઉપરી સાત હાંડી મૂકવાથી ઉપરથી એક પછી એક હાંડી પાકે છે અને જો કોઈ ત્યાં જગન્નાથની પરસાદી ન ખાય તો કુષ્ટી થઇ જાય છે, અને રથ આપો આપ ચાલે છે, પાપીને દર્શન નથી થતાં ઇન્દ્રદમનના રાજ્યમાં દેવતાઓએ મન્દિર બનાવ્યું છે, કલેવર બદલવાની વખતે એક રાજા, એક પંડા અને એક બઢઇનું મરી જવું આદિ જે ચમત્કારો થાય છે તેને તમે જુઠાં નહિ કરી શકશો?

ઉત્તર—જેણે બાર વર્ષ પર્યન્ત જગન્નાથજીની પૂજા કરી હતી, તે વિરક્ત થઇને મથુરાંમાં આવ્યો હતો, તે મને મળ્યો હતો, મેં આ વાતોના ઉત્તર પૂછ્યા હતા, તેણે આ સર્વ વાત જૂઠી બતાવી. કિન્તુ વિચારથી નિશ્ચય એ છે કે જ્યારે કલેવર બદલવાનો સમય આવે છે, ત્યારે નાકામાં ચન્દનનું લાકડું લઇને સમુદ્રમાં નાંખે છે તે સમુદ્રની લેહેરોથી કિનારે આવી પોંચે છે, તેને લઇને સુતાર લોક મૂર્ત્તિ બનાવે છે. જ્યારે રસોઈ બને છે, ત્યારે દરવાજા બન્ધ કરીને રસોઇયા વિના બીજા કોઇને જવા કે જોવા દેતા નથી. ભૂમિપર ચારે તરફ ફરતાં છ અને વચ્ચે એક એવા ચક્રાકાર ચૂલા બનાવે છે, પેલી હાંડિયોની નિચે ધી માટી અને રાખ લગાડી છ ચૂલાપર ચોખા રાંધી તે હાંડીના તળીઆં માંજી પછી પેલી વચલી હાંડિમાં તેજ સમયે ચોખા નાંખી તે પર પેલી હાંડી ઉપરા ઉપર ચઢાવીને પછી છ ચૂલાનાં મુખ લોઢાંના તવાથી બન્ધ કરીને દર્શન કરનાર જે ધનાઢ્ય હોય છે તેને બોલાવીને દેખડાવે છે. ઉપર ઉપરની હાંડીમાંથી ચોખા કહાડીને તે સાંજેલા ચોખા દેખડાવ્યા પછી નીચેના કાચા ચોખા કાઢીને દેખાડી તેને કહે છે કે કાંઈ હાંડિયો માટે ભેટ મુકો. આંખના આંધળા, અને ગાંઠના પુરા રૂપિયા, અશર્ફી ધરે છે અને કોઈ કોઈ તો કાંઈ માસિક પણ બાંધી આપે છે. શૂદ્ર નીચ લોક મન્દિરમાં નૈવેદ્ય લાવે છે, જ્યારે નૈવેદ્ય થઈ ચુકે છે, ત્યારે તે શૂદ્ર નીચ લોક તેને ઉચ્છિષ્ટ કરે છે, પશ્ચાત્ જો કોઈ રૂપિયા આપી તે હાંડી લે તો તેને ઘેર પોંચાડે છે. અને દીન ગૃહસ્થ તથા સાધુ સન્તોને લઈને શૂદ્ર અને અન્ત્યજ પર્યંત એક પંક્તિએ બેસાને એક બીજાનું ઉચ્છિષ્ટ ભોજન કરે છે. જ્યારે તે પંક્તિ ઉઠે છે ત્યારે તેજ પત્તલોપર બીજાને બેસાડતા જાય છે આ મહા અનાચાર છે અને ઘણાક મનુષ્યો ત્યાં જઇને તેમનું ઉચ્છિષ્ટ ન ખાતાં પોતાને હાથે બનાવી ખાઇને ચાલ્યા આવે છે, તેમને કાંઈ પણ કુષ્ટાદિ રોગ થતો નથી, અને એ જગન્નાથપરીમાં પણ ઘણાકો પરસાદી નથી ખાતા, તેમને પણ એ કુષ્ટાદિ રોગ થતો નથી, અને એ જગન્નાથપુરીમાં પણ ઘણાક કુષ્ટી છે, નિત્ય પ્રતિ ઉચ્છિષ્ટ ખાવાથી પણ તેમનો એ રોગ મટતો નથી. વળી એ જગન્નાથમાં વામમાર્ગિયોએ ભૈરવી ચક્ર બનાવ્યું છે, કેમકે સુભદ્રા, શ્રીકૃષ્ણ અને બળદેવની બહેન થાય છે, તેને બેઉ ભાઇયોની વચમાં સ્ત્રી અને માતાના સ્થાનમાં બેસાડી છે, જો ભૈરવીચક્ર ન હોત તો એ વાત કદી ન થાત.

તથા રથનાં પૈડાંની સાથે કળ–બનાવી છે, જ્યારે તેને સાધી ફેરવે છે ત્યારે રથ ચાલે છે,

જ્યારે મેળાની વચ્ચે પોંચે છે ત્યારે તેની કળને ઉલટી ફેરવવાથી રથ ઉભો રહી જાય છે અને પુજારિયો પોકારે છે, કે દાન દ્યો, પુણ્ય કરો, જેથી જગન્નાથ પ્રસન્ન થઇને પોતાનો રથ ચલાવે, અને આપણો ધર્મ રહે. એ પ્રમાણે જ્યાંસુધી તેને ભેટ આવતી જાય છે ત્યાંસુધી એમ પોકારે છે. જ્યારે આવી ચુકે છે ત્યારે એક બ્રિજવાસી સારાં કપડાં દુશાલા ઓઢીને આગળ ઉભો રહી, હાથ જોડી, સ્તુતિ કરે છે કે હે "જગન્નાથ સ્વામિન્ ! આપ કૃપા કરીને રથ ચલાવો અને અમારો ધર્મ રાખો" ઇત્યાદિ બોલીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, તે રથ ઉપર ચઢે છે અને તરતજ તે કલ સીધી ફેરવી દે છે અને પછી જયજય શબ્દ બોલી હજારો મનુષ્યો રસ્સી ખેંચે છે, કે તરત તે રથ ચાલે છે. જ્યારે ઘણાજ લોક દર્શને જાય છે, ત્યારે એટલું મોટું મંદિર છતાં દિવસે પણ અન્ધારૂં રહે છે અને દીપક બાળવા પડે છે, એ મૂર્ત્તિયોની આગળ બેઉ બાજુએ પડદા ખેંચી લગાડવાના હોય છે, ત્યાં પંડા, પૂજારી ભીતર ઉભા રહે છે. જ્યારે એક તરફનાએ પડદો ખેંચ્યો કે મૂર્ત્તિ ઝટ આડમાં આવી જાય છે, ત્યારે સર્વે પંડ્યા અને પુજારિયો પોકારે છે કે તમે ભેટ ધરો, તમારાં પાપો છુટી જશે ત્યારે દર્શન થશે, ઉતાવળ કરો તે બિચારા ભોળા મનુષ્યો આ ધૂર્ત્તોને હાથે લુંટાઈ જાય છે અને પછી ઝટ બીજો પડદો ખેંચી લે છે, ત્યારે દર્શન થાય છે, પછી જય શબ્દ બોલીને, પ્રસન્ન થઈ, ધક્કા મુક્કા ખાઈ, અને તિરસ્કૃત થઇને ચાલ્યા જાય છે.

ઈંદ્રદમન તેજ છે કે જેના કુલના લોક આજસૂધી કલકત્તામાં વસે છે, તે ધનાઢ્ય રાજા દેવીનો ઉપાસક હતો, તેણે લાખો રૂપિયા ખરચીને મન્દિર બન્ધાવ્યું હતું, તે એટલામાટે કે આ આર્યાવર્ત્ત દેશનો ભોજનનો બખેડો આ રીતિથી છુટે પરંતુ એ મૂર્ખો કયાં છોડવાના છે ! દેવ માનો તો તેજ કારીગરીને માનો ! કે જે શિલ્પિયોએ મંદિર બનાવ્યું. રાજા, પંડા તથા બઢઈ કંઇતે સમયે મરતા નથી પરંતુ તેઓ ત્યાં મુખ્ય હોય છે. ( પૂર્વે કોઈવાર ) તેઓ પોતાથી નાના લોકોને દુઃખ દેતા હશે ત્યારે તે લોકોએ સંમતિ કરીને તે વખતે કે જ્યારે કલેવર બદલાવાની વેળાએ ત્રણે જણ હાજર હોય છે ત્યારે–મૂર્તિનું હૃદય પોલું હોય છે અને તેમાં સોનાના સંપુટમાં એક શાલિગ્રામ રાખે છે, અને દરરોજ જેને ધોઇને ચરણામૃત બનાવે છે તેની ઉપર રાત્રે શયન આર્ત્તિની વેળાએ તે લોકોએ ઝેરી તેજાબ લગાડી મુકયું હશે તે ધોઇને–તે ત્રણે જણને તે ઝેરી ચરણામૃત પાયું હશે તેથી તેઓ અગાઉ કોઈવાર મરણ પામ્યા હશે. મરી તો આ પ્રમાણે ગયા પરંતુ ભોજનભટ્ટોએ પ્રસિદ્ધ કરયું હશે કે જગન્નાથજી પોતાનું શરીર બદલતી વખતે ત્રણે ભક્તોને પણ સાથે લેતા ગયા. આવી જૂઠી વાતો પારકાનું ધન ઠગી લેવા માટે ઘણી નીકળી પડે છે.

પ્રશ્ન—રામેશ્વરમાં ગંગોત્તરીનું જલ ચઢાવતી વખતે લિંગ વધી જાય છે શું તે પણ વાત જુઠીછે?

ઉત્તર—જૂઠી. કેમકે તે મંદિરમાં પણ દિનમાં અન્ધારૂં રહે છે, દીવો રાત્રિદિન બળ્યા કરે છે, જ્યારે જળની ધારા છોડે છે ત્યારે તે જલમાં વિજળીની સમાન દિપકનું પ્રતિબિમ્બ ચળકે છે. બીજું કાંઈ પણ નથી. ન પાષાણ ઘટે ન વધે ! જેટલો ને તેટલો રહે છે. એવી લીલા કરીને બિચારા નિરબુદ્ધિયોને ઠગે છે.

પ્રશ્ન—રામેશ્વરને રામચંદ્રે સ્થાપન કર્યા છે, જો મુર્તિપૂજા વેદવિરૂદ્ધ હતે તો રામચંદ્ર આ મૂર્તિ સ્થાપન કેમ કરતે ? અને વાલ્મીકિજી રામાયણમાં કેમ લખતે ?

ઉત્તર—રામચંદ્રના સમયમાં તે લિંગ કે મંદિરનું નામ, નિશાન પણ ન હતું. પણ એ તો ઠીક છે કે દક્ષિણ દેશસ્થ રામ નામક કોઈ રાજાએ એ મન્દિર બન્ધાવી, તે લિંગનું નામ રામેશ્વર રાખ્યું છે. જ્યારે રામચન્દ્રજી સીતાજીને લઈ, હનુમાનાદિની સાથે લંકાથી ચાલ્યા, અને આકાશ માર્ગે વિમાનપર બેસી અયોધ્યા આવતા હતા, ત્યારે સીતાજીને કહ્યું છેકેઃ—

**अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभुः । सेतुबन्धइति विख्यातम् ॥**

**वाल्मीकिरा० । लंका कां० सर्ग० १२५ । श्लो० २० ॥**

અર્થઃ—હે સિતા ! તારા વિયોગે અમે વ્યાકુલ થઇ ભ્રમતા હતા અને આજ સ્થાનમાં ચાતુર્માસ કાઢ્યો હતો અને પરમેશ્વરની ઉપાસના, ધ્યાન પણ કરતા હતા, તે જે સર્વત્ર વિભુ (વ્યાપક) દેવોનો દેવ મહાદેવ પરમાત્મા છે તેની કૃપાથી અમને સર્વ સામગ્રી અહીં પ્રાપ્ત થઈ અને જો આ સેતુ અમે બાંધી, લંકામાં આવીને, તે રાવણને મારી, તને લઈ આવ્યા. આ સિવાય તેમાં વાલ્મિકિએ અન્ય કાંઇ પણ લખ્યું નથી.

પ્રશ્ન—" રંગ છે કાલિયાકન્તને, જેણે હુક્કો પિવડાવ્યો સન્તને " દક્ષિણમાં એક કાલિયાકન્તની મૂર્તિ છે તે આજ સુધી હુક્કો પિયા કરે છે. જો મુર્તિપૂજા જુઠી હોય તો આ ચમત્કાર પણ જુઠો થઈ જાય.

ઉત્તર—જુઠી, જુઠી. એ સર્વ પોપ લીલા છે, કેમકે તે મુર્તિનું મુખ પોલું હશે તેનું છિદ્ર પૃષ્ઠમાં પાડીને ભિતની પાર બીજા મકાનમાં નલ લગાડયો હશે, જ્યારે પુજારી હુક્કો ભરાવી તેને પેચ અથવા નલ લગાડી, મુખમાં નળી ગોઠવીને પડદો નાખી, નિકળી આવતો હશે, ત્યારે કોઈ પાછળ રાખેલો મનુષ્ય મુખથી ખેંચતો હશે, તો તેથી અહીં હુક્કો ગડગડ બોલતો હશે. બીજું છિદ્ર નાક અને મુખની સાથે લગાડયું હશે, જ્યારે પાછી ફૂંક મારી દેતો હશે, ત્યારે નાક અને મુખના છિદ્રોથી ધૂમાડો નિકલતો હશે, તે સમયે ઘણા મુર્ખોને ધનાદિ પદાર્થોથી લુટીને ધન રહિત કરતા હશે.

પ્રશ્ન—જુઓ ડાકોરજીની મુર્તિ દ્વારિકાથી ભગતની સાથે ચાલી આવી, એક સવા રત્તી સોનામાં કેટલાક મણની મુર્તિ તોલાઈ ગઈ ! શું એ પણ ચમત્કાર નહી ?

ઉત્તર—નહી. તે ભક્ત મુર્તિને ચોરી લાવ્યો હશે અને સવારત્તીની બરાબર મુર્તિની તુલના થઇ એ કોઇ ભંગડ મનુષ્યે ગપ્પ મારી હશે.

પ્રશ્ન—જુઓ ! સોમનાથજી પૃથિવીથી ઉપર અદ્ધર રહેતા હતા, અને એ મોટો ચમત્કાર હતો. શું એ પણ મિથ્યા વાત છે ?

ઉત્તર—હા, મિથ્યા છે. સાંભળો ! ઉપર નીચે ચુમ્બક પાષાણ ચણી રાખ્યા હોય તો તેના આકર્ષણથી તે મુર્તિ અધર ઉભી રહે, જ્યારે " મહમુદ ગજનવી " આવી લડયો, ત્યારે એ ચમત્કાર

થયો કે તેનું મન્દિર તોડી નાંખવામાં આવ્યું અને પુજારી ભક્તોની દુર્દશા થઈ ગઈ અને લાખોની ફોજ દશ સહસ્ત્ર ફોજથી ભાગી ગઈ. જે પોપ પુજારી પૂજન, પુરશ્ચરણ, સ્તુતિ, પ્રાર્થના, કરતા હતા કે "હે મહાદેવ! આ મ્લેચ્છને તું મારી નાંખ, અને અમારી રક્ષા કર" અને તે પોતાના ચેલા રાજાઓને સમજાવતા હતા કે "આપ નિશ્ચિન્ત રહો મહાદેવજી ભૈરવ અથવા વીરભદ્રને મોકલી દેશે, તે સર્વ મ્લેચ્છોને મારી નાખશે, કે આંધળા કરી નાખશે. હવણા અમારા દેવ પ્રસિદ્ધ થાય છે હનુમાન, દુર્ગા, અને ભૈરવે સ્વપ્ન આપ્યું છે કે અમે સર્વ કામ કરી આપીશું" તે બિચારા ભોળા રાજા અને ક્ષત્રિય પોપોના બહેકાવ્યાથી વિશ્વાસમાં રહ્યા. કેટલાક જ્યોતિષી પોપોએ કહ્યું કે હમણા તમારી ચઢાઇનું મુહૂર્ત નથી. એક આઠમો ચંદ્રમાં બતાવ્યો, બીજાએ યોગિની સામે દેખાડી, ઇત્યાદિ બહેકાવટમાં રહ્યા. જ્યારે મ્લેચ્છોની ફોજે આવી ઘેરી લીધા ત્યારે દુર્દશાથી ભાગ્યા. કેટલાએક પોપ પુજારી અને તેના ચેલા પકડાયા ગયા. પુજારીઓએ આમ પણ હાથ જોડી કહ્યું કે ત્રણ ક્રોડ રૂપિયા લઇ લ્યો અને મન્દિર અને મુર્તિ નહી તોડો. મુસલમાનોએ કહ્યું કે અમે "બુતપરસ્ત" મુર્તિપુજક નથી કિન્તુ "બુતશિકન્" મૂર્તિ ભાજક છીએ, એમ કહી ઝટ મન્દિર તોડી નાખ્યું જ્યારે ઉપરની છત તૂટી, ત્યારે ચુમ્બક પાષાણ પૃથક્ થવાથી મૂર્તિ નીચે પડી. જ્યારે મુર્તિ તોડી ત્યારે તેમાંથી અઢાર ક્રોડના રત્ન નિકળ્યાં એવું સાંભળીએ છીએ. જ્યારે પુજારી અને પોપોપર કોરડા પડયા ત્યારે રડવા લાગ્યા, કહ્યું અને જ્યારે કહયું કે કોષ બતાવો; ત્યારે મારના માર્યા ઝટ દેખાડી દીધો ત્યારે સઘળો કોષ લુટી મારકુટ કરીને પોપ અને તેમના ચેલાઓને "ગુલામ" મજુર બનાવી, પિસણુ પિસાવ્યું, ઘાસ ખોદાવ્યું, મલમુત્રાદિ ઉંચકાવ્યું અને ચણા ખાવા આપ્યા. હાય! પત્થરની પૂજા કરી કેવા સત્યાનાશને પ્રાપ્ત થયા? કેમ પરમેશ્વરની ભક્તિ ન કરી? કે જે મ્લેચ્છોના દાંત તોડી નાખતે! અને પોતાનો વિજય કરતે! જુઓ! જેટલી મૂર્તિયો છે તેના સ્થાનમાં શૂરવીરોની પૂજા કરતે તોપણુ કેટલી રક્ષા થાત? પુજારિયોએ આટલી ભક્તિ એ પાષાણોની કરી, પરંતુ મૂર્તિ એક પણ તે શત્રુઓના શિરપર ઉડીને ન વાગી જો કોઇ એકાદ શૂરવીર પુરૂષની મૂર્તિના જેવી સેવા કરતે તો તે પોતાના સેવકોને યથાશક્તિ બચાવતે અને તે શત્રુઓને મારતે.

પ્રશ્ન—દ્વારિકાજીના રણછોડજી જેણે "નર્સી મેહતા"ની હુંડી સ્વીકારી અને તેનું ઋણ ચુકવી આપ્યું ઇત્યાદિ વાત પણ શું જુઠી છે?

ઉત્તર—કોઇ સાહુકારે રૂપિયા આપી દીધા હશે અને કોઇએ જુઠું નામ ઉડાવી દીધું હશે કે શ્રીકૃષ્ણે મોકલ્યા. જ્યારે સંવત ૧૯૧૪ ના વર્ષમાં તોપોના મારથી મન્દિર, મૂર્તિયો અંગ્રેજોએ ઉડાવી દીધાં હતાં ત્યારે મૂર્તિ ક્યાં ગઇ હતી? પ્રત્યુત વાઘેર લોકોએ જેટલી વીરતા બતાવી લડ્યા, અને શત્રુઓને માર્યા તેજ; પરંતુ મૂર્તિ તો એક માખીની ટાંગ પણુ તોડી ન શકી. જો શ્રીકૃષ્ણની સદૃશ કોઇ હોત તો એમના ફુરચા ઉડાવી દેત અને એ ભાગતા ફરતે. વાહ! એ તો કહો કે જેનો રક્ષક માર ખાય તેના શરણાગત કેમ ન પીટાયા જાય?

પ્રશ્ન—જ્વાલામુખી તો પ્રત્યક્ષ દેવી છે, સર્વને ખાઈ જાય છે અને પ્રસાદ આપે તો અરધો ખાઈ જાય છે અને અરધો રહેવા દે છે. મુસલમાન બાદશાહે તે ઉપર જલના નેહેર છોડાવી અને લોઢાંના તવા જડાવ્યા હતા તોપણ જ્વાલા ન ઓલવાઈ અને ન અટકી. તેમજ હિંગલાજ પણ અર્ધરાત્રે સવારી કરીને પહાડપર દેખા દે છે; પહાડને ગર્જના કરાવે છે; ચન્દ્રકૂપ બોલે છે અને યોનિયંત્રમાંથી નિકળવાથી પુનર્જન્મ નથી થતો. ઠુમરા બાંધવાથી પૂરો મહાપુરૂષ કહેવાય છે. જ્યાં સુધી હિંગલાજ નહી જઈ આવે ત્યાં સુધી અર્ધો મહાપુરૂષ કહેવાય છે ઇત્યાદિ સર્વ વાતો શું માનવા યોગ્ય નથી?

ઉત્તર—નહી. કેમકે તે જ્વાલામુખી પહાડમાંથી આગ નિકલે છે. તેમાં પુજારિ લોકોની વિચિત્ર લીલા છે જેમ વધારના ઘીની કડછીમાં જ્વાલા આવી જાય છે, તે અલગ કરવાથી કે ફૂંક મારવાથી ઓલવાઈ જાય છે અને થોડું એક ઘી ખાઈ જાય છે અને શેષ રાખી જાય છે તેજ પ્રમાણે ત્યાં પણ છે. જેમ ચૂલ્હાની જ્વાલામાં જે નાખવામાં આવે તે સર્વ ભસ્મ થઇ જાય છે. જંગલ કે ઘરમાં આગ લાગવાથી સર્વને ખાઈ જાય છે એથી ત્યાં શું વિશેષ છે? એક મન્દિર કુંડ અને અહીં તહીં નલ રચનાવિના હિંગલાજમાં ન તો કોઈ સવારી હોય છે અને જે કાંઈ થાય છે તે સર્વ પુજારિયોની લીલાથી, બીજું કાંઈ પણ નથી. એક જલ અને દલદલનો કુણ્ડ બનાવી રાખ્યો છે જેની નીચેથી બુદબુદા (પરપોટા) ઉઠે છે, તેને સફલયાત્રા થવી, મૂઢ માને છે. યોનિનું યંત્ર એ લોકોએ ધન હરવામાટે બનાવી રાખ્યું છે અને ઠુમરા પણ એજ પ્રકારે પોપ લીલાના છે. એનાથી મહાપુરૂષ થાય તો એક પશુપર ઠુમરાનો બોજો લાદી દે તો શું તે મહાપુરુષ થઈ જશે? મહાપુરૂષ તો મોટા ઉત્તમ ધર્મયુક્ત પુરૂષાર્થથી થાય છે.

પ્રશ્ન—અમૃતસરનું તલાવ અમૃતરૂપ, એક મુરેઠીનું ફલ અર્ધું મીઠું, અને એક ભિત્ત નમતી છે પણ પડતી નથી. રવાલસરમાં બેડા તરે છે, અમરનાથમાં આપોઆપ લિંગ થઈ જાય છે, હિમાલયથી કબૂતરના જોડાં આવીને સર્વને દર્શન દઇને ચાલ્યાં છે શું એ પણ માનવા યોગ્ય નથી?

ઉત્તર—નહી. તે તલાવનું નામ માત્ર અમૃતસર છે. જ્યારે કદી જંગલ હશે ત્યારે એનું જલ સાફ હશે, તેથી એનું નામ અમૃતસર રાખ્યું હશે. જો અમૃત હતે તો પુરાણિયોના માનવા પ્રમાણે કોઈ કેમ મરતે? ભિતની કાંઈ બનાવટ એવીજ હશે. જેથી નમતી હશે અને પડતી ન હશે. અરીઠાની કલમના પરપોટા હશે (?) અથવા ગપોડા હશે. રેવાલસરમાં બેડા તરવામાં કાંઈ કારીગરી હશે. અમરનાથમાં બરફના પહાડ બને છે, તો જલ જામીને નાના લિંગનું બનવું એમાં શું આશ્ચર્ય છે? અને કબૂતરના જોડાં પાળેલાં હશે અને પહાડની આડમાંથી મનુષ્ય છોડતા હશે, દેખાડીને ટકા હરતા હશે.

પ્રશ્ન—હરદ્વાર-સ્વર્ગના દ્વાર. હરની પેઢીમાં સ્નાન કરે તો પાપ છૂટી જાય છે, અને તપોવનમાં રહેવાથી તપસ્વી થાય છે. દેવ પ્રયાગ, ગંગોત્તરીમાં ગૌમુખ, ઉત્તર કાશીમાં ગુપ્ત કાશી, ત્રિયુગી નારાયણના દર્શણ થાય છે. કેદાર અને બદ્રીનારાયણની પૂજા છ મહિના સૂધી મનુષ્ય અને છ મહિના સૂધી દેવતા કરે છે, મહાદેવનું મુખ નેપાલમાં, પશુપતી, ચૂતડ કેદારમાં અને

તુંગનાથમાં જાવું,પગ અમરનાથમાં તેના દર્શન સ્પર્શન સ્નાન કરવાથી મુક્તિ થઇ જાય છે, ત્યાં કેદાર અને બદ્રીથી સ્વર્ગે જવા ચાહે તો જઇ શકે છે ઇત્યાદિ વાતો કેવી છે ?

ઉત્તર—ઉત્તરે પહાડોમાં જવાનો એક માર્ગનો આરંભ એ હરદ્વાર છે. હરની પેઢી એ માત્ર સ્નાનને માટે કુંડની સિડિયોને બનાવી છે. સાચું પૂછો તો "હાડ પૈડી" છે, કેમકે દેશદેશાંતરના મૃતકોના હાડ એમાં પડ્યા કરે છે. પાપ કદી પણ કહીં ભોગવ્યા વિના છૂટી શકાતું નથી અથવા કપાતું નથી. "તપોવન" જ્યારે હશે ત્યારે હશે હવણા તો તે "ભિક્ષુકવન" છે. તપોવનમાં જવાથી અને રહેવાથી કંઇ તપ નથી થતું કિન્તુ તપ તો કરવાથી થાય છે, કેમકે ત્યાં ઘણાક દુકાનદારો અસત્ય બોલનારા પણ રહે છે. "**हिमवतः प्रभवति गंगा**" પહાડની ઉપરથી જલ પડે છે, ગોમુખનો આકાર તો ટકા લેનારાઓએ બનાવ્યો હશે, અને તેજ પહાડ પોપનું સ્વર્ગ છે. ત્યાં ઉત્તર કાશી આદિ સ્થાન ધ્યાનિયો માટે ઠીક છે, પરંતુ દુકાનદારોને માટે· તો ત્યાં પણ દુકાનદારી છે. દેવ પ્રયાગ, પુરાણોના ગપોડાની લીલા છે, અર્થાત્ જ્યાં અલખનંદા અને ગંગા મળી છે, તેથી ત્યાં દેવતા વસે છે, એવો ગપોડો ન મારે તો ત્યાં કોણ જાય ? અને ટકા કોણ આપે ? ગુપ્તકાશી તો નથી, તે તો પ્રસિદ્ધ કાશી છે. ત્રણયુગની ધૂણી તો નથી દેખાતી પરંતુ પોપોની દશવીસ પેઢીની હશે, જેવી ખાખિયોની ધૂણી અને પારસિયોની અગ્યારી સદૈવ બળતી રહે છે. તપ્તકુણ્ડ પણ પહાડોની અંદર ઉષ્મા ગર્મી થાય છે તેમાં તપીને જલ આવે છે. તેની પાસે બીજા કુણ્ડમાં ઉપરનું જલ વા જ્યાં ગર્મી નથી, ત્યાંનું આવે છે તેથી ઠંડું છે. કેદારનું સ્થાન એ ભૂમિ બહુજ સારી છે, પરંતુ ત્યાં પણ એક જામી ગયલા પત્થરપર પુજારી વા તેના ચેલાઓએ મન્દિર બનાવી રાખ્યું છે ત્યાં મહન્ત, પૂજારી, પંડા, આંખના આંધળાને ગાંઠના પૂરા પાસેથી માલ લઇને વિષયાનન્દ કરે છે, તેમજ બદ્રીનારાયણમાં ઠગ વિદ્યાવાળા ઘણા બેઠેલા છે. "રાવલજી" ત્યાંના મુખ્ય છે, એક સ્ત્રી છોડી અનેક સ્ત્રી રાખી બેઠા છે. પશુપતિ એક મન્દિરનું અને પંચમુખી મૂર્તિનું નામ આપી રાખ્યું છે, જ્યારે કોઈ ન પૂછે ત્યારે એવી લીલા બલવતી થાય છે, પરંતુ જેવા તીર્થના લોક ધૂર્ત ધન હરનારા હોય છે, તેવા પહાડી લોક નથી હોતા. ત્યાંની ભૂમિ બહુ રમણીય અને પવિત્ર છે.

પ્રશ્ન—વિન્ધ્યાચલમાં વિન્ધ્યેશ્વરી, કાલી, અષ્ટભૂજા પ્રત્યક્ષ સત્ય છે. વિન્ધ્યેશ્વરી ત્રણ સમયમાં ત્રણ રૂપ બદલે છે, અને તેના વાડામાં માખી એક પણ હોતી નથી; પ્રયાગ તીર્થરાજમાં માથું બોડાવેથી સિદ્ધિ, અને ગંગા યમુનાના સંગમમાં સ્નાન કરવાથી ઇચ્છા સિદ્ધિ થાય છે; તેમજ અયોધ્યા કેટલીએક વખત ઉડીને સઘળી વસ્તી સહિત સ્વર્ગમાં ચાલી ગઈ, મથુરા સર્વ તીર્થોથી અધિક; વૃંદાવન લીલા સ્થાન, અને ગોવર્ધન વ્રજયાત્રા એ સર્વ યાત્રા મોટા ભાગ્યોથી થાય છે; સૂર્યગ્રહણ પ્રસંગે કુરૂક્ષેત્રમાં લાખો મનુષ્યોનો મેળો ભરાય છે. શું એ સર્વ વાતો મિથ્યા છે ?

ઉત્તર—પ્રત્યક્ષ તો આંખોથી ત્રણ મૂર્તિ દેખાય છે, કે જે પાષાણની મૂર્તિઓ છે, અને ત્રણ કાળમાં ત્રણ પ્રકારના રૂપ હોવાનું કારણ પુજારી લોકોની વસ્ત્રાદિ આભૂષણ પહેરાવવાની ચતુરાઇ

છે. અને માખિયો સહસ્ત્રો લાખો હોય છે, એ મેં મારી આંખોએ જોયું છે. પ્રયાગમાં કોઇ નાપિત (હજામ) શ્લોક બનાવનાર અથવા પોપજીને કાંઇક ધન આપીને મુણ્ડન કરાવવાનું મહાત્મ્ય બનાવ્યું વા બનાવાવ્યું હશે, પ્રયાગમાં સ્નાન કરી સ્વર્ગમાં જાય છે તો ત્યાંથી પાછા ફરી ઘેર આવતો કોઇ પણ દેખાતે નહી. કિન્તુ ઘેર સર્વે આવતા જણાય છે, અથવા જે કોઇ ત્યાં ડુબી મરતો હશે તેનો જીવ પણ આકાશમાં વાયુ સાથે ભ્રમીને જન્મ લેતો હશે. તીર્થરાજ પણ નામ ટકા લેનારાઓએ રાખ્યું છે. જડમાં રાજા પ્રજા ભાવ કદી પણ થઈ શકતો નથી આ મોટી અસંભવ વાત છે કે અયોધ્યા નગરી તેની વસ્તી કુતરાં, ગધેડાં, ભંગી, ચમાર, અને જાજરૂ આદિ સહિત ત્રણ વાર સ્વર્ગમાં ગઈ. સ્વર્ગમાં તો નથી ગઇ પણ ત્યાંની ત્યાં તો છે. પરંતુ પોપજીના મુખ ગપોડામાં અયોધ્યા સ્વર્ગમાં ઉડી ગઈ. આ ગપોડા શબ્દરૂપે ઉડતા ફરે છે. એમજ નૈમિષારણ્ય આદિની પણ એજ લોકોની લીલા જાણવી. "મથુરા ત્રણ લોકથી નિરાળી" તો નથી, પરંતુ એમાં ત્રણ જન્તુ મોટા લીલાધારી છે, કે જેનેમાટે જલ, સ્થલ, અને અન્તરિક્ષમાં કોઇને સુખ મળવું કઠિન છે. કોઈ સ્નાન કરવા જાય તો એક તો ચોબેજી પોતનો કર લેવાને ઉભો રહીને બકતો રહે છે "લાઓ યજમાન ! ભાંગ પીવા મર્ચી અને લાડુ ખાઈએ, અને યજમાનની જૈ જૈ મનાવીએ" બીજા જંતુ જલમાં કાચબા જે કરડીજ ખાય છે જેને માટે ઘાટપર સ્નાન કરવું પણ કઠિન થઈ પડે છે. ત્રીજા ઉપર આકાશમાં લાલમુખના વાંદરા જે પાઘડી, ટોપી, ઘરેણા અને જોડા સુદ્ધાં પણ છોડતા નથી, કરડી ખાય છે, ધક્કા દે .છે અને પાડીને મારી પણ નાંખેછે. એ ત્રણે પોપ અને પોપજીના ચેલાના પૂજનીય છે. મણોભર ચણા આદિ અન્નથી કાચબાની, અને વાંદરાને ચણા અને ગોળ આદિજ તથા ચોબાઓની દક્ષિણા અને લાડુઓથી તેમના સેવક સેવા કર્યા કરે છે. તથા વૃન્દાવન જ્યારે હતું ત્યારે હતું હમણા તો વેશ્યાવનવત્ છે ને તેમા લલ્લા, લલ્લી, અને ગુરૂચેલી આદિની લીલા ફેલાઈ રહી છે. તેમજ દીપમાલિકાના મેળામાં ગોવર્ધન અને વ્રજયાત્રામાં પણ પોપોને તાલ પડે છે. કુરૂક્ષેત્રમાં પણ એજ જીવિકાની લીલા સમજી લો. એમાં જે કોઈ ધાર્મિક પરોપકારી પુરૂષ છે, તે આ પોપ લીલાથી પૃથક્ થઈ જાય છે ?

પ્રશ્ન—આ મૂર્તિપૂજા અને તીર્થ સનાતનથી ચાલ્યાં આવે છે તે જૂઠાં કેમ કરી કહી શકો છો ?

ઉત્તર—તમે સનાતન કોને કહો છો ? જે સદાથી ચાલ્યું આવે છે તેને, જો એ સદાથી છે તો વેદ અને બ્રાહ્મણાદિ ઋષિ મુનિ કૃત પુસ્તકોમાં એનાં નામ કેમ નથી ? એ મૂર્તિપૂજા અઢીકે ત્રણ સહસ્ત્ર વર્ષની અન્દર અન્દર વામમાર્ગી અને જૈનિયોથી ચાલી છે. પ્રથમ આર્ય્યાવર્ત્તમાં ન હતી, અને આ તીર્થ પણ ન હતાં. જ્યારે જૈનિયોએ ગિરનાર, પાલિતાણા, શિખર શત્રુંજય અને આબુ આદિ તીર્થ સ્થાપ્યાં તે જોઇને તેમની પેઠે આ લોકોએ પણ બનાવી લીધાં. જો કોઈ એના આરંભની પરીક્ષા કરવા ચાહે તો પંડાની જુનામાં જુની વહી અને તાંબાના પત્રાદિ લેખ જુએ, તો નિશ્ચય થઈ જશે કે આ સઘળાં તીર્થ પાંચસો અથવા એક સહસ્ત્ર વર્ષની અન્દરજ થયાં છે. સહસ્ત્ર વર્ષથી પૂર્વના લેખ કોઇ પાસે નથી નિકળતા. એથી તે આધુનિક છે.

પ્રશ્ન—જે જે તીર્થ કે નામનું માહાત્મ્ય અર્થાત્ જેમ "**अन्य क्षेत्रे कृतं पापं काशिक्षेत्रे विनश्यति**" ઇત્યાદિ વાતો છે, તે સાચી છે કે નહીં ?

ઉત્તર—નહીં. કેમકે જો પાપ છૂટી જતાં હોય તો દરિદ્રોને ધન, રાજપાટ અને આંધળાને આંખ મળી જતે અને કોઢિયાના કોઢ આદિ રોગ છૂટી જાત, પણ એમ થતું નથી તેથી પાપ કે પુણ્ય કોઇના છૂટતાં નથી.

પ્રશ્ન— **गङ्गागङ्गेति यो ब्रूयाद्योजनानां शतैरपि ।**
**मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति ॥ १ ॥**
**हरिर्हरति पापानि हरिरित्यक्षरद्वयम् ॥ २ ॥**
**प्रातःकाले शिवं दृष्ट्वा निशि पापं विनश्यति ।**
**आजन्मकृतं मध्यान्हे सायान्हे सप्तजन्मनाम् ॥ ३ ॥**

૧ ઇત્યાદિક શ્લોક પોપ પુરાણના છે. જે સેંકડો સહસ્ર કોશ દૂરથી પણ ગંગા ગંગા કહે તો તેના પાપ નષ્ટ થઇને તે વિષ્ણુલોક અર્થાત્ વૈકુંઠે જાય છે.

૨-૩—"હરિ" આ બે અક્ષરોનું નામોચ્ચારણ સર્વ પાપને હરિ લે છે, તેમજ રામકૃષ્ણ શિવ, ભગવતી આદિ નામોનું માહાત્મ્ય છે. અને જે મનુષ્ય પ્રાતઃકાલમાં શિવલિંગકે તેની, મૂર્તિનું દર્શન કરે તો રાત્રિયે કરેલું મધ્યાન્હમાં, દર્શન કરે તો જન્મભરનું, અને સાયંકાલે દર્શન કરે તો સાત જન્મોનું પાપ છૂટી જાય છે, એ દર્શનનું માહાત્મ્ય છે એ શું જૂઠું થઇ જશે ?

ઉત્તર—મિથ્યા હોવામાં શી શંકા ? કેમકે ગંગા ગંગા કે હરે હરે, રામ, કૃષ્ણ, નારાયણ, શિવ અને ભગવતીના નામ સ્મરણથી પાપ કદી પણ છૂટતાં નથી, જો છૂટતાં હોય તો દુઃખી કોઇ રહે નહીં ! અને વળી પાપ કરવાથી કોઇ પણ ડરે નહીં, જેમકે આજ કાલ પોપ લીલામાં પાપ વૃદ્ધિ પામતું રહ્યું છે. મૂઢોને એવો વિશ્વાસ છે કે અમે પાપ કરી નામ સ્મરણ કે તીર્થ યાત્રા કરીશું, તો પાપોની નિવૃત્તિ થઇ જશે. એજ વિશ્વાસપર પાપ કરીને આ લોક અને પરલોક નાશ કરે છે. પરન્તુ કરેલું પાપ તો ભોગવવુંજ પડેછે.

પ્રશ્ન—તો કોઇ તીર્થ નામ સ્મરણ સત્ય છે કે નહીં ?

ઉત્તર—છે. વેદાદિ સત્ય શાસ્ત્રોનું ભણવું ભણાવવું, ધાર્મિક વિદ્વાનોનો સંગ, પરોપકાર ધર્માનુષ્ઠાન, યોગાભ્યાસ, નિર્વૈર, નિષ્કપટ, સત્યભાષણ, સત્યનું માનવું, સત્ય કરવું, બ્રહ્મચર્ય્ય સેવન, આચાર્ય્ય, અતિથિ, અને માતા પિતાની સેવા, પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, શાન્તિ, જિતેંદ્રિયતા, સુશીલતા, ધર્મયુક્ત પુરૂષાર્થ, જ્ઞાન, વિજ્ઞાન આદિ શુભગુણકર્મ દુઃખોથી તારવાવાળા હોવાથી એ તીર્થ છે; અને જે જળ અને સ્થળમય છે તે તીર્થ કદી નથી થઇ શકતાં કેમકે "**जना यैस्तरन्ति तानि तीर्थानि**" મનુષ્ય જેણે કરીને દુઃખોથી તરે તેનું નામ તીર્થ

છે. જલ સ્થલ તારક નથી કિન્તુ બુરાડી મારનાર છે. પ્રત્યુત્ નૌકા આદિનું નામ તીર્થ થઇ શકે છે, કેમકે એનાથી પણ સમુદ્રાદિને તરાય છે.

**समानतीर्थे वासी ॥ १ ॥ अ० ४ पा० ४।१०८ ॥**

**नमस्तीर्थाय च ॥ यजुः ॥ अ० १६ ॥**

જે બ્રહ્મચારી અને આચાર્ય્ય એક શાસ્ત્રને સાથે સાથે ભણતા હોય તે સર્વ સતીર્થ્ય-સમાન તીર્થ સેવી હોય છે. જે વેદાદિ શાસ્ત્ર અને સત્ય ભાષણાદિ ધર્મ લક્ષણોમાં સાધુ હોય તેને અન્નાદિ પદાર્થ આપવા અને તેમની પાસેથી વિદ્યા લેવી ઇત્યાદિ તીર્થ કહેવાય છે.

નામ સ્મરણ તેને કહે છે કેઃ-

**यस्य नाम महद्यशः ॥ यजुः ॥ अ० ३२ मं० ३ ॥**

પરમેશ્વરનું નામ મોટા યશ-અર્થાત્ ધર્મ્મયુકત કામોનું કરવું છે. જેમ બ્રહ્મ, પરમેશ્વર, ઇશ્વર, ન્યાયકારી, દયાળુ, સર્વશકિતમાન્ આદિ નામ પરમેશ્વરના ગુણ કર્મ સ્વભાવથી છે. જેમ બ્રહ્મ સર્વથી મોટા-શ્રેષ્ઠ, પરમેશ્વર-ઇશ્વરોનો ઇશ્વર, ઇશ્વર સામર્થ્યયુકત, ન્યાયકારી કદી અન્યાય નથી કરતો, દયાળુ-સર્વ પર કૃપાદૃષ્ટિ રાખે છે, સર્વ શકિતમાન્-પોતાના સામર્થ્યથી સર્વ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કર્ત્તા સહાય કોઇની નથી લેતો, બ્રહ્મ-વિવિધ જગત્‌ના પદાર્થોનો બનાવનાર, વિષ્ણુ-સર્વમાં વ્યાપક થઇને રક્ષા કરનાર, મહાદેવ-સર્વ દેવોનો દેવ, રૂદ્ર-પ્રલય કરનાર આદિ નામોના અર્થોને પોતામાં ધારણ કરે અર્થાત્ મોટા કામોથી મોટો થાય, સમર્થોમાં સમર્થ થાય, સામર્થ્યને વધારતો જાય, અધર્મ્મ કદી નહી કરે, સર્વ ઉપર દયા રાખે, સર્વ પ્રકારના સાધનોને સમર્થ કરે, શિલ્પવિદ્યાથી નાના પ્રકારના પદાર્થોને બનાવે, સર્વ સંસારમાં પોતાના આત્મા તુલ્ય સુખ દુઃખ સમજે, સર્વની રક્ષા કરે, વિદ્વાનોમાં વિદ્વાન થાય, દુષ્ટ કર્મ અને દુષ્ટ કર્મો કરનારને પ્રયત્નથી દંડ કરે અને સજ્જનોની રક્ષા કરે, એ પ્રકારે પરમેશ્વરના નામ નામોના અર્થ જાણીને પરમેશ્વરના ગુણકર્મ્મ સ્વભાવને અનકૂલ પોતાના ગુણકર્મ સ્વભાવને કરવા તેજ પરમેશ્વરનું નામ સ્મરણ છે.

પ્રશ્ન— **गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।**
**गुरुरेव परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥**

ઇત્યાદિ ગુરૂ માહાત્મ્ય તો સાચું છે? ગુરૂના પગ ધોઇને પીવા, જેવી આજ્ઞા કરે તેવું કરવું, ગુરૂ લોભી હોય તો વામનની સમાન, ક્રોધી હોય તો નરસિંહની સદૃશ, મોહી હોય તો રામને તુલ્ય, કામી હોય તો કૃષ્ણને તુલ્ય ગુરૂને જાણવો; ચાહે ગુરૂજી કેવુંએ પાપ કરે તો પણ અશ્રદ્ધા ન કરવી, સન્ત કે ગુરૂના દર્શને જવામાં ડગલે ડગલે અશ્વમેધનું ફલ થાય છે એ વાત ઠીક છે કે નહી?

ઉત્તર—ઠીક નહી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, અને પરબ્રહ્મ આ પરમેશ્વરનાં નામ છે તેની તુલ્ય ગુરૂ કદી થઈ શકતો નથી. એ ગુરૂ મહાત્મ્ય, ગુરૂ ગીતા પણ એક મોટી પોપલીલા છે. ગુરૂ તો

માતા, પિતા, આચાર્ય અને અતિથિ થાય છે. એમની સેવા કરવી, એમની પાસે વિદ્યા, શિક્ષા, લેવી દેવી શિષ્ય અને ગુરૂનું કામ છે, પરંતુ ગુરૂ લોભી, ક્રોધી, મોહી, અને કામી હોય તો તેને સર્વથા છોડી દેવો; શિક્ષા કરવી. સહજ શિક્ષાથી ન માને તો અર્ધ્ય, પાદ્ય અર્થાત્ તાડન, દંડ, પ્રાણહરણ સુધી પણ કરવામાં કાંઈ દોષ નથી. જેનું વિદ્યાદિ સદ્ગુણોમાં ગુરૂત્વ નથી, જે જૂઠ મૂઠ કંઠી તિલક વેદવિરૂદ્ધ મન્ત્રોપદેશ કરનારા છે, તે ગુરૂજ નથી, કિન્તુ ગડરિયા એટલે ભરવાડ જેવા છે. જેમ ભરવાડ પોતાની ઘેટી, બકરિયોથી દૂધ આદિનું પ્રયોજન સિદ્ધ કરે છે, તેમજ શિષ્યો, એટલે ચેલા ચેલિયોનું ધન હરીને પોતાનું પ્રયોજન કરે છે તે

દોહરો— "ગુરૂ લોભી ચેલા લાલચી, દોનો ખેલે દાવ;"

"ભવસાગરમેં ડૂબતે, બૈઠ પથ્થરકી નાવ."

ગુરૂ સમજે કે ચેલા ચેલી કાંઇને કાંઈ પણ આપશેજ અને ચેલા સમજે કે ચાલો ગુરૂ જૂઠા સોગંદ ખાવાના પાપથી છોડવે આદિ લાલચથી એ બેઉ કપટ મુનિ ભવસાગરના દુઃખમાં ડુબે છે, જેમ પત્થરની નૌકામાં બેસનાર સમુદ્રમાં ડૂબી મરે છે. એવા ગુરૂ અને ચેલાના મુખ પર ધુળ, રાખ પડો, તેમની પાસે કોઈ પણ ઉભું ન રહે. જે રહે તે દુઃખસાગરમાં પડશે. જેવી લીલા પુન્તરી, પુરાણિયોએ ચલાવી છે, તેમજ એ ગડરિયા ગુરૂઓએ પણ લીલા મચાવી છે. આ સઘળાં કામો સ્વાર્થી લોકોના છે. જે પરમાર્થી છે, તે પોતે દુઃખ પામે તો પણ જગતનો ઉપકાર કરવો નથી છોડતા અને ગુરૂ મહાત્મ્ય અને ગુરૂગીતા આદિ પણ એજ કુકર્મી ગુરૂઓએ બનાવી છે.

પ્રશ્ન— अष्टादशपुराणानां कर्त्ता सत्यवतीसुतः ॥ १ ॥

इतिहासपुराणाभ्यां वेदार्थमुपबृंहयेत् ॥ २ ॥ महाभारते ॥

पुराणान्यखिलानि च ॥ ३ ॥ मनु० ॥

इतिहासपुराणः पञ्चमो वेदानां वेदः ॥ ४ ॥ छान्दोग्य० ॥ प्र० ७ खं० १ ॥

दशमेऽहनि किंचित्पुराणमाचक्षीत ॥ ५ ॥

पुराणविद्या वेदः ॥ ६ ॥ सूत्रम् ॥

૧. અઢારે પુરાણોના કર્ત્તા વ્યાસજી છે. વ્યાસ વચનનું પ્રમાણ અવશ્ય કરવું જોઇએ.

૨. ઇતિહાસ, મહાભારત, અને અઢાર પુરાણોથી વેદના અર્થ ભણે ભણાવે, કેમકે ઇતિહાસ અને પુરાણ વેદોનાજ અર્થને અનુકૂલ છે.

૩. પિતૃકર્મમાં પુરાણ અને હરિવંશની કથા સાંભળે.

૪. ઇતિહાસ અને પુરાણ પાંચમો વેદ કહેવાય છે.

૫. અશ્વમેધની સમાપ્તિમાં દશમે દિવસે થોડીક પુરાણની કથા સાંભળે.

૬. પુરાણ વિદ્યા વેદાર્થના જાણવાથી વેદ છે.

ઇત્યાદિ પ્રમાણોથી પુરાણોનાં પ્રમાણ અને એના પ્રમાણોથી મૂર્તિપૂજન અને તીર્થોનું પણ પ્રમાણ છે, કેમકે પુરાણોમાં મૂર્તિપૂજન અને તીર્થોનાં વિધાન છે.

ઉત્તર—જો અઢારે પુરાણોના કર્ત્તા વ્યાસજી હોત તો તેમાં એટલા ગપોડા નહીં હોત. કેમકે શારીરકસૂત્ર યોગશાસ્ત્રના ભાષ્ય આદિ વ્યાસોક્ત ગ્રંથોના જોવાથી વિદિત થાય છે કે વ્યાસજી મોટા વિદ્વાન, સત્યવાદી, ધાર્મિક અને યોગી હતા. તે એવી મિથ્યા કથા કદી ન લખે. અને એથી એ સિદ્ધ થાય છે કે જે સમ્પ્રદાયી પરસ્પર વિરોધી લોકોએ ભાગવતાદિ નવીન કપોલકલ્પિત ગ્રંથ બનાવ્યા છે, તેમાં વ્યાસજીના ગુણોનો લેશ માત્ર પણ ગંધ નથી. અને વેદશાસ્ત્રવિરુદ્ધ અસત્યવાદ લખવું એ વ્યાસ સદૃશ વિદ્વાનોનું કામ નથી કિન્તુ એ કામ વિરોધી સ્વાર્થી, અવિદ્વાન લોકોનું છે. ઇતિહાસ અને પુરાણ શિવપુરાણઆદિનું નામ નથી કિન્તુ—

**ब्राम्हणानीतिहासान् पुराणानिकल्पान्गाथानाराशंसीरिति ॥**

આ બ્રાહ્મણ અને સૂત્રોનું વચન છે, કે ઐતરેય, શતપથ, સામ, અને ગોપથ બ્રાહ્મણ ગ્રન્થોનાજ ઇતિહાસ, પુરાણના, કલ્પ, ગાથા અને નારાશંસી એ પાંચ નામ છે.

**इतिहास**—જેમ જનક અને યાજ્ઞવલ્કયનો સમ્વાદ.

**पुराण**—જગદુત્પત્તિ આદિનું વર્ણન.

**कल्प**—વેદ શબ્દોના સામર્થ્યનું વર્ણન અને અર્થ નિરૂપણ કરવું.

**गाथा**—કોઇના દૃષ્ટાન્ત દાર્ષ્ટાન્તરૂપે કથા પ્રસંગે કહેવાં.

**नाराशंसी**—મનુષ્યોના પ્રશંસનીય કે અપ્રશંસનીય કર્મોનું કથન કરવું.

આથીજ વેદાર્થનો બોધ થાય છે. પિતૃ કર્મ અર્થાત્ જ્ઞાનિયોની પ્રશંસામાં કાંઈ સાંભળવું. અશ્વમેધના અન્તમાં પણ એનુજ સાંભળવું લખ્યું છે, કેમકે જો વ્યાસકૃત ગ્રન્થ છે તેનું સાંભળવું સંભળાવવું વ્યાસજીના જન્મ પશ્ચાત્ થઈ શકે છે, પૂર્વે નહી. જ્યારે વ્યાસજીનો જન્મ પણ ન હતો ત્યારે વેદાર્થને ભણતા ભણાવતા, સાંભળતા સંભળાવતા હતા, એથી સર્વથી પ્રાચીન બ્રાહ્મણ ગ્રન્થોમાંજ આ સર્વ ઘટના થઇ શકે છે. આ નવીન કપોલ કલ્પિત શ્રીમદ્ભાગવત, શિવપુરાણાદિ મિથ્યા વા દૂષિત ગ્રન્થોમાં તે નથી ઘટી શકતી. જ્યારે વ્યાસજી વેદ ભણ્યા અને ભણીને વેદાર્થ ફેલાવ્યો તેટલા માટેજ તેમનું નામ "વેદવ્યાસ" પડ્યું છે. કેમકે આરપારની મધ્ય રેખાને વ્યાસ કહે છે, અર્થાત્ ઋગ્વેદના આરંભથી લઇને અથર્વવેદના પાર પર્યન્ત ચારે વેદ ભણ્યા હતા ( અને શુકદેવ તથા જૈમિનિ આદિ શિષ્યોને ભણાવ્યા પણ હતા ) નહીં તો તેના જન્મનું નામ તો **कृष्णद्वैपायन** હતું. જે કોઇ એમ કહે છે કે વેદોને વ્યાસજીએ એકઠા કર્યા, એ વાત જુઠી છે. કેમકે વ્યાસજીના પિતા પિતામહ પ્રપિતામહ પરાશર શક્તિ, વસિષ્ઠ અને બ્રહ્મા આદિ પણ ચારે વેદ ભણ્યા હતા. તો પછી એ વાત કેમ ઘટી શકે ?

પ્રશ્ન—પુરાણોમાં સર્વ વાત જુઠી છે કે કોઈ સાચીપણ છે ?

ઉત્તર—ઘણી વાતો જુઠી છે, અને કોઇ ઘુણાક્ષરન્યાયથી સાચી પણ છે. જે સાચી છે તે વેદાદિ શાસ્ત્રોની, અને જે જુઠી છે તે આ પોપોનાં પુરાણરૂપ ઘરની છે. જેમ શિવપુરાણમાં શૈવોએ શિવને પરમેશ્વર માનીને, વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર, ગણેશ અને સૂર્યાદિને તેમના દાસ ઠરાવ્યા; વૈષ્ણવોએ વિષ્ણુ પુરાણ આદિમાં વિષ્ણુને પરમાત્મા માન્યા અને શિવ આદિને વિષ્ણુના દાસ; દેવી ભાગવતમાં દેવીને પરમેશ્વરી અને શિવ, વિષ્ણુ આદિને તેના કિંકર બનાવ્યા; ગણેશ ખંડમાં ગણેશને ઇશ્વર અને શેષ સર્વને દાસ બનાવ્યા; ભલા! એ વાત સમ્પ્રદાયી લોકોની નહી તો કોની છે? એક મનુષ્યના બનાવવામાં એવી પરસ્પર વિરૂદ્ધ વાત નથી હોતી તો વિદ્વાનના બનાવ્યામાં કદી નથી આવી શકતી. એમાં એક વાતને સાચી માને તો બીજી જુઠી અને જો બીજીને સાચી માનિયે તો ત્રીજી જુઠી અને ત્રીજીને સાચી માનિયે તો અન્ય સઘળી જુઠી થાય છે. શિવ પુરાણવાળા શિવથી, વિષ્ણુપુરાણવાળા વિષ્ણુથી, દેવી પુરાણવાળા દેવીથી, ગણેશખંડવાળા ગણેશથી, સૂર્યપુરાણવાળા સૂર્યથી અને વાયુપુરાણવાળા વાયુથી સૃષ્ટિની ઉત્પત્તિ પ્રલય લખી ને પુનઃ એક એકથી એક એક જે જગતનું કારણ લખ્યું, તેની ઉત્પત્તિ એક એકથી લખી. કોઈ પૂછે કે જે જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય કરવાવાળો તે ઉત્પન્ન થઈ શકે છે? અને જે ઉત્પન્ન થાય છે તે સૃષ્ટિનું કારણ કદી થઈ શકે છે કે નહી? તો કેવલ ચૂપ રહ્યા સિવાય કાંઈ પણ નથી કહી શકતા. અને એ સર્વના શરીરની ઉત્પત્તિ પણ એથી થઈ હશે તો પછી તે પોતે સૃષ્ટિ પદાર્થ અને પરિછિન્ન હોઇને સંસારની ઉત્પત્તિના કર્તા કેમ કરી થઈ શકે છે? અને વળી ઉત્પત્તિ પણ વિલક્ષણ પ્રકારથી માની છે કે જે સર્વથા અસંભવ છે. જેમઃ—

શિવપુરાણમાં શિવે ઇચ્છા કરી કે હું સૃષ્ટિ કરૂં, ત્યારે એક નારાયણ જળાશયને ઉત્પન્ન કરી, તેની નાભીથી કમળ, અને કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા, તેણે જોયું કે સર્વ જળમય છે. જલની અંજળી ઉઠાવી જોઇને જળમાં નાંખી દીધી, તેનાથી એક બુદબુદો (પરપોટો) થયો, અને તે બુદબુદામાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો, તેણે બ્રહ્માને કહ્યું કે હે પુત્ર સૃષ્ટિ ઉત્પન્ન કર. બ્રહ્માએ તેને કહ્યું કે હું તારો પુત્ર નથી કિન્તુ તું મારો પુત્ર છે. તેમનામાં વિવાદ થયો અને દિવ્ય સહસ્ત્ર વર્ષ પર્યન્ત બેઉ જલપર લડતા રહ્યા, ત્યારે મહાદેવે વિચાર કર્યો કે જેમને મેં સૃષ્ટિ કરવા માટે મોકલ્યા હતા તે બેઉ આપસમાં લડી ઝઘડી રહ્યા છે. ત્યારે એ બેઉના વચમાંથી એક તેજોમય લિંગ ઉત્પન્ન થયું અને તે શીઘ્ર આકાશમાં ચાલ્યુ ગયું, તેને જોઇને બેઉ સાશ્ચર્ય થઈ ગયા, અને વિચાર્યું કે એનો આદિ અન્ત લેવો જોઇએ. જે આદિ અન્ત લઇને શીઘ્ર આવે તે પિતા અને પછી આવે કે પત્તો લઈ ન આવે તે પુત્ર કહેવાય. વિષ્ણુ કૂર્મ (કાચબા)નું સ્વરૂપ ધરીને નીચે ચાલ્યા અને બ્રહ્મા હંસનું શરીર ધારણ કરીને ઉપર ઉડયા. બેઉ મનોવેગથી ચાલ્યા. દિવ્ય સહસ્ત્ર વર્ષ પર્યન્ત બેઉ ચાલતા રહ્યા, તોપણ તેનો અન્ત ન પામ્યા. ત્યારે નીચેથી ઉપર વિષ્ણુ અને ઉપરથી નીચે બ્રહ્માએ વિચાર્યું કે જો તે અન્ત લઇ

આવ્યો હશે તો મારે પુત્ર બનવું પડશે. એમ વિચાર કરતા હતા એટલામાં એક ગાય અને એક કેતકીનું વૃક્ષ ઉપરથી ઉતરી આવ્યું. તેમને બ્રહ્માએ પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યાં? તેમણે કહ્યું અમે સહસ્ત્ર વર્ષો થયાં આલિંગના આધારે ચાલ્યાં આવિયે છિયે. બ્રહ્માએ પૂછ્યું કે એ લિંગનો પત્તો છે કે નહી.? તેમણે કહ્યુ કે નહી. બ્રહ્માએ તેમને કહ્યું કે તમે મારી સાથે ચાલો અને એવી સાક્ષી આપો કે હું એ લિંગનાં શિરપર દૂધની ધારા વર્ષાવતી હતી અને વૃક્ષે કહેવું કે હું ફુલ વર્ષાવતો હતો. એવી સાક્ષી આપો તો હું તમને ઠેકાણે લઈ જાઉં. તેમણે કહ્યું કે અમે જુઠી સાક્ષી નહી આપીશું. ત્યારે બ્રહ્મા કુપિત થઇને બોલ્યા કે જો સાક્ષી નહી આપશો તો હું તમને હવણા ભસ્મ કરી નાખું છું. ત્યારે બેઉએ ડરીને કહ્યું કે હમે જેવી તમે કહો છે તેવી સાક્ષી આપીશું. ત્યારે ત્રણે નીચલી બાજુ તરફ ચાલ્યા. વિષ્ણુ પ્રથમજ આવી ગયા હતા. બ્રહ્મા પણ આવી પોચ્યાં. વિષ્ણુને પૂછ્યું કે તું પતો લાવ્યો યા નહીં ? ત્યારે વિષ્ણુ બોલ્યા, મને એનો પત્તો નહી મળ્યો. બ્રહ્માએ કહ્યું કે હું લઇ આવ્યો. વિષ્ણુએ કહ્યું કે કોઇ સાક્ષી આપો. ત્યારે ગાય અને વૃક્ષે સાક્ષી આપી, અમે બેઉ લિંગના શિરપર હતાં. ત્યારે લિંગમાંથી શબ્દ નિકળ્યો અને વૃક્ષને શાપ દીધો કે જેથી તું જુઠું બોલ્યું તે કારણથી તારૂં ફુલ મારી અથવા અન્ય દેવતા ઉપર જગતમાં કોઇ જગોએ ચઢશે નહી, અને જે કોઈ ચઢાવશે તેનું સત્યનાશ થશે. તથા ગાયને શાપ દીધો કે જે મુખથી તું જુઠું બોલી, તે મુખથી વિષ્ઠા ખાયા કરશે, તારાં મુખની પૂજા કોઈ નહી કરશે કિન્તુ પૂંછડાની કરશે. તથા બ્રહ્માને શાપ દીધો કે તું મિથ્યા બોલ્યો તે માટે તારી પૂજા સંસારમાં કોઈ જગોએ થશે નહી. અને વિષ્ણુને વર આપ્યો કે તું સત્ય બોલ્યો તેથી તારી પૂજા સર્વત્ર થશે. પુનઃ બેઉએ લિંગની સ્તુતિ કરી, તેથી પ્રસન્ન થઇને એ લિંગમાંથી એક જટા જુટ મૂર્તિ નિકળી આવી અને કહ્યું કે તમને મેં સૃષ્ટિ કરવા માટે મોકલ્યા હતા. અને તમે ઝઘડામાં કેમ પડયા. બ્રહ્મા અને વિષ્ણુએ કહ્યું કે અમે સામગ્રી વિના સૃષ્ટિ ક્યાંથી કરીયે ? ત્યારે મહાદેવે પોતાની જટામાંથી એક ભસ્મનો ગોળો કહાડીને આપ્યો અને કહ્યું કે જાઓ એમાંથી સર્વ સૃષ્ટિ બનાવો. ઇત્યાદિ.

વાહ, કોઈએ પુરાણોના બનાવનારને પૂછે કે જ્યારે સૃષ્ટિ તત્વ અને પંચ મહાભૂત પણ ન હતાં ત્યારે બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવના શરીર, જલ, કમળ, લિંગ, ગાય અને કેતકીનું વૃક્ષ તથા ભસ્મનો ગોળો એ શું તમારા દાદાના ઘરમાંથી આવી પડ્યાં ?

તેમજ ભાગવતમાં વિષ્ણુની નાભિથી કમલ, કમલથી બ્રહ્મા અને બ્રહ્માના જમણા પગનાં અંગૂઠાથી સ્વાયંભુવ અને ડાબા પગના અંગૂઠાથી સત્યરૂપા રાણી; લલાટથી રૂદ્ર અને મરીચિ આદિ દશ પુત્ર અને તેનાથી દશ પ્રજાપતિ થયા, તેની તેર પુત્રિયોના વિવાહ કશ્યપ સાથે થયા, તેમાંથી દિતિથી દૈત્ય, દનુથી દાનવ, અદિતિથી આદિત્ય, વિનતાથી પક્ષિ, કદ્રૂથી સર્પ, સરમાથી કુત્રા, સ્યાલ આદિ અને અન્ય સ્ત્રિયોથી હાથી, ઘોડા, ઉંટ, ગધેડાં ભેંસ, પાડા, ઘાસ ફૂલ અને બાવળાદિ વૃક્ષ કાંટા સહિત ઉત્પન્ન થઈ ગયાં.

વાહરે વાહ ! ભાગવતના બનાવવાવાળા લાલ બુઝક્કડ !! શું કહેવું તને ? આવી આવી મિથ્યા વાતો લખવામાં જરા પણ લજ્જા અને શરમ ન આવી ? કેવળ આંધળોજ બની ગયો ? સ્ત્રીપુરૂષના રજવીર્યના સંયોગથી મનુષ્ય તો બનેજ છે, પરંતુ પરમેશ્વરની સૃષ્ટિક્રમને વિરૂદ્ધ પશુ, પક્ષી, સર્પ્પાદિ કદી પણ ઉત્પન્ન નથી થઈ શકતાં. વળી હાથી, ઉંટ, સિંહ, કુત્રા, ગધેડાં અને વૃક્ષાદિનું સ્ત્રીના ગર્ભાશયમાં સ્થિત થવાનો અવકાશ ક્યાં હોઈ શકે છે ? તથા સિંહ આદિ ઉત્પન્ન થઇને પોતાના માબાપને કેમ ન ખાઈ ગયા. અને વળી મનુષ્ય શરીરથી પશુ પક્ષી વૃક્ષાદિનું ઉત્પન્ન હોવું, એ કેમ કરી સંભવ થઈ શકે ? શોક છે એ લોકોની રચેલી આ મહા અસંભવ લીલાપર, કે જેણે સંસારને હવણા સુધી ભ્રમાવી રાખ્યો છે ! વાહ, આ મહા જૂઠ વાતોને પેલા આંધળા પોપ અને બહારભીતરની ફુટેલી આંખો વાળા એમના ચેલા સાંભળે છે અને માને છે. મોટા આશ્ચર્યની વાત છે કે એ મનુષ્ય છે કે અન્ય કોઈ ? !! આ ભાગવતાદિ પુરાણોના બનાવનારા કેમ ગર્ભમાંજ નષ્ટ નહિ થઇ ગયા ? કે જન્મની સમય મરી કેમ ન ગયા ? કેમકે એ પાપોથી બચતે, તો આ આર્યાવર્ત્ત દેશ દુઃખોથી બચી જાત.

પ્રશ્ન—એ વાતોમાં વિરોધ આવી શકતો નથી. કેમકે "જેનો વિવાહ તેના ગીત" જ્યારે વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા ત્યારે વિષ્ણુને પરમેશ્વર અને અન્યને દાસ, જ્યારે શિવના ગુણ ગાવા લાગ્યા, ત્યારે શિવને પરમાત્મા અને અન્યને કિંકર બનાવ્યા. અને પરમેશ્વરની માયામાં એ સર્વ બની શકે છે. મનુષ્યથી ઉત્પત્તિ પરમેશ્વર કરી શકે છે. જુઓ ! વિના કારણ પોતાની માયાથી સર્વ સૃષ્ટિ ખડી કરી દીધી છે. એમાં કઈ વાત અઘટિત છે ? જે કરવા ચાહે તે સર્વ કરી શકે છે

ઉત્તર—અરે ભોળા લોકો ! વિવાહમાં જેના ગીત ગાય છે તેને સર્વથી મોટો અને બીજાને નાના, કે તેમની નિન્દા અથવા તેને સાનો બાપ તો નથી બનાવતા ? કહો પોપજી તમે ભાટ અને ખુશામતિઆ ચારણોથી પણ વધારે ગપ્પી છો કે નહી ? કે જેની પાછળ લાગો તેને સર્વથી શ્રેષ્ઠ બનાવો અને જેની, સાથે વિરોધ કરો, તેને સર્વથી નીચ ઠરાવો. તમને સત્ય અને ધર્મ સાથે શું પ્રયોજન ? કિન્તુ તમારે તો તમારા સ્વાર્થની સાથેજ કામ છે. માયા મનુષ્યમાં હોઈ શકે છે, કે જે છલી કપટી છે, તેનેજ માયાવી કહે છે. પણ પરમેશ્વરમાં છલ કપટાદિ દોષ ન હોવાથી તેને માયાવી નથી કહી શકતા. જો આદિ સૃષ્ટિમાં કશ્યપ અને કશ્યપની સ્ત્રિયોથી પશુ, પક્ષી, સર્પ્પ, વૃક્ષાદિ થયાં હતાં તો આજ કાલ પણ એવાં સન્તાન કેમ નથી થતાં ? સૃષ્ટિક્રમ કે જે પ્રથમ લખી આવ્યા, તેજ ઠીક છે. અને અનુમાન છે કે પોપજી આ નીચેના મંત્ર ઉપરથીજ વગર સમજે બકયા હશે.—

**तस्मात्काश्यप्य इमाः प्रजाः ॥ शत० ७ । ५ । १ । ५ ॥**

શતપથમાં આ લખ્યું છે કે આ સઘળી સૃષ્ટિ કશ્યપની બનાવેલી છે.

**कश्यपः कस्मात् पश्यको भवतीति ॥ निरु० ॥ अ० २ । खं० २ ॥**

સૃષ્ટિ કર્ત્તા પરમેશ્વરનું નામ કશ્યપ એટલામાટે છે કે પશ્યક અર્થાત્

**" पश्यतीति पश्यः पश्य एव पश्यकः " ।**

જે નિર્ભ્રમ હોઇને ચરાચર જગત્, સર્વ જીવ અને એના કર્મ સકલ વિદ્યાઓને યથાવત્ જુએ છે અને **"आद्यन्त विपर्य्ययश्च"** । આ મહાભાષ્યના વચનથી આદિનો અક્ષર અન્ત અને અન્તનો વર્ણ આદિમાં આવવાથી **पश्यक** ઉપરથી **कश्यप** શબ્દ થઈ ગયો છે. એનો અર્થ ન જાણીને ભાંગના લોટા ચઢાવી પોપોએ પોતાનો જન્મ સૃષ્ટિ વિરુદ્ધ કથન કરવામાં નષ્ટ કર્યો.

જેમ માર્કંડેયપુરાણના દુર્ગાપાઠમાં દેવોના શરીરોથી તેજ નિકળીને એક દેવી બની, તેણે મહિષાસુરને માર્યો. રક્તવીજના શરીરમાંથી એક બિન્દુ ભૂમિમાં પડવાથી તેના સદૃશ રક્તવીજ ઉત્પન્ન થવાથી સર્વ જગતમાં રક્તવીજનું ભરાઈ જવું, રુધિરની નદીનો પ્રવાહ ચાલવો, આદિ ગપોડા બહુજ લખી રાખ્યા છે. જ્યારે રક્તવીજથી સર્વ જગત્ ભરાઈ ગયું હતું ત્યારે દેવી અને દેવીનો સિંહ અને તેની સેના ક્યાં રહી હતી? જો કહો કે દેવીથી દૂર દૂર રક્તવીજ હતાં ત્યારે સર્વ જગત્ રક્તવીજથી નહીં ભરાયું હતું. જો ભરાઇ જત તો પશુ, પક્ષી, મનુષ્યાદિ પ્રાણી અને જલ, સ્થલ, મગર, મચ્છ, કચ્છપ, અને મચ્છાદિ, તથા વનસ્પત્યાદિ વૃક્ષ ક્યાં રહેતે? અહીં એજ નિશ્ચિત જાણવું કે દુર્ગાપાઠ બનાવવાવાળાના ઘરમાં ભાગીને તેઓ ચાલ્યાં ગયાં હશે !!! જુઓ કેવા તો અસંભવ કથાના ગપોડા ભાંગની લહેરમાં ઉડાવ્યા કે જેનું થડ કે ઠેકાણુંજ નહીં !!

હવે જેને "શ્રીમદ્ભાગવત" કહે છે, તેની લીલા સાંભળો. બ્રહ્માજીને નારાયણે ચતુસ્લોકી ભાગવતનો ઉપદેશ કર્યો:—

**ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम् ।**
**सरहस्यं तदङ्गञ्च गृहाण गदितं मया ॥ भा० स्कं०२।अ०९। श्लो०३०॥**

હે બ્રહ્માજી! તું મારૂં પરમગુહ્ય જ્ઞાન જે વિજ્ઞાન અને રહસ્યયુક્ત, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષનું અંગ છે, તેનું મારી પાસેથી ગ્રહણ કર.

જ્યારે "વિજ્ઞાન યુક્ત જ્ઞાન" કહ્યું ત્યારે જ્ઞાનનું વિશેષણ "પરમ" રાખવું વ્યર્થ છે. અને વળી "ગુહ્ય" "વિશેષણથી" "રહસ્ય" પણ પુનરૂક્ત છે. જ્યારે મૂલ શ્લોક અનર્થક છે તો ગ્રન્થ અનર્થક કેમ નહીં? બ્રહ્માજીને વર આપ્યો કે:—

**भवान् कल्पविकल्पेषु न विमुह्यति कर्हिचित् ॥ भाग० ॥**
**स्कं० २। अ० ९। श्लोक ३६ ॥**

આપ કલ્પ સૃષ્ટિ અને વિકલ્પ પ્રલયમાં પણ મોહને કદી ન પ્રાપ્ત થશો. એમ લખીને પુનઃ દશમસ્કંધમાં મોહિત થઈને વત્સહરણ કર્યું. તો એ બેમાંથી એક વાત સાચી, અને બીજી જૂઠી, એમ થઈને બેઉ વાત જૂઠી. જ્યારે વૈકુંઠમાં રાગ, દ્વેષ, ક્રોધ, ઇર્ષ્યા, અને દુઃખ નથી ત્યારે સનકાદિકોને વૈકુંઠના દ્વારમાં ક્રોધ કેમ થયો? જો ક્રોધ થયો તો તે સ્વર્ગજ નહીં. ત્યારે જય, વિજય દ્વારપાલ હતા, તો સ્વામીની આજ્ઞા પાળવી અવશ્ય હતી, તેમણે સનકાદિકોને રોક્યા તો તેમાં શું અપરાધ થયો? તેમના ઉપર અપરાધ વિના શાપજ લાગી શકતો નથી. જ્યારે શાપ લાગ્યો કે તમે પૃથિવીમાં જઈ પડો, એ કહેવાથી

એ સિદ્ધ થાય છે કે ત્યાં પૃથિવી ન હશે. આકાશ, વાયુ, અગ્નિ અને જલ હશે તો એવાં દ્વાર, મન્દિર અને જલ કોને આધારે હતાં? પુનઃ જય, વિજયે સનકાદિકોની સ્તુતિ કરી કે મહારાજ! પુનઃ અમે વૈકુણ્ઠમાં ક્યારે આવી શું? તેમણે તેમને કહ્યું કે જો પ્રેમથી નારાયણની ભક્તિ કરશો તો સાતમે જન્મે અને જો વિરોધથી ભક્તિ કરશો તો ત્રીજે જન્મે વૈકુંઠને પ્રાપ્ત થશો !!

આમાં વિચારવું જોઈએ કે જયવિજય નારાયણના નોકરો હતા, તેમની રક્ષા અને સહાય કરવી એ નારાયણનું કર્ત્તવ્ય કર્મ હતું. જો પાતાના નોકરોને વિના અપરાધ કોઈ દુઃખ આપે તેને તેમનો સ્વામી દણ્ડ ન દે તો તેના નોકરોની દુર્દશા સર્વ કોઈ કરી નાખે. નારાયણને ઉચિત હતું કે જયવિજયનો સત્કાર અને સનકાદિકોને ખૂબ દંડ દેવો હતો, કેમકે તેમણે અંદર આવવા માટે હઠ કેમ કરી? અને નોકરો સાથે લડ્યા કેમ? શાપ આપ્યો તેના બદલામાં સનકાદિકોને પૃથિવીમાં નાખી દેવા એ નારાયણનો ન્યાય હતો. જ્યારે આટલું અન્ધેર નારાયણના ઘરમાં છે તો તેમના સેવક જે વૈષ્ણવો કહેવાય છે તેમની જેટલી દુર્દશા થાય તેટલી થોડી છે. પુનઃ તે હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ ઉત્પન્ન થયા, તેમાંથી હિરણ્યાક્ષને વરાહે માર્યો તેની કથા આ પ્રકારે લખી છે કે તે પૃથિવીને ચટાઇ—સાદડીની માફક લપેટીને શિર નીચે ધરી સુઈ ગયો, વિષ્ણુએ વરાહનું સ્વરૂપ ધારણ કરીને તેના શિરની નીચેથી પૃથિવીને મુખમાં પકડી લીધી, ત્યારે તે ઉઠ્યો, અને બેઉની લડાઇ થઈ તેમાં વરાહે હિરણ્યાક્ષને મારી નાખ્યો. એમને કોઇ પૂછે કે પૃથિવી ગોળ છે કે ચટાઇના જેવી? તો કાંઇ પણ કહી નહી શકશે. કેમકે પૌરાણિક લોક ભૂગોળ વિદ્યાના શત્રુ છે. ભલા વારૂ જ્યારે લપેટીને શિર નીચે મુકી તો તે શાપર મકી અને પોતે શા ઉપર સુતો? અને વરાહજી શા ઉપર પગ મૂકીને દોડી આવ્યા અને લડ્યા? પૃથિવીને તો વરાહજીએ મુખમાં રાખી હતી તો બેઉ શા ઉપર ઉભા રહીને લડયા? ત્યાં તો બીજી કોઈ ઉભા રહેવાની જગા ન હતી, કિન્તુ ભાગવતાદિ પુરાણ બનાવનાર પોપજીની છાતી પર ઉભા રહીને લડ્યા હશે? પરંતુ તે પોપજી શા ઉપર સુતા હશે?। આ વાત એવા પ્રકારની છે કે જેમ " ગપ્પીને ઘેર ગપ્પી આવ્યો બોલો ગપ્પીજી " જ્યારે મિથ્યાવાદિયોના ઘરમાં બીજા ગપ્પી લોક આવે છે તો પછી ગપ્પ મારવામાં શી કમતી!

હવે રહ્યા હિરણ્યકશ્યપ! તેનો છોકરો જે પ્રહ્લાદ હતો, તે ભક્ત થયો હતો, તેનો પિતા તેને ભણાવવાને-પાઠશાળામાં મોકલતો હતો. ત્યારે ત્યાં તે અધ્યાપકોને કહેતો હતો કે " મારી પાટીમાં રામ રામ લખી આપો " જ્યારે તેના બાપે તે સાંભળ્યું ત્યારે તેને કહ્યું કે તું અમારા શત્રુનું ભજન કેમ કરે છે? પણ પૂત્રે ન માન્યું. ત્યારે તેના બાપે તેને બાંધીને પહાડ પરથી નીચે ફેંક્યો, કૂવામાં નાખ્યો, પરંતુ તેને કાંઇ થયું નહી, ત્યારે તેણે એક લોઢાંનો થાંભલો અગ્નિમાં તપાવીને તેને કહ્યું કે જો તારો ઇષ્ટ દેવ રામ સાચો હોય તો તું આને પકડવાથી બળશે નહી. પ્રહ્લાદ પકડવાને ચાલ્યો, પણ મનમાં શંકા થઈ, કે બળવાથી બચીશ કે નહી? ત્યારે નારાયણે તે થાંભલાપર નાની નાની કીડિયોની હાર ચલાવી, તે જોઈ તેને નિશ્ચય થયો, એટલે ઝટ થાંભલાને જઇ પકડયો, એટલે તે ફાટયો. અને તેમાંથી નૃસિંહ નિકળ્યા અને તેણે તેના બાપને પકડીને તેનું પેટ ફાડી નાખ્યું,

પશ્ચાત્ પ્રલ્હાદને લાડથી ચાટવા લાગ્યા. અને પ્રલ્હાદને કહ્યું, વર માંગ, તેણે પોતાના પિતાની સદ્ગતિ થાય એમ માંગ્યું. નૃસિંહે વર આપ્યો કે તારી એકવીશ પેઢીના પુરૂષો સદ્ગતિએ ગયા.

હવે જુઓ ! એ પણ બીજા ગપોડાનો ભાઇ ગપોડા છે. કોઈ ભાગવત સાંભળનાર કે વાંચનારને પકડી પહાડ ઉપરથી ફેંકે તો કોઇ નહી બચાવે પણ ચુરેચુરા થઇને મરીજ જાય. પ્રલ્હાદને તેનો પિતા ભણવા માટે મોકલતો હતો .શું એ નઠારૂં કામ હતું ? અને તે પ્રલ્હાદ એવો મૂર્ખ કે ભણવું છોડી વૈરાગી થવા ચાહતો હતો ? બળતા થાંભલા પર કીડી ચઢવા લાગી અને પ્રલ્હાદ તેનો સ્પર્શ કરવાથી ન બળ્યો એ વાતને જે સાચી માને તેને પણ થાંભલાની સાથે બઝાડી દેવો જોઇએ અને જો તે ન બળે તો જાણો કે તે પણ ન બળ્યા હશે, અને નૃસિંહ પણ કેમ ન બળ્યો ? પ્રથમ ત્રીજે જન્મે વૈકુંઠમાં આવવાનો વર સનકાદિકોનો હતો, શું તેને નારાયણ ભૂલી ગયો ? ભાગવતની રીતિથી બ્રહ્મા, પ્રજાપતિ, કશ્યપ, હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ ચોથી પેઢીમાં થાય છે, એકવીશ પેઢી પ્રલ્હાદની થઈ પણ નથી પુનઃ એકવીશ પેઢીના પુરૂષો સદ્ગતિએ ગયા એમ કહી દેવું એ કેટલો પ્રમાદ છે ! ! તથા પછી તેજ હિરણ્યાક્ષ, હિરણ્યકશ્યપ, રાવણ, કુંભકર્ણ; પુનઃ શિશુપાલ દન્તવક્ર, ઉત્પન્ન થયા તો નરસિંહનો વર કયાં ઉડી ગયો ? એવી પ્રમાદની વાતો પ્રમાદીઓજ કરે સાંભળે અને માને છે વિદ્વાન્ નહી.

પૂતના અને અક્રુરજીના વિષયમાં જુઓઃ—

**रथेन वायुवेगेन ॥ भा० स्कं० १० । अ०३९ । श्लोक ३८ ॥**

**जगाम गोकुलं प्रति ॥ भा०स्कं०१० । पू० अ०३८। श्लो०२४॥**

અક્રુરજી કંસના મોકલવાથી વાયુના વેગ સમાન દોડવાવાળા ઘોડાના રથપર બેસીને સૂર્યોદય થતાં ચાલ્યા અને ચાર મૈલ ગોકુલમાં સૂર્યાસ્ત સમયે પહોંચ્યા ! ત્યારે એ ઉપરથી તો ઘોડા ભાગવત બનાવનારની પરિક્રમાં કરતા રહ્યા હશે ? કે માર્ગ ભુલી ભાગવત બનાવનારના ઘરમાં ઘોડા હાંકનાર અને અક્રુરજી આવીને સુઈ ગયા હશે ?

પૂતનાનું શરીર છ કોશ પોહોળું અને ઘણુંજ લાંબુ લખ્યું છે. મથુરાં અને ગોકુલની વચ્ચે તેને મારીને શ્રીકૃષ્ણજીએ નાંખી દીધી જો એમ થયું હતે તો મથુરાં અને ગોકુલ બેઉ દબાઈ જાત અને એ પોપજીનું ઘર પણ દબાઇ ગયું હોત !

વળી અજામેલની કથા ઉટપટાંગ લખી છેઃ—તેણે નારદના કહેવાથી પોતાના પુત્રનું નામ નારાયણ રાખ્યું હતું, મરણ સમયે પોતાના પુત્રને બોલાવ્યો તો વચમાં નારાયણ કુદી પડયા, તો શું નારાયણ તેના અન્તઃકરણના ભાવને નહી જાણતા હતા કે તે પોતાના પુત્રને બોલાવે છે, મને નહી ? જો એવુંજ નામ મહાત્મ્ય છે તો આજ કાલ પણ નારાયણનું સ્મરણ કરનારના દુઃખ છોડાવવાને તે કેમ નથી આવતા ? જો એ વાત સાચી હોય તો કેદી લોક નારાયણ નારાયણ કરીને કેમ છુટી નથી જતા ?

એમજ જ્યોતિષ શાસ્ત્રથી વિરૂદ્ધ સુમેરૂ પર્વતનું પરિમાણ લખ્યું છે અને પ્રિયવ્રત રાજાના રથના ચક્રના લસરકાથી સમુદ્ર થયો ! ઓગણ પચાસ કોટી યોજન પૃથિવી છે, ઇત્યાદિ મિથ્યા વાતોના ગપાડા ભાગવતમાં લખ્યાછે જેનો કાંઈ પારાવાર નથી !

આ ભાગવત બોપદેવનું બનાવેલુંછે. જેના ભાઈ જયદેવે ગીતગોવિન્દ બનાવ્યું છે. જુઓ ! તેણે આ શ્લોક પોતાના બનાવેલા હિમાદ્રિ નામક ગ્રન્થમાં લખ્યા છે કે શ્રીમદ્ ભાગવત પુરાણ મેં બનાવ્યું છે, તે લેખના ત્રણ પત્ર અમારી પાસે હતા તેમાંથી એક પત્ર ખોવાઈ ગયું છે તે પત્રમાં શ્લોકોનો જે આશય હતો તે આશયના અમે બે શ્લોક બનાવીને નીચે લખ્યા છે. જેણે જોવું હોય તેણે હિમાદ્રિ ગ્રન્થમાં જોઈ લેવું:—

हिमाद्रेः सचिवस्यार्थे सूचना क्रियतेऽधुना ।
स्कंधाध्यायकथानां च यत्प्रमाणं समासतः ॥ १ ॥
श्रीमद्भागवतं नाम पुराणं च मयेरितम् ।
विदुषा बोपदेवेन श्रीकृष्णस्य यशोन्वितम् ॥ २ ॥

એવા પ્રકારના નષ્ટ પત્રમાં શ્લોક હતા અર્થાત્ રાજાના સચિવ હિમાદ્રિએ બોપદેવ પંડિતને કહ્યું કે મને તમારા બનાવેલા શ્રીમદ્ભાગવતને સમ્પૂર્ણ સાંભળવાનો અવકાશ નથી, એટલા માટે તમે સંક્ષેપથી શ્લોકબદ્ધ સૂચી પત્ર બનાવો, જેને જોઇને હું શ્રીમદ્ભાગવતની કથાને સંક્ષેપથી જાણી લઉં. તે ઉપરથી નીચે લખેલું સૂચી પત્ર તે બોપદેવે બનાવ્યું. તેમાંથી તે નષ્ટ પત્રમાં દશ ૧૦ શ્લોક ખોવાઈ ગયા છે. માટે અગિયારમા શ્લોકથી લખિયે છિયે. આ નીચે લખેલા શ્લોક સર્વ બોપદેવના બનાવેલા છે તે:—

बोधयंतीति हि प्राहुः श्रीमद्भागवतं पुनः ।
पञ्च प्रश्नाः शौनकस्य सूतस्यात्रोत्तरं त्रिषु ॥ ११ ॥
प्रश्नाऽवतारयोश्चैव व्यासस्यनिर्वृत्तिः कृतात् ।
नारदस्यात्र हेतूक्तिः प्रतीत्यर्थं स्वजन्म च ॥ १२ ॥
सुप्तघ्नं द्रौण्यभि भवस्तद स्त्रात्पांडवा वनम् ।
भीष्मस्य स्वपद प्राप्तिः कृष्णस्य द्वारिकागमः ॥ १३ ॥
श्रोतुः परिक्षितो जन्म धृतराष्ट्रस्य निर्गमः ।
कृष्णमर्त्यत्यागसूचा ततः पार्थः महापथः ॥ १४ ॥
इत्यष्टादशभिः पादैरध्यायार्थः क्रमात्स्मृतः ।
स्वपरप्रतिबंधोनं स्फीतं राज्यं जहौ नृपः ॥ १५ ॥

**इति वैराग्नो दाळ्योंक्तौ प्रोक्तः द्रौणिजयाद्दयः ।**

**इति प्रथमस्कंधः ॥ १ ॥**

ઇત્યાદિ બાર સ્કંધનું સૂચી પત્ર આ પ્રકારે બોપદેવ પંડિતે બનાવી હિમાદ્રિ સચિવને આપ્યું. જે વિસ્તારથી જોવા ચાહે તે બોપદેવના બનાવેલા હિમાદ્રિ ગ્રન્થમાં જોઇ લે. એજ પ્રકારે અન્ય પ્રમાણોની પણ લીલા સમજવી. પરન્તુ ઓગણીસ, વીસ અને એકવીસ, તે એક બીજાથી ચઢતા છે.

જુઓ ! શ્રીકૃષ્ણજીનો ઇતિહાસ મહાભારતમાં અત્યુત્તમ છે. એમના ગુણ, કર્મ, સ્વભાવ અને ચરિત્ર આપ્ત પુરૂષોની સદૃશ છે જેમાં કોઈ અધર્મનું આચરણ કે શ્રીકૃષ્ણજીએ જન્મથી મરણ પર્યન્ત નઠારૂં કામ કાંઈ પણ કર્યું હોય એમ લખ્યું નથી અને આ ભાગવતવાળાએ અનુચિત મનમાન્યા દોષ લગાડયા છે. દૂધ, દહીં, માખણ આદિની ચોરી લગાડી, અને કુબ્જા દાસી સાથે સમાગમ તથા પરસ્ત્રિયો સાથે રાસ મંડલમાં ક્રીડા કરી આદિ મિથ્યા દોષ શ્રીકૃષ્ણજીમાં લગાડયા છે. એ વાંચી વંચાવીને, સાંભળી સંભળાવીને અન્ય મતવાળા શ્રીકૃષ્ણજીની બહુજ નિન્દા કરે છે જો આ ભાગવત ન હોત તો શ્રીકૃષ્ણજી સદૃશ મહાત્માઓની આવી જૂઠી નિન્દા કેમ કરી થાત ? શિવ પુરાણમાં બાર જ્યોતિર્લિંગ અને જેમાં પ્રકાશનો લેશ પણ નહી, રાત્રિયે દીપ કર્યાવિના લિંગ પણ અન્ધારામાં નથી દેખાતું ! એ સર્વ લીલા પોપજીની છે.

પ્રશ્ન—જ્યારે વેદ ભણવાનુ સામર્થ્ય નહી રહ્યું, ત્યારે સ્મૃતિ, જ્યારે સ્મૃતિને ભણવાની બુદ્ધિ ન રહી ત્યારે શાસ્ત્ર, જ્યારે શાસ્ત્ર ભણવાનું સામર્થ્ય ન રહ્યું ત્યારે પુરાણ બનાવ્યાં, તે કેવલ સ્ત્રી અને શૂદ્રને માટે; કેમકે એમને વેદ ભણવા સાંભળવાનો અધિકાર નથી.

ઉત્તર—એ વાત મિથ્યા છે, કેમકે સામર્થ્ય ભણવા ભણાવવાથીજ થાય છે અને વેદ ભણવા સાંભળવાનો અધિકાર સર્વને છે. જુઓ ! ગાર્ગી આદિ સ્ત્રિયોએ અને છાન્દોગ્યમાં જાનશ્રુતિ શૂદ્ર પણ વેદ "રૈક્ય મુનિની પાસે" ભણ્યા હતા. અને યજુર્વેદના ૨૬ માં અધ્યાયના ૨ મંત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે વેદોને ભણવા અને સાંભળવાનો અધિકાર મનુષ્ય માત્રને છે. પુનઃ જે એવા એવા મિથ્યા ગ્રંથ બનાવી, લોકોને સત્ય ગ્રંથોથી વિમુખ, જાળમાં ફસાવી પોતાના પ્રયોજન સાધે છે તે મહા પાપી કેમ નહી ?

જુઓ ! ગ્રહોનાં ચક્ર કેવાં ચલાવ્યાં છે કે જેણે વિદ્યાહીન મનુષ્યોને ગ્રસી લીધા છે.

**आकृष्णेन रजसा०। १ । सूर्य्य मन्त्र० ।**

**इमं देवा असपत्नꣳ सुवध्वम्० । २ । चन्द्र० ।**

**अग्निमूर्द्धा दिवः ककुत्पतिः० । ३ । मंगल० ।**

**उद्बुध्य स्वाग्ने० । ४ । बुध० ।**

बृहस्पते अतिपदर्यो० । ५ । बृहस्पति० ।

शुक्रमंधसः० । ६ । शुक्र० ।

शन्नोदेवीरभिष्टय० । ७ । शनि० ।

कयानश्चित्र आभुव० । ८ राहु ।

केतुं कृण्वन्तु केतवे० । ९ । એને કેતુની કંડિકા કહે છે.

आकृष्णे० એ સૂર્યનો અને ભૂમિના આકર્ષણનો । ૧ । બીજો રાજગુણનો વિધાયક ॥ ૨ ॥ ત્રીજો અગ્નિનો । ૩ । ચોથો યજમાનનો । ૪ । પાંચમો વિદ્વાનનો । ૫ । છઠ્ઠો વીર્ય અન્નનો । ૬ । સાતમો જલ પ્રાણ અને પરમેશ્વરનો । ૭ । આઠમો મિત્રનો । ૮ । નવમો, જ્ઞાન ગ્રહણનો વિધાયક મન્ત્ર છે. એ ગ્રહોના વાચક નથી. અર્થ ન જાણવાથી ભ્રમજાળમાં પડ્યા છે

પ્રશ્ન—ગ્રહોનું ફલ થાય છે કે નહીં ?

ઉત્તર—જેવું પોપ લીલાનું છે તેવું નહીં, કિન્તુ સૂર્ય ચંદ્રમાના કિરણદ્વારા ઉષ્ણતા, શીતલતા અથવા ઋતુવત્કાલ ચક્રના સમ્બન્ધ માત્રથી પોતાની પ્રકૃતિને અનુકૂલ પ્રતિકૂલ સુખદુઃખના નિમિત્ત થાય છે, પરંતુ જે પોપલીલાવાળા કહે છે કે " સાંભળો મહારાજ, શેઠજી ! યજમાનો ! આજ તમારો આઠમો ચંદ્ર સૂર્યાદિ ક્રૂર ઘરમાં આવ્યો છે, અઢી વર્ષનો શનૈશ્ચર પગે આવ્યો છે, તમને મોટું વિઘ્ન થશે. ઘરબાર છોડાવીને પરદેશમાં રખડાવશે, પરંતુ જો તમે ગ્રહોનું દાન, જપ, પાઠ, પૂજા કરાવશો, તો દુઃખથી બચશો " એ કહેવું સત્ય નથી. એમને કહેવું જોઇએ કે સાંભળો પોપજી! તમારો અને ગ્રહોનો શો સમ્બન્ધ છે? અને ગ્રહ શી વસ્તુ છે ?

પોપજી— दैवाधीनं जगत्सर्वं मंत्राधीनाश्च देवताः ।

ते मंत्रा ब्राम्हणाधीनास्तस्माद् ब्राम्हणदैवतम् ॥

જુઓ, કેવું પ્રમાણ છે? દેવતાઓને આધીન સર્વ જગત્, મંત્રને આધીન સર્વ દેવતા, અને તે મંત્રો બ્રાહ્મણોને આધીન છે, તેટલામાટે બ્રાહ્મણ દેવતા કહેવાય છે. કેમકે—

ચાહે તે દેવતાને મંત્ર બળથી બોલાવી પ્રસન્ન કરી, કામ સિદ્ધ કરાવવાનો અમારોજ અધિકાર છે, જો અમારામાં મંત્રશક્તિ ન હોત તો તમારા સરખા નાસ્તિક અમને સંસારમાં રહેવાજ ન દેત.

સત્યવાદી—જે ચોર, ડાકૂ-લૂટારા, કુકર્મી લોક છે, તે પણ તમારા દેવતાઓને આધીન હશે? દેવતાજ તેમની પાસે દુષ્ટ કામ કરાવતા હશે ? જો એમજ છે તો પછી તમારા દેવતા અને રાક્ષસો વચ્ચે કશો ભેદ રહેશે નહીં. જે તમારે આધીન મંત્ર છે, તેથી તમે જે ચાહો તે કરાવી શકો છો તો તે મંત્રોથી દેવતાઓને વશ કરીને, રાજાઓના કોષ તફડાવી પોતાના ઘરમાં ભરી, પછી બેસીને આનંદ કેમ નથી ભોગવતા ? ઘેર ઘેર શનૈશ્ચરાદિનું તેલ આદિ છાયાદાન લેવાને માટે મારયા મારયા કેમ ફરો છો ? અને જેને તમે કુબેર માનો છો, તેને વશ કરીને ચાહે તેટલું ધન લીધા

કરો, બીચારા ગરીબોને કેમ લૂંટો છો ? તમને દાન દેવાથી ગ્રહ પ્રસન્ન અને ન દેવાથી અપ્રસન્ન થતા હોય તો અમને સૂર્યાદિ ગ્રહોની પ્રસન્નતા અપ્રસન્નતા પ્રત્યક્ષ દેખાડો. જેને ૮ મો સૂર્ય કે ચંદ્ર અને બીજાને ત્રીજો હોય, તે બેઉને જ્યેષ્ઠ મહીનામાં જોડા પહેર્યા વિના તપેલી ભૂમિપર ચલાવો, જેનીપર પ્રસન્નછે તેના પગ શરીર ન બળવા જોઇએ અને જેની ઉપર ક્રોધિત છે તેના બળી જવા જોઇએ, તથા પૌષમાસમાં બેઉને ઉઘાડા કરીને પૌર્ણમાસીની રાત્રિ ભર મેદાનમાં રાખે ત્યારે એકને શીત લાગે અને બીજાને નહી, તો જાણો કે ચંદ્રગ્રહ ક્રૂર અને સૌમ્ય દૃષ્ટિવાળા હોય છે. વળી શું ગ્રહ તમારા સમ્બંધિ છે ? અને શું તમારો ડાક–ટપાલ કે તાર તેમની પાસે આવે જાય છે ? અથવા તે તમારી કે તમે તેની પાસે આવો જાઓ છો ? જો તમારામાં મંત્રશક્તિ હોય તો, તમે સ્વયં રાજા કે ધનાઢ્ય કેમ નથી બની જતા ? વા શત્રુઓને પોતાને વશ કેમ નથી કરી લેતા ?

નાસ્તિક તે હોય છે કે જે વેદ અને ઇશ્વિરની આજ્ઞા–વિરૂદ્ધ પોપલીલા ચલાવે. જો તમને ગ્રહદાન ન દે, અને જેનાપર ગ્રહ છે તે ગ્રહદાન ભોગવે તો શી ચિન્તા ? જો તમે કહો કે નહી, અમનેજ આપવાથી તે પ્રસન્ન થાય છે, અન્યને આપવાથી નહી, તો શું તમે ગ્રહોનો ઠેકો–ઇજારો લીધો છે ? જો ઇજારો લીધો હોય તો સૂર્યાદિને પોતાના ઘરમાં બોલાવી બળી મરો ! સાચું તો એ છે કે સૂર્યાદિ લોક જડ છે, તે કોઇને સુખ કે દુ:ખ દેવાની ચેષ્ટા કરી શકતા નથી, કિન્તુ જેટલા તમે ગ્રહદાનોપજીવી છો તે સર્વ તમે ગ્રહોની મૂર્તિયો છો, કેમકે ગ્રહશબ્દનો અર્થ પણ તમારામાંજ ઘટિત થાય છે "**येगृणहन्ति ते ग्रहाः**" જે ગ્રહણ કરે છે તેનું નામ ગ્રહ છે. જ્યાંસુધી તમારાં પગલાં રાજા, રઇસ, સેઠ, સાહુકાર અને દરિદ્રોની પાસે નથી પોંચતા ત્યાંસુધી કોઇને નવગ્રહનું સ્મરણ પણ નથી થતું. જ્યારે તમે સાક્ષાત્ સૂર્ય શનૈશ્ચરાદિ મૂર્તિમાન્ તેમના ઉપર જઇ ચઢો છો ત્યારે તમે ગ્રહણ કર્યા વિના તેમને કદી છોડતા નથી અને જે કોઇ તમારા ગ્રાસ–પાશમા ન આવે તેની નિન્દા નાસ્તિકાદિ શબ્દોએ કરતા ફરો છો.

પોપજી—જુઓ, જ્યોતિષનું પ્રત્યક્ષ ફલ, આકાશમાં રહેનારા સૂર્ય, ચન્દ્ર અને રાહુ કેતુના સંયોગ રૂપ ગ્રહણને પ્રથમથીજ કહી દે છે. જેમ એ પ્રત્યક્ષ થાય છે, તેમજ ગ્રહોનું પણ ફલ પ્રત્યક્ષ થઇ જાય છે. જુઓ ! ધનાઢ્ય, દરિદ્ર, રાજા, રંક, સુખી દુ:ખી, ગ્રહોથીજ થાય છે.

સત્યવાદી—જે આ ગ્રહણ રૂપ પ્રત્યક્ષ ફલ છે, તે ગણિત વિદ્યાનું છે, ફલિતનું નથી. જે ગણિત વિદ્યા છે તે સાચી, અને ફલિત વિદ્યા સ્વાભાવિક સમ્બંધ જન્યને છોડીને જૂઠી છે; જેમ અનુલોમ, પ્રતિલોમ, ઘૂમનારી પૃથિવી અને ચંદ્રના ગણિતથી સ્પષ્ટ વિદિત થાય છે કે અમુક સમયે, અમુક દેશ, અમુક અવયવમાં સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થશે:—

જેમ:— **छादयत्यर्कमिन्दुर्विधुं भूमिभाः ॥** આ ગ્રહ લાઘવના ચોથા અધ્યાયનું ચોથું સૂત્ર છે. એજ પ્રમાણે સિદ્ધાંત શિરોમણી તથા સૂર્યસિદ્ધાન્તાદિમાં પણ છે કે જ્યારે સૂર્ય અને ભૂમિની મધ્યમાં ચન્દ્રમાં આવે છે, ત્યારે સૂર્ય ગ્રહણ, અને જ્યારે સૂર્ય

અને ચન્દ્રની વચમાં ભુમિ આવે છે, ત્યારે ચન્દ્ર ગ્રહણ થાય છે. અર્થાત્ ચન્દ્રમાંની છાયા ભુમિપર અને ભુમિની છાયા ચન્દ્રમાંપર પડે છે. સૂર્ય પ્રકાશરૂપ હોવાથી તેની ઉપર છાયા કોઇની નથી પડતી કિંતુ જેમ પ્રકાશમાન્ સૂર્ય કે દીપથી દેહાદિની છાયા ઉલ્ટી જાય છે તેમજ ગ્રહણમાં સમજવું. જે ધનાઢ્ય, દરિદ્ર, પ્રજા, રાજા, રંક થાય છે, તે પોતપોતાના કર્મોથી થાય છે, ગ્રહોથી નહી. ઘણાંકે જ્યોતિષી લોક પોતાના પુત્ર પુત્રીના વિવાહ, ગ્રહોની ગણિત વિદ્યાનુસારે કરે છે, પુનઃ તેઓમાં વિરોધ કે વિધવા અથવા વિધુર થઇ જાય છે. જો ફલ સાચુ હોય તો એમ કેમ થાય છે? એટલા માટે કર્મની ગતિ સાચી અને ગ્રહોની ગતિ સુખ દુઃખ કે ભોગમાં કારણ નથી. ગ્રહ આકાશમાં અને પૃથિવી પણ આકાશમાં બહુ દૂર દૂર સ્થળે છે, એનો સંબંધ, કર્ત્તા અને કર્મો સાથે સાક્ષાત્ નથી. કર્મ અને કર્મના ફલના કર્ત્તા, ભોક્તા જીવ અને તે કર્મોના ફલ ભોગાવનાર પરમાત્મા છે. ભલા જો તમે ગ્રહોના ફળ માનો તો આનો ઉત્તર આપો કે જે ક્ષણમાં એક મનુષ્યનો જન્મ થાય છે, જેને તમે ધ્રુવાત્રુટિ માનીને જન્મપત્ર બનાવો છો, તેજ સમયમાં ભુગોળ પર બીજાનો જન્મ થાય છે કે નહી? જો કહો કે નહી તો તે જુઠ્ઠું, અને જો કહો કે થાય છે તો એક ચક્રવર્તિની માફક બીજો ચક્રવર્તિ રાજા કેમ નથી થતો? હા, એટલું તમે કહી શકો છો કે આ લીલા અમારા ઉદરો ભરવાની છે તો તે કોઇ માની પણ લે.

પ્રશ્ન—શું ગરૂડ પુરાણ પણ જુઠ્ઠું છે?

ઉત્તર—હા અસત્ય છે.

પ્રશ્ન—પછી મરી ગયલા જીવના શી ગતી થાય છે?

ઉત્તર—જેવાં તેનાં કર્મ છે તેવી.

પ્રશ્ન—જે યમરાજા, ચિત્રગુપ્ત, મંત્રી, તેમના મોટા ભયંકર ગણ કાજળીના પર્વત તુલ્ય શરીરવાળા, જીવને પકડીને લઇ જાય છે, પાપ પુણ્યાનુસાર નરક સ્વર્ગમાં નાખે છે, તેને માટે દાન, પુણ્ય, શ્રાદ્ધ, તર્પણ, અને ગોદાનાદિ વૈતરણી નદી તરવા સારૂ કરે છે, એ સર્વ વાત જુઠી કેમ કરી થઇ શકે છે?

ઉત્તર— એ સર્વ વાતો પોપલીલાના ગપોડા છે. જે અન્યત્રના જીવ ત્યાં જાય છે તેનો ધર્મરાજ, ચિત્રગુપ્ત આદિ ન્યાય કરે છે તો એ યમલોકના જીવ પાપ કરે તો બીજું યમલોક માનવું જોઇએ, કે ત્યાંનો ન્યાયાધીશ તેમનો ન્યાય કરે અને પર્વત સમાન યમગણોનાં શરીર હોય તો તે દેખાતાં કેમ નથી? તે રસ્તા કે ગલીમાં કે અટકી કેમ જતા નથી? નાના દરવાજામાં તેમની એક આંગળી પણ નહિ જઇ શકે તો મરનારનો જીવ લેવામાટે ઘરમાં કે શરીરમાં તેઓ શીરીતે પ્રવેશ કરી શકશે? જો કહોકે તે સૂક્ષ્મ દેહ પણ ધારણ કરી લે છે તો પ્રથમ પર્વતવત્ શરીરનાં મોટાં મોટાં જે હાડકાં હતાં તે પોતાના ઘર વિના પોપજી ક્યાં મૂકી રાખશે? જ્યારે જંગલમાં આગ લાગે છે, ત્યારે એકદમ પિપીલિકા-કીડી આદિ જીવોનાં શરીર છુટે છે, તેમને

પકડવામાટે યમના અસંખ્ય ગણુ આવે તો ત્યાં અન્ધકાર થઈ જવો જોઇએ અને જ્યારે આપસમાં જીવોને પકડવા દોડશે, ત્યારે કદી તેમના શરીર પણ ઠોકર ખાઈ જશે, તો પછી જેમ પહાડનાં મોટાં મોટાં શિખર તૂટીને પૃથિવી ઉપર પડે છે, તેમ તેમના મોટા મોટા અવયવ ગરૂડપુરાણુના વાંચનાર, સાંભળનારના આંગણુામાં આવી પડશે, તો તે બીચારા દબાઈ મરશે કે ઘરનું દ્વાર તથા સડક રોકાઈ જશે, તો તેઓ કેમ નિકલી અને ચાલી શકશે. શ્રાદ્ધ, તર્પણુ, પિણ્ડપ્રદાન, એ મરેલા જીવોને તો નથી પોંચતા, કિન્તુ મૃતકોના પ્રતિનિધિ પોપજીના ઘર, હાથ અને ઉદરમાં પોંચે છે. વૈતરણીને માટે ગોદાન લે છે, તે તો પોપજીનાં ઘરમાં રહે છે અથવા કસાઈ આદિના ઘરમાં પોંચે છે. વૈતરણીપર તે ગાય નથી જતી પુનઃ કોનું પુચ્છડું પકડીને તરશે અને તેના હાથ તો અહીં-સ્મશાનમાં બાળ્યા કે ડાટ્યા તો પછી પુચ્છડું કેમ પકડશે? અહીં એક દૃષ્ટાંત આ વાતમાં કહેવામાં આવે છે કેઃ—

એક જાટ હતો તેના ઘરમાં એક ગાય ઘણી સારી અને વીસ શેર દૂધ દેનારી હતી. તેનું દૂધ બહુ સ્વાદિષ્ટ નિકળતું હતું, કદી કદી પોપજીના મુખમાં પણ પડતું હતું. તેનો પુરોહીત એજ ધ્યાન કરી રહ્યો હતો કે જ્યારે જાટનો બુઢો બાપ મરવા પડશે ત્યારે એજ ગાયનો સંકલ્પ કરાવી લઇશ. કેટલેક દિવસે દૈવયોગે તેના બાપનો મરણુ સમય આવ્યો, જીભ બન્ધ થઈ ગઇ અને ખાટલાપરથી ભૂમિપર લીધો અર્થાત્ પ્રાણુ છોડવાનો સમય આવી પોંચ્યો; તે સમયે જાટના ઇષ્ટ, મિત્ર, અને સમ્બન્ધિ પણ ત્યાં ઉપસ્થિત થયાં હતાં, ત્યારે પોપજીએ પોકારીને કહ્યું કે યજમાન! હવે તું એના હાથથી ગોદાન કરાવ. જાટે રૂ ૧૦) કહાડીને પિતાના હાથમાં મુકી કહ્યું કે બોલો સંકલ્પ! પોપજી બોલ્યો, વાહ વાહ! શું બાપ વારંવાર મરે છે? આ સમયે તો સાક્ષાત્ ગાયને લાવો જે દૂધ દેતી હોય, ને બુઢી ન હોય, પણુ સર્વ પ્રકારે ઉત્તમ હોય, એવી ગાયનું દાન કરવું જોઇએ.

જાટ—અમારી પાસે તો એકજ ગાય છે, તેના વિના અમારા બચ્ચાં છોકરાંનો નિર્વાહ થઇ શકશે નહી, તેથી તે તો નહી, આપીશ. લો રૂ ૨૦) નો સંકલ્પ ભણો અને એ રૂપિયાથી બીજી દુધાર ગાય લઈ લે જો.

પોપજી—વાહજી વાહ! તમે પોતાના બાપથી પણુ ગાયને અધિક સમજો છો? શું પોતાના બાપને વૈતરણી નદીમાં ડુબાવીને દુઃખ દેવા ચાહો છો? તમે સારા સુપુત્ર થયા? ત્યારે તો પોપજીની તરફ સર્વ કુટુંબી થઈ ગયા, કેમકે તે સર્વને પોપજીએ પ્રથમથીજ બહેકાવી રાખ્યા હતા અને તે સમયે પણુ ઇસારો કરી દીધો. સર્વેએ મળીને હઠથી તેજ ગાયનું દાન તેજ પોપજીને અપાવી દીધું. તે સમયે જાટ કાંઇ પણુ બોલ્યો નહીં, તેનો પિતા મરી ગયો અને પોપજી વાછરડા સહિત ગાય અને દોહવાની દોહણી લઇ, પોતાના ઘરમાં ગૌને બાંધી, અને દોહણી મૂકીને પુનઃ તે જાટને ઘેર આવ્યો અને મૃતકની સાથે સ્મશાનભૂમિમાં જઇને દાહ કર્મ કરાવ્યું, ત્યાં પણુ કાંઇ કાંઇ પોપલીલા ચલાવી. પશ્ચાત્ દશરાત્ર સપિંડી કરાવવા આદિમાં પણુ તેને મુંડ્યો, મહાબ્રાહ્મણોએ પણુ લૂંટ્યો અને ભુખડાઓએ પણુ બહુ માલ પેટમાં ભર્યો અર્થાત્ જ્યારે સર્વ ક્રિયા થઈ ચૂકી ત્યારે

જાટે જેને તેને ઘરથી દૂધ માંગી તાગીને નિર્વાહ કર્યો. ચૌદમે દિન પ્રાતઃકાલે પોપજીને ઘેર પોંચ્યો, જુએ છે તો ગાય દોહી, દોહણી ભરી, ઉઠવાની તૈયારીમાં પોપજી હતા એટલામાં જાટજી આવી પોહોંચ્યા. તેને જોઈ પોપજી બોલ્યો, આવો ! યજમાન્ બેસો.

જાટજી—તમે પણ પુરોહિતજી અહીં આવો.

પોપજી—ઠીક, દૂધ મૂકી આવું.

જાટજી—નહીં નહીં, દૂધની વટલોઈ અહીં લાવો.

પોપજી—બિચારો જઈ બેઠા અને વટલોઈ સામે મૂકી.

જાટજી—તમે બહુ જુઠા છો ! પોપજી—શું જુઠું કર્યું ?

જાટજી—કહો કે તમે ગાય શા માટે લીધી હતી ?

પોપજી—તમારા પિતાને વૈતરણી તરવા માટે ?

જાટજી—ઠીક, તો તમે ત્યાં વૈતરણીને કિનારે ગાય કેમ ન પોંચાડી ? હમે તો તમારા ભરોસાપર રહ્યા, અને તમે પોતાના ઘરમાં બાંધી બેઠા. ન જાણે મારા બાપ તે વૈતરણીમાં કેટલાં ગોતાં ખાધાં હશે ?

પોપજી—નહી, નહી, ત્યાં એ દાનના પુણ્યના પ્રભાવથી બીજી ગાય બનીને તેને ઉતારી દીધો હશે.

જાટજી—વૈતરણી નદી અહીંથી કેટલી દૂર અને કઈ તરફ છે ?

પોપજી—અનુમાનથી કાંઈક ત્રીસ ક્રોડ કોશ દૂર છે, કેમકે ઓગણપચાસ કોટિ યોજન પૃથિવી છે, અને દક્ષિણ, નૈર્ઋત દિશામાં વૈતરણી નદી છે.

જાટજી—એટલે દૂર તમારી ચિઠ્ઠી કે તારના સમાચાર ગયા હોય, અને તેનો ઉત્તર આવ્યો હોય કે ત્યાં પુણ્યની ગાય બની ગઇ, અમુકના પિતાને પાર ઉતારી દીધા, તે દેખાડો.

પોપજી—અમારી પાસે ગરૂડ પુરાણના લેખ વિના ડાક કે તાર જેવું બીજું કાંઈ નથી.

જાટજી—એ ગરૂડ પુરાણને અમે સાચું કેમ માનિયે ?

પોપજી—જેમ સર્વ માને છે.

જાટજી—એ પુસ્તક તમારા પુરૂષોએ તમારી જીવિકાર્થે બનાવ્યાં છે, કેમકે પિતાને પોતાના પુત્રો વિના કોઇ પ્રિય નથી. જ્યારે મારા પિતા મારી પાસે ચિઠ્ઠી પત્રી કે તાર મોકલશે, ત્યારે હું વૈતરણીના કિનારે ગાય પોંચાડી દઇશ, અને તેને પાર ઉતારીને, પુનઃ ગાયને ઘેર લાવી, દૂધ હું અને મારાં બાળકો પિયા કરીશું. લાવો ! દૂધની ભરેલી વટલોઈ, ગાય, અને વાછરડો, અને તે લઇ જાટજી પોતાને ઘેર ગયો.

પોપજી—તમે દાન દઈ પાછું લો છો, તમારૂં સત્યનાશ થઈ જશે.

જાટજી—ચુપ રહો, નહિ તો તેર દિનસુધી દૂધ વિના જેટલું દુઃખ અમે પામ્યા છિયે તેની સઘળી કસર કઢાડી નાખીશ. ત્યારે પોપજી ચૂપ રહ્યા, અને જાટજી ગાય, વાછરડો લઈ પોતાને ઘેર ગયો.

જ્યારે એવાજ જાટજી જેવા પુરૂષો થાય તો પોપલીલા સંસારમાં ન ચાલે. જે એ લોક કહે છે કે દશગાત્રના પિંડોથી, દશ અંગ સપિંડી કરવાથી શરીરની સાથે જીવનો મેળ થઈ અંગુષ્ઠમાત્ર શરીર બનીને પશ્ચાત્ યમ લોકે જાય છે, તો મરણ સમયે યમદૂતોનું આવવું વ્યર્થ થાય છે. ત્રયોદશાની પશ્ચાત્ આવવું જોઇએ. જો શરીર બની જતું હોય તો પોતાની સ્ત્રી, સન્તાન અને ઇષ્ટમિત્રના મોહથી કેમ પાછો નથી આવતો ?

પ્રશ્ન—સ્વર્ગમાં કાંઈ મળતું નથી, જે દાન કરવામાં આવે છે તેજ ત્યાં મળે છે, એટલામાટે સર્વે દાન કરવાં જોઇએ.

ઉત્તર—એ તમારા સ્વર્ગ કરતાં તો આ લોક સારા, જેમાં ધર્મશાળા છે, લોકો દાન આપે છે, ઇષ્ટમિત્ર અને જાતિમાં ઘણા નિમંત્રણ થાય છે, સારાં સારાં વસ્ત્રો મળે છે, તમારા કહેવા પ્રમાણે સ્વર્ગમાં કશું મળતું નથી, એવા નિર્દય; કૃપણ, અને કંગાળ સ્વર્ગમાં પોપજી જઈને ખરાબ થાય, ત્યાં ભલા મનુષ્યોનું શું કામ છે.

પ્રશ્ન—જ્યારે તમારા કહેવા પ્રમાણે યમ લોક અને યમ નથી. તો મુવા પછી જીવ ક્યાં જાય છે ? અને એનો ન્યાય કોણ કરે છે ?

ઉત્તર—તમારા ગરૂડ પુરાણનું કહ્યું તો અપ્રમાણ છે, પરંતુ જે વેદોક્ત છે કેઃ—

**यमेन वायुना सत्यराजन् ॥**

ઇત્યાદિ વેદ વચનોથી નિશ્ચય છે કે "**यम**" વાયુનું નામ છે. શરીર છોડી વાયુની સાથે અંતરિક્ષમાં જીવ રહે છે. અને જે સત્ય કર્ત્તા પક્ષપાત રહિત પરમાત્મા "ધર્મરાજ" છે તેજ સર્વનો ન્યાય કરે છે.

પ્રશ્ન—તમારા કહેવાથી ગોદાનાદિ દાન કોઈને ન આપવું, અને ન કાંઇ દાન પુણ્ય કરવું, એમ સિદ્ધ થાય છે.

ઉત્તર—એ તમારૂં કહેવું સર્વથા વ્યર્થ છે, કેમકે સુપાત્રોને પરોપકારિયોએ પરોપકારાર્થ સોનુ, ચાંદી, હીરા, મોતી, માણેક, અન્ન, જલ, સ્થાન, વસ્ત્રાદિ દાન અવશ્ય કરવું ઉચિત છે, કિન્તુ કુપાત્રોને કદી ન આપવું જોઇએ.

પ્રશ્ન—કુપાત્ર અને સુપાત્રના લક્ષણ શા છે ?

ઉત્તર—જે છલી, કપટી, સ્વાર્થિ, વિષયી, કામ ક્રોધ, લોભ, મોહ થી યુક્ત પરહાનિકરનાર, લમ્પટી, મિથ્યાવાદી, અવિદ્વાન, કુસંગી, આળસી, જે કોઈ દાતા હોય તેની પાસે વારંવાર માંગવું, અને વળગવું, ના કહ્યા પશ્ચાત્ પણ હઠતાથી માંગતાજ જવું, સન્તોષ ન થવો, જે ન આપે તેની નિંદા કરવી, શાપ અને ગાલિપ્રદાનાદિ દેવાં ( ગાળો ભાંડવી ) અનેક વાર સેવા કરે અને એકવાર સેવા ન કરે તો તેના શત્રુ થઈ જવું, ઉપરથી સાધુનો વેશ કરી લોકોને બહેકાવીને ઠગવા, અને પોતાની પાસે પદાર્થ હોય તો પણ મારી પાસે કાંઈ પણ નથી એમ કહેવું સર્વને ફોસલાવીને ખુશામતી સ્વાર્થ સિદ્ધ કરવો, રાત્ર દિન ભીખ માંગવામાંજ પ્રવૃત્ત રહેવું, નિમન્ત્રણ

મળે એટલે યથેષ્ટ ભાંગાદિ માદક દ્રવ્ય ખાઈ પીને પરાયો પદાર્થ ઘણો ખાવો. પુનઃ ઉન્મત્ત થઇને પ્રમાદી થવું, સત્યમાર્ગનો વિરોધ અને જુઠા માર્ગમાં સ્વપ્રયોજનાર્થે ચાલવું, તેમજ પોતાના ચેલાને કેવળ પોતાનીજ સેવા કરવાનો ઉપદેશ કરવો અને અન્ય યોગ્ય પુરૂષોની સેવા કરવાનો નહીં, સદ્વિદ્યાદિ પ્રવૃત્તિના વિરોધી, જગતનો વ્યવહાર અર્થાત્ સ્ત્રી પુરૂષ માતા, પિતા, સન્તાન, રાજા પ્રજા, ઇષ્ટ, મિત્રોમાં અપ્રીતિ કરાવવી કે આ સર્વ અસત્ય છે, અને જગત્ પણ મિથ્યા છે ઇત્યાદિ દુષ્ટ ઉપદેશ કરવો આદિ કુપાત્રોના લક્ષણ છે. અને જે બ્રહ્મચારી, જિતેંદ્રિય, વેદવિદ્યાનો ભણનાર ભણાવનાર, સુશીલ, સત્યવાદી, પરોપકારપ્રિય, પુરૂષાર્થી, ઉદાર, વિદ્યા ધર્મની નિરન્તર ઉન્નતિ કરનાર, ધર્માત્મા, શાન્ત, નિન્દા સ્તુતિમાં હર્ષ શોકરહિત, નિર્ભય, ઉત્સાહી, યોગી, જ્ઞાની, સૃષ્ટિક્રમ, વેદાજ્ઞા, ઇશ્વરના ગુણ કર્મ સ્વભાવાનુકૂળ વર્તમાન કરનાર છે જે ન્યાયની રીતિયુક્ત પક્ષપાત રહિત સત્યોપદેશ કરે અને સત્યશાસ્ત્રોના ભણનાર ભણાવનારના પરીક્ષક, કોઈને લલ્લો પત્તો અર્થાત્ પક્ષપાત ન કરે, પ્રશ્નોનો યથાર્થ સમાધાન કર્તા, પોતાના આત્મા પ્રમાણે અન્યના પણ સુખ, દુઃખ, હાનિ, લાભને સમજનાર, અવિદ્યાદિ ક્લેશ, હઠ, દુરાગ્રહાભિમાનરહિત, અમૃત સમાન અપમાન અને વિષ સમાન માનને સમજનારો, સન્તોષી જે કોઈ પ્રીતિથી જેટલું આપે તેટલાંથીજ પ્રસન્ન, એકવાર આપત્કાલમાં માંગ્યા છતાં પણ નહી આપે કે ત્યાગ કર્યા છતાં પણ દુઃખ કે બુરી ચેષ્ટા ન કરવી, ત્યાંથી ઝટ પાછા ફરવું, તેની નિન્દા ન કરવી, સુખી પુરૂષોની સાથે મિત્રતા, દુખિયો પર કરૂણા, પુણ્યાત્મા સાથે આનન્દ અને પાપિયોની સાથે ઉપેક્ષા–રાગ દ્વેષ રહિત રહેવું, સત્યમાની, સત્યવાદી, સત્યકારી, નિષ્કપટ, ઇર્ષ્યા દ્વેષરહિત, ગંભીરાશય, સત્પુરૂષ, ધર્મયુક્ત, અને સર્વથા દુષ્ટાચારથી રહિત, પોતાના તન મન ધનને પરોપકાર કરવામાં લગાડનાર, પરાયા સુખને માટે પોતાના પ્રાણોના પણ સમર્પિત કરનાર ઇત્યાદિ શુભલક્ષણયુક્ત સુપાત્ર થાય છે, પરંતુ દુર્ભિક્ષાદિ આપત્કાલમાં અન્ન, જલ, વસ્ત્ર, અને ઔષધિ, પથ્ય, સ્થાનના અધિકારી સર્વ પ્રાણીમાત્ર થઈ શકે છે.

પ્રશ્ન—દાતા કેટલા પ્રકારના થાય છે?

ઉત્તર—ત્રણ પ્રકારના:—

**ઉત્તમ, મધ્યમ, અને નિકૃષ્ટ:**—ઉત્તમ દાતા તેને કહે છે કે જે દેશ, કાલ, પાત્રને જાણીને સત્યવિદ્યા- ધર્મની ઉન્નતિરૂપ પરોપકારાર્થે આપે, મધ્યમ તે છે કે જે કીર્તિ કે સ્વાર્થનેમાટે દાન કરે, નીચ તે છે જે પોતાનો કે પરાયાનો કાંઈ ઉપકાર ન કરી શકે, કિન્તુ વેશ્યા ગમનાદિ કે ભાંડ, ભાટો આદિને આપે. આપતી વખતે તિરસ્કાર અપમાનાદિ પણ કુચેષ્ટા કરે, પાત્રકુપાત્રનો કાંઈ પણ ભેદ ન જાણે કિંતુ સઘળું અન્ન બાર પાંસેરી વેચનારની માફક વિવાદ, લડાઇમાં કે અન્ય ધર્માત્માને દુઃખ દઇને સુખી થવાને માટે આપ્યા કરે, તે અધમ દાતા છે. અર્થાત્ જે પરિક્ષા પૂર્વક વિદ્વાન્ ધર્માત્માઓનો સત્કાર કરે તે ઉત્તમ; અને જે કાંઈ પણ કરે કે ન કરે પરન્તુ જેમાં પોતાની પ્રશંસા થાય ત્યાં આપે તેને મધ્યમ, અને જે અન્ધાધુન્ધ પરીક્ષા રહિત નિષ્ફલ દાન આપ્યા કરે, તે નીચ દાતા કહેવાય છે.

પ્રશ્ન—દાનનું ફલ અહીં થાય છે કે પરલોકમાં?

ઉત્તર—સર્વત્ર થાય છે.

પ્રશ્ન—તે સ્વયં થાય છે કે કોઈ ફલ આપનાર છે?

ઉત્તર—ફલ આપનાર ઇશ્વર છે. જેમ કોઈ ચોર, લુંટારો સ્વયં બન્ધીખાનામાં જવા નથી ચાહતો, પણ રાજા તેમને અવશ્ય મોકલે છે, ધર્માત્માઓના સુખની રક્ષા કરતાં, ભોગવાવતાં, લુટારા આદિથી બચાવીને તેમને સુખમાં રાખે છે, તેમજ પરમાત્મા સર્વને પાપ પુણ્યના દુઃખ અને સુખરૂપ ફલોને યથાવત્ ભોગવાવે છે.

પ્રશ્ન—જે આ ગરૂડપુરાણાદિ ગ્રન્થો છે; તે વેદાર્થ કે વેદની પુષ્ટિ કરનારા છે કે નહી?

ઉત્તર—નહી. કિન્તુ વેદના વિરોધી અને ઉલટા ચાલનારા છે. તથા તંત્ર પણ તેવાંજ છે. જેમ કોઇ મનુષ્ય એકનો મિત્ર અને સર્વ સંસારનો શત્રુ હોય તેમજ પુરાણ અને તંત્રને માનનારો પુરૂષ થાય છે, કેમકે એક બીજાની સાથે વિરોધ કરાવનારા એ ગ્રન્થો છે એને માનવા એ કોઈ વિદ્વાનનું કામ નથી. પરન્તુ એમને માનવા એ અવિદ્વત્તા છે. જુઓ! શિવ પુરાણમાં ત્રયોદશી, સોમવાર; આદિત્ય પુરાણમાં રવિ; ચન્દ્ર ખણ્ડમાં સોમગ્રહવાળા મંગળ, બુધ, બૃહસ્પતી, શુક્ર, શનૈશ્ચર, રાહુ, કેતુ, વિષ્ણુપુરાણમાં એકાદશી, વામનની દ્વાદશી, નરસિંહ કે અનન્તની ચતુરદશી, ચદ્રમાંની પૌર્ણમાસી, દિગ્પાલોની દશમી, દુર્ગાની નવમી, વસુઓની અષ્ટમી, મુનિયોનિ સપ્તમી, સ્વામી કાર્તિકની ષષ્ઠી, નાગની પંચમી, ગણેશની ચતુર્થી, ગૌરીની તૃતીયા, અસ્વિની કુમારની દ્વિતીયા, આદ્યાદેવીની પ્રતિપદા અને પિતરોની અમાવાસ્યા, એ દિન પુરાણ રિતિથી ઉપવાસ કરવાના છે અને સર્વત્ર એજ લખ્યું છે કે જે મનુષ્ય આ વાર અને તિથિયોમાં અન્ન, પાન ગ્રહણ કરશે, તે નરક ગામી થશે. હવે પોપ અને પોપજીના ચેલાઓને યોગ્ય છે કે કોઈ વાર અથવા કોઇ તિથિએ ભોજન કરે નહી કેમકે જો ભોજન કે પાન કરયું તો તે નરક ગામી થશે.

હવે "નિર્ણયસિન્ધુ," ધર્મસિંધુ, વ્રતાર્ક આદિ ગ્રન્થો કે જે પ્રમાદી લોકોએ બનાવ્યાછે તેમાં એક એક વ્રતની એવી દુર્દશા કરી છે કે જેમ એકાદશીને શૈવ, દશમી વિદ્ધા અને કોઇ દ્વાદશીમાં એકાદશી વ્રત કરે છે અર્થાત્ કેવી મોટી વિચિત્ર પોપલીલા છે કે ભુખે મરવામાં પણ વાદવિવાદજ કરે છે. જે એકાદશાનું વ્રત ચલાવ્યું છે તેમાં પોતાનું સ્વાર્થપણુંજ છે અને દયા કાંઈ પણ નહી. તે કહે છે કેઃ—

**एकादश्यामन्ने पापानि वसन्ति ॥**

જેટલાં પાપ છે તેટલાં એકાદશીને દિને અન્નમાં વસે છે. એ પોપજીને પૂછવું જોઇએ કે કોનાં પાપ એમાં વસે છે? તારાં કે તારા પિતાદિનાં? જો સર્વનાં સર્વ પાપ એકાદશીમાં જઈ વસે તો એકાદશીને દિવસે કોઇને દુઃખ ન રહેવું જોઇએ, એવું તો નથી થતું કિન્તુ ઉલટું ક્ષુધાદિથી દુઃખ થાય છે. દુઃખ પાપનું ફલ છે. એથી ભુખે મરવું પાપ છે એનુ

મોટું મહાત્મ્ય બનાવ્યું છે, જેની કથા વાંચીને ઘણા ઠગાઈ જાય છે. તેમાં એક ગાથા એવી છે કેઃ—

બ્રહ્મલોકમાં એક વેશ્યા હતી તેણે કાંઈક અપરાધ કર્યો, તેને શાપ થયો, તે પૃથિવી પર પડી, તેણે સ્તુતિ કરીને કહ્યું હું પુનઃ સ્વર્ગમાં કેમ કરી આવી શકીશ? તેણે કહ્યું કે જ્યારે કદી એકાદશીના વ્રતનું ફલ તને કોઈ આપશે ત્યારે તું સ્વર્ગમાં આવી પોંચશે. તે વિમાનસહિત કોઈ નગરમાં જઈ પડી હતી ત્યાંના રાજાએ તેને પૂછ્યું કે તું કોણ છે? ત્યારે તેણે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું અને કહ્યું કે જે કોઈ મને એકાદશીનું ફલ અર્પણ કરે તો પુનઃ સ્વર્ગમાં જઇ શકું છું. રાજાએ નગરમાં તપાસ કરાવી પણ કોઈ એકાદશીનું વ્રત કરનાર ન મળ્યું, કિન્તુ એક દિવસ કોઈ શુદ્ર સ્ત્રી પુરૂષમાં લડાઈ થઇ હતી, ક્રોધથી સ્ત્રી દિવસ રાત ભુખી રહી હતી, દૈવયોગે તે દિવસે એકાદશીજ હતી. તેણે કહ્યું કે મેં એકાદશી જાણીને તો નથી કરી, અકસ્માત્ તે દિવસે ભુખી રહી ગઈ હતી. એમ રાજાના ભૃત્યો–સેવકોને કહ્યું ત્યારે તો તેઓ એને રાજા સામે લઈ આવ્યા. તેને રાજાએ કહ્યું કે તું આ વિમાનને અડક, તે અડકી તો તેજ સમયે વિમાન ઉપર ઉડી ગયું. આ તો વિના જાણ્યા એકાદશીના વ્રતનું ફલ છે. તો જો જાણીને કરે તો તેના ફલનો શો પારાવાર!! વાહરે! આંખના આંધળા લોકો જો એ વાત સાચી હોય તો અમે એક પાનની બીડી કે જે સ્વર્ગમાં નથી હોતી તે મોકલવા ચાહિયે છિયે, સર્વ એકાદશીવાળા પોત પોતાનું ફલ આપી દો. જો એક આ પાનની બીડી ઉપર ચાલી જશે તો પુનઃ લાખો ક્રોડો પાન ત્યાં મોકલીશું. અને અમે પણ એકાદશી કર્યા કરીશું. અને જો એમ ન થશે, તો તમે લોકોને આ ભુખમરારૂપ આપત્કાલથી બચાવીશું. એ ચોવીસ એકાદશીના નામ પૃથક્ પૃથક્ રાખ્યાં છે, કોઇનું ધનદા, કોઇનું "કામદા" કોઇનું "પુત્રદા" અને કોઇનું "નિર્જલા" બહુ દરિદ્ર, બહુ કામી અને બહુ નિર્વંશી લોકો એકાદશી કરી કરીને બૂઢા થઈ ગયા અને મરી પણ ગયા પરન્તુ ધન, કામના અને પુત્ર પ્રાપ્ત ન થયાં. જ્યેષ્ઠ મહીનામાં શુક્લપક્ષમાં કે જે સમય એક ઘડી ભર જલ ન મળે તો મનુષ્ય વ્યાકુલ થઇ જાય છે. વ્રત કરનારને મહાદુઃખ પ્રાપ્ત થાય છે. વિશેષે કરીને બંગાળામાં સર્વ વિધવા સ્ત્રીઓની એકાદશીને દિવસે બહુ દુરદશા થાય છે. એ નિર્દયી કસાઇને લખતી સમય કાંઇ પણ મનમાં દયા ન આવી, નહી તો એ નિર્જલાનું નામ સજલા અને પોષ મહીનાની શુક્લપક્ષની એકાદશીનું નામ નિરજલા રાખી દેત તો કાંઇ પણ સારૂં હતું. પરન્તુ એ પોપજીને દયા સાથે શું કામ છે? કોઇ જીવો વા મરો પણ પોપજીનું પેટ પૂરૂં ભરો. ગર્ભવતી, કે સદ્યોવિવાહિતા અને બાલક કે યુવા પુરૂષોએ તો કદી ઉપવાસ ન કરવો જોઇએ. પરન્તુ કોઇએ કરવો પણ હોય તો જે દિવસે અજીર્ણ થયું હોય અને ક્ષુધા ન લાગે તે દિવસે શરકરાવત (શર્બત) કે દૂધ પીને રહેવું જોઇએ જે ભુખમાં નથી ખાતા અને ભૂખ વિના ભોજન કરે છે તે બેઉ રોગ

સાગરમાં ગોથાં ખાઇને દુઃખ પામે છે. માટે એ પ્રમાદિયોના કહેવા લખવાને પ્રમાણ કોઇ એ પણ ન ગણવાં.

હવે ગુરૂ શિષ્ય મંત્રોપદેશ અને મતમતાન્તરના ચરિત્રનું વર્ત્તમાન કહિયે છિયે. મૂર્તિપુજક સમ્પ્રદાયી લોક પ્રશ્ન કરે છે કે વેદ અનન્ત છે. ઋગ્વેદની ૨૧, યજુર્વેદની ૧૦૧, સામ વેદની૧૦૦૦, અથર્વવેદની ૯ શાખા છે. એમાંથી થોડીક શાખા મળે છે, શેષ લોપ થઇ ગઈ છે તેમાંજ પૂજા અને તીર્થોનાં પ્રમાણો હશે, જો ન હોત તો પુરાણોમાં ક્યાંથી આવત? જ્યારે કાર્યને જોઇને કારણનું અનુમાન થાય છે ત્યારે પુરાણોને જોઇને મૂર્તિપૂજનમાં શી શંકા છે?

ઉત્તર— જેમ શાખા જે વૃક્ષની હોય છે તે તેની સદૃશ હોયા કરે છે, વિરૂદ્ધ નહીં. જોઇએ તો શાખા મોટી નાની હોય, પરંતુ તેમાં વિરોધ હોઇ શકતો નથી, તેમજ જેટલી શાખા મળે છે તેમાં જ્યારે પાષાણાદિ મૂર્તિ અને જલ, સ્થલ વિશેષ તીર્થોના પ્રમાણ નથી મળતાં તો એ લુપ્ત શાખાઓમાં પણ નહીં હતાં. અને ચાર વેદ પૂર્ણ મળે છે, તેનાથી વિરૂદ્ધ શાખા કદી પણ થઈ શકતી નથી અને જે વિરૂદ્ધ છે તેને શાખા કોઈ પણ સિદ્ધ કરી શકતા નથી. જ્યારે એમ વાત છે તો પુરાણ વેદોની શાખા નથી કિન્તુ સમ્પ્રદાયી લોકોએ પરસ્પર વિરૂદ્ધરૂપ ગ્રંથ બનાવી રાખ્યા છે. વેદોને તમે પરમેશ્વરકૃત માનો છો તો "આશ્વલાયનાદિ" ઋષિમુનિયોના નામથી પ્રસિદ્ધ ગ્રંથોને વેદ કેમ માનો છો? જેમ ડાલી અને પાંતરાંને જોઇને પીપળો, વડ અને આમ્રાદિ વૃક્ષોની પીછાન-પરીક્ષા થાય છે, તેમજ ઋષિમુનિયોના કરેલાં વેદાંગ, ચારો બ્રાહ્મણ, અંગ, ઉપાંગ, અને ઉપવેદ આદિથી વેદાર્થ ઓળખાયો જાય છે, એટલા માટે એ ગ્રંથોને શાખા માની છે. જે વેદોથી વિરૂદ્ધ છે તેનું પ્રમાણ અને અનુકૂલનું અપ્રમાણ નથી થઈ શકતું. જો તમે અદૃષ્ટ શાખાઓમાં મૂર્તિ આદિના પ્રમાણોની કલ્પના કરશો તો જ્યારે કોઈ એવો પક્ષ કરશે કે લુપ્ત શાખાઓમાં વર્ણાશ્રમ વ્યવસ્થા ઉલટી અર્થાત્ અન્ત્યજ અને શૂદ્રનું નામ બ્રાહ્મણાદિ અને બ્રાહ્મણાદિના નામ શૂદ્ર અંત્યજાદિ, અગમનીયાગમન, અકર્ત્તવ્ય, કર્ત્તવ્ય, મિથ્યાભાષણાદિ ધર્મ્મ, સત્યભાષણાદિ અધર્મ્મ, આદિ લખ્યું હશે, તો તમે તેને એજ ઉત્તર આપશો કે જે અમે આપ્યો અર્થાત્ વેદ અને પ્રસિદ્ધ શાખાઓમાં જેમ બ્રાહ્મણાદિનું નામ બ્રાહ્મણાદિ, અને શુદ્રાદિનું નામ શુદ્રાદિ લખ્યાં છે તેમજ અદૃષ્ટ શાખાઓમાં પણ માનવું જોઇએ. નહી તો વર્ણાશ્રમ વ્યવસ્થા આદિ સર્વ અન્યથા થઇ જશે. ભલા વારૂ જૈમિનિ, વ્યાસ અને પતન્જલિના સમય પર્યન્ત તો સર્વ શાખા વિદ્યમાન હતી કે નહી? યદિ હતી તો તમે કદી પણ નિષેધ નહી કરી શકશો અને જો કહો કે નહી હતી, તો પછી શાખાઓના હોવાનું શું પ્રમાણ છે? જુઓ જૈમિનીએ મીમાંસામાં સર્વ કર્મકાંડ, પતંજલિ મુનિએ યોગશાસ્ત્રમાં સર્વ ઉપાસનાકાણ્ડ અને વ્યાસમુનિએ શારીરક સૂત્રોમાં સર્વ જ્ઞાનકાંડ વેદાનુકૂલ લખ્યો છે તેમાં પાષાણાદિ મૂર્તિપૂજા કે પ્રયાગાદિ તીર્થોના નામ સુદ્ધાં પણ લખ્યાં નથી. લખે ક્યાંથી? જો કાંઈ વેદોમાં હોત તો લખ્યા વિના કદી ન છોડતે, એટલા માટે લુપ્ત શાખાઓમાં પણ એ મૂર્તિપૂજાદિના પ્રમાણ નહી હતાં. એ સર્વ શાખા વેદ નથી, કેમકે એમાં ઈશ્વરકૃત વેદોની પ્રતીક લખીને વ્યાખ્યા અને સંસારી જનોના ઈતિહાસાદિ લખ્યા છે, એટલામાટે વેદમાં કદી પણ નહી

હોઈ શકે. વેદોમાં તો કેવલ મનુષ્યોને વિદ્યાનો ઉપદેશ કર્યો છે. કોઈ મનુષ્યનું નામ માત્ર પણ નથી એટલા માટે મૂર્તિ પૂજાનું સર્વથા ખંડન છે.

જુઓ! મૂર્તિપૂજાથી શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ, નારાયણ, અને શિવાદિની ઘણી નિન્દા અને ઉપહાસ થાય છે, સર્વ કોઈ જાણે છે કે તેઓ મોટા મહારાજાધીરાજ અને તેમની સ્ત્રી સીતા, તથા રૂક્મિણી, લક્ષ્મી અને પાર્વતી આદિ મહારાણિયો હતી, પરંતુ જ્યારે તેમની મૂર્તિયો મન્દિરાદિમાં ગોઠવી, પુજારી લોક તેમને નામે ભીખ માંગે છે અર્થાત્ તેમને ભિખારી બનાવે છે, કે આવો મહારાજ મહારાજાજી શેઠ, સાહુકારો દર્શન કરો, બેસો, ચરણામૃત લો અને કાંઈ ભેટ ચઢાવો મહારાજ; સીતારામ, કૃષ્ણ, રૂક્મિણી, કે રાધા, કૃષ્ણ, લક્ષ્મીનારાયણ અને મહાદેવ પાર્વતીજીને ત્રણ દિન થયાં બાલભોગ કે રાજભોગ અર્થાત્ જલપાન કે ખાન પાન પણ નથી મળ્યાં. આજ એમની પાસે કાંઇ પણ નથી. સીતાઆદિની નથની આદિ રાણીજી કે શેઠાણીજી આપ બનાવી આપો. અન્ન આદિ મોકલો તો રામકૃષ્ણાદિને ભોગ ધરાવિએ, વસ્ત્ર સર્વ ફાટી ગયાં છે, મંદિરના ખુણા સર્વ ખરી પડ્યા છે, ઉપરથી ગળે છે અને દુષ્ટ ચોર જે કાંઇ હતું તે ઉઠાવી ગયા છે, કાંઈક ઉંદરોએ પણ કરડી ફુટી નાખ્યું છે. જુઓ! એક દિવસે ઉંદરોએ એવો અનર્થ કર્યો કે એમની આંખ પણ કહાડીને નાસી ગયા. હવે અમે ચાંદિની આંખ બનાવી શકતા નથી એટલામાટે કોડીની લગાવી દીધી છે, રામલીલા, અને રાસ મંણ્ડલ પણ કરાવિએ છિએ. સિતારામ, રાધાકૃષ્ણ નાચી રહ્યાં છે, અને મહન્ત આદિ તેમના સેવક આનન્દમાં બેઠા છે. મંદિરમાં સીતારામાદિ ઉભા અને પૂજારી કે મહન્તજી આસન અથવા ગાદીપર તકિયા નાખીને બેઠા છે ઉષ્ણકાલમાં પણ તાળું લગાવી અંદર બંદ કરી દે છે અને પોતે સુંદર વાયુમાં પલંગ પાથરીને સુએ છે. ઘણા ખરા પૂજારી પોતાના નારાયણને ડાબડીમાં બન્ધ કરી ઉપરથી કપડું આદિ બાંધીને ગળામાં લટકાવી લે છે. જેમકેવાંદરી પોતાનાં બચ્ચાંને ગળાંમાં લટકાવી લે છે તેમજ પૂજારિયોના ગળામાં પણ લટકે છે, જ્યારે કોઈ મૂર્તિને તોડે છે ત્યારે હાય! હાય!! કરી છાતી પીટી બકે છે કે સીતારામજી, રાધાકૃષ્ણજી, અને શિવપાર્વતીને દુષ્ટોએ ભાંગી નાખ્યાં! હવે બીજી મૂર્તિ કે જે સારા શિલ્પીએ સંગેમરમરની બનાવી હોય તે મંગાવીને સ્થાપન કરી પૂજવી જોઇએ. નારાયણને ઘી વિના ભોગ ધરાવાતો નથી ઘણું નહીં તો થોડું તો અવશ્ય મોકલી દેવું ઈત્યાદિ વાતો તેમની ઉપર ઠરાવે છે. અને રાસમંડળ વા રામલીલાના અન્તમાં સીતારામ કે રાધાકૃષ્ણ પાસે ભીખ મંગાવે છે. જ્યાં મેળા ઠેલો હોય છે ત્યાં છોકરાના માથાપર મુકુટ ધરી કન્હૈયો બનાવી, માર્ગમાં બેસાડીને, ભીખ મંગાવે છે; ઈત્યાદિ વાતોને આપ લોકો વિચારો કે કેટલા મોટા શોકની વાત છે! ભલા વારૂ કહો કે સીતારામાદિ એવાં દરિદ્ર અને ભિક્ષુક હતાં? આ એમનો ઉપહાસ અને નિન્દા નહીં તો શું છે? આથી તો આપણા મોટા માનનીય પુરૂષોની નિન્દા થાય છે. ભલા વારૂ જે સમયે એ વિદ્યમાન હતા તે સમયે સીતા, રૂક્મિણી લક્ષ્મી અને પાર્વતીને સડક ઉપર કે કોઈ મકાનમાં ઉભી કરી, પૂજારી કહેતે કે આવો

એમના દર્શન કરો અને કાંઈ ભેટ પૂજા ધરો તો સીતારામાદિ એ મૂર્ખોના કહેવાથી એવાં કામ કદી પણ ન કરતે અને ન કરવા દેતે. જો કોઈ એવો ઉપહાસ તેમનો કરતે તો તેમને દણ્ડ દીધા વિના કદી છોડતે ? હાં, જ્યારે તેમનાથી દંડ ન મળ્યા ત્યારે તો તેમના કર્મોએ પૂજારિયોને ઘણી પ્રસાદી મૂર્તિ વિરોધિયોથી અપાવી દીધી અને હવણા પણ મળે છે, અને જ્યાંસુધી આ કુકર્મો ન છોડશો ત્યાં સુધી મળશે. એમાં શો સંદેહ છે કે જે આર્યાવર્તની પ્રતિદિન મહા હાનિ અને પાષાણાદિ મૂર્તિપૂજકોનો પરાજય એજ કર્મોથી થાય છે, કેમકે પાપનું ફલ દુઃખ છે, આજ પાષાણાદિ મૂર્તિયોના વિશ્વાસથી ઘણીજ હાની થઈ ગઈ અને જો નહી છોડશે તો પ્રતિદિન અધિક અધિક થતી જશે, આમાંથી પણ વામમાર્ગિયો મોટા ભારે અપરાધી છે, જ્યારે તેઓ ચેલા કરે છે ત્યારે સાધારણને:—

**दं दुर्गायै नमः ॥ भं भैरवायनमः । ऐं ह्रीं क्लीं चामुंडायैविच्चे ॥**

ઇત્યાદિ મંત્રોનો ઉપદેશ કરી દે છે અને બંગાળમાં વિશેષે કરીને એકાક્ષરી મંત્રનો ઉપદેશ કરે છે. જેમઃ—

**ह्रीं, श्रीं, क्लीं, ॥ शाबर तं० बं० प्रकी० प्र० ४४ ॥**

ઇત્યાદિ. અને ધનાઢ્યોના પૂર્ણાભિષેક કરે છે. એવાજ દશ મહાવિદ્યાઓના મંત્ર—

**ह्रां, ह्रीं ह्रुं, बगलामुख्यै फट् स्वाहा ॥ शा० प्रकी० प्र० ४१**

કહીં કહીં તો

**ह्रूं फट् स्वाहा ॥ काम रत्न तंत्र बीज मंत्र ४ ॥**

અને મારણ, મોહન, ઉચ્ચાટન, વિદ્વેષણ વશીકરણ આદિ પ્રયોગ કરે છે એ મંત્રોથી તો કાંઇ પણ નથી થતું કિન્તુ ક્રિયાથી સર્વ કાંઈ કરે છે. જ્યારે કોઇને મારવાનો પ્રયોગ કરે છે ત્યારે અહીં કરાવનાર પાસેથી ધન લઇને લોટ કે માટીનું પૂતળું જેને મારવા ચાહે છે તેનું બનાવી લે છે તેની છાતી, નાભિ, કંઠમાં છરીનો પ્રવેશ કરી દે છે. આંખ, હાથ પગમાં ખિલા ઠોકે છે તેના ઉપર ભૈરવ કે દુર્ગાની મૂર્ત્તિ બનાવી હાથમાં ત્રિશુલ આપી તેના હૃદય ઉપર લગાડે છે. એક વેદી બનાવીને માંસાદિનો હોમ કરવા માંડે છે અને ત્યાં ભૂતાદિ મોકલીને તેને વિષાદિથી મારવાનો ઉપાય કરે છે. જો પોતાના પુરશ્ચરણની વચમાં તેને મારી નાખ્યો તો પોતાને ભૈરવ દેવીનો સિદ્ધ જણાવે છે **भैरवो भूतनाथश्च** ઇત્યાદિનો પાઠ કરે છે:—

**मारय २, उच्चाटय २, विद्वेषय २, छिन्धि २, भिन्धि २, वशीकुरु २, खादय २, भक्षय २, त्रोटय २, नाशय २, ममशत्रून् वशीकुरु २, हुं फट्स्वहा काम रत्न तंत्र उच्चाटन प्रकर्ण मंत्र ५, ७ ॥**

ઇત્યાદિ મંત્ર જપે છે. મદ્ય માંસાદિ યથેષ્ટ ખાય પીયે છે, ભ્રુકુટીની વચ્ચે સિન્દૂરની રેખા કરે છે કદી કદી કાલી આદિ માટે કોઈ આદમીને પકડી મારી હોમીને કાંઈ સાજ તેનું માંસ પણ ખાય છે. જો કોઈ ભૈરવી ચક્રમાં જાય મદ્ય, માંસ ન પિયે ન ખાય તો તેને મારી હોમ કરી દે છે એમાંથી જે અઘોરી હોય છે તે મૃત મનુષ્યનું પણ માંસ ખાય છે. અજરી, વજરી કરનારા તો વિષ્ટા, મૂત્ર પણ ખાય પિયે છે.

એક ચોળી માર્ગી અને બીજા બીજમાર્ગી પણ હોય છે. ચોળી માર્ગવાળા એક ગુપ્ત સ્થાન કે ભુમિમાં એક સ્થાન બનાવે છે ત્યાં સર્વની સ્ત્રિયો પુરૂષ બાલક બાલકીયો, બહેનો માતા, પુત્રવધુ આદિ સર્વ એકઠા થઇને સર્વ લોક હાતને મળીના માંસ ખાય છે. મદ્ય પિએ છે. એક સ્ત્રીને નાગી કરીને તેની ગુપ્ત ઇન્દ્રિયની પૂજા સર્વ પુરૂષો કરે છે. અને તેનું નામ દુર્ગાદેવી રાખે છે. પછી એક પુરૂષને નાગો કરી તેની ગુપ્તેન્દ્રિયની પૂજા સર્વ સ્ત્રિયો કરે છે. જ્યારે મદ્ય પી પીને ઉન્મત્ત થઈ જાય છે ત્યારે સર્વ સ્ત્રિયોની છાતીનું વસ્ત્ર જેને ચોળી કહે છે, તેને લઇને એક માટીની ગાગરમાં ( માટલામાં ) સઘળી એકઠી મેળવીને નાંખે છે પછી એક એક પુરૂષ તેમાં હાથ ઘાલીને જેના હાથમાં જેનું વસ્ત્ર આવે તે માતા, બહેન, કન્યા અને પુત્રવધૂ કેમ ન હોય પણ તે સમયને માટે તો તેની સ્ત્રી થઈ જાય છે! આપસમાં કુકર્મ કરવાથી અને બહુજ નશો ચઢવાથી જૂતા બાજી આદિથી લડે વડે છે, પ્રાતઃકાળે જ્યારે કાંઈ અંધારૂં હોય છે ત્યારે પોતપોતાને ઘેર ચાલી જાય છે ત્યારે માતા માતા, કન્યા કન્યા, બહેન બહેન, અને પુત્રવધૂ પુત્રવધૂ, થઇ જાય છે.

અને બીજમાર્ગી સ્ત્રીપુરૂષ સમાગમ કરીને જલમાં વીર્ય નાંખી, મેળવી, પિએ છે. એ પામર એવાં કર્મોને મુક્તિના સાધન માને છે અને વિદ્યા, વિચાર, સત્યવ્રતાદિ રહિત થાય છે.

પ્રશ્ન—શૈવમતવાળા તો સારા હોય છે ?

ઉત્તર—સારા કયાંથી હોય છે. જેવા " પ્રેતનાથ તેવા ભૂતનાથ " જેમ વામમાર્ગી મંત્રોપદેશાદિથી તેમનું ધન હરે છે. તેમજ શૈવ પણ " **ओं नमः शिवाय** ઇત્યાદિ પંચાક્ષરાદિ મંત્રોનો ઉપદેશ કરે છે, રૂદ્રાક્ષ, ભસ્મધારણ કરે છે, માટી અને પાષાણાદિના લિંગ બનાવીને પૂજે છે અને હરહર, બંબં અને બકરાના શબ્દની સમાન ' બડ, બડ, બડ ' મુખથી શબ્દ કરે છે. એનું કારણ એ કહે છે કે તાળી વગડવાથી અને બંબં બોલવાથી પાર્વતી પ્રસન્ન અને મહાદેવ અપ્રસન્ન થાય છે, કેમકે જ્યારે ભસ્માસુરની આગળથી મહાદેવ નાઠા હતા ત્યારે બંબં અને મશ્કરી ઠઠ્ઠાની તાળીયો વાગી હતી અને ગાલમાં મારવાથી પાર્વતી અપ્રસન્ન અને મહાદેવ પ્રસન્ન થાય છે, કેમકે પાર્વતીના પિતા દક્ષ પ્રજાપતિનું માથું કાપી અગ્નિમાં નાખી, તેના ધડ પર બકરાનું શિર લગાડી દીધું હતું, તેના ઉચ્ચારનું તેવું અનુકરણ કરવા માટે ગાલમાં મારવું તે બકરાનો શબ્દ માને છે. શિવરાત્રી પ્રદોષનું વ્રત કરે છે ઇત્યાદિથી મુક્તિ માને છે. એટલા માટે જેવા વામમાર્ગી ભ્રાંત છે તેવા શૈવ પણ, એમાં વિશેષે કરીને કાનફાટા, નાથ, ગિરી, પુરી, વન, અરણ્ય,

પર્વત અને સાગર તથા ગ્રહસ્થ પણ શૈવ થાય છે. કોઈ કોઈ " બેઉ ઘોડા ઉપર ચઢે છે " અર્થાત્ વામ અને શૈવ બેઉ મતોને માને છે અને કેટલાક વૈષ્ણવ પણ રહે છે તેમનો:—

**अन्तः शाक्ता बहिश्शैवा सभामध्ये च वैष्णवाः ।**
**नानारूपधराः कौला विचरन्ति महीतले ॥ १ ॥**

આ તંત્રનો શ્લોક છે. " ભીતર શાક્ત, —અર્થાત્ વામમાર્ગી, બાહરથી શૈવ, અર્થાત્ રૂદ્રાક્ષ ભસ્મ ધારણ કરે છે, અને સભામાં વૈષ્ણવ અર્થાત્ વિષ્ણુના ઉપાસક, એમ કહે છે. એવા નાના પ્રકારના રૂપ ધારણ કરીને, વામમાર્ગિ લોકો પૃથિવીમાં વિચરે-ફરે છે "

પ્રશ્ન—વૈષ્ણવ તો સારા છે ?

ઉત્તર—શું ? ધૂળ સારા છે ? જેવા તે, તેવા એ છે. જોઈ લ્યો વૈષ્ણવોની લીલા ! પોતાને વિષ્ણુના દાસ માને છે, તેમાંથી શ્રી વૈષ્ણવજી કે જે ચક્રાંકિત હોય છે તે પોતાને સર્વોપરિ માને છે, તેમાં કાંઇ પણ નથી.

પ્રશ્ન—કેમ ! કાંઈ નહી ? સઘળું છે; એ જુઓ, લલાટમાં નારાયણના ચરણારવિંદ જેવું તિલક અને વચમાં પીળી રેખા " શ્રી " હોય છે, એટલામાટે અમે શ્રી વૈષ્ણવ કહેવાઇએ છિયે એક નારાયણને છોડી અન્ય કોઇને માનતા નથી, મહાદેવના લિંગનું દર્શન પણ નથી કરતા, કેમકે અમારા લલાટમાં " શ્રી " વિરાજમાન્ છે, તે લજ્જિત થાય છે; આલમંદારાદિ સ્તોત્રોના પાઠ કરિયે છિએ. નારાયણની મંત્રપૂર્વક પૂજા કરિયે છિયે. માંસ નથી ખાતા, મદ્ય નથી પીતા, પછી સારા કેમ નહી ?

ઉત્તર—આ તમારાં તિલકને હરિપદાકૃતિ, અને આ પીળી રેખાને " શ્રી " માનવી એ વ્યર્થ છે. કેમકે એ તો હાથની કારીગરી અને લલાટનું ચિત્ર છે, જેવું કે હાથીનું લલાટ ચિત્ર વિચિત્ર કરવામાં આવે છે. તમારા લલાટમાં વિષ્ણુના પદનું ચિન્હ કયાંથી આવ્યું ? શું કોઈ વૈકુણ્ઠમાં જઇને વિષ્ણુના પગનું ચિન્હ લલાટમાં કરાવી આવ્યું છે.

વિવેકી—અને શ્રી જડ છે કે ચેતન ? વૈષ્ણવ—ચેતન છે.

વિવેકી—તો આ રેખા જડ હોવાથી " શ્રી " નથી. અમે પૂછિએ છિએ કે " શ્રી " બનાવેલી છે વા વિના બનાવેલી ? જો બનાવ્યા વિનાની છે તો એ " શ્રી " નહી, કેમકે એને તો તમે નિત્ય પોતાના હાથથી બનાવો છો , તો પછી તે શ્રી થઇ શકતી નથી. જો તમારા લલાટમાં " શ્રી " હોય તો કેટલાક વૈષ્ણવોનાં નઠારાં મુખ—અર્થાત્ શોભારહિત કેમ દેખાય છે? લલાટમાં શ્રી અને ઘેરઘેર ભીખ માંગે છે અને સદાવર્ત્ત માંગીને પેટ ભરતા કેમ ફરે છે ? એ વાત દુરાગ્રહી અને નિર્લજ્જોની છે, કે કપાલમાં શ્રી અને મહાદરિદ્રોના કામ કરે છે.

એમાં એક "પરિકાલ" નામક વૈષ્ણવ ભક્ત હતો તે ચોરી, લૂટ મારી, છલ, કપટ કરી, પરાયું ધન હરી, વૈષ્ણવોની પાસે મુકી પ્રસન્ન થતો હતો. એક સમયે તેને ચોરીમાં પદાર્થ કાંઈ ન મળ્યો કે જેને લૂંટે, ત્યારે વ્યાકુલ થઇને ફરતો હતો, ત્યારે નારાયણ સમજ્યા

કે અમારો ભક્ત દુ:ખ પામે છે. તેથી સેઠજીનું સ્વરૂપ ધરીને અંગુઠી આદિ આભુષણ પહેરી રથમાં બેસીને સામે આવ્યા, ત્યારે તો પરિકાલ રથની પાસે ગયો. સેઠને કહ્યું કે સર્વ વસ્તુ શીઘ્ર ઉતારી આપો, નહીં તો મારી નાખીશ. ઉતારતાં ઉતારતાં અંગુઠીઉતાર વામાં વાર લાગી, "પરિકાલે" નારાયણની આંગળી કાપીને અંગુઠી લઈ લીધી. નારાયણ ઘણા પ્રસન્ન થઇને ચતુરભુજ શરીર બની દર્શન આપ્યું, અને કહ્યું કે તું મારો મોટો પ્રિય ભક્ત છે. કેમકે સર્વ ધન, મારી લુટી, ચોરી કરીને વૈષ્ણવોની સેવા કરે છે. એટલા માટે તને ધન્ય છે. પછી તેણે જઇને વૈષ્ણવોની પાસે સર્વ ઘરેણાં મૂકી દીધાં. એક સમયે પરિકાલને કોઈ સાહુકાર નોકર રાખી જહાજમાં બેસાડીને દેશાન્તરે લઈ ગયો, ત્યાંથી જહાજમાં સોપારી ભરી, "પરિકાલે" એક સોપારી ભાગીને અરધો ટુકડો કરી વાણિયાને કહ્યું, આ મારી અર્ધિ સોપારી જહાજમાં મૂકી દો અને લખી આપો કે જહાજમાં અર્ધિ સોપારી 'પરિકાલની છે. વાણિયાએ કહ્યું કે ચાહે તું હજારો સોપારી લઈ લેજે. "પરિકાલે" કહ્યું કે નહી હુ અધર્મી નથી કે હું ખોટું લઉં? મારે તો અર્ધી જોઈએ. વાણિયો બિચારો ભોળો ભાલો હતો. તેણે લખી આપ્યું. જ્યારે પોતાના દેશમાં બન્દરપર જહાજ આવ્યું, અને સોપારી ઉતારવાની તૈયારી થઈ, ત્યારે પરિકાલે કહ્યું કે મારી અર્ધી સોપારી આપી દો. વાણિયો તે અર્ધી સોપારી આપવા લાગ્યો ત્યારે 'પરિકાલ' લડવા લાગ્યો કે મારી તો જહાજમાં અર્ધી સોપારી છે. અર્ધી વેહેંચી લઇશ. રાજપુરૂષો સુધી ઝઘડો ગયો. પરિકાલે વાણિયાનો લેખ દેખાડયો કે એણે અર્ધી સોપારી આપવી લખી છે. વાણિયો ઘણુએ કહેતો રહ્યો, પરન્તુ તેણે માન્યું નહીં અને અર્ધી સોપારી લઇને વૈષ્ણવોને અર્પણ કરી દીધી, ત્યારે તો વૈષ્ણવ ઘણા પ્રસન્ન થયા. આજ સુધી તે લુંટારા ચોર પરિકાલની મૂર્તિ મંદિરોમાં રાખે છે. આ કથા ભક્ત માળમાં લખી છે. બુદ્ધિમાનો જોઈલોકે વૈષ્ણવ, તેમના સેવક અને નારાયણ ત્રણે ચોર મંડળી છે કે નહીં? યદ્યપિ મતમતાન્તરોમાં કોઈ થોડા સારા પણ હોય છે તથાપિ તે મતમાં રહીને સર્વથા સારો થઈ શકતો નથી હવે જૂઓ વૈષ્ણવોમાં ફુટ, તૂટ ભિન્ન ભિન્ન તિલક, કંઠી ધારણ કરે છે. રામાનન્દી બે બાજુમાં ગોપીચંદ અને વચમાં લાલ, નિમાવત બેઉ પાતળી રેખા, અને વચમાં કાળું બિંદુ, માધવ કાળી રેખા, અને ગોડ બંગાલી કટારીના તુલ્ય, અને રામપ્રસાદી બેઉ ચાંલ્લા રેખાની વચમાં એક સફેદ ગોળ ટીકો ઇત્યાદિ એનું કથન વિલક્ષણ વિલક્ષણ છે. રામાનન્દી નારાયણના હૃદયમાં લાલ રેખાને લક્ષ્મીનું ચિન્હ અને ગૌસાંઈ શ્રી કૃષ્ણચન્દ્રજીના હૃદયમાં રાધા વિરાજમાંન છે ઇત્યાદિ કથન કરે છે.

એક કથા ભક્તમાળમાં લખી છે. કોઈ એક મનુષ્ય વૃક્ષ નીચે સુતો હતો સુતો સુતોજ મરી ગયો, ઉપરથી કાગડાએ વિષ્ટા કરી દીધી, તે પેલાના લલાટપર તિલકાકાર થઈ ગઈ હતી, ત્યાં યમના દૂત તેને લેવા આવ્યા. એટલામાં વિષ્ણુના દૂત પણ પોંચી ગયા. બેઉ વિવાદ કરતા હતા. યમ દૂતને કહ્યું કે અમારા સ્વામીની આજ્ઞા છે અમે એને યમ

લોકમાં લઈ જઈશું. વિષ્ણુનાં દૂતોએ કહ્યું કે અમારા સ્વામિની આજ્ઞા વૈકુંઠમાં લઈ જવાનીછે, જુઓ એના લલાટમાં વૈષ્ણવી તિલક છે. તમે કેવી રીતે લઈ જશો ? ત્યારે તો યમના દૂત ચુપ થઈ ચાલ્યા ગયા. વિષ્ણુના દૂત સુખથી તેને વૈકુંઠમાં લઈ ગયા અને નારાયણે તેને વૈકુંઠમાં રાખ્યો.

જુઓ, જ્યારે અકસ્માત્ તિલક બની જવાનું આવું માહાત્મ્ય છે તો જે પોતાની પ્રીતિથી અને હાથથી તિલક કરે છે, તે નરકથી છુટી વૈકુંઠમાં જાય તો તેમાં શું આશ્ચર્ય છે? અમે પૂછીયે છિયે કે જ્યારે નાનાં સરખાં તિલક કર્યાથી વૈકુંઠમાં જાય તો આખા મુખ પર લેપન કરવાથી કે કાળું મુખ કરવાથી કે શરીર પર લેપન કરવાથી વૈકુંઠથી પણ આગળ સિધારી જાય છે કે નહી? આવી સર્વ વાતો વ્યર્થ છે. હવે એમાં ઘણા ખાખી લાકડાંની લંગોટી લગાવી ધુણી તાપતા જટા વધારે છે અને સિદ્ધનો વેશ કરી લે છે. બગલાની સમાન ધ્યાનાવસ્થિત થાય છે ગાંજા ભાંગ અને ચરસના દમ લગાવે છે અને લાલ નેત્ર કરી રાખે છે. સર્વની પાસે ચપટી ચપટી અન્ન, લોટ, કોડી, પૈસા માંગે છે. ગૃહસ્થોના બાળકોને બહેકાવીને ચેલા બનાવી લે છે. ઘણું કરીને મજૂર લોક એમાં હોય છે. કોઇ વિદ્યા ભણતો હોય તો તેને ભણવા દેતા નથી. કિન્તુ કહે છે કે:—

**पठितव्यं तदपि मर्त्तव्यं दन्तकटाकटेति किं कर्त्तव्यम् ॥**

સન્તોને વિદ્યા ભણવાથી શું કામ છે ? વિદ્યા ભણનાર પણ મરી જાય છે તો પછી આ દન્ત કટાકટ શું કામ કરવી ? સાધુઓને તો ચાર ધામ ફરી આવવું, સન્તોની સેવા કરવી અને રામજીનું ભજન કરવું. જે કોઇએ મૂર્ખ એટલે અવિદ્યાની મૂર્ત્તિ ન જોઈ હોય તો ખાખીજીના તેણે દર્શન કરવાં. તેની પાસે જે કોઈ જાય છે તેને બચ્ચા બચી કહે છે, ચાહે તે ખાખીજીના બાપ, મા સમાન કેમ ન હોય ! જેવા એ ખાખીજી છે તેવા રૂખડ સુખડ, ગોદડિયા, જમાતવાળા, સુતરેસાઈ, અકાલી, કાનફટા, જોગી, ઔઘડ આદિ સર્વ એક સરખા છે.

એક ખાખીનો ચેલો શ્રીગણેશાયનમ: ગોખતો ગોખતો કુવાપર જળ ભરવા ગયો. ત્યાં પંડિત બેઠો હતો તે તેને "શ્રીગનેસાજનમે" ગોખતો જોઇને બોલ્યો અરે સાધુ ! અશુદ્ધ ગોખે છે ! "શ્રીગણેશાયનમઃ" એમ ગોખ. તેણે ઝટ લોટો ભરી ગુરુજીની પાસે જઇ કહ્યું કે એક "બમ્મન" મારા ગોખવાને અશુદ્ધ કહે છે. એવુ સાંભળીને ઝટ ખાખીજી ઉઠયા. કુવાપર ગયા, અને પંડિતને કહ્યું કે તું મારા ચેલાને બહેકાવે છે ? તું ગુરૂની લંડી શું ભણ્યો છે ? જો તું એક પ્રકારનો પાઠ જાણે છે હું ત્રણ પ્રકારનો જાણું છું "શ્રીગનેસાજનમે" "શ્રીગનેસા યનમે" "શ્રીગણેસાય નમે."

પંડિત—સાંભળો સાધુજી ! વિદ્યાની વાત ઘણી કઠણ છે. તે ભણ્યા વિના નથી આવડતી.

ખાખી—ચલ બે, સબ વિદ્વાન્ કો હમને રગડ મારે, ભાંગકે ઘોટમેં એકદમ સબ ઉડા દિયે, સન્તોકા ઘર બડા હૈ તૂ બાબુડા ક્યા જાને ?

પંડિત—દેખો ! જો તુમને વિદ્યા પઢી હોતી તો ઐસા અપશબ્દ ક્યોં બોલતે ? સબ પ્રકારકા તુમકો જ્ઞાન હોતા.

ખાખી—અબે તુ હમારા ગુરૂ બનતા હૈ? તેરા ઉપદેશ હમ નહીં સુનતે.

પંડિત—સુનો કહાંસે ! બુદ્ધિ હી નહીં હૈ. ઉપદેશ સુનને સમજને કે લિયે તો વિદ્યા ચાહિયે.

ખાખી—જો સબ વેદશાસ્ત્ર પઢે ઔર સન્તોકો ન માને તો જાનો કે વહ કુછ ભી નહીં પઢા.

પંડિત—હાં હમ સન્તોકી સેવા કરતે હૈં, પરંતુ તુમ્હારે સે હુડદંગોકી નહીં કરતે, ક્યોં કિ સન્ત, સજ્જન, વિદ્વાન્, ધાર્મિક, પરોપકારી પુરૂષોને કહે છે.

ખાખી—દેખ, હમ રાત દિન નંગે રહેતે, ધૂની તાપતે, ગાંજા, ચરસકે સૈકડોં દમ લગાતે, તીન તીન લોટા ભાંગ પીતે, ગાંજે, ભાંગ, ધતુરા કી પત્તીકી ભાજી—શાક બના ખાતે, સંખિયા અને અફિમ પણ ચટ નિગલ જાતે, નશામે ગર્ક રાતદિન બેગમ રહેતે, દુનિયાકો કુછ નહીં સમજતે, ભીખ માંગ કર ટિક્કડ બના ખાતે, રાતભર ઐસી ખાંસી ઉઠતી, જો પાસમેં સોવે ઉસકોભી નીંદ કભી ન આવે ઇત્યાદિ સિદ્ધિયાં ઔર સાધુપન હમ મેં હૈ. ફિર તુ હમારી નિન્દા ક્યોં કરતાહૈ ? ચેત બાબૂડે જો હમકો દિક્ક કરેગા હમ તુમકો ભસ્મ કર ડાલેંગે.

પણ્ડિત—યે સબ લક્ષણે અસાધુ મૂર્ખ ઔર ગપ્પગંપ્પેડોકે હૈ, સાધુઓકે નહીં. સુનો.

" साध्नोति परा‌णि धर्मकार्य्याणि स साधुः " ॥

જો ધર્મયુક્ત ઉત્તમ કાર્ય્ય કરે, સદા પરોપકાર મેં પ્રવૃત્ત હો, કોઇ દુર્ગુણ જિસમે ન હો, વિદ્વાન, સત્યોપદેશસેં સબ કા ઉપકાર કરે ઉસકો સાધૂ કહતેં હૈં.

ખાખી—ચલ બે તુ સાધૂ કે કર્મ કયા જાને, સન્તોકા ઘર બડા હૈ, કિસી સન્ત સેં અટકના નહીં, નહીં તો દેખ એક ચીમટા ઉઠા કર મારેગા, કપાળ ફુડવા લેગા.

પંડિત—અચ્છા ખાખી જાઓ, અપને આસનપર; હમસે બહુત ગુસ્સે મત હો, જાનતે હો રાજ્ય કૈસા હૈ? કિસીકો મારોગે તો પકડે જાઓગે, કારાગ્રહ ભોગોગે, બેંત ખાઓગે, વા કોઈ તુમકો ભી માર બેઠેગા, ફિર કયા કરોગે ? યહ સાધૂકા લક્ષણ નહીં.

ખાખી—ચલ બે ચેલે કિસ રાક્ષસકા મુખ દિખલાયા ?

પણ્ડિત—તુમને કભી કિસી મહાત્માકા સંગ નહીં કિયા હૈં, નહી તો ઐસે જડ મૂર્ખ ન રહતે.

ખાખી—હમ આપ હી મહાત્મા હૈં, હમકો કિસી દુસરે કી ગર્જ નહી.

પંડિત—જિનકે ભાગ્ય નષ્ટ હોતે હૈં ઉનકી તુમ્હારી સી બુદ્ધિ ઔર અભિમાન હોતા હૈ.

પછી ખાખી ચાલ્યો ગયો આસનપર અને પંડિત ઘેર ગયો. જ્યારે સન્ધ્યા આર્તી થઇ ગઇ, ત્યારે તે ખાખીને બુઢ્ઢો સમજીને ઘણાક ખાખી ડંડોત ડંડોત કહેતા સાષ્ટાંગ કરીને બેઠા, તે ખાખીએ પુછ્યું " અબે રામ દાસિયા ! તું કયા પઢા હૈ ?

રામદાસ—મહારાજ હું " વેસ્તુસહસર નામ " ભણ્યો છું. ખાખી " અબે ગોવિન્દાસિયે ! તું ક્યા પઢા હૈ ? "

ગોવિન્દાસ—હું "રામસતવરાજ" ભણ્યો છું, અમુક ખાખીજીની પાસેથી; ત્યારે રામદાસ બોલ્યો કે "આપ શું ભણ્યા છો?"

ખાખીજી—"હમ ગીતા પઢે હૈં. રામદાસ—કોની પાસે?

ખાખી—"ચલ્બે છોકરે! હમ કિસીકો ગુરૂ નહીં કરતે, દેખ હમ "પરાગરાજ" મેં રહતે થે, હમકો અક્ષર નહીં આતા થા, જબ કિસી લમ્બી ધોતી વાલે પંડિતકો દેખાતા થા, તબ ગીતાકે ગોટકે મેં પૂછતા થા કે ઇસ કલંગી વાલે અક્ષરકા ક્યા નામ હૈ? ઐસે પૂછતા પૂછતા અઢારો અધ્યાય ગીતા રગડ મારી, ગુરૂ એક ભી નહીં કિયા. ભલા આવા વિદ્યાના શત્રુઓમાં અવિદ્યા ઘર કરી ન રહે તો ક્યાં જાય!

એ લોક નશા, પ્રમાદ, લડવું, ખાવું, પીવું, સુવું, ઝાંઝ પીટવી, ઘંટા, ઘડિયાલ, શંખ વગાડવા, ધૂણી ચેતાવવી, નહાવું ધોવું, સર્વ દિશાઓમાં વ્યર્થ ઘૂમતા ફરવું, એ વિના અન્ય કાંઇ પણ સારૂં કામ કરતા નથી. ચાહે કોઈ પત્થરને પણ પિગળાવીલે પરંતુ આ ખાખિયોના આત્માને બોધ કરવો કરાવવો કઠિન છે, કેમકે બહુધા એ શૂદ્રવર્ણના અર્થાત્ મજુર, ખેડૂત, કહાર (ભોઇ) આદિ પોતાની મજુરી છોડી કેવલ ખાખ લગાડીને વૈરાગી, ખાખી આદિ થયા છે. તેમને વિદ્યા કે સત્સંગ આદિનું મહાત્મ્ય જાણુમાં આવી શકતું નથી, એમનામાંથી નાથોનો મંત્ર "**नमः शिवाय**" ખાખિયોનો "**नृसिंहाय नमः**" રામાવતોના "**श्रीरामचंद्राय नमः**" અથવા "**सीतारामाभ्यां नमः**" કૃષ્ણોપાસકોના "**श्री राधाकृष्णाभ्यां नमः । नमो भगवते वासुदेवाय**" અને બંગાલિયોનો **गोविंदाय नमः॥** એ મંત્રોને કાનમાં ભણવા માત્રથી શિષ્ય કરી લે છે અને એવી એવી શિક્ષા કરે છે કે બચ્ચા તુમ્બાનો મંત્ર ભણીલેઃ—

**जल पवितर सथल पवितर और पवितर कुआ ।**
**शिव कहे सुन पार्वती तूमबा पवितर हुआ ॥**

ભલા વારૂ આવાની યોગ્યતા સાધુ કે વિદ્વાન હોવા અથવા જગતના ઉપકાર કરવા જેવી કદી પણ હોઇ શકે છે? ખાખી રાતદિન લાકડાં છાણા (અડાયા) બાળ્યા કરે છે. એક મહીનામાં કેટલાક રૂપિયાના લાકડાં ફુકી દે છે. જો એક મહીનાના લાકડાના મૂલ્યથી કંબલાદિ (ધાબળી વિગેરે) વસ્ત્ર લઇ લે તો શતાંશ ધનવડે આનન્દમાં રહે પણ તેમને એટલી બુદ્ધિ ક્યાંથી આવે? અને એ લોક પોતાનું નામ એ ધુણીમાં તાપવામાંજ તપસ્વી ધારણ કરી રાખ્યું છે. જો એ પ્રકારે તપસ્વી થઈ શકાય તો જંગલી મનુષ્ય એનાથી પણ અધિક તપસ્વી થઈ જાય. જો જટા વધારે, રાખ લગાડે, અને તિલક કરેથી તપસ્વી થઇ જાય તો સર્વ કોઈ તેમ કરી શકે, એ તો ઉપરનું ત્યાગ સ્વરૂપ અને અંદરનું તો મહા સંગ્રહી સ્વરૂપ છે.

પ્રશ્ન—કબીર પંથી તો સારા છે?

ઉત્તર—નહીં.

પ્રશ્ન—કેમ સારા નથી ?, પાષાણાદિ મૂર્તિપૂજાનું ખંડન કરે છે. કબીર સાહેબ ફૂલો-માંથી ઉત્પન્ન થયા અને અન્તમાં પણ ફૂલ થઇ ગયા. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનો જ્યારે જન્મ ન હતો ત્યારે પણ કબીર સાહેબ હતા. તે મોટા સિદ્ધ એવા કે જે વાતને વેદપુરાણ પણ નથી જાણી શકતા તેને કબીર જાણે છે. સાચો રસ્તો છે તે કબીરેજ દેખાડયો છે એનો મંત્ર "સત્યનામ કબીર" આદિ છે.

ઉત્તર—પાષાણાદિને છોડીને પલંગ, ગાદી, તકિયા, પાવડી, જ્યોતિ—અર્થાત્ દીપ આદિનું પૂજન પાષાણમૂર્તિથી ન્યુન નથી, શું કબીર સાહેબ ભમરા હતા કે કલિરૂપે હતા કે જે ફૂલો-માંથી ઉત્પન્ન થયા? અને અન્તમાં ફૂલ થઇ ગયા ? જગતમાં જે આમ વાત સાંભળવામાં આવી છે તેજ સાચી હશે કે કોઈ જુલાહો—વણકર કાશીમાં રહેતો હતો, તેને બચ્ચાં છોકરા ન હતાં. એક સમયે થોડિક રાત્ર હતી તે વખતે એક ગલીમાં ચાલ્યો જતો હતો, તો જોયું કે સડકના કિનારાપર એક ટોપલીમાં ફૂલોની વચમાં તેજ રાત્રનું જન્મેલું બાલક હતું, તેને તે લઇ ગયો અને પોતાની સ્ત્રીને આપ્યું. તેણે પાલન કર્યું. જ્યારે તે મોટો થયો, ત્યારે જુલાનું ( વણકરનું ) કામ કરતો હતો પછી કોઈ પંડિત પાસે સંસ્કૃત ભણવા માટે ગયો, તેણે એનું અપમાન કર્યું, અને કહ્યું કે અમે વણકરને ભણાવતા નથી, એ પ્રકારે ઘણા પંડિતો પાસે ભટકયો, પરન્તુ કોઇએ ન ભણાવ્યો, ત્યારે ઉટપટાંગ ભાષા બનાવીને વણકરાદિ નીચ લોકોને સમજાવવા લાગ્યો, તંબુરો લઇને ગાતો હતો, ભજન બનાવતો હતો. વિશેષ કરી પંડિત શાસ્ત્ર, અને વેદોની નિન્દા કર્યા કરતો હતો, પછી કેટલાક મૂર્ખ લોક તેની જાલમાં ફસી ગયા, જ્યારે મરી ગયો ત્યારે તેના લોકોએ એને સિદ્ધ બનાવી લીધો. જે જે તેણે જીવતાં બનાવ્યું હતું તેને તેના ચેલા ભણતા રહ્યા. કાનનો છેદ આંગળીથી બંધ કરવાથી એ શબ્દ સાંભળવામાં આવે છે તેને અનહત શબ્દ અને એ સિદ્ધાન્ત ઠરાવ્યો, મનની વૃત્તિને "સુરતિ" કહે છે. તેને એ શબ્દ સાંભળવા લગાડવી, તેને સન્ત અને પરમેશ્વરનું ધ્યાન બતાવે છે. ત્યાં કાલ નથી પોહોંચતો કે જ્યાં બર્છી સમાન તિલક કરેછે અને ચન્દનાદિ લાકડાની કણ્ઠી બાંધે છે. ભલા વારૂ વિચારીને જુઓ કે એમાં આત્માની ઉન્નતિ અને જ્ઞાન શું વધી શકે છે ? આ કેવલ બાળ ખેલ સમાન લીલા છે.

પ્રશ્ન—પંજાબ દેશમાં નાનકજીએ એક માર્ગ ચલાવ્યો છે, કેમકે તે પણ મૂર્ત્તિનું ખંડન કરતો હતો. અને મુસલમાન થવાથી બચાવ્યા, તે સાધુ પણ ન થયો કિન્તુ ગૃહસ્થ બન્યો રહ્યો. જુઓ એણે આ મંત્રોપદેશ કર્યો છે. એથી વિદિત થાય છે કે એનો આશય સારો હતોઃ—

**ओं सत्यनाम कर्त्ता पुरुष निर्भो निर्वैर अकालमूर्त्त**

**अजोनि सहभंगुरु प्रसाद जप आदि सच जुगादि**

**सच है भी सच नानक होसी भी सच ॥ जपजी पौडी ॥ १ ॥**

**ओ३म्** જેનું સત્ય નામ છે, તે કર્ત્તા પુરૂષ, ભય અને વૈર રહિત, અકાલ મૂર્ત્તિ, જે કાલ

માં અને યોનિમાં નથી આવતો પ્રકાશમાન્ છે, તેનો જપ ગુરૂની કૃપાથી કર તે પરમાત્મા આદિમાં સચ હતો જુગો યુગોનિ આદિમાં સચ વર્તમાનમાં સચ અને આગળ પણ સચ ( સત્ય ) રહેશે.

ઉત્તર—નાનકજીનો આશય તો સારો હતો, પણ વિદ્યા કાંઈ પણ ન હતી. હાં ભાષા તે દેશની જે કે ( ગ્રામોની ) છે, તે જાણતો હતો. વેદાદિ શાસ્ત્ર અને સંસ્કૃત કાંઈ પણ ન જાણતો હતો, જો જાણતો હોત તો નિરભય શબ્દને નિર્ભો કેમ લખતે? અને એનું દૃષ્ટાંત એમનું બનાવેલુ સંસ્કૃતી સ્તોત્ર છે. તે ચાહતા હતા કે હું સંસ્કૃતમાં પણ પગ અડાવું પરન્તુ ભણ્યા વિના સંસ્કૃત કેમ આવડી શકે? હાં, તે ગ્રામિણોની સામે કે જેમણે સંસ્કૃત કદી સાંભળ્યું પણ ન હતું સંસ્કૃતી બનાવીને સંસ્કૃતના પણ પંડિત બની ગયા હશે. આ વાત પોતાના માન પ્રતિષ્ઠાની અને પોતાની પ્રખ્યાતિની ઇચ્છા વિના કદી ન કરે તેને પોતાની પ્રતિષ્ઠાની ઇચ્છા અવશ્ય હતી, નહીં તો જેવી ભાષા જાણતા હતા તેવી ભાષામાં કહેતા રહેતે, અને એ પણ કહી દેતે કે હું સંસ્કૃત નથી ભણ્યો, જ્યારે કાંઈ અભિમાન હતું તો માન પ્રતિષ્ઠાને માટે કાંઈ દંભ પણ કર્યો હશે અને એટલા માટે એના ગ્રન્થમાં જ્યાં ત્યાં વેદોની નિન્દા અને સ્તુતિ પણ છે કેમકે જો એમ ન કરતે તો તેમને પણ કોઈ વેદના અર્થ પૂછતે અને જ્યારે ન આવડતે ત્યારે પ્રતિષ્ઠા નષ્ટ થાત, એટલા માટે પ્રથમજ પોતાના શિષ્યોના સન્મુખ કોઈ કોઈ જગોએ વેદ વિરુદ્ધ બોલતા હતા અને કાંઈ કાંઈ જગોએ વેદને માટે સારૂં પણ કહ્યું છે, કેમકે જો કોઈ જગોએ સારૂં ન કહેતે તો લોક તેમને નાસ્તિક ઠરાવતે જેમ—

**वेद पढत ब्रह्मा मरे चारों वेद कैहानि ।**

**सन्त कि महिमा वेद न जाने ॥ सुखमनी पौडी ७ । चो० ८ ॥**

**नामक ब्रह्मज्ञानी आप परमेश्वर ॥ सु० पौ० ८ । चो० ६ ॥**

શું વેદ ભણનારા મરી ગયા, અને નાનકજી આદિ પોતાને અમર સમજતા હતા? શું તેઓ નથી મરી ગયા? વેદ તો સર્વ વિદ્યાઓનો ભંડાર છે, પરંતુ જે ચારે વેદને "કહાણી" કહે તેની સર્વ વાત કહાણી છે! જે મૂર્ખોનાં નામ સાધુ હોય છે તે બિચારા વેદોની મહિમા કદી પણ નથી જાણી શકતા. જો નાનકજી વેદોનુંજ માન કરતે તો એમનો સમ્પ્રદાય ન ચાલતે અને ન તે ગુરૂ બની શકત, કેમકે સંસ્કૃત વિદ્યા તો ભણ્યાજ ન હતા, તો બીજાને ભણાવીને શિષ્ય કેમ બનાવી શકત? એ સત્ય છે કે જે સમયે નાનકજી પંજાબમાં ગયા હતા તે સમયે પંજાબ સંસ્કૃતવિદ્યાથી સર્વ રહિત, મુસલમાનોથી પીડિત હતું, તે સમયે તેમણે કાંઈક લોકોને બચાવ્યા. નાનકજીની હયાતીમાં કાંઈ એમનો સમ્પ્રદાય કે ઘણાક શિષ્યો નહીં થયા હતા. કેમકે અવિદ્વાનોમાં આ ચાલ છે કે મુઆ પછી તેને સિદ્ધ બનાવી લે છે, અને પશ્ચાત્ બહુજ માહાત્મ્ય વધારીને ઇશ્વર સમાન તેને માની લે છે. હા, નાનકજી મોટા ધનાઢ્ય અને રઈસ—શ્રીમાન્ ગૃહસ્થ પણ ન

હતા, પરંતુ એમના ચેલાઓએ "નાનકચંદ્રોદય" અને "જન્મશાખી" આદિમાં મોટા સિદ્ધ અને ઘણા ઐશ્વર્યવાન્ હતા, એમ લખ્યું છે. નાનકજી બ્રહ્મા આદિને મળ્યા, ઘણી વાત ચીત કરી, સર્વેએ એમનું માન્ય કર્યું; નાનકજીના વિવાહમાં ઘણાક ઘોડા, રથ, હાથી, સોના, ચાંદી, મોતી. પન્ના, આદિ રત્નોએ સજેલાં હતાં અને અમૂલ્ય રત્નોનો પારાવાર ન હતો એમ લખ્યું છે. ભલા એ ગપોડા નહીં તો શું છે? એમાં એમના ચેલાનો દોષ છે, નાનકજીનો નથી. બીજું જે એમની પાછળ એમના પુત્રથી ઉદાસી અને રામદાસ આદિથી નિર્મલા થયા કેટલાક ગાદીવાળાએ ભાષા બનાવીને ગ્રંથમાં રાખી છે અર્થાત્ એમનો ગુરૂગોવિંદસિંહજી દસમાં થયા. તેમની પછી તે ગ્રંથમાં કોઈની ભાષા ભેળવામાં આવી નથી કિન્તુ ત્યાં સુધીના જેટલાં નાના પુસ્તકો હતાં તે સર્વને એકઠાં કરીને પુસ્તક બંધાવી દીધું એ લોકો એ પણ નાનકજીની પાછળ ઘણી ખરી ભાષા બનાવી, કેટલાકોએ નાના પ્રકારના પુરાણોની મિથ્યા કથાની પેઠે પુસ્તકો બનાવી દીધાં પરંતુ બ્રહ્મજ્ઞાની આપ પરમેશ્વર બનીને તેની તરફ કર્મ ઉપાસના છોડીને એમના શિષ્ય ઝુકતા આવ્યા. એથી તેણે બહુ બગાડ કરી દીધો નથી. જે નાનકજીએ કાંઇ વિશેષ ભક્તિ ઇશ્વરની લખી હતી, તેજ કરતા આવ્યાં હોત તો સારૂ હતું, પણ હવે ઉદાસી એમ કહે છે કે અમે મોટા, નિર્મળા એમ કહે છે અમે મોટા, અકાલી સુતરહસાઈ કહે છે કે સર્વોપરિ અમે છિયે. એમાં ગોવિંદસિંહજી શૂરવીર થયા, જે મુસલમાનોએ એમના પુરૂષોને બહુજ દુઃખ દીધું હતું, તેનું વૈર લેવા ચાહતા હતા, પરંતુ એમની પાસે કશી સામગ્રી ન હતી અને સામે ત્યાં મુસલમાનોની બાદશાહી પ્રજ્વલિત થઈ રહી હતી. એમણે એક પુરશ્ચરણ કરાવ્યું અને પ્રસિદ્ધ કર્યું કે મને દેવીએ વર અને ખડગ આપ્યું છે કે તમે મુસલમાનો સાથે લડો, તમારો વિજય થશે. આથી ઘણા લોકો તેના સાથી થઈ ગયા અને તેણે જેમ વામમાર્ગિયોએ "પાંચ મકાર" ચક્રાંકિતોએ "પાંચ સંસ્કાર" ચલાવ્યા હતા તેમજ "પાંચ કકાર" અર્થાત એના "પાંચ કકાર" યુદ્ધના ઉપયોગી હતા. એક "કેશ," જે રાખવાથી લડાઇમાં લાકડા અને તલવારથી કાંઇક બચાવટ થાય; બીજું "કંકણ" જે માથાની ઉપર પાઘડીમાં અકાલી લોક રાખે છે અને હાથમાં "કડાં," જેથી હાથ અને શિર બચી શકે. ત્રીજો "કચ્છો" જે જાનુની ઉપર એક જાંઘિયો (તંગિયો) કે જેથી દોડવા અને કુદવામાં ઠીક ફાવે છે, ઘણુકરીને અખાડામાં મલ્લ, અને નટ પણ, એને એટલામાટે ધારણ કરે છે જેથી શરીરનું મર્મસ્થાન બચી રહે અને કાંઈ અટકાવ ન થાય. ચોથું "કંગો" (કાંસકી) જેથી કેશ સુધરે છે. પાંચમું "કર્દ" જેથી શત્રુ સાથે ભેટ, ભડકા થવાથી લડાઇમાં કામ આવે એટલા માટે આ રીતી ગોવિંદસિંહે પોતાની બુદ્ધિમત્તાથી તે સમયનેમાટે કરી હતી. હવે આ સમયમાં તેનું રાખવું કાંઇ ઉપયોગી નથી. પરંતુ હવે યુદ્ધના પ્રયોજનાર્થે જે વાતો કર્તવ્ય હતી; તેને ધર્મ સાથે માની લીધી છે. તેઓ મૂર્તિપૂજા તો નથી કરતા પણ તેથી વિશેષ "ગ્રંથ" ની પૂજા કરે છે શું એ મૂર્તિપૂજા નથી? કોઈ જડ પદાર્થની સામે શિર નમાવવું કે તેની પૂજા કરવી, તે સર્વ મૂર્તિપૂજા છે. જેમ મૂર્તિવાળાએ પોતાની દુકાન જમાવીને જીવિકા ઉભી કરી છે, તેમ એ લોકોએ

પણ કરી લીધી છે, જેમ પૂજારી લોક મૂર્તિના દર્શન કરાવે છે, ભેટ ચઢાવાવે છે, તેમ નાનક પન્થી લોક ગ્રંથની પૂજા કરે કરાવે છે. ભેટ પણ ચઢાવાવે છે. અર્થાત્ મૂર્તિપૂજાવાળા વેદનું જેટલું માન્ય કરે છે તેટલું એ ગ્રંથ સાહેબવાળાલોક કરતા નથી. હાં, કહી શકાય છે કે એમણે વેદો ન સાંભળ્યા, ન દીઠા તો તેઓ શું કરે ? જો સાંભળવા અને જોવામાં આવે તે બુદ્ધિમાન લોક જે હઠી, દુરાગ્રહી નથી તે સર્વ સમ્પ્રદાયીલોક વેદમતમાં આવી જાય છે. પરંતુ એ સર્વેએ ભોજનનો બખેડો બહુજ હઠાવી દીધો છે. જેમ એને હઠાવ્યો તેમ વિષયાસક્તિ, દુરાભિમાનને પણ હઠાવીને, વેદમતની ઉન્નતિ કરે તો બહુ સારી વાત છે.

પ્રશ્ન—દાદૂપન્થીનો માર્ગ સારો છે ?

ઉત્તર—સારો તો વેદમાર્ગ છે, જો પકડાય તો પકડો, નહી તો સદા ગોતાં ખાયા કરો. એના મતમાં દાદૂજીનો જન્મ ગુજરાતમાં થયો હતો, પુનઃ( જયપુરી પાસે "આમેર" માં રહેતા હતા, તેલીનું ( ઘાચીનું ) કામ કરતા હતા. ઈશ્વરની સૃષ્ટિની વિચિત્ર લીલા છે, કે દાદૂજી પણ પૂજાવવા લાગી ગયા. હવે વેદાદિ શાસ્ત્રોનીજ સર્વવાતો છોડીને "દાદૂરામ–દાદૂરામ" માંજ મુક્તિ માની લીધી છે. જ્યારે સત્યોપદેશક નથી હોતા ત્યારે એવા એવાજ બખેડા ચાલ્યા કરે છે. થોડાંક દિન થયા "રામસનેહી" મત શાહપુરાથી ચાલ્યો છે. તેમણે સર્વ વેદોક્ત ધર્મ છોડીને "રામ રામ" પોકારવુંજ, સારૂં માન્યું છે. તેમાંજ જ્ઞાન, ધ્યાન અને મુક્તિ માની છે; પરંતુ જ્યારે ભૂખ લાગે છે ત્યારે "રામનામ" માંથી રોટલી શાક નથી નિકળતાં, કેમકે ખાન, પાન આદિ તો. ગૃહસ્થોના ઘરમાંજ મળે છે. એ લોકો પણ મૂર્તિપૂજાને ધિક્કારે છે, પરંતુ પોતે સ્વયં મૂર્તિ બની રહ્યા છે. સ્ત્રિયોના સંગમાં બહુજ રહે છે, કેમકે રામજીને "રામકી" વિના આનંદજ નથી મળી શકતો.

એક રામચરણ નામક સાધુ થયો છે, જેનો મત મુખ્ય કરી "શાહપુરા" સ્થાન મેવાડથી ચાલ્યો છે, તે "રામ રામ" કહેવાનેજ પરમ મંત્ર અને તેનેજ સિદ્ધાંત માને છે, તેનો એક ગ્રન્થ કે જેમાં સન્તદાસજી આદિની વાણી છે તેમાં એમ લખે છે, કેઃ—

**भरम रोग तब ही मिस्या । रस्या निरंजन राई ।**
**तब जमका कागज फस्या । कस्या करम तब जाई ॥ १ ॥**
**साखी ॥ ६ ॥**

હવે બુદ્ધિમાન્ લોક વિચારી લે કે "રામ રામ" કહેવાથી ભ્રમ કે જે અજ્ઞાન છે તે યમરાજનું પાપાનુકૂલ શાસન, અથવા કર્યા કર્મ, કદી છુટી શકે છે કે નહીં? એ કેવલ મનુષ્યોને પાપોમાં ફસાવવા અને મનુષ્ય જન્મને નષ્ટ કરી દેવા જેવું છે. હવે એનો જે મુખ્ય ગુરૂ રામચરણ થયો છે તેના વચનઃ—

**महमानांव मताप की । सुणौ सरवण चित लाइ ॥**
**रामचरण रसना रटौ । क्रम सकल झड जाइ ॥ १ ॥**

जिन जिन सुमरया नांव कूं। सो सब उतरया पार ॥
रामचरण जो विसरया। सोही जम के द्वार ॥ २ ॥
राम विना सब जूठ बतायो ॥
राम भजत छूटया सब कम्मा। चन्द अरु सूर देइ पर कम्मा ॥
राम कहे तिन कूं भै नाहीं। तीन लोक में कीरति गाहीं ॥
राम रटत जम जोर न लागै ॥
राम नाम लिख पथर तराई। भगति हेति औतारहीं धरही ॥
ऊंच नीच कुल भेद विचारै। सो तो जनम आपणो हारै ॥
सन्ता के कुल दीसै नाहीं। राम राम कह राम सम्हांही ॥
ऐसो कुण जो कीरति गावै ॥ हरि हरि जन को पार न पावै ॥
राम सन्तां का अन्त न आवै ॥ आप आपकी बुद्धि सम गावै ॥

### એનું ખંડન.

પ્રથમ તો રામચરણ આદિના ગ્રન્થ જોવાથી વિદિત થાય છે કે તે ગ્રામીણ એક સીધો સાદો મનુષ્ય હતો. ન કાંઇ તે ભણ્યો હતો. નહી તો આવી ગપડ ચોથ કેમ લખત ? એ કેવલ એનો ભ્રમ છે કે રામ રામ કહેવાથી કર્મ છુટી જાય. કેવલ એ પોતાનો અને બીજાઓનો જન્મ ખુએ છે. જમનો ભય તો બહુ ભારે છે પરન્તુ રાજ સિપાહી, ચોર, ડાકૂ, વ્યાઘ્ર, સર્પ, વીછુ અને મચ્છર આદિનો ભય કદી નથી છુટતો, ચાહે રાત્રદિવસ રામરામ કર્યા કરે કાંઈ પણ વળવાનું નથી. જેમ "સાકર સાકર" કરવાથી મુખ મીઠું નથી થતું તેમ સત્ય ભાષણ આદિ કર્મ કર્યા વિના 'રામ રામ' જપવાથી કાંઈ પણ નથી થવાનું. અને જો રામરામ કહેવાથી એમનો રામ નથી સાંભળતો તો જન્મભર કહેવાથી પણ નહી સાંભળશે અને જો સાંભળે છે તો બીજી વાર પણ રામરામ કહેવું વ્યર્થ છે. એ લોકોએ પોતાનુંજ પેટ ભરવા અને બીજાઓનો પણ જન્મ નષ્ટ કરવા અર્થે એક પાખંડ ઉભું કર્યું છે. આ મોટું આશ્ચર્ય અમે સાંભળિયે અને જોઇયે છિયે કે નામ તો ધર્યું રામસ્નેહી અને કામ કરે છે. રાંડસ્નેહીનું, જયાં જુઓ ત્યાં રાંડજ રાંડ સન્તોને ઘેરી રહી છે જો એવાં એવાં પાખંડ ન ચાલત, તો આ આર્યાવર્ત દેશની દુર્દશા કેમ થાત ? એ લોકો પોતાના ચેલાઓને જૂઠ ઉચ્છિષ્ટ ખવડાવે છે અને સ્ત્રિયો પણ લાંબી પડી દંડવત્ પ્રણામ કરે છે. એકાન્તમાં પણ સ્ત્રિયો અને સાધુઓની બેઠક થતી રહે છે.

હવે બીજી એની શાખા "ખેડાપા" ગ્રામ મારવાડ દેશથી ચાલી છે. તેનો ઇતિહાસ—એક રામદાસ નામનો જાતનો ઢેડ બહુ ચાલાક હતો, તેની બે સ્ત્રિયો હતી, તે પ્રથમ બહુ

દિવસ સુધી ઓઘડ—ગાંડો થઈ કુતરાઓ સાથે ખાતો રહ્યો, પછી વામી કુંડાપંથી અને પછી રામદેવનો × કામડિયો બન્યો. પોતાની બેઉ સ્ત્રિયોની સાથે ગાતો હતો, એમ ધુમતો ધુમતો "*સીથલ" માં ઢેડાનો ગુરૂ રામદાસ હતો તેને મળ્યો, તેણે એને રામદેવનો પન્થ બતાવીને પોતાનો ચેલો બનાવ્યો. તે રામદાસે ખેડાપા ગ્રામમાં જગા બતાવી અને તેનો ત્યાં મત ચાલ્યો, અને શાહપુરમાં વળી રામચરણનો પણ ઇતિહાસ એવો સાંભળ્યો છે કે તે જયપુરનો વાણિયો હતો, તેણે 'દાંતડા' ગ્રામમાં એક સાધુ પાસે વેષ લીધો અને તેને ગુરૂ કર્યો અને શાહપુરમાં આવી "ટિક્કી" જમાવી.

ભોળા મનુષ્યોમાં પાખંડની જડ શીઘ્ર જામી જાય છે. તેમ જામી ગઈ! એ સર્વેમાં ઉપરના રામચરણના વચનોના પ્રમાણથી ચેલા કરીને ઉંચ નીચનો કાંઈ ભેદ નથી રાખતા. બ્રાહ્મણથી અન્ત્યજ પર્યન્ત એમાં ચેલા બને છે. હવણા પણ કૂંડાપંથીથીજ છે. કેમકે માટીનાં કુંડાંમાં ખાય છે. અને સાધુઓનું એઠું ખાય છે, વેદ ધર્મથી અને માતા, પિતા, તથા સંસારના વ્યવહારથી બેહેકાવીને તેને સંસાર છોડાવી દે છે અને ચેલા બનાવી લે છે તથા રામનામને મહામન્ત્ર માને છે અને એને 'છુચ્છમ'–સૂક્ષ્મ વેદ પણ કહે છે. રામરામ કહે વાથી અનન્ત જન્મોનાં પાપ છુટી જાય છે, એ વિના મુક્તિ કોઇની થતી નથી. જે શ્વાસ અને પ્રશ્વાસ સાથે રામરામ કહેવું બતાવે તેને સત્યગુરૂ કહે છે. અને તે સત્યગુરૂને પરમેશ્વરથી પણ મોટા માને છે, અને તેની મૂર્ત્તિનું ધ્યાન કરે છે; સાધુઓના ચરણ ધોઇને પીએ છે. જ્યારે ગુરુથી ચેલા દૂર જાય ત્યારે તો ગુરૂના નખ અને ડાઢીના વાળ પોતાની પાસે રાખી લે છે તેનું ચરણામૃત નિત્ય લે, રામદાસ અને હરરામદાસની વાણીના પુસ્તકને વેદથી અધિક માને છે. તેની પરિક્રમા અને આઠ દંડવત્ પ્રણામ કરે છે અને જો ગુરૂ સમીપ હોય તો ગુરૂને દંડવત્ પ્રણામ કરી લે છે. સ્ત્રી વા પુરૂષને રામરામ એક સરખો મંત્રોપદેશ કરે છે અને રામસ્મરણથીજ કલ્યાણ માને છે પુનઃ ભણવામાં પાપ સમજે છે. તેની સાખીઃ—

**पंडताइ पाने पड़ी । ओ पूरबलो पाप ।**

**राम राम सुमर्‍यों विनां । रइग्यौ रीतो आप ॥ १ ॥**

**वेद पुराण पढे पढ गीता । रामभजन बिन रइ गये रीता ॥**

એવાં એવાં પુસ્તકો બનાવ્યાં છે. સ્ત્રીને પતિની સેવા કરવામાં પાપ અને ગુરૂ સાધુની સેવામાં ધર્મ બતલાવે છે, વર્ણાશ્રમને માનતા નથી. જો કોઇ બ્રાહ્મણ રામસ્નેહી ન હોય, તો તેને

---

× રાજપૂતાનામાં "ચમાર" લોક ભગવાં વસ્ત્ર રંગીને "રામદેવ" આદિના ગીત ગાય છે જેને તેઓ "શબ્દ" કહે છે તે ચમારો અને અન્ય જાતિયોને સંભળાવે છે તે કામડિયા કહેવાય છે.

* સીથલ જોધપૂરના રાજ્યમાં એક મોટું ગ્રામ છે.

નીચ, અને ચાંડાલ અને જો રામ સ્નેહી હોય તો તેને ઉત્તમ જાણે છે. હવે ઈશ્વરના અવતાર નથી માનતા અને રામચરણનું વચન જે ઉપર લખી આવ્યા કેઃ—

**भगति हेति औतार ही धरहीं ॥**

એમાં ભક્તિ અને સન્તોના હિત અવતારને પણ માને છે ઇત્યાદિ પાખંડ પ્રપંચ એમના જેટલા છે તે સર્વ આર્યાવર્ત્ત દેશના અહિતકારક છે. એટલાજથી બુદ્ધિમાન્ બહુજ સમજી લેશે.

પ્રશ્ન—ગોકુલિયા ગોસાંઇયોનો મત તો બહુજ સારો છે, જુઓ કેવું ઐશ્વર્ય ભોગવે છે. શું એ ઐશ્વર્ય લીલા વિના એવું થઈ શકે છે.

ઉત્તર—એ ઐશ્વર્ય ગૃહસ્થ લોકોનું છે, ગુસાંઇયોનું કાંઈ નથી.

પ્રશ્ન—વાહ વાહ !! ગુસાંઇયોના પ્રતાપથી છે, કેમકે એવું ઐશ્વર્ય બીજાને કેમ નથી મળતું?

ઉત્તર—બીજા પણ એવાજ પ્રકારના છળ પ્રપંચ રચે તો ઐશ્વર્ય મળવામાં શો સન્દેહ છે? અને જો એનાથી અધિક ધૂર્ત્તતા કરે તો અધિક પણ ઐશ્વર્ય મેળવી શકે છે.

પ્રશ્ન—વાહજી વાહ ! એમાં શી ધૂર્ત્તતા છે ? એ તો સર્વ ગોલોકની લીલા છે.

ઉત્તર—ગોલોકની લીલા નહીં, કિન્તુ ગુસાંઇયોની લીલા છે. જેને ગોલોકની લીલા છે તો ગોલોક પણ એવુંજ હશે.

એ મત તૈલંગ દેશથી ચાલ્યો છે. કેમકે એક તૈલંગી લક્ષ્મણભટ્ટનામે બ્રાહ્મણ પ્રથમ વિવાહ કરીને પછી કંઈ કારણથી માતા, પિતા અને સ્ત્રીને છોડી, કાશીમાં જઈને, સન્યાસ લઈ લીધો હતો અને જૂઠું બોલ્યો હતો કે "મારો વિવાહ થયો નથી." દૈવયોગે એના માતા, પિતા અને સ્ત્રીએ સાંભળ્યું કે કાશીમાં સન્યાસી થઈ ગયો છે, તે ઉપરથી તેના માતા, પિતા અને સ્ત્રી કાશીમાં જઈને જેણે એને સન્યાસ આપ્યો હતો, તેને કહ્યું કે એને સન્યાસી કેમ કર્યો ? જુઓ આ એની યુવતિ સ્ત્રી છે. અને સ્ત્રીએ કહ્યું કે જો આપ મારા પતિને મારી સાથે ન મોકલો તો મને પણ સન્યાસ આપી દો. ત્યારે તો તેને ( લક્ષ્મણને ) બોલાવીને કહ્યું કે તું મોટો મિથ્યા વાદી છે. સન્યાસ છોડ, અને ગૃહસ્થાશ્રમ કર; કેમકે તેં જુઠું બોલીને સન્યાસ લીધો. તેણે પુનઃ એમજ કર્યું. સન્યાસ છોડીને તેમની સાથે ચાલ્યો ! જુઓ એ મતનું મૂળજ જુઠ કપટથી જન્મ્યું. જ્યારે તૈલંગ દેશમાં ગયા અને તેને જાતિમાં કોઈએ ન લીધાં, ત્યારે ત્યાંથી નિકળીને ભ્રમવા લાગ્યાં. "ચરણાગઢ" કે જે કાશીની પાસે છે તેની સમીપમાં "ચંપારણ્ય" નામના જંગલમાં ચાલ્યાં જતાં હતાં, ત્યાં કોઈ એક બાળકને જંગલમાં મૂકી ને ચારે તરફ દૂર દૂર આગ સળગાવીને ચાલ્યો ગયો હતો, કેમકે મુકી જનાર એમ સમજ્યો હતો કે જો આગ ન સળગાવીશ તો હવણા કોઇ જીવ મારી નાખશે. તે બાળકને જોઇને લક્ષ્મણભટ્ટ અને તેની સ્ત્રીએ તે બાળકને લઈ લીધો અને પોતાનો પુત્ર કરી લીધો. પછી કાશીમાં જઈ રહ્યાં. જ્યારે તે છોકરો મોટો થયો, ત્યારે તેના માતા પિતાના શરીર છૂટી ગયાં, કાશીમાં બાલ્યાવસ્થાથી યુવાવસ્થા સુધી કાંઈ ભણતો પણ રહેલો, પછી બીજે કંઇ જઈ આખરે એક વિષ્ણુ સ્વામીના મંદિરમાં ચેલો થઈ ગયો. ત્યાંથી

પણ કાંઈ ખટપટ થવાથી કાશીમાં પાછો ચાલ્યો ગયો અને સન્યાસ લઈ લીધો, તે પછી કોઈ તેવોજ જાતિ બહિષ્કૃત બ્રાહ્મણ કાશીમાં રહેતો હતો તેની છોકરી યુવતિ હતી. તેણે એને કહ્યું કે તું સન્યાસ છોડી, મારી બાળકી સાથે વિવાહ કરી લે. તેમજ થયું. જેના બાપે જેવી લીલા કરી હતી તેવીજ પુત્રપણ કેમ ન કરે ? તે સ્ત્રીને લઈ ત્યાં ચાલ્યો ગયો કે જ્યાં પ્રથમ વિષ્ણુ સ્વામીના મંદિરમાં ચેલો થયો હતો, પણ વિવાહ કરવાથી તેને ત્યાંથી કહાડી મૂક્યો. પછી વ્રજદેશમાં, કે જ્યાં અવિદ્યાએ ઘર કરી રાખ્યું છે, ત્યાં જઈ પોતાનો પ્રપંચ અનેક પ્રકારની છળ યુક્તિયોથી ફેલાવવા લાગ્યો અને મિથ્યા વાતોની પ્રસિદ્ધિ કરવા લાગ્યો કે શ્રીકૃષ્ણ મને મળ્યા અને કહ્યું કે જે ગોલોકથી "દૈવીજીવ" મર્ત્ય લોકમાં આવ્યા છે, તેમને બ્રહ્મ સમ્બન્ધ આદિથી પવિત્ર કરીને ગોલોકમાં મોકલો ઇત્યાદિ મૂર્ખોને પ્રલોભનની વાતો સંભળાવીને થોડાક લોકોને અર્થાત્ ૮૪ ચોર્યાશી માણસોને વૈષ્ણવ બનાવ્યા, અને આ નિચે લિખિત મંત્રો બનાવી લીધા; અને તેમાં પણ ભેદ રાખ્યો. જેમઃ—

श्री कृष्णः शरणं मम ॥ १ ॥

क्लीं कृष्णाय गोपीजनवल्लभाय स्वाहा ॥ २ ॥ गोपाल सहस्त्र नाम ॥

આ બેઉ સાધારણ મંત્ર છે, પરંતુ આગલો મંત્ર બ્રહ્મસમ્બન્ધ અને સમર્પણ કરવાનો છે.

श्रीकृष्णः शरणं मम सहस्त्रपरिवत्सरमितकालजातकृष्णवियोग
जनिततापक्लेशानन्ततिरोभावोऽहं भगवते कृष्णाय देहेंद्रिय
प्राणान्तःकरणतद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहपराण्यात्मना सह
समर्प्पयामि दासोऽहं कृष्ण तवास्मि ॥

આ મંત્રનો ઉપદેશ કરીને શિષ્ય શિષ્યાઓને સમર્પણ કરાવે છે. "**क्लींकृष्णायेति**" આ **क्लीं** તન્ત્ર ગ્રન્થનો છે. એથી વિદિત થાય છે કે આ વલ્લભ મત પણ વામમાર્ગિયોનોજ ભેદ છે અને એથીજ સ્ત્રીસંગ ગુસાંઈ લોક બહુધા કરે છે **गोपीजनवल्लभेति**—શું કૃષ્ણ ગોપિયોનેજ પ્રિય હતો અન્યને નહીં ? સ્ત્રિયોને પ્રિય તે હોય છે, જે સ્ત્રૈણ—સ્ત્રીભોગમાં ફસ્યો હોય શું શ્રીકૃષ્ણજી એવા હતા ? હવે **सहस्त्रपरिवत्सरेति**—સહસ્ત્ર વર્ષોની ગણના વ્યર્થ છે કેમકે વલ્લભ અને તેના શિષ્ય કાંઈ સર્વજ્ઞ નથી. શું કૃષ્ણનો વિયોગ સહસ્રો વર્ષોથી થયો ! અને આજસુધી અર્થાત્ જ્યાં સુધી વલ્લભનો મત ન હતો અને ન વલ્લભ જન્મ્યો હતો તેની પૂર્વ પોતાના દૈવીજીવોનો ઉદ્ધાર કરવા માટે કેમ ન આવ્યો ? "તાપ" અને "કલેશ" એ બેઉ પર્યાય વાચી છે. એમાંથી એકનું ગ્રહણ કરવું ઉચિત હતું. બેઉનું નહીં. "અનન્ત" શબ્દનો પાઠ કરવો વ્યર્થ છે. કેમકે જો "અનંત" શબ્દ રાખો તો "સહસ્ત્ર" શબ્દનો પાઠ ન રાખવો જોઇયે અને જો "સહસ્ત્ર" શબ્દનો પાઠ રાખો તો "અનંત" શબ્દનો પાઠ રાખવો સર્વથા વ્યર્થ છે અને જો "અનંત" કાળ લો તો "તિરોહિત"—આચ્છાદિત રહે, તેમની મુક્તિને માટે વલ્લભનું હોવું પણ

વ્યર્થ છે કેમકે "અનંત"નો અંત નથી હોતો ભલા દેહેન્દ્રિય, પ્રાણાન્તઃકરણ અને તેના ધર્મ સ્ત્રી, સ્થાન, પુત્ર, અને પ્રાપ્ત ધનનું અર્પણ કૃષ્ણને શા માટે કરવું ? કેમકે કૃષ્ણ પૂર્ણ કામ હોવાથી કોઇના દેહાદિની ઇચ્છા નથી કરી શકતા અને દેહાદિનું અર્પણ કરવું પણ નથી થઇ શકતું કેમકે દેહના અર્પણથી તો નખ શિખાગ્ર પર્યન્ત દેહ કહેવાય છે. તેમાં જે કાંઇ સારી બુરી વસ્તુ છે તેનું અર્પણ તે મલ મૂત્રાદિનું પણ થાય તો તેનું અર્પણ કેવી રીતે કરી શકશો ? અને જે પાપ પુણ્ય રૂપ કર્મ થાય છે તેને કૃષ્ણાર્પણ કરવાથી તેમના ફલભાગી પણ કૃષ્ણજ થાય અર્થાત્ નામ તો કૃષ્ણનું લે છે અને સમર્પણ પોતાને માટે કરાવે છે. જે કાંઇ દેહમાં મળમૂત્રાદિ છે તે પણ ગુસાંઇજિને અર્પણ કેમ નથી થતું ? શું મીઠું મીઠું ગડપ અને કડવું કડવું થુ. અને એ પણ લખ્યું છે કે ગોસાંઇજિને અર્પણ કરવું અન્ય મત વાળાને નહીં, એ સર્વ સ્વાર્થ સિંધુપણું અને પરાયા ધનાદિ પદાર્થ હરવાની તથા વેદોક્ત ધર્મને નાશ કરવાની લીલા રચી છે. જુઓ આ વલ્લભનો પ્રપંચઃ—

श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ।
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ १ ॥
ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः ॥
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥ २ ॥
सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ॥
संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कदाचन ॥ ३ ॥
अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ।
असमर्पितवस्तूनां तस्माद्वर्ज्जनमाचरेत् ॥ ४ ॥
निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ।
न मतं देवदेवस्य स्वामिभुक्तिसमर्प्पणम् ॥ ५ ॥
तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्प्पणम् ।
दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥ ६ ॥
न ग्राह्यमिति वाक्यं हि भिन्नमार्गे परं मतम् ।
सेवकानां यथा लोके व्यवहारः प्रसिध्यति ॥ ७ ॥
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ।
गंगात्वे गुणदोषाणां गुणदोषादिवर्णनम् ॥ ८ ॥

૧. ઇત્યાદિ શ્લોક ગોસાંઇયોનાં સિદ્ધાન્ત રહસ્યાદિ ગ્રંથોમાં લખ્યા છે. આજ ગોસાંઇયો મતના મૂળ તત્વ છે. ભલા એમને કોઈ પૂછે કે શ્રીકૃષ્ણના દેહાન્ત થયાને કાંઇક પાંચ સહસ્ર વર્ષ વીત્યાં છે તે કૃષ્ણ વલ્લભની સાથે શ્રાવણ માસની અર્ધી રાત્રે કેવી રીતે મળી શકયા ॥ ૧ ॥

૨. જે ગોસાંઇનો ચેલો થાય છે અને તેને સર્વ પદાર્થોનું સમર્પણ કરે છે તેના શરીર અને જીવના સર્વ દોષોની નિવૃત્તિ થઈ જાય છે.

આજ વલ્લભનો પ્રપંચ મૂર્ખોને બેહેકાવીને પોતાના મતમાં લાવવાનો છે જો ગોસાંઇના ચેલા ચેલિયોના સર્વ દોષ નિવૃત્ત થઈ જાય તો તે રોગ દારિદ્રાદિ દુઃખોથી પીડિત કેમ રહે ? અને તે દોષ પાંચ પ્રકારના થાય છે ॥ ૨ ॥

૩. એક સહજ દોષ જે કે સ્વાભાવિક અર્થાત્ કામ ક્રોધાદિથી ઉત્પન્ન થાય છે, બીજો કોઈ દેશ કાલમાં નાના પ્રકારનાં પાપ કરવામાં આવે. ત્રીજો—લોકમાં જેને ભક્ષ્યાભક્ષ્ય કહે છે અને વેદોક્ત કે જે મિથ્યા ભાષણાદિ છે, ચોથો સંયોગજ કે જે નઠારા સંગથી અર્થાત્ ચોરી, જારી, માતા, ભગિની, કન્યા, પુત્રવધુ, ગુરૂપત્ની આદિ સાથે સંયોગ કરવો પાંચમો—સ્પર્શજ, અસ્પર્શનીયોને સ્પર્શ કરવો, એ પાંચ દોષોને ગોસાંઈ લોકોના મતવાળા કદી પણ ન માને અર્થાત્ યથેચ્છાચાર કરે ॥ ૩ ॥

૪. આ ગોસાંઇજીના મત વિના અન્ય કોઈ પ્રકાર દોષોની નિવૃત્તિને માટે નથી. એટલા માટે સમર્પણ કર્યા વિનાના પદાર્થોને ગોસાંઇજીના ચેલા ન ભોગવે. આ ઉપરથી એના ચેલા પોતાની સ્ત્રી, કન્યા પુત્રવધુ અને ધનાદિ પદાર્થોને પણ સમર્પિત કરે છે. પરન્તુ સમર્પણનો નિયમ એ છે કે જ્યાં સુધી ગોસાંઇજીની ચરણ સેવામાં સમર્પિત ન થાય ત્યાંસુધી તેનો સ્વામી સ્વસ્ત્રીને સ્પર્શ ન કરે ॥ ૪ ॥

૫. એથી ગોસાંઇયોના ચેલા સમર્પણ કરીને પશ્ચાત્ પોત પોતાના પદાર્થનો ભોગ કરે, કેમકે સ્વામીના ભોગ કર્યા પશ્ચાત્ સમર્પણ થઈ શકતું નથી ॥ ૫ ॥

૬. એથી પ્રથમ સર્વ કામોમાં સર્વ વસ્તુઓનું સમર્પણ કરે; પ્રથમ ગોસાંઇજીને ભાર્યાદિ સમર્પણ કરીને પશ્ચાત્ પોતે ગ્રહણ કરે. તેમજ હરિને સમ્પૂર્ણ પદાર્થ સમર્પણ કરીને ગ્રહણ કરે. ॥ ૬ ॥

૭. ગોસાંઇજીના મતથી ભિન્ન માર્ગના વાક્યમાત્રને પણ ગોસાંઇયોના ચેલા ચેલી કદી ન સાંભળે ન ગ્રહણ કરે, એજ એનાં શિષ્યોનો વ્યવહાર પ્રસિદ્ધ છે. ॥ ૭ ॥

૮. તેમજ સર્વ વસ્તુઓનું સમર્પણ કરીને સર્વની વચમાં બ્રહ્મ બુદ્ધિ કરે. તે પશ્ચાત જેમ ગંગામાં અન્ય જળ મળીને ગંગારૂપ થઈ જાય છે તેમજ પોતાના મતમાં ગુણ અને બીજાના મતમાં દોષ છે, એટલા માટે પોતાના મતમાં ગુણોનું વર્ણન કર્યા કરે. ॥ ૮ ॥

હવે જુઓકે આ ગોસાંઇયોનો મત સર્વ મતોથી અધિક પોતાનું પ્રયોજન સિદ્ધ કરવાવાળો

છે. ભલા વારૂ, એ ગોસાંઇયોને કોઈ પૂછે, કે બ્રહ્મનું એક લક્ષણ પણ તમે નથી જાણતા, તો શિષ્યશિષ્યાઓને બ્રહ્મસમ્બન્ધ કેમ કરાવી શકશો ? જો કહો કે અમેજ બ્રહ્મ છિયે, અને અમારી સાથે સમ્બન્ધ થવાથી સમ્બંધ થઈ જાય છે, તો તમારામાં બ્રહ્મના ગુણકર્મ સ્વભાવ એક પણ નથી. પુનઃ શું તમે કેવલ ભોગ વિલાસને માટે બ્રહ્મ બની બેઠા છો ? ભલા ! શિષ્ય અને શિષ્યાઓને તો તમે પોતાની સાથે સમર્પિત કરીને શુદ્ધ કરો છો, પરંતુ તમે અને તમારી સ્ત્રી, કન્યા તથા પુત્રવધુ આદિ સમર્પિત રહી જવાથી અશુદ્ધ રહી ગયાં કે નહીં ? અને તમે અસમર્પિત વસ્તુને અશુદ્ધ માનો છો તો પછી તેનાથી ઉત્પન્ન થયલા તમે લોકો અશુદ્ધ કેમ નહીં ? એટલામાટે તમોને પણ ઉચિત છે કે પોતાની સ્ત્રી, કન્યા, તથા પુત્રવધુ આદિને અન્ય મતવાળાની સાથે સમર્પિત કરાવ્યા કરો. જો કહો કે નહીં નહીં, તો તમે પણ અન્ય સ્ત્રી પુરૂષ તથા ધનાદિ પદાર્થોને સમર્પિત કરવા કરાવવાનું છોડી દો. વારૂ, આજ સુધી તો જે બન્યુ તે બન્યુ, પરંતુ હવે તો પોતાની મિથ્યા પ્રપંચાદિ બુરાઈયોને છોડો અને સુન્દર ઋષિરોક્ત વેદ વિદિત સુપથમાં આવીને પોતાના મનુષ્યરૂપી જન્મને સફલ કરીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચતુષ્ટય ફલને પ્રાપ્ત થઈને આનન્દ ભોગવો.

વળી જુઓ ! એ ગોસાંઈ લોકો પોતાના સમ્પ્રદાયને "પુષ્ટિમાર્ગ" કહે છે અર્થાત્ ખાવું પીવું પુષ્ટ થવું અને સર્વ સ્ત્રિયોની સાથે યથેષ્ટ ભોગ વિલાસ કરવો એને પુષ્ટિમાર્ગ કહે છે. પરંતુ એમને પૂછવું જોઇએ કે જ્યારે મોટા દુઃખદાયી ભગંદરાદિ રોગગ્રસ્ત થઈને એટલા હેરાન થઈ મરે છે કે જેને તેજ જાણતા હશે. સાચું પૂછો તો એ પુષ્ટિમાર્ગ નહીં કિન્તુ કુષ્ઠિમાર્ગ તો છે. જેમ કુષ્ઠીના શરીરની સર્વ ધાતુ પિગળી પિગળીને નિકળી જાય છે, અને વિલાપ કરતો થકો શરીર છોડે છે. એવીજ લીલા એની પણ જોવામાં આવે છે, એટલામાટે નરકમાર્ગ પણ એને કહેવો, સંઘટિત થઈ શકે છે, કેમકે દુઃખનું નામ નરક અને સુખનું નામ સ્વર્ગ છે. આ પ્રકારે મિથ્યા જાળ રચીને બીચારા ભોળા ભલા મનુષ્યોને જાળમાં ફસાવ્યા અને પોતે પોતાને શ્રીકૃષ્ણ માનીને સર્વના સ્વામી બને છે. એ કહે છે કે જેટલા દૈવીજીવ ગોલોકથી અહીં આવ્યા છે તેનો ઉદ્ધાર કરવામાટે અમે લીલા પુરૂષોત્તમ જન્મ્યા છિયે. જ્યાંસુધી અમારો ઉપદેશ ન લે ત્યાંસુધી ગોલોકની પ્રાપ્તિ નથી થતી, ત્યાં એક શ્રીકૃષ્ણ પુરૂષ અને બીજી સર્વ સ્ત્રિયો છે. વાહજી વાહ ! ભલો તમારો મત છે!! ગોસાંઇયોના જેટલા ચેલા છે તે સઘળા ગોપિયો બની જશે, હવે વિચારો કે જે પુરૂષને બે સ્ત્રી હોય છે, તેની બહુ દુર્દશા થઈ જાય છે, તો જ્યાં એક પુરૂષ અને ક્રોડો સ્ત્રી છે, તેના દુઃખનો શો પારાવાર છે ? જો કહો કે શ્રીકૃષ્ણમાં બહુ ભારી સામર્થ્ય છે, સર્વને પ્રસન્ન કરે છે, તો જે તેની સ્ત્રી જેને સ્વામિનીજી કહે છે, તેમાં પણ શ્રીકૃષ્ણની સમાન સામર્થ્ય હશે, કેમકે તે એમની અર્દ્ધાંગના છે. જેમ અહીં સ્ત્રીપુરૂષની કામચેષ્ટા તુલ્ય અથવા પુરૂષથી સ્ત્રીની અધિક હોય છે તો ગોલોકમાં કેમ નહી ? જો એમ છે તો અન્યસ્ત્રિયોની સાથે સ્વામિનીજીને અત્યંત લડાઇ બખેડા મચતા હશે, કેમકે સપત્નીભાવ બહુ બુરો હોય છે.

પુનઃ ગોલોક સ્વર્ગની અપેક્ષા એક નરકવત્ થઈ ગયું હશે, અથવા જેમ બહુજ સ્ત્રીગામી પુરૂષ ભગંદરાદિ રોગોથી પીડિત રહે છે, તેમજ ગોલોકમાં પણ હશે. છિ! છિ !! છિ !!! આવા ગોલોકથી મર્ત્ય લોકજ બિચારૂં સારૂં છે. જુઓ! જેમ અહીં ગોસાંઇજી પોતાને શ્રીકૃષ્ણ માને છે; અને બહુ સ્ત્રિયોની સાથે લીલા કરવાથી ભગન્દર તથા પ્રમેહાદિ રોગોથી પીડિત થઈને મહાદુઃખ ભોગે છે. હવે કહો કે જેનું સ્વરૂપ "ગોસાંઈ" પીડિત થાય છે તો ગોલોકનો સ્વામી શ્રીકૃષ્ણ એ રોગોથી પીડિત કેમ ન હશે? અને જો નથી તો તેનું સ્વરૂપ "ગોસાંઈજી" પીડિત કેમ થાય છે?

પ્રશ્ન—મર્ત્યલોકમાં લીલાવતાર ધારણ કરવાથી રોગદોષ થાય છે, ગોલોકમાં નહીં. કેમકે ત્યાં રોગદોષજ નથી.

ઉત્તર—"**भोगे रोगभयम्**" જ્યાં ભોગ છે ત્યાં રોગ અવસ્ય હોય છે. અને શ્રીકૃષ્ણની ક્રોડાન ક્રોડ સ્ત્રિયોથી સન્તાન થાય છે કે નહી? જો થાય છે તો પુત્ર પુત્ર થાય છે કે પુત્રી પુત્રી? અથવા બેઉ? જો કહો કે પુત્રી પુત્રી થાય છે તો તેમનો વિવાહ કોની સાથે થતો હશે? કેમકે ત્યાં શ્રીકૃષ્ણ વિના બીજો કોઈ પુરૂષ નથી. અને જો બીજો છે એમ કહો તો તમારી પ્રતિજ્ઞા હાનિ થઈ. જો કહો કે પુત્રજ પુત્ર થાય છે તો પણ એજ દોષ આવી પડશે કે તેમના વિવાહ ક્યાં અને કોની સાથે થાય છે? અથવા ઘરમાંને ઘરમાંજ કરી લે છે, અથવા અન્ય કોઇના પુત્રી કે પુત્ર છે. જો એમ હોય તો પણ તમારી પ્રતિજ્ઞા "ગોલોકમાં એકજ શ્રીકૃષ્ણ પુરૂષ" તે નષ્ટ થઈ જશે. અને જો કહો કે સન્તાન થતાંજ નથી તો શ્રીકૃષ્ણમાં નપુંસકત્વ અને સ્ત્રિયોમાં વન્ધ્યાપન દોષ આવશે. વારૂ એ ગોલોક શું થયું? જાણો કે દિલ્લીના બાદશાહની બીબિયોની સેના થઈ!

હવે જે ગોસાંઇ લોક શિષ્ય અને શિષ્યાઓના તન, મન તથા ધન પોતાને અર્પણ કરાવી લેછે, તે પણ ઠીક નહી કેમકે તન તો વિવાહ સમયે સ્ત્રી અને પતિનું સમર્પણ થઈ જાય છે, પુનઃ મન પણ બીજાને સમર્પણ નથી થઇ શકતું. કેમકે મનનાજ સાથે તનનું પણ સમર્પણ કરવું, બની શકે છે અને જો તેમ છે તો એમ કરવાથી વ્યભિચારી કહેવાશે.

હવે રહ્યું ધન, તેની પણ એવીજ લીલા સમજો, અર્થાત્ મન વિના કાંઇપણ અર્પણ નથી થઇ શકતું. એ ગોસાંઇયોનો અભિપ્રાય એ છે કે કમાય ચેલા અને આનંદ કરીએ આપણે!

જેટલા વલ્લભ સમ્પ્રદાયી ગોસાંઈ લોક છે, તે હજી સુધી તૈલંગી જાતિમાં નથી અને જે કોઈ એને ભૂલે ચૂકે કન્યા આપે છે, તેપણ જાતિબાહ્ય થઇને ભ્રષ્ટ થઈ જાય છે, કેમકે એ જાતિમાંથી પતિત કરવામાં આવે છે અને વિદ્યાહીન રાતદિન પ્રમાદમાં રહે છે.

વળી જુઓ. જ્યારે કોઇ ગોસાંઇજીની પધરામણી કરે છે, ત્યારે તેને ત્યાં જઇને ચુપચાપ કાષ્ઠની પુતળી સમાન બેસી રહે છે, ન કાંઇ બોલે કે ચાલે છે. બિચારો બોલે તો ત્યારે જો તે મૂર્ખ ન હોય તો "**मूर्खाणां बलं मौनम्**" કેમકે મૂર્ખોનું બળ મૌન છે. જો બોલે તો તેની પોલ નિકળી જાય, પરંતુ સ્ત્રિયોની તરફ ખૂબ ધ્યાન લગાડીને તાકી રહે છે અને જેની તરફ

ગોસાંઇજી જુએ, તો જાણો મોટીજ ભાગ્યની વાત છે. વળી તેનો પતિ, ભાઇ, બન્ધુ, માતા, પિતા, ઘણા પ્રસન્ન થાય છે, ત્યાં સર્વ સ્ત્રિયો ગોસાંઇજિના પગને અડકે છે, જેનાપર ગોસાંઇજિનું મન લાગે, કે કૃપા થાય, તેની આંગળી પગેથી દબાવી દે છે, તે સ્ત્રી અને તેનો પતિ આદિ પોતાના ધન્ય ભાગ્ય સમજે છે. અને તે સ્ત્રીને પતિ આદિ સર્વ કહે છે કે તું ગોસાંઇજિની ચરણ સેવામાં જા. અને જ્યાં જ્યાં તેનો પતિ આદિ પ્રસન્ન નથી હોતો, ત્યાં દૂતી અને કુટણી-ઓથી કામ સિદ્ધિ કરાવી લે છે. સાચું પૂછો તો એવાં કામ કરનાર તેમના મંદિરોમાં અને તેમની સમીપમાં બહુ રહ્યા કરે છે.

હવે એમની દક્ષિણાની લીલા—અર્થાત્ એ પ્રકારે માંગે છે કે લાઓ ભેટ ગોસાંઇ-જીની, વહુજીની, લાલજીની, બેટીજીની, મુખિયાજીની, બાહરિયાજીની, ગવૈયાજીની અને ઠાકુર-જીની, આ સાત દુકાનોથી યથેષ્ટ માલ મારે છે. જ્યારે કાંઇ ગોસાંઇજીનો સેવક મરવા પડે છે ત્યારે તેની છાતીપર પગ ગોસાંઇજી મૂકે છે અને જે કાંઈ મળે છે, તે ગોસાંઇજી ગડપ કરી જાય છે. શું એ કામ મહા બ્રાહ્મણ અને કરટીયા ( કારટીયા ) કે મુર્દાવલીની સમાન નથાં ? કોઇ કોઇ ચેલા વિવાહમાં ગુસાંઇજીને બોલાવીને તેમની પાસે વર કન્યાનું પાણિગ્ર-હણ કરાવે છે અને કોઈ કોઇ સેવક જ્યારે કેશરિયાં સ્નાન કરાવે છે અર્થાત્ ગોસાંઇજીના શરીરપર સ્ત્રી લોક કેશરને લેપન કરીને પછી એક મોટાં પાત્રમાં પાટલો મૂકીને ગોસાંઇજીને સ્ત્રીપુરૂષ બેઉ મળીને સ્નાન કરાવે છે. પરંતુ વિશેષ કરીને સ્ત્રીજન સ્નાન કરાવે છે. પુનઃ જ્યારે ગોસાંઇજી પીતામ્બર પહેરીને ખડાઉ—પાવડીપર ચઢીને બાહર નિકળી આવે છે અને ધોતી તેમાંજ પટકી દે છે, ત્યારે પછી તે જલનું આચમન તેના સેવક કરે છે. અને સારો મસાલો મુકીને પાનબીડી ગોસાંઇજિને આપે છે, તે ચાવીને કાંઇક ગળી જાય છે અને શેષ એક ચાંદીનાં કટોરામાં જેને તેમના સેવક મુખ આગળ ધરી દે છે તેમાં થુકી ઓગાળી દે છે, તેની પણ પ્રસાદી વહેંચાય છે જેને ખાસ પ્રસાદી કહે છે.

હવે વિચારો કે એ લોક કયા પ્રકારના મનુષ્ય છે ? જો મૂરખાઈ અને અનાચારની સીમા હશે તો એટલીજ હશે; ઘણાંકો સમર્પણ લે છે, તેમાંથી કેટલાક વૈષ્ણવોના હાથનું ખાય છે, અન્યનું નહી. કેટલાક વૈષ્ણવોના હાથનું પણ નથી ખાતા. લાકડાં સરખાં પણ ધોઈ લે છે પરંતુ આટો, ગોળ, ખાંડ, ઘી, આદિ ધોયાથી તેમનો સ્પર્શ બગડી જાય છે. પણ શું કરે બીચારા, જો એને ધુવે તો પદાર્થજ હાથથી ખોઇ બેસે.

તે લોકો કહે છે કે અમે ઠાકુરજીના રંગ, રાગ, ભોગમાં બહુ ધન લગાડી દઇયે છિયે પરંતુ એ રંગ, રાગ, ભોગ પોતેજ કરે છે. અને સાચું પૂછો તો મોટા મોટા અનર્થ થાય છે, અર્થાત્ હોળીની વખતે પિચકારિયો ભરીને સ્ત્રિયોના અસ્પર્શનીય અવયવ અર્થાત્ જે ગુપ્તસ્થાન છે તે પર મારે છે, અને રસવિક્રય કે જે બ્રાહ્મણો માટે નિષિદ્ધ કર્મ છે તે પણ કરે છે.

પ્રશ્ન—ગોસાંઇજી રોટલી, દાળ, કઢી, ભાત, શાક, મઠરી તથા લાડુ આદિ પ્રત્યક્ષ

દુકાનમાં બેસીને તો નથી વેંચતા પણ પોતાના નોકર ચાકરોને 'પત્તલો' વેંહેંચી આપે છે તે લોકો વેચે છે, ગોસાંઇજી નહી.

ઉત્તર—જો ગોસાંઇજી તેમને માસિક રૂપિયા આપે તો તે 'પત્તલો' શું કામ લે ? ગુસાંઇજી પોતાના નોકરો હસ્તક દાલ, ભાત આદિને નોકરી બદલમાં વેચી દે છે. તેઓ લઈ જઇને હાટે કે બજારમાં વેચે છે. જો ગોસાંઇજી સ્વયં બાહર વેચતે તો નોકર જે બ્રાહ્મણાદિ છે તેઓ તો રસવિક્રય દોષથી બચી જતે, અને એકલા ગુસાંઇજી રસવિક્રયરૂપી પાપના ભાગી થાત. પ્રથમ તો એ પાપમાં પોતે ડુબ્યા, પછી બીજાઓને પણ સમેટયા અને કહીં કહીં નાથદ્વારા આદિમાં ગુસાંઇજી પણ વેચે છે! રસવિક્રય કરવો નીચોનું કામ છે, ઉત્તમોનું નહીં. આવા આવા લોકોએ આ આર્ય્યવર્ત્તની અધોગતિ કરી દીધી.

પ્રશ્ન—સ્વામી નારાયણનો મત કેવો છે?

ઉત્તર— **यादृशी शीतला देवी तादृशो वाहनः खरः ।**

જેવી ગુસાંઈજીનો ધન હરણાદિમાં વિચિત્ર લીલા છે, તેવીજ સ્વામી નારાયણની પણ છે.

જુઓ ! એક સહજાનંદ નામક અયોધ્યાની સમીપ એક ગ્રામમાં જન્મ્યો હતો. તે બ્રહ્મચારી થઇને ગુજરાત, કાઠિયાવાડ, કચ્છભુજ આદિ દેશોમાં ફરતો હતો. તેણે જોયું કે આ દેશ મૂર્ખ અને ભોળો છે, કોઈપણ એમને પોતાના મતમાં ગમે તેવી રીતે ફસાવે, તેમ એ લોક ફસી શકે છે. ત્યાં એણે બેચાર શિષ્ય બનાવ્યા, તેમણે આપસમાં સમ્મતિ કરી પ્રસિદ્ધ કર્યું કે સહજાનંદ નારાયણનો અવતાર અને મોટો સિદ્ધ છે. અને ભકતોને ચતુરભુજ મૂર્ત્તિધારણ કરી સાક્ષાત્ દર્શન પણ દે છે. એકવાર કાઠિયાવાડમાં કોઈ કાઠી અર્થાત્ જેનું નામ દાદાખાચર ગઢડાનો જમીનદાર હતો તેને શિષ્યોએ કહ્યું કે તમે ચતુરભુજ નારાયણના દર્શન કરવા ચાહો તો અમે સહજાનંદજીને પ્રાર્થના કરિયે ? તેણે કહ્યું ઘણીજ સારી વાત છે. તે ભોળો આદમી હતો. એક ઓરડીમાં સહજાનંદના શિરપર મુકુટ ધારણ કરી, અને શંખ ચક્ર, પોતાના હાથમાં ઉપરથી ધારણ કર્યાં, અને એક બીજો આદમી તેની પાછળ ઉભો રહીને ગદા પદ્મ પોતાના હાથમાં લઇને સહજાનંદની બગલમાંથી આગળ હાથ કહાડીને ચતુરભુજ તુલ્ય બની ઠની ગયા. દાદાખાચરને તેના ચેલાઓએ કહ્યું કે એકવાર આંખ ઉઘાડી જોઇને પછી તરત આંખ મીચી લેવી અને ઝટ આમ ચાલિ આવવું. જો ઘણું જોશો તો નારાયણ કોપ કરશે, અર્થાત્ ચેલાઓના મનમાં તો એમ હતું કે અમારા કપટની પરીક્ષા ન કરી લે. તેને લઈ ગયા, તે સહજાનંદ જરીના અને ચળકતાં રેશમી કપડાં ધારણ કરી રહ્યો હતો, અન્ધારી કોટડીમાં ઉભો હતો, તેના ચેલાઓએ એક બત્તિથી તે ઓરડીમાં એક તરફ અજવાળુ કર્યું દાદાખાચરે જોયું તો ચતુરભુજ મૂર્ત્તિ જોઇ, પછી ઝટ દીપકને ઓથાંમાં કરી દીધો. તે સઘળાએ નીચે પડી નમસ્કાર કરીને બીજી તરફ ચાલ્યા આવ્યા, અને તેજ સમયે વચમાં વાત કરી કે તમારૂં ધન્ય ભાગ્ય છે હવે તમે મહારાજના ચેલા થઈ જાઓ. તેણે કહ્યું ઘણી સારી વાત છે.

જ્યાં લગી ફરીને અન્ય સ્થાનમાં ગયા ત્યાં લગીમાં તો સહજાનંદને બીજાં વસ્ત્ર ધારણ કરીને ત્યાં ગાદીપર જઈ બેઠેલા દીઠા. ત્યારે ચેલાઓએ કહ્યું કે જુઓ હવે બીજું સ્વરૂપ ધારણ કરીને અહીં બીરાજમાન્ છે. તે દાદાખાચર તેની જાલમાં ફસી ગયો, ત્યારથીજ તેના મતની જડ જામી. કેમકે તે એક મોટો ભોમીયો હતો. ત્યાંજ પોતાની જડ જમાવી લીધી. પુનઃ અહીં તહીં ફરતો રહ્યો. સર્વને ઉપદેશ કરતો હતો ઘણાઓને સાધુ પણ બનાવતો હતો. કદી કદી કોઈ સાધુની કંઠની નાડીને મસળીને તેને મૂર્છિત પણ કરી દેતો હતો અને સર્વને કહેતો હતો કે મેં એને સમાધિ ચઢાવી દીધી છે. એવી એવી ધૂર્ત્તતામાં કાઠિયાવાડના ભોળાભાલા લોક એના પેચમાં ફસી ગયા. જ્યારે તે મરી ગયો ત્યારે તેના ચેલાઓએ બહુજ પાખંડ ફેલાવ્યું. એમાં એક દૃષ્ટાંત કહેવું ઉચિત થશે. કોઇ એક ચોરી કરતાં પકડાઈ ગયો હતો. ન્યાયાધીશે તેને નાક કાન કાપી નાખવાનો દંડ કર્યો, જ્યારે તેનું નાક કપાઇ ગયું, ત્યારે તે ધૂર્ત્ત નાચવા, ગાવા અને હસવા લાગ્યો. લોકોએ પૂછ્યું કે તું કેમ હસે છે ? તેણે કહ્યું કે કાંઈ કહેવાની વાત નહી ? લોકોએ પૂછ્યું એવી શી વાત છે ? તેણે કહ્યું બહુ ભારી આશ્ચર્યની વાત છે, મેં એવી કદી નથી જોઇ ! લોકોએ કહ્યું કહો શી વાત છે ? તેણે કહ્યું કે મારી સામે સાક્ષાત્ ચતુરભુજ નારાયણ ઉભો છે. હું જોઇને ઘણો પ્રસન્ન થઇ, નાચતાં ગાતાં પોતાના ભાગ્યને ધન્યવાદ દઉં છું, કે હું નારાયણનું સાક્ષાત્ દર્શન કરી રહ્યો છું. લોકોએ કહ્યું કે અમને દર્શન કેમ નથી થતાં ? તે બોલ્યો કે નાકની આડ થઈ રહી છે. જો નાક કપાવી નાંખો તો નારાયણ દેખાય, નહી તો નહી. તેમાંથી કોઈ મૂર્ખે ચાહ્યું કે નાક જાય તો જાય, પરંતુ નારાયણનું તો દર્શન અવસ્ય કરવું જોઇએ. તેણે કહ્યું કે મારૂં પણ નાક કાપો, ને નારાયણને દેખાડો. તેણે તેનું નાક કાપીને કાનમાં કહ્યું કે તું પણ હવે એમજ કર, નહી તો તારો અને મારો ઉપહાસ થશે. તે પણ સમજ્યો કે હવે નાક તો આવવાનું નથી, તેથી એમજ કહેવું ઠીક છે. ત્યારે તો તે પણ ત્યાં તેની માફક નાચવા, કુદવા, ગાવા, વગાડવા, હસવા અને કહેવા લાગ્યો કે મને પણ નારાયણ દેખાય છે. એમ થતાં થતાં એક સહસ્ત્ર મનુષ્યનું ઝુણ્ડ થઈ ગયું, અને મોટો કોલાહલ મચ્યો અને પોતાના સંપ્રદાયનું નામ "નારાયણદર્શી" રાખ્યું. કોઈ મૂર્ખ રાજાએ સાંભળ્યું, તેણે તેમને બોલાવ્યા, જ્યારે રાજા તેમની પાસે ગયો, ત્યારે તો ઘણું નાચવા, કુદવા, અને હસવા લાગ્યા, ત્યારે રાજાએ પૂછ્યું કે એ શી વાત છે ? તેણે કહ્યું કે સાક્ષાત્ નારાયણ અમને દેખાય છે.

રાજા—અમને કેમ નથી દેખાતા ?

નારાયણદર્શી—જ્યાંસુધી નાક છે ત્યાં સુધી નહી દેખાશે. જ્યારે નાક કપાવી લેશો, ત્યારે નારાયણ પ્રત્યક્ષ દેખાશે. તે રાજાએ વિચારયું કે એ વાત સારી છે. રાજાએ કહ્યું કે જ્યોતિષીજી મુહૂર્ત્ત જુઓ. જ્યોતિષીજીએ ઉત્તર આપ્યો, જો હુકમ અન્નદાતા, દશમીને દિવસે પ્રાત:કાલે

આઠ વાગે નાક કપાવવાનું અને નારાયણના દર્શન કરવાનું ઘણું સારૂં મુહૂર્ત્ત છે. વાહરે પોપજી! તમારી પોથીમાં નાક કાપવા કપાવવાનું પણ મુહૂર્ત્ત લખી દિધું છે? જ્યારે રાજાની ઇચ્છા થઈ અને એ સહસ્ત્ર નકટાના સીધાં પાણી બાંધી આપ્યા, ત્યારે તો તે ઘણાજ પ્રસન્ન થઈ નાચવા, કુદવા અને ગાવા લાગ્યા. એ વાત રાજાના દીવાન આદિ કોઈ કોઈ બુદ્ધિવાનોને સારી ન લાગી. રાજાની ચાર પેઢીનો એક બુઢો ૯૦ વર્ષનો દીવાન હતો, તેની પાસે તેનો પર પૌત્ર કે જે તે સમયે દીવાન હતો તેણે જઇને તે વાત સંભળાવી, ત્યારે તે વૃદ્ધે કહ્યું કે તે ધૂર્ત્ત છે, તું મને રાજાની પાસે લઈ જા. તે લઈ ગયો. બેસતી વખતે રાજાએ બહુ હર્ષિત થઇને તેને પેલા નકટાઓની વાત સંભળાવી. દીવાને કહ્યું કે સાંભળો મહારાજ! આવી શીઘ્રતા ન કરવી જોઇએ. પરીક્ષા કર્યા વિના પશ્ચાત્તાપ થાય છે.

રાજા—શું આ સહસ્ત્રપુરૂષ જુઠું બોલતા હશે?

દીવાન—જુઠું બોલે કે સાચું, પરીક્ષા વિના સાચું જુઠું કેમ કહી શકો છો?

રાજા—પરીક્ષા કેવે પ્રકારે કરવી જોઇએ?

દિવાન—વિદ્યા, સૃષ્ટિક્રમ, અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી.

રાજા—જે ભણ્યો ન હોય તે પરીક્ષા કેમ કરે?

દિવાન—વિદ્વાનોના સંગથી જ્ઞાનની વૃદ્ધિ કરીને.

રાજા—જો વિદ્વાન્ ન મળે તો?

દિવાન—પુરૂષાર્થીને કોઈ વાત દૂર્લભ નથી.

રાજા—તો આપજ કહો. કેમ કરીએ?

દિવાન—હું બુઢો છું અને ઘરમાં બેસી રહું છું અને હવે થોડા દિવસ જીવીશ પણ. એટલા માટે પ્રથમ પરીક્ષા હું કરી લેઉં તત્પશ્ચાત્ જેમ ઉચિત સમજો તેમ કરજો જી.

રાજા—ઘણીજ સારી વાત છે. જ્યોતિષીજી દીવાનજી માટે મુહૂર્ત્ત જુઓ.

જ્યોતિષી—જેવી મહારાજની આજ્ઞા. આજ શુક્લ પંચમીમાં ૧૦ વાગાનું મુહૂર્ત્ત સારૂં છે. જ્યારે પંચમી થઈ, ત્યારે રાજાજીની પાસે આઠ વાગે, બુઢા દીવાનજીએ આવી રાજાજીને કહ્યું કે સહસ્ર, બે સહસ્ત્ર સેના લઇને ચાલવું જોઇએ.

રાજા—ત્યાં સેનાનું શું કામ છે?

દિવાન—આપને રાજવ્યવસ્થાની સમજ નથી જેમ હું કહું છું તેમ કરો.

રાજા—સારૂં! જાઓ ભાઈ, સેનાને તૈયાર કરો. સાડે નવ વાગે સવારી કહાઢીને રાજા સર્વને લઇને ગયો, તેને જોઇને તે નાચવા, કુદવા લાગ્યા, પછી જઇને બેઠા એટલે તેમના મહંતજી જેણે આ સંપ્રદાય ચલાવ્યો હતો, અને જેનું પ્રથમ નાક કપાયું હતું તેને બોલાવીને કહ્યું કે આજે અમારા દીવાનજીને નારાયણનું દર્શન કરાવો, તેણે કહ્યું, સારૂં. પછી દશ વાગાનો સમય જ્યારે આવ્યો, ત્યારે એક થાળી એક મનુષ્યે નાકની નીચે

પકડી રાખો, તેણે તીક્ષ્ણ ચાકૂ લઇને નાક કાપી, થાળીમાં નાંખી દીધું અને દીવાનજીના નાકથી રૂધિરની ધારા છૂટવા લાગી, દીવાનજીનું મુખ મલિન પડી ગયું. પછી તે ધૂર્ત્તે દીવાનજીના કાનમાં મંત્રોપદેશ કર્યો કે “ આપ પણ હસીને સર્વને કહો કે મને નારાયણ દેખાય છે, હવે નાક કપાઈ ગયલું કાંઇ આવશે નહી. જો એમ ન કહેશો તો તમારી ઘણી મશ્કરી થશે, સર્વે લોક હાંસી કરશે. તે એટલું કહીને અલગ થયો, અને દીવાનજીએ અંગોછો હાથમાં લઇને નાકની આડમાં લગાવી લીધો. જ્યારે દીવાનજીને રાજાએ પૂછ્યું કે કહો નારાયણ દેખાય છે કે નહી ? દીવાનજીએ રાજાના કાનમાં કહ્યું કે કાંઇ પણ નથી દેખાતું. વૃથા એ ધૂર્ત્તે હજારો મનુષ્યોને ભ્રષ્ટ કર્યા, રાજાએ દીવાનને કહ્યું કે હવે શું કરવું જોઇએ ? દીવાને કહ્યું કે એને પકડીને સખત દંડ દેવો જોઈએ. જ્યાંસુધી જીવે ત્યાં સુધી બંધીગ્રહમાં રાખવા જોઇએ. આ દૂષ્ટને કે જેણે સર્વને ખરાબ કર્યા છે તેને ગધેડા પર ચઢાવી, ઘણી દુર્દશા કરી મારવો જોઇએ. જ્યારે રાજા અને દિવાન કાનમાં વાતો કરવા લાગ્યા, ત્યારે તેમણે ડરીને નાસવાની તૈયારી કરવા માંડી. પરંતુ ચારે તરફ ફોજે ઘેરો રાખ્યો હતો. તેથી નાશી શકયા નહી. રાજાએ આજ્ઞા કરી કે સર્વને પકડીને બેડિયો ઘાલી દો અને આ દુષ્ટનું કાળું મોઢું કરીને ગધેડાપર ચઢાવી એના કંઠમાં ફાટેલા જોડાનો હાર પેહેરાવી સર્વત્ર ફેરવી, છોકરાઓ પાસે ધૂળ, રાખ એનાપર નંખાવી ચોક ચોકમાં ખાસડાં મરાવી કુતરા પાસે કરડાવીને મરાવી નાંખો. જો એમ ન થાય તો પુનઃ બીજા પણ એવાં કામ કરતાં ડરશે નહી. જ્યારે આમ થયું ત્યારે નાક કટ્ટા નારાયણદર્શી સંપ્રદાય બન્ધ થયો.

એજ પ્રકારે સર્વ વેદ વિરોધી બીજાઓનાં ધન હરવામાં ઘણા ચતુર છે. એ સંપ્રદાયોની લીલા છે. એ સ્વામિનારાયણવાળા ધન હરી, છળકપટયુક્ત કામો કરે છે. કેટલાક મૂરખોને બહેકાવવા માટે મરતી વખતે કહે છે કે સફેદ ઘોડાપર બેસીને સહજાનંદજી મુક્તીએ લઈ જવા માટે આવ્યા છે અને નિત્ય આ મંદીરમાં એક વાર આવ્યા કરે છે. જ્યારે મેળો થાય છે ત્યારે મન્દિરની અંદરની બાજુ પૂજારી રહે છે, અને નીચે દુકાન માંડી રાખી છે. મન્દિરમાંથી દુકાનમાં જવાને છિદ્ર રાખે છે, જો કોઇએ નારિયલ ચઢાવ્યું તો તેજ દુકાનમાં ફેંકી દીધું, અર્થાત્ એ પ્રકારે એક નારિયલ દિનમાં હજાર વાર વેચાય છે, એમજ સર્વ પદાર્થોને વેચે છે. જે જાતિનો સાધુ હોય, તેની પાસે તેવુંજ કામ કરાવે છે. જેમકે નાપિત–હજામ હોય તો તેની પાસે હજામતનું, કુંભાર પાસે કુંભારનું, શિલ્પી પાસે શિલ્પીનું, વાણિયા પાસે વાણિયાનું, અને શુદ્ર પાસે શુદ્રનું, કામ લે છે. પોતાના ચેલાઓ ઉપર એક કર ( ટેકસ ) બાંધી રાખ્યો છે, લાખો ક્રોડો રૂપિયા ઠગીને એકત્ર કરી લીધા છે, અને કર્યા જાય છે. જે ગાદીપર બેસે છે તે ગૃહસ્થ વિવાહ કરે છે, આભૂષણાદિ પહેરે છે, જ્યાં કહીં પધરામણી થાય છે. ત્યાં ગોકુળિયા ગુસાંઇજીની માફક વહુજી

બેટીજી આદિના નામથી ભેટ પૂજા લે છે. પોતાને સત્સંગી અને બીજા મતવાળાને "કુસંગી" કહે છે; પોતાના સિવાય બીજો ગમે તેવો ઉત્તમ ધાર્મિક, વિદ્વાન્ પુરૂષ કેમ ન હોય, પરંતુ તેનું માન્ય અને સેવા કદી નથી કરતા કેમકે અન્ય મતસ્થની સેવા કરવામાં પાપ ગણે છે. પ્રસિદ્ધિમાં એના સાધુ સ્ત્રી જનોના મુખ નથી જોતા, પરંતુ ગુપ્ત, ન જાણે, શી લીલા થતી હશે ? એની પ્રસિદ્ધિ સર્વત્ર ન્યુન થઈ છે. કહીં કહીં સાધુઓની પરસ્ત્રી ગમનાદિ લીલા પ્રસિદ્ધ થઈ ગઈ છે; અને એમાં જે જે મોટા મોટા છે તે જ્યારે મરે છે, ત્યારે તેમને ગુપ્ત કુવામાં ફેંકી દઇને પ્રસિદ્ધ કરે છે કે અમુક મહારાજ સદેહ વૈકુંઠે ચાલ્યા ગયા, સહજાનંદજી આવીને લઈ ગયા, અમે બહુજ પ્રાર્થના કરી કે મહારાજ એને નહી લઈ જાઓ, કેમકે એ મહાત્માનું અહીં રહેવું સારૂં છે. સહજાનન્દજીએ કહ્યું કે નહી, હવે એની વૈકુંઠમાં બહુજ આવશ્યકતા છે, એટલા માટે લઈ જઇએ છીએ. અમે અમારી આંખોથી સહજાનન્દજીને અને વિમાનને જોયાં તથા જે મરનાર હતો તેને વિમાનમાં બેસાડી દઇ ઉપર લઈ ગયા અને પુષ્પોની વર્ષા કરતા ગયા. અને જ્યારે કોઈ સાધુ બીમાર પડે છે અને તેની બચવાની આશા નથી રહેતી, ત્યારે કહે છે કે હું કાલે રાત્રિયે વૈકુંઠમાં જઇશ. સાંભળ્યું છે કે તે રાત્રિયે જો તેનો પ્રાણ ન છૂટે, અને મૂર્છિત થઈ ગયો હોય તો પણ કુવામાં ફેંકી દે છે, કેમકે જો તે રાત્રે ફેંકી ન દે તો જુઠા પડે. એટલા માટે એમ કરતા હશે. એમજ જ્યારે ગોકુલિયા ગોસાંઇ મરે છે ત્યારે તેના ચેલા કહે છે કે "ગુસાંઇજી લીલા વિસ્તારકરી ગયા" જે આ ગોસાંઇ એનો અને સ્વામી નારાયણવાળા નો ઉપદેશ કરવાનો મંત્ર છે, તે એકજ છે. **श्रीकृष्णः शरणं मम** એનો અર્થ એમ કરે છે કે શ્રીકૃષ્ણ મારૂ શરણ છે. અર્થાત્ હું શ્રીકૃષ્ણને શરણાગત છું. પરંતુ એનો અર્થ શ્રીકૃષ્ણ મારા શરણને પ્રાપ્ત અર્થાત્ મારે શરણાગત થાય એમ પણ થઈ શકે છે. એ સર્વે જેટલા મત છે તે ઉટપટાંગ શાસ્ત્રવિરૂદ્ધ વાક્યરચના કરે છે, કેમકે તેમને વિદ્યાહીન હોવાથી વિદ્યાના નિયમનું જ્ઞાન નથી.

પ્રશ્ન—માધ્વ મત તો સારો છે ?

ઉત્તર—જેવા અન્ય મતાવલમ્બી છે તેવાજ માધ્વ છે. કેમકે એ પણ ચક્રાંકિત હોય છે, એમાં ચક્રાંકિતોથી એટલું વિશેષ છે કે રામાનુજીય એકવાર ચક્રાંકિત થાય છે, અને માધ્વ વર્ષે વર્ષે પુનઃ પુનઃ ચક્રાંકિત થતા જાય છે. ચક્રાંકિત કપાળે પીલી રેખા અને માધ્વ કાલી રેખા લગાવે છે. એક માધ્વ પંડિત સાથે કોઈ એક મહાત્માનો શાસ્ત્રાર્થ થયો હતો.

માહાત્મા—તમે આ કાળી રેખા અને ચાંદલો-તિલક કેમ લગાવ્યું ?

શાસ્ત્રી—એ લગાડવાથી અમે વૈકુંઠ જઇશું અને શ્રીકૃષ્ણનું પણ શરીર શ્યામ રંગનું હતું, એટલા માટે અમે કાળું તિલક કરિયે છિયે.

મહાત્મા—જો કાળી રેખા અને ચાંદલો લગાડવાથી વૈકુંઠમાં જાઓ છો તો સઘળું મુખ કાળુ કરી લ્યો તો ક્યાં જશો ? શું વૈકુંઠની પણ પાર ઉતરી જશો ? અને જેવું શ્રીકૃષ્ણનું

સઘળુ શરીર કાળું હતું તેમ તમે પણ સર્વ શરીર કાળું કર્યા કરો કે શ્રીકૃષ્ણના જેવા થઇ શકો. એથી એ પણ અગાઉ કહેલા મતો જેવોજ મત છે.

પ્રશ્ન—લિંગાંકિતનો મત કેવો છે ?

ઉત્તર—જેવો ચક્રાંકિતનો તેવો લિંગાંકિતનો પણ એક મત છે. જેમ ચક્રાંકીત ચક્રથી ડામ્યા જાય છે અને નારાયણ વિના કોઇને નથી માનતા તેમ લિંગાંકિત લિંગાકૃતિથી ડામ્યા જાય છે અને મહાદેવ વિના બીજા કોઇને માનતા નથી. તેમાં વિશેષ એ છે કે લિંગાંકિત પાષાણનું એક લિંગ સોના અથવા ચાંદીમાં મઢાવીને ગળામાં નાંખી મુકે છે જ્યારે પાણી પણ પિયે છે ત્યારે તેને દેખાડીને પિયે છે. તેનો પણ મંત્ર શૈવ તુલ્ય રહે છે.

## ॥ ब्राम्ह समाज अने प्रार्थना समाज ॥

પ્રશ્ન—બ્રાહ્મ સમાજ અને પ્રાર્થના સમાજ તો સારા છે કે નહી ?

ઉત્તર—કાંઈ કાંઈ વાતો સારી અને ઘણી વાતો બુરી પણ છે.

પ્રશ્ન—બ્રાહ્મ સમાજ અને પ્રાર્થના સમાજ સૌથી સારા છે કેમકે એના નિયમ બહુ સારા છે.

ઉત્તર—નિયમ સર્વાંશમાં સારા નથી. કેમકે વેદ વિદ્યાહીન લોકોની કલ્પના સર્વથા સત્ય કેમ કરી થઈ શકે ? જે કાંઈ બ્રાહ્મ સમાજીઓએ અને પ્રાર્થના સમાજીયોએ ઇસાઈ મતમાં મળવાથી-વટળવાથી થોડાક મનુષ્યોને બચાવ્યા, અને કાંઈ કાંઈ પાષાણાદિ મૂર્તિપૂજાને હડાવી તથા અન્ય જાળ ગ્રન્થોના ફન્દથી પણ કોઇકને બચાવ્યા, ઇત્યાદિ સારી વાતો છે. પરંતુ એ લોકોમાં સ્વદેશભક્તિ બહુજ ન્યૂન છે. ઇસાઇયોનાં આચરણ ઘણાં ખરાં લઈ લીધાં છે. ખાન પાન, વિવાહાદિના નિયમ પણ બદલી નાંખ્યા છે;

૨. પોતાના દેશની પ્રશંસા કે પૂર્વજોની મોટાઇ-વડાઇ કરવી તો દૂર રહી પણ તેને સ્થાને પેટ ભર નિન્દા કરે છે. વ્યાખ્યાનોમાં ઇસાઇઆદિ અંગ્રેજોની પ્રશંસા પેટભર કરે છે. બ્રહ્માદિ મહર્ષિયોના નામ પણ નથી લેતા. પ્રત્યુત એમ કહે છે કે અંગ્રેજો વિના સૃષ્ટિમાં આજ પર્યન્ત કોઇ પણ વિદ્વાન નથી થયા. આર્યાવર્તી લોક સદાથી મૂર્ખ ચાલ્યા આવ્યા છે. એમની ઉન્નતિ કદી થઈ નથી.

૩. વેદાદિની પ્રતિષ્ઠા તો દૂર રહી પરંતુ નિંદા કરવાથી પણ પૃથક નથી રહેતા. બ્રાહ્મસમાજના ઉદ્દેશના પુસ્તકમાં સાધુઓની સંખ્યામાં, "ઇસા, મુસા, મહમુદ, નાનક, અને ચૈતન્ય" તે લખ્યા છે. કોઇ ઋષિ, મહર્ષિનાં નામ પણ નથી લખ્યાં, એથી જાણવામાં આવે છે કે એ લોકોએ જેનાં નામ લખ્યાં છે તેમના મતાનુસારી મતવાળા તેઓ છે. ભલા વારૂ, જ્યારે આર્ય્યાવર્ત્તમાં ઉત્પન્ન થયા છે, અને આજ દેશનું અન્ન જલ ખાધું પીધું અને હવણા પણ ખાઓ પીઓ છો તો ત્યારે પછી પોતાના માતા, પિતા, પિતામહાદિના માર્ગને છોડીને બીજા વિદેશી મતો પર અધિક ઝુકી જવું? તથા આ દેશથી સંબંધ રહીત થઇ બ્રાહ્મસમાજ અને પ્રાર્થના સમાજીઓએ પોતાને હાથે વિદ્વાન્

તરીકે પ્રકાશિત કરી અંગ્રેજી ભાષા શીખીને પંડિતાભિમાની થઇને એકદમ એકમત ચલાવવામાં પ્રવૃત્ત થયા છે. એરીતે મનુષ્યોનાં સ્થિર અને વૃદ્ધિકારક કામ કેમ કરી થઈ શકે છે ?

૪. અંગ્રેજ, યવન, અન્ત્યજાદિ સાથે પણ ખાવા પીવાનો ભેદ નથી રાખ્યો. એઓ એમજ સમજ્યા હશે કે ખાવા પીવાથી અને જાતિભેદ તોડવાથી અમે અને અમારો દેશ સુધરી જશે. પરંતુ એવી વાતોથી સુધારો તો કયાં પણ ઉલટો બિગાડો થાય છે.

૫. પ્રશ્ન—જાતિ ભેદ ઇશ્વરકૃત છે કે મનુષ્યકૃત ?

ઉત્તર—ઇશ્વરકૃત અને મનુષ્યકૃત પણ જાતિ ભેદ છે.

પ્રશ્ન—ઇશ્વરકૃત કયો અને મનુષ્યકૃત કયો ?

ઉત્તર—મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, જલ, જન્તુ, આદિ જાતિયો પરમેશ્વરકૃત છે. જેમ પશુઓમાં ગૌ ,અશ્વ, હસ્તિ આદિ જાતિયો; વૃક્ષોમાં પીપળ, વડ, આમ્રાદિ; પક્ષિયોમાં હંસ, કાક-કાગડા, બક, બગલા, આદિ; જલ જન્તુઓમાં મત્સ્ય, મગર, મકરાદિ જાતિ ભેદ છે, તેમ મનુષ્યોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અન્ત્યજ, એ જાતિ ભેદ છે. એ ઇશ્વરકૃત છે, પરંતુ મનુષ્યોમાં બ્રાહ્મણાદિને સામાન્ય જાતિમાં નહી, કિન્તુ સામાન્ય વિશેષાત્મક જાતિમાં ગણે છે. જેમ પૂર્વે વર્ણાશ્રમ વ્યવસ્થામાં લખી આવ્યા છિયે, તેમજ ગુણ કર્મ સ્વભાવથી વર્ણવ્યવસ્થા માનવી આવશ્ય છે. એ મનુષ્ય કૃતત્વ તેના ગુણકર્મ સ્વભાવથી પૂર્વોક્તાનુસાર, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રાદિ વર્ણોની પરીક્ષાપૂર્વક વ્યવસ્થા કરવી રાજા અને વિદ્વાનોના કામ છે. ભોજન ભેદ પણ ઇશ્વરકૃત અને મનુષ્યકૃત છે. જેમ સિંહ માંસાહારી અને અર્ણા ભૈંસા ઘાસાદિનો આહાર કરે છે એ ઇશ્વરકૃત અને દેશ કાલ વસ્તુ ભેદે કરીને જે ભોજન ભેદ તે મનુષ્યકૃત છે.

પ્રશ્ન—જુઓ, યુરોપિયન લોક મૂંડા જોડા, કોટ, પાટલૂન પેહેરે છે. હોટલમાં સર્વનાં હાથનું ખાય છે, એટલામાટે પોતાની ચઢતી કરતા જાય છે.

ઉત્તર—એ તમારી ભુલ છે, કેમકે મુસલમાન, અને અન્ત્યજ લોક સર્વના હાથનું ખાય છે, પુનઃ તેમની ઉન્નતિ કેમ નથી થતી? યુરોપિયનમાં બાલ્યાવસ્થામાં વિવાહ ન કરવો, પુત્ર પુત્રીને વિદ્યા સુશિક્ષા આપવી અપાવવી, સ્વયંવર વિવાહ થવો, નઠારા નઠારા આદમિયોના ઉપદેશ ન હોવા, તે વિદ્વાન્ થઇને જેના તેના પાખંડમાં નથી ફસતા. જે કાંઈ કરે છે, તે સર્વ પરસ્પર વિચારથી અને સભાથી નિશ્ચિત કરીને કરે છે, પોતાની સ્વજાતિની ઉન્નતિમાટે તન મન ધન વ્યય કરે છે, આલસ્ય છોડીને ઉદ્યોગ કર્યા કરે છે. જુઓ! પોતાના દેશના બનેલા જોડા-બૂટને કાર્યાલય-આફિસ અને કચેરીમાં જવા દે છે. આ દેશના જોડાંને નહી, એટલામાં સમજી લો કે પોતાના દેશમાં બનેલા જોડાને પણ કેટલું માન અને પ્રતિષ્ઠા કરે છે, તેટલું અન્ય દેશસ્થ મનુષ્યોનું પણ નથી કરતા. જુઓ કાંઇક સો વર્ષથી ઉપર આ દેશમાં આવ્યાને યુરોપિયનોને થયાં અને એ લોક આજ સૂધી તેવા જોડા કપડાં આદિ પેહેરે છે, જેવાં કે સ્વદેશમાં પેહેરતા હતા, પરંતુ તેઓએ પોતાના દેશની ચાલચલન નથી છોડી. એને તમારામાંથી ઘણા

લોકોએ તો તેમનું ખોટું અનુકરણ કરી લીધું. એથી તમે નિરબુદ્ધિ અને તે બુદ્ધિમાન્ ઠરે છે, અનુકરણ કરવું કોઈ બુદ્ધિમાનનું કામ નથી. અને જે જે કામપર રહે છે તેને તે યથોચિત કરે છે. આજ્ઞાનુવર્તી બરાબર રહે છે, પોતાના દેશવાળાઓને વેપાર આદિમાં સહાય આપે છે ઇત્યાદિ ગુણો અને સારા સારા કર્મોથી તેમની ઉન્નતિ છે. મૂંડા જોડા, કોટ, પાટલુન, પહેરવાથી અને હોટલમાં ખાવું પીવું આદિ સાધારણ અને બુરા કામોથી તેઓ નથી વધ્યા. વળી એમનામાં જાતિ ભેદ પણ છે. જુઓ કોઇ યુરોપિયન ચાહે કેટલાક મોટા અધિકારપર અને પ્રતિષ્ઠિત હોય તો પણ કોઈ અન્ય દેશ, અન્યમતવાળાની પુત્રી સાથે તથા યુરોપિયનની પુત્રી અન્ય દેશવાળા સાથે વિવાહ કરી લે છે તો તેજ સમયે તેનું નિમંત્રણ, સાથે બેસી ખાવું, અને વિવાહ આદિ વ્યવહાર અન્ય લોક બન્ધ કરી દે છે, એ જાતિભેદ નહીં તો શું ? અને તમે ભોળા ભલાને બહેકાવો છો કે અમારામાં જાતિ ભેદ નથી, તમે પોતાની મૂર્ખતાથી તે માની પણ લો છો. એટલામાટે જે કાંઈ કરવું તે સોચી, વિચારીને કરવું જોઇયે કે જેમાં પુનઃ પશ્ચાત્તાપ કરવો ન પડે. જુઓ! વૈદ્ય અને ઔષધોની આવશ્યકતા રોગીને માટે છે, નિરોગીને માટે નહીં. વિદ્યાવાન નિરોગથી અને વિદ્યા રહિત અવિદ્યારોગથી ગ્રસિત રહે છે, એ રોગને છોડાવવા માટે સત્ય વિદ્યા અને સત્યોપદેશ છે. તમને અવિદ્યાથી એ રોગ લાગ્યો છે કે ખાવા પીવામાંજ ધર્મ રહે છે અને જાય છે એમ સમજો છો. જ્યારે કોઇને ખાવા પીવામાં અનાચાર કરતાં દેખો છો, ત્યારે કહે છે અને જાણે છે કે એ ધર્મ્મ ભ્રષ્ટ થઈ ગયો, એની વાત સાંભળવી નહીં અને તેની પાસે બેસતા નથી અને તેને પોતાની પાસે બેસવા દેતા નથી. ત્યારે હવે કહો કે તમારી વિદ્યા સ્વાર્થનેમાટે છે અથવા પરમાર્થ માટે ? પરમાર્થ તો ત્યારેજ કહેવાય કે જ્યારે તમારી વિદ્યાથી તે અજ્ઞાનિયોને લાભ થાય; જો કહો કે તે લાભ નથી લેતા, અમે શું કરિયે ? તો એ તમારો દોષ છે, તેમનો નહીં, કેમકે તમે જો પોતાનાં આચરણ સારાં રાખતે તો તમારી સાથે પ્રેમ કરીને ઉપકૃત થાત. પણ તમે સહસ્રોના ઉપકારનો નાશ કરી પોતાનુંજ સુખ કર્યું ! એ તમને મોટો અપરાધ લાગ્યો, કેમકે પરોપકાર કરવો ધર્મ્મ અને પરહાનિ કરવી અધર્મ્મ કહેવાય છે. એટલામાટે વિદ્વાને યથાયોગ્ય વ્યવહાર કરીને અજ્ઞાનિયોને દુઃખસાગરથી તારવામાટે નૌકારૂપ થવું જોઇયે. સર્વથા મૂર્ખોનાં જેવાં કર્મ્મ ન કરવાં જોઇયે, કિન્તુ જેમાં તેમની અને પોતાની દિન દિન પ્રતિ ઉન્નતિ થાય, તેવાં કર્મ્મ કરવાં ઉચિત છે.

**પ્રશ્ન**—અમે કોઈ પુસ્તક ઇશ્વર પ્રણીત કે સર્વાંશ સત્ય નથી માનતા, કેમકે મનુષ્યોની બુદ્ધિ નિર્ભ્રાંત નથી હોતી, એથી તેમના બનાવ્યા ગ્રન્થ સર્વ ભ્રાન્ત હોય છે એટલા માટે અમે સર્વમાંથી સત્ય ગ્રહણ કરિયે છિયે અને અસત્યને છોડીયે છીએ, પછી ચાહે સત્ય વેદમાં બાઇબલમાં, કે કુરાનમાં કે અન્ય કોઈ ગ્રંથમાં હોય પણ અમને તે ગ્રાહ્ય છે, અસત્ય કોઈનું ગ્રાહ્ય નથી.

ઉત્તર—જે વાતથી તમે સત્યગ્રાહી થવા ચાહો છો, તેજ વાતથી અસત્યગ્રાહી પણ ઠરો

છો. કેમકે જ્યારે સર્વ મનુષ્ય ભ્રાંતિરહિત નથી થઈ શકતા તો તમે પણ મનુષ્ય હોવાથી ભ્રાંતિ સહિત છો, જ્યારે ભ્રાન્તિસહિતના વચન સર્વાંશમાં પ્રામાણિક નથી હોતાં તો તમારાં વચનનો પણ વિસ્વાસ નહીં થશે, પુનઃ તમારાં વચન પર પણ સર્વથા વિસ્વાસ ન કરવો જોઇએ. જ્યારે એમ છે તો વિષયુક્ત અન્ન સમાન ત્યાગવાને યોગ્ય છે. વળી તમારાં વ્યાખ્યાન પુસ્તક બનાવ્યાનું પ્રમાણ કોઇએ પણ ન કરવું જોઇએ. **"चले तो चौबे जी छब्बेजी बनने को, गांठ के दो खो कर दुबे जी बन गये"** કાંઈ તમે સર્વજ્ઞ નથી જેમ કે અન્ય મનુષ્ય સર્વજ્ઞ નથી. તેમ કદાચિત્ ભ્રમથી અસત્યનું ગ્રહણ કરી, સત્યને છોડી પણ દેતા હશો, એટલા માટે સર્વજ્ઞ પરમાત્માનાં વચનની સહાય આપણુ અલ્પજ્ઞોને અવસ્ય હોવી જોઇએ. જેમ કે વેદના વ્યાખ્યાનમાં લખી આવ્યા છે. તેમ તમારે અવશ્ય માનવું જોઇએ, નહીં તો **"यतो भ्रष्टस्ततो भ्रष्टः"** થઇ જવા જેવું છે. જ્યારે સર્વ સત્ય વેદોથી પ્રાપ્ત થાય છે અને જેમાં અસત્ય કાંઈ પણ નથી તો તેનું ગ્રહણ કરવામાં શંકા કરવી એ પોતાની અને પરાઇ હાનિ માત્ર કરી લેવાની છે. એ વાત ઉપરથી તમને આર્યાવર્ત્તીય લોક પોતાના નથી સમજતા અને તમે આર્યાવર્ત્તની ઉન્નતિના કારણ પણ નથી થઈ શકતા, કેમકે તમે સર્વ ઘરના ભિક્ષુક ઠર્યા છો; તમે સમજ્યા છો કે આ વાતથી અમે પોતાનો અને પરાયો ઉપકાર કરી શકશું તો તે કરી શકશો નહિ. જેમ કોઇના એઉજ માતા પિતા સર્વ સંસારનાં બાલકોનું પાલન કરવા લાગ્યાં પણ સર્વેનું પાલન કરવું તો અસંભવ છે, કિંતુ એમ કરવાથી પોતાનાં સંતાનોને પણ નષ્ટ કરી બેઠાં છે. તેમજ આપ લોકોની ગતિ છે. વાહ! વેદાદિ સત્ય શાસ્ત્રોને માન્યા વિના તમે પોતાના વચનોની સત્યતા અને અસત્યતાની પરીક્ષા અને આર્યાવર્ત્તની ઉન્નતિ કદી પણ કરી શકો છો? જે દેશને રોગ થયો છે તેની ઓષધિ તમારી પાસે નથી. અને યુરોપિયન લોક તમારી અપેક્ષા નથી કરતા, અને આર્યાવર્ત્તિયો તમને અન્ય મતવાળા જેવા સમજે છે, હવે પણ સમજીને વેદાદિના માન્યથી દેશોન્નતિ કરવા માંડો તો પણ સારૂં છે. તમે જે એમ કહો છો કે સર્વ સત્ય પરમેશ્વરથી પ્રકાશિત થાય છે, તો પછી ઋષિયોના આત્મામાં ઇશ્વરથી પ્રકાશિત થયેલા સત્યાર્થ વેદોને કેમ નથી માનતા? હાં, એજ કારણ છે? કે તમે લોક વેદ ભણ્યા નથી અને ન ભણવાની ઇચ્છા કરો છો, તો પછી કેમ કરીને તમને વેદોક્તજ્ઞાન થઈ શકશે.

૬. બીજું જગતનાં ઉપાદાન કારણ વિના જગત્‌ની ઉત્પત્તિ અને જીવને પણ ઉત્પન્ન માનો છો, જેમ ઇસાઇ અને મુસલમાનો આદિ માને છે, પણ એનો ઉત્તર સૃષ્ટ્યુત્પત્તિ અને જીવેશ્વરની વ્યાખ્યામાં જોઇ લેશો, કારણ વિના કાર્યનું થવું સર્વથા અસંભવ છે. અને ઉત્પન્ન વસ્તુનો નાશ ન થવો એ પણ તેવુંજ અસંભવ છે.

૭. એક એ પણ તમારો દોષ છે. જે પશ્ચાત્તાપ અને પ્રાર્થનાથી પાપોની નિવૃત્તિ માનો છો. એ વાતથી તો જગત્‌માં બહુ પાપ વધી ગયાં છે, કેમકે પુરાણી લોક તીર્થાદિ યાત્રાથી,

જૈનિયો પણ નવકાર મંત્ર જપ અને તીર્થાદિથી, ઈસાઇ લોક ઇસા પર વિશ્વાસ કરવાથી, અને મુસલમાનો "તોબાહ" કરવાથી પાપનું છૂટી જવું વિના ભોગવે માને છે. એથી પાપોથી ભય ન થઇને પાપમાં પ્રવૃત્તિ બહુજ થઈ ગઈ છે. આ વાતમાં બ્રાહ્મ અને પ્રાર્થના સમાજી પણ પુરાણી આદિની સાથે સમાન છે. જો વેદોને સાંભળતે તો પાપ પૂણ્ય ભોગવ્યા વિના તેની નિવૃત્તિ નથી થતી એમ જાણવાથી તેઓ પાપથી ડરતે અને ધર્મમાં સદા પ્રવૃત્ત રહેતે. જો ભોગ વિના નિવૃત્તિ માને તો ઇશ્વર અન્યાયકારી થાય છે.

૮. વળી જે તમે જીવની અનંત ઉન્નતિ માનો છો, તે કદી પણ નથી થઈ શકતી કેમકે સમીપ જીવના ગુણ કર્મ સ્વભાવનું ફલ પણ સમીપ થવું અવશ્ય છે.

પ્રશ્ન—પરમેશ્વર દયાળુ છે, સમીપ કર્મોનું ફળ અનંત આપી દેશે ?

ઉત્તર—એમ કરે તો પરમેશ્વરનો ન્યાય નષ્ટ થઈ જાય અને સત્કર્મોની ઉન્નતિ પણ કોઈ ન કરશે, કેમકે થોડાંથી પણ સત્કર્મનું અનંત ફલ પરમેશ્વર આપી દેશે અને પશ્ચાતાપ કે પ્રાર્થનાથી પાપ ચાહે તેટલું હોય, તે છૂટી જશે. એવી વાતોથી તો ધર્મની હાનિ અને પાપકર્મોની વૃદ્ધિ થાય છે.

પ્રશ્ન—અમે સ્વાભાવિક જ્ઞાનને વેદથી પણ અધિક માનિયે છિયે, નૈમિત્તિકને નહી. કેમકે જો સ્વાભાવિક જ્ઞાન પરમેશ્વરદત્ત અમારામાં ન હોત તો વેદોને પણ કેવી રીતે ભણી ભણાવી સમજી સમજાવી શકતે એટલામાટે અમારા લોકોનો મત બહુ સારો છે.

ઉત્તર—એ તમારી વાત નિરર્થક છે, કેમકે જે કોઈનું આપેલું જ્ઞાન હોય છે તે સ્વાભાવિક નથી હોતું. જે સ્વાભાવિક છે તે સહજ જ્ઞાન થાય છે અને તે વધી ઘટી નથી શકતું. તેથી ઉન્નતિ કાંઈ પણ નથી કરી શકતું. કેમકે જંગલી મનુષ્યોમાં પણ સ્વાભાવિક જ્ઞાન છે, તો પણ તે પોતાની ઉન્નતિ નથી કરી શકતા અને જે નૈમિત્તિક જ્ઞાન છે, તેજ ઉન્નતિનું કારણ છે. જુઓ ! તમે અમે બાલ્યાવસ્થામાં કર્ત્તવ્યાકર્ત્તવ્ય અને ધર્મ્માધર્મ્મ કાંઈ પણ ઠીકઠીક જાણતા ન હતા, જ્યારે તમે અમે વિદ્વાનો પાસે શિખ્યા, ત્યારેજ કર્ત્તવ્યાકર્ત્તવ્ય અને ધર્મ્માધર્મને સમજવા લાગ્યા, એટલામાટે સ્વાભાવિક જ્ઞાનને સર્વોપરિ માનવું ઠીક નથી.

૯. આપ લોકોએ પૂર્વ અને પુનર્જન્મ જે માન્યા નથી, તે ઈસાઈ, મુસલમાનોથી લીધું હશે, તથાપિ એનો પણ ઉત્તર પુનર્જન્મની વ્યાખ્યાથી સમજી લેવો, પરંતુ એટલું સમજો કે જીવ શાશ્વત અર્થાત્ નિત્ય છે અને તેનાં કર્મ્મ પણ પ્રવાહરૂપ નિત્ય છે, કર્મ્મ અને કર્મવાનનો નિત્ય સમ્બંધ હોય છે, શું એ જીવ કહીં નકામો બેસી રહ્યો હતો ? કે બેસી રહેશે ? અને પરમેશ્વર પણ નકામો તમારા કહેવાથી થાય છે ? પૂર્વાપર જન્મ ન માનવાથી કૃતહાનિ અને અકૃતાભ્યાગમ, નૈર્ઘૃણ્ય અને વૈષમ્ય દોષ પણ ઇશ્વરમાં આવે છે, કેમકે જન્મ ન હોય તો પાપ પુણ્યના ફલ ભોગની હાનિ થઈ જાય, કારણ કે જે પ્રકારે બીજાને સુખ, દુઃખ, હાનિ, લાભ પહોંચાડયુ હોય છે, તેવું તેનું ફલ શરીર ધારણ કર્યા વિના નથી થતું. બીજુ–પૂર્વ જન્મનાં પાપપુણ્ય વિના

સુખદુઃખની પ્રાપ્તિ આ જન્મમાં કેમ કરીને થાય? જો પૂર્વજન્મના પાપપુણ્ય અનુસાર ન થાય તો પરમેશ્વર અન્યાયકારી થઇ જાય, અને ભોગ કર્યા વિના નાશ સમાન કર્મનું ફલ થઈ જાય એટલા માટે એ પણ વાત આપ લોકોની સારી નથી.

૧૦. વળી એક એ છે કે ઇશ્વરના વિના દિવ્યગુણવાળા પદાર્થો અને વિદ્વાનોને પણ દેવ ન માનવા એ ઠીક નથી. કેમકે પરમેશ્વર, સર્વ દેવોને સ્વામી હોવાથી મહાદેવ કહેવાય છે, તે જો અન્ય દેવ ન હોત તો કેમ કરી કહેવાત?

૧૧. જે અગ્નિહોત્રાદિ પરોપકારક કર્મો છે તેને કર્ત્તવ્ય ન સમજવાં એ સારૂં નહીં.

૧૨. ઋષિ, મહર્ષિયોના કરેલા ઉપકારોને ન માનીને ઇસા આદિની પછાડી ઝુકી પડવું સારૂં નથી.

૧૩. અને કારણ વિદ્યા જે વેદ તેના વિના અન્ય કાર્ય્ય વિદ્યાઓની પ્રવૃત્તિ માનવી સર્વથા અસંભવ છે.

૧૪. તથા વિદ્યાનું ચિન્હ જે યજ્ઞોપવીત અને શિખા તેને છોડી, મુસલમાન ઇસાઇના સદૃશ બની બેસવું, એ પણ વ્યર્થ છે, જ્યારે પાટલુનાદિ વસ્ત્ર પહેરો છો તો યજ્ઞોપવીત આદિનો શું મોટો ભાર થઈ ગયો હતો?

૧૫. વળી બ્રહ્માથી લઇને તેમની પાછળ પાછળ આર્ય્યાવર્ત્તમાં ઘણા વિદ્વાનો થઈ ગયા છે તેમની પ્રશંસા ન કરીને યુરોપિયનનીજ સ્તુતિમાં ઉતરી પડવું તે પક્ષપાત અને ખુશામદ વિના બીજું શું કહેવાય?

૧૬. અને બીજાંકુર સમાન જડ ચેતનના યોગથી જીવોત્પત્તિ માનવી, ઉત્પત્તિની પૂર્વે જીવતત્ત્વને ન માનવો અને ઉત્પન્નનો નાશ ન માનવો એ પૂર્વાપર વિરૂદ્ધ છે. જો ઉત્પત્તિની પૂર્વે ચેતન અને જડ વસ્તુ ન હતી તો જીવ ક્યાંથી આવ્યો? અને સંયોગ કોનો થયો. જો એ બેઉને સનાતન માનતા હો તો ઠીક છે, પરંતુ સૃષ્ટિની પૂર્વે ઇશ્વરના વિના બીજા કોઈ તત્ત્વને ન માનવું, તે આપનો પક્ષ વ્યર્થ થઇ જશે. એટલામાટે જો ઉન્નતિ કરવા ચાહો તો "આર્યસમાજ" ની સાથે મળીને તેના ઉદ્દેશાનુસાર આચરણ કરવું સ્વીકારો, નહિ તો કાંઈ હાથ લાગવાનું નથી. કેમકે અમને તથા આપને અતિ ઉચિત છે કે જે દેશના પદાર્થોથી આપણું શરીર બન્યું, હવણા પણ તેનાથીજ પાલન થાય છે, અને આગળ પણ થશે, તેની ઉન્નતિ તન, મન, ધનથી, આપણે સર્વ જન મળીને પ્રીતીથી કરિયે. એટલા માટે જેમ આર્ય્યસમાજ આર્ય્યાવર્ત્ત દેશની ઉન્નતિનું કારણ છે, તેવો બીજો સમાજ થઇ શકતો નથી. જો આ સમાજને યથાવત્ સહાયતા આપો તો ઘણી સારી વાત છે, કેમકે સમાજનું સૌભાગ્ય વધારવું એ સમુદાયનું કામ છે, એકનું નહીં.

પ્રશ્ન—આપ સર્વનું ખંડન કરતાજ આવો છો, પરંતુ પોતપોતાના ધર્મ્મમાં સો સારા છે, ખંડન કોઈનું ન કરવું જોઇએ, અને જો કરો છો તો આપ એમનાથી વિશેષ શું બતાવો

છો? જો બનાવ્યા છો તો શું આપથી અધિક વા તુલ્ય કોઈ પુરૂષ ન થયો હતો? અને હાલ નથી? એવું અભિમાન કરવું આપને ઉચિત નથી, કેમકે પરમાત્માની સૃષ્ટિમાં એક એકથી અધિક, તુલ્ય અને ન્યુન ઘણા છે, કોઈએ ઘમંડ કરવો ઉચિત નથી.

ઉત્તર—ધર્મ સર્વનો એક હોય છે કે અનેક? જો કહો કે અનેક હોય છે તો એક બીજાથી વિરૂદ્ધ થાય છે કે અવિરૂદ્ધ? જો કહો કે વિરૂદ્ધ થાય છે તો એક વિના બીજો ધર્મ નથી હોઇ શકતો અને જો કહો કે અવિરૂદ્ધ છે તો પૃથક પૃથક હોવું વ્યર્થ છે. એટલામાટે ધર્મ અને અધર્મ એકજ છે, અનેક નહીં; એજ અમે વિશેષ કહિયે છિયે કે જેમ સર્વ સમ્પ્રદાયોના ઉપદેશોને કોઈ રાજા એકઠા કરે તો તે એક સહસ્રથી ન્યુન ન હશે, પરંતુ એના મુખ્ય ભાગ જુઓ તો પુરાની, કિરાની, જૈની અને કુરાની એ ચારજ છે. કેમકે એ ચારોમાં સર્વ સમ્પ્રદાય આવી જાય છે; કોઇ રાજા એની સભા કરીને જિજ્ઞાસુ થઈ, પ્રથમ વામમાર્ગિયોને પૂછે કે હે મહારાજ! મેં આજ સુધી કોઈ ગુરૂ અને કોઇ ધર્મનું ગ્રહણ નથી કર્યું આપ કહો સર્વ ધર્મોમાંથી ઉત્તમ ધર્મ કોનો છે? કે જેને હું ગ્રહણ કરૂં.

વામમાર્ગી—અમારો છે. જિજ્ઞાસુ—આ નવસો નવાણું કેવા છે?

વામમાર્ગી—સર્વ જૂઠા અને નરકગામી છે, કેમકે "**कौलात्परतरन्नास्ति**" આ વચનના પ્રમાણથી અમારા ધર્મથી પરે કોઈ ધર્મ નથી.

જિજ્ઞાસુ—આપનો શો ધર્મ છે?

વામમાર્ગી—ભગવતીને માનવી, મદ્યમાંસાદિ પંચ મકારોનું સેવન કરવું અને રૂદ્રયામલ આદિ ચોસઠ તન્ત્રોનું માનવું ઇત્યાદિ. જો તું મુક્તિની ઇચ્છા કરે છે તો અમારો ચેલો થઇ જા.

જિજ્ઞાસુ—સારૂં, પરંતુ બીજા મહાત્માઓના પણ દર્શન કરી પૂછપાછ કરી આવીશ, પશ્ચાત્ જેમા મારી શ્રદ્ધા અને પ્રીતિ થશે તેનો ચેલો થઈ જઇશ.

વામમાર્ગી—અરે કેમ ભ્રાન્તિમાં પડ્યા છો? એ લોક તમને બહેકાવીને પોતાની જાળમાં ફસાવી દેશે, માટે કોઈની પાસે નહી જાઓ અમારેજ શરણાગત થઈ જાઓ, નહીં તો પસ્તાશો. જુઓ અમારા મતમાં ભોગ અને મોક્ષ એક છે.

જિજ્ઞાસુ—ઠીક, જોઈ તો આવું; આગળ ચાલીને શૈવ પાસે જઇને પૂછ્યું તો તેવોજ ઉત્તર તેણે આપ્યો; એટલું વિશેષ કહ્યું કે શિવ, રૂદ્રાક્ષ, ભસ્મ ધારણ અને લિંગાર્ચન વિના મુક્તિ કદી પણ નથી થતી. પછી તે તેને છોડીને નવીન વેદાન્તીજીની પાસે ગયો.

જિજ્ઞાસુ—કહો મહારાજ! આપનો ધર્મ કયો છે?

વેદાન્તિ—અમે ધર્માધર્મ કાંઈ પણ માનતા નથી, અમે સાક્ષાત્ બ્રહ્મ છિયે, અમારામાં ધર્માધર્મ ક્યાં છે? આ જગત્ સર્વ મિથ્યા છે, અને જે જ્ઞાની શુદ્ધ ચેતન થવા ચાહે, તો પોતાને બ્રહ્મ માનીને, જીવભાવને છોડીને, નિત્યમુક્ત થઇ જશે.

જિજ્ઞાસુ—જો તમે બ્રહ્મ નિત્ય મુક્ત છો તો બ્રહ્મના ગુણ, કર્મ, સ્વભાવ તમારામાં કેમ નથી? અને શરીરમાં કેમ બંધાયા છો?

વેદાન્તી—તને શરીર દેખાય છે, એથી તું ભ્રાન્ત છે, અમને બ્રહ્મવિના કાંઇ દેખાતું નથી.

જિજ્ઞાસુ—તમે જોનાર કોણ અને કોને જુઓ છો?

વેદાન્તી—જોનાર બ્રહ્મ અને બ્રહ્મને બ્રહ્મ જુએ છે.

જિજ્ઞાસુ—શું બે બ્રહ્મ છે?

વેદાન્તી—નહી, પોતે પોતાને જુએ છે.

જિજ્ઞાસુ—શું કોઇ પોતાની કાંધ પર પોતે ચઢી સકે છે? તમારી વાત કાંઇ નહી, એતો કેવલ ઘેલાપણાની છે. પછી તેણે આગળ ચાલીને જૈનિયોની પાસે જઇને પૂછ્યું, તેમણે પણ એવુંજ કહ્યું; પરંતુ એટલું વિશેષ કહ્યું કે "જિન ધર્મ્મ" વિના સર્વ ધર્મ્મ ખોટા, જગતનો કર્ત્તા અનાદિ ઇશ્વિર કોઇ નથી, જગત્ અનાદિ કાલથી જેવું ને તેવું બન્યું છે અને બન્યું રહેશે. આવતું અમારો ચેલો થઈ જા, કેમકે અમે સમ્યક્‌ત્વી અર્થાત્ સર્વ પ્રકારે સારા છિયે. ઉત્તમ વાતોને માનિયે છિયે. જૈન માર્ગથી ભિન્ન સર્વ મિથ્યાત્વી છે. વળી આગળ ચાલીને ઇસાઇને પૂછ્યું, તેણે વામમાર્ગીની પેંઠે સઘળા જવાબ સવાલ કર્યા, અને એટલું વિશેષ બતાવ્યું કે "સર્વ મનુષ્ય પાપી છે, પોતાના સામર્થ્યથી પાપ છુટતું નથી, ઇસાપર વિશ્વાસ કર્યા વિના પવિત્ર થઇને મુક્તિ નથી પામી શકતા. ઇસાએ સર્વના પ્રાયશ્ચિત્ત માટે પોતાનો પ્રાણ આપીને દયા પ્રકાશિત કરી છે, માટે તું અમારોજ ચેલો થઈ જા." જિજ્ઞાસુ તે સાંભળીને મોલવી સાહેબની પાસે ગયો, તેની સાથે પણ એવાજ સવાલ જવાબ થયા, તેણે એટલું વિશેષ કહ્યું કે "લા શરીક ખુદા તેના પેગમ્બર અને કુરાન શરીફને માન્યા વિના કોઇ નિજાત પામી શકતો નથી. જે આ મજહબને નથી માનતો તે દોજખી અને કાફિર વા બ્જીબુલકતલ છે." જિજ્ઞાસુ, સાંભળીને વૈષ્ણવની પાસે ગયો, ત્યાં પણ એવોજ સંવાદ થયો, તેમણે એટલું વિશેષ કહ્યું કે "અમારાં તિલક, છાપ જોઇને યમરાજ ડરે છે." જિજ્ઞાસુ મનમાં સમજ્યો કે જ્યારે મચ્છર, માખી, પોલિસના સિપાઈ, ચોર, ડાકુ અને શત્રુ નથી ડરતા તો યમરાજના ગણ કેમ ડરશે? પછી પાછો આગળ ચાલ્યો તો સઘળા મતવાળોએ પોતપોતાને સાચા કહ્યા, કોઇએ અમારા કબીર સાચા, કોઇએ નાનક, કોઇએ દાદુ, કોઇએ વલ્લભ, કોઇએ સહજાનંદ, અને કોઇએ માધવ આદિને મોટા અને તેને અવતાર બત લાવતા સાંભળ્યા; એમ સહસ્રોને પૂછી તેમનો પરસ્પર એક બીજાનો વિરોધ જોઇ વિશેષ નિશ્ચય કર્યો કે આમાં કોઈ ગુરૂ કરવા યોગ્ય નથી, કેમકે એક એકના જુઠાંમાં નવસો નવાણું તો સાક્ષી થઈ ગયા!! જેમ જૂઠા દુકાનદાર વેશ્યા અને દુરાચરણી આદિ પોતપોતાની વસ્તુની બડાઇ અને બીજાની બુરાઈ કરે છે તેવાજ આ છે. એમ જાણી;—

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १ ॥**

तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तान्तत्त्वतो ब्रम्हविद्याम् ॥ २ ॥

मुण्डक १। खं० २। मं० १२। १३ ॥

૧. સત્યના વિજ્ઞાનાર્થે તે સમિત્પાણિ અર્થાત્ હાથ જોડી, અરિક્ત હસ્ત થઇને વેદવિત બ્રહ્મનિષ્ઠ પરમાત્માને જાણનારા ગુરૂની પાસે જાય અને એ પાખંડિયોની જાળમાં ન પડે. ॥ ૧ ॥

૨. જ્યારે એવા જિજ્ઞાસુ, વિદ્વાનની પાસે જાય, ત્યારે તે શાન્ત ચિત્ત, જિતેન્દ્રિય, સમીપ પ્રાપ્ત થયલા જિજ્ઞાસુને યથાર્થ બ્રહ્મ વિદ્યા, અર્થાત્ પરમાત્માના ગુણકર્મસ્વભાવનો ઉપદેશ કરે, અને જે જે સાધનોથી તે શ્રોતા ધર્માર્થકામમોક્ષ અને પરમાત્માને જાણી શકે એવી શિક્ષા કર્યા કરે. ॥ ૨ ॥

જ્યારે તે એવા પુરૂષની પાસે જઇ બોલ્યો કે હે મહારાજ! હવે આ સમ્પ્રદાયોના બખેડાથી મારૂં ચિત્ત ભ્રાન્ત થઇ ગયું કેમકે જો હું એમાંથી કોઇ એકનો ચેલો થઇશ તો નવસો નવાણુંથી વિરોધી થવું પડશે. જેના નવસો નવાણું શત્રુ અને એક મિત્ર છે તેને સુખ કદી નથી થઇ શકતું, એટલામાટે આપ મને ઉપદેશ કરો જેને હું ગ્રહણ કરૂં.

આપ્તવિદ્વાન્—એ સર્વ મત અવિદ્યાજન્ય, વિદ્યાવિરોધી છે. મૂર્ખ, પામર અને જંગલી મનુષ્યને બહેકાવીને પોતાની જાળમાં ફસાવીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે. તે બિચારા પોતાના મનુષ્ય જન્મના ફળથી રહિત થઇને પોતાના મનુષ્ય જન્મને વ્યર્થ ગુમાવે છે. જો, જે વાતમાં એ સહસ્ત્ર એક મત હોય, તે વેદ મત ગ્રાહ્ય છે. અને જેમાં પરસ્પર વિરોધ હોય તે કલ્પિત, જુઠું, અધર્મ્મ, અને અગ્રાહ્ય છે.

જિજ્ઞાસુ—એની પરિક્ષા કેમ થાય?

આપ્ત૦—તું જઇને આ આ વાતોને પૂછ, સર્વની એક સમ્મતિ થઇ જશે. ત્યારે તે તે સહસ્ત્રોની મંડળીની વચ્ચમાં ઉભો થઇને બોલ્યો કે સાંભળો સર્વ લોકો! સત્ય ભાષણમાં ધર્મ્મ છે કે મિથ્યામાં? સર્વે એક સ્વર થઇ બોલ્યા કે સત્યભાષણમાં ધર્મ્મ અને અસત્ય ભાષણમાં અધર્મ્મ છે. તેમજ વિદ્યા ભણવી, બ્રહ્મચર્ય્ય પાળવું, પૂર્ણ યુવાવસ્થામાં વિવાહ કરવો અને સત્સંગ, પુરૂષાર્થ, સત્ય વ્યવહાર, આદિ કરવામાં ધર્મ્મ છે કે અવિદ્યાનું ગ્રહણ, બ્રહ્મચર્ય્ય ન કરવું, વ્યભિચાર કરવો, તથા કુસંગ, અસત્યવ્યવહાર, છલ, કપટ, હિંસા અને પરહાનિ આદિ કર્મ્મો કરવાં તેમાં ધર્મ્મ છે? સર્વે એક મત થઇને કહ્યું કે વિદ્યાદિ ગ્રહણ કરવામાં ધર્મ્મ; અને અવિદ્યાદિનું ગ્રહણ કરવામાં અધર્મ્મ. ત્યારે જિજ્ઞાસુએ સર્વને કહ્યું કે તમે એજ પ્રકારે સર્વ જન એક મત થઇને સત્યધર્મ્મની ઉન્નતિ અને મિથ્યા માર્ગની હાનિ કેમ નથી કરતા? તે સર્વ બોલ્યા, જો અમે એમ કરિયે તો અમને કોણ પૂછે? અમારા ચેલા અમારી આજ્ઞામાં નહીં રહે, જીવિકા નષ્ટ થઇ જાય, પછી જે અમે આનન્દ કરી રહ્યા છિએ, તે સર્વ હાથથી ચાલ્યા જાય; એટલા માટે અમે જાણિયે છિયે તોપણ પોતપોતાના મતનો ઉપદેશ અને આગ્રહ કરતાજ જઇએ છીએ.

"કેમકે રોટી ખાઇયે શક્કરથી અને દુનિયાં ઠગિયે મક્કરથી" એવી વાત છે; જુઓ સંસારમાં સૂધા સાચા મનુષ્યને કોઈ નથી આપતું અને નથી પૂછતું, જે કોઈ ઢોંગબાજી અને ધૂર્તતા કરે છે, તેજ પદાર્થ પામે છે.

જિજ્ઞાસુ—જો તમે એવું પાખંડ ચલાવીને અન્ય મનુષ્યોને ઠગો છો, તો તમને રાજા દંડ કેમ નથી દેતા?

મતવાળા—અમે રાજાને પણ પોતાના ચેલા બનાવી લીધા છે. અમે પક્કો પ્રબન્ધ કર્યો છે, છુટશે નહી.

જિજ્ઞાસુ—જ્યારે તમે છળથી અન્યમતસ્થ મનુષ્યોને ઠગી તેમની હાનિ કરો છો તો પરમેશ્વરની સામે શો ઉત્તર દેશો? અને ઘોર નરકમાં પડશો. આમ થોડાં જીવન માટે આવડો મોટો અપરાધ કરવો કેમ છોડતા નથી?

મતવાળા—જ્યારે જેમ થશે ત્યારે જોઈ લેવાશે. નરક પ્રાપ્તિ અને પરમેશ્વરનો દણ્ડ જ્યારે થશે ત્યારે થશે, હવણા તો આનંદ કરિયે છિયે. અમને પ્રસન્નતાથી ધનાદિ પદાર્થ આપે છે, કાંઈ બલાત્કારે નથી લેતા. પછી રાજા દણ્ડ કેમ કરે?

જિજ્ઞાસુ—જેમ કોઇ નાના બાળકને ફુસલાવીને ધનાદિ પદાર્થ હરિ લે છે, અને જેમ તેને દણ્ડ મળે છે, તેમ તમને કેમ નથી મળતો. કેમકે:—

**अज्ञो भवति वै बालः पिता भवति मंत्रदः ॥ मनु० अ०२१ श्लो०९३**

જે જ્ઞાનરહિત હોય છે તે બાળક અને જે જ્ઞાનનો આપનાર છે તે પિતા, અને વૃદ્ધ કહેવાય છે. જે બુદ્ધિમાન્ વિદ્વાન છે તે તો તમારી વાતોમાં નથી ફસતો, કિન્તુ અજ્ઞાની લોક કે જે બાળક સદૃશ છે તેને ઠગવામાં તમને રાજદણ્ડ અવસ્ય થવો જોઈએ.

મતવાળા—જ્યારે રાજા પ્રજા સર્વ અમારા મતમાં છે, તો અમને દણ્ડ કોણ દેનાર છે? જ્યારે એવી વ્યવસ્થા થશે, ત્યારે એ વાતોને છોડીને બીજી વ્યવસ્થા કરી લઇશું.

જિજ્ઞાસુ—તમે જે બેઠા બેઠા વ્યર્થ માલ મારો છો, તેના કરતાં વિદ્યાભ્યાસ કરીને ગૃહસ્થોનાં બાળક બાળકિયોને ભણાવો તો તમારૂં અને ગૃહસ્થોનું પરસ્પર કલ્યાણ થઈ જાય.

મતવાળા—જ્યારે અમે બાલ્યાવસ્થાથી લઇને મરણ સુધીના સુખોને છોડીએ અને બાલ્યાવસ્થાથી યુવાવસ્થા પર્યન્ત વિદ્યા ભણવામાં રહિયે, પશ્ચાત્ ભણાવવામાં અને ઉપદેશ કરવામાં જન્મભર પરિશ્રમ કરિયે ત્યારે તેમાં અમને શો લાભ? અમને એમજ લાખો રૂપિયા મળ્યા જાય છે. બેઠા બેઠા ચેન કરિયે છિયે, તે કેમ છોડિયે?

જિજ્ઞાસુ—એનું પરિણામ તો બુરૂં છે. જુઓ! તમને મોટો રોગ થાય છે, શીઘ્ર મરી જાઓ છો, બુદ્ધિમાનોમાં નિંદિત થાઓ છો, તેમ છતાં પણ કેમ નથી સમજતા?

મતવાળા— અરે ભાઇ!

**टका धर्मष्टका कर्म टका हि परमं पदम् ।**

**यस्य गृहे टका नास्ति हा! टका टकटकायते ॥ १ ॥**
**आना अंशकलाः प्रोक्ता रूप्योऽसौ भगवान्स्वयम् ।**
**अतस्तं सर्व इच्छन्ति रूप्यं हि गुणवत्तमम् ॥ २ ॥**

૧. તું બાલક છે, સંસારની વાતો જાણતો નથી, જો! ટકા વિના ધર્મ, ટકા વિના કર્મ અને ટકા વિના પરમ પદ નથી મળતું, જેના ઘરમાં ટકા નથી તે હાય! ટકા ટકા કરતો કરતા ઉત્તમ પદાર્થોને ટક ટક, જોતો રહે છે. કે હાય! મારી પાસે ટકા હોત તો આ ઉત્તમ પદાર્થને હું ભોગવત. ॥ ૧ ॥

૨. કેમકે સર્વ કોઈ સોળ કળાયુક્ત અદૃશ્ય ભગવાનનું કથન શ્રવણ કરે છે તે તો નથી ખાતો પરંતુ સોળ આના અને પૈસા કોડીરૂપ અંશ કળાયુક્ત જે રૂપિયો છે, તેજ સાક્ષાત્ ભગવાન્ છે. તેટલા માટે સર્વ કોઈ રૂપિયાની ખોળમાં લાગ્યા રહે છે, કેમકે સર્વ કામ રૂપિયાથી સિદ્ધ થાય છે. ॥ ૨ ॥

જિજ્ઞાસુ—ઠીક છે, તમારી અંતરની લીલા બાહર આવી ગઈ, તમે જેટલું આ પાખંડ ઉભું કર્યું છે, તે સર્વ પોતાના સુખ સારૂં કર્યું છે, પરંતુ એમાં જગતનો નાશ થાય છે, કેમકે જેવો સત્યોપદેશથી સંસારને લાભ પોંચે છે, તેવીજ અસત્યોપદેશથી હાનિ થાય છે. જ્યારે તમને ધનનુંજ પ્રયોજન હતું, તો નોકરી અને વ્યાપારાદિ કર્મ કરીને ધનને એકઠું કેમ કરી લેતા નથી?

મતવાળો—તેમાં પરિશ્રમ અધિક અને હાનિ પણ થઈ જાય છે, પરંતુ આ અમારી લીલામાં હાનિ કદી નથી થતી, કિંતુ સર્વદા લાભજ લાભ થાય છે. જુઓ! તુલસીદલ નાખી ચરણામૃત આપી, કંઠી બાંધી દઈએ છીયે, ચેલો મુડવાથી તે જન્મ ભરનો પશુવત થઇ જાય છે, પછી ચાહે જેમ ચલાવિયે તેમ તે ચાલી શકે છે.

જિજ્ઞાસુ— એ લોક તમને ઘણું ધન શા માટે આપે છે?

મતવાળો—ધર્મ, સ્વર્ગ અને મુક્તિને અર્થે.

જિજ્ઞાસુ—જ્યારે તમેજ મુક્ત નથી અને નથી મુક્તિનું સ્વરૂપ કે સાધન જાણતા તો તમારી સેવા કરનારાઓને શું મળશે?

મતવાળો—શું આ લોકમાં મળે છે? નહી, કિંતુ મુઆ પછી પછવાડે પરલોકમાં મળે છે, જેટલું એ લોક અમને આપે છે, અને સેવા કરે છે, તે સર્વ એ લોકોને પરલોકમાં મળી જાય છે.

જિજ્ઞાસુ—એમને તો આપેલું મળી જાય છે કે નહી, એ વાત બાજુપર છે, પણ તમે લેવાવાળાને શું મળશે? નરક કે અન્ય કાંઇ?

મતવાળા—અમે ભજન કર્યા કરિયે છિયે, તેનું સુખ અમને મળશે?

જિજ્ઞાસુ—તમારૂં ભજન તો ટકાજ માટે છે, તે સઘળા ટકા અહીં પડયા રહેશે અને જે માંસ પિંડને અહીં પાળો છો તે પણ ભસ્મ થઇને અહીંજ રહી જશે, જો તમે પરમેશ્વરનું ભજન કર્યું હોત તો તમારો આત્મા પણ પવિત્ર થાત.

મતવાળા—શું અમે અશુદ્ધ છિયે ?

જિજ્ઞાસુ—અંતરના બહુ મેલા છો.

મતવાળા—તમે કેમ જાણ્યું ?

જિજ્ઞાસુ—તમારાં ચાલ, ચલણ વ્યવહારથી.

મતવાળા—મહાત્માઓના વ્યવહાર હાથીના દાંત સમાન થાય છે. જેમ હાથીના દાંત ખાવાના ભિન્ન અને દેખાડવાના ભિન્ન હોય છે તેમજ અંતરથી અમે પવિત્ર છિયે અને બાહરથી લીલા માત્ર કરિયે છિયે.

જિજ્ઞાસુ—જો તમે અંતરથી શુદ્ધ હોત તો તમારાં બાહરનાં કામ પણ શુદ્ધ હોત, તે નથી એટલા માટે અંતર પણ મેલા છો.

મતવાળા—અમે ચાહે તેવા હોઇયે પરંતુ અમારા ચેલા તો સારા છે.

જિજ્ઞાસુ—જેવા તમે ગુરૂ છો તેવા તમારા ચેલા પણ હશે.

મતવાળા—એકમત કદી નથી થઈ શકતા કેમકે મનુષ્યોના ગુણ, કર્મ, સ્વભાવ ભિન્ન ભિન્ન છે.

જિજ્ઞાસુ—જો બાલ્યાવસ્થામાં એક સરખી શિક્ષા હોય, સત્ય ભાષણાદિ ધર્મનું ગ્રહણ અને મિથ્યાભાષણાદિ અધર્મનો ત્યાગ કરે તો એકમત અવશ્ય થઈ જાય. અને બે મત અર્થાત્ ધર્માત્મા અને અધર્માત્મા સદા રહે છે; તે તો રહે, પરંતુ ધર્માત્મા અધિક હોવાથી અને અધર્મી ન્યૂન હોવાથી સંસારમાં સુખ વધે છે, અને જ્યારે અધર્મી અધિક થાય છે ત્યારે દુઃખ વધે છે જ્યારે સર્વ વિદ્વાન્ એક સરખો ઉપદેશ કરે તો એકમત થવામાં કાંઇ પણ વિલંબ ન થાય.

મતવાળા—આજ કાલ કલિયુગ છે, સત્યુગની વાતો જવાદો.

જિજ્ઞાસુ—કલિયુગ નામ કાળનું છે, અને કાળ નિષ્ક્રિય હોવાથી કાંઇ ધર્માધર્મ કરવામાં સાધક બાધક નથી. કિંતુ તમેજ પોતે કલિયુગની મૂર્ત્તિઓ બની રહ્યા છો, જો મનુષ્યજ સત્યયુગ કલિયુગ ન થાય તો સંસારમાં કોઈ પણ ધર્માત્મા નથી થતો. એ સર્વ સંગના ગુણ હોય છે, સ્વાભાવિક નથી. એટલું કહીને આપ્ત પાસે ગયો. તેમને કહ્યું કે મહારાજ! તમે મારો ઉદ્ધાર કર્યો, નહી તો હું પણ કોઇની જાલમાં ફસીને નષ્ટ ભ્રષ્ટ થઇ જાત. હવે હું પણ એ પાખંડિયોનું ખંડન અને વેદોક્ત સત્યમતનું મંડન કર્યા કરીશ.

આપ્ત—એજ સર્વ મનુષ્યોનું તેમાં પણ વિશેષે કરીને વિદ્વાન્ અને સન્યાસિયોનું કામ છે, કે સર્વ મનુષ્યોને સત્યનુ મંડન અને અસત્યનું ખંડન ભણાવી સંભળાવીને સત્યોપદેશથી ઉપકાર પોંચાડવો જોઇયે.

પ્રશ્ન—જે બ્રહ્મચારી અને સન્યાસી છે, તે તો ઠીક છે ?

ઉત્તર—એ આશ્રમ તો ઠીક છે, પરંતુ આજ કાલ એમાં પણ ઘણીજ ગડબડ છે. કેટલાક નામ બ્રહ્મચારી રાખે છે, અને જુઠી મૂઠી જટા વધારીને સિદ્ધાઇ કરે છે, અને

જપ, પુરશ્ચરણાદિમાં ફરયા રહે છે. પણ વિદ્યા ભણવાનું નામ નથી લેતા, કે જે હેતુથી બ્રહ્મચારી નામ પ્રાપ્ત થાય છે. તે બ્રહ્મ અર્થાત્ વેદ તેને ભણવામાં પરિશ્રમ કાંઈ પણ નથી કરતા, તે બ્રહ્મચારી બકરીના ગળાંના સ્તનની સમાન નિરર્થક છે. અને જે એવા સંન્યાસી વિદ્યાહીન દણ્ડ કમણ્ડલુ લઇને ભિક્ષા માત્ર કરતા ફરે છે અને જે કાંઈ પણ વેદમાર્ગની ઉન્નતિ નથી કરતા, નાની અવસ્થામાં સંન્યાસ લઇને ઘુમ્યા કરે છે અને વિદ્યાભ્યાસને છોડી દે છે, એવા બ્રહ્મચારી અને સંન્યાસી આમ તેમ જલ, સ્થલ, પાષાણ આદિ મૂર્ત્તિયોનાં દર્શન, પૂજન કરતા ફરે છે. કેટલાક વિદ્યા જાણી કરીને પણ મૌન થઇ રહે છે, એકાન્ત દેશમાં યથેષ્ટ ખાઈ પીને પડયા રહે છે અને ઈર્ષ્યા દ્વેષમાં ફસીને નિંદા, કુચેષ્ટા કરીને નિર્વાહ કરે છે, કાષાય વસ્ત્ર અને દંડ ગ્રહણ માત્રથી પોતાને કૃતકૃત્ય સમજે છે અને તેનેજ સર્વોત્કૃષ્ટ જાણીને ઉત્તમ કામ કરતા નથી તેવા સંન્યાસી પણ જગત્માં વ્યર્થ વાસ કરે છે અને જે સર્વ જગત્નું હિત સાધે છે તે સારા છે.

પ્રશ્ન—ગિરી, પુરી, ભારતી, આદિ ગોસાંઈ લોક તો સારા છે કેમકે મંડળી બાંધીને આમ તેમ ઘુમે છે, સેંકડો સાધુઓને આનન્દ કરાવે છે, અને સર્વત્ર અદ્વૈત મતનો ઉપદેશ કરે છે, અને કાંઈ કાંઈ ભણે ભણાવે પણ છે, એટલા માટે તે સારા હશે.

ઉત્તર—એ સર્વ દસ નામ પાછળથી કલ્પિત કર્યા છે, સનાતન નથી. તેમની મંડલિયો કેવલ ભોજનાર્થ છે. ઘણા ખરા સાધુ ભોજનનેજ માટે મંડલિયોમાં રહે છે, તે દમ્ભી પણ છે, કેમકે એકને મહન્ત બનાવે છે, જે એક મહન્ત તેમનામાં પ્રધાન હોય છે, તે સાયંકાળે ગાદીપર બેસી જાય છે અને સર્વ બ્રાહ્મણ અને સાધુ ઉભા થઇને હાથમાં પુષ્પ લઈ—

नारायणं पद्मभवं वसिष्ठं शक्तिं च तत्पुत्र पराशरं च ॥
व्यासं शुकं गौडपदं महान्तम् ॥

ઇત્યાદિ શ્લોક ભણી હર હર બોલી તેના ઉપર પુષ્પવર્ષાવીને સાષ્ટાંગ નમસ્કાર કરે છે. જે કોઈ એમ ન કરે તેને ત્યાં રહેવું પણ કઠણ છે. આ દમ્ભ સંસારને દેખાડવા માટે કરે છે જેથી જગત્માં પ્રતિષ્ઠા થઇને માલ મળે. કેટલાએક વળી મઠધારી ગ્રહસ્થ બનીને પણ સંન્યાસનું અભિમાન માત્ર કરે છે, કર્મ કાંઈ નહી. સન્યાસનું એજ કર્મ્મ છે જે પાંચમાં સમુલ્લાસમાં લખી આવ્યા છિયે, તે ન કરીને વ્યર્થ સમય ખોય છે. જે કોઈ સારો ઉપદેશ કરે તેના પણ વિરોધી થાય છે. બહુધા એ લોક ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરે છે અને કોઇ કોઇ શૈવ સંપ્રદાયનું અભિમાન રાખે છે. અને જ્યારે કદી શાસ્ત્રાર્થ કરે છે તો પોતાનો મત શંકરાચાર્યોક્તનું સ્થાપન અને ચક્રાંકિત આદિના ખંડનમાં પ્રવૃત્ત રહે છે. પણ વેદમાર્ગની ઉન્નતિમાં અને જ્યાંસુધી પાખંડ માર્ગ છે ત્યાંસુધી ખણ્ડનમાં પ્રવૃત્ત નથી થતા. એ સંન્યાસી લોક એમ સમજે છે કે અમને ખંડન મંડનથી શું પ્રયોજન ? અમે તો મહાત્મા છિયે, એ એવા લોક પણ સંસારમાં ભારરૂપ છે. જ્યારે એમ છે ત્યારે જતો તે વેદમાર્ગવિરોધી વામમાર્ગાદિ સમ્પ્રદાયી,

ઈસાઈ, મુસલમાન અને જૈની, આદિ વધી ગયા, હવણા પણ વધ્યા જાય છે અને એનો નાશ થતો જાય છે તો પણ એમની આંખ નથી ઉઘડતી! ઉઘડે કયાંથી? જો કાંઈ તેમના મનમાં પરોપકાર બુદ્ધિ અને કર્ત્તવ્ય કર્મ કરવામાં ઉત્સાહ હોય તો; કિંતુ એ લોક પોતાની પ્રતિષ્ટા અને ખાવા પીવા આગળ અન્ય અધિક કાંઈ પણ સમજતા નથી અને સંસારની નિંદાથી બહુ ડરે છે. પુનઃ "લોકૈષણા" લોકમાં પ્રતિષ્ઠા, "વિત્તૈષણા" ધન વધારવામાં તત્પર થઇને વિષયભોગ, "પુત્રૈષણા"–પુત્રવત્ શિષ્યોપર મોહિત થવું એ ત્રણ એષણાઓનો ત્યાગ કરવો તેમને ઉચિત છે, જ્યારે એ એષણાજ નથી છુટી તો પુનઃ સન્યાસ કેમ કરી થઇ શકે છે? અર્થાત્ પક્ષપાત રહિત વેદમાર્ગોપદેશથી જગતનું કલ્યાણ કરવામાં અહર્નિશ પ્રવૃત્ત રહેવું સંન્યાસિયોનું મુખ્ય કામ છે. જ્યારે પોત પોતાના અધિકાર કર્મોને નથી કરતા તો પછી સંન્યાસાદિ નામ ધરાવવું વ્યર્થ છે. નહિતો જેમ ગૃહસ્થ વ્યવહાર અને સ્વાર્થમાં પરિશ્રમ કરે છે તેનાથી અધિક પરિશ્રમ પરોપકાર કરવામાં સંન્યાસી પણ તત્પર રહે ત્યારેજ સર્વે આશ્રમ ઉન્નતિપર રહે.

જુઓ! તમારી સામે પાખંડ મત વધતો જાય છે, ઇસાઈ, મુસલમાન સુદ્ધાં થતા જાય છે, શું જરા પણ તમારાથી પોતાના ઘરની રક્ષા કરવી અને બીજાને મેળવવા એ નથી બની શકતુ? બને તો ત્યારે કે જ્યારે તમે કરવા ચાહો! જ્યાંસુધી વર્ત્તમાન અને ભવિષ્યત્‌માં ઉન્નતિ શીલ નથી થતા ત્યાંસુધી આર્યાવર્ત્ત અને અન્યદેશસ્થ મનુષ્યોની વૃદ્ધિ નથી થતી. જ્યારે વૃદ્ધિનું કારણ સત્યશાસ્ત્રોનું ભણવું ભણાવવું, બ્રહ્મચર્યાદિ આશ્રમોનું યથાવત્ અનુષ્ટાન અને સત્યોપદેશ થાય છે. ત્યારેજ દેશોન્નતિ થાયછે. સાવધ રહો, બહુજ પાખંડની વાતો તમને ખરેખર નજરે પડે છે, જેમ કોઈ સાધુ દુકાનદાર પુત્રાદિ આપવાની સિદ્ધિયો દેખાડે છે, ત્યારે તેની પાસે ઘણી સ્ત્રિયો જાય છે અને હાથ જોડીને પુત્ર માંગે છે અને બાવાજી સર્વને પુત્ર થવાનો આશિર્વાદ આપે છે, તેમાંથી જેને જેને પુત્ર થાય છે તે તે સમજે છે કે બાવાજીનાં વચનથી થયાં. જ્યારે તેમને કોઈ પુછે કે ડુકરી, કુતરી, ગધેડી, અને મરઘી આદિનાં બચ્ચાં કચ્ચાં. કયા બાવાજીના વચનથી થાય છે, ત્યારે કાંઈ પણ ઉત્તર નહીં આપી શકશે? જો કોઈ કહે કે હું બાળકને જીવતો રાખી શકું છું તો પોતેજ કેમ મરી જાય છે? કેટલાક ધૂર્તો એવી માયા રચે છે કે મોટામોટા બુદ્ધિમાન્ પણ ઠગાઈ જાય છે. જેમ ધનસારીના ઠગ તેવી રીતે એ લોક પાંચ સાત મળીને દૂરદૂર દેશમાં જાય છે, જે શરીરે ડોળ દમામમાં સારા હોય છે તેને સિદ્ધ બનાવી લે છે. જે નગર કે ગ્રામમાં ધનાઢ્ય હોય છે, તેની પાસેના જંગલમાં તે સિદ્ધને બેસાડે છે, અને તેના સાધક નગરમાં જઇને અજાણ્યા બનીને જેને તેને પૂછે છે કે તમે આવા માહાત્માને અહીં કહીં દીઠા કે નહી? તે એવું સાંભળીને પૃછે છે કે તે મહાત્મા કોણ અને કહેવો છે?

સાધક કહે છે, મોટા સિદ્ધ પુરૂષ છે, મનની વાતો કહી આપે છે, જે મુખથી કહે છે તે થઇ જાય છે, મોટા યોગીરાજ છે, તેના દર્શન માટે અમે પોતાના ઘરબાર છોડીને જોતાં ફરિયે છિયે, મેં કોઇથી સાંભળ્યું હતું કે તે મહાત્મા આ તરફ આવ્યા છે;

ગૃહસ્થ કહે છે કે જ્યારે તે મહાત્મા તમને મળે, ત્યારે અમને પણ કહેવું, દર્શન કરી શું અને મનની વાતો પૂછી શું.

આ પ્રકારે દિન ભર નગરમાં ફરે છે અને પ્રત્યેકને પેલા સિદ્ધની વાત કહીને પછી રાત્રે સિદ્ધ સાધક એકઠા થઈને ખાય પીયે છે અને સુઈ રહે છે. ફરી વળી પ્રાતઃકાલે નગર કે ગ્રામમાં જઈને એજ પ્રકારે બે ત્રણ દિવસ કહીને પછી ચારે સાધક કોઇ એક એક ધનાઢ્યને કહે છે કે તે મહાત્મા મળી ગયાં, તમારે દર્શન કરવાં હોય તો ચાલો. તે જ્યારે તૈયાર થાય છે ત્યારે સાધક તેને પૂંછે છે કે તમે શી વાત પૂછવા ચાહો છો? અમને કહો પછી કોઈ પુત્રની તો કોઇ ધનની, કોઈ રોગ નિવારણની તો કોઇ શત્રુને જીતવાની ઇચ્છા બતાવે છે. તેમને તે સાધક લઈ જાય છે. પછી સિદ્ધ સાધકોએ, જેવા સંકેત કરી રાખ્યા હોય છે, તેવી રીતે જેને ધનની ઇચ્છા હોય તેને જમણી બાજુ, જેને પુત્રની ઇચ્છા હોય તેને સન્મુખ, જેને રોગનિવારણની ઇચ્છા હોય તેને ડાબી બાજુ, અને જેને શત્રુ જીતવાની ઇચ્છા હોય તેને પાછળથી લઇ જઇને સામે વાળાની વચમાં બેસાડે છે, જ્યારે નમસ્કાર કરે છે, તેજ સમયે તે સિદ્ધ પોતાની સિદ્ધાઇની ઝપટથી ઉચ્ચસ્વરે બોલે છે, 'શું અહીં અમારી પાસે પુત્ર રાખ્યા છે કે તું પુત્રની ઇચ્છા કરી આવ્યો છે?' એજ પ્રકારે ધનની ઇચ્છા કરનારને "શું અહીં થેલિઓ રાખી છે? કે ધનની ઇચ્છા કરીને આવ્યો?" "ફકીરો" ની પાસે ધન ક્યાં રાખ્યું હોય છે? રોગ વાળાને "શું અમે વૈદ્ય છિએ જે તું રોગ છોડાવવાની ઇચ્છાથી આવ્યો? અમે વૈદ્ય નથી જે તારો રોગ છોડાવિયે, 'જા કોઈ વૈદ્યની પાસે' પરંતુ જો તેના પિતા રોગી હોય તો તેનો સાધક અંગુઠો, જો માતા રોગી હોય તો તર્જની, જો ભાઇ રોગી હોય તો મધ્યમા, જો સ્ત્રી રોગી હોય તો અનામિકા, જો કન્યા રોગી હોય તો કનિષ્ઠિકા આંગળી દેખાડે છે. તે જોઇ પેલો સિદ્ધ કહે છે કે તારો બાપ રોગી છે, કે તારી માતા, કે તારો ભાઈ, કે તારી સ્ત્રી, કે તારી કન્યા રોગી છે. ત્યારે તો તે ચારે ને ચારે ઘણા મોહિત થઈ જાય છે. સાધક લોક તેમને કહે છે; જૂઓ જેવું અમે કહ્યું હતું, તેમજ છે કે નહી? ગૃહસ્થ કહે છે કે હા તમે જેમ કહ્યું હતું તેમજ છે, તમે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો અને અમારો પણ મોટો ભાગ્યોદય હતો જે એવા મહાત્મા મળ્યા, જેનાં દર્શન કરીને અમે કૃતાર્થ થયા. સાધક કહે છે સાંભળો ભાઇ! એ મહાત્મા મનોગામી છે, અહીં ઘણા દિવસ રહેનારા નથી, જો કાંઈ એમનો આશિર્વાદ લેવો હોય તો પોતપોતાના સામર્થ્યને અનુકૂલ એની તન, મન, ધનથી સેવા કરો; કેમકે "સેવાથી મેળા મળેછે." જો કોઇપર પ્રસન્ન થઈ ગયા, તો જાણે શું વર આપી દે, સન્તોની ગતિ અપાર છે. ગૃહસ્થ આવી લલ્લા પત્તાની વાતો સાંભળીને ઘણા હર્ષથી તેમની પ્રશંસા કરતા કરતા ઘર તરફ જાય છે. સાધક પણ તેમની સાથેજ ચાલ્યા જાય છે, કેમકે કોઈ તેમનું પાખંડ ઉઘાડી ન દે. તે ધનાઢ્યોનો જો કોઇ મિત્ર મળ્યોતો તેમની આગળ પ્રશંસા કરે છે. એજ પ્રકારે જે જે સાધકોની સાથે જાય છે, તેનું તેનું વૃત્તાન્ત સર્વ તે કહી દે છે. જ્યારે નગરમાં ઘોંઘાટ પ્રસરે

છે કે અમુક સ્થળે એક મોટો ભારે સિદ્ધ આવ્યો છે, ચાલો તેની પાસે! ત્યારે મંડળના મંડળ જઇને ઘણા લોકો પૂછવા લાગે છે કે મહારાજ! મારા મનનું વૃત્તાન્ત કહો, ત્યારે તો વ્યવસ્થા બગડી જવાથી ચુપચાપ થઇને મૌન સાધે છે અને કહે છે કે અમને બહુ નહીં સતાવો, ત્યારે તો ઝટ તેમના સાધકો પણ કહેવા લાગે છે કે જો તમે એને બહુ સતાવશો તો ચાલ્યા જશે. અને જે કોઈ મોટો ધનાઢ્ય હોય છે, તે સાધકને આઘો બોલાવીને પૂછે છે કે જો અમારા મનની વાત કહેવડાવી દો, તો અમે સાચું માનિયે. ત્યારે સાધક પૂછે છે કે શી વાત છે? ધનાઢ્ય તેને કહી દે છે ત્યારે તેને તેવાજ પ્રકારના સંકેતથી લઈ જઇને ત્યાં બેસાડી દે છે, કે તરતજ સિદ્ધ સમજીને ઝટ કહી દેછે, ત્યારે તો આખું મંડળ તે સાંભળીને કહે છે કે અહો! મોટાજ સિદ્ધ પુરૂષ છે. એમ કહી કોઇ મિઠાઈ, કોઈ પૈસા, કોઈ રૂપિયા, કોઇ અશર્ફી, કોઈ કપડાં અને કોઇ સિધાં સામગ્રીની ભેટ કરે છે, પછી જ્યાંસુધી માનતા ઘણી રહે છે ત્યાં સુધી યથેષ્ટ લૂંટ્યા કરે છે અને કોઈ કોઈ એ એક આંખના આંધળા, અને ગાંડના પુરાને પુત્ર થવાનો આશીર્વાદ કે રાખ ઉપાડીને આપી દે છે અને તેમની પાસે હજારો રૂપિયા લઇને કહી દે છે કે જો તારી સાચી ભક્તિ હશે, તો પુત્ર થઇ જશે.

આવા પ્રકારના ઘણાક ઠગ હોય છે. જેમની વિદ્વાનજ પરીક્ષા કરી શકે છે, અન્ય કોઈ નહી. એટલામાટે વેદાદિ વિદ્યાનું ભણવું અને સત્સંગ કરવો ઘટે છે કેજેથી કોઇ તેને ઠગાઇમાં ન ફસાવી શકે અને તે બીજાઓને પણ બચાવી શકે. કેમકે મનુષ્યનાં નેત્ર વિદ્યાજ છે. વિદ્યાશિક્ષા વિના જ્ઞાન નથી હોતું. જે બાલ્યાવસ્થાથી ઉત્તમ શિક્ષા પામે છે તેજ મનુષ્ય અને વિદ્વાન થાય છે. જેને કુસંગ છે તે દુષ્ટ, પાપી, મહામૂર્ખ થઇને મોટાં દુઃખો પામે છે. તેથી જ્ઞાનને વિશેષ કહ્યું છે, કે જે જાણે છે તેજ માને છેઃ—

**न वेत्ति यो यस्य गुणप्रकर्षं स तस्य निन्दां सततं करोति ।**
**यथा किराती करिकुंभजाता मुक्ताः परित्यज्य बिभर्ति गुंजाः ॥**

**वृ० चा० अ० ११ । श्लो० १२ ॥**

જે જેનો ગુણ નથી જાણતો તે તેની નિન્દા નિરંતર કરે છે, જેમ જંગલી ભીલ ગજમુક્તાઓને છોડીને, ગુંજ—ચણોઠીનો હાર પહેરી લે છે. તેમજ જે પુરૂષ વિદ્વાન્, જ્ઞાની, ધાર્મિક સત્પુરૂષોના સંગી, યોગી, પુરૂષાર્થી, જિતેન્દ્રિય અને સુશીલ હોય છે તેજ ધર્માર્થ કામ મોક્ષને પ્રાપ્ત કરીને આ જન્મ અને પર જન્મમાં સદા આનંદમાં રહે છે.

આ આર્ય્યાવર્ત્ત નિવાસી લોકોના—પન્થ—માર્ગ વિષયમાં સંક્ષેપથી લખ્યું. એની આગળ જે થોડાક આર્ય્યરાજાઓના ઇતિહાસ મળ્યા છે તે સર્વ સજ્જનોને જણાવવા માટે પ્રકાશિત કરવામાં આવે છે.

હવે આર્ય્યાવર્ત્તદેશીય રાજવંશ કે જેમાં શ્રીમાન્ મહારાજા 'યુધિષ્ઠિર' થી લઇને મહારાજ 'યશપાલ' પર્યન્ત જે રાજાઓ થયા છે તે ઇતિહાસ લખિએ છિએ, અને શ્રીમાન્ મહારાજા 'સ્વાયંભવ મનુ' થી લઇને મહારાજા 'યુધિષ્ઠિર' પર્યન્તનો ઇતિહાસ મહાભારતાદિમાં લખ્યોજ છે. અને

આથી સજ્જન લોકોને તે પછીના, કાંઇક ઇતિહાસનું વર્ત્તમાન વિદિત થશે. યદ્યપિ એ વિષય, વિદ્યાર્થી સમ્મિલિત 'હરિશ્ચંદ્ર ચંદ્રિકા' અને 'મોહનચન્દ્રિકા' કે જે પાક્ષિક પત્ર શ્રીનાથ દ્વારાથી નિકળતું હતુ (જે રાજપુતાનાદેશ, મેવાડ, રાજ ઉદયપુર ચિતોડગઢમાં સર્વને વિદિત છે)તેમની ઉપરથી અમે અનુવાદ કર્યો છે, જો એવીજ રીતે અમારા આર્ય્યસજ્જન લોક ઇતિહાસ અને વિદ્યા પુસ્તકોની ખોળ કરી પ્રકાશ કરશે તો દેશને મોટો લાભ પોંચશે. એ પત્ર સમ્પાદક મહાશય પોતાના મિત્ર પાસેથી એક પ્રાચીન પુસ્તક કે જે સમ્વત્ વિક્રમ ૧૭૮૨(સત્તરસેં બ્યાયશી) નું લખેલું હતું તે લઇને પોતાના સમ્વત ૧૯૩૯ માર્ગશીર્ષ શુક્લ પક્ષ ૧૯-૨૦ કિરણ અર્થાત્ એ પાક્ષિક પત્રોમાં છાપ્યું છે જે નિમ્ન લખ્યા પ્રમાણે જાણવું.

## आर्य्यावर्त्तदेशीय राजवंशावली.

ઇન્દ્રપ્રસ્થમાં આર્ય્ય લોકોએ શ્રીમન્મહારાજા યશપાલ પર્યન્ત રાજ્ય કર્યું, જેમાં શ્રીમન્મહારાજ યુધિષ્ઠિરથી તે મહારાજ યશપાલ સુધી વંશ—પેઢી અનુમાન ૧૨૪ રાજા ( એકસો ચોવીસ રાજા ) વર્ષ ૪૧૫૭ માસ ૯ દિન ૧૪ ની મુદતમાં થયા છે તેની વિગતઃ—

| રાજા | શક | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|
| આર્ય્યરાજા | ૧૨૪ | ૪૧૫૭ | ૯ | ૧૪ |

શ્રીમન્મહારાજ યુધિષ્ઠિરાદિ વંશ અનુમાન પેઢી ૩૦, વર્ષ ૧૭૭૦, માસ ૧૧, દિન ૧૦ એનો વિસ્તાર.

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ રાજા યુધિષ્ઠિર | ૩૬ | ૮ | ૨૫ | ૧૬ સુચિરથ | ૪૨ | ૧૧ | ૨ |
| ૨ રાજા પરીક્ષિત | ૬૦ | ૦ | ૦ | ૧૭ શૂરસેન [ બીજો ] | ૫૮ | ૧૦ | ૮ |
| ૩ રાજા જન્મેજય | ૮૪ | ૭ | ૨૩ | ૧૮ પર્વતસેન | ૫૫ | ૮ | ૧૦ |
| ૪ રાજા અશ્વમેધ | ૮૨ | ૮ | ૨૨ | ૧૯ મેધાવી | ૫૨ | ૧૦ | ૧૦ |
| ૫ દ્વિતીય રામ | ૮૮ | ૨ | ૮ | ૨૦ સોનચીર | ૫૦ | ૮ | ૨૧ |
| ૬ છત્રમલ | ૮૧ | ૧૧ | ૨૭ | ૨૧ ભીમદેવ | ૪૭ | ૯ | ૨૦ |
| ૭ ચિત્રરથ | ૭૫ | ૩ | ૧૮ | ૨૨ નૃહરિદેવ | ૪૫ | ૧૧ | ૨૩ |
| ૮ દુષ્ટ શૈલ્ય | ૭૫ | ૧૦ | ૨૪ | ૨૩ પૂર્ણમલ | ૪૪ | ૮ | ૭ |
| ૯ રાજા ઉગ્રસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૪ કરદવી | ૪૪ | ૧૦ | ૮ |
| ૧૦ રાજા શૂરસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૫ અલંમિક | ૫૦ | ૧૧ | ૮ |
| ૧૧ ભુવન પતિ | ૬૯ | ૫ | ૫ | ૨૬ ઉદયપાલ | ૩૮ | ૯ | ૦ |
| ૧૨ રણુજિત | ૬૫ | ૧૦ | ૪ | ૨૭ દુબનમલ | ૪૦ | ૧૦ | ૨૬ |
| ૧૩ ઋક્ષક | ૬૪ | ૭ | ૪ | ૨૮ દમાત | ૩૨ | ૦ | ૦ |
| ૧૪ સુખદેવ | ૬૨ | ૦ | ૨૪ | ૨૯ ભીમપાલ | ૫૮ | ૫ | ૮ |
| ૧૫ નરહરિદેવ | ૫૧ | ૧૦ | ૨ | ૩૦ ક્ષેમક | ૪૮ | ૧૧ | ૨૧ |

રાજા ક્ષેમકના પ્રધાન વિશ્રવાએ ક્ષેમક રાજાને મારીને રાજ્ય કર્યું. તેની પેઢી ૧૪, વર્ષ ૫૦૦ માસ ૩ અને દિન ૧૭. એનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વિશ્રવા | ૧૭ | ૩ | ૨૯ | ૮ કદ્રુત | ૪૨ | ૯ | ૨૪ |
| ૨ પુરસેની | ૪૨ | ૮ | ૨૧ | ૯ સજ્જ | ૩૨ | ૨ | ૧૪ |
| ૩ વીરસેની | ૫૨ | ૧૦ | ૭ | ૧૦ અમરચૂડ | ૨૭ | ૩ | ૧૬ |
| ૪ અનંગશાયી | ૪૭ | ૮ | ૨૩ | ૧૧ અમીપાલ | ૨૨ | ૧૧ | ૨૫ |
| ૫ હરિજિત | ૩૬ | ૯ | ૧૭ | ૧૨ દશરથ | ૨૫ | ૪ | ૧૨ |
| ૬ પરમસેની | ૪૪ | ૨ | ૨૩ | ૧૩ વીરસાલ | ૩૧ | ૮ | ૧૧ |
| ૭ સુખપાતાલ | ૩૦ | ૨ | ૨૧ | ૧૪ વીરસાલસેન | ૪૭ | ૦ | ૧૪ |

રાજા વીરસાલસેનને વીરમહા પ્રધાને મારી રાજ્ય કર્યું. વંશ ૧૬, વર્ષ ૪૪૫, માસ ૫ અને દિન ૩. એનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ રાજા વીરમહા | ૩૫ | ૧૦ | ૮ | ૯ તેજપાલ | ૨૮ | ૧૧ | ૧૦ |
| ૨ અજિતસિંહ | ૨૭ | ૭ | ૧૯ | ૧૦ માણિક્યચન્દ્ર | ૩૭ | ૭ | ૨૧ |
| ૩ સર્વ દત્ત | ૨૮ | ૩ | ૧૦ | ૧૧ કામસેની | ૪૨ | ૫ | ૧૦ |
| ૪ ભવનપતિ | ૧૫ | ૪ | ૧૦ | ૧૨ શત્રુમર્દન | ૮ | ૧૧ | ૧૩ |
| ૫ વીરસેન | ૨૧ | ૨ | ૧૩ | ૧૩ જીવનલોક | ૨૮ | ૯ | ૧૭ |
| ૬ મહીપાલ | ૪૦ | ૮ | ૭ | ૧૪ હરિરાવ | ૨૬ | ૧૦ | ૨૯ |
| ૭ શત્રુશાલ | ૨૬ | ૪ | ૩ | ૧૫ વીરસેન (બીજો) | ૩૫ | ૨ | ૨૦ |
| ૮ સન્ધરાજ | ૧૭ | ૨ | ૧૦ | ૧૬ આદિત્યકેતુ | ૨૩ | ૧૧ | ૧૩ |

રાજા આદિત્યકેતુને મગધ દેશના "ધન્ધર" નામના પ્રયાગના રાજાએ મારી રાજ્ય કર્યું. વંશ ૯, વર્ષ ૩૭૪ માસ ૧૧ દિન ૨૫ એનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ રાજા ધન્ધર | ૪૨ | ૭ | ૨૪ | ૬ જીવનરાજ | ૪૫ | ૨ | ૫ |
| ૨ મહર્ષી | ૪૧ | ૨ | ૨૯ | ૭ રુદ્રસેન | ૪૭ | ૪ | ૨૮ |
| ૩ સનરચ્ચી | ૫૦ | ૧૦ | ૧૯ | ૮ આરીલક | ૫૨ | ૧૦ | ૮ |
| ૪ મહાયુદ્ધ | ૩૦ | ૩ | ૮ | ૯ રાજપાલ | ૩૬ | ૦ | ૦ |
| ૫ દુરનાથ | ૨૮ | ૫ | ૨૫ | | | | |

રાજા રાજપાલને સામંત મહાનપાલે મારી રાજ્ય કર્યું પેઢી ૧ વર્ષ ૧૪ માસ ૦ દિન ૦ એનો વિસ્તાર નથી.

રાજા મહાનપાલના રાજ્યપર રાજા વિક્રમાદિત્યે "અવંતિકા-ઉજ્જનથી આવીને ચઢાઇ કરીને રાજા મહાનપાલને મારી રાજ્ય કરયું. પેઢી વંશ ૧ વર્ષ ૯૩ માસ ૦ દીન ૦ અનો વિસ્તાર નથી.

રાજા વિક્રમાદિત્યને શાલિવાહનના ઉમરાવ સમુદ્ર પાલ યોગી પૈઠણીનાએ મારી રાજ્ય કર્યું. પેઢી ૧૬ વર્ષ ૩૭૨ માસ ૪ દિન ૨૭ એનો વિસ્તારઃ—

| | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સમુદ્રપાલ | ૫૪ | ૨ | ૨૦ | ૯ | અમૃતપાલ | ૩૬ | ૧૦ | ૧૩ |
| ૨ | ચન્દ્રપાલ | ૩૬ | ૫ | ૪ | ૧૦ | બલીપાલ | ૧૨ | ૫ | ૨૭ |
| ૩ | સહાયપાલ | ૧૧ | ૪ | ૧૧ | ૧૧ | મહીપાલ | ૧૩ | ૮ | ૪ |
| ૪ | દેવપાલ | ૨૭ | ૧ | ૨૮ | ૧૨ | હરીપાલ | ૧૪ | ૮ | ૪ |
| ૫ | નરશિંહપાલ | ૧૮ | ૦ | ૨૦ | ૧૩ | સીસપાલ * | ૧૧ | ૧૦ | ૧૩ |
| ૬ | સામપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૪ | મદનપાલ | ૧૭ | ૧૦ | ૧૯ |
| ૭ | રઘુપાલ | ૨૨ | ૩ | ૨૫ | ૧૫ | કર્મપાલ | ૧૬ | ૨ | ૨ |
| ૮ | ગોવિન્દપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૬ | વિક્રમપાલ | ૨૪ | ૧૧ | ૧૩ |

રાજા વિક્રમપાલે પશ્ચિમ દિશાના રાજા (મલુખચંદ બોહરા હતો.) તેના પર ચઢાઇ કરી મેદાનમાં યુદ્ધ કર્યું એ લડાઇમાં મલુખચંદે વિક્રમપાલને મારીને ઇંદ્રપ્રસ્થનું રાજ્ય કર્યું. પેઢી૧૦ વર્ષ૧૯૧ માસ ૧ દિન ૧૬. એનો વિસ્તારઃ—

| | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મલુખચન્દ | ૫૪ | ૨ | ૧૦ | ૬ | કલ્યાણચન્દ | ૧૦ | ૫ | ૪ |
| ૨ | વિક્રમચન્દ | ૧૨ | ૭ | ૧૨ | ૭ | ભીમચન્દ | ૧૬ | ૨ | ૯ |
| ૩ | અમાનચન્દ × | ૧૦ | ૦ | ૫ | ૮ | લોવચન્દ | ૨૬ | ૩ | ૨૨ |
| ૪ | રામચન્દ | ૧૩ | ૧૧ | ૮ | ૯ | ગોવિંદચંદ | ૩૧ | ૭ | ૧૨ |
| ૫ | હરીચન્દ | ૧૪ | ૯ | ૨૪ | ૧૦ | રાની પદ્માવતી + | ૧ | ૦ | ૦ |

* કોઈ ઇતિહાસમાં ભીમપાલ પણ લખ્યો છે.

× એનું નામ કહીં માનકચંદ પણ લખ્યું છે.

\+ આ પદ્માવતી ગોવિંદચંદની રાણી હતી.

રાણી પદ્માવતી મરી ગઈ, એને પુત્ર પણ કોઈ ન હતો તેથી સર્વ કાર્યભારિયોએ સંમતિ કરી હરિપ્રેમ વૈરાગીને ગાદીએ બેસાડીને કાર્યભારિઓ રાજ્ય કરવા લાગ્યા. પેઢી ૪ વર્ષ ૫૦ માસ ૦ દિન ૨૧. હરિપ્રેમનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ હરિપ્રેમ | ૭ | ૫ | ૧૬ | ૩ ગોપાલપ્રેમ | ૧૫ | ૭ | ૨૮ |
| ૨ ગોવિન્દપ્રેમ | ૨૦ | ૨ | ૮ | ૪ મહાબાહુ | ૬ | ૮ | ૨૯ |

રાજા મહાબાહુ રાજ્ય છોડીને વનમાં તપશ્ચર્યા કરવા ગયો બંગાલના રાજા આધીસેને સાંભળી, ઇન્દ્રપ્રસ્થમાં આવી પોતે રાજ્ય કરવા લાગ્યો. વંશ ૧૨ વર્ષ ૧૫૧ માસ ૧૧ દિન ૨ એનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ રાજા આધીસેન | ૧૮ | ૫ | ૨૧ | ૭ કલ્યાણસેન | ૪ | ૮ | ૨૧ |
| ૨ વિલાવલસેન | ૧૨ | ૪ | ૨ | ૮ હરીસેન | ૧૨ | ૦ | ૨૫ |
| ૩ કેશવસેન | ૧૫ | ૭ | ૧૨ | ૯ ક્ષેમસેન | ૮ | ૧૧ | ૧૫ |
| ૪ માધસેન | ૧૨ | ૪ | ૨ | ૧૦ નારાયણસેન | ૨ | ૨ | ૨૯ |
| ૫ મયૂરસેન | ૨૦ | ૧૧ | ૨૭ | ૧૧ લક્ષ્મીસેન | ૨૬ | ૧૦ | ૦ |
| ૬ ભીમસેન | ૫ | ૧૦ | ૯ | ૧૨ દામોદરસેન | ૧૧ | ૫ | ૧૯ |

રાજા દામોદરસેનને પોતાના ઉમરાવને બહુ દુઃખ દીધું તેથી રાજાના ઉમરાવ દીપસિંહે સેના એકત્ર કરીને રાજા સાથે યુદ્ધ કર્યું, તેમાં રાજાને મારીને દીપસિંહ પોતે રાજ્ય કરવા લાગ્યો. પેઢી ૬ વર્ષ ૧૦૭ માસ ૬ દિન ૨૨ એનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ દીપસિંહ | ૧૭ | ૧ | ૨૬ | ૪ નરસિંહ | ૪૫ | ૦ | ૧૫ |
| ૨ રાજસિંહ | ૧૪ | ૫ | ૦ | ૫ હરિસિંહ | ૧૩ | ૨ | ૨૯ |
| ૩ રણસિંહ | ૯ | ૮ | ૧૧ | ૬ જીવનસિંહ | ૮ | ૦ | ૧ |

રાજા જીવનસિંહે કાંઈ કારણ માટે પોતાની સર્વ સેના ઉત્તર દિશામાં મોકલી દીધી, આ ખબર પૃથ્વીરાજ ચૌહાણ વૈરાટના રાજાએ સાંભળીને જીવનસિંહપર ચઢાઇ કરી, તેને મારીને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય કર્યું.* પેઢી ૫ વર્ષ ૮૬ માસ ૦ દિન ૨૦ એનો વિસ્તારઃ—

| આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન | આર્ય્યરાજા | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|---|---|---|
| ૧ પૃથ્વીરાજ | ૧૨ | ૨ | ૧૯ | ૪ ઉદયપાલ | ૧૧ | ૭ | ૩ |
| ૨ અભયપાલ | ૧૪ | ૫ | ૧૭ | ૫ યશપાલ | ૩૬ | ૪ | ૨૭ |
| ૩ દુર્જનપાલ | ૧૧ | ૪ | ૧૪ | | | | |

* આની આગળ બીજા ઇતિહાસોમાં આ પ્રકારે છે કે મહારાજ પૃથ્વીરાજની ઉપર સુલતાના શહાબુદ્દિન ઘોરી ચઢી આવ્યો અને કંઇક વાર હારીને પાછો ગયો; અંતમાં સંવત ૧૨૪૯ માં માંહોમાંહે ની ફુટને લીધે મહારાજા પૃથ્વીરાજને જીતી આંધળો કરી પોતાને દેશ લઈ ગયો. પછી દિલ્લી ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય પોતે કરવા લાગ્યો એ મુસલમાનોનું રાજ્ય પેઢી ૪૫ વર્ષ ૬૧૩ રહ્યું.

રાજા યશપાલ ઉપર સુલતાન શહાબુદ્દિન ગોરી ગઢ ગજનીથી ચઢાઇ કરી આવ્યો. અને રાજા યશપાલને પ્રયાગના કિલ્લામાં સંવત ૧૨૪૯ માં પકડી કેદ કર્યો. પશ્ચાત્ ઇન્દ્રપ્રસ્થ-દિલ્લીનું રાજ્ય પોતે કરવા લાગ્યો પેઢી ૫૩ વર્ષ ૭૪૫ માસ ૧ દિન ૧૭. વિસ્તાર ઘણા ઇતિહાસ પુસ્તકોમાં લખ્યો છે, તેથી અહીં નથી લખ્યો.

આની આગળ હવે બૌદ્ધ જૈન મત વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिनिर्मिते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषित आर्य्यावर्तीयमतखण्डनमण्डन**
**विषय एकादश समुल्लासः सम्पूर्णः ॥ ११ ॥**

---



# ॥ अनुभूमिका ॥ २ ॥

જ્યારે આર્યાવર્ત્તસ્થ મનુષ્યોમાં સત્યાસત્યનો યથાવત્ નિર્ણય કરાવનારી વેદ વિદ્યા છુટીને અવિદ્યા પ્રસરી ત્યારે મતમતાન્તર ઉત્પન્ન થયા, અને એજ જૈન આદિના વિદ્યાવિરૂદ્ધ મતપ્રચારનું નિમિત્ત થયું, કેમકે વાલ્મીકીય અને મહાભારતાદિમાં જૈનિયોનાં નામ માત્ર પણ નથી લખ્યાં. અને જૈનિયોના ગ્રંથોમાં વાલ્મીકીય અને ભારતમાં કથિત "રામકૃષ્ણાદિની" ગાથા મોટા વિસ્તારપૂર્વક લખી છે. એથી એ સિદ્ધ થાય છે કે એ મત એના પછી ચાલ્યો. કેમકે જેમ પોતાના મતને બહુ પ્રાચીન જૈની લોક લખે છે તેમ હોત તો વાલ્મીકીય આદિ ગ્રંથોમાં એમની કથા અવશ્ય હોત પણ તે નથી તેથી કરીને જૈન મત એ ગ્રંથોની પછી નવો ઉભો થયો છે.

કોઇ કહે કે જૈનિયોના ગ્રંથોમાંથી કથાઓ લઇને વાલ્મીકીય આદિ ગ્રંથ બન્યા હશે તો તેમને પૂછવું જોઇએ કે ત્યારે વાલ્મીકીય આદિમાં તમારા ગ્રંથોના નામ લેખ પણ કેમ નથી? અને તમારા ગ્રંથોમાં કેમ છે? શું પિતાનાં જન્મનું દર્શન પુત્ર કરી શકે છે? કદી નહી. એથી એ સિદ્ધ થાય છે કે જૈનમત, બૌદ્ધમત, શૈવ શાકતાદિ મતોની પછી ચાલ્યો છે.

હવે આ બારમા સમુલ્લાસમાં જે જે જૈનિયોના મત વિષે લખવામાં આવ્યું છે તે તે તેમના ગ્રન્થોના પત્તા પૂર્વક લખ્યું છે. એમાં જૈનિયોએ માઠું ન માનવું જોઇએ, કેમકે જે જે અમે એના મતવિષયમાં લખ્યું છે તે કેવલ સત્યાસત્યના નિર્ણયાર્થ છે નહીં કે વિરોધ વા હાનિ કરવા અર્થે. આ લેખને જ્યારે જૈની, બૌદ્ધ કે અન્ય લોક જોશે ત્યારે સર્વેને સત્યાસત્યના નિર્ણયમાં વિચાર અને લેખ કરવાનો સમય મલશે અને બોધ પણ થશે. જ્યાંસુધી વાદી પ્રતિવાદી થઈ પ્રીતિથી વાદ કે લેખ ન કરવામાં આવે ત્યાંસુધી સત્યાસત્યનો નિર્ણય નથી થઇ શકતો. જ્યારે વિદ્વાનોમાં સત્યાસત્યનો નિશ્ચય નથી થતો ત્યારે અવિદ્વાનોને મહા અંધકારમાં પડીને બહુ દુઃખ ખમવું પડે છે. એટલા માટે સત્યના જય અને અસત્યના ક્ષયને માટે મિત્રતાથી વાદ કે લેખ કરવો એ અમારી મનુષ્ય જાતિનું મુખ્ય કામ છે જો એમ ન હોય તો મનુષ્યોની ઉન્નતિ કદી નહી થાય.

વળી આ બૌદ્ધ જૈન મતનો વિષય, એમના વિના અન્ય મતવાળાને પણ અપૂર્વ લાભ અને બોધ કરવાવાળો થશે કેમકે એ લોકો પોતાના પુસ્તકોને કોઇ અન્ય મતવાળાને જોવા શિખવા કે લખવાને પણ આપતા નથી. મહા પરિશ્રમથી મારા અને વિશેષે આર્ય સમાજ મુંબાઇના મંત્રી શેઠ સેવકલાલ કૃષ્ણદાસના પુરૂષાર્થથી ગ્રંથ પ્રાપ્ત થયા છે. તથા કાશીસ્થ "જૈન

પ્રભાકર" યંત્રાલયમાં છપાયાથી અને મુંબઈમાં "પ્રકરણ રત્નાકર" ગ્રંથના છપાયાથી પણ સર્વ લોકોને જૈનિયોનો મત જોવો સહજ થયો છે.

વાહ! એ કયા વિદ્વાનોની વાત છે કે પોતાના મતના પુસ્તકો પોતેજ જોવાં અને બાજાઓને ન દેખાડવવાં! એથીજ વિદિત થાય છે કે એ ગ્રંથોના બનાવનારાઓને પ્રથમજ શંકા થઈ હતી કે આ ગ્રંથોમાં અસંભવ વાતો છે. તે જો બીજા મતવાળા જોશે તો ખણ્ડન કરશે અને અમારા મતવાળા બીજાના ગ્રંથોને જોશે, તો આ મતમાં શ્રદ્ધા નહી રહેશે. અસ્તુ જે હોય તે; પરંતુ બહુ મનુષ્ય એવાં છે કે જેમને પોતાના દોષ તો નથી દેખાતા, કિંતુ બીજાના દોષો જોવામાં અતિ ઉદ્યત રહે છે. એ ન્યાયની વાત નથી. કેમકે પ્રથમ પોતાના દોષ જોઈ તે કહાડીને પશ્ચાત્ બીજાઓના દોષોમાં દૃષ્ટિ દઈને તે કાઢે.

હવે આ બૌદ્ધ જૈનિયોના મતનો વિષય સજ્જનોના સન્મુખ મૂકુ છું, જેવો છે તેવો વિચારે.

किमधिकलेखन बुद्धिमद्वर्येषु ॥



# अथ द्वादशसमुल्लासारम्भः ॥

## अथ नास्तिकमतान्तर्गतचारवाक-बौद्ध-जैनमतखंडनमंडन विषयान् व्याख्यास्यामः ॥

કોઇ એક બૃહસ્પતિ નામે પુરૂષ થયો હતો, જે વેદ, ઇશ્વર અને યજ્ઞાદિ ઉત્તમ કર્મોને પણ નહી માનતો હતો. જુઓ ! તેનો મતઃ—

**यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः ।**
**भस्मी भूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ १ ॥**

કોઇ મનુષ્યાદિ પ્રાણી મૃત્યુનો અગોચર નથી અર્થાત્ સર્વેને મરવું છે એટલા માટે જ્યાંસુધી શરીરમાં જીવ રહે ત્યાંસુધી સુખથી રહે. જો કોઈ કહે કે ધર્માચરણથી કષ્ટ થાય છે અને જે ધર્મને છોડે તે પુનર્જન્મમાં મહાદુઃખ પામે ! તેને "ચારવાક" ઉત્તર દે છે કે અરે ભોળા ભાઈ ! મુવા પશ્ચાત્ શરીર ભસ્મ થઈ જાય છે કે જેણે ખાધું પીધું છે, તે પુનઃ સંસારમાં આવશે નહીં. એટલામાટે જેમ બની શકે તેમ આનંદમાં રહો, લોકમાં નીતિથી ચાલો, ઐશ્વર્યને વધારો અને તેથી ઇચ્છિત ભોગ કરો, આજ લોક સમજો, પરલોક કાંઈ નથી. જુઓ ! પૃથિવી, જલ, અગ્નિ, વાયુ એ ચાર ભૂતોનાં પરિણામથી આ શરીર બન્યું છે. એમાં એના યોગથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે, જેમકે માદક દ્રવ્ય ખાવા પીવાથી મદ—નિશા ઉત્પન્ન થાય છે. એજ પ્રકારે જીવ શરીરનીસાથે ઉત્પન્ન થઇને શરીરના નાશ સાથે પોતે પણ નષ્ટ થઈ જાય છે. પછી કોને પાપપુણ્યનું ફળ થશે ?

**तच्चैतन्यविशिष्टदेह एव आत्मा देहातिरिक्त आत्मनि प्रमाणाभावात् ॥**

આ શરીરમાં ચારે ભુતોના સંયોગથી જીવાત્મા ઉત્પન્ન થઇને તેમના વિયોગની સાથેજ નષ્ટ થઈ જાય છે કેમકે મુવા પછી કાંઈ પણ જીવ પ્રત્યક્ષ નથી થતો. અમે તો એક પ્રત્યક્ષનેજ માનિયે છિયે, કેમકે પ્રત્યક્ષ વિના અનુમાનાદિ થતુંજ નથી. એટલામાટે મુખ્ય પ્રત્યક્ષની સામે અનુમાનાદિ ગૌણુ હોવાથી તેનું ગ્રહણ નથી કરતા. સુંદર સ્ત્રીના આલિંગનથી આનંદ કરવો એ પુરૂષાર્થનું ફળ છે.

ઉત્તર—આ પૃથિવ્યાદિ ભૂત જડ છે, એનાથી ચેતનની ઉત્પત્તિ કદી થઈ શકતી નથી. જેમ હવણુ માતા પિતાના સંયોગથી દેહની ઉત્પત્તિ થાય છે. તેમજ આદિ સૃષ્ટિમાં મનુષ્યાદિ શરીરોની આકૃતિ પરમેશ્વર કર્ત્તા વિના કદી પણ થઈ શકતી નથી. મદની માફક ચેતનની ઉત્પત્તિ અને વિનાશ હોતો નથી કેમકે મદ ચેતનને થાય છે, જડને નહી. પદાર્થ નષ્ટ—અદૃષ્ટ થાય છે, પરંતુ અભાવ કોઇનો નથી થતો, એજ પ્રકારે અદૃશ્ય હોવાથી જીવનો પણ અભાવ ન માનવો જોઇયે. જ્યારે જીવાત્મા સદેહ થાય છે ત્યારેજ તેની પ્રકટતા થાય છે, જ્યારે શરીરને છોડી દે છે ત્યારે તે શરીર જે મૃત્યુને પ્રાપ્ત થયું છે તે જેમ ચેતનયુક્ત પૂર્વે હતું, તેમ નથી થઈ શકતું. એજ વાત બૃહદારણ્યકમાં કહી છે:—

**नाहं मोहं ब्रवीमि अनुच्छित्तिधर्मा यमात्मेति ॥**

યાજ્ઞવલ્ક્ય કહે છે કે હે મૈત્રેયિ! હું મોહથી વાત નથી કરતો, કિન્તુ આત્મા અવિનાશી છે જેના યોગથી શરીર ચેષ્ટા કરે છે, જ્યારે જીવ શરીરથી પૃથક્ થઇ જાય છે, ત્યારે શરીરમાં જ્ઞાન કાંઈ પણ નથી રહેતું. જો દેહથી પૃથક આત્મા ન હોય તો જેના સંયોગથી ચેતનતા અને વિયોગથી જડતા થાય છે, તે દેહથી પૃથક છે. જેમ આંખ સર્વને જુએ છે પરંતુ પોતાને નહી. એજ પ્રકારે પ્રત્યક્ષનો કરનાર પોતાને ઐન્દ્રિય પ્રત્યક્ષ નથી કરી શકતો. જેમ પોતાની આંખથી સર્વ ઘટપટાદિ પદાર્થ જુએ છે તેમ આંખને પોતાના જ્ઞાનથી દેખે છે. જે દ્રષ્ટા છે તે દ્રષ્ટાજ રહે છે, દૃશ્ય કદી નથી થતો. જેમ આધાર વિના આધેય, કારણુ વિના કાર્ય્ય, અવયવી વિના અવયવ અને કર્ત્તા વિના કર્મ્મ નથી રહી શકતા, તેમ કર્ત્તા વિના પ્રત્યક્ષ કેમ થઇ શકે? જો સુંદર સ્ત્રીની સાથે સમાગમ કરવો તેનેજ પુરૂષાર્થનું ફળ માનો તો પ્રથમ ક્ષણિક સુખ અને પછી તેનાથી દુઃખ પણ થાય છે, તે પણ પુરૂષાર્થનુંજ ફળ હશે. જ્યારે એમ છે ત્યારે સ્વર્ગની હાનિ થવાથી દુઃખ ભોગવવું પડશે. જો કહો કે દુઃખને છોડવવામાં અને સુખને વધારવામાં યત્ન કરવો જોઇયે તો મુક્તી સુખની હાનિ થઇ જાય છે, એટલામાટે તે પુરૂષાર્થનું ફળ નથી.

ચારવાક—જે દુઃખ સંયુક્ત સુખનો ત્યાગ કરે છે તે મૂર્ખ છે. જેમ ધાન્યાર્થી ધાન્યનું ગ્રહણ અને ભુસાંનો ત્યાગ કરે છે, તેમ આ સંસારમાં બુદ્ધિમાન્ સુખનું ગ્રહણ અને દુઃખને ત્યાગ કરે. કેમકે જે આ લોકનાં ઉપસ્થિત સુખને છોડીને અનુપસ્થિત સ્વર્ગનાં સુખની ઇચ્છા કરીને ધૂર્તકથિત વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મોપાસના અને જ્ઞાનકાંડનું અનુષ્ઠાન પરલોક માટે કરે છે તે અજ્ઞાની છે. જ્યારે પરલોક છેજ નહી ત્યારે તેની આશા કરવી એ મૂર્ખતાનું કામ છે. કેમકે:—

अग्निहोत्रं त्रयो वेदास्त्रिदण्डं भस्मगुण्ठनम् ।
बुद्धिपौरुषहीनानां जीविकेति बृहस्पतिः ॥ १ ॥

ચારવાક મત પ્રચારક "બૃહસ્પતિ" કહે છે કે અગ્નિહોત્ર, ત્રણ વેદ, ત્રણ દણ્ડ, અને ભસ્મનું લગાવવું એ બુદ્ધિ અને પુરૂષાર્થ રહિત પુરૂષોએ જીવિકા બનાવી લીધી છે. કિન્તુ કાંટા લાગવા ઇત્યાદિથી ઉત્પન્ન થતાં દુઃખનું નામ નરક, લોકસિદ્ધ રાજા પરમેશ્વર અને દેહનો નાશ થવો એ મોક્ષ, બીજું કાંઈ પણ નથી.

ઉત્તર—વિષયરૂપી સુખ માત્રને પુરૂષાર્થનું ફળ માનીને વિષય દુઃખ નિવારણ માત્રમાં કૃતકૃત્યતા અને સ્વર્ગ માનવું, એ મૂર્ખતા છે. અગ્નિહોમાદિ યજ્ઞોથી વાયુ, વૃષ્ટિ, જલની શુદ્ધિ દ્વારા આરોગ્યતાનું હોવું અને તેથી ધર્મ્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય છે, તેને ન જાણીને વેદ, ઈશ્વર અને વેદોક્ત ધર્મ્મની નિન્દા કરવી એ ધૂર્તોનું કામ છે. જે ત્રિદણ્ડ અને ભસ્મધારણનું ખંડન છે તે ઠીક છે. જો કંટકાદિથી ઉત્પન્ન થયલાંજ દુઃખનું નામ નરક હોય તો તેનાથી અધિક મહારોગાદિ નરક કેમ નહીં? યદ્યપિ રાજાને ઐશ્વર્યવાન અને પ્રજા પાલનમાં સમર્થ હોવાથી શ્રેષ્ઠ માને તો ઠીક છે; પરન્તુ જે અન્યાયકારી પાપી રાજા હોય, તેને પણ પરમેશ્વરવત્ માનતા હો તો તમારા જેવા કોઇ પણ મૂર્ખ નહી. શરીરનો વિચ્છેદ થવો માત્ર મોક્ષ છે તો ગધેડાં કુતરાં આદિ અને તમારામાં શો ભેદ રહ્યો? કિન્તુ આકૃતિજ માત્ર ભિન્ન રહી! ચારવાકઃ—

अग्निरुष्णो जलं शीतं शीतस्पर्शस्तथाऽनिलः ।
केनेदं चित्रितं तस्मात्स्वभावात्तद् व्यवस्थितिः ॥ १ ॥
न स्वर्गो नाऽपवर्गो वा नैवात्मा पारलौकिकः ।
नैव वर्णाश्रमादीनां क्रियाश्च फलदायिकाः ॥ २ ॥
पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति ।
स्वपिता यजमानेन तत्र कस्मान्न हिंस्यते ॥ ३ ॥
मृतानामपि जन्तूनां श्राद्धं चेत्तृप्तिकारणम् ।
गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेयकल्पनम् ॥ ४ ॥
स्वर्गस्थिता यदा तृप्तिं गच्छेयुस्तत्र दानतः ।
प्रासादस्योपरिस्थानामत्र कस्मान्न दीयते ॥ ५ ॥
यावज्जीवेत्सुखं जीवेदृणं कृत्वा घृतं पिबेत् ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ ६ ॥

यदि गच्छेत्परं लोकं देहादेष विनिर्गतः ।
कस्माद्भूयो न चायाति बन्धुस्नेहसमाकुलः ॥ ७ ॥
ततश्च जीवनोपायो ब्राह्मणैर्विहितस्त्विह ।
मृतानां प्रेतकार्याणि न त्वन्यद्विद्यते क्वचित् ॥ ८ ॥
त्रयो वेदस्य कर्त्तारो भण्डधूर्त्तनिशाचराः ।
जर्फरी तुर्फरीत्यादि पण्डितानां वचः स्मृतम् ॥ ९ ॥
अश्वस्यात्र हि शिश्नन्तु पत्नीग्राह्यं प्रकीर्तितम् ।
भण्डैस्तद्वत्परं चैव ग्राह्यजातं प्रकीर्तितम् ॥ १० ॥
मांसानां खादनं तद्वन्निशाचरसमीरितम् ॥ ११ ॥

૧. ચારવાક, આભાણુક, બૌદ્ધ અને જૈન પણ જગતની ઉત્પત્તિ સ્વભાવથી માને છે. જે જે સ્વાભાવિક ગુણ છે તેથી દ્રવ્યસંયુક્ત થઇને સઘળા પદાર્થ બને છે, કોઈ જગતનો કર્ત્તા નથી.

૨. પરન્તુ એમાંથી ચારવાક એમ માને છે. કિન્તુ પરલોક અને જીવાત્માને, બૌદ્ધ અને જૈન માને છે, ચારવાક નથી માનતો; શેષ બાકી તો એ ત્રણેના મત કોઈ કોઈ વાત છોડીને એક સરખા છે, નથીતો કોઇ સ્વર્ગ, નથીતો કોઇ નરક, અને નથીતો કોઈ પરલોકમાં જનારો આત્મા, અને નથીતો વર્ણાશ્રમની ક્રિયા ફલદાયક.

૩. જો યજ્ઞમાં પશુ મારી હોમ કરેથી તે સ્વર્ગે જતો હોય તો યજમાન પોતાના પિતા આદિને મારી, હોમ કરી, સ્વર્ગે કેમ નથી મોકલતા ?

૪. જો મુએલાં જીવોનાં શ્રાદ્ધ અને તર્પણ તૃપ્તિકારક થાય છે તો પરદેશમાં જનાર, માર્ગમાં નિર્વાહાર્થે અન્ન, વસ્ત્ર, અને ધનાદિ શા માટે લઈ જાય છે ? કેમકે જેમ મૃતકના નામથી અર્પણ કરેલા પદાર્થ સ્વર્ગમાં પહોંચે છે, ત્યારે તો પરદેશમાં જનાર માટે તેમની સંબંધી પણ ઘરમાં તેના નામથી અર્પણ કરીને દેશાંતરમાં પહોંચાડી દે, જો એ નથી પહોંચતું તો સ્વર્ગમાં તે શી રીતે પહોંચી શકે છે ?

૫. જો મર્ત્ય લોકમાં દાન કરવાથી સ્વર્ગવાસી તૃપ્ત થાય છે તો નીચે આપવાથી ઘરના ઉપર સ્થિત પુરૂષ તૃપ્ત કેમ નથી થતો ?

૬. એટલા માટે જ્યાંસુધી જીવે ત્યાંસુધી સુખથી જીવે. જો ઘરમાં પદાર્થ ન હોય તો કરજ કાઢીને પણ આનંદ કરે, કરજ આપવું નહી પડે કેમકે જે શરીરમાં જીવે ખાધું પિધું છે તે એઉતું પુનરાગમન થતું નથી તો પછી કોની પાસે અને કોણ માંગશે ? અને કોણ આપશે ?

૭ જે લોક કહે છે કે મૃત્યુસમય જીવ નિકળીને પરલોકમાં જાય છે એ વાત મિથ્યા છે. કેમકે જો એમ હોત તો કુટુંમ્બના મોહથી બદ્ધ થઇને પુનઃ ઘરમાં કેમ નથી આવતો ?

૮. એટલા માટે એ સર્વે બ્રાહ્મણોએ પોતાની જીવિકાનો ઉપાય કર્યો છે, જે દશગાત્રાદિ મૃતક ક્રિયા કરે છે, એ સર્વે તેમની જીવિકાની લીલા છે.

૯. વેદનાં બનાવનારા ભાંડ, ધૂર્ત્ત અને નિશાચર–રાક્ષસ એ ત્રણ "જર્ફરી તુર્ફરી" ઇત્યાદિ પંડિતોનાં ધૂર્ત્તતાયુક્ત વચન છે.

૧૦. જુઓ ! ધૂર્ત્તોની રચના !! ઘોડાનાં લિંગને સ્ત્રી ગ્રહણ કરે, તેની સાથે યજમાનની સ્ત્રી પાસે સમાગમ કરાવવો, કન્યા સાથે મશ્કરી કરવી આદિ લખવું એ ધૂર્ત્તો વિના નથી થઇ શકતું.

૧૧. અને જે માંસનું ખાવું લખ્યું છે. તે વેદ ભાગ રાક્ષસનો બનાવેલો છે.

૧. ઉત્તર—ચેતનપરમેશ્વરે નિર્માણ કર્યા વિના જડ પદાર્થો પોતે માંહોમાંહે સ્વભાવથી નિયમ પૂર્વક મળીને ઉત્પન્ન થઇ શકતા નથી. જો સ્વભાવથીજ થતા હોય તો બીજા સૂર્ય, ચન્દ્ર, પૃથિવી અને નક્ષત્રાદિ લોક આપોઆપ કેમ નથી ઉત્પન્ન થતા ? ॥ ૧ ॥

૨. સ્વર્ગ સુખભોગનું અને નરક દુઃખભોગનું નામ છે. જો જીવાત્મા ન હોય તો સુખ દુઃખનો ભોક્તા કોણ થઇ શકે ? જેમ આ સમયે સુખદુઃખનો ભોક્તા જીવ છે તેમ પર જન્મમાં પણ હોય છે. શું સત્ય ભાષણ, અને પરોપકારાદિ ક્રિયા પણ વર્ણાશ્રમિયોની નિષ્ફળ થશે ? કદી નહી. ॥ ૨ ॥

૩. પશુ મારીને હોમ કરવો એવું વેદાદિ સત્ય શાસ્ત્રોમાં કોઇ પણ સ્થળે નથી લખ્યું. અને મૃતકોનાં શ્રાદ્ધ તર્પણ કરવાં એ કપોલ કલ્પિત છે. કેમકે એ વેદાદિ સત્ય શાસ્ત્રોની વિરૂદ્ધ હોવાથી ભાગવતાદિ પુરાણમતવાળાનો એ મત છે, તેથી એ વાતનું ખંડન અખંડનીય છે. ॥ ૩ ॥

૪. જે વસ્તુ છે તેનો અભાવ કદી નથી થતો, વિદ્યમાન્ જીવનો અભાવ નથી થઇ શકતો. દેહ ભસ્મ થઇ જાય છે, જીવ નહી. જીવ તો બીજાં શરીરમાં જાય છે, એટલામાટે જે કોઇ ઋણાદિ કરી બીજાંના પદાર્થોથી આ લોકમાં ભોગ કરીને તે રૂણ પાછું નથી આપતો તે નિશ્ચય પાપી થઇને બીજા જન્મમાં દુઃખરૂપી નરક ભોગવે છે, એમાં કાંઇપિણ સંદેહ નથી. ॥૪॥

૫. દેહથી નિકળીને જીવ સ્થાનાન્તર અને શરીરાન્તરને પ્રાપ્ત થાય છે, અને તેને પૂર્વ જન્મ તથા કુટુંબાદિનું જ્ઞાન કાંઇ પણ નથી રહેતુ તેથી તે પુનઃ કુટુંબમાં નથી આવી શકતો. ॥૫॥

૬. હા, બ્રાહ્મણોએ પ્રેતકર્મ પોતાની જીવિકાર્થે બનાવી લીધું. છે પરંતુ એ વેદોક્ત ન હોવાથી ખંડનીય છે. ॥ ૬ ॥

૭. હવે કહો, કે જો ચારવાક આદિએ વેદાદિ સત્યશાસ્ત્ર જોયાં સાંભળ્યાં કે શીખ્યાં હોત તો વેદોની નિન્દા કદી ન કરત, કે વેદ ભાંડ ધૂર્ત્ત, અને નિશાચરવત પુરૂષોએ બનાવ્યા છે, એવાં વચન કદી પણ નહી કાઢત. હા, ભાંડ, ધૂર્ત્ત, નિશાચરવતમહીધરાદિ ટીકાકાર થયાછે; તેમની

બૂતેતા છે, વેદોની નથી. પરંતુ શોક છે ચારવાક, આભાણક, બૌદ્ધ અને જૈનિયોપર કે એમણે મૂળ ચાર વેદોની સંહિતાઓને પણ ન સાંભળી, ન જોઈ અને ન કોઈ વિદ્વાન્ પાસેથી શિખી લીધી. કેમકે એમ ન કરવાથી નષ્ટ ભ્રષ્ટ બુદ્ધિ થઇને ઉટપટાંગ વેદોની નિંદા કરવા લાગ્યા. દુષ્ટ વામમાર્ગિયોની પ્રમાણ શુન્ય કપોલ કલ્પિત ભ્રષ્ટ ટીકાઓ જોઇને વેદોના વિરોધી થઈ અવિદ્યા રૂપ અગાધ સમુદ્રમાં ડૂબ્યા. ॥૭॥

૮. હવે વિચારવું જોઇએ કે સ્ત્રી પાસે અશ્વના લિંગનુ ગ્રહણ કરાવી, તેની સાથે સમાગમ કરાવવો અને યજમાનની કન્યા સાથે હાંસી મજાક આદિ કરવાં એ વામમાર્ગી લોકો વિના અન્ય મનુષ્યોનું કામ નથી. એ મહાપાપી વામમાર્ગી વિના વેદાર્થથી વિપરીત આવું ભ્રષ્ટ અશુદ્ધ વ્યાખ્યાન કોણ કરે ? અત્યંત શોક તો એ ચારવાક આદિ પર છે, કે જે વિના વિચારે વેદોની નિંદા કરવા તત્પર થયા, જરા તો પોતાની બુદ્ધિથી કામ લીધું હતે ? શું કરે બિચારા એઓમાં એટલી વિદ્યાજ નહી હતી, જે સત્યાસત્યનો વિચાર કરી, સત્યનું મંડન અને અસત્યનું ખંડન કરે ॥ ૮ ॥

૯. વળી જે માંસ ખાવું છે તેપણ એજ વામમાર્ગી ટીકાકારોની લીલા છે, તેથી તેમને રાક્ષસ કહેવા ઉચિત છે, પરંતુ વેદોમાં કહીં માંસ ખાવું નથી લખ્યું, એટલામાટે ઇત્યાદિ મિથ્યા વાતોનું પાપ એ ટીકાકારોને અને જેમણે વેદોને જાણ્યા, સાંભળ્યા વિના મનમાની નિન્દા કરી છે તેમને નિઃસંદેહ લાગશે. સાચું તો એ છે કે જેમણે વેદોથી વિરોધ કર્યો અને કરે છે અને કરશે, તે અવશ્ય અવિદ્યારૂપી અન્ધકારમાં પડીને સુખને બદલે દારુણ દુઃખ, જેટલું પામે તેટલુંજ ન્યૂન છે. એટલામાટે મનુષ્યમાત્રને વેદાનુકુલ ચાલવું સમુચિત છે. ॥ ૯ ॥

૧૦. જે વામમાર્ગિયોએ મિથ્યા કપોલકલ્પના કરીને વેદોના નામથી પોતાનું પ્રયોજન સિદ્ધ કરવાનો પ્રયત્ન કિધો અર્થાત્ યથેષ્ઠ મદ્યપાન કર્યું, માંસ ખાવું અને પરસ્ત્રીનું ગમન કરવું આદિ દુષ્ટકામોની પ્રવૃત્તિ થવા અર્થે વેદોને કલંક લગાડયું, તેની એવી એવી વાતોને જોઇને, ચારવાક, બૌદ્ધ, જૈન લોક વેદોની નિન્દા કરવા લાગ્યા અને પૃથક્ એક વેદ વિરુદ્ધ અનીશ્વરવાદી અર્થાત્ નાસ્તિક મત ચલાવી દીધો. જો ચારવાકાદિ વેદોનો મૂલાર્થ વિચારત તો આ જુઠી ટીકાઓને જોઇને સત્ય વેદોક્ત મતથી શા માટે હાથ ધોઈ બેસત ? શું કરે બિચારા !

**विनाशकाले विपरीतबुद्धिः** । જ્યારે નષ્ટ ભ્રષ્ટ થવાનો વખત આવે છે ત્યારે મનુષ્યની ઉલટી બુદ્ધિ થઈ જાય છે.

હવે જે ચારવાકાદિમાં ભેદ છે તે લખિયે છિયે.

એ ચારવાકાદિ ઘણીક વાતોમાં એક છે. પરંતુ ચારવાક દેહની ઉત્પત્તિ સાથે જીવોત્પત્તિ અને એના નાશનો સાથેજ જીવનો પણ નાશ માને છે. પુનર્જન્મ અને પરલોકને નથી માનતો. એક પ્રત્યક્ષ પ્રમાણ વિના અનુમાનાદિ પ્રમાણોને પણ નથી માનતો. ચારવાક શબ્દનો અર્થ "જે બોલવામાં પ્રગલ્ભ અને વિશેષાર્થ વૈતંડિક હોય છે." અને બૌદ્ધ-જૈન પ્રત્યક્ષાદિ

ચારો પ્રમાણ, અનાદિ જીવ, પુનર્જન્મ, પરલોક અને મુક્તિને પણ માને છે એટલોજ ચારવાકથી બૌદ્ધ અને જૈનિયોનો ભેદ છે. પરંતુ નાસ્તિકતા, વેદ અને ઇશ્વરની નિન્દા, પરમત દ્વેષ, ૭ યતના ( ૭ કર્મ ) અને જગતનો કર્ત્તા કોઈ નથી ઇત્યાદિ વાતોમાં એ સઘળા એકજ છે. આ ચારવાકનો મત સંક્ષેપે દર્શાવી દીધો.

**હવે બૌદ્ધ મતના વિષયમાં સંક્ષેપથી લખિયે છિયેઃ—**

**कार्य्यकारणभावाद्वा स्वभावाद्वा नियामकात् ।**
**अविनाभावनियमो दर्शनान्तरदर्शनात् ॥ १ ॥**

કાર્ય્ય કારણ ભાવ અર્થાત્ કાર્ય્યના દર્શનથી કારણ અને કારણના દર્શન થી કાર્ય્યાદિના સાક્ષાત્કાર પ્રત્યક્ષથી શેષમાં અનુમાન થાય છે, એના વિના પ્રાણિયોના સમ્પૂર્ણ વ્યવહાર પૂર્ણ થઇ શકતા નથી, ઇત્યાદિ લક્ષણોથી અનુમાનને અધિક માનીને ચારવાકથી ભિન્ન શાખા બૌદ્ધોની થઈ છે.

બૌદ્ધ ચાર પ્રકારના છેઃ—એક "માધ્યમિક," બીજો "યોગાચાર," ત્રીજો "સૌત્રાંતિક" અને ચોથો "વૈભાષિક."

**बुद्ध्या निर्वर्त्तते स बौद्धः ।**

જે બુદ્ધિથી સિદ્ધ થાય અર્થાત્ જે જે વાત પોતાની બુદ્ધિમાં આવે તેને તેને માને અને જે જે બુદ્ધિમાં ન આવે, તેને તેને ન માને. એમાંથી પ્રથમ "માધ્યમિક" સર્વશૂન્ય માને છે અર્થાત્ જેટલા પદાર્થ છે તે સર્વ શૂન્ય અર્થાત આદિમાં નહીં હતા, અન્તમાં નથી રહેતા, મધ્યમાં જે પ્રતીત થાય છે તે પણ પ્રતીત સમયમાં છે પશ્ચાત્ શૂન્ય થઇ જાય છે. જેમ ઉત્પત્તિની પૂર્વે ઘટ ન હતો પ્રધ્વંસની પશ્ચાત્ નથી રહેતો અને ઘટ જ્ઞાનસમયે ભાસે છે અને પદાર્થાન્તરમાં જ્ઞાન જવાથી ઘટજ્ઞાન નથી રહેતું. એટલા માટે શૂન્યજ એક તત્વ છે. બીજો "યોગાચાર" જે બાહ્યશુન્ય માને છે, તે અર્થાત્ પદાર્થ આંતરીક જ્ઞાનમાં ભાસે છે, બાહર નહી. જેમ ઘટજ્ઞાન આત્મામાં છે ત્યારેજ મનુષ્ય કહે છે કે આ ઘટ છે. જો ભીતર જ્ઞાન ન હોય તો કહી શકતો નથી એમ માને છે. ત્રીજો "સૌત્રાંતિક" જે બાહર અર્થનું અનુમાન માને છે તે, કેમકે બાહર કોઈ પદાર્થ સાંગોપાંગ પ્રત્યક્ષ નથી હોતો કિન્તુ એક દેશ પ્રત્યક્ષ થવાથી શેષમાં અનુમાન કરવામાં આવે છે. એનો એવો મત છે.

ચોથો "વૈભાષિક" છે, તેનો મત બાહર પદાર્થ પ્રત્યક્ષ થાય છે, અંદર નહીં. જેમ **अयं नीलो घटः ।** એ પ્રતિતીમાં નીલયુક્ત ઘટાકૃતિ બાહર પ્રતીત થાય છે. એ એમ માને છે. યદ્યપિ એમનો આચાર્ય્ય બુદ્ધ એક છે તથાપિ શિષ્યોના બુદ્ધિભેદથી ચાર પ્રકારની શાખા થઇ ગઈ છે. જેમ સૂર્ય્યાસ્ત થવાથી જાર પુરૂષ પરસ્ત્રી ગમનાદિ અને વિદ્વાન સત્યભાષણાદિ શ્રેષ્ઠ કર્મ્મ કરે છે. સમય એક પરંતુ પોતપોતાની બુદ્ધિને અનુસાર ભિન્ન ભિન્ન ચેષ્ટા કરે છે.

હવે આ પુર્વોક્ત ચારેમાં "માધ્યમિક" સર્વને ક્ષણિક માને છે, અર્થાત્ ક્ષણક્ષણમાં બુદ્ધિનું

પરિણામ થવાથી જે પૂર્વ ક્ષણમાં જ્ઞાત વસ્તુ હતી, તેવીજ બીજે ક્ષણ નથી રહેતી એટલામાટે સર્વને ક્ષણિક માનવું જોઇએ, એમ માને છે.

બીજો "યોગાચાર"—જે પ્રવૃત્તિ છે તે સર્વ દુઃખરૂપ છે કેમકે કોઈ પણ પ્રાણી પ્રાપ્તિમાં સન્તુષ્ટ નથી રહેતું એકની પ્રાપ્તિમાં બીજાની ઇચ્છા બનીજ રહે છે. એ પ્રકારે માને છે.

ત્રીજો "સૌત્રાન્તિક" સર્વ પદાર્થ પોતપોતાના લક્ષણોથી લક્ષિત થાય છે, જેમ ગાયના ચિન્હોથી ગાય, અને ઘોડાના ચિન્હોથી ઘોડો જ્ઞાત થાય છે. તેમ લક્ષણ લક્ષ્યમાં સદા રહે છે, એમ તે કહે છે.

ચોથો "વૈભાષિક" શુન્ય તેજ એક પદાર્થ માને છે. પ્રથમ માધ્યામિક સર્વને શુન્ય માનતો હતો, તેનોજ પક્ષ વૈભાષિકનો પણ છે. ઇત્યાદિ બૌદ્ધોમાં ઘણાજ વિવાદ પક્ષ છે, આ રીતે ચાર પ્રકારની ભાવના માને છે.

ઉત્તર—જો સર્વ શુન્ય હોય તો શુન્યને જાણનાર શુન્ય નથી થઈ શકતો અને જો સર્વ શુન્ય હોય તો શુન્યને શુન્ય નહી જાણી શકે. એટલામાટે શુન્યનો જ્ઞાતા અને જ્ઞેય એ પદાર્થ સિદ્ધ થાય છે. અને જો યોગાચાર બાહ્ય શુન્યત્વ માને છે, તો પર્વત એની અંદર હોવો જોઇયે, જો કહે કે પર્વત અંદર છે તો તેના હૃદયમાં પર્વત જેટલો અવકાશ ક્યાં છે? એટલા માટે, પર્વત બાહર છે, અને પર્વતજ્ઞાન આત્મામાં રહે છે.

સૌત્રાન્તિક કોઇ પદાર્થને પ્રત્યક્ષ નથી માનતો તો તે પોતે સ્વયં અને તેનું વચન પણ અનુમેય હોવું જોઇયે પ્રત્યક્ષ નહી. જો પ્રત્યક્ષ ન હોય તો **अयं घटः** એ પ્રયોગ પણ ન હોવો જોઇએ, કિન્તુ **अयं घटैकदेशः** આ ઘટનો એક દેશ છે અને એક દેશનું નામ ઘટ નહી કિન્તુ સમુદાયનું નામ ઘટ છે. "આ ઘટ છે," એ પ્રત્યક્ષ છે, અનુમેય નહીં કેમકે સર્વ અવયવોમાં અવયવી એક છે, તેનું પ્રત્યક્ષ થવાથી સઘળા ઘટના અવયવો પણ પ્રત્યક્ષ થાય છે. અર્થાત્ સાવયવ ઘટ પ્રત્યક્ષ થાય છે.

ચોથો વૈભાષિક બાહ્ય પદાર્થોને પ્રત્યક્ષ માને છે, તે પણ ઠીક નથી. કેમકે જ્યાં જ્ઞાતા અને જ્ઞાન હોય છે ત્યાંજ પ્રત્યક્ષ થાય છે, યદ્યપિ પ્રત્યક્ષ જો વિષય બાહર હોય તો પણ તદાકાર જ્ઞાન આત્માને થાય છે, તેમ જો ક્ષણિક પદાર્થ અને તેનું જ્ઞાન ક્ષણિક હોય તો "પ્રત્યભિજ્ઞા" અર્થાત્ "મે અમુક વાત કહી હતી" એવું સ્મરણ ન થવું જોઇયે, પરંતુ પૂર્વ દૃષ્ટશ્રુતનું સ્મરણ થાય છે, તેટલા માટે ક્ષણિક વાદ પણ ઠીક નથી. જો સર્વ દુઃખજ હોય અને સુખ કાંઇ પણ ન હોય તો સુખની અપેક્ષા વિના દુઃખ સિદ્ધ નથી થઈ શકતું. જેમકે રાત્રિની અપેક્ષા દિવસ અને દિવસની અપેક્ષાએ રાત્રિ થાય છે, સર્વ દુઃખ માનવું ઠીક નથી. જો સ્વલક્ષણજ માને તો નેત્ર રૂપનું લક્ષણ છે અને રૂપ લક્ષ્ય છે. જેમ ઘટનું રૂપ, ઘટના રૂપનું લક્ષણ એ ચક્ષુ લક્ષ્યથી ભિન્ન છે અને ગન્ધ પૃથિવીથી અભિન્ન છે, એ પ્રમાણ ભિન્નાભિન્ન લક્ષ્યાલક્ષણ

માનવું જોઇએ. શુન્યનો જે ઉત્તર પૂર્વે આપ્યો છે તેજ અર્થાત્ શુન્યનો જાણુનાર શુન્યથી ભિન્ન હોય છે.

**सर्वस्य संसारस्य दुःखात्मकत्वं सर्वतीर्थंकरसंमतम् ॥**

જેને બૌદ્ધ તીર્થંકર માને છે તેમનેજ જૈન પણ માને છે, એટલા માટે એ બેઉ એક છે, અને પૂર્વોક્ત ભાવના ચતુષ્ટય–ચાર ભાવનાઓથી સકલ વાસનાઓની નિવૃત્તિથી શુન્યરૂપ નિર્વાણ અર્થાત્ મુક્તિ માને છે. પોતાના શિષ્યોને યોગ, આચારનો ઉપદેશ કરે છે. ગુરૂના વચનનું પ્રમાણ કરવું એવી અનાદિ બુદ્ધિમાં વાસના હોવાથી બુદ્ધિજ અનેકાકાર ભાસે છે, એમાંથી પ્રથમ સ્કંધઃ—

**रूपविज्ञानवेदना संज्ञा संस्कारसंज्ञकः ॥**

૧. જે ઇંદ્રિયોથી રૂપાદિ વિષય ગ્રહણ કરવામાં આવે છે તે "રૂપસ્કંધ."

૨. આલય વિજ્ઞાન પ્રવૃત્તિના જાણવા રૂપ વ્યવહારને "વિજ્ઞાનસ્કંધ."

૩. રૂપ, સુંદર અને વિજ્ઞાન સ્કંધથી ઉત્પન્ન થયલાં સુખદુઃખાદિ પ્રતીતિરૂપ વ્યવહારને "વેદનાસ્કંધ."

૪, ગૌ આદિ સંજ્ઞાનો સમ્બંધ નામી સાથે માનવા રૂપને "સંજ્ઞાસ્કંધ."

૫. વેદના સ્કંધથી રાગદ્વેષાદિ ક્લેશ અને ક્ષુધા તૃષાદિ ઉપક્લેશ, મદ, પ્રમાદ, અભિમાન, ધર્મ અને અધર્મરૂપ વ્યવહારને "સંસ્કારસ્કંધ" માને છે.

સર્વ સંસારમાં દુઃખરૂપ–દુઃખનુઘર–દુઃખના સાધન રૂપ ભાવના કરીને સંસારથી છુટવું; ચારવાકો કરતાં અધિક મુક્તિ અને અનુમાન તથા જીવને ન માનવું, બૌદ્ધ માને છેઃ—

**देशना लोकनाथानां सत्त्वाशयवशानुगाः ।**
**भिद्यन्ते बहुधा लोके उपायैर्बहुभिः किल ॥ १ ॥**
**गंभीरोत्तानभेदेन कचिच्चोभयलक्षणा ।**
**भिन्ना हि देशना भिन्ना शून्यताद्वयलक्षणः ॥ २ ॥**
**( द्वादशायतनपूजा श्रेयस्करीति बौद्धा मन्यन्ते )**
**अर्थानुपार्ज्यबहुशो द्वादशायतनानि वै ।**
**परितः पूजनीयानि किमन्यैरिह पूजितैः ॥ ३ ॥**
**ज्ञानेन्द्रियाणि पञ्चैव तथा कर्मेन्द्रियाणि च ।**
**मनो बुद्धिरिति प्रोक्तं द्वादशायतनं बुधैः ॥ ४ ॥**

અર્થાત્–૧. જે જ્ઞાની વિરક્ત, જીવનમુક્ત, લોકોના નાથ, બુદ્ધ આદિ તીર્થંકરોના પદાર્થોના સ્વરૂપને જાણુનારા, જે કે ભિન્ન ભિન્ન પદાર્થોના ઉપદેશક છે, જેને બહુજ ભેદો અને બહુજ ઉપાયોથી કથ્યા છે, તેને માનવા.

૨. મોટા ગંભીર અને પ્રસિદ્ધ ભેદથી કહીં કહીં ગુપ્ત અને પ્રકટતાથી ભિન્ન ભિન્ન ગુરૂઓના ઉપદેશ, જે કે શુન્યતા લક્ષણયુક્ત પૂર્વે કહી આવ્યા, તે માનવા.

૩. જે દ્વાદશાયતન પૂજા છે તેજ મોક્ષકરવાવાળીછે, તે પૂજાને માટે ઘણાજ દ્રવ્યાદિ પદાર્થોની પ્રાપ્તિ કરીને દ્વાદશાયતન અર્થાત્ બાર પ્રકારનાં સ્થાન વિશેષ બનાવીને સર્વ પ્રકારે પૂજા કરવી જોઇયે, અન્યની પૂજા કરવાનું શું પ્રયોજન છે?

૪. એમની દ્વાદશાયતન પૂજા આ છે:-પાંચ જ્ઞાનેંદ્રિય-શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જિહ્વા, નાસિકા, પાંચ કર્મેંદ્રિય-વાક, હસ્ત, પાદ, ગુહ્ય, ઉપસ્થ; એ ૧૦ ઇંદ્રિયો અને મન, બુદ્ધિ; એનોજ સત્કાર અર્થાત્ એને આનંદમાં પ્રવૃત્ત રાખવાં ઇત્યાદિ બૌદ્ધનો મત છે.

ઉત્તર—જો સર્વ સંસાર દુઃખરૂપ હોય તો કોઈ જીવની પ્રવૃત્તિ ન થવી જોઇયે. સંસારમાં જીવોની પ્રવૃત્તિ પ્રત્યક્ષ દેખાય છે, તેથી સર્વ સંસાર દુઃખરૂપ નથી થઇ શકતો. કિંતુ એમાં સુખદુઃખ બેઉ છે, અને જો બૌદ્ધ લોક એવોજ સિદ્ધાંત માને છે તો ખાનપાનાદિ કરવું અને પથ્ય તથા ઔષધાદિ સેવન કરીને શરીર રક્ષણ કરવામાં પ્રવૃત્ત થઇને સુખ કેમ માને છે? જો કહે કે અમે પ્રવૃત્ત તો થઇયે છિયે, પરંતુ એને દુઃખજ માનિયે છિયે, તો એ કથનજ સંભવ નથી, કેમકે જીવ સુખ જાણીને પ્રવૃત્ત અને દુઃખ જાણીને નિવૃત્ત થાય છે. સંસારમાં ધર્મક્રિયા, વિદ્યા, સત્સંગાદિ શ્રેષ્ઠ વ્યવહાર સર્વ સુખકારક છે, એને બૌદ્ધોવિના અન્ય કોઇ પણ વિદ્વાન્ દુઃખનું લિંગ નથી માની શકતા. જે પાંચ સ્કંધ છે તે પણ પૂર્ણાપૂર્ણ છે, કેમકે જો એવા સ્કંધ વિચારવા લાગિયે તો એક એકના અનેક ભેદ થઈ શકે છે. જે તીર્થકરોને ઉપદેશ અને લોકનાથ માને છે, અને અનાદિ જે નાથનો પણ નાથ પરમાત્મા છે તેને નથી માનતા, તો એ તીર્થંકરોએ ઉપદેશ કોનાથી મેળવ્યો? જો કહો કે સ્વયં પ્રાપ્ત થયો તો એ કથન સંભવ નથી. કેમકે કારણ વિના કાર્ય થઈ શકતું નથી. અથવા તેમના કથનાનુસાર એમજ હોત તો હવણા પણ એમનામાં પઠન પાઠન શ્રવણ શ્રાવણ, અને જ્ઞાનિયોનો સત્સંગ કર્યા વિના જ્ઞાની કેમ નથી થઇ જતા? જ્યારે નથી થતા ત્યારે એવું કથન સર્વથા નિર્મૂળ અને યુક્તિશૂન્ય સન્નિપાત રોગગ્રસ્ત મનુષ્યના આરડવા જેવું છે. જો શૂન્યરૂપજ અદ્વૈત ઉપદેશ બૌદ્ધનો છે, તો વિદ્યમાન્ વસ્તુ શુન્યરૂપ કદી નથી થઈ શકતી. હા સૂક્ષ્મ કારણરૂપ તો થઇ જાય છે, એટલા માટે એ પણ કથન ભ્રમરૂપી છે. જો દ્રવ્યોના ઉપાર્જનથીજ પૂર્વોક્ત દ્વાદશાયતન પૂજા મોક્ષનું સાધન માને છે તો દશ પ્રાણ અને અગ્યારમા જીવાત્માની પૂજા કેમ નથી કરતા? જ્યારે ઇંદ્રિયો, અને અન્તઃકરણની પૂજા પણ મોક્ષપ્રદ છે તો એ બૌદ્ધો અને વિષયી જનોમાં શો ભેદ રહ્યો જો એનાથી એ બૌદ્ધ ન બચી શકે તો ત્યાં મુક્તિ પણ ક્યાં રહી? જ્યાં આવી વાતો છે ત્યાં મુક્તિનું શું કામ? વાહ! શી એમણે પોતાની અવિદ્યાની ઉન્નતિ કરી છે જેનું સાદૃશ્ય એમના વિના બીજાસાથે નથી ઘટી શકતું! નિશ્ચય તો એજ થાય છે કે વેદ-ઇશ્વર સાથે વિરોધ કરવાનું એમને એજ ફળ મળ્યું. પૂર્વે તો સર્વ સંસારની દુઃખરૂપી ભાવના કરી,

પછી વચમાં દ્વાદશાયતન પૂંજા લગાડી દીધી. શું એમની દ્વાદશાયતન પૂજા સંસારના પદાર્થોથી બાહરની છે કે જે મુક્તિની દેનારી થઇ શકે. તો વારૂ કદી આંખ મીચીને કોઇ રત્ન શોધવા ચાહે તો તે કદી પ્રાપ્ત થઈ શકે ? એવીજ એમની લીલા વેદ તથા ઇશ્વરને ન માનવાથી થઇ. હવે પણ સુખ ઇચ્છે તો વેદ તથા ઇશ્વરનો આશ્રય લઇને પોતાનો જન્મ સફળ કરે.

વિવેક વિલાસ ગ્રંથમાં બૌદ્ધોનો આ પ્રકારે મત લખ્યોછેઃ—

बौद्धानां सुगतो देवो विश्वं च क्षणभंगुरम् ।
आर्य सत्त्वाख्ययातत्त्वचतुष्टयमिदं क्रमात् ॥ १ ॥
दुःखमायतनं चैव ततः समुदयो मतः ।
मार्गश्चेत्यस्य च व्याख्या क्रमेण श्रूयतामतः ॥ २ ॥
दुःखसंसारिणःस्कन्धास्ते च पंच प्रकीर्त्तिताः ।
विज्ञानं वेदना संज्ञा संस्कारो रूपमेव च ॥ ३ ॥
पञ्चेन्द्रियाणि शब्दा वा विषयाः पञ्च मानसम् ।
धर्मायतनमेतानि द्वादशायतनानि तु ॥ ४ ॥
रागादीनां गणो यः स्यात्समुदेति नृणां हृदि ।
आत्मात्मीयस्वभावाख्यः स स्यात्समुदयःपुनः ॥ ५ ॥
क्षणिकाः सर्वे संस्कारा इति या वासना स्थिरा ।
स मार्ग इति विज्ञेयः स च मोक्षोऽभिधीयते ॥ ६ ॥
प्रत्यक्षानुमानञ्च प्रमाणं द्वितयं तथा ।
चतुः प्रस्थानिका बौद्धाः ख्यातां वैभाषिकादयः ॥ ७ ॥
अथो ज्ञानान्वितो वैभाषिकेण बहु मन्यते ।
सौत्रान्तिकेन प्रत्यक्षग्राह्योऽर्थो न बहिर्मतः ॥ ८ ॥
आकारसहिता बुद्धिर्योगाचारस्य संमता ।
केवलां संविदं स्वस्थां मन्यन्ते मध्यमाः पुनः ॥ ९ ॥
रागादिज्ञानसन्तानवासनाच्छेद सम्भवा ।
चतुर्णामपि बौद्धानां मुक्तिरेषा प्रकीर्त्तिता ॥ १० ॥
कृत्तिःकमण्डलुर्मौण्ड्यं चीरं पूर्वाह्णभोजनम् ।

संघो रक्तांबरत्वं च शिश्रिये बौद्धभिक्षुभिः ॥ ११ ॥

૧. બૌધ્દોના સુગત દેવ બુદ્ધ ભગવાન્ પૂજનીય દેવ અને જગત્ ક્ષણભંગુર આર્ય પુરૂષ અને આર્યા સ્ત્રી તથા તત્વોની આખ્યા સંજ્ઞાદિ પ્રસિદ્ધિ એ ચાર તત્વ બૌધ્દોમાં મન્તવ્ય પદાર્થ છે.

૨. આ વિશ્વને દુઃખનું ઘર જાણે, તદનન્તર સમુદય–અર્થાત્ ઉન્નતિ થાય છે અને એની વ્યાખ્યા ક્રમથી સાંભળો,

૩. સંસારમાં દુઃખજ છે, જે પંચસ્કંધ પૂર્વે કહી આવ્યા છિયે તેને જાણવાં.

૪. પંચ જ્ઞાનેન્દ્રિય, એના શબ્દાદિ વિષય પાંચ અને મન બુદ્ધિ અન્તઃકરણ ધર્મના સ્થાન એ દ્વાદશ છે.

૫. જે મનુષ્યના હૃદયમાં રાગદ્વેષાદિ સમૂહની ઉત્પત્તિ થાય છે તે સમુદય અને જે આત્મા આત્માના સમ્બન્ધી અને સ્વભાવ છે તે આખ્યા, એમનાથી પછી સમુદય થાય છે.

૬. સઘળા સંસ્કાર ક્ષણિક છે, જે આ વાસના સ્થિર થવી તે બૌધ્દોનો માર્ગ છે અને તેજ શુન્ય તત્વ શુન્યરૂપ થઇ જવું એ મોક્ષ છે.

૭. બૌદ્ધ લોક પ્રત્યક્ષ અને અનુમાન એજ પ્રમાણ માને છે. ચાર પ્રકારના એનામાં ભેદછે–વૈભાષિક, સૌત્રાંતિક, યોગાચાર અને માધ્યમિક.

૮. એમાં વૈભાષિક જ્ઞાનમાં જે અર્થ છે તેને વિદ્યમાન માને છે, કેમકે જે જ્ઞાનમાં નથી, તેનું હોવું સિદ્ધ પુરૂષ માની શકતા નથી. અને સૌત્રાંતિક બાહ્નાને પ્રત્યક્ષ પદાર્થ માને છે, બાહર નહી.

૯. યોગાચાર–આકાર સહિત વિજ્ઞાન યુક્ત બુદ્ધિને માને છે અને માધ્યમિક કેવળ પોત પોતાનામાં પદાર્થોનું જ્ઞાન માત્ર માને છે, પદાર્થોને માનતા નથી.

૧૦. રાગાદિ જ્ઞાનના પ્રવાહની વાસનાના નાશથી ઉત્પન્ન થતી મુક્તિ ચારો બૌધ્દોની છે.

૧૧. મૃગાદિનું ચામડું, કમણ્ડલુ, માથું મુંડાવે, વલ્કલ, વસ્ત્ર પૂર્વાન્હ અર્થાત્ નવ વાગ્યા પેહેલે ભોજન, એકલાં ન રહેવું, રક્ત, વસ્ત્રનું ધારણ; એ બૌદ્ધના સાધુઓનો વેશ છે.

ઉત્તર—૧. જો બૌદ્ધોના સુગત બુદ્ધજ દેવ છે તો તેનો ગુરૂ કોણ હતો? અને જો વિશ્વ ક્ષણભંગુર હોય તો ચિર દૃષ્ટ પદાર્થનું "આ તેજ છે" એવું સ્મરણ ન હોવું જોઇયે. જો ક્ષણભંગુર હોય તો તે પદાર્થજ ન રહે તો પછી સ્મરણ કોનું થાય?

જો ક્ષણિક વાદજ બૌધ્દોનો માર્ગ છે તો એનો મોક્ષ પણ ક્ષણભંગુર હશે. જો જ્ઞાનથી યુક્ત અર્થ દ્રવ્ય હોય તો જડ દ્રવ્યમાં પણ જ્ઞાન હોવું જોઇએ અને તે ચાલનાદિ ક્રિયા કોના પર કરે છે? વારૂ જે બાહર દેખાય છે તે મિથ્યા કેમ થઈ શકે છે? જો કોઇ આકાશથી સહિત બુદ્ધિ હોય તો દૃશ્ય થવી જોઇયે. જો કેવલ જ્ઞાનજ હૃદયમાં આત્મસ્થ હોય તો બાહ્ય પદાર્થોને કેવલ જ્ઞાનજ માનવામાં આવે તો જ્ઞેય પદાર્થ વિના જ્ઞાનજ નથી

થઈ શકતું. જો વાસનાચ્છેદજ મુક્તિ છે તો સુષુપ્તિમાં પણ મુક્તિ માનવી જોઇએ પણ એવું માનવું વિદ્યાથી વિરૂદ્ધ હોવાને લીધે તિરસ્કારણીય છે. ઇત્યાદિ વાતો સંક્ષેપમાં બૌદ્ધ મતસ્થોની પ્રદર્શિત કરી દીધી છે. હવે બુદ્ધિમાન્ વિચારશીલ પુરૂષ અવલોકન કરીને જાણી જશે કે એમની કેવી વિદ્યા અને કેવો મત છે. એને જૈન લોક પણ માને છે.

અહીંથી આગળ જૈન મતનું વર્ણન છે. પ્રકરણ રત્નાકર ૧ ભાગ, નયચક્રસારમાં નિમ્ન લખેલી વાતો લખી છે:—

બૌદ્ધ લોક સમય સમયમાં નવીનપણે ૧. આકાશ, ૨. કાલ, ૩. જીવ, ૪ પુદ્ગલ, એ ચાર દ્રવ્ય માને છે અને જૈની લોક ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાલ એ છ દ્રવ્યોને માને છે.

એમાં કાલને આસ્તિકાય નથી માનતા કિન્તુ એવું કહે છે કે કાલ ઉપચારથી દ્રવ્ય છે, વસ્તુતઃ નથી. તેમાંથી "ધર્માસ્તિકાય" જે ગતિ પરિણામીપણાથી પરિણામને પ્રાપ્ત થયલો જીવ અને પુદ્ગલ એની ગતિની સમીપથી સ્થમ્ભન કરવાનો હેતુ છે તે ધર્માસ્તિકાય, અને અસંખ્ય પ્રદેશ પરિમાણ અને લોકમાં વ્યાપક છે. બીજો "અધર્માસ્તિકાય," એ છે કે જે સ્થિરતાથી પરિણામી થયલો જીવ તથા પુદ્ગલની સ્થિતિના આશ્રયનો હેતુ છે. ત્રીજું "આકાશાસ્તિકાય" તેને કહે છે કે જે સર્વ દ્રવ્યોનો આધાર જેમાં અવગાહન પ્રવેશ, નિર્ગમાદિ ક્રિયા કરનાર જીવ તથા પુદ્ગલોના અવગાહનનો હેતુ અને સર્વવ્યાપી છે. ચોથું "પુદ્ગલાસ્તિકાય" એ છે કે જે કારણ રૂપ સૂક્ષ્મ નિત્ય, એકરસ, વર્ણ, ગન્ધ, સ્પર્શ, કાર્યનું લિંગ પૂરવા અને ગળવાના સ્વભાવવાળા હોય છે. પાચમું "જીવાસ્તિકાય" જે ચેતના લક્ષણ જ્ઞાન દર્શનમાં ઉપયુક્ત અનન્ત પર્યાયોથી પરિણામી થનાર કર્ત્તા ભોક્તા છે, અને છઠ્ઠું "કાલ" એ છે કે જે પુર્વોક્ત પંચાસ્તિકાયોના પરત્વ અપરત્વ નવીન પ્રાચીનતા ચિન્હરૂપ, પ્રસિદ્ધ વર્ત્તમાનરૂપ, પર્યાયોથી યુક્ત છે તે "કાલ" કહેવાય છે.

સમીક્ષક—જે બૌધ્ધોએ ચાર દ્રવ્ય પ્રતિ સમયમાં નવીન નવીન માન્યાં છે તે જુઠાં છે, કેમકે આકાશ, કાળ, જીવ, અને પરમાણુ, એ નવાં અગર જુના કદી નથી થઇ શકતાં, કેમકે એ અાદિના અને કારણરૂપથી અવિનાશી છે, પુનઃ નવા અને જુના પણ કેવીરીતે ઘટી શકે છે! વળી જૈનિયોનું માનવું પણ ઠીક નથી કેમકે ધર્માધર્મ દ્રવ્ય નથી કિન્તુ ગુણ છે. એ બંને જીવાસ્તિકાયમાં આવી જાય છે, એટલામાટે આકાશ, પરમાણુ, જીવ અને કાળ માનત તો ઠીક હતું. અને જે નવ દ્રવ્ય વૈશેષિકમાં માન્યાં છે તેજ ઠીક છે. કેમકે પૃથિવ્યાદિ પાંચ તત્ત્વ, કાલ. દિશા, આત્મા અને મન એ નવ પૃથક પૃથક પદાર્થ નિશ્ચિત છે; એક જીવને ચેતન માનીને ઇશ્વરને ન માનવો, એ જૈન બૌધ્ધોની મિથ્યા પક્ષપાતની વાતો છે.

હવે બૌદ્ધ અને જૈની જે સપ્ત ભંગી અને સ્યાદ્વાદ માને છે તે એ છે કે "सन् घटः"

એને પ્રથમ ભંગ કહે છે. કેમકે ઘટ પોતાની વર્તમાનતાથી યુક્ત અર્થાત્ ઘડો છે, એણે અભાવનો વિરોધ કર્યો છે. બીજો ભંગ "અસન્ ઘટઃ" ઘડો નથી. પ્રથમ ઘટના ભાવથી આ ઘડાના અસદ્ભાવથી બીજો ભંગ છે. ત્રીજો ભંગ એ છે કે "સન્ન સન્નઘટઃ" અર્થાત્ આ ઘડો તો છે. પરંતુ પટ નથી, કેમકે એ બેઉથી પૃથક્ થઇ ગયો. ચોથો ભંગ **घटोऽघटः** જેમ "અઘટઃ પટઃ" બીજા પટના અભાવની અપેક્ષા પોતામાં હોવાથી ઘટ અઘટ કહેવાય છે. યુગપત એની બે સંજ્ઞા અર્થાત્ ઘટ અને અઘટ પણ છે. પાંચમો ભંગ એ છે કે ઘટને પટ કહેવો અયોગ્ય અર્થાત્ એમાં ઘટપણાનું વક્તવ્ય છે અને પટપણાનું અવ્યક્ત છે. છઠ્ઠો ભંગ એ છે કે જે ઘટ નથી તે કહેવા યોગ્ય નથી અને જે છે તે છે અને કહેવા યોગ્ય પણ છે. અને સાતમો ભંગ એ છે કે જે કહેવાને ઇષ્ટ છે પરંતુ તે છે, નહી અને કહેવાને યોગ્ય પણ ઘટ નથી. એ સપ્તમ ભંગ કહેવાય છે. એ પ્રકારેઃ—

**स्यादस्ति जीवोऽयं प्रथमो भंगः ॥ १ ॥ स्यान्नास्ति जीवो द्वितीयो भंगः ॥ २ ॥ स्यादवक्तव्यो जीवस्तृतीयो भंगः ॥ ३ ॥ स्यादस्ति नास्तिरूपो जीवश्चतुर्थो भंगः ॥ ४ ॥ स्यादस्ति अवक्तव्यो जीवः पञ्चमो भंगः ॥ ५ ॥ स्यान्नास्ति अवक्तव्यो जीवः षष्ठो भंगः॥ ॥ ६ ॥ स्यादस्ति नास्ति अवक्तव्यो जीव इति सप्तमो भंगः ॥ ७ ॥**

જીવ છે, એવું કથન હોય તો જીવના વિરોધી જડ પદાર્થોનો જીવમાં અભાવરૂપ ભંગ પ્રથમ કહેવાય છે. બીજો ભંગ એ છે કે જીવ નથી, જડમાં એવું કથન પણ થાય છે એથી એ બીજો ભંગ કહેવાય છે. જીવ છે પરંતુ કહેવા યોગ્ય નથી એ ત્રીજો ભંગ. જ્યારે જીવ શરીર ધારણ કરે છે ત્યારે પ્રસિદ્ધ અને જ્યારે શરીરથી પૃથક્ થાય છે ત્યારે અપ્રસિદ્ધ રહે છે, એવું કથન થાય તેને ચતુર્થ ભંગ કહે છે. જીવ છે પરંતુ કહેવા યોગ્ય નથી જે એવું કથન છે તેને પંચમ ભંગ કહે છે. જીવ પ્રત્યક્ષ પ્રમાણથી કહેવામાં નથી આવતો, એથી ચક્ષુ પ્રત્યક્ષ નથી એવો વ્યવહાર છે તેને છઠ્ઠો ભંગ કહે છે, એક કાળમાં જીવનું અનુમાનથી હોવું અને અદૃશ્યપણામાં ન હોવું અને એક સરખું ન રહેવું કિન્તુ ક્ષણ ક્ષણમાં પરિણામને પ્રાપ્ત થવું, અસ્તિ નાસ્તિ ન થાય અને નાસ્તિ અસ્તિ વ્યવહાર પણ ન થાય એ સાતમો ભંગ કહેવાય છે.

એજ પ્રકારે નિત્યત્વ સપ્તભંગી અને અનિત્યત્વ સપ્તભંગી તથા સામાન્ય ધર્મ્મ, વિશેષ ધર્મ્મ, ગુણ, અને પર્ય્યાયોની પ્રત્યેક વસ્તુમાં સપ્તભંગી થાય છે, તેમ દ્રવ્ય, ગુણ, સ્વભાવ અને પર્ય્યાયોના અનન્ત હોવાથી સપ્તભંગી પણ અનંત થાય છે. વા બૌદ્ધ અને જૈનિયોનો સ્યાદ્વાદ અને સપ્તભંગી ન્યાય કહેવાય છે.

સમીક્ષક—આ કથન એક અન્યોન્યાભાવમાં સાધર્મ્યે અને વૈધર્મ્યમાં ચરિતાર્થ થઈ શકે

છે. એ સરળ પ્રકારને છોડીને કઠણ જાળ રચના કેવળ અજ્ઞાનિયોને ફસાવવા માટે છે. જુઓ! જીવનો અજીવમાં અને અજીવનો જીવમાં અભાવ રહેજ છે. જેમ જીવ અને જડનું વર્તમાન હોવાથી સાધર્મ્ય અને ચેતન તથા જડ હોવાથી વૈધર્મ્ય અર્થાત્ જીવમાં ચેતનત્વ (અસ્તિ) છે અને જડત્વ (નાસ્તિ) નથી. એજ પ્રકારે જડમાં જડત્વ છે અને ચેતનત્વ નથી, એથી ગુણ કર્મ્મ સ્વભાવના સમાન ધર્મ્મ અને વિરૂદ્ધ ધર્મ્મના વિચારથી એમના સર્વે સપ્તભંગી અને સ્યાદ્વાદ સેહેલાઈથી સમજમાં આવે છે. પછી આટલો પ્રપંચ વધારવો શું કામનો છે? આમાં બૌદ્ધ અને જૈનોનો એક મત છે. થોડાજ પૃથક પૃથક હોવાથી ભિન્નભાવ પણ થઇ જાય છે.

હવે આ પછી કેવળ જૈન મત વિષયમાં લખવામાં આવે છેઃ—

चिद चिदद्वे परे तत्वे विवेकस्तद्विवेचनम् ।
उपादेये मुपादेयं हेयं हेयं च कुर्वतः ॥ १ ॥
हेयं हि कर्तृ रागादि तत्कार्य्यमविवेकिनः ।
उपादेयं परं ज्योतिरुपयोगैकलक्षणम् ॥ २ ॥

૧. જૈનિયો "ચિત" અને "અચિત્" અર્થાત્ ચેતન અને જડ એજ પરતત્વ માને છે, એ બેઉના વિવેચનનું નામ વિવેક જે જે ગ્રહણને યોગ્ય છે, તેનું તેનું ગ્રહણ અને જે જે ત્યાગ કરવા યોગ્ય છે, તેના તેના ત્યાગ કરનારને વિવેકી કહે છે.

૨. જગત્નો કર્ત્તા અને રાગાદિ તથા ઇશ્વરે જગત્ કર્યું છે એ અવિવેકી મત્નો ત્યાગ અને યોગથી લક્ષિત પરમજ્યોતિસ્વરૂપ જે જીવ છે તેનું ગ્રહણ કરવું ઉત્તમ છે.

અર્થાત જીવનાંવિના બીજાં ચેતન તત્ત્વ ઇશ્વરને નથી માનતા. કોઇ પણ અનાદિ સિદ્ધ ઇશ્વર નથી એમ બૌદ્ધ જૈન લોક માને છે. એ વિષયમાં રાજા શિવપ્રસાદજી "ઇતિહાસ તિમિર નાશક" ગ્રંથમાં લખે છે કે એમના બે નામ છે, એક જૈન અને બીજું બૌદ્ધ. એ પર્યાય વાચી શબ્દ છે. પરંતુ બૌદ્ધમાં વામમાર્ગી મદ્યમાંસાહારી બૌદ્ધ છે, તેમની સાથે જૈનિયોનો વિરોધ, પરંતુ જે મહાવીર અને ગૌતમ ગણધર છે, તેમના નામ બૌધ્ધોએ બુદ્ધ રાખ્યું છે. અને જૈનિયોએ ગણધર અને જિનવર રાખ્યું. એમાં જીનની પરમ્પરા જૈન મત છે, તે રાજા શિવપ્રસાદજીએ પોતાના "ઇતિહાસ તિમિરનાશક" ગ્રંથનાં ત્રીજા ખણ્ડમાં લખ્યું છે કે "સ્વામી શંકરાચાર્ય્ય" થી પૂર્વે કે જેને થયે કુલ હજારવર્ષની લગભગ થઈ ગયાં છે. તમામ ભારત વર્ષમાં બૌદ્ધ અથવા જૈન ધર્મ્મ પ્રસર્યો હતો,. એ પર નોટઃ—" બૌદ્ધ કહેવાથી અમારો આશય તે મત સાથે છે કે જે મહાવીરના ગણધર ગૌતમસ્વામીના સમયથી શંકરસ્વામીના સમય સુધી વેદ વિરૂદ્ધ આખા ભારતવર્ષમાં પ્રસરી રહ્યો અને જેને અશોકાદિ મહારાજાએ માન્યો તેથી જૈન કોઇ પ્રકારે તેમાંથી બહાર ગણી શકતા શકાતા નથી. જિન જેનાથી જૈન નિકળ્યા અને બુદ્ધ જેનાથી બૌદ્ધ નિકળ્યા, બેઉ પર્ય્યાય વાચી શબ્દ છે,

કોશમાં બેઉનો અર્થ એકજ લખ્યો છે. અને ગૌતમને બેઉ માને છે. વળી દીપ વંશ ઇત્યાદિ જુના બૌદ્ધ ગ્રંથોમાં શાક્ય મુનિ ગૌતમ બુદ્ધને વારંવાર મહાવીરનાજ નામથી લખ્યો છે એટલે બસ તેના સમયમાં એકજ તેનો મત રહ્યો હશે. અમે જે જૈન ન લખીને ગૌતમના મતવાળાને બૌદ્ધ લખ્યા, તેનું પ્રયોજન કેવલ આટલુંજ છે કે તેમને બીજા દેશવાળાઓ બૌદ્ધનાજ નામથી લખ્યાછે." એમજ અમરકોશમાં પણ લખ્યું છેઃ—

सर्वज्ञः सुगतो बुद्धो धर्म्मराजस्तथा गतः ।
समन्तभद्रो भगवान्मारजिल्लोक जिज्जिनः ॥ १ ॥
षडभिज्ञो दशबलोऽद्वयवादी विनायकः ।
मुनिन्द्रः श्रीधनः शास्ता मुनिः शाक्यमुनिस्तु यः ॥ २ ॥
सशाक्य सिंहः सर्वार्थः सिद्धश्शौद्धोदनिश्च सः ।
गौतमश्चार्क बन्धुश्च माया देवी सुतश्च सः ॥ ३ ॥
अमरकोश कां० १ । वर्ग० १ । श्लोक ८ से१० पर्य्यन्त ॥

હવે જુઓ ! બુદ્ધ જિન અને બૌદ્ધ તથા જૈન એકતુંજ નામ છે કે નહી ? શુ "અમરસિંહ" પણ બુદ્ધ જિનને એક લખવામાં ભુલી ગયો છે ? જે અવિદ્વાન જૈન છે તે તો નથી પોતાનું જાણતા અને નથી બીજાનું પણ જાણતા કેવળ હઠ માત્રથી બરાડયા કરે છે, પરંતુ જે જૈનોમાં વિદ્વાન છે તે સર્વે જાણે છે કે "બુદ્ધ" અને 'જિન' તથા બૌદ્ધ અને જૈન પર્યાયવાચી છે એમાં કાંઇ સંદેહ નથી. જૈન લોક કહે છે કે જીવજ પરમેશ્વર થઇ જાય છે. તેઓ પોતાના તીર્થંકરોનેજ કેવલી મુક્તિ પ્રાપ્ત અને પરમેશ્વર માને છે. અનાદિ પરમેશ્વર કોઇ નથી સર્વજ્ઞ, વીતરાગ, અર્હન, કેવલી, તીર્થંકૃત, જિન, એ છ નાસ્તિકોના દેવતાઓના નામ છે. આદિ દેવનું સ્વરૂપ ચન્દ્રસૂરિયે આપ્તનિશ્ચયાલંકાર ગ્રંથમાં લખ્યું છેઃ—

सर्वज्ञो वीतरागादि दोषस्त्रैलोक्ये पूजितः ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥ १ ॥

તેમજ "તૌતાતિતો" એ પણ લખ્યું છે કેઃ—

सर्वज्ञो दृश्यते तावन्नेदानी मस्मदादिभिः ।
दृष्टो न चैकदेशोऽस्ति लिङ्ग वायोऽनुमापयेत् ॥ २ ॥
न चागमविधिः कश्चिन्नित्यसर्वज्ञबोधकः ।
न च तत्रार्थवादानां तात्पर्य्यमपि कल्पते ॥ ३ ॥
न चान्यार्थ प्रधानैस्तैस्तदस्तित्वं विधीयते ।

**न चानुवादितुं शक्यः पूर्वमन्यैरबोधितः ॥ ४ ॥**

१. જે રાગાદિ દોષોથી રહિત, ત્રૈલોકયમાં પૂજનીય, યથાવત્ પદાર્થોના વકતા સર્વજ્ઞ અર્હન દેવ છે તેજ પરમેશ્વર છે.

૨. જે માટે અમે આ સમય પરમેશ્વરને નથી દેખતા તે માટે કોઈ સર્વજ્ઞ અનાદિ પરમેશ્વર પ્રત્યક્ષ નથી, જ્યારે ઇશ્વરમાં પ્રત્યક્ષ પ્રમાણ નથી તો અનુમાન પણ ઘટી શકતું નથી. કેમકે એક દેશ પ્રત્યક્ષ વિના અનુમાન થઈ શકતો નથી.

૩. જ્યારે પ્રત્યક્ષ અનુમાન નથી ત્યારે આગમ અર્થાત્ નિત્ય અનાદિ, સર્વજ્ઞ પરમાત્માને બોધક શબ્દ પ્રમાણ નથી થઇ શકતો. જ્યારે ત્રણે પ્રમાણ નથી ત્યારે અર્થવાદ અર્થાત્ સ્તુતિ, નિંદા, પરકૃતિ અર્થાત્ પરાયા ચરિત્રનું વર્ણન અને પુરાકલ્પ અર્થાત્ ઇતિહાસનું તાત્પર્ય પણ નથી ઘટી શકતું.

૪. અને અન્યાર્થપ્રધાન અર્થાત્ બહુવ્રીહિ સમાસના તુલ્ય પરોક્ષ પરમાત્માની સિદ્ધિનું વિધાન પણ થઈ શકતુ નથી. પુનઃ ઇશ્વરના ઉપદેષ્ટાઓથી સાંભળ્યા વિના અનુવાદ પણ કેમ થઈ શકે છે?

૧. ( એનું પ્રત્યાખ્યાન અર્થાત્ ખંડન ) જો અનાદિ ઈશ્વર ન હોત તો "અર્હન" દેવના માતા પિતા આદિના શરીરના સંચા કોણ બનાવત? સંયોગ કર્ત્તાવિના યથાયોગ્ય સર્વાવયવ સમ્પન્ન, યથોચિત કાર્ય કરવામાં ઉપયુક્ત શરીર બનીજ નથી શકતું અને જે પદાર્થોથી શરીર બન્યું છે, તે જડ હોવાથી સ્વયં આ પ્રકારની ઉત્તમ રચનાથી યુક્ત શરીરરૂપ નથી બની શકતું કેમકે તેમાં યથાયોગ્ય બનવાનું જ્ઞાનજ નથી, અને જે રાગાદિ દોષોથી સહિત હોઇને પશ્ચાત્ દોષ રહિત થાય છે તે ઇશ્વર કદી પણ થઇ શકતો નથી, કેમકે જે નિમિત્તથી તે રાગાદિથી મુક્ત થાય છે, તે મુક્તિ, તે નિમિત્તના છુટવાથી તેનું કાર્ય મુક્તિ પણ અનિત્ય થશે. જે અલ્પ અને અલ્પજ્ઞ છે તે સર્વવ્યાપક અને સર્વજ્ઞ કદી નથી થઇ શકતો. કેમકે જીવનું સ્વરૂપ એક દેશી અને પરિમિત ગુણ, કર્મ, સ્વભાવવાળું હોય છે, તે સર્વે વિદ્યાઓમાં સર્વ પ્રકારે યથાર્થ વક્તા નથી થઈ શકતો, એટલા માટે તમારા તીર્થંકર પરમેશ્વર કદી પણ નથી થઇ શકતા. ॥ ૧ ॥

૨. શું તમે જે પ્રત્યક્ષ પદાર્થ છે તેનેજ માનો છો? અપ્રત્યક્ષને નહી? જેમ કાનથી રૂપ અને ચક્ષુથી શબ્દનું ગ્રહણ નથી થઈ શકતું પણ કાનથી શબ્દનું અને ચક્ષુથી રૂપનું ગ્રહણ થાય છે, તેમ અનાદિ પરમાત્માને જોવાનાં સાધન શુદ્ધાંતઃકરણ, વિદ્યા અને યોગાભ્યાસ છે તેથી કરીને પવિત્રાત્મા પરમાત્માને પ્રત્યક્ષ જૂએ છે, જેમ ભણ્યા વિના વિદ્યાના પ્રયોજનોની પ્રાપ્તિ નથી થતી તેમજ યોગાભ્યાસ અને વિજ્ઞાનતા વિના પરમાત્મા પણ નથી દેખાતો જેમ ભુમિના રૂપાદિ ગુણનેજ જોઇ જાણીને ગુણોથી અવ્યવહિત સમ્બન્ધથી પૃથિવી પ્રત્યક્ષ થાય છે, તેમ આ સૃષ્ટિમાં પરમાત્માની રચના વિશેષ લિંગ જોઇને પરમાત્મા પ્રત્યક્ષ

થાય છે, અને જે પાપાચરણેચ્છા સમયમાં ભય, શંકા, લજ્જા ઉત્પન્ન થાય છે, તે અન્તર્યામી પરમાત્માની તરફથી છે, એથી પણ પરમાત્મા પ્રત્યક્ષ થાય છે, તો અનુમાનના હોવામાં શો સન્દેહ થઈ શકે છે. ॥ ૨ ॥

૩. અને પ્રત્યક્ષ તથા અનુમાનના હોવાથી આગમ પ્રમાણ પણ નિત્ય અનાદિ સર્વજ્ઞ ઇશ્વરનું બોધક થાય છે, એટલા માટે શબ્દ પ્રમાણ પણ ઇશ્વરમાં છે, જ્યારે ત્રણે પ્રમાણોથી ઇશ્વરને જીવ જાણી શકે છે ત્યારે અર્થવાદ અર્થાત્ પરમેશ્વરના ગુણોની પ્રશંસા કરવી પણ યથાર્થ ઘટે છે, કેમકે જે નિત્ય પદાર્થ છે તેના ગુણકર્મ સ્વભાવ પણ નિત્ય હોય છે તેની પ્રશંસા કરવામાં કોઈ પણ પ્રતિબન્ધક નથી. ॥ ૩ ॥

૪. જેમ મનુષ્યોમાં કર્ત્તાના વિના કોઈ પણ કાર્ય થતું નથી તેમજ આ મહત્કાર્યના કર્ત્તા વિના તે હોવું સર્વથા અસંભવ છે. જ્યારે એમ છે ત્યારે ઇશ્વરના હોવામાં મૂઢને પણ સંદેહ નથી થઈ શકતો. જ્યારે પરમાત્માનો ઉપદેશ કરનારાઓ તરફથી સાંભળશે ત્યારે બાદ તેનો અનુવાદ કરવો પણ સરળ છે; ॥ ૪ ॥

આથી કરીને જૈનોના પ્રત્યક્ષાદિ પ્રમાણોથી ઇશ્વરનું ખણ્ડન કરવું આદિ વ્યવહાર અનુચિત છે. પ્રશ્ન:—

अनादेरागमस्यार्थो न च सर्वज्ञ आदिमान् ।
कृत्रिमेण त्वसत्येन स कथं प्रतिपाद्यते ॥ १ ॥
अथ तद्वचनेनैव सर्वज्ञोऽन्यैः प्रतीयते ।
प्रकल्पेत कथं सिद्धिरन्योऽन्याश्रयोस्तयोः ॥ २ ॥
सर्वज्ञोक्ततया वाक्यं सत्यं तेन तदस्तिता ।
कथं तदुभयं सिध्येत् सिद्धमूलान्तराद्दते ॥ ३ ॥

૧. વચમાં સર્વજ્ઞ થયેલા, અનાદિ શાસ્ત્રોના અર્થ નથી થઈ શકતા કેમકે કહેલાં અસત્ય વચનથી તેનું પ્રતિપાદન કેવે પ્રકારે થઈ શકે ?

૨ અને જો પરમેશ્વરનાંજ વચનથી પરમેશ્વર સિદ્ધ થાય છે, તો અનાદિ ઇશ્વરથી અનાદિ શાસ્ત્રની સિદ્ધિ અને અનાદિ શાસ્ત્રથી અનાદિ ઇશ્વરની સિદ્ધિ એ અન્યોન્યાશ્રય દોષ આવે છે.

૩. કેમકે સર્વજ્ઞના કથનથી તે વેદવાક્ય સત્ય અને તે વેદ વચનથી ઇશ્વરની સિદ્ધિ કરો છો, એ કેવી રીતે સિદ્ધ થઈ શકે છે ? તે શાસ્ત્ર અને પરમેશ્વરની સિદ્ધિ માટે ત્રીજું કોઈ પ્રમાણ જોઇયે, જો આમ માનશો તો અનવસ્થા દોષ આવશે.

ઉત્તર—અમે લોકો પરમેશ્વર અને પરમેશ્વરના ગુણ, કર્મ સ્વભાવને અનાદિ માનિયે છિયે અનાદિ નિત્ય પદાર્થોમાં અન્યોન્યાશ્રય દોષ નથી આવી શકતો, જેમ કાર્યથી કારણનું જ્ઞાન અને કારણથી કાર્યનો બોધ થાય છે, કાર્યમાં કારણનો સ્વભાવ અને કારણમાં કાર્યનો સ્વભાવ

નિત્ય છે, તેમ પરમેશ્વર અને પરમેશ્વરના અનન્ત વિદ્યાદિ ગુણ નિત્ય હોવાથી ઇશ્વર પ્રણીત વેદમાં અનવસ્થા દોષ નથી આવતો, અને તમે તીર્થંકરોને પરમેશ્વર માનો છો, એ કદી પણ નથી ઘટી શકતું. ॥ ૧૨૨૩ ॥

કેમકે વિના માતા પિતા તેનું શરીરજ નથી થઈ શકતું તો તે તપશ્ચર્યા જ્ઞાન અને મુક્તિ કેવી રીતે પામી શકે છે તેમજ સંયોગનું આદિ અવશ્ય હોય છે કેમકે વિયોગવિના સંયોગ હોઇજ નથી શકતો એટલા માટે અનાદિ સૃષ્ટિ કર્ત્તા પરમાત્માને માનો.

જુઓ! ચાહે કેટલા પણ કોઈ સિદ્ધ હોય તો પણ શરીરાદિની રચનાને પૂર્ણતાથી નથી જાણી શકતા. જ્યારે સિદ્ધ જીવ સુષુપ્તિ દશામાં જાય છે ત્યારે તેને કાંઈ પણ ભાન નથી રહેતું, જ્યારે જીવ દુઃખને પ્રાપ્ત થાય છે, ત્યારે તેનું જ્ઞાન પણ ન્યુન થઈ જાય છે એવા પરિચ્છિન્ન સામર્થ્યવાળા એકદેશમાં રહેનારને ઇશ્વર માનવો, એ ભ્રાંત્તિબુદ્ધિયુક્ત જૈનિયોવિના અન્ય કોઈ પણ નથી માની શકતા. જો તમે કહો કે તીર્થંકર પોતાના માતાપિતાઓથી થયા તો તે માતાપિતા કોનાથી ઉત્પન્ન થયા? ઇત્યાદિ અનવસ્થા આવશે.

## ( આસ્તિક અને નાસ્તિકનો સંવાદ. )

હવે આની આગળ પ્રકરણ રત્નાકરના બીજા ભાગ આસ્તિક નાસ્તિકના સંવાદના પ્રશ્નોત્તર અહીં લખિયે છિયે, જેને મોટા મોટા જૈનિયોએ પોતાની સંમતિનીસાથે માન્યો અને મુમ્બઇમાં છપાવ્યો છે.

નાસ્તિક—ઇશ્વિરની ઇચ્છાથી કાંઇ નથી થતું જે કાંઇ થાય છે તે કર્મથી.

આસ્તિક—જો સર્વ કાંઇ કર્મ્મથી થાય છે તો કર્મ્મ કોનાથી થાય છે? જો કહો કે જીવ આદિથી થાય છે, તો જે શ્રોત્રાદિ સાધનોથી જીવ કર્મ કરે છે તે શાથી થયાં? જો કહો કે આદિના કાલ અને સ્વભાવથી હોય છે તો તે અનાદિનું છુટવું અસંભવ થઇને તમારા મતમાં મુક્તિનો અભાવ થશે. જો કહો કે પ્રાગભાવવત્ અનાદિ સાન્ત છે, તો યત્ન વિના સર્વના કર્મ્મ નિવૃત્ત થઈ જશે. જો ઇશ્વર ફલ પ્રદાતા ન હોય તો પાપનાં ફળ દુઃખને જીવ પોતાની ઇચ્છાથી કદી પણ નહી ભોગવશે, જેમ ચોરાદિ ચોરીનું ફળ દંડ પોતાની ઇચ્છાથી નથી ભોગવતા કિન્તુ રાજ્યવ્યવસ્થાથી ભોગવે છે. તેમજ પરમેશ્વરના ભોગવાવવાથી જીવ પાપ અને પુણ્યના ફળોને ભોગવે છે. અન્યથા કર્મ્મ શંકર થઈ જશે. અને અન્યના કર્મ્મ અન્યને ભોગવવાં પડશે.

નાસ્તિક—ઇશ્વર અક્રિય છે, કેમકે જો કર્મ્મનો કરનાર હોત તો કર્મ્મના ફળ પણ ભોગવવાં પડત, એટલા માટે જેમ અમે કેવલી પ્રાપ્ત મુક્તોને અક્રિય માનિયે છિયે તેમ તમે પણ માનો.

આસ્તિક—ઇશ્વર અક્રિય નથી કિન્તુ સક્રિય છે. જ્યારે ચેતન છે, તો કર્ત્તા કેમ નહી? અને જો કર્ત્તા છે તો તે ક્રિયાથી પૃથક કદી પણ થઈ શકતો નથી. જેમ તમે કૃત્રિમ-બનાવટના ઇશ્વર તીર્થંકરને જીવથી ઇશ્વિર બનેલો માનો છો તેમ એવા પ્રકારના ઇશ્વરને કોઇ

પણ વિદ્વાન્ નથી માની શકતા, કેમકે જો નિમિત્તથી ઇશ્વર બને, તો અનિત્ય અને પરાધીન થઇ જાય, કારણ કે ઇશ્વર બન્યાથી પૂર્વે પ્રથમ જીવ હતો, પશ્ચાત્ કોઇ નિમિત્તથી ઇશ્વર બન્યો તો પાછો જીવ પણ થઈ જશે,અને પોતાના જીવત્વ સ્વભાવને કદિપણ છોડીશકતો નથી કારણકે અનંતકાળથી જીવ છે અને તે અનન્ત કાળ સુધી રહેશે, એટલા માટે એ અનાદિ સ્વતઃસિદ્ધ ઇશ્વરને માનવો યોગ્ય છે. જુઓ ! જેમ વર્તમાન સમયમાં જીવ પાપપુણ્ય કરે છે સુખદુઃખ ભોગવેછે તેમ ઇશ્વરને કદી પણ નથી થતું. જો ઇશ્વર ક્રિયાવાન ન હોત તો આ જગતનો કેમ બનાવી શકત? જો કર્મોને પ્રાગભાવવત અનાદિ સાંત માનો છો તો કર્મ સમવાય સમ્બંધથી નહી રહેશે, જે સમવાય સમ્બંધથી નહી તે સંયોગજ હોઇને અનિત્ય થાય છે. જો મુક્તિમાં ક્રિયાજ ન માનતા હો તો તે મુક્ત જીવ જ્ઞાનવાળા થાય છે કે નહી? જો કહો કે થાય છે તો અન્તઃ ક્રિયાવાળા થયા. શું મુક્તિમાં પાષાણવત્ જડ થઈ જાય છે, એક ઠેકાણે પડી રહે છે, 'અને કાંઇ પણ ચેષ્ટા નથી કરતા? એમ હોય તો મુક્તિ શું થઈ? કિન્તુ અંધકાર અને બન્ધનમાં પડી ગયા ઠરે.

નાસ્તિક—ઇશ્વર વ્યાપક નથી, જો વ્યાપક હોય તો સર્વ વસ્તુ ચેતન કેમ નથી હોતી? અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર આદિની ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ અવસ્થા કેમ થઈ? કેમકે સર્વમાં ઇશ્વર એક સરખો વ્યાપ્ત છે તો નાનાઇ મોટાઇ ન હોવી જોઇએ.

આસ્તિક—વ્યાપ્ય અને વ્યાપક એક નથી હોતા, કિન્તુ વ્યાપ્ય એક દેશી અને વ્યાપક સર્વદેશી હોય છે. જેમ આકાશ સર્વમાં વ્યાપક છે અને ભૂગોળ તથા ઘટપટાદિ એ સર્વ વ્યાપ્ય એક દેશી છે. જેમ પૃથિવી આકાશ એક નહીં. તેમ ઇશ્વર અને જગત્ એક નહીં જેમ સર્વ ઘટપટાદિમાં આકાશ વ્યાપક છે અને ઘટપટાદિ આકાશ નથી, તેમ પરમેશ્વર ચેતન સર્વમાં છે અને સર્વ ચેતન નથી હોતાં. જેમકે વિદ્વાન્ અવિદ્વાન્ અને ધર્માત્મા બરાબર નથી હોતા, વિદ્યાદિ સદ્ગુણ અને સત્યભાષણાદિ કર્મ, સુશીલતાદિ સ્વભાવનું ન્યુનાધિક હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને અંત્યજ મોટા નાના માનવામાં આવે છે. વર્ણોની વ્યાખ્યા જેવી "ચતુર્થ સમુલ્લાસમાં" લખી આવ્યા છિએ તેવી ત્યાં જોઇ લો.

નાસ્તિક—જો ઇશ્વરની રચનાથી સૃષ્ટિ થાય છે તો માતાપિતાદિનું શું કામ?

આસ્તિક—એ ઇશ્વરી સૃષ્ટિના ઇશ્વર કર્તા છે, જૈવી સૃષ્ટિના નહી. જે જીવોનાં કર્ત્તવ્ય કર્મ છે, તેને ઇશ્વર નથી કરતો, કિન્તુ જીવજ કરે છે. જેમ વૃક્ષ, ફલ, ઓષધિ, અન્નાદિ ઇશ્વરે કર્યું છે. ઉત્પન્ન તેને લઇને મનુષ્ય ન પીસે, નટે, ફ ન રોટી આદિ પદાર્થ બનાવે અને ન ખાય તો શું ઇશ્વર તેને બદલે એ કામોને કદી કરશે કે! અને જો ન કરે તો જીવનું જીવન પણ ન થઇ શકે, એટલા માટે આદિ સૃષ્ટિમાં જીવના શરીરોને અને સાંચાને બનાવવાં ઇશ્વરાધીન કર્મ છે. પશ્ચાત્ તેનાથી પુત્રાદિની ઉત્પત્તિ કરવી એ જીવનું કર્ત્તવ્ય કર્મ છે.

નાસ્તિક—જ્યારે પરમાત્મા શાશ્વત, અનાદિ, ચિદાનન્દ, જ્ઞાન સ્વરૂપ છે, તો જગતના

પ્રપંચ અને દુઃખમાં કેમ પડયો ? આનન્દ છોડી દુઃખનું ગ્રહણ એવું કામ કોઇ સાધારણ મનુષ્ય પણ નથી કરતો, તો ઇશ્વરે કેમ કર્યું ?

આસ્તિક—પરમાત્મા કોઇ પ્રપંચ અને દુઃખમાં નથી પડતો, નથી પોતાના આનંદને છોડતો, કેમકે પ્રપંચ અને દુઃખમાં પડવું જે એક દેશી હોય તેનું હોઈ શકે છે, સર્વદેશીનું નહીં. જો અનાદિ, ચિદાનંદ, જ્ઞાનસ્વરૂપ પરમાત્મા જગત્‌ને ન બનાવે તો અન્ય કોણ બનાવી શકે ? જગત્ બનાવવાનું જીવમાં સામર્થ્ય નથી અને જડમાં સ્વયં બનવાનું પણ સામર્થ્ય નથી, એથી એ સિદ્ધ થયું કે પરમાત્માજ જગતને બનાવે છે અને સદા આનંદમાં રહે છે. જેમ પરમાત્મા પરમાણુઓથી સૃષ્ટિ કરે છે, તેમ માતાપિતારૂપ નિમિત્ત કારણથી પણ ઉત્પત્તિનો પ્રબન્ધ અને નિયમ તેણેજ કર્યો છે.

નાસ્તિક—ઇશ્વર મુક્તિરૂપ સુખને છોડી, આ જગતના સૃષ્ટિ કરણ, ધારણ અને પ્રલય કરવાના બખેડામાં કેમ પડયો ?

આસ્તિક—ઇશ્વર સદા મુક્ત હોવાથી, તમારા સાધનોથી સિદ્ધ થયલા તીર્થંકરોની માફક એક દેશમાં રહેનારા બન્ધપૂર્વક મુક્તિથી યુક્ત એ સનાતન પરમાત્મા નથી. જે અનન્ત સ્વરૂપ ગુણ, કર્મ, સ્વભાવયુક્ત પરમાત્મા છે, તે આ કિંચિત્ માત્ર જગતને બનાવતો ધારણ કરતો અને પ્રલય કરતો થકો પણ બન્ધમાં નથી પડતો કેમકે બન્ધ અને મોક્ષ સાપેક્ષતાથી છે. જેમ મુક્તિની અપેક્ષાથી બન્ધ અને બન્ધની અપેક્ષાથી મુક્તિ થાય છે. જે કદી પણ બદ્ધ ન હતો, તે મુક્ત કેમ કરી કહેવાઈ શકે છે અને જે એક દેશી જીવ છે તેજ બદ્ધ અને મુક્ત સદા થયા કરે છે. અનંત, સર્વદેશી, સર્વવ્યાપક ઇશ્વર, બન્ધન કે નૈમિત્તિક મુક્તિનાં ચક્રમાં જેમ કે તમારા તીર્થંકરો છે, તેમ કદી નથી પડતો. એટલામાટે તે પરમાત્મા સદૈવ મુક્ત કહેવાય છે.

નાસ્તિક—જીવ કર્મોનાં ફળ પોતાની મેળેજ ભોગવી શકે છે, જેમ ભાંગ પીવાના મદને સ્વયમેવ ભોગવે છે, એમાં ઇશ્વરનું કામ નથી.

આસ્તિક—જેમ રાજાવિના ડાકુ, લમ્પટ, ચોરાદિ દુષ્ટ મનુષ્ય સ્વયં ફાંસી કે કારાગૃહમાં નથી જતાં, ન તો જવા ચાહે છે, કિન્તુ રાજાની ન્યાય વ્યવસ્થાનુસાર બલાત્કારથી પકડાવીને યથોચિત રાજા દંડ દે છે, તેજ પ્રકારે જીવને પણ ઇશ્વર પોતાની ન્યાય વ્યવસ્થાથી સ્વ સ્વ કર્માનુસાર યથાયોગ્ય દંડ દે છે. કેમકે કોઈ પણ જીવ પોતાનાં દુષ્ટ કર્મોનાં ફળ ભોગવવા નથી ચાહતો, તેટલા માટે અવશ્ય પરમાત્મા ન્યાયાધીશ હોવો જોઇયે.

નાસ્તિક—જગતમાં એક ઇશ્વર નથી, કિંતુ જેટલા મુક્ત જીવ છે તે સર્વે ઇશ્વર છે.

આસ્તિક—એ કથન સર્વથા વ્યર્થ છે. કેમકે જે પ્રથમ બદ્ધ હોઇને મુક્ત થાય, તે પુનઃ બંધમાં અવશ્ય પડે. કેમકે તે સ્વાભાવિક સદૈવ મુક્ત નથી, જેમ તમારા ચોવીસ તીર્થંકરો પ્રથમ બદ્ધ હતા પુનઃ મુક્ત થયા, ફરીથી પણ બંધમાં અવશ્ય પડશે. અને જ્યારે બહુ સંખ્યા ઇશ્વર છે, તો જેમ જીવ અનેક હોવાથી લડતા વઢતા ફરે છે તેમ તે અનેક ઇશ્વર પણ લડયા વઢયા કરશે.

નાસ્તિક—અરે મૂઢ ! જગતનો કર્ત્તા કોઈ નથી, કિંતુ જગત્ સ્વયં સિદ્ધ છે.

આસ્તિક—એ જૈનિયોની કેવડી મોટી ભૂલ છે. વાહ કર્ત્તા વિના કોઈ કર્મ અને કર્મવિના કોઈ કાર્ય આ જગતમાં થતું દેખાય છે ? એ એવી વાત છે કે જેમ ઘઉંના ખેતરમાં સ્વયંસિદ્ધ દળેલા લોટની રોટલી બનીને જૈનિયોના પેટમાં ચાલી જતી હોય; કપાસ સૂતર, કપડાં, અંગરખા, દુપટ્ટા, ધોતિયાં, પાઘડી, આદિ બનીને પોતે કદી નથી આવતાં; જ્યારે એમ નથી તો ઇશ્વર કર્ત્તા વિના આ વિવિધ જગત્ અને તેમાં નાના પ્રકારની રચના વિશેષ કેમ બની શકે ? જો હઠ ધર્મથી સ્વયં સિદ્ધ જગતને માનો તો સ્વયં સિદ્ધ ઉપરોક્ત વસ્ત્રાદિકોને કર્ત્તાના વિના પ્રત્યક્ષ કરીને દેખાડો. જ્યારે એમ સિદ્ધ નથી કરી શકતા ત્યારે પછી તમારાં પ્રમાણ શુન્ય કથનને કયો બુદ્ધિમાન્ માની શકે છે ?

નાસ્તિક—ઇશ્વર વિરક્ત છે કે મોહિત ? જો વિરક્ત છે તો જગતના પ્રપંચમાં કેમ પડયો ? અને જો મોહિત છે તો જગતને બનાવવામાં સમર્થ થઇ શકશે નહીં.

આસ્તિક—પરમેશ્વરમાં વૈરાગ્ય કે મોહ કદી પણ નથી ઘટી શકતા, કેમકે જે સર્વ વ્યાપક છે તે કોને છોડે અને કોને ગ્રહણ કરે ? ઇશ્વરથી ઉત્તમ કે તેને અપ્રાપ્ત કોઇ પદાર્થ નથી, એટલા માટે કોઇની અંદર મોહ પણ નથી હોતો. વૈરાગ્ય અને મોહનું હોવું જીવમાં ઘટે છે ઇશ્વરમાં નહી.

નાસ્તિક—જો ઇશ્વરને જગતનો કર્ત્તા અને જીવોનાં કર્મોનાં ફળોનો દાતા માનશો તો ઇશ્વર પ્રપંચી થઇને દુઃખી થઈ જશે.

આસ્તિક—ભલા વાહ ! અનેક વિધ કર્મોના કર્ત્તા અને પ્રાણિયોનાં ફળોનો દાતા, ધાર્મિક, ન્યાયાધીશ, વિદ્વાન્ કર્મોમાં નથી ફસતો, અને નથી પ્રપંચી હોતો તો પરમેશ્વર અનન્ત સામર્થ્ય વાળો પ્રપંચી અને દુઃખી કેમ કરીને થશે ? હા ! તમે પોતાની અને પોતાના તીર્થંકરોની સમાન પરમેશ્વરને પણ પોતાના અજ્ઞાનથી સમજતા હોય તો તે તમારી અવિદ્યાની લીલા છે, જો અવિદ્યાદિ દોષોથી છુટવા ચાહો તો વેદાદિ સત્ય શાસ્ત્રોનો આશ્રય લો. શામાટે ભ્રમમાં પડયા પડયા ઠોકરો ખાઓ છો ?

હવે જૈન લોક જગતને જેમ માને છે તેમ એમના સૂત્રોને અનુસાર દેખાડિયે છિએ અને સંક્ષેપતઃ મૂળાર્થને કર્યા પશ્ચાત્ સત્યાસત્યની સમીક્ષા કરીને દેખડાવિયે છિયેઃ—

**मूल—सामिभणाइ अणन्ते च चुगइ संसार घोर कान्तरं ।**
**मोहाइ कम्म गुरु ठिइ विवाग वसनुभमइ जीव रो ।**
**प्रकरणरत्नाकर भाग० २ षष्ठी शतक ६० सूत्र २ ॥**

આ રત્નસાર ભાગ નામક ગ્રન્થના સમ્યકત્વ પ્રકાશ પ્રકરણમાં ગૌતમ અને મહાવીરનો સમ્વાદ છે.

એનો સંક્ષેપથી ઉપયોગી એ અર્થ છે કે આ સંસાર અનાદિ અનન્ત છે, ન કદી એની ઉત્પત્તિ થઇ અને ન કદી વિનાશ થાય છે, અર્થાત્ કોઇનું રચ્યું જગત્ નથી. તેજ આસ્તિક નાસ્તિકના સમ્વાદમાં હે મૂઢ! જગતનો કર્ત્તા કોઇ નથી, ન કદી બન્યુ અને કદી તેનો નાશ નથી થતો.

સમીક્ષક—જે સંયોગથી ઉત્પન્ન થાય છે તે અનાદિ અને અનન્ત કદી નથી થઈ શકતું અને ઉત્પત્તિ તથા વિનાશ થયા વિના કર્મ નથી રહેતું, જગતમાં જેટલા પદાર્થ ઉત્પન્ન થાય છે તે સર્વ સંયોગજ ઉત્પત્તિ વિનાશ વાળા જોવામાં આવે છે. પુનઃ જગત્ ઉત્પન્ન અને વિનાશવાળું કેમ નહી? એ ઉપરથી તમારા તીર્થંકરોને સમ્યગ્બોધ ન હતો. જો તેમને સમ્યગ જ્ઞાન હતે તો આવી અસંભવ વાતો કેમ લખતે?

જેવા તમારા ગુરૂ છે તેવા તમે શિષ્યો પણ છો. તમારી વાતો સાંભળનારને પદાર્થ જ્ઞાન કદી નથી થઇ શકતું. વારૂ જે પ્રત્યક્ષ સંયુકત પદાર્થ દેખાય છે તેની ઉત્પત્તિ અને વિનાશ કેમ માનતા નથી અર્થાત્ એના આચાર્ય કે જૈનિયોને ભુગોળ ખગોળ વિદ્યા પણ આવડતી ન હતી અને હવણા પણ એ વિદ્યા એમનામાં નથી. નહિં તો નિમ્ન લિખિત આવી અસંભવ વાતો કેમ કરી માનત અને કહત? જુઓ! આ સૃષ્ટિમાં પૃથિવીકાય અર્થાત્ પૃથિવી પણ જીવનું શરીર છે અને જળ કાયાદિ જીવ પણ માને છે, એને કોઈ પણ નથી માની શકતું. વળી જુઓ! એમના મિથ્યા વાતો, જે તીર્થંકરોને જૈનિયો સમ્યગ જ્ઞાની અને પરમેશ્વર માને છે તેમની મિથ્યા વાતોના આ નમૂના છે. "રત્નસાર ભાગ" (એ ગ્રંથને જૈન લોકો માને છે અને એ ઇસવી સન્ ૧૮૭૯ એપ્રિલ તા. ૨૮ મી એ બનારસ જૈન પ્રભાકર પ્રેસમાં નાનકચન્દ જતિયે છપાવી પ્રસિદ્ધ કર્યો છે) ના ૧૪૫ પૃષ્ઠમાં કાળની આ પ્રકારે વ્યાખ્યા કરી છે અર્થાત્ સમયનું નામ સૂક્ષ્મ કાળ છે, અને અસંખ્યાત સમયોને "આવલિ" કહે છે. એક ક્રોડ સડસેઠ લાખ, સત્તર સહસ્ર, બસો સોળ આવલિયોનું એક મુહૂર્ત્ત થાય છે. એવા તીસ મુહૂર્ત્તનો એક "દિવસ" તેવા પંદર દિવસનો એક "પક્ષ," તેવા બે પક્ષનો એક માસ એવા બાર માસનું એક વર્ષ થાય છે. એવા સત્તર લાખ ક્રોડ છપ્પન સહસ્ર ક્રોડ વર્ષોનો એક "પૂર્વ" થાય છે. એવા અસંખ્યાત પૂર્વોને એક "પલ્યોપમ" કાલ કહે છે. અસંખ્યાત એને કહે છે કે એક ચારકોશનો ચોરસ અને તેટલો ઉંડો કુવો ખોદીને તેને જુગુલિયા મનુષ્યના શરીરના નિમ્નલિખિત વાળોના ટુકડાથી ભરવો અર્થાત્ વર્ત્તમાન મનુષ્યનાં વાળથી જુગુલિયા મનુષ્યોના વાળ ચાર હજાર છન્નુ ભાગ સૂક્ષ્મ હોય છે જ્યારે જુગુલિયા મનુષ્યોના ચાર સહસ્ર છન્નુ વાળોને એકઠા કરે તો આ સમયના મનુષ્યનો એક વાળ થાય છે એવાં જુગુલિયા મનુષ્યોના એક વાળના એક આંગળ ભાગના સાતવાર આઠ આઠ ટુકડા કરવાથી ૨૦૯૭૧૫૨ વીસ લાખ સત્તાણું હજાર એક સો બાવન ટુકડા થાય છે. એવા ટુકડાથી પૂર્વોકત કુવાને ભરવો, તેમાંથી સોવર્ષને અંતરે એક એક ટુકડો કહાડવો, જ્યારે સઘળા ટુકડા નિકળી જાય અને કુવો ખાલી થઈ જાય તો પણ તે સંખ્યાત કાળ છે અને જ્યારે તેમાંથી એક એક ટુકડાના અસં-

ખ્યાત ટુકડા કરીને તે ટુકડાથી તેજ કુવાને એવો ઠસી ઠસીને ભરવો કે તેના ઉપરથી ચક્રવર્તી રાજાની સેના ચાલી જાય તો પણ નહી ડબાય પછી તે ટુકડામાંથી સોવર્ષને અન્તરે એક ટુકડો કહાડે, જ્યારે તે કુઓ ખાલી થઇ જાય ત્યારે તેમાં અસંખ્યાત પૂર્વ પડે ત્યારે એક એક પલ્યોપમ' કાલ થાય છે. તે પલ્યોપમ કાલ કુવાના દૃષ્ટાન્તથી જાણવો. જ્યારે દશક્રોડાનક્રોડ 'પલ્યોપમ કાલ વીતે ત્યારે એક "સાગરોપમ" કાલ થાય છે. જ્યારે દશક્રોડાનક્રોડ સાગરોપમ કાળ વીતી જાય ત્યારે એક "ઉત્સર્પણી" કાલ થાય છે અને જ્યારે એક ઉત્સર્પણી અને એક અપસર્પણી કાળ વીતી જાય ત્યારે એક "કાળચક્ર" થાય છે, જ્યારે અનંત કાળચક્રવીતી જાય ત્યારે એક "પુદ્ગલ" પરાવૃત્ત થાય છે. હવે અનન્ત કાળ કોને કહે છે? જે સિદ્ધાંત પુસ્તકોમાં નવ દૃષ્ટાન્તોથી કાળની સંખ્યા કરી છે તેથી ઉપરાન્ત અનંત કાળ કહેવાય છે. તેવા અનંત પુદ્ગલ પરાવૃત્ત કાળ જીવને ભ્રમણ કરતાં વીત્યા છે ઇત્યાદિ.

સાંભળો ભાઇયો ! ગણિત વિદ્યાવાળા લોકો ! જૈનિયોના ગ્રંથોની કાળ સંખ્યા કરી શકશે કે નહી? અને તમે એને સાચી પણ માની શકશો કે નહી? જુઓ એ તીર્થંકરોએ એવી ગણિતવિદ્યા શિખી હતી. એવા એવા તો એમના મતમાં ગુરૂ અને શિષ્ય છે જેની અવિદ્યાનો કંઈ પારાવાર નહી.

બીજું પણ એમનુ અંધેર સાંભળો! રત્નસારભાગ પૃ૦ ૧૩૩ થી લઇને જે કાંઈ "ખૂટાખોલ" અર્થાત્ જૈનિયોના સિદ્ધાંત ગ્રંથ જે કે તેમના તીર્થંકર અર્થાત્ ઋષભદેવથી લઇને મહાવીર પર્યંત ચોવીસ થયા છે, તેમનાં વચનોના સાર સંગ્રહ છે એવું રત્નસારભાગ પૃ૦ ૧૪૮ માં લખ્યું છે, કે પૃથિવીકાયના જીવ માટી પાષાણાદિ પૃથિવીના ભેદ જાણવા, તેમાં રહેનારા જીવના શરીરનું પરિમાણ એક આંગળનો અસંખ્યાતમો ભાગ સમજવો અર્થાત્ અતીવ સૂક્ષ્મ થાય છે, તેનું આયુમાન અર્થાત્ તે અધિકથી અધિક ૨૨ સહસ્ત્ર વર્ષ પર્યંત જીવે છે. રત્ન૦ પૃ૦ ૧૪૯. વનસ્પતિના એક શરીરમાં અનંત જીવ થાય છે તે સાધારણ વનસ્પતિ કહેવાય છે. જે કે કંદમૂળ પ્રમુખ અને અનંતકાય પ્રમુખ હોય છે, તેમને સાધારણ વનસ્પતિના જીવ કહેવા જોઇયે, તેમનું આયુમાન અંતર્મુહૂર્ત થાય છે. પરંતુ અહીં પૂર્વોક્ત એમના મુહૂર્ત સમજવાં જોઇયે અને એક શરીરમાં જે એકેંદ્રિય અર્થાત્ સ્પર્શેંદ્રિય એમાં છે અને તેમાં એક જીવ રહે છે, તેને પ્રત્યેક વનસ્પતિ કહે છે, તેનું દેહમાન એક સહસ્ત્ર યોજન અર્થાત્ પુરાણિયોના યોજન ૪ કોશના! પરંતુ જૈનિયોના યોજન ૧૦૦૦૦ દશસહસ્ત્ર કોશોનો થાય છે!! એવાં ચાર સહસ્ત્ર કોશનું શરીર થાય છે, તેનું આયુમાન અધિકથી અધિક દશસહસ્ત્રવર્ષનું હોય છે. હવે બે ઇંદ્રિયવાળા જીવ અર્થાત્ એક તેનું શરીર અને એક મુખ, જે શંખ કીડી અને જુઆદિ થાય છે, તેનુ દેહમાન અધિકથી અધિક, અડતાલીસ કોશનું સ્થુલ શરીર થાય છે. અને તેનું આયુમાન અધિકથી અધિક બાર વર્ષનું હોય છે. અહીં ઘણુંજ ભૂલી ગયા! કેમકે આવડા મોટા શરીરનું આયુમાન અધિક લખવું હતું અને અડતાળિસ કોશની સ્થુળ જૂનો જૈનિયોના શરીરમાં પડતી હશે અને

તેમણેજ જોઈ પણ હશે, બીજાનું ભાગ્ય એવું ક્યાં કે જે, આવડી મોટી જુને જુએ !!!

રત્નસાર ભા૦ પૃ૦ ૧૫૦. વળી જુઓ! એમનો અંધાધુંધ વીછુ, બગાઈ, કસારી અને માખી એ એક યોજનના શરીરવાળાં હોય છે, એનું આયુમાન અધિકથી અધિક છ મહિનાનું હોય છે. જુઓ ભાઈ! ચાર ચાર કોશના વીછુ અન્ય કોઇએ જોયા ન હશે. જે આઠ મૈલ પર્યંતના શરીરવાળા વીછુ અને માખી પણ જૈનિયોના મતમાં હોય છે. એવા વીછુ અને માખી તેમના ઘરમાં રહેતા હશે અને તેમણે જોયા હશે, અન્ય કોઇએ સંસારમાં નહી જોયાં હશે. કદી એવો વિછુ કોઈ જૈનને કરડે તો તેનું શું થતું હશે? જલચર માછલી આદિના શરીરનું માન એક સહસ્ર યોજન અર્થાત્ ૧૦૦૦૦ કોશના યોજનના હિસાબે ૧૦૦૦૦૦૦૦ એક ક્રોડ કોશનું શરીર થાય છે અને એક ક્રોડ પૂર્વ વર્ષોનું એમનું આયુ હોય છે, એવા સ્થુલ જલચર જૈનિયો સિવાય અન્ય કોઇએ ન દીઠા હશે! વળી ચતુષ્પાદ હાથી આદિનું દેહમાન બે કોશથી નવ કોશ પર્યંત અને આયુમાન ચોરાસી સહસ્ર વર્ષોનું ઇત્યાદિ એવા મોટા મોટા શરીરવાળા જીવ પણ જૈનિયોએ જોયા હશે, અને માને છે, પણ બીજા કોઈ બુદ્ધિમાન્ નથી માની શકતા.

રત્નસાર ભાગ પૃ૦ ૧૫૧. જલચર ગર્ભજ જીવોનું દેહમાન ઉત્કૃષ્ટ એક સહસ્ર યોજન અર્થાત્ ૧૦૦૦૦૦૦૦ એક ક્રોડ કોશોનું અને આયુમાન એક ક્રોડ પૂર્વ વર્ષોનું હોય છે. આવડા મોટા શરીર અને આયુવાળા જીવોને પણ એમના આચાર્યોએ સ્વપ્નમાં દીઠા હશે. શું એ મહા જુઠી વાત નથી કે જેનો કદાપિ સંભવ ન થઈ શકે.

હવે ભૂમિનું પરિમાણ સાંભળો (રત્નસાર ભા૦ પૃ૦૧૫૨) આ તિરછા (આડકતરા) લોકમાં અસંખ્યાત દ્વિપ અને અસંખ્યાત સમુદ્ર છે એ અસંખ્યાતનું પ્રમાણ અર્થાત્ જે અઢી "સાગરોપમ" કાળમાં જેટલો સમય થાય તેટલા દ્વીપ તથા સમુદ્ર જાણવા. હવે આ પૃથિવીમાં એક "જમ્બૂદ્વીપ" પ્રથમ સર્વ દ્વીપોની વચમાં છે. એનું પ્રમાણ એક લાખ યોજન અર્થાત્ એક અબજ કોશનું છે, એને એની ચારે તરફ લવણ (ખારો) સમુદ્ર છે, તેનું પ્રમાણ બે લાખ યોજન છે અર્થાત્ બે અબજ કોશનું. આ જમ્બૂદ્વીપની ચારે બાજુએ જે "ધાતકીખંડ" નામે દ્વીપ છે તેનું ચાર લાખ યોજન અર્થાત્ ચાર અબજ કોશનું પ્રમાણ છે અને તેની પાછળ "કાળો દધિ" સમુદ્ર છે, તેનું આઠ લાખ યોજન અર્થાત્ આઠ અબજ કોશનું પ્રમાણ છે. તેની પાછળ "પુષ્કરાવર્ત્ત" દ્વીપ છે, તેનું પ્રમાણ શોળ કોશનું છે, તે દ્વીપના અંદરની કોરે છે, તે દ્વીપના અર્ધામાં મનુષ્ય વસે છે અને તેની ઉપરાંત અસંખ્યાત દ્વીપ સમુદ્ર છે, તેમાં તિર્યગ યોનીના જીવ રહે છે.

(રત્નસાર ભાગ પૃ૦ ૧૫૩) જમ્બૂદ્વીપમાં એક હિમવંત, એક એરણ્યવંત, એક હરિવર્ષ, એક રમ્યક, એક દેવકુરૂ, એક ઉત્તરકુરૂ એ છ ક્ષેત્ર છે.

સમીક્ષક—સાંભળો ભાઈ! ભૂગોળવિદ્યાના જાણનાર લોકો! ભૂગોળનું પરિમાણ કરવામાં તમે ભૂલ્યા કે જૈન? જો જૈન ભૂલી ગયા હોય તો તમે એને સમજાવો અને જો તમે ભૂલ્યા હો

તો તેમની પાસે સમજી લ્યો. થોડોક વિચાર કરી જુઓ તો એજ નિશ્ચય થાય છે કે જૈનિયોના આચાર્ય અને શિષ્યો ભૂગોળ ખગોળ અને ગણિતવિદ્યા કાંઈ પણ શિખ્યા ન હતા. જો શિખ્યા હોત તો આવા મહા અસંભવ ગપોડા કેમ મારત ? વારૂ ! એવા અવિદ્વાન્ પુરૂષ જગતને અકર્તૃક અને ઇશ્વરને ન માને તેમાં શું આશ્ચર્ય છે ? એટલા માટે તો જૈનિ લોક પોતાના પુસ્તકો કોઈ પણ અન્યમતસ્થો વિદ્વાનને આપતા નથી. કેમકે જેને એ લોક પ્રમાણિક તીર્થંકરોના બનાવેલા સિદ્ધાંત ગ્રંથો માને છે, તેમાં આવા પ્રકારની અવિદ્યાયુક્ત વાતો ભરેલી પડી છે, અને એટલા માટે જોવા દેતા નથી. જો જોવા આપે તો પોલ ખુલી જાય. એના વિના જે કોઇ મનુષ્ય કાંઇપણ બુદ્ધિ રાખતો હશે તે કદાપિ આ ગપોડાધ્યાયને સત્ય માની શકશે નહી. આ સર્વ પ્રપંચ જૈનિયોએ જગતને અનાદિ માનવા માટે ઉભા કર્યા છે. પરંતુ એ તદ્દન જૂઠા છે. હા જગતનું કારણ અનાદિ છે કેમકે તે પરમાણુ આદિ તત્વસ્વરૂપ અકર્તૃક છે, પરંતુ તેમાં નિયમ પૂર્વક પોતાની વાતો બનવાનું કે બગડવાનું સામર્થ્ય કાંઇ પણ નથી. કેમકે જ્યારે એક પરમાણુ દ્રવ્ય કોઇનું નામ છે અને સ્વભાવથી પૃથક્ પૃથક્ રૂપ અને જડ છે તે આપોઆપ પોતાની મેળે યથાયોગ્ય નથી બની શકતા. એટલામાટે તેનો બનાવનાર ચેતન અવશ્ય છે, અને તે બનાવનારો જ્ઞાનસ્વરૂપ છે. જુઓ ! પૃથિવી સૂર્યાદિ સર્વ લોકોને નિયમમાં રાખવાં, અનંત, અનાદિ, ચેતન, પરમાત્માનું કામ છે. જેમાં સંયોગ રચના વિશેષ દેખાય છે, તે સ્થુલ જગત્ અનાદિ કદી પણ નથી થઇ શકતું. જો કાર્ય જગતને નિત્ય માનશો તો તેનું કારણ કોઇ નહી હશે. કિંતુ તેજ કાર્ય કારણરૂપ થઇ જશે. જો એમ કહેશો તો પોતાનું કાર્ય અને કારણ પોતેજ હોવાથી અન્યોન્યાશ્રય અને આત્માશ્રય દોષ આવશે. જેમ પોતાની ખાંધ ઉપર પોતે ચઢવું અને પોતાનો પિતા પુત્ર પોતે નથી શકતો, એટલા માટે જગતનો કર્ત્તા અવશ્યજ માનવો જોઇએ.

પ્રશ્ન—જો ઇશ્વરને જગત્નો કર્ત્તા માનો છો તો ઇશ્વરનો કર્ત્તા કોણ છે ?

ઉત્તર—કર્ત્તાનો કર્તા અને કારણનું કારણ કોઇ પણ હોઈ શકતું નથી, કેમકે પ્રથમ કર્ત્તા અને કારણ હોવાથીજ કાર્ય થાય છે જેમાં સંયોગ વિયોગ નથી હોતો અને જે પ્રથમ સંયોગ વિયોગનું કારણ છે, તેના કર્ત્તા કે કારણ કોઇ પ્રકારે હોઈ શકતા નથી. એની વિશેષ વ્યાખ્યા આઠમા સમુલ્લાસમાં સૃષ્ટિની વ્યાખ્યામાં લખી છે તે જોઇ લેવી. એ જૈનિયોને સ્થુલ વાતનું પણ યથાવત્ જ્ઞાન નથી તો પરમ સૂક્ષ્મ સૃષ્ટિવિદ્યાનો બોધ કેમ કરી થઇ શકે ? એટલા માટે જૈનિયો સૃષ્ટિને અનાદિ, અનંત માને છે અને દ્રવ્યપર્યાયોને પણ અનાદિ અનંત માને છે, અને પ્રતિગુણ પ્રતિદેશમાં પર્યાયો અને પ્રતિવસ્તુમાં પણ અનંત પર્યાય માને છે. જે પ્રકરણ-રત્નાકરના પ્રથમ ભાગમાં લખ્યું છે તે પણ વાત કદી ઘટી શકતી નથી, કેમકે જેનો અન્ત અર્થાત્ મર્યાદા હોય છે તેનાં સઘળાં સમ્બંધી અંતવાનજ હોય છે, જો અનંતને અસંખ્ય કહેતે તો પણ નહી ઘટી શકતે. કિંતુ જીવાપેક્ષામાં એ વાત ઘટી શકે છે, પરમેશ્વરની સામે નહી, કેમકે એક એક દ્રવ્યમાં પોતપોતાના એક એક કાર્ય કારણ સામર્થ્યને અવિભાગ

પર્યાયોથી અનંત સામર્થ્ય માનવા કેવળ અવિદ્યાની વાત છે. જ્યારે એક પરમાણુ દ્રવ્યની સીમા છે તો તેમાં અનંત વિભાગરૂપ પર્યાય કેવી રીતે રહી શકે છે? એવીજરીતે એક એક દ્રવ્યમાં અનંત ગુણને અને એક ગુણ પ્રદેશમાં અવિભાગરૂપ અનંતપર્યાયોને પણ અનંત માનવા એ કેવળ બાળકપણાની વાત છે, કેમકે જેના અધિકરણનો અંત છે તો તેમાં રહેનારાનો અન્ત કેમ નહી? એવીજ લાંબી ચોડી મિથ્યા વાતો લખી છે.

હવે જીવ અને અજીવ એ બે પદાર્થોના વિષયમાં જૈનિયોનો નિશ્ચય એવો છે કે:—

**चेतना लक्षणो जीवः स्यादजीवस्तदन्यकः ।**
**सत्कर्म पुद्‌गलाः पुण्यं पापं तस्य विपर्य्ययः ॥**

આ જિનદત્તસૂરિનું વચન છે. અને એજ પ્રકરણરત્નાકર ભાગ પહેલામાં નયચક્રસારમાં પણ લખ્યું છે કે ચેતનાલક્ષણ જીવ અને ચેતના રહિત અજીવ અર્થાત્ જડ છે. સત્કર્મરૂપ પુદ્‌ગલ પુણ્ય, અને પાપકર્મરૂપ પુદ્‌ગલ પાપ કહેવાય છે.

સમીક્ષક—જીવ અને જડનું લક્ષણ તો ઠીક છે પરંતુ જે જડરૂપ પુદ્ગલ છે તે પાપ પુણ્યયુક્ત કદી પણ હોઈ શકતું નથી. કેમકે પાપ પુણ્ય કરવાનો સ્વભાવ ચેતનમાં હોય છે. જુઓ આ જેટલા જડ પદાર્થ છે તે સઘળા પાપપુણ્યથી રહિત છે. જે જીવોને અનાદિ માને છે એ તો ઠીક છે, પરંતુ તેજ અલ્પ અને અલ્પજ્ઞ જીવને મુક્તિદશામાં સર્વજ્ઞ માનવા એ જુઠું છે કેમકે જે અલ્પ અને અલ્પજ્ઞ છે તેનું સામર્થ્ય પણ સર્વદા સસીમ રહેશે.

જૈનિયો જગત્, જીવ, અને જીવના કર્મ અને બન્ધ અનાદિ માને છે. અહીં પણ જૈનિયોના તીર્થંકરો ભુલી ગયા છે કેમકે સંયુક્ત જગતના કાર્ય્ય, કારણ, પ્રવાહથી કાર્ય, અને જીવના કર્મ, બન્ધ પણ અનાદિ નથી હોઇ શકતાં, જ્યારે એમ માનો છો તો પછી કર્મ અને બન્ધનું છુટવું કેમ માનો છો? કેમકે જે અનાદિ પદાર્થ છે તે કદી પણ છુટી નથી શકતા. જો અનાદિ પણ નાશ માનશો તો તમારા સર્વ અનાદિ પદાર્થોના નાશનો પ્રસંગ થશે અને જ્યારે અનાદિને નિત્ય માનશો તો ત્યારે કર્મ અને બન્ધ પણ નિત્ય થશે અને જ્યારે સર્વ કર્મોના નાશનો પ્રસંગ થશે અને જ્યારે અનાદિને નિત્ય માનશો તો કર્મ અને બન્ધ પણ નિત્ય થશે અને જ્યારે સર્વ કર્મોના છુટવાથી મુક્તિ માનો છો તો સર્વ કર્મના છુટવારૂપ મુક્તિનું તે નિમિત્ત થયું. અને ત્યારે તે નૈમિત્તિકી મુક્તિ થશે તો સદા નહી રહી શકશે, અને કર્મ કર્ત્તાનો નિત્ય સમ્બન્ધ હોવાથી કર્મ પણ કદી નહી છુટશે. પુનઃ જ્યારે તમે પોતાની મુક્તિ અને તીર્થંકરોની મુક્તિ નિત્ય માની છે તે નહી બની શકશે.

પ્રશ્ન—જેમ ધાન્યના છોતરાં ઉતારવાથી કે અગ્નિનો સંયોગ થવાથી તે બીજ પુનઃ નથી ઉગતાં, એજ પ્રકારે મુક્તિમાં ગયલો જીવ પુનઃ જન્મ મરણરૂપ સંસારમાં નથી આવતો.

ઉત્તર—જીવ અને કર્મનો સંબંધ છોતરાં અને બીજના સમાન નથી કિંતુ એનો સમવાય

સંબંધ છે, એથી અનાદિ કાળથી જીવ અને તેમાં કર્મ અને કર્તૃત્વ શકિતનો સંબંધ છે. જો તેમાં કર્મ કરવાની શક્તિનો પણ અભાવ માનશો તો સર્વ જીવ પાષાણવત્ થઇ જશે અને મુક્તિને ભોગવવાનું પણ સામર્થ્ય નહી રહેશે. જેમ અનાદિ કાળનું કર્મ બંધન છૂટીને જીવ મુક્ત થાય છે તો તેમાં તમારી નિત્યમુક્તિથી છુટીને બંધનમાં પડશે. કેમકે જેમ કર્મરૂપ મુક્તિના સાધનોથી પણ છુટીને જીવનું મુક્ત હોવું માનો છો, તેમજ નિત્ય મુક્તિથી પણ છુટીને બંધનમાં પડશે. સાધનોથી સિદ્ધ થયેલા પદાર્થ નિત્ય કદી પણ થઇ શકતા નથી. અને જો સાધન સિદ્ધવિના મુક્તિ માનશો તો કર્મો વિનાજ બંધ પ્રાપ્ત થઇ શકશે. જેમ વસ્ત્રોમાં મેલ લાગે છે અને ધોવાથી છુટી જાય છે, પુનઃ મેલ લાગી જાય છે તેમ મિથ્યત્વાદિ હેતુઓ કરીને રાગ દ્વેષાદિના આશ્રયથી જીવને કર્મરૂપ ફળ લાગે છે, અને જે સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રથી નિર્મળ થાય છે અને મળ લાગવાના કારણોથી, મળોનું લાગવું માનો છો, તો મુકત જીવ સંસારી અને સંસારી જીવનું મુક્ત થવું અવસ્ય માનવું પડશે, કેમકે જેમ નિમિત્તોથી મલિનતા છુટે છે તેમ નિમિત્તોથી મલિનતા લાગી પણ જશે. એટલા માટે જીવને બંધ અને મુકિત પ્રવાહરૂપથી અનાદિ માનો, અનાદિ અનન્તતાથી નહી.

પ્રશ્ન—જીવ નિર્મળ કદી પણ નહી હતો કિંતુ મળ સહિત છે.

ઉત્તર—જે કદી પણ નિર્મળ નહી હતા તે નિર્મળ પણ કદી થઇ શકશે નહી. જેમ શુદ્ધ વસ્ત્રમાં પાછળથી લાગેલા મેલને ધોઇને છોડાવી દે છે પણ તેના સ્વાભાવિક સ્વેત વર્ણને છોડાવી નથી શકતા અને મેલ તો ફરીને પણ વસ્ત્રમાં લાગી જાય છે તેમ આ પ્રકારે મુક્તિમાં પણ થશે.

પ્રશ્ન—જીવ પૂર્વોપાર્જિત કર્મથીજ શરીર ધારણ કરી લે છે, ઇશ્વરનું માનવું વ્યર્થ છે.

ઉત્તર—જો કેવળ કર્મજ શરીર ધારણમાં નિમિત્ત હોય અને ઇશ્વર કારણ નહી હોય તો તે જીવ નઠારો જન્મ કે જ્યાં બહુજ દુઃખ હોય તેને ધારણ કદી પણ ન કરે, કિંતુ સદા સારા સારા જન્મ ધારણ કર્યા કરે. જો કહો કે કર્મ પ્રતિબંધક છે, તો પણ જેમ ચોર પોતે આપોઆપ આવીને બંદીગ્રહમાં નથી જતો, અને સ્વયં ફાંસી પણ નથી ખાતો, કિંતુ રાજા તે શિક્ષા આપે છે, એજ પ્રકારે જીવને શરીર ધારણ કરાવવાવાળા અને તેના કર્માનુસાર ફળ દેવાવાળા પરમેશ્વરને તમે પણ માનો.

પ્રશ્ન—મદ (નશા) ની માફક કર્મ સ્વયં પ્રાપ્ત થાય છે, ફળ દેવામાં બીજાની આવસ્યકતા નથી ?

ઉત્તર—જો એમ હોય તો જેમ મદપાન કરનારને મદ ઓછો ચઢે છે, અને અનભ્યાસીને બહુજ ચઢે છે, તેમ નિત્ય બહુજ પાપ પુણ્ય કરનારને ન્યુન અને કદી કદી થોડા થોડા પાપપુણ્ય કરનારને અધિક ફળ હોવું જોઇયે, પણ નાના કર્મવાળાને તો અધિકજ ફળ પ્રાપ્ત થાય.

પ્રશ્ન—જેનો જેવો સ્વભાવ થાય છે, તેને તેવુંજ ફળ થયા કરે છે.

ઉત્તર—જો સ્વભાવથી છે તો તેનું છુટવું કે મળવું નથી થઈ શકતું. હા જેમ શુદ્ધ વસ્ત્રમાં નિમિત્તથી મેલ લાગે છે, તેને છોડાવવાના નિમિત્તથી છુટી પણ જાય છે એમ માનવું ઠીક છે.

પ્રશ્ન—સંયોગ વિના કર્મ પરિણામને પ્રાપ્ત થતું નથી. જેમ દૂધ અને ખટાઇના સંયોગ વિના દહીં નથી થતું, એજ પ્રકારે જીવ અને કર્મના યોગથી કર્મનું પરિણામ થાય છે.

ઉત્તર—જેમ દહીં અને ખટાઇનો મેળવનાર ત્રીજો હોય છે, તેમજ જીવોને કર્મોનાં ફળ સાથે મેળવનારો ત્રીજો ઇશ્વર હોવોજ જોઇયે, કેમકે જડ પદાર્થ સ્વયં નિયમથી સંયુકત નથી થતા, અને જીવ પણ અલ્પજ્ઞ હોવાથી સ્વયં પોતાનાં કર્મ ફળને પ્રાપ્ત નથી થઈ શકતો. એથી એ સિદ્ધ થયું કે ઇશ્વિરસ્થાપિત સૃષ્ટિક્રમ વિના કર્મ ફળ વ્યવસ્થા નથી રહી શકતી.

પ્રશ્ન—જે કર્મથી મુકત થાય છે તેજ ઇશ્વર કહેવાય છે.

ઉત્તર—જ્યારે અનાદિ કાળથી જીવ સાથે કર્મ લાગ્યાં છે તેનાથી જીવ મુકત કદી પણ નથી થઈ શકતો.

પ્રશ્ન—કર્મનો બન્ધ સાદિ છે.

ઉત્તર—જો સાદિ છે તો કર્મનો યોગ અનાદિ નહી, અને સંયોગની આદિમાં જીવ નિષ્કર્મ હશે અને જો નિષ્કર્મને કર્મ લાગી ગયું તો મુકતોને પણ લાગી જશે. અને કર્મકર્ત્તાનો સમવાય અર્થાત્ નિત્ય સમ્બંધ હોય છે તે કદી છુટતો નથી. એટલામાટે જેમ ૯ નવમાં સમુલ્લાસમાં લખી આવ્યા છિયે, તેમજ માનવું ઠીક છે. જીવ ચાહે તેટલું પોતાનું સ્વજ્ઞાન અને સામર્થ્ય વધારે, તો પણ તેમાં પરિમિત જ્ઞાન અને સસીમ સામર્થ્ય રહેશે; ઇશ્વરની સમાન કદી પણ થઈ શકતો નથી. હા જેટલું સામર્થ્ય વધારવું ઉચિત છે, તેટલું યોગથી વધારી શકે છે. અને જે જૈનિયોમાં આર્હત્ લોક દેહના પરિમાણથી જીવનું પણ પરિમાણ માને છે, તેમને પૂછવું જોઇયે કે જો એમ હોય તો હાથીનો જીવ કીડીમાં અને કીડીનો જીવ હાથીમાં કેમ સમાઈ શકશે? એ પણ એક મૂર્ખતાની વાત છે. કેમકે જીવ એક સૂક્ષ્મ પદાર્થ છે, જે એક પરમાણુમાં પણ રહી શકે છે, પરંતુ તેની શક્તિઓ શરીરમાં પ્રાણ, વિજળી અને નાડી આદિની સાથે સંયુકત થઇ રહે છે, તેનાથી સર્વ શરીરનું વર્ત્તમાન તે જાણે છે. સારા સંગથી સારો અને નઠારા સંગથી નઠારો થઈ જાય છે.

હવે જૈનિયો આ પ્રકારનો ધર્મ માને છે:—

**मूल- रे जीव भवदुहाइं इकं चिय हरइ जिणमयं धम्मं ।**
**इयराणं परमं तो सुहकप्पे मूढ मुसि ओसि ॥**

**प्रकरणरत्ना० भाग० २ । षष्ठी शतक० ६० । सूत्रांक० ३ ॥**

સંક્ષેપાર્થ—રે જીવ ! એકજ જિન મત શ્રીવીતરાગભાષિત ધર્મ, સંસાર સમ્બન્ધી જન્મ,

જરા, મરણાદિ દુઃખોનો હરણ કર્તા છે. એજ પ્રકારે સુદેવ અને સુગુરૂ પણ જૈન મતવાળાને જાણ વા. ઇતર જે વીતરાગ ઋષભદેવથી લઇને મહાવીર પર્યંત વીતરાગ દેવોથી ભિન્ન અન્ય હરી હર બ્રહ્માદિ કુદેવ છે, તેની પોતાનાં કલ્યાણાર્થે જે જીવ પૂજા કરે છે, તે સર્વે મનુષ્ય ઠગાયા ગયા છે.

આનો ભાવાર્થ એ છે કે જૈન મતના સુદેવ, સુગુરૂ તથા સુધર્મને છોડીને અન્ય કુદેવ કુગુરૂ તથા કુધર્મને સેવન કરવાથી કાંઈ પણ કલ્યાણ નથી થતું.

સમીક્ષક—હવે વિદ્વાનોએ વિચારવું જોઇયે કે કેવાં નિંદાયુકત એમનાં ધર્મનાં પુસ્તક છે?

**मूल— अरिहं देवो सुगुरु सुद्धं धम्मं च पञ्च नवकारो ।**
**धन्नाणं कयच्छाणं निरन्तरं वसइ हिययम्मि ॥**
**प्रक० भा० २। षष्ठी० ६० सू० १ ॥**

જે અરિહન્ દેવેંદ્રકૃત પૂજનાદિને યોગ્ય બીજો પદાર્થ ઉત્તમ કોઇ નથી એવો જે દેવોને દેવ શોભાયમાન અરિહન્ત દેવ જ્ઞાનક્રિયાવાન્ શાસ્ત્રોના ઉપદેષ્ટા શુદ્ધ કષાયમલ રહિત સમ્યક્ત્વ વિનય દયામૂલ શ્રીજિનભાષિત જે ધર્મ છે તેજ દુર્ગતિમાં પડનાર પ્રાણિયોનો ઉદ્ધાર કરવા વાળો છે. અને અન્ય હરિહરાદિના ધર્મ સંસારથી ઉદ્ધાર કરવાવાળા નથી. અને પંચ અરિહંતાદિક પરમેષ્ઠી તત્સંબંધી તેમને નમસ્કાર એ ચાર પદાર્થ ધન્ય છે અર્થાત્ શ્રેષ્ઠ છે; અર્થાત્ દયા, ક્ષમા, સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ જૈનોનો ધર્મ છે.

સમીક્ષક—જ્યારે મનુષ્ય માત્રપર દયા નહીં, તે ન તો દયા અને ન તો ક્ષમા, જ્ઞાનને બદલે અજ્ઞાનદર્શનઅંધેર અને ચારિત્રને બદલે ભૂખે મરવું, એ કઇ સારી વાત છે?

જૈનમતના ધર્મની પ્રશંસાઃ—

**मूल—जइन कुणसि तत्व चरणं न पढसि नगुणोसि देसि नो दाणम् ।**
**ताइत्तियं न सक्किसिजं देवो इक्क अरिहन्तो ॥ प्रक० भा० २ षष्ठी० सू०२ ॥**

હે મનુષ્યો! જો તું તપ ચારિત્ર નથી કરી શકતો, નથી સૂત્ર ભણી શકતો, નથી તો પ્રકરણાદિનો વિચાર કરી શકતો અને નથી તો સુપાત્રાદિને દાન દઈ શકતો તોપણ જો તું, દેવતા કે જે એક અરિહન્તજ છે તે અમોને આરાધનાને યોગ્ય, સુગુરૂ, સુધર્મ છે. એવા જૈન મતમાં શ્રદ્ધા રાખ. અને તેજ ઉદ્ધારનું કારણ છે.

સમીક્ષક—યદ્યપિ દયા અને ક્ષમા સારી વસ્તુ છે તથાપિ પક્ષપાતમાં ફસવાથી દયા અદય અને ક્ષમા અક્ષમા થઈ જાય છે. એનું પ્રયોજન એ છે કે "કોઇ પણ જીવને દુઃખ ન દેવું," એ વાત સર્વથા સંભવ નથી થઇ શકતી, કેમકે દુષ્ટોને દંડ દેવો પણ દયામાં ગણનીય છે, જો એક દુષ્ટને દંડ ન દેવામાં આવે તો સહસ્રો મનુષ્યોને દુઃખ પ્રાપ્ત થાય, એટલા માટે તે દયા અદયા અને ક્ષમા અક્ષમા થઇ જાય. એ તો ઠીક છે કે સર્વ પ્રાણિયોનાં દુઃખ નાશ અને

સુખની પ્રાપ્તિના ઉપાય કરવા દયા કહેવાય છે. કેવળ જળ ગાળીને પીવું, ક્ષુદ્ર જંતુઓનો બચાવવાજ દયા નથી કહેવાતી. કિંતુ આ પ્રકારની દયા જૈનિયોનું કથન માત્રજ છે. કેમકે તેમ વર્તતા નથી. ચાહે કોઇ પણ મતમાં કેમ ન હોય, તોપણ મનુષ્યાદિ ઉપર દયા કરીને તેનો અન્નપાનાદિથી સત્કાર કરવો અને બીજા મતના વિદ્વાનોનું માન્ય અને સેવા કરવી શું દયા નથી? જો એમની સાચી દયા હોય તો 'વિવેકસાર' પૃષ્ઠ ૨૨૧ માં જુઓ, શું લખ્યું છે? "એક. પરમતની સ્તુતિ" અર્થાત્ તેના ગુણનું કીર્તન કદી ન કર. બીજું "તેને નમસ્કાર" અર્થાત્ વંદના પણ ન કરવી. ત્રીજું "આલાપન" અર્થાત્ અન્ય મતવાળા સાથે થોડું બોલવું. ચોથું "સંલપન" અર્થાત્ તેની સાથે વારંવાર ન બોલવું. પાંચમું "તેમને અન્ન વસ્ત્રાદિ દાન" અર્થાત્ તેમને ખાવા પીવાની વસ્તુ પણ ન આપવી. છઠ્ઠું "ગંધપુષ્પાદિ દાન" અર્થાત્ અન્ય મતની પ્રતિમા પૂજનને માટે ગંધપુષ્પાદિ પણ ન આપવાં. એ છ યતના અર્થાત્ એ છ પ્રકારના કર્મોને જૈનિયો કદી ન કરે.

સમીક્ષક—હવે બુદ્ધિમાનોએ વિચારવું જોઇયે કે જૈનિયોની અન્ય મતવાળા મનુષ્યો પર કેટલી અદયા, કુદૃષ્ટિ, અને દ્વેષ છે. જ્યારે અન્યમતસ્થ મનુષ્યો પર એટલી અદયા છે તો પછી જૈનિયોને દયાહીન કહેવા સંભવ છે, કેમકે પોતાના ઘરવાળાઓનીજ સેવા કરવી, એ વિશેષ ધર્મ નથી કહેવાતો. તેના મતનાં મનુષ્ય તેનાં ઘરના સરખા છે એટલા માટે તેની સેવા અને અન્ય મતસ્થોની નહીં. પછી તેમને દયાવાન્ ક્યા બુદ્ધિમાન કહી શકશે?

વિવેક૦ પૃ૪૦ ૧૦૮ લખ્યું છે કે મથુરાના રાજાના નમુચી નામે દિવાનને જૈન મતવાળાએએ પોતાનો વિરોધી સમજીને મારી નાખ્યો અને આલોચણા (પ્રાયશ્ચિત્ત) કરીને શુદ્ધ થઈ ગયા. શું આ પણ દયા અને ક્ષમાનું નાશક કર્મ નથી? જ્યારે અન્ય મતવાળાઓની સાથે તેમનો પ્રાણ લેવા સુધીની વૈરબુદ્ધિ રાખે છે તો એમને દયાળુને બદલે હિંસક કહેવા એજ સાર્થક છે.

હવે સમ્યક્ત્વ દર્શનાદિનાં લક્ષણ આર્હત્ પ્રવચન સંગ્રહ પરમાગમનસારમાં કથિત છે. સમ્યક્ શ્રદ્ધાન, સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર, એ ચાર મોક્ષ માર્ગનાં સાધન છે, એની વ્યાખ્યા યોગદેવે કરી છે. જે રૂપથી જીવાદિ દ્રવ્ય અવસ્થિત છે તેજ રૂપથી જિન પ્રતિપાદિત ગ્રંથાનુસાર વિપરીત અભિનિવેશાદિરહિત જે શ્રદ્ધા અર્થાત્ જૈનમતમાં પ્રીતિ છે તે સમ્યક શ્રદ્ધાન અને સમ્યક દર્શન છે.

**रुचिर्जिनोक्त तत्वेषु सम्यक् श्रद्धानमुच्यते ।**

જિને કહેલાં તત્વોમાં સમ્યક્ શ્રદ્ધા કરવી જોઇએ અર્થાત્ અન્યત્ર ક્યાં નહીં.

**यथावस्थिततत्त्वानां संक्षेपाद्विस्तरेण वा ।**
**यो बोधस्तमत्राहुः सम्यग्ज्ञानं मनीषिणः ॥**

જે પ્રકારના જીવાદી તત્વ છે તેનો સંક્ષેપ કે વિસ્તારથી જે બોધ થાય છે તેનેજ બુદ્ધિમાનો સમ્યગ્જ્ઞાન કહે છે.

सर्वथाऽनवद्ययोगानां त्यागश्चारित्रमुच्यते।
कीर्त्तितं तदहिंसादिव्रतभेदेन पंचधा ॥
अहिंसासूनृतास्तेयब्रह्मचर्य्यापरिग्रहाः।

સર્વ પ્રકારે નિંદનીય અન્ય મત સંબંધનો ત્યાગ ચારિત્ર કહેવાય છે, અને અહિંસાદિ ભેદથી પાંચ પ્રકારના વ્રત છે. ૧. (અહિંસા) કોઈ પ્રાણિમાત્રને ન મારવો, ૨ (સૂનૃતા) પ્રિય વાણી બોલવી, ૩ (અસ્તેય) ચોરી ન કરવી. ચોથું બ્રહ્મચર્ય્ય–ઉપસ્થેન્દ્રિયનું સંયમન, અને પાંચમું (અપરિગ્રહ) સર્વ વસ્તુનો ત્યાગ કરવો. એમાં ઘણી ખરી વાતો સારી છે અર્થાત્ અહિંસા અને ચોરી આદિ નિંદનીય કર્મોનો ત્યાગ એ સારી વાત છે. પરંતુ એ સર્વ અન્યમતની નિન્દા કરવી આદિ દોષોથી સર્વ સારી વાતો પણ દોષયુક્ત થઈ ગઈ છે. જેમ પ્રથમ સૂત્રમાં લખ્યું છે કે અન્ય હરિહરાદિનો ધર્મ્મ, સંસારમાં ઉદ્ધાર કરવાવાળો નથી. શું એ થોડી નિન્દા છે, કે જેના ગ્રંથો જોવાથીજ પૂર્ણ વિદ્યા અને ધાર્મિકતા મળી આવે છે તેને બુરા કહેવા ? અને પોતાનાં મહા અસંભવ કે જે પૂર્વે લખી આવ્યા છીએ તેવી વાતોના કહેનારા પોતાના તીર્થંકરોની સ્તુતિ કરવી એ કેવલ હઠની વાત છે. ભલા વારુ, જો જૈની કોઈ ચારિત્ર ન કરી શકે, ન ભણી શકે, ન દાન દેવાનું સામર્થ્ય હોય, તોપણ "જૈન મત સાચો છે" એટલું કહેવાથીજ શું તે ઉત્તમ થઈ જાય? અને અન્ય મતસ્થ શ્રેષ્ઠ પણ અશ્રેષ્ઠ થઈ જાય? એવાં કથન કરનાર મનુષ્યોને ભ્રાન્ત અને બાળબુદ્ધિ ન કહેવામાં આવે તો પછી શું કહે ? એથી એજ વિદિત થાય છે કે એમના આચાર્ય સ્વાર્થી હતા, પૂર્ણ વિદ્વાન્ નહી, કેમકે જો સર્વની નિંદા ન કરત તો આવી જુઠી વાતોમાં કોઈ પણ ન ફસત, અને ન તેમનું પ્રયોજન સિદ્ધ થાત. જુઓ ! આ તો સિદ્ધ થાય છે કે જૈનિયોનો મત ડુબાડનાર અને વેદમત સર્વનો ઉદ્ધાર કરનાર હરિહરાદિ દેવ સુદેવ અને એમના ઋષભદેવાદિ સર્વ કુદેવ બીજા લોક કહે તો શું તેવુંજ એમને નઠારું નહી લાગશે ? વળી બીજી પણ એમના આચાર્ય અને માનનારાની ભૂલ જોઈ લ્યો.

मूल–जिणवर आणा भंगं उमग्ग उस्सुत्तले सदेसणउ।
आणा भंगं पावंता जिणमय दुक्करं धम्मम्॥

प्रक० भा० २ षष्ठीश० ६ सू० ११॥

ઉન્માર્ગ (તે માર્ગ) ઉત્સૂત્ર (તે સૂત્ર) લેશ દેખાડવાથી જે જિનવર–વીતરાગ તીર્થંકરોની આજ્ઞાનો ભંગ થાય છે, તે દુઃખનો હેતુ પાપ છે. જિનેશ્વરનો કહેલો સમ્યક્ત્વાદિ ધર્મ ગ્રહણ કરવો મહા કઠણ છે, એટલા માટે જે પ્રકારે તે આજ્ઞાનો ભંગ ન થાય તેમ કરવું જોઈયે.

સમીક્ષક—જે પોતાનાજ મોહડે પોતાની પ્રશંસા અને પોતાનાજ ધર્મને મોટો કહે અને બીજાની નિન્દા કરે તે મૂર્ખતાની વાત છે, કેમકે પ્રશંસા તેનીજ ઠીક છે કે જેની બીજા

વિદ્વાન્ કરે. પોતાના મોહોડે પોતાની પ્રશંસા તો ચોર પણ કરે છે, તો શું તે પ્રશંસનીય થઇ શકે છે? એજ પ્રકારે એમની પણ વાત છે.

**मूल–बहुगुण विज्झा निलयो उस्सुत्तमासी तहा विमुत्तव्वो**
**जहवर मणिजुत्तो बिहुविग्धकरो विसहरो लोए ॥**
**प्रक० भा० २ षष्ठी० सू० १८ ॥**

જેમ વિષધર સર્પમાં મણિ ત્યાગવા યોગ્ય છે તેમ જે જૈન મતમાં નથી તે ગમે તેટલો મોટો ધાર્મિક પંડિત હોય તોપણ તેને ત્યાગી દેવોજ જૈનિયોને ઉચિત છે.

સમીક્ષક—જુઓ! કેવી ભુલની વાત છે કે જો એમના ચેલા અને આચાર્ય વિદ્વાન્ હોત તો વિદ્વાનો સાથે પ્રેમ કરતે. પણ જ્યારે એમના તીર્થંકરો સુદ્ધાં અવિદ્વાન છે તો પછી વિદ્વાનોનું માન્ય કેમ કરે? શું સુવર્ણ કે જે મળ કે ધુળમાં પડેલું હોય તેને છોડી દે છે? એથી એ સિદ્ધ થયું કે જૈનિયો વિના, એવા બીજા કોણ પક્ષપાતી, હઠી, દુરાગ્રહી, વિદ્યાહીન હશે?

**मूल–अइ सयपा वियपा माधम्मि अपव्वे सुतो विपावरया।**
**न चलन्ति सुद्ध धम्मा धन्ना किविपाव पव्वे सु ॥**
**प्रक० भा० २। षष्ठी० सू० २९ ॥**

અન્યદર્શની કુલિંગી અર્થાત્ જૈનમત વિરોધી, તેમનું દર્શન પણ જૈનિયો ન કરે.

સમીક્ષક—બુદ્ધિમાન્ લોકો વિચારી લેશે કે આ કેવી પામરપણાની વાત છે? સત્ય તો એ છે કે જેનો મત સત્ય છે તેને કોઇનો ભય નથી હોતો, પણ એમના આચાર્ય જાણુત હતા કે અમારા મતમાં પોલંપોલ છે. જો અન્યને સંભળાવીશું તો ખણ્ડન થઇ જશે. એટલા માટે સર્વની નિન્દા કરો અને મૂર્ખ જનોને ફસાવો!

**मूल–नामं पितस्सअ सुहं जेणनिदिठाइ मिच्छपव्वाइ ।**
**जेसिं अणुसंगा उधम्मीणविहोई पावमई ॥**
**प्रक० भा० २। षष्ठी० ६ सूत्र० २७ ॥**

જે જૈનધર્મથી વિરૂદ્ધ ધર્મ છે તે સર્વે મનુષ્યોને પાપી કરનારા છે. એટલામાટે કોઇનો અન્યધર્મન માનીને જૈનધર્મનેજ માનવો શ્રેષ્ઠ છે.

સમીક્ષક—આથી એ સિદ્ધ થાય છે કે સર્વ સાથે વેર, વિરોધ, નિન્દા, અને ઇર્ષ્યા આદિ દુષ્ટ કર્મરૂપ સાગરમાં ડુબાડનારો જૈનમાર્ગ છે. જેવા જૈનિયો સર્વના નિંદક છે તેવા કોઇ પણ બીજા મતવાળા મહાનિંદક અને અધર્મી ન હશે. શું એક તરફથી સર્વની નિન્દા અને પોતાની અતિ પ્રશંસા કરવી એ શઠ મનુષ્યોની વાતો નથી? વિવેકી લોક તો, ચાહે કોઇ પણ મતના હોય પણ તેમાં સારાને સારો અને નઠારાને નઠારો કહે છે.

मूल—हाहा गुरु अअ कज्जं सामीनहु अच्छिकस्स पुक्करिमो ।
कह जिण वयण कहमुगुरु सावया कहइय अकज्जं ॥
प्रक० भा० २ । षष्ठी० सू० ३५ ॥

સર્વજ્ઞભાષિત જિન વચન, જૈનના સુગુરૂ, અને જૈન ધર્મ ક્યાં? અને તેનાથી વિરૂદ્ધ કુગુરૂ અન્યમાર્ગોના ઉપદેશક ક્યાં? અર્થાત અમારા સગુરૂ, સુદેવ સુધર્મ, અને અન્યના કુગુરૂ, કુદેવ, કુધર્મ છે.

સમીક્ષક—આ વાત બોર વેચનારી (દેહી) ના જેવી છે. જેમ તે પોતાનાં ખાટાં બોરને મીઠાં અને બીજાનાં મીઠાંને ખાટાં અને નકામાં દેખાડે છે, એવાજ પ્રકારની આ જૈનિયોની વાતો છે. એ લોક પોતાના મતથી ભિન્નમતસ્થોની સેવામાં મહા અકાર્ય અર્થાત્ પાપ ગણે છે.

मूल—सप्पो इक्कं मरणं कुगुरु अणंता इदेइ मरणाई ।
तोवरि सप्पं गहियुं मा कुगुरु सेवणं भद्रम् ॥
प्रक० भा० २ । सू० ३७ ॥

જેમ પ્રથમ લખી આવ્યા કે સર્પમાં મણિનો પણ ત્યાગ કરવો ઉચિત છે તેમ અન્યમાર્ગિયોમાં શ્રેષ્ઠ ધાર્મિક પુરૂષોનો પણ ત્યાગ કરી દેવો. હવે તેથી પણ વિશેષ નિંદા અન્યમતસ્થોની કરે છે. જૈન મતથી ભિન્ન સર્વ કુગુરૂ અર્થાત્ તે સર્પથી પણ ભુંડા છે. તેમનાં દર્શન, સેવા, કે સંગ કદી પણ ન કરવો જોઇયે, કેમકે સર્પના સંગથી એક વાર મરણ થાય છે અને અન્યમાર્ગી કુગુરૂઓના સંગથી અનેક વાર જન્મ મરણમાં પડવું પડે છે, એટલા માટે હે ભદ્ર! અન્યમાર્ગિયોના ગુરૂઓ પાસે ઉભા પણ ન રહેવું. કેમકે જો તું અન્યમાર્ગિયોની કાંઇ પણ સેવા કરશે તો દુઃખમાં પડશે.

સમીક્ષક—જુઓ! આ જૈનિયોની સમાન કઠોર, ભ્રાન્ત, દ્વેષી, નિંદક, ભુલમાં પડેલા અન્ય મતવાળા કોઇ પણ ન હશે. એમણે તો મનથી એજ વિચાર્યું છે કે જો અમે અન્યની નિંદા અને પોતાની પ્રશંસા નહિ કરીએ તો અમારી સેવા અને પ્રતિષ્ઠા નહિ થાય પરંતુ એ વાત એમના દુર્ભાગ્યની છે, કેમકે જ્યાંસુધી ઉત્તમ વિદ્વાનોનો સંગ અને સેવા નહિ કરે ત્યાંસુધી એમને યથાર્થ જ્ઞાન અને સત્યધર્મની પ્રાપ્તિ કદી પણ થશે નહિ એટલા માટે જૈનિયોને ઉચિત છે કે પોતાની વિદ્યાવિરૂદ્ધ મિથ્યા વાતો છોડી, વેદોક્ત સત્ય વાતોનું ગ્રહણ કરે, તો તેમને માટે મહા કલ્યાણની વાત છે.

मूल—किं भणिमो किं करिमो ताण हयासाण धिठदुठाणं ।
जेदंसि ऊण लिंगं खिवन्ति नरयम्मि मुद्धजणं ॥
प्रक० भा० २ । षष्ठी० सू० ४० ॥

જેની કલ્યાણની આશા નષ્ટ થઈ ગઇ, ઘૃણિત, નઠારાં કામ કરવામાં અતિ ચતુર દુષ્ટદોષ વાળાને શું કહેવું? અને શું કરવું? કેમકે જો તેનો ઉપકાર કરો તો તે ઉલ્ટો તેનોજ નાશ કરે. જેમ કોઈ દયા કરીને આંધળા સિંહની આંખ ઉઘાડવા જાય તો તેનેજ ખાઈ લે, તેમજ કુગુરૂ અર્થાત્ અન્યમાર્ગિયોનો ઉપકાર કરવો એ પોતાનો નાશ કરી લેવા જેવું સમાન છે, અર્થાત્ તેમનાથી સદા દૂરજ રહેવું.

સમીક્ષક—જેમ જૈનિયો વિચારે છે તેમ બીજા મતવાળા પણ વિચારે તો જૈનિયોની કેટલી દુર્દશા થાય? અને વળી તેમનો કોઇ, કોઈ પણ પ્રકારનો ઉપકાર ન કરે તો તેમના ઘણાં ખરાં કામો નષ્ટ થઇને કેટલું દુઃખ પ્રાપ્ત થાય? એવું અન્યને માટે જૈનિયો કેમ નથી વિચારતા?

**मूल–जहजह तुट्टई धम्मो जहजह दुठाण होय अइउदउ ।**
**समदिठिजियाण तहतह उल्लसइस मत्तं ॥**
**प्रक० भा० २ । षष्ठी० सू० ४२**

જેમ જેમ દર્શનભ્રષ્ટ નિહ્નવ, પાચ્છતા, ઉસન્ના, તથા કુસીલિયાદિક અને અન્ય દર્શની ત્રિદણ્ડી, પરિવ્રાજક, તથા વિપ્રાદિક, દુષ્ટ લોકોનું અતિશય બળ, સત્કાર, પૂજનાદિક થાય, તેમ તેમ સમ્યગ્દૃષ્ટી જીવોનું સમ્યક્ત્વ વિશેષ પ્રકાશિત થાય, એ મોટું આશ્ચર્ય છે.

સમીક્ષક—હવે જુઓ! શું આ જૈનિયોથી અધિક ઈર્ષ્યા, દ્વેષ, વૈરબુદ્ધિ યુક્ત બીજા કોઈ હશે? હા અન્યમતમાં પણ ઇર્ષ્યા, દ્વેષ છે, પરંતુ જેટલાં આ જૈનિયોમાં છે, તેટલાં કોઇમાં નથી. અને એ દ્વેષજ પાપનું મૂળ છે તેટલા માટે જૈનિયોમાં પાપાચાર કેમ ન હોય?

**मूल–संगो विजाण अहिउते सिंधम्माइ जे पकुव्वन्ति ।**
**मुत्तूण चोरसंगं करन्तिते चोरियं पावा ॥**
**प्रक० भा० २ । षष्ठी० सू० ७५ ॥**

એનું મુખ્ય પ્રયોજન એટલુંજ છે કે જેમ મૂઢ જન ચોરના સંગથી, નાસિકા છેદાદિ દંડથી ભય નથી પામતો. તેમ જૈનમતથી ભિન્ન ચોર ધર્મોમાં સ્થિત જન પોતાનાએ કલ્યાણથી ભય નથી કરતો.

સમીક્ષક—જે જેવો મનુષ્ય હોય છે તે પ્રાયઃ પોતાજ જેવા બીજાને સમજે છે. શું એ વાત સત્ય થઇ શકે છે કે અન્ય સર્વ ચોરમત અને જૈનનો સાહુકાર મત છે? જ્યાંસુધી મનુષ્યમાં અતિ અજ્ઞાન અને કુસંગથી ભ્રષ્ટ બુદ્ધિ થાય છે ત્યાંસુધી અન્યોની સાથે અતિ ઈર્ષ્યા, દ્વેષાદિ દુષ્ટતા નથી છોડતા. જેવો જૈન મત પરાયો [illegible]ષી છે એવો અન્ય કોઇ નથી.

**मूल–जच्छ पसुमहिसळरका पव्वंहो मन्ति पावन वमीए ॥**

पूअन्तितपि सद्धाह्म हीं लावी परायस्स ॥

प्रक० भा० २। षष्ठी० सू० ७६ ॥

પૂર્વ સૂત્રમાં જે મિથ્યાત્વી અર્થાત જૈનમાર્ગ ભિન્ન સર્વમિથ્યાત્વી, અને પોતે સમ્યક્ત્વી અર્થાત્ અન્ય સર્વ પાપી, જૈનિગો સર્વ પુણ્યાત્મા; એટલામાટે જે કોઇ મિથ્યાત્વીના ધર્મનું સ્થાપન કરે તે પાપી છે.

સમીક્ષક—જેમ અન્યના સ્થાનોમાં ચામુણ્ડા, કાલિકા, જ્વાલા, પ્રમુખની આગળ પાપનૌમી અર્થાત્ દુર્ગાનૌમી તીથી આદિ સર્વ નઠારાં છે, તેમ શું તમારાં પજુસણ આદિ વ્રત નઠારાં નથી કે જેનાથી મહાકષ્ટ થાય છે? અહીં વામમાર્ગિયોની લીલાનું ખંડન તો ઠીક છે. પરંતુ જે શાસન દેવી અને મરૂત દેવી આદિને માને છે, તેનું ખણ્ડન સાથે કર્યું હોત સારૂ થાત. જો કહો કે "અમારી દેવી હિંસક નથી" તો એમનું કહેવું મિથ્યા છે, કેમકે શાસનદેવીએ એક પુરૂષ અને બીજા બકરાની આંખો કહાડી લીધી હતી. પુનઃ તે રાક્ષસી અને દુર્ગાકાલિકાની સગી બહેન કેમ નહીં? અને વળી પોતાના પચ્ચખાણ આદિ વ્રતોને અતિશ્રેષ્ઠ અને નૌમી આદિને દુષ્ટ કહેવાં એ મૂઢતાની વાત છે, કેમકે બીજાના ઉપવાસોની તો નિન્દા અને પોતાના ઉપવાસોની સ્તુતિ કરવી એ મૂર્ખતાની વાત છે. હા, જે સત્યભાષણાદિ વ્રત ધારણ કરવાં છે, તે તો સર્વને માટે ઉત્તમ છે. પણ જૈનિયો અને અન્ય કોઇના ઉપવાસ સત્ય નથી.

मूल—चेसाणवंदियाणय माहणडुं बाणजर कसीरकाणम्

भत्ताभर कठाणं वियाणं जन्ति दूरेणं ॥

प्रक० भा० २। षष्ठी० सू० ८२ ॥

એનું મુખ્ય પ્રયોજન એ છે કે જે વેસ્યા, ચારણ, ભાટાદિ લોકો, બ્રાહ્મણ, યક્ષ, ગણેશાદિની મિથ્યાદષ્ટિ દેવી આદિ દેવતાઓના ભકત છે, જે એના માનનારા છે તે સર્વ ડુબનાર અને ડુબાવનારા છે, કેમકે તેમનીજ પાસે તે સર્વ વસ્તુઓ છે, તેને માને છે અને વીતરાગ પુરૂષોથી દૂર રહે છે.

સમીક્ષક—અન્ય માર્ગિયોના દેવતાઓને જુઠા કહેવા અને પોતાના દેવતાઓને સાચા કહેવા એ કેવળ પક્ષપાતની વાત છે. અને વળી અન્ય વામમાર્ગિયોની દેવી આદિનો નિષેધ કરે છે પરંતુ જે શ્રાદ્ધ દિન કૃત્યના પૃષ્ઠ ૪૬ માં લખ્યું છે કે શાસન દેવિયે રાત્રિયે ભોજન કરવાને કારણે એક પુરૂષને થપડાક મારી, તેની આંખો કહાડી નાંખી, તેને બદલે બકરાની આંખ કહાડીને તે મનુષ્યને લગાડી દીધી તો પછી તે દેવીને હિંસક કેમ નથી માનતા? રત્નસાગર ભાગ ૧ પૃષ્ઠ ૬૧ માં જુઓ શું લખ્યું છે? મરૂતદેવી પથિકાને પત્થરની મૂર્ત્તિ થઇને સહાય કરતી હતી, તેને પણ તેવી કેમ નથી માનતા?

मूल—किंसोपि जणणि जाओ जाणो जणणी इकिं अगोविद्धिं ॥

**जइमिच्छरओ जाओ गुणे सुत मच्छरं वहइ ॥**

**प्रक० भा० २ । षष्ठी० सू० ८१ ॥**

જે જૈનમત વિરોધી મિથ્યાત્વી—અર્થાત મિથ્યાધર્મવાળા છે તે કેમ જન્મ્યા? જો જન્મ્યા તો ઉછર્યા કેમ? અર્થાત્ શીઘ્રજ નષ્ટ થાત તો સારૂં હતું.

**સમીક્ષક**—જુઓ! એમના વીતરાગ ભાષિત દયા ધર્મ અન્યમતસ્થોનું જીવન પણ નથી ઇચ્છતા. કેવળ એમનો દયા ધર્મ કથન માત્ર છે અને જે છે તે ક્ષુદ્ર જીવો પશુઓને માટે છે. જૈનથી ભિન્ન મનુષ્યોને માટે નથી.

**मूल—सुद्दे मग्गे जाया सुहेण मच्छन्ति सुद्धिमग्गम्मि ।**

**जे पुणअमग्गजाया मग्गे गच्छन्ति तं चुप्पं ॥**

**प्रक० भा० २ । षष्ठी० सू० ८२ ॥**

એનું મુખ્ય પ્રયોજન એ છે કે જે જૈનકુળમાં જન્મ લઈને મુક્તિએ જાય તે કાંઈ આશ્ચર્ય નથી, પરંતુ જૈન ભિન્નકુળમાં જન્મેલા મિથ્યાત્વી અન્યમાર્ગી મુક્તિને પ્રાપ્ત થાય તેમાં મહા આશ્ચર્ય છે, એનો ફલિતાર્થ એ છે કે જૈનમતસ્થોજ મુક્તિયે જાય છે અન્ય કોઈ નહીં; જે જૈનમતનું ગ્રહણ નથી કરતા તે નરક ગામી છે.

સમીક્ષક—શું જૈનમતમાં કોઈ દુષ્ટ કે નરક ગામી નથી થતો? સર્વગાજ મુક્તિયે જાય છે અને અન્ય કોઈ નહીં? શું એ ઉન્મતપણાની વાત નથી? ભોળા મનુષ્યો વિના એવી વાત કોણ માની શકે છે?

**मूल— तिच्छराणं पूआसंमत्तगुणाणकारिणी भणिया ।**

**सावियमिच्छत्तयरी जिण समये देसिया पूआ ॥**

**प्रक० भा० २ । षष्ठी० सू० ९० ॥**

અર્થ—એક જિન મૂર્તિયોની પૂજા સાર અને એનાથી ભિન્ન માર્ગિયોની પૂજા અસાર છે. જે જૈનમાર્ગિની આજ્ઞા પાળે છે, તે તત્વજ્ઞાની, અને જે નથી પાળતા તે તત્વજ્ઞાની નહીં.

સમીક્ષક—વાહ જી! શું કહેવું?! શું તમારી મૂર્તિ પાષાણાદિ જડ પદાર્થોની નથી? જેવી કે વૈષ્ણવાદીની છે. જેવી તમારી મૂર્તિપૂજા મિથ્યા છે તેવીજ વૈષ્ણવાદિની પણ મિથ્યા છે. જો તમે તત્વજ્ઞાની બનો છો અને અન્યને અતત્વજ્ઞાની બનાવો છો, તો એથી વિદિત થાય છે કે તમારા મતમાં તત્વજ્ઞાન નથી.

**मूल— जिण आणा एधम्मो आणारहि आण फुडं अहमुत्ति ।**

**इयमुणि ऊण यतत्तं जिण आणाए कुणहु धम्मं ॥**

**प्रक० भा० २। षष्ठी० सू० ९२ ॥**

જે જિનદેવની આજ્ઞા દયા ક્ષમાદિ ધર્મ છે તેનાથી અન્ય સર્વ આજ્ઞાઓ અધર્મ છે.

સમીક્ષક—આ કેટલી મોટી અન્યાયની વાત છે. શું જૈન મતથી ભિન્ન કોઇ પણ પુરૂષ સત્યવાદી, ધર્માત્મા નથી? શું તે ધાર્મિક જનને ન માનવો જોઇયે? હા, જો જૈનમતસ્થ મનુષ્યનાં મુખ જીહ્વા, ચામડાના ન હોત અને અન્યના જો ચામડાના હોત તો એ વાત ઘટી શકતી હતી. આ પ્રમાણે પોતાનાંજ મતના ગ્રંથ વચન અને સાધુ આદિની એવી મોટી બડાઇ છે કે જાણે ભાટોના મોટા ભાઇજ જૈન લોક બની રહ્યા છે.

**मूल- वन्नेमिनारया उविजसिन्दुरकाइ संभरंताणम् ।**

**भव्वाण जणइहरिहररिद्धि समिद्धि विउद्धोसं ॥**

**प्रक० भा० २ । षष्टी० सू० ९९ ॥**

એનું મુખ્ય તાત્પર્ય્ય એ છે કે જે હરિહરાદિ દેવોની વિભુતિ છે, તે નરકનો હેતુ છે, તેને જોઇને જૈનીઓનાં રોમાંચ ઉભાં થઇ જાય છે. જેમ રાજાજ્ઞા ભંગ કરવાથી મનુષ્ય મરણ પર્ય્યંત દુ:ખ પામે છે, તેમ જિનેન્દ્ર આજ્ઞાભંગથી કેમ જન્મમરણ દુ:ખ નહી પામશે?

સમીક્ષક—જુઓ! જૈનિયોના આચાર્ય્યાદિની માનસિક વૃત્તી અર્થાત્ ઉપરના કપટ અને ઢોંગની લીલા, સાથે હવે તો એમની અંદરની પણ ઉઘડી ગઇ. હરિહરાદિ અને તેમના ઉપાસકોના ઐશ્વર્ય અને વૃદ્ધિને તેઓ દેખી પણ નથી શકતા. તેમનાં રોમાંચ એટલા માટેજ ઉભાં થાય છે કે બીજાની ચઢતી કેમ થઇ? બહુધા એમજ ચાહતા હશે કે એમનું સર્વ ઐશ્વર્ય્ય અમને મળી જાય અને એ દરિદ્રી થઇ જાય, તો સારૂ. અને રાજાની આજ્ઞાનું દૃષ્ટાન્ત એટલા માટે આપે છે કે એ જૈનિયો રાજ્યના મોટા ખુશામદી જુઠા અને બ્હીકણ છે, શું જુઠી વાત પણ રાજાની માની લેવી જોઇએ? જો ઇર્ષ્યાદ્વેષી જોઇએ તો જૈનિયોથી વધારે બીજા કોઇ પણ ન હશે.

**मूल-जो देइ सुद्धधम्मं सो परमप्पा जयम्मि नहु अन्नो ।**

**किं कप्पदुम्म सरिसो इयरतरु होइक इयावि ॥**

**प्रक० भा० २ । षष्टी० सू० १०१ ॥**

તે મૂર્ખ લોક છે જે જૈન ધર્મથી વિરૂદ્ધ છે. અને જે જિનેંદ્ર ભાષિત ધર્મોપદેષ્ટા સાધુ કે ગૃહસ્થ અથવા ગ્રંથકર્ત્તા છે તે તીર્થંકરોના તુલ્ય છે, તેના તુલ્ય કોઇ પણ નથી.

સમીક્ષક—કેમ નહી હોય. જો જૈનિયો છોકરબુદ્ધિ ન હોત તો એવી વાતો કેમ માની બેસત? જેમ વેશ્યા પોતાના વિના અન્યની સ્તુતિ નથી કરતી તેમજ એ વાત પણ દેખાય છે.

**मूल-जे अमुणि अगुण दोषाते कह अवुहाण न्हुन्तिनमझच्छा ।**

**अहते विन्हुम झच्छाता विसअमि आण तुल्लत्तं ॥**

**प्रक० भा० २ । षष्टी० सू० १०२ ॥**

જિનેંદ્રદેવ તદુક્ત સિદ્ધાંત અને જીનમતના ઉપદેષ્ટાઓનો ત્યાગ કરવો જૈનિયોને ઉચિત નથી.

સમીક્ષક—આ જૈનિયોની હઠ પક્ષપાત અને અવિદ્યાના ફળ વિના બીજું શું છે? કિંતુ જૈનિયોની થોડિક વાતો છોડીને અન્ય સર્વ ત્યક્તવ્ય છે, જેની કાંઇ થોડીક પણ બુદ્ધિ હશે, તે જો જૈનિયોના દેવ સિદ્ધાંત ગ્રંથ અને ઉપદેષ્ટાઓને જુએ, સાંભળે, વિચારે, તો તેજ સમયે નિસ્સંદેહ છોડી દેશે.

**मूल–वयणे विसुगुरुजिणवल्लहस्सके सिन्न उल्लस इसम्मं ।**

**अहकहदिण मणितेयं उलुआणंहरइ अन्धत्तं ॥**

**प्रक० भा० २ । षष्ठी० सूत्र० १०८ ॥**

જે જૈનવચનને અનુકુળ ચાલે છે તે પૂજનીય અને જે વિરૂદ્ધ ચાલે છે તે અપૂજનીય છે. એટલે જૈન ગુરૂઓને માનવા અર્થાત્ અન્યમાર્ગિયોને ન માનવા.

સમીક્ષક—જો જૈનિયો અન્ય અજ્ઞાનિયોને પશુવત્ ચેલા કરીને ન બાંધત તો તેમની જાળમાંથી છૂટા રહીને પોતાની મુક્તિનાં સાધન શોધીને જન્મ સફળ કરી લેત. વારૂં તમને જો કોઇ કુમાર્ગી, કુગુરૂ, મિથ્યાત્વી અને કૂપદેષ્ટા કહે તો તમને કેટલું દુઃખ લાગે? તેમજ તમે અન્યને દુઃખદાયક છો તે ઉપરથી તમારા મતમાં અસાર વાતો ઘણીજ ભરેલી છે. તે સ્પષ્ટ દેખાય છે.

**मूल–तिहुअण जणं मरंतं दठूग निअन्तिजेन अप्पाणं ।**

**विरमंतिन पावा उधिद्धी धिठत्तणं ताणम् ॥**

**प्रक० भा० २ । षष्ठी० सू० १०९ ॥**

જો મૃત્યુપર્યન્ત દુઃખ હોય તો પણ કૃષી વ્યાપારાદિ કર્મ જૈન લોક ન કરે, કેમકે એ કર્મ નરકમાં લઇ જનારાં છે.

સમીક્ષક—હવ કોઇ જૈનિયોને પૂછે કે તમે વ્યાપારાદિ કર્મ કેમ કરો છો? એ કર્મોને કેમ નથી છોડી દેતા? જો તે છોડી દો તો તમારા શરીરનું પાલન પોષણ પણ નહીં થઇ શકે. અને જો તમારા કહેવાથી સર્વ લોક જૈન બની છોડી દે તો પછી તમે શી વસ્તુ ખાઇને જીવશો? તથા જ્યારે કૃષી કર્મ નરકમાં તમને લઇ જનાર છે, તો તેજ કૃષી કર્મથી ઉત્પન્ન થતું અન્ન પેટમાં ચાંપ્યાથી નરકગામી કેમ નહી થાઓ? એવા અત્યાચારના ઉપદેશ કરવા સર્વથા વ્યર્થ છે. શું કરે બિચારા વિદ્યા, સત્સંગ વિના જે મનમાં આવ્યું તે બકી દીધું.

**मूल–तइया हमाण अहमा कारण रहिया अनाण गव्वेण ।**

**जेजंपन्ति उशुत्तं ते सिंदिद्धिछपंमिच्चं ॥**

**प्रक० भा० २ । षष्ठी० सू० १२१ ॥**

જે જૈનાગમથી વિરૂદ્ધ શાસ્ત્રોના માનનારા છે, તે અધમાધમ છે, ચાહે કોઇ પ્રયોજન પણ

સિદ્ધ થતું હોય તોપણ જૈનમતથી વિરૂદ્ધ ન બોલે ન માને. તેમ ચાહે કોઇ પ્રયોજન સિદ્ધ થતું હોય તોપણ અન્ય મતને તો ત્યાગ કરી દે.

સમીક્ષક—તમારા મૂળ પુરૂષોથી લઇને આજ પર્યંત જેટલા થઈ ગયા અને થશે, તેમણે અન્ય મતને ગાળિપ્રદાન વિના અન્ય કાંઇ પણ બીજી વાત નથી કરી અને નથી કરવાના. ભલા વારૂ, જ્યાં જ્યાં જૈનિયો પોતાનું પ્રયોજન સિદ્ધ થતું જુએ છે ત્યાં ત્યાં ચેલાના પણ ચેલા બની જાય છે, તો પછી આવી મિથ્યા લાંબી પોહોળી વાતોને હાંકવામાં જરા પણ લજ્જા તેમને ન આવી એ મહા શોકની વાત છે.

**मूल—जंबीर जिणस्सजिओ मिरई उस्सुत्तले सदेसणओ ।**
**सागर कोडा कोडिहिं मइ अइ भी भवरणे ॥**
**प्रक० भा० २ । षष्ठी० सू० १२२ ॥**

જો કોઇ એમ કહે કે જૈન સાધુઓમાં ધર્મ છે, અમારા અને અન્યમાં પણ ધર્મ છે તો તે મનુષ્ય ક્રોડાન્ ક્રોડ વર્ષ પર્યંત નરકમાં રહીને પાછો પણ નીચ જન્મ પામે છે.

સમીક્ષક—વાહ રે ! વાહ !! વિદ્વાનોના શત્રુઓ, તમે એજ વિચાર્યું હશે કે અમારાં મિથ્યા વચનોનું કોઈ ખણ્ડન ન કરે, એટલા માટે આ ભયંકર વચન લખ્યું છે તે અસંભવ છે. હવે ક્યાંસુધી તમને સમજાવિયે, તમે તો જૂઠી નિંદા અને અન્યમતો સાથે વૈર, વિરોધ કરવાપરજ કટીબદ્ધ થઇને પાપોનું પ્રયોજન સિદ્ધ કરવું એતો મોહન ભોગ સમાન સમજી લીધું છે.

**मूल—दूरे करणं दूरम्मि साहूणं तहय भावणा दूरे ।**
**जिणधम्म सद्दहाणं पितिर कदुरकाइ निठवइ ॥**
**प्रक० भा० २ । षष्ठी० सूत्र० १२७ ॥**

જે મનુષ્યથી જૈનધર્મનું કાંઇ પણ અનુષ્ઠાન ન થઈ શકે તોપણ જે જૈનધર્મ સાચો છે, અન્ય કોઈ નથી; એટલી શ્રદ્ધા માત્રથી દુ:ખને તરી જાય છે.

સમીક્ષક—વાહ, આથી અધિક મૂર્ખોને પોતાની મતજાળમાં ફસાવવાની બીજી કઇ વાત હશે ? કેમકે કાંઇ કર્મ ન કરવાં પડે અને મુક્તિતો થઇજ જાય ! એવો ભોન્દૂમત કયો હશે ?

**मूल—कइया होही दिवसो जइया सुगुरूण पायमूलम्मि ।**
**उस्सुत्त समिसलवर हिलेओनिसुणे सुजिणधम्मं ॥**
**प्रक० भा० २ । षष्ठी० सू० १२८ ॥**

જો મનુષ્ય છું તો જિનાગમ અર્થાત્ જૈનના શાસ્ત્રોને સાંભળીશ ઉત્સૂત્ર અર્થાત્ અન્ય મતના ગ્રંથોને કદી પણ ન સાંભળીશ, એટલી ઇચ્છા કરે તો તે એટલી ઇચ્છા માત્રથીજ દુ:ખસાગરથી તરી જાય છે.

સમીક્ષક—એ પણ વાત ભોળા મનુષ્યોને ફસાવવા માટે છે, કેમકે એ પૂર્વોક્ત ઇચ્છાથી અહીંના દુ:ખસાગરથી પણ નથી તરતો અને પૂર્વ જન્મના પણ સંચિત પોતાના દુ:ખરૂપી ફળ ભોગ્યા વિના નથી છુટી શકતો. જો એવી એવી જુઠી અર્થાત્ વિદ્યાવિરૂદ્ધ વાત ન લખતે તો એમના અવિદ્યારૂપી ગ્રંથોને વેદાદિ શાસ્ત્ર જોઈ સાંભળી, સત્યાસત્ય જાણીને તેમનું પોકળ જોઇને છોડી દેત; પરંતુ એવા જકડીને એ અવિદ્વાનોને બાંધ્યા છે કે હવે એ જાળથી કોઇએક બુદ્ધિમાન સત્સંગી ચાહે તો છુટી શકે તો તે સંભવ છે, પરંતુ અન્ય જડ બુદ્ધિયોનું છુટવું તો અતિ કઠણ છે.

**मूल—जह्म जेणं हंभणियं सुयववहारं विसोहियंतस्स ।**

**जायइ विसुद्ध बोही जिणआणा राह गत्ताओ ॥**

**प्रक० भा० षष्ठी० सू० १३८ ॥**

જે જિનાચાર્યોએ કહેલાં સૂત્ર નિરૂક્તિ વૃત્તિ ભાષ્યચૂર્ણી માને છે, તેજ શુભ વ્યવહાર અને દુ:સહ વ્યવહારના કરવાથી ચારિત્રયુક્ત થઇને સુખને પ્રાપ્ત થાય છે અન્ય મતનાં ગ્રંથ જોવાથી નહીં

સમીક્ષક—શું અત્યંત ભૂખે મરવું આદિ કષ્ટ સહન કરવાને ચારિત્ર કહે છે? જો ભુખા કરવાને તરસ્યા મરવું આદિજ ચારિત્ર છે, તો ઘણાં મનુષ્યો દુકાળ પ્રસંગે કે જેને અન્નાદિ નથી મળતાં અને ભુખે મરે છે તે શુદ્ધ થઇને શુભ ફળોને પ્રાપ્ત થવાં જોઇયે. પણ ન તો તે શુદ્ધ થાય અને ન તમે પણ. કિંતુ પિત્તાદિના પ્રકોપથી રોગી થઇને સુખને બદલે દુ:ખ પ્રાપ્ત થાય છે. ધર્મ તો ન્યાયાચરણ. બ્રહ્મચર્ય, સત્યભાષણાદિ છે. અને અસત્યભાષણ, અન્યાયાચરણાદિ પાપ છે. અને સર્વ સાથે પ્રીતિપૂર્વક પરોપકારાર્થ વર્તવું એ શુભ ચરિત્ર કહેવાય છે. જૈનમતસ્થોનું ભુખ્યા તરસ્યા રહેવું આદિ એ ધર્મ નથી, એ સૂત્રાદિને માનવાથી થોડાક સત્યને અને અધિક જુઠાંને પ્રાપ્ત થઇને દુ:ખ સાગરમાં ડૂબે છે.

**मूल—जइजाणसि जिणनाहो लोयायो राविपरकएभूओ ।**

**तातंतं मन्नंतो कहमन्नसि लोअ आयारं ॥**

**प्रक० भा० २ । षष्ठी० सू० १४८ ॥**

જે ઉત્તમ પ્રારબ્ધવાન્ મનુષ્ય થાય છે, તેજ જૈન ધર્મનું ગ્રહણ કરે છે અર્થાત્ જે જૈન ધર્મનું ગ્રહણ નથી કરતા તેમનું પ્રારબ્ધ નષ્ટ છે.

સમીક્ષક—શું એ વાત ભુલની અને જુઠી નથી? શું અન્યમતમાં શ્રેષ્ઠ પ્રારબ્ધી અને જૈનમતમાં નષ્ટ પ્રારબ્ધી કોઇ પણ નથી? અને વળી જે એમ કહ્યું કે સાધર્મી અર્થાત્ જૈન ધર્મવાળા આપસમાં કલેશ ન કરે કિન્તુ પ્રીતિપૂર્વક વર્ત્તે, એથી એ વાત સિદ્ધ થાય છે કે બીજા ની સાથે કલહ (કલેશ) કરવામાં જૈનિયો બુરાઇ નહીં માનતા હશે, એ પણ એમને વાત

અયુક્ત છે. કેમકે સજ્જન પુરૂષ સજ્જનોની સાથે પ્રેમ કરીને અને દુષ્ટોને શિક્ષા દઇને તેમને સુશિક્ષિત કરે છે. અને જે એમ લખ્યું કે બ્રાહ્મણ, ત્રિદંડી, પરિવ્રાજકાચાર્ય—અર્થાત્ સન્યાસી, અને તાપસાદિ અર્થાત્ વૈરાગી આદિ સર્વ જૈનમતના શત્રુ છે. હવે જુઓ કે સર્વને શત્રુભાવથી જુએ છે અને નિંદા કરે છે તો જૈનિયોની દયા અને ક્ષમારૂપ ધર્મ કયાં રહ્યો ? કેમકે જ્યારે અન્યપર દ્વેષ રાખવો એ દયા ક્ષમાનો નાશ છે અને એના સમાન કોઈ અન્ય હિંસારૂપ દોષ નથી, ત્યારે તો જેવા દ્વેષમૂર્તિ જૈનિયો છે તેવા બીજા થોડાજ હશે. ઋષભદેવથી લઇને મહાવીર પર્યન્ત ૨૪ તીર્થંકરોને રાગી દ્વેષી, મિથ્યાત્વી કહે, અને જૈનમત માનનારને સન્નિપાત જ્વરથી ફસેલા માને તથા તેમનો ધર્મ નરક અને વિષ સમાન સમજે તો જૈનિયોને કેટલું નઠારૂં લાગશે ? એટલા માટે જૈનિયો નિંદા અને પરમતદ્વેષરૂપ નરકમાં ડુબીને મહાકલેશ ભોગવી રહ્યા છે. એ વાતને છોડી દે તો બહુજ સારૂં થાય.

**मूल—एगो अगरू विसाव गोचे इआणि विवहाणि ।**
**तरूछयजं जिणदव्वं परूप्परन्तं नविचन्ति ॥**
**प्रक० भा० २ । षष्ठी० सू० १५० ॥**

સર્વ શ્રાવકોના દેવગુરૂધર્મ એક છે, ચૈત્યવંદન અર્થાત્ જિન પ્રતિબિમ્બ મૂર્તિદેવળ અને જિન દ્રવ્યની રક્ષા અને મૂર્તિની પૂજા કરવી એ ધર્મ છે.

સમીક્ષક—હવે જુઓ ! જેટલો મૂર્તિપૂજાનો ઝઘડો ચાલ્યો છે. તે સર્વ જૈનિયોને ઘેરથી અને પાખણ્ડોનું મૂળ પણ જૈનમત છે. શ્રાદ્ધદિનકૃત્ય પૃષ્ઠ ૧ માં મૂર્તિપૂજાનું પ્રમાણઃ—

**नव कारेण विवोहो ॥ १ ॥ अनुसरणं सावउ ॥ २ ॥ वया इं इमे ॥ ३ ॥ जोगो ॥ ४ ॥ चिय वन्दणगो ॥ ५ ॥ पच्चरखाणं तु विहि पुच्छम् ॥ ६ ॥**

ઇત્યાદિ. શ્રાવકોએ પ્રથમ દ્વારે આ નવકારનો જપ કરી જવો (૧) બીજા દ્વારમાં નવકાર જપ્યા પછી "હું શ્રાવક છું" એમ સ્મરણ કરવું. (૨) ત્રીજાદ્વારમાં અણુવ્રતાદિક અમારા કેટલા છે. (૩) ચોથા દ્વારે ચાર વર્ગમાં અગ્રગામી મોક્ષ છે તેનું કારણ જ્ઞાનાદિક છે તે યોગ તેના સઘળા અતીચાર નિર્મળ કરવાથી છ આવસ્યક કારણ તે પણ ઉપચારથી યોગ કહેવાય છે તે યોગ કહીશું. (૪) પાંચમાં દ્વારમાં ચૈત્યવંદ અર્થાત્ મૂર્તિને નમસ્કાર દ્રવ્યભાવ પૂજા કહીશું. (૫) છઠ્ઠા પ્રત્યાખ્યાન દ્વારા, નવકારસીપ્રમુખ વિધીપૂર્વક કહીશું (૬) ઇત્યાદિ. અને એજ ગ્રંથમાં આગળ આગળ ઘણીક વિધિ લખી છે અર્થાત્ સંધ્યાના ભોજન સમયમાં જિન બિમ્બ અર્થાત્ તીર્થંકરોની મૂર્તિ પૂજવી અને દ્વારપૂજવાં અને દ્વાર પૂજામાં મોટા મોટા બખેડા છે. મંદિર બનાવવાના નિયમ, જુના મન્દિરો બનાવવાં અને સુધારવાથી મુક્તિ થઇ જાય છે. મંદિરમાં આ

પ્રકારે જઇને બેસે, અત્યંતભાવ પ્રીતિથી પૂજાકરે "नमो जिनेन्द्रेभ्यः" ઇત્યાદિ મન્ત્રોથી સ્નાનાદિ કરાવવું, અને "जलचन्दनपुष्पधूपदीपनैः"। ઇત્યાદિથી ગંન્ધાદિ ચઢાવવાં. રત્નસાર ભાગના ૧૨ માં પાને મૂર્તિપૂજાનું ફળ એ લખ્યું છે કે પુજારીને રાજા કે પ્રજા કોઇ પણ રોકી નહીં શકે.

સમીક્ષક—એ વાતો સર્વ કપોલકલ્પિત છે. કેમકે ઘણાક જૈન પુજારિયોને રાજાદિ રોકે છે. રત્નસાર પૃ૦ ૩ માં લખ્યું છે કે મૂર્તિપૂજાથી રોગપીડા અને મહાદોષ છૂટી જાય છે. એક કોઇએ પાંચ કોડીનાં ફૂલ ચઢાવ્યાં, તેને ૧૮ દેશનું રાજ મળ્યું, તેનું નામ કુમારપાલ હતું; ઇત્યાદિ સર્વ વાત જુડી અને મૂર્ખને લોભાવવાની છે. કેમકે અનેક જૈનિયો પૂજા કરતાં કરતાં રોગી રહે છે અને એક વીંઘાનું પણ રાજ્ય પાષાણાદિ મૂર્તિપૂજાથી નથી મળતું ! અને જો પાંચ કોડીનાં ફૂલ ચઢાવવાથી રાજ્ય મળે તો પાંચ પાંચ કોડીનાં ફૂલ ચઢાવી સર્વ ભૂગોળનું રાજ્ય કેમ નથી હાથ કરી લેતા? અને રાજ્ય દંડ શામાટે ભોગે છે? અને જો મૂર્તિપૂજા કરી ભવસાગરથી તરી જાઓ છો તો જ્ઞાન સમ્યગ્દર્શન અને ચારિત્ર કેમ કરો છો? રત્નસાર ભાગ પૃ૦૧૩ માં લખ્યું છે કે ગોતમના અંગુઠામાં અમૃત છે અને તેના સ્મરણથી મનવાંછિત ફળ મળે છે.

સમીક્ષક—જો એમ હોય તો સર્વ જૈનિયો અમર થઈ જવા જોઇયે, તે નથી થતા. એથી એ એમની કેવળ મૂરખોને બહેકાવવાની વાત છે બીજું એમાં કાંઈ પણ તત્વ નથી. એમની પૂજા કરવાનો શ્લોક રત્નસારમાં પૃષ્ઠ ૫૨ માઃ—

जलचन्दनधूपनैरथ दीपाक्षतकैर्नैवेद्यवस्त्रैः ।
उपचारवरैर्जिनेन्द्रान् रुचिरैरद्य यजामहे ॥

અમે જળ, ચંદન, ચોખા, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, વસ્ત્ર અને અતિશ્રેષ્ઠ ઉપચારોથી જિનેન્દ્ર-તીર્થંકરોની પૂજા કરિયે. એથી અમે કહિયે છિયે કે મૂર્ત્તિપૂજા જૈનિયોથી ચાલી છે વિવેકસાર પૃષ્ઠ ૨૧ જિન મન્દિરમાં મોહ નથી આવતો અને ભવસાગરને પાર ઉતરવાવાળાં છે. વિવેકસાર પૃષ્ટ ૫૧ થી ૫૨, મૂર્ત્તિપૂજાથી મુક્તિ થાય છે અને જૈન મંદિરમાં જવાથી સદ્ગુણ આવે છે. જે જળ ચંદનાદિથી તીર્થંકરોની પૂજા કરે તે નરકથી છુટી સ્વર્ગે જાય. વિવેકસાર પૃષ્ટ ૫૫, જીન મંદિરમાં ઋષભદેવાદિની મૂર્ત્તિને પુજવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય છે. વિવેકસાર પૃષ્ઠ ૬૧ જૈન મૂર્ત્તિયોની પૂજા કરે તો સર્વ જગતના સર્વ ક્લેશ છુટી જાય.

સમીક્ષક—હવે જુઓ ! અવિદ્યાયુક્ત અસંભવ વાતો ! જો એ પ્રકારે પાપાદિ નઠારાં કર્મ છુટી જાય, મોહ ન આવે, ભવસાગરથી પાર ઉતરી જાય, સદ્ગુણ આવી જાય, નરક છુટી સ્વર્ગમાં જાય, ધર્મ, અર્થ, કામ, મોક્ષને પ્રાપ્ત થાય અને સર્વ ક્લેશ છુટી જાય તો સર્વ જૈનિયો સુખી અને સર્વ પદાર્થોની સિદ્ધિને પ્રાપ્ત કેમ નથી થતા? એજ વિવેકસા

રનાં પૃષ્ઠ ૩માં લખ્યું છે કે જેમણે જીન મૂર્તિયોનું સ્થાપન કર્યું છે તેમણે પોતાની અને પોતાના કુટુંબની જીવિકા ઉભી કરી છે. વિવેકસાર પૃષ્ઠ ૨૨૫, શિવ, વિષ્ણુ, આદિની મૂર્તિયોની પૂજા કરવી બહુજ નઠારી છે અર્થાત્ નરકનું સાધન છે.

સમીક્ષક—ભલા વાહ ! જ્યારે શિવાદિની મૂર્ત્તિયો નરકનું સાધન છે તો જૈનિયોની મૂર્તિયો શું એવી નહીં? જો કહો કે અમારી મૂર્ત્તિયો ત્યાગી શાંત અને શુભમુદ્રાયુક્ત છે તેટલામાટે સારી અને શિવાદિની મૂર્ત્તિ તેવી નથી એટલા માટે નઠારી છે. તો એમને કહેવું જોઇયે કે તમારી મૂર્ત્તિયો તો લાખો રૂપિયાનાં મંદિરમાં રહે છે અને ચંદન કેશરાદિ ચઢે છે, પુનઃ ત્યાગી શી રીતે? અને શિવાદિની મૂર્ત્તિયો તો છાંયા વિના પણ રહે છે, તે ત્યાગી કેમ નહીં અને જો શાંત કહો તો જડ પદાર્થ સઘળા નિશ્ચળ હોવાથી શાંત છે. સર્વે મતોના મૂર્ત્તિ પૂજા વ્યર્થ છે.

પ્રશ્ન—અમારી મૂર્ત્તિયો વસ્ત્ર આભૂષણાદિ ધારણ નથી કરતી તેથી સારી છે.

ઉત્તર—સર્વેની સામે નાગી મૂર્ત્તિયોનું રહેવું અને રાખવું એ પશુવત્ લીલા છે.

પ્રશ્ન—જેમ સ્ત્રીનું ચિત્ર કે મૂર્ત્તિ જોવાથી કામોત્પત્તી થાય છે તેમ સાધુ અને યોગિયોની મૂર્ત્તિયોને જોવાથી શુભ ગુણ પ્રાપ્ત થાય છે.

ઉત્તર—જો પાષાણ મૂર્તિયોને જોવાથી શુભ પરિણામ માનો છો તો તેમના જડત્વાદિ ગુણો પણ તમારામાં આવી જશે. જ્યારે જડ બુદ્ધિ થશે ત્યારે તો સર્વથા નષ્ટ થઇ જશો. બીજા જે ઉત્તમ વિદ્વાન છે તેમના સંગ અને સેવાના છુટવાથી મૂઢતા પણ અધિક થશે, અને જેજે દોષ અગિયારમાં સમુલ્લાસમાં લખ્યા છે તે સર્વ પાષાણાદિ મૂર્તિપૂજા કરનારાઓને લાગે છે એટલા માટે જેમ જૈનિયોએ મૂર્તિપૂજામાં જુઠો કોલાહલ ચલાવ્યો છે તેમ એમના મંત્રોમાં પણ બહુજ અસંભવ વાતો લખી છે. આ એમનો મંત્ર છે. રત્નસાર ભાગ પૃષ્ઠ ૧ લું:—

नमो अरिहन्ताणं नमो सिद्धाणं नमो आयरियाणं ।
नमो उवज्झायाणं नमो लोए सव्वसाहूणं ।
एसो पञ्च नमुक्कारो सव्व पावप्पणासणो मंगलाचरणं च सव्वे
सिपढमं हवइ मंगलम् ॥ १ ॥

એ મંત્રનું મોટું માહાત્મ્ય લખ્યું છે અને સર્વ જૈનિયોનો એ ગુરૂમંત્ર છે, એનું એવું મહાત્મ્ય રાખ્યું છે કે તંત્ર, પુરાણ, અને ભાટોની પણ કથાનો પરાજય કરી નાંખ્યો છે શ્રાદ્ધદિનકૃત્ય પૃષ્ઠ ૩:—

नमुक्कार तउपढे ॥ ९ ॥
जउकव्वं । मन्ताणमन्तो परमो इमुत्ति धेयाणधेयंपरमंइमुत्ति ।
तत्ताणतत्तं परमं पवित्तं संसारसत्ताणदुहाहयाणम् ॥ १० ॥

ताणं अन्नंतु नो अत्थि । जीवाणं भव सायरे ।
बुड्डुं ताणं इमं मुत्तुं । न मुक्कारं सुपोययम् ॥ ११ ॥
कव्वं अणेगजम्मंतरसंचिआणं दुहाणंसारीरिअमाणुसाणुसाणं ।
कत्तोय भववाण भविज्जनासो न जावपत्तो नवकारमन्तो ॥ १२ ॥

૧૦ જે આ મંત્ર છે, પવિત્ર અને પરમ મંત્ર છે તે ધ્યાનના યોગ્યમાં પરમ ધ્યેય છે, તત્વોમાં પરમ તત્વ છે, દુઃખોથી પીડિત સંસારી જીવોને નવકાર મન્ત્ર એવો છે કે જેવી સમુદ્રને પાર ઉતારવાની નૌકા હોય છે. ॥ ૧૦ ॥

૧૧ જે આ નવકાર મંત્ર છે તે નૌકાના સમાન છે. જે એને છોડી દે છે તે ભવસાગરમાં ડૂબે છે અને જે એનું ગ્રહણ કરે છે તે દુઃખોથી તરી જાય છે. જીવોને દુઃખોથી પૃથક્ રાખવાવાળા સર્વ પોતાના નાશક અને મુક્તિકારક, એ મંત્રના વિના બીજો કોઇ નથી. ॥ ૧૧ ॥

૧૨. અનેક ભવાંતરમાં ઉત્પન્ન થયેલાં શરીર સંબંધી દુઃખ ભવ્ય જીવોને ભવસાગરથી તારનાર એજ છે. જ્યાંસુધી નવકાર મંત્ર નથી મળ્યો ત્યાંસુધી ભવસાગરથી જીવ તરી શકતો નથી; આ અર્થ સૂત્રમાં કહ્યો છે, અને જે અગ્નિપ્રમુખ અષ્ટ મહાભયોમાં સહાય એક નવકાર મંત્રને છોડીને બીજો કોઇ નથી. જેમ મહારત્ન વૈડૂર્ય નામક મણિ ગ્રહણ કરવામાં આવે અથવા શત્રુભયમાં અમોઘ શસ્ત્રનું ગ્રહણ કરવામાં આવે, તેમ શ્રુત કેવલીનું ગ્રહણ કરે અને સર્વ દ્વાદશાંગી નવકાર મંત્ર રહસ્ય છે, એ મંત્રનો અર્થ આ છે.

**नमो अरिहन्ताणं**–સર્વ તીર્થંકરોને નમસ્કાર. **नमो सिद्धाणं**–જૈનમતના સર્વ સિદ્ધોને નમસ્કાર. **नमो आयरियाणं** જૈનમતના સર્વ આચાર્યોને નમસ્કાર–**नमो उवज्झायणं**–જૈનમતના સર્વ ઉપાધ્યાયોને નમસ્કાર. **नमो लोए सव्वसाहूणं**–જેટલા જૈન મતના સાધુ આ લોકમાં છે તે સર્વને નમસ્કાર. યદ્યપિ મંત્રમાં જૈન પદ નથી તથાપિ જૈનિયોના અનેક ગ્રંથોમાં જૈન મતવિના અન્ય કોઇને નમસ્કાર પણ ન કરવા એમ લખ્યું છે એટલામાટે એજ અર્થ ઠીક છે.

તત્વવિવેક પૃષ્ઠ ૧૬૯. જે મનુષ્ય લાકડી પત્થરને દેવ બુદ્ધિ કરી પૂજે છે તે સારાં ફલોને પ્રાપ્ત થાય છે.

સમીક્ષક—જો એમ હોય તો સર્વ કોઇ દર્શન કરી સુખરૂપ ફલોને પ્રાપ્ત કેમ નથી થતા?

રત્નસાર પૃષ્ઠ ૧૦. પાર્શ્વનાથની મુર્તિના દર્શનથી પાપ નષ્ટ થઈ જાય છે.

કલ્પભાષ્ય પૃ૦ ૫૧ માં લખ્યું છે કે સવાલાખ મંદિરોના જીર્ણોદ્ધાર કર્યા ઇત્યાદિ મુત્તિપૂજા વિષયમાં એમનો ઘણો લેખ છે, એથીજ સમજાઇ જાય છે કે મુત્તિપૂજાનું મૂળ કારણ જૈનમત છે. હવે એ જૈનિયોના સાધુઓની લીલા જોઇયે.

વિવેકસાર પૃ૦ ૨૨૮. એક જૈન મતનો સાધુ કોશા વેશ્યા સાથે ભોગ કરીને પશ્ચાત્ ત્યાગી થઇને સ્વર્ગ લોકમાં ગયો.

વિવેકસાર પૃ૦ ૧૦. અર્ણકમુનિ ચારિત્રથી ચુકીને કંઈ વર્ષ પર્યન્ત દત્તશેઠના ઘરમાં વિષય ભોગ કરીને પશ્ચાત્ દેવલોકે ગયો, શ્રીકૃષ્ણના પુત્ર ઢંઢણમુનિને સ્યાલ ઉઠાવી લઇ ગયો પશ્ચાત્ દેવતા થયો.

વિવેકસાર પૃ૦ ૧૫૬ જૈનમતના સાધુ લિંગધારી અર્થાત્ વેષધારી માત્ર હોય તોપણ તેનો સત્કાર શ્રાવકો કરે. ચાહે સાધુ શુદ્ધ ચરિત્ર હોય, ચાહે અશુદ્ધ ચરિત્ર, સર્વે પૂજનીય છે.

વિવેકસાર પૃ૦ ૧૬૮. જૈનમતના સાધુ ચરિત્ર હીન હોય તો પણ અન્યમતના સાધુઓથી શ્રેષ્ઠ છે.

વિવેકસાર પૃ૦ ૧૭૧. શ્રાવક લોક જૈનમતના સાધુઓને ચરિત્ર રહિત ભ્રષ્ટાચારી જુએ તોપણ તેમની સેવા કરવી જોઇયે.

વિવેકસાર પૃ૦ ૨૧૬. એક ચોરે પાંચ મુઠી લોંચ કરીને ( માથાના વાળ ખેંચી તોડીને) ચારિત્ર ગ્રહણ કર્યું મહા કષ્ટ અને પશ્ચાત્તાપ કર્યો, છટ્ઠે મહીને કેવલ જ્ઞાન પામીને સિદ્ધ થઈ ગયો.

સમીક્ષક—હવે જુઓ ! એમના સાધુ અને ગ્રહસ્થોની લીલા ! એમના મતમાં બહુ કુકર્મવાળા સાધુ પણ સદ્ગતિએ ગયા, અને વિ૦ પૃ૦ ૧૦૬ માં લખ્યું છે કે શ્રીકૃષ્ણ ત્રીજા નરકમાં ગયો. વિ૦ પૃ૦ ૧૪૫ માં લખ્યું છે કે ધન્વંતરી નરકમાં ગયો. વિ૦ પૃ૦ ૪૮માં જોગી જંગમ, કાજી, મુલ્લાં, કેટલાકોજ અજ્ઞાનથી તપ કષ્ટ કરીને પણ કુગતિને પામે છે.

રત્નસાર ભા૦ પૃ૦ ૧૭૧ માં લખ્યું છે કે નવ વાસુદેવ અર્થાત્ ત્રિપૃષ્ટ વાસુદેવ, દ્વિપૃષ્ટ વાસુદેવ, સ્વયંભુ વાસુદેવ, પુરૂષોત્તમ વાસુદેવ, સિંહ પુરૂષ વાસુદેવ, પુરૂષ પુંડરીક વાસુદેવ, દત્ત વાસુદેવ, અને લક્ષ્મણ વાસુદેવ અને શ્રીકૃષ્ણ વાસુદેવ, એ સર્વે અગિયારમાં, બારમા, ચૌદમાં, પંદરમાં, અઢારમાં, વીસમાં, અને બાવિસમાં તીર્થંકરોના સમયમાં નરકમાં ગયા; અને નવપ્રતિ વાસુદેવ અર્થાત્ અશ્વગ્રીવ પ્રતિ વાસુદેવ, તારક પ્રતિ વાસુદેવ, મોદક પ્રતિવાસુદેવ, મધુપ્રતિવા-સુદેવ, નિશુંભપ્રતિવાસુદેવ, બલીપ્રતિવાસુદેવ, પ્રહ્લાદપ્રતિવાસુદેવ, રાવણપ્રતિવાસુદેવ, અને જરા-સિન્ધુપ્રતિવાસુદેવ, એ પણ સર્વે નરકે ગયા: અને કલ્પભાષ્યમાં લખ્યું છે કે ઋષભદેવથી લઇને મહાવીર પર્યન્ત ૨૪ તીર્થંકરો સર્વે મોક્ષને પ્રાપ્ત થયા.

સમીક્ષક—વાહ, કોઈ બુદ્ધિમાન પુરૂષ વિચારે કે એમના સાધુ ગ્રહસ્થ અને તીર્થંકર જેમાં ઘણાએક વેશ્યાગામી, પરસ્ત્રીગામી ચોર આદિ સર્વે જૈનમતસ્થ સ્વર્ગે અને મુક્તિયે ગયા અને શ્રીકૃષ્ણાદિ મહાધાર્મિક મહાત્માદિ તે સર્વે નરકે ગયા એ કેટલી ધીબ ધૃષ્ટતાની વાત છે ? પ્રત્યુત વિચારીને જોઇયે તો સારા પુરૂષોએ જૈનિયોનો સંગ કરવો કે તેમને જોવા એ પણ નઠારૂં છે. કેમકે જો એમનો સંગ કરે તો એવીજ જૂઠી જુઠી વાતો તેમના પણ હૃદયમાં સ્થિત થઈ જશે, કેમકે એ મહાહઠી, અને દુરાગ્રહી મનુષ્યોના સંગથી બુરાઇયો સિવાય અન્ય કાંઇ પણ પલ્લે નહી પડશે. હા, જે જૈનિયોમાં ઉત્તમ જન * તેમની સાથે સત્સંગાદિ કરવામાં કાંઇ પણ દોષ નથી.

---

* જો ઉત્તમ જન હશે તો તે આ અસાર જઇનિ મતમાં કદી ન રહે.

વિવેકસાર પૃ૦ ૫૫ લખ્યું છે કે ગંગાદિ તીર્થ અને કાશી આદિ ક્ષેત્રોના સેવનથી કાંઈ પણ પરમાર્થ સિદ્ધ નથી થતો અને પોતાના ગિરનાર, પાલીતાણા, અને આબૂ આદિ તીર્થ ક્ષેત્ર એ મુક્તિ પર્યન્ત આપનારાં છે.

સમીક્ષક—અહીં વિચારવું જોઇએ કે જેવાં શૈવ, વૈષ્ણવાદિના તીર્થ અને ક્ષેત્ર જલ, સ્થલ, જડ, સ્વરૂપ છે તેવાં જૈનિયોનાં પણ છે. એમાંથી એકની નિંદા અને બીજાંની સ્તુતિ કરવી મૂર્ખનું કામ છે.

# जैनोनी मुक्तिनुं वर्णन ।

રત્નસાર પૃ૦ ૨૩. મહાવીર, તીર્થંકર ગૌતમજીને કહે છે કે ઉર્ધ્વલોકમાં એક સિદ્ધશિલા સ્થાન છે, તે સ્વર્ગપુરીની ઉપર પિસ્તાલીસ લાખ યોજન લાંબી અને તેટલીજ પહોળી છે, તથા ૮ યોજન મોટી છે. જેમ મોતીનો સ્વેત હાર અને ગોદુગ્ધ છે તેથી પણ ઉજળી છે. સોનાની સમાન પ્રકાશમાન અને સ્ફટિકથી પણ નિર્મળ છે. તે સિદ્ધશિલા ૧૪ ચૌદમાં લોકની શિખાપર છે અને તે સિદ્ધશિલાની ઉપર શિવપુર ધામ તેમાં પણ મુક્ત પુરૂષ અધર રહે છે, ત્યાં જન્મ મરણાદિ કોઈ દોષ નથી, અને આનંદ કરતા રહે છે, પુનઃ જન્મ મરણમાં નથી આવતા, સર્વ કર્મોથી છુટી જાય છે, આ જૈનિયોની મુક્તિ છે.

સમીક્ષક—વિચારવું જોઇયે કે જેમ અન્યમતમાં વૈકુંઠ, કૈલાશ, ગોલોક, શ્રીપુર, આદિ પુરાણીના મતમાં, ચોથે આસમાનમાં ઇસાઇના મતમાં, સાતમે આસમાનમાં મુસલમાનોના મતમાં મુક્તિનાં સ્થાન લખ્યાં છે તેમજ જૈનિયોની સિદ્ધશીલા અને શિવપુર પણ છે કેમકે જેને જૈનિયો ઉંચું માને છે. તેજ નીચેવાળા જે કે આપણાથી ભુગોળની નીચે રહે છે તેમની અપેક્ષામાં એ નીચું છે. ઉંચા નીચા વ્યવસ્થિત પદાર્થ નથી. જેને આર્યાવર્ત્તવાસી જૈનિયો ઉંચું માને તેનેજ અમેરિકા વાળા નીચું માને છે અને આર્યાવર્ત્તવાસી જેને નીચું માને છે તેને અમેરિકા વાળા ઉંચું માને છે. ચાહે તે શિલા પિસ્તાલીસ લાખથી બમણી નેવું લાખ કોશની હોય તોપણ તે મુક્ત જીવ બન્ધનમાં છે કેમકે તે શિલા કે શિવપુરની બાહર નિકળવાથી તેમની મુક્તિ છુટી જતી હશે, અને સદા તેમાં રહેવાની પ્રીતિ અને તેમાંથી બહર જવામાં અપ્રીતિ પણ રહેતી હશે. જ્યાં અટકાવ પ્રીતિ અને અપ્રીતિ છે તેને મુક્તિ કેમ કરીને કહી શકો છો, મુક્તિ તો જેવી નવમાં સમુલ્લાસમાં વર્ણન કરી આવ્યા છિયે તેવી માનવી ઠીક છે અને આ જૈનિયોની મુક્તિ પણ એક પ્રકારનું બંધન છે. એ જૈનિયો પણ મુક્તિ વિષયમાં ભ્રમથી ફસ્યા છે. એ સાચું છે કે વેદોના યથાર્થ અર્થ બોધ વિના મુક્તિના સ્વરૂપને કદી પણ નથી જાણી શક્તા હવે બીજી થોડિક અસંભવ વાતો એમની સાંભળો:—

વિવેકસાર પૃ૦ ૭૮ એક કરોડ સાઠ લાખ કળશોથી મહાવીરને જન્મસમયે સ્નાન કરાવ્યું.

વિવેકસાર પૃ૦ ૧૩૬ દશાર્ણ રાજા મહાવીરના દર્શને ગયા ત્યાં કાંઈ અભિમાન કર્યું તેના નિવારણ માટે ૧૬, ૭૭, ૭૨, ૧૬, ૦૦૦ એટલા ઈંદ્રના સ્વરૂપ અને ૧૩, ૩૭, ૦૫૭, ૨૮૦૦૦૦૦૦૦૦ એટલી ઈંદ્રાણી ત્યાં આવી હતી તે જોઈને રાજા આશ્ચર્ય થઈ ગયો.

સમીક્ષક—હવે વિચારવું જોઇએ કે ઇંદ્ર અને ઇંદ્રાણિયોને ઉભા રહેવાને માટે આવા આવા કેટલાએ ભૂગોળ જોઇએ. શ્રાદ્ધ દિનકૃત્ય આત્મનિંદા ભાવના પૃ૦ ૩૧ માં લખ્યું છે કે વાવડી, કુવા અને તળાવ ન બનાવવાં જોઇયે.

સમીક્ષક—ભલા વારૂ, જો સર્વ મનુષ્ય જૈન મતનાં થઇ જાય અને કુવા, તળાવ, વાવડી, આદિ કોઈપણ ન બંધાવે તો સર્વે લોક જળ કયાંથી પિયે ?

પ્રશ્ન—તળાવ આદિ બનાવવાથી તેમાં જીવ પડે છે, તેથી બંધાવનારને પાપ લાગે છે એટલા માટે હમે જૈનિયો એ કામ કરતા નથી.

ઉત્તર—તમારી બુદ્ધિ નષ્ટ કેમ થઈ ગઈ? કેમકે જેમ ક્ષુદ્ર ક્ષુદ્ર જીવોના મરવાથી પાપ ગણો છો તો તેમ મોટા મોટા ગાય આદિ પશુ અને મનુષ્યાદિ પ્રાણિયોના જળ પીવા આદિથી મહાપુણ્ય થશે તેને કેમ નથી ગણતા ?

તત્વવિવેક પૃ૦ ૧૯૬. આ નગરીમાં એક નંદમણિકાર શેઠે વાવડી બંધાવી તેથી ધર્મભ્રષ્ટ થઇને સોળ મહારોગ થયા અને મર્યા પછી તેજ વાવડીમાં તે દેડકો થયો, પછી મહાવીરના દર્શનથી તેને જાતિસ્મરણ થઈ ગયું. મહાવીર કહે છે કે મારૂં આવવું સાંભળીને તે પૂર્વ જન્મના ધર્માચાર્ય જાણીને વન્દના કરવાને આવવા લાગ્યો, માર્ગમાં શ્રેણિકના ઘોડાની ઠોકરથી મરીને શુભ ધ્યાનના યોગે કરીને દરદુરાંક નામક મહર્દ્ધિક દેવતા થયો. અવધિ જ્ઞાનથી મને અહીં આવ્યો જાણીને વન્દના પૂર્વક ઋદ્ધિ દેખાડીને ગયો.

સમીક્ષક—ઇત્યાદિ વિદ્યાવિરૂદ્ધ અસંભવ મિથ્યા વાતનો કહેનાર મહાવીરને સર્વોત્તમ માનવો એ મહા ભ્રાંતિની વાત છે.

શ્રાદ્ધદિનકૃત્ય પૃ૦ ૩૬ માં લખ્યું છે કે મૃતક વસ્ત્ર સાધુ લઈ લે.

સમીક્ષક—જુઓ, એમના સાધુ પણ મહા બ્રાહ્મણ સમાન બની ગયા ! વસ્ત્ર તો સાધુ લે પણ મૃતકના આભુષણ કોણ લે ? બહુ મુલ્યના હોવાથી ઘરમાં રાખી લેતા હશે તો પોતે કોણ થયા ?

રત્નસાર પૃ૦ ૧૦૫. શેકવા, કુટવા, દળવા અને અન્ન રાંધવા આદિમાં પાપ થાય છે.

સમીક્ષક—હવે જુઓ, એમની વિદ્યાહીનતા ! ભલા વારૂ એ કર્મ ન કરવામાં આવે તો મનુષ્યાદિ પ્રાણી કેમ જીવી શકે ? અને જૈનિયો પણ પીડિત થઇને મરી જાય.

રત્નસાર પૃ૦ ૧૦૪. બગીચો બનાવવાથી એક લક્ષ પાપ માળીને લાગે છે.

સમીક્ષક—જો માળીને લક્ષ પાપ લાગે છે તો અનેક જીવ પત્ર, ફળ, ફુલ, અને છાયાથી

આનંદિત થાય છે, તો કરોડો ગણું પુણ્ય પણ થાયજ છે, તેપર તો કાંઈ ધ્યાન પણ ન દીધું, એ કેટલું અંધેર છે ?

તત્વ વિવેક પૃ૦ ૨૦૨. એક દિન લબ્ધિ સાધુ ભુલથી વેસ્યાના ઘરમાં ચાલ્યો ગયો અને ધર્મથી ભિક્ષા માગી વેસ્યા બોલી કે અહીં ધર્મનું કામ નથી કિંતુ અર્થનું કામ છે તો તે લબ્ધિ સાધુએ સાડાબાર લાખ અશરફી તેના ઘરમાં વર્ષાવી દીધી.

સમીક્ષક—એ વાતને સત્ય, નષ્ટબુદ્ધિ પુરૂષ વિના બીજો કોણ માનશે ?

રત્નસાર ભાગ પૃ૦૬૭ માં લખ્યું છે કે એક પાષાણની મુર્ત્તિ ઘોડા પર ચડેલી તેનું જ્યાં સ્મરણ કરે ત્યાં ઉપસ્થિત થઇને રક્ષા કરે છે.

સમીક્ષક—કહો જૈનિજી આજ કાલ તમારે ત્યાં ચોરી લુટ, આદિથી અને શત્રુથી ભય થાયજ છે તો તમે તેનું સ્મરણ કરીને પોતાની રક્ષા કેમ નથી કરાવી લેતા ? કેમ જ્યાં ત્યાં પોલિસ આદિ રાજસ્થાનોમાં મારચા માર્યા ફરો છો.

હવે એમના સાધુઓના લક્ષણ:—

सरजोहरणाभैक्ष्यभुजो लुंचितमूर्द्धजाः ।
श्वेताम्बराः क्षमाशीला निःसंगा जैनसाधवः ॥ १ ॥
लुंचिता पिच्छिकाहस्ता पाणिपात्रा दिगंबराः ।
ऊर्ध्वाशिनो गृहे दातु द्वितीया स्युर्जिनर्षयः ॥ २ ॥
भुङ्क्ते न केवलं न स्त्री मोक्षमेति दिगंबरः ।
प्राहुरेषामयं भेदो महान् श्वेताम्बरैः सह ॥ ३ ॥

૧. જૈનના સાધુઓનાં લક્ષણો જૈન દત્તસૂરીએ આ શ્લોકથી કહ્યાં છે. (સરજો હરણ) ચમરી રાખવી, અને ભિક્ષા માંગીને ખાવું, શિરના વાળ લુંચિત કરી દેવા, એટલે તોડી નાખવા, સ્વેત વસ્ત્ર ધારણ કરવાં, ક્ષમાયુક્ત કહેવું; કોઇનો સંગ ન કરવો, એવાં લક્ષણયુક્ત જૈનિયોના સ્વેતામ્બર જેને (યતી) જતી કહે છે. ॥ ૧ ॥

૨. બીજા દિગમ્બર અર્થાત્ વસ્ત્ર ધારણ ન કરવાં, શિરના વાળ ઉખેડી નાંખવા (પિચ્છિકા) એક ઉનના રેશાનું, ઝાડુ કહાડવાનું સાધન બગલમાં રાખવું, જો કોઈ ભિક્ષા આપે તો હાથમાં લઇને ખાઇ લેવું; એ દિગંબર બીજી પ્રકારના સાધુ થાય છે, ॥ ૨ ॥ અને ભિક્ષા આપનાર ગૃહસ્થ, જ્યારે ભોજન કરી ચૂકે તે પશ્ચાત્ ભોજન કરે તે જિનર્ષિ અર્થાત્ ત્રીજા પ્રકારના સાધુ થાયછે.

૩. દિગમ્બરોનો સ્વેતાંબરોની સાથે એટલોજ ભેદ છે કે દિગંબરો સ્ત્રીનો અપવર્ગ નથી કહેતા અને સ્વેતાંબરો કહે છે. ઇત્યાદિ વાતોથી મોક્ષને પ્રાપ્ત થાય છે. ॥ ૩ ॥ આ એમના સાધુઓનો ભેદ છે.

આથી જૈનીયોનું કેશ લુંચન સર્વત્ર પ્રસિદ્ધ છે અને પાંચ મુષ્ટિ લુંચન કરવું ઈત્યાદિ પણ લખ્યું છે.

વિવેકસાર ભાગ પૃષ્ઠ ૨૧૬ માં લખ્યું છે કે પાંચ મુષ્ટિ લુંચન કરીને ચારિત્ર ગ્રહણ કર્યું અર્થાત્ પાંચ મઠી શિરના વાળ ઉખેડીને સાધુ થયા.

કલ્પસૂત્ર ભાષ્ય પૃષ્ઠ ૧૦૮ કેશ લુંચન કરે અને ગૌના વાળ જેવા રાખે.

સમીક્ષક—હવે કહો, જૈન લોકો, તમારો દયા-ધર્મ ક્યાં રહ્યો? શું એ હિંસા નથી? અર્થાત્ ચાહે પોતાના હાથથી લુંચન કરે, ચાહે તેનો ગુરૂ કરે, કે અન્ય કોઇ, પરંતુ કેટલું મહાકષ્ટ તે જીવને થતું હશે? અને જીવને કષ્ટ આપવુંજ હિંસા કહેવાય છે.

વિવેક સાર પૃ૦ (ખબર નથી) સમ્વત ૧૬૩૩ ની સાલમાં શ્વેતાંબરોમાંથી ઢુંઢિયા અને ઢુંઢિયામાંથી તેરહ પંથી આદિ ઢોંગી નિકળ્યા છે. ઢુંઢિયા લોક પાષાણાદિ મૂર્તિને માનતા નથી, અને તે ભોજન સ્નાનને છોડીને સર્વદા મુખપર પટ્ટી બાંધી રાખે છે, અને જતી આદિ પણ જ્યારે પુસ્તક વાંચે છે, ત્યારે મુખપર પટ્ટી બાંધે છે. અન્ય સમયે નહીં.

પ્રશ્ન—મુખપર પટ્ટી અવશ્ય બાંધવી જોઇયે, કેમકે "વાયુકાય" અર્થાત્ વાયુમાં જે સૂક્ષ્મ શરીરવાળા જીવ રહેછે તે મોહડાં બાફની ઉષ્ણતાથી મરે છે અને તેનું પાપ મુખપર પટ્ટી ન બાંધનાર પર લાગે છે, એટલામાટે અમે લોક મુખપર પટ્ટી બાંધવી એ સારૂં સમજિયે છિયે.

ઉત્તર—એ વાત વિદ્યા અને પ્રત્યક્ષાદિ પ્રમાણની રીતિથી અયુક્ત છે, કેમકે જીવ અજર અમર છે, પછી તે મુખની બાફથી કદી પણ નથી મરી શકતા, એને તમે પણ અજર અમર માનો છો.

પ્રશ્ન—જીવતો મરતો નથી પરંતુ જે મુખના ઉષ્ણવાયુથી તેને પીડા પોંચે છે તે પીડા પોંચાડનારને પાપ લાગે છે એટલામાટે મુખપર પટ્ટી બાંધવી સારી છે.

ઉત્તર—એ પણ તમારી વાત સર્વથા અસંભવ છે કેમકે પીડા દીધા વિના કોઈ જીવનો કિંચિત્ પણ નિર્વાહ થઈ શકતો નથી. જ્યારે મુખના વાયુથી તમારા મતમાં જીવોને પીડા પોંચે છે તો ત્યારે ચાલવા, હાલવા, બેસવા, હાથ ઉઠાવવા અને નેત્રાદિને ચલાવવામાં પણ પીડા અવશ્ય પોંચતી હશે, એટલામાટે તમો પણ જીવોને પીડા પોંચાડવાથી પૃથક રહી શકતા નથી.

પ્રશ્ન—હાં જ્યાં સુધી બની શકે ત્યાંસુધી જીવોની રક્ષા કરવી જોઇયે., અને જ્યાં અમે નથી બચાવી શકતા ત્યાં અશક્ત છિયે કેમકે સર્વ વાયુ આદિ પદાર્થોમાં જીવ ભરેલા છે. જો અમે મુખપર કપડાં ન બાંધિયે તો ઘણા જીવો મરે અને કપડું બાંધવાથી ન્યૂન મરે છે.

ઉત્તર—એ પણ તમારૂં કથન યુક્તિ શૂન્ય છે કેમકે કપડું બાંધવાથી જીવને અધિક દુઃખ પોંચે છે જ્યારે કોઈ મુખપર કપડું બાંધે તો ત્યારે તેના મુખનો વાયુ રોકાઇને નીચેથી કે પાર્શ્વ (પડખે) થી અને મૌન સમયમાં નાસિકા દ્વારા એકઠો થઇને વેગથી તે નિકળે છે, તેથી ઉષ્ણતા અધિક થઇને જીવોને વિશેષ પીડા તમારા મતાનુસાર પોંચતી હશે. જુઓ કે જેમ ઘર અથવા ઓરડીના સર્વ દરવાજા બંધ કરવામાં કે પડદા નાંખવામાં આવે તો તેમાં ઉષ્ણતા વિશેષ થાય છે પણ ખુલ્લું રાખવાથી તેટલી થતી નથી તેમજ મુખપર કપડું

બાંધવાથી ઉષ્ણતા અધિક. થાય છે અને ખુલ્લું રાખવાથી ન્યુન થાય છે. તેપ્રમાણે જોતાં તમે પોતાના મતાનુસાર જીવોને અધિક દુ:ખ દાયક છો અને જ્યારે મુખ બંધ કરવામાં આવે છે ત્યારે નાસિકાના છિદ્રથી વાયુ રોકાઈ, એકઠો થઇને વેગથી નિકળતો હોવો જોઇએ એ જીવોને અધિક ધક્કો આપતો અને પીડા કરતો હશે. જુઓ! જેમ કોઈ મનુષ્ય અગ્નિને મુખથી ફુંકે છે અને કોઈ નળી ભુંગળીથી ફુંકે છે તો મુખનો વાયુ ફેલાવાથી કમ જોસથી અને નળીનો, વાયુ એકઠો હોવાથી અધિક જોસથી અગ્નિમાં લાગે છે, તેમજ મુખપર પટ્ટી બાંધીને વાયુ રોકવાથી નાસિકાદ્વારા અતિ વેગથી તે નિકળીને જીવોને અધિક દુ:ખ દે છે. એ જોતાં મુખપર પટ્ટી બાંધનારા કરતાં નહીં બાંધનારા ધર્માત્મા છે. અને વળી મુખપર પટ્ટી બાંધવાથી અક્ષરોના ઉચ્ચારણ પણ યથાયોગ્ય સ્થાન પ્રયત્ન સાથે ઉચ્ચારણ પણ નથી થતાં. નિરનુંનાસિક અક્ષરોને સાનુનાસિક બોલવાથી તમને દોષ લાગે છે તથા મુખપર પટ્ટી બાંધવાથી દુર્ગન્ધ પણ અધિક વધે છે, કેમકે શરીરની અંદર દુર્ગન્ધ ભરેલી છે. શરીરમાંથી જેટલો વાયુ નિકળે છે તે દુર્ગન્ધયુકત પ્રત્યક્ષ છે, જો તે રોકવામાં આવે તો દુર્ગન્ધ પણ અધિક વધી જાય, જેમ કે બંધ જાજરૂ અધિક દુર્ગંધયુકત અને ખુલ્લો હોય તે ન્યૂન દુર્ગંધયુકત હોય છે, તેમ મુખપટ્ટી બાંધવાથી દન્તધાવન, મુખપ્રક્ષાલન, અને સ્નાન ન કરવાથી તથા વસ્ત્ર ન ધોવાથી તમારાં શરીરમાંથી વધારે દુર્ગન્ધ ઉત્પન્ન થઇને સંસારમાં ઘણા રોગોને કરી જીવોને જેટલી પીડા પહોચાડો છો તેટલું પાપ તમને અધિક થાય છે. જેમ મેળા, જાત્રા આદિમાં અધિક દુર્ગન્ધ હોવાથી વિસૂચિકા હગોક (કોલેરા) આદિ બહુ પ્રકારના રોગ ઉત્પન્ન થઇને જીવોને દુ:ખદાયક થાય છે અને ન્યુન દુર્ગન્ધ હોવાથી રોગ પણ ન્યુન હોઇને જીવોને બહુ દુ:ખ નથી પ્હોંચતું એ ઉપરથી તમે અધિક દુર્ગન્ધ વધારવામાં અધિક અપરાધી છો અને મુખપર પટ્ટી નથી બાંધતા, દન્તધાવન, મુખપ્રક્ષાલન, અને સ્નાન કરીને સ્થાન અને વસ્ત્રોને શુદ્ધ રાખે છે તે તમારાથી ઘણા સારા છે. જેમ કે અંત્યજોની દુર્ગન્ધના સહવાસથી પૃથક રહેનાર બહુ સારા છે, જેમ અંત્યજોની, દુર્ગંધના સહવાસથી નિર્મળ બુદ્ધિ નથી થતી, તેમ તમે અને તમારા સંગિયોની પણ બુદ્ધિ નથી વધતી. જેમ રોગની અધિકતાથી અને બુદ્ધિની સ્વલ્પતા હોવાથી ધર્માનુષ્ટાનની બાધા થાય છે તેમજ દુર્ગંધયુકત તમારાં અને સંગિયોના પણ વર્તમાન યતાં હશે.

પ્રશ્ન—જેમ બંધ મકાનમાં સળગાવેલા અગ્નિની જ્વાળા બહાર નિકળીને બહારના જીવોને દુ:ખ નથી પહોચાડી શકતી તેમ અમે મુખપટ્ટી બાંધીને વાયુને રોકીને બહારના જીવોને ન્યુન દુ:ખ પહોંચાડનારા છિયે. મુખપટ્ટી બાંધવાથી બહારના વાયુના જીવોને પીડા પહોચતી નથી અને જેમ સામે અગ્નિ બળે છે તેને આડા હાથ રાખવાથી તે કમ લાગે છે અને વાયુના જીવ શરીરવાળા હોવાથી તેમને પીડા અવશ્ય પહોંચે છે.

ઉત્તર—એ તમારી વાત બાળકોના જેવી છે. પ્રથમ તો જુઓ જ્યાં છિદ્ર ન હોય અને ભીતરના વાયુનો યોગ બહારના વાયુની સાથે ન થાય તો ત્યાં અગ્નિ સળગીજ નથી શકતો;

જો એ પ્રત્યક્ષ જોવા ચહાતા હો તો કોઇ કાનસમાં દીપક સળગાવીને સર્વ છિદ્ર બંધ કરીને જુઓ, તો દીવો તેજ સમયે હોલવાઈ જશે. તેમ પૃથિવીપર રહેનારાં મનુષ્યાદિ પ્રાણિ બહારના વાયુના યોગ વિના જીવી શકતા નથી, તેમ અગ્નિ પણ બળી શકતો નથી. જેમ એક તરફથી અગ્નિનો વેગ રોકવામાં આવે તો બીજી તરફ અધિક અધિક વેગથી નિકળશે અને હાથની આડ કરવાથી મુખપર આંચ ન્યુન લાગે છે, પરંતુ તે આંચ હાથ પર અધિક લાગી રહી છે એટલા માટે તમારી વાત બરાબર નથી.

પ્રશ્ન—આ તો સૌ કોઈ જાણે છે કે જ્યારે કોઈ મોટા મનુષ્ય સાથે નાનો મનુષ્ય કાનમાં કે નિકટ રહીને વાત કહે છે ત્યારે મુખપર લુગડાંનો છેડો કે હાથ લગાડે છે, તે એટલામાટે કે મુખમાંથી થુંક કે દુર્ગંધ ઉડીને તેને ન લાગે અને જ્યારે પુસ્તક વાંચે છે ત્યારે અવસ્ય થૂંક ઉડીને તે ઉપર પડવાથી ઉચ્છિષ્ટ થઇને તે બગડી જાય છે, એટલામાટે મુખપર પટ્ટીનું બાંધવું સારૂં છે.

ઉત્તર—એથી એ સિદ્ધ થયું કે જીવ રક્ષાર્થ મુખપટ્ટી બાંધવી વ્યર્થ છે, અને જ્યારે કોઇ મોટા મનુષ્ય સાથે વાત કરે છે ત્યારે મુખપર હાથકે કપડું એટલા માટે રાખે છે કે તે ગુપ્ત વાતને બીજો કોઇ ન સાંભળી લે, કેમકે જ્યારે કોઈ પ્રસિદ્ધ વાત કરે છે . ત્યારે કોઇ પણ મુખપર હાથકે કપડું ધરતો નથી. એથી શું વિદિત થાય છે? કે ગુપ્ત વાત માટે. એ વાત છે. દંત ધાવનાદિ ન કરવાથી તમારાં મુખાદિ અવયવોથી અત્યંત દુર્ગંધિ નિકળે છે અને જ્યારે તમે કોઇની પાસે કે કોઇ તમારી પાસે બેસતા હશો ત્યારે તો દુર્ગંધ વિના બિજું શું આવતું હશે? ઇત્યાદિ. મુખપર આડો હાથ કપડું રાખવાનાં પ્રયોજન બીજાં બહુ છે. જેમ બહુ મનુષ્યોની સામે ગુપ્ત વાત કરવામાં જો હાથકે કપડાંની આડ કરવામાં ન આવે તો બીજાઓની તરફે વાયુના ફેલાવાથી વાત પણ ફેલાઇ જાય. જ્યારે તે બેઉ એકાંતમાં વાત કરે છે ત્યારે મુખપર હાથ કે પકડું એટલામાટે નથી લગાડતા કે ત્યાં ત્રીજો કોઇ સાંભળવાવાળો નથી. જો મોટાનીજ ઉપર થુંકન પડે તો એથી શું નાનાની ઉપર પકડવું જોઇયે? ને વળી તે થુંકથી બચી પણ શકતા નથી કેમકે અમે દુર રહી વાત કરિયે પણ વાયુ અમારી તરફથી બીજાની તરફ જતો હોય તો તે સૂક્ષ્મ થઇને વાયુની સાથે ત્રસરેણુ જઇને તેના શરીર પર અવસ્ય પડશે તેનો દોષ ગણવો અવિદ્યાની વાત છે, કેમકે જો મુખની ઉષ્ણતાથી જીવ મરતા હોય અથવા તેમને પીડા પોંચતી હોય તો વૈશાખ કે જ્યેષ્ઠ મહીનામાં સૂર્યની મહાઉષ્ણતાથી વાયુકાયના જીવોમાંથી મર્યા વિના એક પણ ન બચી શકે. પરંતુ તે ઉષ્ણતાથી પણ તે જીવ મરી શકતા નથી. એટલા માટે એ તમારો સિદ્ધાંત જુઠો છે. કેમકે જો તમારા તીર્થંકરો પણ પૂર્ણ વિદ્વાન હોત તો એવી વ્યર્થ વાતો કેમ કરત? પીડા તેજ જીવોને પોંચે છે કે જેની વૃત્તિ સર્વ અવયવોની સાથે વિદ્યમાન હોય. તેમાં પ્રમાણઃ—

**पञ्चावयवयोगात्सुखसंवित्तिः ॥ सांख्य० अ० ५ । सू० २७ ॥**

જ્યારે પાંચે ઇંદ્રિયોનો પાંચે વિષયોનિ સાથે સંબંધ થાય છે ત્યારે સુખ કે દુઃખની પ્રાપ્તિ જીવને થાય છે. જેમ બેહેરાંને ગાળી પ્રદાન, આંધળાને રૂપ કે તેની આગળથી સર્પ વ્યાઘ્રાદિ ભયદાયક જીવોનું ચાલી જવું, શૂન્ય ત્વચાવાળાને સ્પર્શ, પિનસ રોગવાળાને ગંધ અને શુન્ય જિહ્વાવાળાને રસ પ્રાપ્ત નથી થઈ શકતો તેજ પ્રકારે તે જીવોની પણ વ્યવસ્થા છે.

જુઓ! જ્યારે મનુષ્યનો જીવ સુષુપ્તિ દશામાં રહે છે ત્યારે તેને સુખ કે દુઃખની પ્રાપ્તિ કાંઇ પણ થતી નથી, કેમકે તે શરીરની અંદર તો છે, પરંતુ તેના બહારના અવયવોની સાથે તે સમયે સંબંધ ન રહેવાથી સુખદુઃખની પ્રાપ્તિ કરી શકતો નથી. વળી જેમ વૈદ્ય અથવા આજ કાલના ડાકટરો નશાના વસ્તુ ખવાડી કે સુંઘાડીને રોગી પુરૂષના શરીરના અવયવોને કાપે કે ચીરે છે, તેને તે સમયે કાંઇ પણ દુઃખ વિદિત થતું નથી, તેમ "વાયુકાય" કે અન્ય સ્થાવર શરીરવાળા જીવોને સુખ કે દુઃખ પ્રાપ્ત કદી પણ થઈ શકતું નથી. જેમ મૂર્છિત પ્રાણિ સુખદુઃખને પ્રાપ્ત નથી થઈ શકતું તેમ તે વાયુકાયાદિના જીવો પણ અત્યંત મૂર્છિત હોવાથી સુખદુઃખને પ્રાપ્ત થઈ શકતા નથી. તો પછી એમને પીડાથી બચાવવાની વાત સિદ્ધ કેવી રીતે થઇ શકે છે? જો તેમને સુખદુઃખની પ્રાપ્તિજ પ્રત્યક્ષ નથી થતી તો અનુમાનાદિ અહીં કેવે પ્રકારે યુક્ત થઈ શકે છે?

પ્રશ્ન—જ્યારે તે જીવ છે, ત્યારે તેમને સુખદુ;ખ કેમ નહીં થાય?

ઉત્તર—સાંભળો ભોળા ભાઇયો! જ્યારે તમે સુષુપ્તિમાં હો છો ત્યારે તમને સુખદુઃખ પ્રાપ્ત કેમ નથી થતાં? સુખદુઃખની પ્રાપ્તિનો હેતુ પ્રસિદ્ધ સમ્બંધ છે. હવણા અમે એનો ઉત્તર દઈ ચુકયા છિયે કે નશા સુંઘાડીને ડાકટરલોક અંગો ચીરે, ફાડે અને કાપે છે, જેમ તેમને દુઃખ વિદિત નથી થતું, એજ પ્રકારે અતિ મૂર્છિત જીવોને કેમ કરી સુખદુઃખ પ્રાપ્ત થાય? કેમકે ત્યાં પ્રાપ્તિ થવાનું સાધન કોઈ પણ નથી.

પ્રશ્ન—જુઓ! લીલોત્રી અર્થાત્ જેટલાં લિલાં શાક, પાન, અને કન્દ મૂળ છે તેને અમે ખાતા નથી કેમકે લીલોત્રીમાં ઘણા અને કંદમૂળમાં અનંત જીવ છે. જો અમે તેને ખાઇયે, તો તે જીવોને મારવાથી અને પીડા પોંચવાથી અમે લોક પાપી થઈ જઇયે.

ઉત્તર—આ તમારી મોટી અવિદ્યાની વાત છે, કેમકે લીલાં શાકને ખાવામાં જીવનું મરવું, તેમને પીડા પોંચવી, એ કેવે પ્રકારે માનો છો? વારૂ જ્યારે તમને પીડા પ્રાપ્ત થતી પ્રત્યક્ષ દેખાતી નથી અને જો દેખાય છે તો અમને પણ દેખાડો તમે કદી પણ પ્રત્યક્ષ નહી દેખી અને દેખાડી શકો. જ્યારે પ્રત્યક્ષ નથી તો અનુમાન, ઉપમાન અને શબ્દ પ્રમાણ કદી ઘટી શકતાં નથી તો પછી અમે જે ઉપર ઉત્તર આપી આવ્યા છિયે તે આ વાતનો પણ ઉત્તર છે, કેમકે જે અત્યંત અંધકાર મહાસુષુપ્તિ અને મહાનશામાં જીવ છે, તેને સુખદુઃખની પ્રાપ્તિ માનવી એ તમારા તીર્થંકરોની પણ ભૂલ વિદિત થાય છે. કે જેમણે તમને એવી યુક્તિ અને વિદ્યાવિરૂદ્ધ ઉપદેશ કર્યો છે. ભલા વારૂ જ્યારે ઘરનો અંત છે, તો ત્યારે તેમાં રહેનારા

અનંત કેમ કરી થઈ શકે છે? જ્યારે કન્દનો અન્ત અમે જોઇયે છિયે ત્યારે તેમાં રહેનારા જીવોનો અંત કેમ નહીં? એથી એ, તમારી વાત મોટી ભૂલની છે.

પ્રશ્ન—જુઓ! તમે લોકો ગરમ કર્યા વગર કાચું પાણી પિયો છો તે મોટું પાપ કરો છો, માટે જેમ અમે ઉષ્ણુ પાણી પિયે છિયેં, તેમ તમે લોક પણ પિયો.

ઉત્તર—એ પણ તમારી વાત ભ્રમજાળની છે કેમકે જ્યારે તમે પાણીને ઉષ્ણુ કરો છો ત્યારે પાણીના જીવો સઘળા મરતા હશે અને તેનાં શરીર પણ જળમાં રંધાઈ જઇને તે પાણી વરીઆરીના અર્ક તુલ્ય થવાથી જાણો કે તમે તેના શરીરોનો "તેઝાબ" પિયો છો, એમાં તો તમે મોટા પાપી છો. અને જે ઠંડું જળ પિયે છે તે નહી. કેમકે જ્યારે ઠંડું પાણી પીશે ત્યારે તે ઉદરમાં જવાથી કિંચિત્ ઉષ્ણુતા પામીને સ્વાસની સાથે તે જીવ બહાર નિકળી જશે, "જળ કાય" જીવોને સુખદુઃખ પૂર્વોકત રીતિથી પ્રાપ્ત થઇ શકતાં નથી, તો પછી એમાં પાપ કોઈને નહી થશે.

પ્રશ્ન—જેમ જઠરાગ્નિથી તેમ ઉષ્ણુતા પામી જળથી બહાર જીવ કેમ નહી નિકળી જશે?

ઉત્તર—હા, નિકળી તો જાય છે પરંતુ જ્યારે તમે મુખના વાયુની ઉષ્ણુતાથી જીવનું મરવું માનો છો તો ત્યારે જળ ઉષ્ણુ કરવાથી તમારા મતાનુસારે જીવ મરી જશે, કે અધિક પીડા પામીને નિકળશે અને તેનું શરીર તે જળમાં રન્ધાઈ જશે તો તેથી તમે અધિક પાપી થશો કે નહીં?

પ્રશ્ન—અમે પોતાના હાથથી ઉષ્ણુ જળ નથી કરતા અને ન કોઈ ગૃહસ્થને ઉષ્ણુ જળ કરવાને આજ્ઞા આપીએ છીયે એટલા માટે હમને પાપ નથી.

ઉત્તર—જો તમે ઉષ્ણુ જળ લો નહી, ને પીઓ નહી, તો ગૃહસ્થ ઉષ્ણુ શું કરવા કરે? એટલામાટે તે પાપના ભાગી તમેજ છો. પ્રત્યુત અધિક પાપી છો, કેમકે જો તમે કોઈ એક ગૃહસ્થને ઉષ્ણુ કરવાને કહો તો એકજ ઠેકાણે ઉષ્ણુ થાય, પણ તમારા આમ કહ્યાથી પ્રત્યેક ગૃહસ્થ એમ ભ્રમમાં રહે છે કે ન જાણે સાધૂજી કોને ઘેર આવશે. તે ઉપરથી પ્રત્યેક ગૃહસ્થ પોતપોતાનાં ઘરમાં ઉષ્ણુ જળ કરી રાખે છે, તેના પાપના ભાગી મુખ્ય તમેજ છો. બીજું વળી અધિક કાષ્ઠ અને અગ્નિ બળવા બળાવવાથી પણ ઉપર લખ્યા પ્રમાણે રસોઈ, ખેતી, અને વ્યાપારાદિમાં અધિક પાપ અને નરકગામી થાઓ છો પછી જયારે તમે ઉષ્ણુ જળ કરાવવાના મુખ્ય નિમિત્ત છો અને ઉષ્ણુ જળ પીવાનો અને ઠંડું જળ ન પીવાનો ઉપદેશ કરવાથી તમેજ મુખ્ય પાપના ભાગી છો અને તેમ જે તમારો ઉપદેશ માનીને એવી વાતો કરે છે તેપણ પાપી છે. હવે જુઓ! કે તમે મહા અવિદ્યામાં છો કે નહી? કે નાના નાના જીવોપર દયા કરવી અને અન્ય મતસ્થોની નિન્દા, અને અનુપકાર કરવો એ શું થોડું પાપ છે? જો તમારા તીર્થંકરોના મત સત્ય હોય તો સૃષ્ટિમાં આટલી વર્ષા, આટલી નદિયોનું વહેવું અને આટલું જળ ઇશ્વિરે કેમ ઉત્પન્ન કર્યું? અને વળી સૂર્યને પણ ઉત્પન્ન ન કરત કેમકે એમાં ક્રોડાન્ ક્રોડ જીવ તમારા મતાનુસાર મરતાજ હશે. જ્યારે તે વિદ્યમાન

હતા ત્યારે તમે જેને ઈશ્વર માનો છો, તેમણે દયા કરી સૂર્યનાં તાપ અને મેઘને બન્ધ કેમ ન કર્યા? વળી પૂર્વોક્ત પ્રકારે વિદ્યમાન પ્રાણિયો વિના સુખદુઃખની પ્રાપ્તિ, કંદમૂળાદિ પદાર્થોમાં રહેનારા જીવોને નથી થતી. સર્વથા સર્વ જીવોપર દયા કરવી એ પણ દુઃખનું કારણ થાય છે. કેમકે જો તમારા મતાનુસાર સર્વ મનુષ્ય થઈ જાય અને ચોર, ડાકુઓને કોઈ પણ દંડ ન દે તો કેટલું મોટું પાપ ઉભું થઈ જાય? એટલા માટે દુષ્ટોને યથાવત દંડ દેવામાં અને શ્રેષ્ઠોનું પાલન કરવામાં દયા છે. અને એથી વિપરીત કરવામાં દયા, ક્ષમા, રૂપ ધર્મનો નાશ છે. કેટલાક જૈનિયો દુકાન માંડે છે, તે વ્યવહારોમાં જૂઠું બોલે છે, પરાયું ધન મારે છે અને ગરીબોને છળવા આદિ કુકર્મ કરે છે. તેના નિવારણમાં વિશેષ ઉપદેશ કેમ નથી કરતા? અને મુખ પટ્ટી બાંધવી આદિ ઢોંગમાં કેમ પડ્યા રહો છો? જ્યારે તમે ચેલા ચેલી કરો છો ત્યારે કેશલુંચન કરાવવામાં અને ઘણા દિવસ ભૂખે રહેવામાં પરાયા કે પોતાના આત્માને પીડા દઈને પીડાને પ્રાપ્ત થઈને બીજાઓને દુઃખ દો છો અને આત્મહત્યા એટલે આત્માને દુઃખ દેનારા થઇ હિંસક કેમ બનો છો? જ્યારે હાથી, ઘોડા, બળદ, ઉંટપર ચઢો છો અને મનુષ્યપાસે મજુરી કરાવો છો ત્યારે તેમાં જૈનિયો પાપ કેમ નથી ગણતા? જ્યારે તમારા ચેલા ઉટપટાંગ વાતોને સત્ય નથી કરી શકતા તો તમારા તીર્થંકરો પણ સત્ય નથી કરી શકતા. જ્યારે તમે કથા વાંચો છો ત્યારે માર્ગમાં શ્રોતાઓના અને તમારા મતાનુસાર જીવ મરતાજ હશે, એટલા માટે તમે એ પાપનું મુખ્ય કારણ કેમ થાઓ છો? આ થોડાં કથનથી બહુ સમજી લેવું કે, તે જળ, સ્થળ, વાયુનાં સ્થાવર શરીરવાળા અત્યંત મૂર્છિત જીવોને દુઃખ કે સુખ કદી પોંચી શકતું નથી.

હવે જૈનિયોની બીજી પણ થોડિક અસમ્ભવ કથા લખિયે છિયે, સાંભળવું જોઇએ અને એ પણ ધ્યાનમાં રાખવું કે આપણા હાથથી સાડા ત્રણ હાથનું ધનુષ્ય થાય છે અને કાળની સંખ્યા જેવી પૂર્વે લખી આવ્યા છીએ તેવીજ સમજવી. રત્નસાર ભાગ એક પૃષ્ઠ ૧૬૬–૧૬૭ સુધીમાં લખ્યું છે:—

| તિર્થંકરોનાં નામ | શરીરની લંબાઈ, ધનુષ્ના | | પ્રમાણથી० આયુ | પૂર્વ વર્ષના પ્રમાણથી. |
|---|---|---|---|---|
| ૧ ઋષભદેવ | ૫૦૦ | ધનુષની | ( ચોરાસીલાખ ) | ૮૪૦૦૦૦૦ વર્ષ |
| ૨ અજિતનાથ | ૪૫૦ | | ( બોતેર ) | ૭૨૦૦૦૦૦ |
| ૩ સમ્ભવનાથ | ૪૦૦ | | ( સાઠ ) | ૬૦૦૦૦૦૦ |
| ૪ અભિનંદન | ૩૫૦ | | ( પચાસ ) | ૫૦૦૦૦૦૦ |
| ૫ સુમતિનાથ | ૩૦૦ | | ( ચાળીસ ) | ૪૦૦૦૦૦૦ |
| ૬ પદ્મપ્રભ | ૧૪૦ | | ( તીસ ) | ૩૦૦૦૦૦૦ |
| ૭ પાર્સ્વનાથ | ૨૦૦ | | ( વીસ ) | ૨૦૦૦૦૦૦ |
| ૮ ચન્દ્રપ્રભ | ૧૫૦ | | ( દશ ) | ૧૦૦૦૦૦૦ |
| ૯ સુવિધિનાથ | ૧૦૦ | | ( બે ) | ૨૦૦૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૦ શીતળનાથ | ૯૦ | ( એક ) | ૧૦૦૦૦૦ |
| ૧૧ શ્રેયાંસનાથ | ૮૦ | ( ચોરાસી ) | ૮૪૦૦૦૦૦ |
| ૧૨ વાસુપૂજ્યસ્વામિ | ૭૦ | ( બોત્તેર ) | ૭૨૦૦૦૦૦ |
| ૧૩ વિમળ નાથ | ૬૦ | ( સાઠ ) | ૬૦૦૦૦૦૦ |
| ૧૪ અનન્તનાથ | ૫૦ | ( ત્રીસ ) | ૩૦૦૦૦૦૦ |
| ૧૫ ધર્મનાથ | ૪૫ | ( દશ ) | ૧૦૦૦૦૦૦ |
| ૧૬ શાન્તિનાથ | ૪૦ | ( એક ) | ૧૦૦૦૦૦ |
| ૧૭ કુંથુનાથ | ૩૬ | ( પંચાણુ સહસ્ર ) | ૯૫૦૦૦ |
| ૧૮ અમરનાથ | ૩૦ | ( ચોરાસી સહસ્ર ) | ૮૪૦૦૦ |
| ૧૯ મલ્લીનાથ | ૨૫ | ( પચ્ચાવન સહસ્ર) | ૫૫૦૦૦ |
| ૨૦ મુનિસુવ્રત | ૨૦ | ( ત્રીસ સહસ્ર ) | ૩૦૦૦૦ |
| ૨૧ નમિનાથ | ૧૪ | ( એક સહસ્ર ) | ૧૦૦૦ |
| ૨૨ નેમિનાથ | ૧૦ | ( એક સહસ્ર ) | ૧૦૦૦ |
| ૨૩ પાર્શ્વનાથ | ૯ હાથની | ( સો ) | ૧૦૦ |
| ૨૪ મહાવીર સ્વામી | ૭ " | ( બોત્તેર ) | ૭૨ |

આ ૨૪ ચોવીસ તીર્થંકરો જૈનિયોનો મત ચલાવનાર આચાર્ય અને ગુરૂ છે. એમનેજ જૈનિયો પરમેશ્વર માને છે, અને એ સર્વ મોક્ષે ગયા છે. હવે એમાં બુદ્ધિમાન્ લોક વિચારી લેકે આટલાં મોટાં શરીર અને આટલું આયુ મનુષ્ય દેહનું હોવું કદી સમ્ભવે છે? આ ભૂગોળમાં ઘણાજ થોડા મનુષ્ય વસી શકે છે. આજ જૈનિયોના ગપોડા લઇને પુરાણિયોએ જે એક લાખ, દશ હજાર, અને એક હજાર વર્ષનાં આયુ લખ્યાં છે તે પણ સમ્ભવીત થઈ શકતાં નથી, તો પછી જૈનિયોનું કથન સમ્ભવીત્ કેમ કરી હોઇ શકે?

હવે બાજુ પણ સાંભળો! કલ્પભાષ્ય પૃ૦ ૪ નાગકેતે ગામની બરાબર એક શિલા આંગળી પર ધરી લીધી.

કલ્પ ભા૦ પૃ૦ ૩૫ મહાવીરે અંગુઠાથી પૃથિવી ડબાવી, તેથી શેષ નાગ કંપી ગયો!

કલ્પભાષ્ય પૃ૦ ૪૬. મહાવીરને સર્પે કડર્યો, લોહીને બદલે દૂધ નિકળ્યું અને તે સર્પ ૮ માં સ્વર્ગે ગયો! કલ્પભા૦ પૃ૦ ૪૭ મહાવીરના પગપર ખીર બનાવી અને પગ બળ્યો નહી! ક૦ ભાષ્ય પૃ૦ ૧૬ નાના સરખા પાત્રમા ઉંટ બોલાવ્યું.

રત્નસાર ભાગ ૧ પૃ. ૧૪ શરીરના મેલને ઉતારવો નહીં અને ખજવાળવું નહીં.

વિવેકસાર ભા. ૧ પૃ૦ ૧૫ જૈનિયોના એક દમસાર સાધુએ ક્રોધિત થઇને ઉદ્વેગ જનક સૂત્ર ભણીને એક શેહેરમાં આગ લગાડી દીધી, અને તે મહાવીર તીર્થંકરનો અતિ પ્રિય હતો. વિવેક ભા૦૧ પૃ૦૧૨૭ રાજાની આજ્ઞા અવશ્ય માનવી જોઇએ. વિ૦ ભા૦ ૧ પૃ૦૨૨૭ એક કોશા વેશ્યાએ

થાળીમાં સરસવની ઢગલી કરી, તેના ઉપર ફુલોથી ઢાંકેલી સોય ઉભી કરી, અને તે ઉપર સારી રીતે નાચ કર્યો, પરંતુ તે સોય પગમાં પેસવા પામી નહીં અને સરસવની તે ઢગલી પણ વિખરાઈ નહી ! ! !

તત્વવિવેક પૃ૦ ૨૨૮ એ કોશા વેશ્યા સાથે એક સ્થૂળ મુનિયે ૧૨ વર્ષસુધી ભોગ કર્યો અને પશ્ચાત દીક્ષા લઇને સદ્ગતિએ ગયો અને કોશા વેશ્યા પણ જૈન ધર્મ પાળતી થઈ સદ્ગતિએ ગઈ.

વિ૦ ભા૦ ૧ પૃ૦ ૧૮૫ એક સિદ્ધની કન્થા જે કે ગળાંમાં પેહેરવામાં આવે છે તે ૫૦ અશરફી એક વેશ્યાને નિત્ય આપતી રહી. વિ૦ ભા૦ પૃ૦૧ ૨૨૮ બલવાન્ પુરૂષની આજ્ઞા, દેવની આજ્ઞા, ઘોર વનમાં કષ્ટથી નિર્વાહ, ગુરૂ, માતાપિતા, કુલાચાર્ય, જ્ઞાતીય લોક અને ધર્મોપદેષ્ટા એ છને રોકવાથી ધર્મમાં ન્યુનતાં થાય તેથી ધર્મની હાનિ થતી નથી.

સમીક્ષક—હવે જુઓ ! એમની મિથ્યા વાતો. એક મનુષ્ય ગ્રામની બરાબરની પાષાણુની શિલાને આંગળી પર ધરી શકે છે ? ૨. અને પૃથિવી ઉપર અંગુઠો દાબવાથી પૃથિવી કદી દબાઈ શકે છે. ૩. અને જ્યારે શેષ નાગજ નહી તો કમ્પશે કોણુ ? ૪. ભલા વારૂ શરીરને કાપેથી દૂધ નિકળતું કોઇએ નથી જોયું; આ ઇંદ્રજાળ સિવાય બીજી વાત નથી, તેને કરડનાર સર્પ તો સ્વર્ગે ગયો અને મહાત્માં શ્રીકૃષ્ણાદિ ત્રીજે નરકે ગયા એ કેટલી મિથ્યા વાતો છે ? ૫ જ્યારે મહાવીરના પગપર ખીર રાંધી ત્યારે તેના પગ બળી કેમ ન ગયા ? ૬ ભલા વારૂ નાના સરખાં પાત્રમાં કદી ઉંટ આવી શકે છે ? જે શરીરનો મેલ ઉતારતા નહીં હશે અને ખજવાળતા ન હશે તે તો દુર્ગંધરૂપ મહા નરક ભોગવતા હશે. ૭ જે સાધુએ નગર બાળ્યું તેની દયા અને ક્ષમા કયાં ગઈ ? ૮ જ્યારે મહાવીરના સંગથી પણ તેનો પવિત્રાત્મા ન થયો તો હવે મહાવીરના મરવા પછી તેના આશ્રયથી જૈન લોક કદી પણ પવિત્ર ન થશે ? ૯ રાજાની આજ્ઞા માનવી જોઇએ. પરંતુ જૈનિયોએ પોતે વાણીયા હોવાથી રાજાથી ડરીને આ વાત લખી હશે. ૧૦ કોશા વેશ્યા ચાહે તેનું શરીર કેટલુંએ હલકું હોય તોપણુ સરસવની ઢગલી પર સોય ઉભી કરી તેના ઉપર નાચવું, સોય ન ભોકાવવી અને સરસવનું ન વિખરાવું એ અત્યંત જુઠું નહી તો શું છે ? ૧૧ ધર્મ કોઇએ કોઈ અવસ્થામાં પણુ ન છોડવો જોઇએ, ચાહે કંઈ પણુ થઈ જાય. ભલા વારૂ કંથા તો વસ્ત્રની થાય છે તે નિત્ય પ્રતિ ૫૦૦ અશર્ફી કેવે પ્રકારે આપી શકે ? હવે એવી એવી અસંભવ કહાણી એમની લખિયે તો જૈનિયોનાં થોથાં પોથાંની માફક બહુજ વધી જાય એટલા માટે અધિક નથી લખતા, અર્થાત્ થોડિક એ જૈનિયોની વાતો છોડીને શેષ સર્વ મિથ્યા જાળ ભરી છે. જુઓઃ—

दोससि दोरवि पढमे । दुगुणा लवणं मिधाए इसं मे ।
बारससि बारसरवि । तप्पमि इनि दिठ ससि रविणो ॥

प्रक० भा० ४ संग्रहणी सू० ॥ ७७ ॥

જે જંબુદ્વીપ લાખ યોજન–અર્થાત્ ચાર લાખ કોશનો લમ્બો છે, તેમાં આ પહેલો દ્વીપ કહેવાય છે. એમાં બે ચન્દ્ર અને બે સૂર્ય છે. અને તેમજ લવણ સમુદ્રમાં તેનાથી બમણા અર્થાત્ ૪ ચાર ચંદ્રમા અને ચાર સૂર્ય છે તથા ધાતકી ખંડમા બાર ચન્દ્રમા અને બાર સૂર્ય છે અને એને તમણા કરવાથી છત્રીસ થાય છે, તેની સાથે બે જંબૂદ્વીપના અને ચાર લવણ સમુદ્રના મળીને બેતાળીસ ચન્દ્રમાં અને બેતાલીસ સૂર્ય કાલોદધિ સમુદ્રમાં છે. એજ પ્રકારે આગળ આગલા દ્વીપ અને સમુદ્રમાં પૂર્વોક્ત બેતાળીસને તમણા કરે, તો એકસો છવીસ થાય છે તેમાં ધાતકી ખંડના બાર, લવણ સમુદ્રના ચાર અને જંબૂદ્વીપના જે બે એ રીતે ગણતાં ૧૪૪ એકસો ચુમાળીસ ચન્દ્ર અને ૧૪૪ સૂર્ય પુષ્કરદ્વીપમાં છે. એ પણ અર્ધ મનુષ્ય ક્ષેત્રની ગણના છે, પરંતુ જ્યાંસુધી મનુષ્ય નથી રહેતાં ત્યાં ઘણાજ સૂર્ય અને ઘણાજ ચન્દ્ર છે અને જે પાછલા અર્ધ પુષ્કરદ્વીપમાં બહુ ચંદ્ર અને બહુ સૂર્ય છે તે સ્થિર છે. પૂર્વોક્ત એકસો ચુમાળીસને ત્રણ ગણા કરવાથી ૪૩૨ થાય અને તેમાં પૂર્વોક્ત જંબૂદ્વીપના બે ચંદ્રમાં બે સૂર્ય ચાર ચાર લવણ સમુદ્રના અને બાર બાર ધાતકી ખંડના અને બેતાળીસ કાળા દધિસમુદ્રના મેળવવાથી ૪૯૨ ચંદ્ર અને ૪૯૨ સૂર્ય પુષ્કર સમુદ્રમાં છે. એ સર્વ વાતો શ્રીજિન ભદ્રગણાક્ષિમાશ્રમણે મોટી સંઘયણીમાં તથા યોતિસકરણ્ડક પયન્ના મધ્યે અને ચંદ્રપન્નતિ તથા સૂર પન્નતિ પ્રમુખસિદ્ધાંત ગ્રંથોમાં એજ પ્રકારે કહ્યું છે.

સમીક્ષક—હવે સાંભળો ! ભુગોળ ખગોળના જાણનારાઓ આ એક ભુગોળમાં એક પ્રકારે ૪૯૨ ચારસો બાણુ અને બીજે પ્રકારે અસંખ્ય ચંદ્ર અને સૂર્ય જૈનિયો માને છે. આપ લોકોનું મહાભાગ્ય છે કે વેદમતાનુયાયી સૂર્ય સિદ્ધાંતાદિ જ્યોતિષ ગ્રંથોના અધ્યયનથી ઠીક ઠીક ભૂગોળ ખગોળ વિદિત થયાં, જો કદી જૈનિયોના આ મહાઅંધેરમાં હોત તો જન્મભર અંધારામાં રહેતે. જેવા કે જૈનિ લોક આજ કાલ છે. એ અવિદ્વાનોને એ શંકા થઇ કે જંબૂદ્વીપમાં એક સૂર્ય અને એક ચન્દ્રથી કામ નથી ચાલતું કેમકે આવડી મોટી પૃથિવિયોને ત્રીસ ઘડીમાં ચંદ્રસૂર્ય કેમ પહોંચી શકે ? કેમકે પૃથિવીને એ લોક સૂર્યાદિથી પણ મોટી માને છે એજ એમનો મોટી ભૂલ છે.

. दो ससि दो रवि पंती एगंतरियाछ सठिसंखाया ।
मेरुं पयाहिणंता । माणुसखित्ते परि अडंति ॥

प्रक० भा० ४ संग्र० सू० ७९ ॥

મનુષ્ય લોકમાં ચંદ્રમા અને સૂર્યની પંક્તિનો સંખ્યા કહે છે, બે ચંદ્ર અને બે સૂર્યની પંક્તિ ( શ્રેણી ) છે, તે એક એક લાખ યોજન અર્થાત્ ચારલાખ કોશના અંતરથી ચાલે છે. જેમ સૂર્યની પંક્તિને અંતરે એક પંક્તિ ચંદ્રની છે, એજ પ્રકારે ચંદ્રમાની પંક્તિને અંતરે સૂર્યની પંક્ત છે એ પ્રકારે ચાર પંક્તિ છે, તે એક એક ચંદ્રપંક્તિમાં ૬૬ ચંદ્રમાં અને એક એક સૂર્ય-પંક્તિમાં ૬૬ સૂર્ય છે, તે ચારે પંક્તી જંબૂદ્વીપના મેરૂપર્વતની પ્રદક્ષિણા કરતી થકી મનુષ્ય ક્ષેત્રમાં પરિભ્રમણ કરે છે અર્થાત્ જે સમયે જંબૂદ્વીપના મેરૂથી એક સૂર્ય દક્ષિણ દિશામાં વિચરે

છે તે સમયે બીજો સૂર્ય ઉત્તર દિશામાં ફરે છે, તેમજ લવણ સમુદ્રની એક એક દિશામાં બે બે ચાલે ફરે છે, ધાતકી ખંડના ૬, કાલો દધિના ૨૧, પુષ્કરાર્ધના ૩૬, એ પ્રકારે સર્વ મળીને ૬૬ સૂર્ય દક્ષિણદિશા અને ૬૬ સૂર્ય ઉત્તર દિશામાં પોતપોતાના ક્રમથી ફરે છે, અને જ્યારે એ બેઉ દિશાના સર્વ સૂર્ય એકત્ર કરવામાં આવે તો ૧૩૨ સૂર્ય અને એમજ છાસેઠ છાસેઠ ચંદ્રમાની બેઉ દિશાઓમાંની પંક્તીયો મેળવવામાં આવે તો ૧૩૨ ચંદ્રમા મનુષ્ય લોકમાં ચાલ ચાલે છે અને એજ પ્રકારે ચંદ્રમાની સાથે નક્ષત્રાદિની પણ પંક્તિયો ઘણીજ જાણવી.

સમીક્ષક—હવે જુઓ ભાઇ ! આ ભૂગોળમાં ૧૩૨ સૂર્ય અને ૧૩૨ ચંદ્રમા જૈનિયોનાં ઘર ઉપર તપતા હશે ? ભલા વારૂ જો તપતા હશે તો તે જીવે છે કેમ ? અને વળી રાત્રિએ તો શીતના માર્યા જૈનિયો જકડી જતા હશે ? આવી અસંભવ વાતમાં તો ભૂગોળ ખગોળના ન જાણનારા ફસે છે અન્ય નહી. જ્યારે એક સૂર્ય આ ભૂગોળની માફક અન્ય અનેક ભૂગોળોમાં પ્રકાશે છે ત્યારે આ નાની સરખી ભુગોળની તો શી કથા કહેવી ? અને વળી જો પૃથિવી ન ઘૂમે અને સૂર્ય પૃથિવીની ચારે બાજુ ન ઘૂમે તો કેટલાએક વર્ષોના દિન અને રાત્ર થઈ જાય. વળી સુમેરૂ હિમાળય વિના બીજો કોઇ નથી. એ સૂર્યની સામે એવો છે કે જેમ ઘડાની સામે રાઈનો દાણો પણ નહી. એ વાતોને જૈનિલોક જ્યાંસુધી એ મતમાં રહેશે ત્યાંસુધી નથી જાણી શકતા કિંતુ સદા અંધારામાંજ રહેશે:—

**समत्तचरण सहियासव्वं लोगं फुस निरवसेसं।**
**सत्तयचउदसभाए पंचयसुपदेस विरईए॥**

**प्रक० भा०४ संग्रह सू० १३५॥**

સમ્યક ચારિત્ર સહિત જે કેવલી તે કેવલ સમુદ્ઘાત અવસ્થાથી સર્વ ચૌદ રાજ્ય લોક પોતાના આત્મપ્રદેશે કરીને ફરશે.

સમીક્ષક—જૈનિયો ચૌદ રાજ્ય માને છે તેમાંથી ચૌદમાંની શિખા પર સર્વાર્થ સિદ્ધિ વિમાનની ધ્વજાથી ઉપર થોડે દૂર પર સિદ્ધશિલા તથા દિવ્ય આકાશને શિવપુર કહે છે. તેમાં કેવલી અર્થાત્ જેને કેવલ જ્ઞાન સર્વજ્ઞતા અને પૂર્ણપવિત્રતા, પ્રાપ્ત થઇ છે તે તે લોકમાં જાય છે અને પોતાના આત્મપ્રદેશથી સર્વજ્ઞ રહે છે. જેનો પ્રદેશ હોય છે તે વિભુ નહી, જે વિભુ નહી તે સર્વજ્ઞ કેવળ જ્ઞાની કદી નથી થઈ શકતા કેમકે જેનો આત્મા એક દેશી છે તેજ જતો આવતો છે અને બદ્ધ મુક્ત જ્ઞાની અજ્ઞાની થાય છે, સર્વવ્યાપી સર્વજ્ઞ જેવા કદી પણ થઈ શકતા નથી. જે જૈનિયોના તીર્થંકર જીવરૂપ અલ્પ અલ્પજ્ઞ હોઇને સ્થિત હતા તે સર્વવ્યાપક સર્વજ્ઞ કદી પણ નથી થઇ શકતા, કિંતુ જે પરમાત્મા અનાદ્યનંત, સર્વવ્યાપક, સર્વજ્ઞ, પવિત્ર, જ્ઞાન-સ્વરૂપ છે તેને જૈનિયો માનતા નથી કે જેમાં સર્વજ્ઞાદિ ગુણ યથાતથ્ય ઘટે છે.

**गनवूभरत्ति पलियाऊ। तिगाऊ उक्कोसते जहन्नेणं।**

**मुच्छिम दुहावि अन्तमुहु । अगुलं असंख भागतणू ॥ २४१ ॥**

અહીં મનુષ્ય બે પ્રકારના છે. એક ગર્ભજ અને બીજા ગર્ભ વિના ઉત્પન્ન થયલાં, તેમાં ગર્ભજ મનુષ્યનું ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનું આયુ જાણવું અને ત્રણ કોશનું શરીર.

સમીક્ષક—વાહ, ત્રણ પલ્યોપમનું આયુ અને ત્રણ કોશના શરીરવાળા મનુષ્ય આ ભૂગોળમાં બહુ થોડા સમાઇ શકે અને વળી ત્રણ પલ્યોપમની આયુ જેમકે પૂર્વે લખી આવ્યા છે તેટલા સમયસુધી જીવે તો તેવાંજ તેમનાં સન્તાન પણ ત્રણ કોશનાં શરીરવાળાં હોવાં જોઇયે. જેમ મુમ્બઇ સરખાં શેહેરમાં બે અને કલકત્તા સરખાં શેહેરમાં ત્રણ કે ચાર મનુષ્ય નિવાસ કરી શકે છે. જો એમ હોય તો જૈનિયોએ એક નગરમાં લાખો મનુષ્ય લખ્યાં છે, તો તેમને રહેવાનું નગર પણ લાખો કોશનું જોઇયે તો સર્વ ભૂગોળમાં એવું એક નગર પણ નહીં વસી શકે !

**पणपा ललरककोपण । विरकम्भा सिद्धि शिल फलिहविमला ।**
**तद्दुवरि गजोणयंते लोगन्तो तच्छ सिद्धठिई ॥ २५८ ॥**

જે સર્વાર્થ સિદ્ધિ વિમાનની ધ્વજાથી ઉપર બાર યોજન સિદ્ધ શિલા છે તે પોહોળાઈ અને લંબાઈ અને પોલાંણમાં ૪૫ પિસ્તાલીશ લાખ યોજન પ્રમાણ છે, તે સર્વ ધોળા અર્જુન સુવર્ણમય સ્ફટિકની સમાન નિર્મળ સિદ્ધ શિલાની સિદ્ધ ભૂમિ છે તેને કોઇ "પ્રાગ્ભરા" એવાં નામ કહે છે. એ સર્વાર્થ સિદ્ધ શિલા વિમાનથી ૧૨ યોજન અલોક પણ છે. એ પરમાર્થ કેવલી શ્રુત જાણે છે, એ સિદ્ધ શિલા સર્વાર્થ મધ્ય ભાગમાં ૮ આઠ યોજન સ્થુલ છે. ત્યાંથી ૪ દિશા અને ૪ ઉપદિશામાં ઘટતી ઘટતી માખીની પાંખ સમાન પાતળી ઉત્તાન-છત્રઆકારે કરીને સિદ્ધશિલાની સ્થાપના છે, શિલાની ઉપર ૧ એક યોજનને અન્તરે લોકાંત છે ત્યાં સિદ્ધોની સ્થિતિ છે.

સમીક્ષક—હવે વિચારવું જોઇએ કે જૈનિયોનું મુક્તિસ્થાન સર્વાર્થસિદ્ધિ વિમાનની ધ્વજા ઉપર ૪૫ પિસ્તાલીસ લાખ યોજનની શિલા છે તે ચાહે તેટલી સારી અને નિર્મળ હોય તથાપિ તેમાં રહેનારા મુક્ત જીવ એક પ્રકારે બદ્ધ છે કેમકે તે શિલાથી બહાર નિકળવામાં મુક્તના સુખથી છૂટી જતા હશે અને જો અંદરજ રહેનાર હો તો તેમને વાયુ પણ ન લાગતો હશે ? આ કેવળ કલ્પના માત્ર અવિદ્વાનોને ફસાવવા માટે ભ્રમજાળ છે.

**वितिचउरिं दिस सरिरं । वार स जोयणति कोसच उकोसं ।**
**जोयणसहस पणिंदिय । उहे वुच्छन्ति विसेसन्तु ॥**

**प्रकरण० भा० ४ संग्रह० सू० २६७ ॥**

સામાન્યતાથી એકેન્દ્રિયનું શરીર ૧ સહસ્ર યોજન શરીરવાળા ઉત્કૃષ્ટ જાણવા અને બે ઇંદ્રિયવાળા જે શંખાદિનું શરીર ૧૨ યોજનનું જાણવું, એ ચતુરિંદ્રિય ભ્રમરાદિનું શરીર ૪ કોશનું અને પંચેન્દ્રિય એક સહસ્ર યોજન અર્થાત્ ૪ સહસ્ર કોશના શરીરવાળા જાણવા.

સમીક્ષક—ચાર ચાર સહસ્ર કોશના પ્રમાણવાળા શરીરધારી હોય તો ભૂગોળમાં તો બહુજ થોડાં મનુષ્ય અર્થાત્ સેંકડો મનુષ્યથી ભૂગોળ ઠસ ભરાઈ જાય કોઇને ચાલવાની જગા પણ ન રહે. પછી તે જૈનિયોને રહેવાનું ઠેકાણું અને માર્ગ પૂછે ત્યારે અને જે એમણે લખ્યું છે તેતો પોતાના ઘરમાં રાખી લે, પરંતુ ચાર સહસ્ર કોશના શરીરવાળાને નિવાસાર્થ કોઇએક નેમાટે ૩૨ બત્રીસ સહસ્ર કોશનું ઘર તો જોઇયે, જેવું એક ઘર બનાવવામાં જૈનિયોનું સર્વ ધન પુરૂં થઇ જાય, તો પણ ઘર નહીં બની શકે, આટલી મોટી આઠ સહસ્ર કોશની છત્ત બનાવવામાટે લઠ્ઠા–વળિયો કયાંથી લાવશે ? અને જો એમાં થાંભલા મુકે તો તે અંદર પ્રવેશ પણ કરી શકતો નથી એટલા માટે આવી વાતો મિથ્યા જ છે.

ते थूला पल्ले विंदुसं खिज्जाचे वहुति सव्वेवि ।

ते इक्किक असंखे । सुहुमे खम्मे पक प्पेह ॥

प्रक० भा० ४ । लघुक्षेत्र । समास प्रक० सू० ४ ॥

પૂર્વોક્ત એક આંગળ લોમના ( બાળના ) ખંડોથી ( કટકાથી ) ૪ કોશનો ચોરસ અને તેટલોજ ઉંડો કુવો ભર્યો હોય, આંગળ પ્રમાણ બાળના સર્વ મળીને વીસ લાખ સત્તાવન હજાર એકસો બાવન થાય છે. અને આધકથી અધિક ( "૩૩૦૭૬૨૧૦૪" ) "૨૪૬૫૬૨૫" "૪૨૧૯૯૬૦" "૯૭૫૩૬૦૦" ૦૦૦૦૦૦૦ તેત્રીસ ક્રોડા ક્રોડી સાત લાખ બાસઠ હજાર એકસો ચાર ક્રોડા ક્રોડી, ચોવીસ લાખ પાંસેઠ હજાર છસો પચીસ એટલા ક્રોડા ક્રોડી તથા બેંતાળીસ લાખ ઓગણીસ હજાર નોસો સાઠ એટલા ક્રોડા ક્રોડી તથા સત્તાણુ લાખ ત્રેપન હજાર છસો ક્રોડા ક્રોડી એટલા પોહોળા ઘન યોજન પલ્યોપમમાં સર્વે સ્થુલ રોમ ખંડની સંખ્યા હોય છે એ પણ સંખ્યાત કાળ થાય છે. પૂર્વોક્ત એક બાળ કટકાના અસંખ્યાત કટકા મનથી કલ્પે ત્યારે અસંખ્યાત સૂક્ષ્મ રોમાણુ થાય.

સમીક્ષક—હવે જુઓ! એની ગણવાની રીતિ એક આંગળ પ્રમાણ ( બાળ ) લોમના કેટલા ખંડ કર્યા તે કદી પણ કોઇની ગણતીમાં આવી શકે છે ? વળી તે ઉપરાન્ત મનથી અસંખ્ય કટકા ખંડ કલ્પે છે. એથી એ પણ સિદ્ધ થાય છે કે પૂર્વોક્ત કટકા ખંડ હાથથી કર્યા હશે. જ્યારે હાથથી ન થઈ શકે ત્યારે મનથી કર્યા હશે, ભલા વારૂ એ વાત કદી સંભવ હોઇ શકે છે કે એક એક આંગળ રોમના અસંખ્ય ખંડ થઇ શકે ?

जंबूदीप पमाणं गुलजोयाणलरक वहविरकंभी ।

लवणाईयासेसा । बलया भादुगुणदुगुणाय ॥

प्रक० भा० ४ लघुक्षेत्र समास प्रक० सू० १२ ॥

પ્રથમ જંબૂદ્વીપનું લાખ યોજનનું પ્રમાણ છે અને તે પોલો છે અને બાકી લવણાદિ સાત સમુદ્ર, સાત દ્વીપ, જંબૂદ્વીપના પ્રમાણથી બમણા બમણા છે આ એક પૃથિવીમાં જંબુદ્વીપાદિ સાત દ્વીપ અને સાત સમુદ્ર છે. જેમકે પૂર્વે લખી આવ્યા છિયે.

સમીક્ષક—હવે જંબુદ્વીપથી બીજો દ્વીપ બે લાખ યોજન, ત્રીજો ચાર લાખ યોજન, ચોથો આઠ લાખ યોજન, પાંચમો સોળ લાખ યોજન, છઠ્ઠો બત્રીસ લાખ યોજન અને સાતમો ચોસઠ લાખ યોજન અને એટલાં પ્રમાણથી કે તેનાથી અધિક સમુદ્રના પ્રમાણથી એ પંદર સહસ્ર પરિધિ વાળા ભુગોળમાં કેમ કરીને સમાઇ શકે છે? એથી એ વાત કેવળ મિથ્યા છે.

कुरुनइचुलसी सहसा । छच्चेवन्तरनई उपइ विजयं ।
दो दो महानईउ । चनुदस सहसा उपत्तेयं ॥
प्रक० रत्नाकर भा० ४ लघुक्षेत्र समा० सू० ६३ ॥

કુરૂક્ષેત્રમાં ૮૪ સહસ્ર નદી છે.

સમીક્ષક—ભલા પાછું કુરૂક્ષેત્ર બહુજ નાનો દેશ છે, તેને ન જોઇને એક મિથ્યા વાત લખવામાં એમને લજ્જા પણ ન આવી?

यामुत्तरा उताउ । इगेग सिंहासणाउ अइ पुव्वं ।
चउ सुवितास निआसण दिसिभवज्जिण मज्जणं होई ॥
प्रक० रत्ना० भा० ४ लघुक्षेत्र स० सू० ११९ ॥

તે શિલાની વિશેષ દક્ષિણ અને ઉત્તર દિશામાં એક એક સિંહાસન જાણવું જોઇયે. તે શિલાઓનાં નામ દક્ષિણ દિશામાં "અતિ પાણ્ડુ કંબલા" ઉત્તર દિશામાં અતિરિક્ત કંબલા શિલા છે. તે સિંહાસનોપર તીર્થંકર બેસે છે.

સમીક્ષક—જુઓ! એમના તીર્થંકરોના જન્મોત્સવાદિ કરવાના શિલા. તેપણ મુકિતની સિદ્ધ શિલા જેવીજ છે. એવી એમની ઘણી ખરી વાતો ગોલમાલ છે. ક્યાંસુધી લખિયે, કિંતુ જળ ગાળીને પીવું અને સૂક્ષ્મ જીવો પર નામ માત્ર દયા કરવી, રાત્રિયે ભોજન ન કરવું એ ત્રણ વાતો સારી છે, બાકી બીજું જેટલું એમનું કથન છે, તે સર્વ અસંભવગ્રસ્ત છે આટલાજ લેખથી બુદ્ધિમાન્ લોક ઘણું ખરૂં જાણી લેશે. થોડુંક આ માત્ર દૃષ્ટાંત રૂપે લખ્યું છે જો એમની અસંભવ વાતો સર્વ લખિયે તો એવડું પુસ્તક થઇ જાય કે એક પુરૂષ આયુ ભરમાં વાંચીપણ ન શકે એટલા માટે એક તપેલીમાં રાંધવા મુકેલા ચોખામાંના એક ચોખાની પરીક્ષા કરવાથી સર્વ ચોખા કાચા કે પાકા છે તેની પરીક્ષા થાય છે તેમજ આ થોડાક લેખથી સજ્જન લોકો ઘણી ખરી વાતો સમજી લેશે. બુદ્ધિમાનોની આગળ બહુ લખવું આવશ્યક નથી કેમકે દિગ્દર્શનવત્ સમ્પૂર્ણ આશયને બુદ્ધિમાન લોક જાણીજ લે છે.

હવે આ પછી ઇસાઇયોના મત વિષે લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिनिर्मिते सत्यार्थप्रकाशे सुभाषा-विभूषिते नास्तिकमतान्तर्गतचारवाक बौद्धजैनमतखण्डन मण्डन विषये द्वादशः समुल्लासः सम्पूर्णः ॥ १२ ॥**

# अनुभूमिका ( ३ )

જે આ બાઇબિલનો મત છે, તે કેવળ ઇસાઇયોનો છે,એમ નથી પરન્તુ એથી યહુદી આદિ પણ એમાં આવી જાય છે; જે અહીં ( ૧૩ ) તેરમાં સમુલ્લાસમાં ઇસાઈ મતના વિષયમાં લખ્યું છે,એનો એજ અભિપ્રાય છે કે આજ કાલ બાઇબલના મતમાં ઇસાઈ મુખ્ય થઈ રહ્યા છે અને યાહુદી આદિ ગૌણ છે, મુખ્યના ગ્રહણથી ગૌણનું ગ્રહણ થઈ જાય છે, એથી યહુદિયોનું પણ ગ્રહણ સમજી લેવું. એનો જે વિષય અહીં લખ્યો છે, તે કેવળ બાઇબલમાંથી કે જેને ઇસાઈ અને યહુદી આદિ સર્વે માને છે અને એજ પુસ્તકને પોતાના ધર્મનું મૂળકારણ સમજે છે. એ પુસ્તકનાં ભાષાંતર ઘણાજ થયાં છે, કે જે એના મતમાં મોટા મોટા પાદરી છે તેમણે કર્યાં છે. તેમાંથી દેવનાગરી કે સંસ્કૃત ભાષાંતર જોઇને બાઇબિલમાં ઘણીક શંકા થઈ છે, તેમાંથી થોડિક આ ૧૩ માં સમુલ્લાસમાં સર્વના વિચારાર્થે લખી છે. આ લેખ કેવળ "સત્યની વૃદ્ધિ અને અસત્યનો હ્રાસ થવાને માટે છે." કોઇને દુઃખ લગાડવા કે હાનિ કરવા અથવા મિથ્યા દોષ લગાડવા અર્થે નથી. એનો અભિપ્રાય ઉત્તર લેખમાં સર્વ કોઇ સમજી લેશે, કે એ પુસ્તક કેવું છે? અને મત પણ કેવો છે. આ લેખથી એજ પ્રયોજન છે કે સર્વ મનુષ્ય માત્રને જોવું, સાંભળવું, લખવું, આદિ કરવું, સહજ થશે અને પક્ષી, પ્રતિપક્ષી થઇને વિચાર કરી, ઇસાઈ મતનું આન્દોલન સર્વ કોઇ કરી શકશે. એથી એક એ પ્રયોજન સિદ્ધ થશે કે મનુષ્યોને ધર્મ્મવિષયક જ્ઞાન વધીને યથાયોગ્ય "સત્યાસત્ય" મત અને "કર્ત્તવ્યા કર્ત્તવ્ય" કર્મસંબંધી વિષય વિદિત થઇ "સત્ય" અને "કર્ત્તવ્યકર્મ્મ" નો સ્વીકાર, તથા અસત્ય અને અકર્ત્તવ્ય કર્મ્મનો પરિત્યાગ કરવો સહજતાથી થઇ સકશે.

સર્વ મનુષ્યોને ઉચિત છે કે સર્વના મતવિષયક પુસ્તકોને જોઈ, સમજીને કાંઈ સમ્મતિ કે અસમ્મતિ આપે કે લખે, નહી તો સાંભળ્યા કરે. કેમકે જેમ ભણવાથી પણ્ડિત થાય છે,તેમ સાંભળવાથી બહુશ્રુત થાય છે, જો શ્રોતા બીજાને નહી સમજાવી શકે, તથાપિ પોતે સ્વયં તો સમજીજ જાય છે. જે કોઈ "પક્ષપાતરૂઢ" થઇને જુએ છે તેને પોતાના અને પરાયા "ગુણદોષ" વિદિત થઇ શકતા નથી. મનુષ્યનો આત્મા યથાયોગ્ય "સત્યાસત્ય" નો નિર્ણય કરવાનું સામર્થ્ય રાખે છે, જેટલું પોતાનું પઠિત કે શ્રુત છે તેટલું નિશ્ચય કરી શકે છે, જો એક મતવાળા બીજા મતવાળાના વિષયો જાણે અને અન્ય ન જાણે તો યથાવત સમ્વાદ થઇ શકતો નથી, કિન્તુ અજ્ઞાની કોઇક ભ્રમરૂપ વાડામાં પડી જાય છે; એવું ન થાય એટલા માટે આ ગ્રન્થમાં પ્રચરિત સર્વ મતોના વિષય થોડા થોડા લખ્યા છે, એટલાથીજ શેષ વિષયોમાં અનુમાન કરી શકે છે કે તે "સાચા" છે કે જુઠા.

જે જે સર્વમાન્ય "સત્યવિષય" છે તે તો સર્વમાં એક સરખા છે, ઝગડો "જુઠાવિષયો" માં થાય છે. અથવા એક સાચો અને બીજો જુઠો હોય તોપણ કાંઇક થોડોક વિવાદ ચાલે છે. જો વાદી પ્રતિવાદી "સત્યાસત્યના નિશ્ચય" ને માટે વાદ પ્રતિવાદ કરે તો અવશ્ય નિશ્ચય થઈ જાય.

હવે હું આ ૧૩ માં સમુલ્લાસમાં ઇસાઇ મત વિષયક થોડુંક લખીને સર્વની સન્મુખ સ્થાપિત કરૂં છું, વિચારિ જુઓ કે એ કેમ છે.

**अलमतिलेखेन विचक्षणवरेषु ॥**

---



# अथ त्रयोदशसमुल्लासारम्भः ॥

## अथ कृश्चीनमतविषयं समीक्षिष्यामः ॥

હવે આગળ ઇસાઇયોના મત વિષે લખિયે છિયે, જેથી સર્વને વિદિત થઇ જાય કે એમનો મત નિર્દોષ અને એમનું બાઇબિલ પુસ્તક ઇશ્વરકૃત છે કે નહી? પ્રથમ બાઇબલનો તૌરેતનો વિષય લખવામાં આવે છેઃ—

૧. આરંભમાં ઇશ્વરે આકાશ અને પૃથ્વીને સરજ્યાં અને પૃથ્વી બેડોળ અને સૂની હતી, અને સપાટીપર અન્ધારૂં હતું અને ઇશ્વરનો આત્મા જળની ઉપર ડોલતો હતો. પર્વ ૧, આય ૧—૨.

સમીક્ષક—આરંભ કોને કહો છો? ઇસાઇ—સૃષ્ટિની પ્રથમોત્પત્તિને.

સમીક્ષક—શું આજ સૃષ્ટિ પ્રથમ થઇ? એની પૂર્વે કદી નહી થઇ હતી?

ઇસાઇ—અમે નથી જાણુતા, થઇ હતી કે નહી, ઇશ્વર જાણે.

સમીક્ષક—જ્યારે નથી જાણુતા તો આ પુસ્તકપર વિશ્વાસ કેમ કર્યો કે જેથી સન્દેહનું નિવારણ નથી થઇ શકતું, અને એનાજ ભરોસે લોકોને ઉપદેશ કરી, આ સન્દેહ ભર્યા મતમાં કેમ ફસાવો છો? અને નિસ્સન્દેહ સર્વશંકા નિવારક વેદમતનો સ્વીકાર કેમ નથી કરતા? જ્યારે તમે ઇશ્વરી સૃષ્ટિનો હાલ નથી જાણુતા, તો ઇશ્વરને કેમ જાણુતા હશો? આકાશ કોને માનો છો?

ઇસાઇ—પોલ અને અવકાશને.

સમીક્ષક—પોલની ઉત્પત્તિ કેવે પ્રકારે થઇ? કેમકે એ વિભુ પદાર્થ છે અને અતિસુક્ષ્મ છે અને ઉપર નીચે એક સરખું છે, જ્યારે આકાશ નહી સરજ્યું હતું ત્યારે પોલ અને અવકાશ હતાં કે નહી? જો ન હતાં તો ઇશ્વર જગત્નું કારણ અને જીવ કયાં રહેતા હતા? અવકાશ

વિના કોઈ પદાર્થ સ્થિત થઇ શકતો નથી, એટલામાટે તમારી બાઇબલનું કથન યુક્ત નથી. ઈશ્વર બેડોળ, અને તેનાં જ્ઞાન કર્મ બેડોળ હોય છેવા સર્વ ડોળવાળાં?

ઇસાઈ—ડોળવાળાં હોય છે.

સમીક્ષક—તો અહિં ઇશ્વરની બનાવેલી આ પૃથિવી બેડોળ હતી એમ કેમ લખ્યું?

ઇસાઈ—બેડોળનો અર્થ એછેકે ઉંચી નીચી હતી, બરાબર નહી હતી.

સમીક્ષ—પછી બરાબર કોણે કરી? અને શું હવણા પણ ઉંચી નીચી નથી? એટલાજ માટે ઇશ્વરનું કામ બેડોળ નથી થઈ શકતું, કેમકે તે સર્વજ્ઞ છે. તેના કામમાં ભૂલ, ચૂક, કદી પણ હોઇ શકતી નથી અને બાઇબિલમાં ઇશ્વરની સૃષ્ટિ બેડોળ લખી, એટલા માટે એ પુસ્તક ઇશ્વરકૃત નથી થઈ શકતું. પ્રથમ ઇશ્વરનો આત્મા, શો પદાર્થ છે?

ઇસાઇ—ચેતન.

સમીક્ષક—તે સાકાર છે કે નિરાકાર તથા વ્યાપક છે કે એકદેશી?

ઇસાઈ—ચેતન અને વ્યાપક છે, પરંતુ કોઈ એક સનાઇ પર્વત, ચોથા આસમાન આદિ સ્થાનોમાં વિશેષ કરીને રહે છે.

સમીક્ષક—જો નિરાકાર છે તો તેને કોણે જોયો અને વ્યાપકનું જળ ઉપર ડોલવું કદી નથી થઈ શકતું. વારૂ જ્યારે ઇશ્વરનો આત્મા જળપર ડોલતો હતો ત્યારે ઈશ્વર કયાં હતો? એથી એ સિદ્ધ થાય છે કે ઇશ્વરનું શરીર કહીં અન્યત્ર સ્થિત હશે અથવા પોતાના આત્માના કોઈ એક ટુકડાને જળ ઉપર ડોલાવ્યો હશે, જો એમ હોય તો વિભુ અને સર્વજ્ઞ કદી નથી થઈ શકતો. જો વિભુ નહી તો જગતની રચના, ધારણ, પાલણ અને જીવોનાં કર્મોની વ્યવસ્થા કે પ્રલય કદી નથી કરી શકતો કેમકે જે પદાર્થનું સ્વરૂપ એકદેશી છે, તેનાં ગુણ, કર્મ, સ્વભાવ, પણ એક દેશી હોય છે, જો એમ છે તો તે ઈશ્વર હોઇ શકે નહી. ઇશ્વર સર્વવ્યાપક, અનંત ગુણકર્મ સ્વભાવયુક્ત, સચ્ચિદાનંદસ્વરૂપ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, અનાદિ, અનંતાદિ લક્ષણયુક્ત વેદોમાં કહ્યો છે તેને માનો, ત્યારેજ તમારૂં કલ્યાણ થશે અન્યથા નહીં.

૨. અને ઇશ્વરે કહ્યું કે અજવાળું થાઓ. અને અજવાળું થઇ ગયું; અને ઇશ્વરે અજવાળાંને જોયું કે તે સારૂં છે, પર્વ ૧. આ૦ ૩।૪.

સમીક્ષક—શું ઇશ્વરની વાત જડરૂપ અજવાળાંએ સાંભળી લીધી? જો સાંભળી હોય તો આ સમયે પણ સુર્ય અને દીપ તથા અગ્નિનો પ્રકાશ અમારી તમારી વાત કેમ નથી સાંભળતા? પ્રકાશ જડ હોય છે તે કદી કોઇની વાત સાંભળી શકતો નથી. શું જ્યારે ઇશ્વરે અજવાળાંને જોયું ત્યારેજ જાણ્યું કે અજવાળું સારૂં છે? પેહેલાં નહીં જાણતો હતો? જો જાણતો હતો તો જોઇને સારૂં કેમ કહ્યું? જો નહી જાણતો હતો તો તે ઈશ્વરજ નહી. એટલા માટે તમારૂં બાઇબલ ઇશ્વરોક્ત નથી અને તેમાં કહેલો ઇશ્વર સર્વજ્ઞ નથી.

૩. અને ઇશ્વરે કહ્યું કે પાણીની મધ્યમાં આકાશ થાઓ અને પાણીઓનો પાણિયોથી

વિભાગ થાઓ પછી ઇશ્વરે આકાશને બનાવ્યું અને આકાશની નીચેના પાણીઓને આકાશની ઉપરનાં પાણીઓથી વિભાગ કર્યો અને તેમ થઈ ગયું: પછી ઇશ્વરે આકાશને સ્વર્ગ કહ્યું અને સાંજ અને બિહાન ( સવાર ) થઇને બીજો દિન થયો. પર્વ. ૧. આ૦ ૬-૭-૮.

સમીક્ષક—શું આકાશ અને જળે પણ ઇશ્વરની વાત સાંભળી લીધી? અને જો જળની વચ્ચે આકાશ ન હોત તો જળ રહેતજ ક્યાં? પ્રથમ આયતમાં આકાશને સરજ્યું હતું પુનઃ આકાશનું બનાવવું વ્યર્થ થયું. જો આકાશને સ્વર્ગ કહ્યું તો તે સર્વ વ્યાપક છે એટલા માટે સર્વત્ર સ્વર્ગ થયું પછી ઉપર સ્વર્ગ છે, એમ કહેવું, વ્યર્થ છે, જ્યારે સૂર્ય ઉત્પન્નજ નહી થયો હતો તો પુનઃ દિન અને રાત ક્યાંથી થઇ ગયાં? આવી અસમ્ભવ વાતો આગલી આયતોમાં ભરી છે.

૪. પછી ઇશ્વરે કહ્યું કે આદમને પોતાના સ્વરૂપમાં પોતાના સમાન બનાવું:–તેમ ઇશ્વરે આદમને પોતાના સ્વરૂપમાં ઉત્પન્ન કર્યો; તેણે તેને ઇશ્વિરના સ્વરૂપમાં ઉત્પન્ન કર્યો; તેણે તેને નર અને નારી બનાવ્યો; અને ઇશ્વરે તેને આશીષ આપીઃ—॥ પર્વ ૧. આ૦ ૨૬-૨૭-૨૮.

સમીક્ષક—જો આદમને ઇશ્વરે પોતાના સ્વરૂપમાં બનાવ્યો તો ઇશ્વિરનું સ્વરૂપ, પવિત્ર, જ્ઞાનસ્વરૂપ, આનંદમય આદિ લક્ષણયુક્ત છે, તેના જેવો આદમ કેમ નહી થયો? જો ન થયો તો તેના સ્વરૂપમાં નહી બન્યો અને આદમને ઉત્પન્ન કર્યો તો ઇશ્વિરે પોતાના સ્વરૂપનેજ ઉત્પત્તિવાળું કર્યું, પુનઃ તે અનિત્ય કેમ નહી? અને આદમને ઉત્પન્ન ક્યાંથી કર્યો?

ઇસાઇ—માટીથી બનાવ્યો. સમીક્ષક—માટી ક્યાંથી બનાવી?

ઇસાઇ—પોતાની કુદરત અર્થાત્ સામર્થ્યથી.

સમીક્ષક—ઇશ્વરનું સામર્થ્ય અનાદિ છે કે નવીન? ઇસાઈ—અનાદિ છે.

સમીક્ષક—જો અનાદિ છે તો જગતનું કારણ સનાતન થયું; પછી અભાવથી ભાવ કેમ માનો છો?

ઇસાઈ—સૃષ્ટિની પૂર્વે, ઇશ્વર વિના કોઇ વસ્તુ ન હતી.

સમીક્ષક—જો ન હતી તો આ જગત્ ક્યાંથી બન્યું? અને ઇશ્વરનું સામર્થ્ય દ્રવ્ય છે કે ગુણ? જો દ્રવ્ય છે તો ઇશ્વિરથી ભિન્ન, બીજો પદાર્થ હતો અને જો ગુણ છે તો—ગુણથી દ્રવ્ય કદી બની શકતું નથી. જેમ રૂપથી અગ્નિ અને રસથી જળ નથી બની શકતું અને જો ઇશ્વરથી જગત્ બન્યું હતું તો ઇશ્વિરની સદૃશ ગુણકર્મસ્વભાવવાળું હોતે. તેના ગુણકર્મસ્વભાવના સદૃશ ન હોવાથી, એજ નિશ્ચય છે કે ઇશ્વિરમાંથી બન્યું નથી કિન્તુ જગત્નું કારણ અર્થાત્ પરમાણુ આદિ નામવાળા જડ પદાર્થથી બન્યું છે. જેવી કે જગત્ની ઉત્પત્તિ વેદાદિ શાસ્ત્રોમાં લખી છે, તેવીજ માની લો. જેથી ઇશ્વિર જગત્ને બનાવે છે, જો આદમની અંદરનું સ્વરૂપ જીવને અને બાહરનું મનુષ્યને સદૃશ છે તો તેવું ઇશ્વરનું સ્વરૂપ કેમ નહી? કેમકે જો આદમ, ઇશ્વરની સદૃશ બન્યો તો ઇશ્વર આદમની સદૃશ અવશ્ય હોવો જોઇયે.

૫—ત્યારે પરમેશ્વર ઇશ્વરે ભુમિની ધુળથી આદમને બનાવ્યો, અને તેના નસ્કોરાંમાં જીવનનો શ્વાસ ફુંક્યો અને આદમ જીવતો પ્રાણ થયો. ॥ અને પરમેશ્વર ઇશ્વરે એદનમાં પૂર્વ તરફ એક વાડી બનાવી અને જે આદમને તેણે બનાવ્યો હતો તેને તેમાં રાખ્યો. અને તે વાડીની મધ્યમાં જીવનનું પેડ-ઝાડ અને ભલાં બુરાનાં જ્ઞાનનું ઝાડ ભુમિથી ઉગાડયું. ॥ પર્વ ૨. ૭-૮-૯

સમીક્ષક—જ્યારે ઇશ્વરે એદનમાં વાડી બનાવીને તેમાં આદમને રાખ્યો ત્યારે ઇશ્વર નહી જાણતો હતો કે એને પુનઃ અહીંથી કાઢવો પડશે ? અને જ્યારે ઇશ્વરે આદમને ધુળથી બનાવ્યો તો ઇશ્વરનું સ્વરૂપ નહી થયું અને જો છે તો ઇશ્વર પણ ધુળથી બન્યો હશે ? જ્યારે તેનાં નસ્કોરાંમાં ઇશ્વરે શ્વાસ ફુંક્યો તો તે શ્વાસ ઇશ્વરનું સ્વરૂપ હતું કે ભિન્ન ? જો ભિન્ન હતો તો ઇશ્વર આદમના સ્વરૂપમાં નહી બન્યો. જો એક છે તો આદમ અને ઇશ્વર એકજ જેવા થવા, અને જો એક સરખા છે તો આદમની પેઠે જન્મ, મરણ, વૃદ્ધિ, ક્ષય, ક્ષુધા, તૃષા, આદિ દોષો ઇશ્વરમાં આવ્યા, તે ઇશ્વર કેવી રીતે થઇ શકે છે ? એટલા માટે એ તૌરેતની વાત ઠીક વિદિત થતી નથી અને એ પુસ્તક પણ ઇશ્વરકૃત નથી.

૬—અને પરમેશ્વર ઇશ્વરે આદમને મહા નિદ્રામાં નાખ્યો અને તે ગાઢ નિદ્રામાં હતો ત્યારે તેની પાંસળીયોમાંથી એક પાંસળી કાઢી અને તેની જગોએ માંસ ભરી દીધું ॥ અને પરમેશ્વર ઇશ્વરે આદમની તે પાંસળીથી એક નારી બનાવી અને તેને આદમના પાસે લાવ્યો. ॥ પ૦ ૨ આ. ૨૧-૨૨

સમીક્ષક—જો ઇશ્વરે આદમને ધુળથી બનાવ્યો તો તેના સ્ત્રીને ધુળથી કેમ નહી બનાવી ? અને જો નારીને હાડકાંથી બનાવી તો આદમને હાડકાંથી કેમ નહી બનાવ્યો ? અને જેમ નરમાંથી નિકળવાથી નારી નામ થયું, તો નારીથી નર નામપણ થવું જોઇયે અને તેઓમાં પરસ્પર પ્રેમ પણ રહે, જેમ સ્ત્રીની સાથે પુરૂષ પ્રેમ કરે તેમ પુરૂષની સાથે સ્ત્રી પણ પ્રેમ કરે. જુઓ વિદ્વાન લોકો ! ઇશ્વરની કેવી પદાર્થ વિદ્યા—અર્થાત્ "ફિલોસોફી" ચલકે છે ! જો આદમની એક પાંસળી કાઢીને નારી બનાવી તો સર્વ મનુષ્યોની એક પાંસળી ઓછી કેમ નથી હોતી ? અને સ્ત્રીનાં શરીરમાં એક પાંસળી હોવી જોઇયે, કેમકે તે એક પાંસળીથી બની છે. શું જે સામગ્રીથી સર્વ જગત્ બનાવ્યું તે સામગ્રીથી સ્ત્રીનું શરીર નહી બની શકતું હતું ? એટલા માટે આ બાઇબલનો સૃષ્ટિક્રમ સૃષ્ટિ વિદ્યાથી વિરૂદ્ધ છે.

**૭. હવે સાપ ભુમિના હરેક પશુથી કે જેને પરમેશ્વરે બનાવ્યાં તે સર્વમાં સાપ ધુર્ત્ત હતો, અને તેણે સ્ત્રીને કહ્યું કે એ નિશ્ચય ઇશ્વરે કહ્યું છે કે તારે આ વાડીનાં સર્વ ઝાડ ઉપરનું ના ખાવું. ॥ ત્યારે સ્ત્રીએ સર્પને કહ્યું કે અમે તો આ વાડીનાં ઝાડનાં ફળો ખાઇયે છિયે. ॥ પરંતુ તે ઝાડનું ફળ કે જે વાડીના મધ્ય ભાગમાં છે તે વિષે ઇશ્વરે કહ્યું કે તારે તે ન ખાવું અને ન તેને અડકવું, નહિ તો મરી જશો. ॥ ત્યારે સર્પે સ્ત્રીને કહ્યું કે તમે નિશ્ચય મરશો એમ નથી. કેમકે ઇશ્વર જાણે છે કે જે દિન તમે તે ખાશો, તમારી આંખો ઉઘડી જશે અને તમે સારાં અને**

નઠારાંની ઓળખમાં ઇશ્વરની સમાન થઈ જશો ॥ અને જ્યારે સ્ત્રીએ જાણ્યું કે ઝાડ ખાવામાં સુસ્વાદ અને દૃષ્ટિમાં સુંદર અને બુદ્ધિ આપવાને યોગ્ય છે તો તેનાં ફળમાંથી લીધું અને ખાધું અને પોતાના પતીને પણ આપ્યું, અને તેણે ખાધું. ॥ ત્યારે તે બેઉની આંખો ઉઘડી ગઈ અને તેઓ જાણી ગયાં કે અમે નાગાં છિયે, તેથી તેઓએ અંજીરનાં પાત્રાંને એકઠાં કરીને સીવ્યાં અને પોતાને માટે ઓઢણા બનાવ્યાં ॥ ત્યારે પરમેશ્વર ઇશ્વરે સર્પને કહ્યું કે જે આ તેં કર્યું છે તેં કારણ માટે તું સર્વ ઢોર ગ્રામ પશુ અને હરેક વનનાં પશુથી અધિક શાપિત થશે. પોતાના પેટના બળથી ચાલશે અને પોતાના જીવન ભર ધુળ ખાયા કરશે. ॥ અને હું તારામાં અને સ્ત્રીમાં અને તારા વંશમાં અને તેના વંશમાં વેર નાંખીશ, તે તારા શરીરને કચડશે અને તુ તેની એડીને કરડશે. અને તેણે સ્ત્રીને કહ્યું કે હું તારી પીડા અને ગર્ભધારણને બહુજ વધારીશ તું બાળક જણશે અને તારી ઇચ્છા તારા પતી પર થશે અને તે તારા પર પ્રભુતા કરશે. ॥ તેણે આદમને કહ્યું કે તેં જે પોતાની પત્નીનો શબ્દ માન્યો છે અને જે ઝાડને મેં તારા ખાવાથી વર્જ્યું હતું તે તેં ખાધું છે એ કારણને લીધે ભુમિ તારે માટે શાપિત છે. પોતાના જીવન ભર તું તેને પીડાનો સાથે ખાશે. ॥ અને તે કાંટા અને ઉંટ કંટોર તારે માટે ઉગાડશે અને તું ખેતરનાં સાગપાન ખાશે

તૌરેત ઉત્પત્તિ પર્વ૦ ૩. આ૦ ૧ થી ૭ અને ૧૪ થી ૧૮.

સમીક્ષક—જો ઇસાઇયોનો ઇશ્વર સર્વજ્ઞ હોત તો એ ધુર્ત્ત સર્પ અર્થાત સેતાનને કેમ બનાવત ? અને જો બનાવ્યો તો તેજ ઇશ્વિર અપરાધનો ભાગી છે કેમકે જો તે તેને દુષ્ટ ન બનાવતે તો તે તે દુષ્ટતા કેમ કરતે ? અને જો તે પૂર્વે જન્મ નથી માનતા તો બિના અપરાધ તેને પાપી કેમ બનાવ્યો ? અને સાચું પૂછો તો તે સર્પ નહીં હતો, કિંતુ મનુષ્ય હતો કેમકે જો મનુષ્ય ન હોત તો મનુષ્યની ભાષા કેમ કરી બોલી શકતે ? અને જો પોતે જુઠો અને અન્યને જુઠાંમાં ચલાવે તેને સેતાન કહેવો જોઇયે. પણ અહીં સેતાન સત્યવાદી છે અને તેથી તેણે તે સ્ત્રીને બહેકાવી નહીં કિંતુ સાચૂ કહ્યું અને ઈશ્વરે આદમ અને હવ્વાને જૂઠું કહ્યું કે એ ખાવાથી તમે મરી જશો, જ્યારે તે વૃક્ષ જ્ઞાન દાતા અને અમર કરનાર હતું. તો તેનું ફળ ખાવાથી તેમને કેમ વર્જ્યું અને જો વર્જ્યું તો તે ઇશ્વર જુઠો અને બહેકાવવાવાળો ઠર્યો, કેમકે તે વૃક્ષનું ફળ મનુષ્યોને જ્ઞાન અને સુખકારક હતું, અજ્ઞાન અને મૃતકારક નહીં હતું. જ્યારે ઇશ્વરે ફળ ખાવાથી વર્જ્યાં તો તે વૃક્ષની ઉત્પત્તિ શા માટે કરી હતી ? જો પોતાને માટે કરી તો શું પોતે અજ્ઞાની અને મૃત્યુ ધર્મવાળો હતો અને જો બીજાને માટે બનાવ્યું તો ફળ ખાવમાં અપરાધ કાંઈ પણ ન થયો. અને આજ કાલ કોઇપણ વૃક્ષ જ્ઞાનકારક અને મૃત્યુનિવારક જોવામાં નથી આવતું. શું ઇશ્વરે તેનું બીજ પણ નષ્ટ કર્યું ? એવી વાતોથી મનુષ્ય છલી કપટી થાય છે તો ઇશ્વર એવો કેમ ન થયો કેમકે જે કોઈ બીજા સાથે છલકપટ કરે તો તે છલી કપટી કેમ ન હોય ? અને આ ત્રણેને જે શાપ દીધો તે વિના અપરાધથી છે પુનઃ તે ઇશ્વર અન્યાયકારી પણ થયો અને એ શાપ ઇશ્વિરનેજ હોવો જોઇએ, કેમકે તે જૂઠું બોલ્યો અને તેને બેહકાવ્યો.

એ ફિલોસોફી જુઓ ! શું વિના પીડા ગર્ભધારણ અને બાળકનો જન્મ થઈ શકતો હતો અને વિના શ્રમ કોઇ પોતાની જીવિકા કરી શકે છે ? શું પ્રથમ કાંટા આદિ વૃક્ષ ન હતાં ? અને જ્યારે શાક પાન ખાવું એ સર્વ મનુષ્યોને ઇશ્વરના કહેવાથી ઉચિત થયું તો ત્યારે જે ઉત્તરમા માંસ ખાવું બાઇબલમાં લખ્યું તે જૂઠું કેમ નહીં ? અને જો તે સાચું હોય તો આ જૂઠું છે. જયારે આદમનો કાંઇ પણ અપરાધ સિદ્ધ નથી થતો તો ઇસાઈ લોક સર્વે મનુષ્યોને આદમના અપરાધથી સન્તાન થવા પર અપરાધી કેમ કહે છે ? ભલા એવું પુસ્તક અને એવો ઇશ્વર કદી બુદ્ધિમાનોની સમીપે યોગ્ય થઈ શકે છે ?

૮. અને પરમેશ્વર ઇશ્વરે કહ્યું કે જુઓ આદમ સારૂં નઠારૂં જાણવામાં અમારામાંથી એકના જેવો થયો અને હવે એમ ન થાય કે તે પોતાનો હાથ નાંખે અને જીવનનાં વૃક્ષમાંથી પણ લઇને ખાય અને અમર થઇ જાય, તેથી તેણે આદમને કાઢી મુકયો અને એદનની વાડીની પૂર્વતરફ કરોબીમ ચમકતાં હવાં ખડગ મૂકી દીધાં જે ચારે બાજુ ઘૂમતાં હતાં જેથી જીવનના ઝાડના માર્ગની રક્ષા થાય ॥ પર્વ૦ ૩ આ૦ ૨૨-૨૪.

સમીક્ષક—વાહ, ઇશ્વરને એવી ઇર્ષ્યા અને ભ્રમ કેમ થયો કે જ્ઞાનમાં અમારા તુલ્ય થયો ? શું એ નઠારી વાત થઇ ? એ શંકાજ કેમ પડી ? કેમકે ઇશ્વર તુલ્ય કદી પણ કોઇ થઇ શકતો નથી ? કિન્તુ આ લેખથી એમ પણ સિદ્ધ થઇ શકે છે કે તે ઇશ્વર ન હતો, કિન્તુ મનુષ્ય વિશેષ હતો; બાઇબિલમાં જ્યાં કહીં ઇશ્વરની વાત આવે છે, ત્યાં મનુષ્યની માફકજ લખવામાં આવે છે; હવે જુઓ ! આદમનાં જ્ઞાનના વધારવાથી ઇશ્વર કેટલો દુઃખી થયો, અને પછી અમર વૃક્ષનું ફળ ખાવામાં કેટલી ઇર્ષ્યા કરી, અને પ્રથમ જ્યારે તેને વડીમાં રાખ્યો ત્યારે તેને ભવિષ્યનું જ્ઞાન ન હતું કે એને પુનઃ કાઢવો પડશે ! એટલામાટે ઇસાઇયોનો ઇશ્વર સર્વજ્ઞ ન હોતો અને ચમકતા ખડગનો જે પેહેરો રાખ્યો, એ પણ મનુષ્યનું કામ છે ઇશ્વરનું નહીં.

૯. અને કેટલાક દિવસ પછી એમ થયું કે " કાઇન " ભૂમિનાં ફળોમાંથી પરમેશ્વરને માટે ભેટ લાવ્યો, અને હાબીલ પણ પોતાનાં બકરાં મેંઢાંની ઝુંડમાંથી પુષ્ટ અને મોટી મોટી બકરી લાવ્યો, અને પરમેશ્વરે હાબીલ તથા તેની ભેટનો આદર કર્યો,, પરંતુ કાઇનનો અને તેની ભેટનો આદર ન કર્યો. એટલામાટે કાઇન અતિ કુપિત થયો અને પોતાનું મોં ફુલાવ્યું. ત્યારે પરમેશ્વરે કાઇનને કહ્યું કે તું કેમ ક્રોધિત છે અને તારૂં મોં કેમ ફુલી ગયું ? તોરેત૦ પર્વ૦ ૪ આ૦ ૩ થી ૬.

સમીક્ષક—જો ઇશ્વર માંસાહારી ન હોત તો બકરાંની ભેટ અને હાબીલનો સત્કાર અને કાઇનનો અને તેની ભેટનો તીરસ્કાર કેમ કરતે ? અને એવો ઝગડો લગાવવાનું અને હાબીલનાં મૃત્યુનું કારણ પણ ઇશ્વરજ થયો અને જેમ આપસમાં મનુષ્ય લોક એક બીજા સાથે વાતો કરે છે, તેવીજ રીતે ઇસાઇયોના ઇશ્વરની વાતો છે, બગીચામાં આવવું જવું અને તેનું બનાવવું પણ મનુષ્યોનાં કર્મ છે, એથી વિદિત થાય છે કે આ બાઇબલ મનુષ્યોનું બનાવેલું છે, ઇશ્વરનું નહીં.

૧૦. જ્યારે પરમેશ્વરે કાઇનને કહ્યું, તારો ભાઇ હાબિલ કયાં છે ? અને તે બોલ્યો, હું

નથીજાણતો શું હું મારા ભાઇનો રખેવાળ છું. ત્યારે તેણે કહ્યું કે તેં શું કર્યું ? તારા ભાઈના લોહીનો શબ્દ ભૂમિમાંથી મને પોકારે છે. અને હવે તું પૃથિવીથી શાપિત છે. તૌ૦ પર્વ૦ ૪ આ૦ ૯–૧૦–૧૧.

સમીક્ષક—શું ઇશ્વર કાઇનને પૂછ્યા વિના હાબિલનો હાલ નહીં જાણતો હતો ? અને લોહિનો શબ્દ ભુમિમાંથી કદી કોઇને પોકારી શકે છે ? આ સર્વે વાતો અવિદ્વાનોની છે એટલા માટે એ પુસ્તક ઇશ્વર, કે કોઇ વિદ્વાનનું પણ બનાવેલું થઈ શકતું નથી.

૧૧. અને હનૂક મતૂસિલહની ઉત્પત્તિ પછી ત્રણસો વર્ષ પર્યન્ત ઇશ્વરની સાથે સાથે ચાલતો હતો. તૌ૦ પર્વ૦ ૫ આ૦ ૨૨.

સમીક્ષક—વાર, ઇસાઇયોનો ઇશ્વર મનુષ્ય ન હોત તો હનૂક તેની સાથે સાથે કેમ ચાલતે ? માટે જે વેદોક્ત નિરાકાર ઇશ્વર છે, તેનેજ ઇસાઇ લોક માને તો તેમનું કલ્યાણ થઇ જાય.

૧૨. અને તેનાથી પુત્રિયો ઉત્પન્ન થઇ; તો ઇશ્વરના પુત્રોએ આદમની પુત્રિયોનેજોઇ કે તે સુંદરી છે અને તેમાંથી જેણે જેને ચાહી તેનો તેની સાથે વિવાહ કર્યો, અને તે દિનોમાં પૃથિવીપર દાનવ હતા. અને તેઓ પણ જ્યારે ઇશ્વરના પુત્ર આદનમની પૂત્રિયો સાથે મળ્યા તો તેનાથી બાળક ઉત્પન્ન થયાં જે બળવાન્ થયાં જે આગળથી નામી હતાં. અને ઇશ્વરે જોયું કે આદમની દુષ્ટતા પૃથિવી ઉપર બહુજ થઇ અને તેના મનની ચિન્તા અને ભાવના પ્રતિદિન કેવળ બૂરી થાય છે, ત્યારે આદમીને પૃથિવી ઉપર ઉત્પન્ન કરવાથી પરમેશ્વર પસ્તાયો અને તેને અતિ શોક થયો. ત્યારે ઇશ્વરે કહ્યું કે આદમી કે જેને મેં ઉત્પન્ન કર્યા તે આદમીથી લઇને પશુ પર્ય્યંત અને આકાશના પક્ષિયોને પૃથિવી પરથી નષ્ટ કરીશ. કેમકે તેમને બનાવવાથી હું પસ્તાઉં છું. તૌ૦ પર્વ૦ ૬ આ૦ ૧–૨–૩–૪–૫–૬–૭.

સમીક્ષક—ઇસાઇયોને પૂછવું જોઇયે કે ઇશ્વરના બેટા કોણ છે ? અને ઇશ્વરની સ્ત્રી, સાસુ, શ્વસુર, શાળા અને સંબંધી કોણ છે ? કેમકે હવે તો આદમની બેટિયો સાથે વિવાહ થવાથી, ઇશ્વર એમનો બંમ્બંધી થયો, અને જે તેનાથી ઉત્પન્ન થાય છે, તે પુત્ર અને પ્રપૌત્ર થયા. શું એવી વાત ઇશ્વર અને ઇશ્વરનાં પુસ્તકની થઇ શકે છે ? કિન્તુ એ સિદ્ધ થાય છે કે તે જંગલી મનુષ્યોએ એ પુસ્તક બનાવ્યું છે. તે ઇશ્વરજ નહીં જે સર્વજ્ઞ ન હોય, ન ભવિષ્યની વાત જાણે; પણ તે જીવ છે. શું જ્યારે સૃષ્ટિ કરી હતી ત્યારે આગળ મનુષ્ય દુષ્ટ થશે, એમ નહીં જાણતો હતો ? અને પસ્તાવું, અતિ શોકાદિ થવું; ભૂલથી કામ કરીને પછી પશ્ચાત્તાપ કરવો આદિ ઇસાઇયોના ઇશ્વરમાં ઘટી શકે છે, કેમકે ઇસાઇયોનો ઇશ્વર પૂર્ણ વિદ્વાન યોગી પણ ન હતો, નહીં તો શાન્તિ અને વિજ્ઞાનથી, અતિ શોકાદિથી પૃથક્ થઇ શકતે. વાર, પશુ પક્ષી પણ દુષ્ટ થઇ ગયાં. જોતે ઇશ્વર સર્વજ્ઞ હોત તો આવો વિષાદી કેમ હોત ? એટલા માટે એ ઇશ્વર અને એ ઇશ્વરકૃત પુસ્તક થઇ શકતું નથી. જેવો વેદોક્ત પરમેશ્વર સર્વ પાપ, કલેશ, દુઃખ શોકાદિથી રહિત " સચ્ચિદાનન્દસ્વરૂપ " છે તેને ઇસાઇ લોક માનત વા હવે પણ માને તો પોતાના મનુષ્ય જન્મને સફળ કરી શકે.

૧૩. તે નાવ-હોડીની લમ્બાઇ ત્રણસો હાથ અને પોહોળાઇ પચાસ હાથ અને ઉંચાઇ ત્રીસ હાથની હોય, તારે નાવમાં જવું, તું અને તારા પુત્રો અને તારી પત્નિ અને તારા પુત્રોની પત્નિયો પણ તારી સાથે. અને સર્વ શરીરોમાંથી જીવતા જન્તુએ બે પોતાની સાથે નાવમાં લેવા, જેથી તે તારી સાથે જીવતા રહે પણ તે નર અને નારી હોય. પક્ષીમાંથી તેમની જાત જાતના અને ઢોરમાંથી તેમની જાત જાતનાં અને પૃથિવીના હરેક રેંગવૈયે—જીવધારી માંથી જાત જાતના, એમ હરેકમાંથી બેબે તારી પાસે આવે જેથી તે જીવતાં રહે. અને તું પોતાને માટે ખાવાને સર્વ સામગ્રી પોતાની પાસે એકઠી કર. તે તમારે અને તેને માટે ભોજન થશે. તે ઇશ્વરની સર્વ આજ્ઞા પ્રમાણે નૂહે કર્યું. તૌ૦ પર્વ૦ ૬ આ૦ ૧૫-૧૮-૧૯-૨૦-૨૧-૨૨.

સમીક્ષક—ભલા કોઇ પણ વિદ્વાન્ આવી વિદ્યાથી વિરૂદ્ધ અસમ્ભવ વાતના વક્તાને ઇશ્વર માની શકે છે? કેમકે એટલી મોટી, પોહોળી, ઉંચી નાવમાં હાથી, હાથણી, ઉંટ, ઉંટણી આદિ ક્રોડો જન્તુ અને તે સર્વ કુટુંબની તેમની ખાવા પીવાની ચીજો, પણ સમાઇ શકે છે? આ એટલા માટેજ મનુષ્યકૃત પુસ્તક છે. જેણે એ લેખ લખ્યો છે તે વિદ્વાન્ પણ ન હતો.

૧૪. અને નૂહે પરમેશ્વરને માટે એક વેદી બનાવી, અને સઘળાં પવિત્ર પશુ અને હરેક પવિત્ર પક્ષિયોમાંથી લીધાં અને હોમની ભેટ તે વેદીપર ચઢાવી અને પરમેશ્વરે સુગન્ધી લીધી અને પરમેશ્વરે પોતાના મનમાં કહ્યું કે આદમીને માટે હું પૃથિવીને ફરીથી કદી સ્રાપ નહી દઇશ. એનું કારણ એ કે આદમીના મનની ભાવના તેની નાનપણની હોવાથી બુરી છે અને જે રીતિથી મેં સઘળા જીવ ધારિયોને માર્યા, તે રીતીથી કદી કદી નહી મારીશ. તૌરેત૦ પર્વ૦૮ આ૦ ૨૦-૨૧.

સમીક્ષક—વેદીના બનાવવાથી અને હોમ કરવાના લેખથી એજ સિદ્ધ થાય છે કે એ વાતો વેદોમાંથી બાઇબલમાં ગઇ છે. શું પરમેશ્વરને નાક પણ છે કે જેથી સુગન્ધ સૂંધી? શું એ ઇસાઇયોનો ઇશ્વર મનુષ્યવત્ અલ્પજ્ઞ નથી? કે કોઇ વાર સ્રાપ દેછે અને કોઇવાર પસ્તાય છે, કોઇવાર કહે છે કે સ્રાપ ન દઇશ. પ્રથમ દીધો હતો અને પાછો પણ દેશે. પ્રથમ સર્વને મારી નાંખ્યા અને હવે કહે છે કે કદી નહી મારીશ !!! એ વાતો સઘળી બાળકપણાની છે ઇશ્વિરની નથી. અને ન કોઇ વિદ્વાનની; કેમકે વિદ્વાનની પણ વાત અને પ્રતિજ્ઞા સ્થિરજ હોય છે.

૧૫. અને ઇશ્વિરે નૂહને અને તેના છોકરાને આશીષ દિધી અને તેણે કહ્યું કે હરેક જીવતા ચાલતા જન્તુ તમારા ભોજન માટે થશે. મેં લીલી તરકારી-શાકપાન સમાન સઘળી વસ્તુ તમને આપી; કેવલ માંસ, તેનો જીવ અર્થાત્ તેના લોહી સમેત ન ખાવું. તૌરેત૦ પર્વ૦૯ આ૦ ૧-૩-૪.

સમીક્ષક—શું એકને પ્રાણ કષ્ટ દઇને બીજાને આનંદ કરાવવાથી, ઇસાઇયોનો ઇશ્વિર દયાહીન નથી? જો માતાપિતા એક બાળકને મરાવીને બીજાને ખવડાવે તો તે મહાપાપી ન થાય? એવાજ પ્રકારની આ વાત છે. કેમકે ઇશ્વરને તો સર્વ પ્રાણી પુત્રવત્ છે, પણ એવો નહી હોવાથી એમનો ઇશ્વિર કસાઇવત્ કામ કરે છે અને સર્વે મનુષ્યોને હિંસક પણ એણેજ બનાવ્યાં છે, એટલા માટે ઇસાઇયોનો ઇશ્વિર નિર્દય હોવાથી પાપી કેમ નહી?

૧૬. અને સઘળી પૃથિવીપર એકજ બોલી અને એકજ ભાષા હતી. પછી તેણે કહ્યું કે આવો આપણે એક નગર અને એક ગુમ્મટ કે જેની ટોચ સ્વર્ગપર્યન્ત પોહોંચે, આપણે માટે બનાવિયે અને આપણું નામ કરિયે, એમ નહી થાય કે આપણે સારી પૃથિવીપર છિન્ન ભિન્ન થઇ જઇયે. ત્યારે પછી ઇશ્વર તે નગર અને તે ગુમ્મટ કે જેને આદમના સન્તાન બનાવતા હતા, તે જોવાને ઉતર્યો; ત્યારે પરમેશ્વરે કહ્યું કે જુઓ એ લોક એકજ છે અને એ સર્વની બોલી એકજ છે, હવે તેઓ એવું એવું કાંઇ કરવા લાગ્યા તો હવે તેઓ જે ઉપર મન લગાડશે તેનાથી અલાયધા નહી કરવામાં આવશે. આવો, આપણે ઉતરીએ અને ત્યાં તેમની ભાષાને ગડબડાવીએ કે જેથી એક બીજાની બોલી ન સમજે પછી પરમેશ્વરે તેમને ત્યાંથી સારી પૃથિવી પર છિન્ન ભિન્ન કર્યા અને તેઓ નગર બનાવવાથી અલગ રહ્યા. તૌરેત–પર્વ–૧૧ આયાત–૧–૪–૫–૬–૭–૮.

સમીક્ષક—જ્યારે આખી પૃથિવીપર એક ભાષા અને બોલી હશે તે સમય સર્વ મનુષ્યોને પરસ્પર અત્યન્ત આનન્દ પ્રાપ્ત થયો હશે, પરંતુ શું કરિયે આ ઇસાઇયોના ઇર્ષ્યક ઇશ્વરે સર્વની ભાષા ગડબડાવીને, સર્વનું સત્યનાશ કર્યું, તેણે એ મોટો અપરાધ કર્યો; શું એ સેતાનના કામથી પણ બદતર કામ નથી! અને એથી એપણ વિદિત થાય છે કે ઇસાઇયોનો ઇશ્વર સનાઈ પહાડ આદિપર રહેતો હતો અને જીવોની ઉન્નતિ પણ નહી ચાહતો હતો; એ એક અવિદ્વાન્ સિવાય ઇશ્વરની વાત અને એ ઇશ્વરોક્ત પુસ્તક કેમ કરી હોઇ શકે?

૧૭. ત્યારે તેણે પોતાની પત્નિ “સરી” ને કહ્યું કે જો હું જાણું છું કે તું દેખાવમાં સુન્દર સ્ત્રી છે. એટલા માટે એમ થશે કે જ્યારે “મિશ્રી” તને જુએ ત્યારે કહેશે કે આ તેની પત્નિ છે અને મને મારી નાખશે, પરંતુ તને જીવતી રાખશે. તું કહે જે કે હું તેની બેહેન છું જેથી તારે લીધે મારૂં ભલું થાય અને મારો પ્રાણ તારે લીધે જીવતો રહે.

તૌરેત. પર્વ૦ ૧૨ આયતો૦ ૧૧, ૧૨, ૧૩.

સમીક્ષક—હવે જુઓ! જે અબિરહામ મોટો પૈગમ્બર ઇસાઇ અને મુસલમાનોનો કહેવાય છે અને તેનાં કર્મ મિથ્યા ભાષણાદિ નઠારાં છે; તો વારૂ જેના એવા પૈગમ્બર હોય તેને વિદ્યા કે કલ્યાણનો માર્ગ કેવી રીતે મળી શકે?

૧૮. અને ઇશ્વરે અબિરહામને કહ્યું કે તું અને તારી પાછળ તારો વંશ. તેની પેઢીયોમાં મારા નિયમને માને, મારા નિયમ જે મારાથી અને તારાથી અને તારી પાછળ તારા વંશથી છે, જેને તમે માનશો તે આ છે કે તમારામાંથી હરેક પુરૂષનું ખતનઃ—સુન્નત કરવામાં આવે અને તમે પોતાના શરીરની ખલડી—ચામડી કાપો અને તે મારા અને તમારામાં નિયમનું ચિન્હ થશે, અને તમારી પેઢિયોમાં રહેલા એક આઠ દિનના પુરૂષનું ખતનઃ—સુન્નત કરવામાં આવે, જે ઘરમાં ઉત્પન્ન થાય અથવા જે કોઈ પરદેશીથી જે તારા વંશનો ન હોય. રૂપીઆથી મોલ–વેચાણ લેવામાં આવે જે તારા ઘરમાં જો ઉત્પન્ન થયા હોય અને જે તારા રૂપોયાથી વેચા તો લેવામાં આવ્યો હોય અવશ્ય તેનું ખતનઃ—સુન્નત કરવામાં આવે અને મારો નિયમ તમારા માંસમાં સર્વદા

નિયમને માટે રહેશે, અને જે અખતનઃ—સુન્નત ન થયેલું બાળક જેની ખલડીનું—ચામડીનું ખતનઃ—સુન્નત ન થયું હોય તે પ્રાણીને આપણા લોકથી કાપી નાખવામાં આવે કે તેણે મારો નિયમ તોડયો છે. તૌરત ૦ પર્વ૦ ૧૭ આ૦ ૯—૧૦—૧૧—૧૨—૧૩—૧૪.

સમીક્ષક— હવે જુઓ ! ઇશ્વરની અન્યથા આજ્ઞા, કે જો આ ખતનઃ—સુન્નત કરવું ઇશ્વરને ઇષ્ટ હતું તો તે ચામડીને આદિ સૃષ્ટિમાં બનાવતજ નહીં, અને જે એ બનાવવામાં આવ્યું છે તે રક્ષાર્થે છે જેમકે આંખોની ઉપરનું ચામડું—કેમકે તે ગુપ્તસ્થાન અતિ કોમળ છે જો તે ઉપર ચામડી ન હોય તો એક કીડીના પણ કરડવાથી અને જરાક ચોટ લાગવાથી બહુજ દુઃખ થાય. અને તે લઘુશંકાની પશ્ચાત્ કાંઈ મુત્રાંશ કપડામાં ન લાગે ઇત્યાદિ વાતોને માટે એનું કાપવું નઠારૂં છે, અને હવણા ઇસાઈ લોક એ આજ્ઞાને કેમ નથી પાળતા? આજ્ઞા તો સદાને માટે છે એને ન પાળવાથી ઇસાની ગવાહી એટલે સાહેદી જે કે વ્યવસ્થાના પુસ્તકનું એક બિન્દુ પણ અસત્ય નથી તે મિથ્યા થઈ ગઈ તેનો સમજ, વિચાર ઇસાઇયો કાંઈ પણ નથી કરતા.

૧૯.—જ્યારે ઇશ્વર અબિરહામની સાથે વાત કરી ચુકયો ત્યારે તો ઉપર ચાલ્યો ગયો. તૌ પર્વ૦ ૧૭ આ૦ ૨૨

સમીક્ષક—એથી એ સિદ્ધ થાય છે કે ઇશ્વર મનુષ્ય કે પક્ષિવત્ હતો કે જે ઉપરથી નીચે અને નીચેથી ઉપર જતો આવતો રહેતો હતો. એ તો કોઇ ઇંદ્રજાળી પુરૂષવત્ વિદિત થાય છે.

૨૦—પછી ઇશ્વિરે તેને મમરાના બલુતોમાં દેખાવ દીધો અને તે દિવસે ઘામના સમયમાં પોતાના તંબુના દ્વારપર બેઠો હતો. અને તેણે પોતાની આંખો ઉંચી કરી અને જોયું. તે જોયું એ કે ત્રણ મનુષ્ય તેની પાસે ઉભાં છે. અને તેમને જોઇને તે તંબૂના દ્વાર ઉપરથી તેમની ભેટ લેવા માટે દોડયો અને ભૂમિ પરપડો દંડવત કર્યા અને કહ્યું હે મારા સ્વામિ ! જો હું હવે આપની દૃષ્ટિમાં અનુગ્રહ પામ્યો છું તો હું આપની વિનંતી કરૂં છું કે આપના દાસ પાસેથી ચાલ્યા ન જશો. ઇચ્છા હોય તો થોડું જળ લાવવામાં આવે અને આપના ચરણ ધોવામાં આવે અને વૃક્ષ નીચે વિશ્રામ કરો, અને હું એકાદ કટકો રોટલી લાઉં અને આપ તૃપ્ત થાવઃ, તે પછી આગળ આવો, કેમકે આપ એટલા માટેજ આપના દાસ પાસે આવ્યા છો. ત્યારે તે બોલ્યા કે જેમ તે કહ્યું તેમ કર, અને અબિરહામ તંબૂમાં "સરઃ" પાસે ઉતાવળે ગયો અને તેને કહ્યું કે ઝડપ કર અને ત્રણ માપ સ્વચ્છ આટો લઇને ગુંદ અને તેના ફુલકા બનાવ; અને પછી અબિરહામ ઝુંડની તરફ દોડયો ગયો અને એક સારો કોમળ વાછરડો લઇને ચાકરને આપ્યો, તેણે પણ તેને સિદ્ધ કરવામાં ત્વરા કરી; અને તેણે માખણ, અને દૂધ અને પેલો વાછરડો જે પકાવ્યો હતો તે લીધો અને તેમની આગળ ધર્યાં અને પોતે તેમની પાસે વૃક્ષ નીચે ઉભો રહ્યો અને તેમણે ખાધું. તૌ૦. પર્વ૦ ૧૮ આ૦ ૧-૨-૩-૪-૫-૬-૭-૮

સમીક્ષક—હવે જુઓ ! સજ્જન લોકો ! જેનો ઇશ્વર વાછરડાનું માંસ ખાય તેના ઉપાસક ગાય, વાછરડાં આદિ પશુઓને કેમ છોડે? જેને કાંઇ પણ દયા નહીં અને માંસને ખાવામાં આતુર હોય, તે હિંસક મનુષ્ય વિના ઇશ્વર કદી પણ હોઇ શકે? અને ઇશ્વરનીસાથે બે મનુષ્ય ન જાણે કોણ હતાં? એથી વિદિત થાય છે કે જંગલી મનુષ્યોની એક મંડળી હતી તેનો જે પ્રધાન મનુષ્ય હતો તેનું નામ બાઇબિલમાં ઇશ્વિર રાખ્યું હશે, એવીજ વાતોથી બુદ્ધિમાન લોક એમનાં પુસ્તકને ઇશ્વિરકૃત નથી માની શકતા અને નથી એવાને ઇશ્વર સમજતા.

૨૧ અને પરમેશ્વરે અબિરહામને કહ્યું કે સરઃ કેમ ! આમ કહીને મુસકરાઈ (મનમાં હશી) કે જો હું બુઢ્ઢી છું તોપણ ખરેખર બાળક જણીશ. શું પરમેશ્વરને માટે કાંઇ વાત અસાધ્ય છે. તૌ૦ પર્વ૦ ૧૮ આ૦ ૧૩ ૧૪

સમીક્ષક—હવે જુઓ! કે કેવી ઇસાઇયોના ઇશ્વરની લીલા કે જે બાળક અને સ્ત્રિયોની માફક ચિડાય છે અને મેહેણા મારે છે.

૨૨ ત્યારે પરમેશ્વરે સદૂમમૂરા પર ગંધક અને આગ પરમેશ્વરની તરફથી વર્ષાવ્યાં, અને તે નગરોને અને સારાં ચોગાનને અને નગરોના સઘળા નિવાસિયોને અને જે કાંઈ ભૂમિ પર ઉગતું હતું તેને ઉલટાવી દીધું. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૧૯ આ૦ ૨૪–૨૫

સમીક્ષક—હવે આ પણ લીલા બાઇબલના ઇશ્વરની જુઓ કે જેને બાળક આદિ પર પણ કાંઇ દયા ન આવી ! શું તે સર્વેજ અપરાધી હતા? કે સર્વેને ભુમિ ઉલટાવીને ડાબી માર્યા? આ વાત ન્યાય, દયા, અને વિવેકથી વિરૂદ્ધ છે; જેનો ઇશ્વર એવું કામ કરે તો તેના ઉપાસક કેમ ન કરે?

૨૩. આઓ આપણે આપણા પિતાને દ્રાક્ષરસ પિવડાવિયે અને અમે તેની સાથે સયન કરિયે કે આપણે આપણા પિતાથી વંશ ચલાવીએ. પછી તેમણે તે રાત્રે પોતાના પિતાને દ્રાક્ષરસ પીવડાવ્યો અને લેટી ગઇ અને પોતાના પિતા સાથે સયન કર્યું. આપણે એને આજ રાત્રે પણ દ્રાક્ષરસ પીવડાવીએ તું જઇને સયન કર. તેથી લૂતની બેઉ બેટિયો પોતાના પિતાથી ગર્ભિણી થઈ. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૧૯ આ૦ ૩૨–૩૩–૩૪–૩૬;

સમીક્ષક—જુઓ ! પિતા પુત્રી પણ જે મદ્યપાનના નશામાં કુકર્મ કરવાથી ન બચી શક્યાં, એવા દુષ્ટ મદ્યને જે ઇસાઇ આદિ પિયે છે તેની બુરાઇનો શો પારાવાર છે?! એટલા માટે સજ્જન લોકોએ મદ્ય પિવાનું નામ પણ ન લેવું જોઇયે.

૨૪. અને પોતાના કહેવા પ્રમાણે પરમેશ્વરે સરઃ સાથે ભેટ કરી અને પોતાના વચન પ્રમાણે પરમેશ્વરે સરઃના વિષયમાં કર્યું. અને સરઃ ગર્ભિણી થઇ. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૧ આ૦ ૧–૨.

સમીક્ષક—હવે વિચારિયે કે સરઃ થી ભેટ કરીને ગર્ભવતી કરી; એ કામ કેવી રીતે થયું? શું પરમેશ્વર અને સરઃ વિના ત્રીજો કોઈ ગર્ભસ્થાપનનું કારણ દેખાય છે? એવું વિદિત થાય છે કે સરઃ પરમેશ્વરની કૃપાથી ગર્ભવતી થઈ!!!

૨૫. ત્યારે અબિરહામે મળસકામાં ઉઠીને રોટલી અને એક પખાલમાં જળ લીધું અને

હાજિરઃ ના ખાંધપર મુકયું અને બાળકને પણ તેને સોંપીને તેની સાથે વિદાય કર્યો. તેણે તે બાળકને એક ઝાડી તળે નાખી દીધો, અને તે તેની સન્મુખ બેસીને પોકેપોક મૂકીને રડી ત્યારે ઇશ્વરે તે બાળકનો શબ્દ સાંભળ્યો. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૧ આ૦ ૧૪, ૧૫, ૧૬, ૧૭.

સમીક્ષક—હવે જુઓ! ઇસાઇયોના ઇશ્વરની લીલા!! કે પ્રથમ તો સરઃ નો પક્ષપાત કરીને હાજીરઃને ત્યાંથી કહાડી મુકાવી અને તેજ હાજીરઃ પોક મુકીમુકીને રડી અને શબ્દ સાંભળ્યો બાળકનો આ કેવી અદ્ભુત વાત છે? એ એમ થયું હશે કે ઇશ્વરને ભ્રમ થયો હશે કે આ બાળકજ રડે છે! તો ભલા વારૂ એ ઇશ્વર અને ઇશ્વરના પુસ્તકની વાત કદી પણ હોઇ શકે છે? સાધારણ મનુષ્યનાં વચન વિના આ પુસ્તકમાં થોડિક વાત સત્ય અને અન્ય સર્વ અસાર ભર્યું છે.

૨૬. અને એ વાતો પછી એમ થયું કે ઇશ્વરે અબિરહામની પરીક્ષા કરી અને તેને કહ્યું; હે અબિરહામ! તું પોતાના બેટા એકનોએક ઇજીહાકને કે જેની સાથે તું પ્યાર કરે છે તે તારા બેટાને લે. તેને હોમની ભેટ માટે ચઢાવ. અને પોતાના બેટા ઇજહાકને બાંધીને તે વેદીમાં લાકડાં ઉપર ધર. અને તે અબિરહામે છરી લઇને પોતાના બેટાનો ઘાત કરવામાટે હાથ લમ્બાવ્યો. ત્યારે પરમેશ્વરના દૂતે સ્વર્ગ ઉપરથી તેને પોકાર્યો કે અબિરહામ! અબિરહામ! પોતાનો હાથ બાળક પર નહી લંબાવ, તેને કાંઇ પણ ના કર, કેમકે હવે હું જાણું છું કે તું ઇશ્વરથી ડરે છે. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૨ આ૦ ૧, ૨, ૯, ૧૦, ૧૧, ૧૨.

સમીક્ષક—હવે સ્પષ્ટ થઇ ગયું કે આ બાઇબલનો ઇશ્વર અલ્પજ્ઞ છે, સર્વજ્ઞ નથી અને અબિરહામ પણ એક ભોળો મનુષ્ય હતો, નહિ તો આવી ચેષ્ટા શું કરવા કરતે? અને જો બાઇબલનો ઇશ્વર સર્વજ્ઞ હોત તો તેની ભવિષ્યત્ શ્રદ્ધાને પણ સર્વજ્ઞતાથી જાણી લેત. એથી નિશ્ચિત થાય છે કે ઇસાઇયોનો ઇશ્વર સર્વજ્ઞ નથી.

૨૭. આપ અમારી કબરમાંથી પસંદ કરી એકમાં પોતાના મૃતકને ડાટો. જેથી કરીને તમો તમારાં મૃતકને ડાટો તૌ૦ ઉત્પ૦ પ૦ ૨૩ આ૦ ૬.

સમીક્ષક—મુર્દાને ડાટવાથી સંસારની મોટી હાની થાય છે, કેમકે તે સડીને વાયુ દુર્ગંધમય કરીને રોગ ફેલાવી દે છે.

પ્રશ્ન—જુઓ! જેની સાથે પ્રીતિ હોય તેને બાળવું સારી વાત નથી, અને ડાટવું, એ તે જેવું કે તેને સુવાડી દેવું છે, એટલામાટે ડાટવું સારૂં છે.

ઉત્તર—જો મૃતક સાથે પ્રીતિ કરો છો, તો પોતાના ઘરમાં કેમ નથી રાખતા? અને ડાટો છો પણ શામાટે? જે જીવાત્મા સાથે પ્રીતિ હતી તે તો નિકળી ગયો, હવે દુર્ગંધમય મટ્ટી—શરીર સાથે શી પ્રીતિ? અને જો પ્રીતિ કરો છો તો તેને પૃથિવીમાં કેમ ડાટો છો? કેમકે કોઇને કોઇ કહે કે તને ભૂમિમાં ડાટી દેઇએ તો તે સાંભળીને પ્રસન્ન કદી થતો નથી વળી તેનાં મુખ આંખ અને શરીરપર ધૂળ, પત્થર ઇંટ, ચૂનો નાંખવો, છાતીપર પત્થર મૂકવો એ તે કંઇ પ્રીતિનું કામ છે? અને પેટીમાં નાંખીને ડાટવાથી બહુજ દુર્ગંધ થઇને તે પૃથિવીમાંથી બહાર નિકળી વાયુને બીગાડીને દારૂણ રોગોત્પત્તિ કરે છે.

બીજું, એક મુર્દા માટે ઓછામાં ઓછી ૬ હાથ લામ્બી અને ૪ હાથ પોહોળી ભૂમિ જોઇયે, એ હિસાબથી સો, હજાર, લાખ કે ક્રોડો મનુષ્યો માટે કેટલી ભૂમિ વ્યર્થ રોકાઈ જાંય છે; અને ન તો તે ખેતર, વાડી, અને મનુષ્યોને વસવાના ઉપયોગની રહે છે; એટલામાટે સર્વથી ખરાબ ડાટવું છે ? એ કરતાં તો કાંઇક ઓછું નઠારૂં જળમાં નાખવું છે, કેમકે તેને જળજન્તુ તેજ સમય ચીરી ફાડીને ખાઈ જાય છે, તોપણ જે કાંઇ હાડ કે મળ, જળમાં રહેશે તે સડીને જગતને દુઃખદાયક થશે, વળી તે કરતાં તો કાંઇક વિશેષઓછું નઠારૂં જંગલમાં નાખવું છે. કેમકે તેને માંસાહારી પશુ પક્ષી તુંપી ખાશે, તથાપિ જે તેનાં હાડકાં, મજ્જા અને મળ રહી જશે તે સડી જઇને જેટલો દુર્ગંધ કરશે તેટલો જગતનો અનુપકાર થશે અને જે બાળવું છે તેતો સર્વોત્તમ છે કેમકે મૃતકના સર્વ પદાર્થો અણુ અણુ થઇને વાયુમાં ઉડી જશે.

પ્રશ્ન—બાળવાથી પણ દુર્ગંધ થાય છે.

ઉત્તર—જો અવિધિથી બાળે તો જરા દુર્ગંધ થાય છે તોપણ ડાટવા આદિ કરતાં તો ઘણીજ કમ થાય છે; અને જો વિધિપૂર્વક બાળેતો જેમકે વેદમાં લખ્યું છે તેમ મૃતકના ત્રણ હાત જેટલી ઉંડી સાડાત્રણ હાથ જેટલી પોહોળી, પાંચ હાથ જેટલી લાંબી તથા તળિયે દોઢ વેંત જેટલી પોહોળી ચડા ઉતરી વેદી ખોદીને, શરીર બરાબર ઘી લાવી એક શેરમાં રત્તી ભર કસ્તુરી, અને માસાભર કેશર નાંખી તે તૈયાર કરવું તથા ન્યુનથી ન્યુન અર્ધો મણ ચંદન (શુખડ) (અધિક તો ચાહે તેટલું) અને અગર, તગર, કપૂર આદિ સુગંધી દ્રવ્ય તથા પલાસ આદિનાં લાકડાં લાવી વેદીમાં ગોઠવ્યા પછી તે ઉપર મૃતક શરીરને મુકીને પછી ચારે બાજુ અને ઉપર વેદીના મુખથી એક વેંત ઉપર સુધી તે લાકડાં અને સુગંધી દ્રવ્ય ભરી મેલા ઘીની આહુતી પછી મંત્રોચ્ચારણ આપીને બાળવું જોઇએ. અને એ પ્રકારે દાહ કરે તો કાંઇ પણ દુર્ગંધ ન થાય કિંતુ એ વિધિનું નામ અન્ત્યેષ્ટિ, નરમેધ, પુરૂષમેધ યજ્ઞ છે અને જો કોઇ દરિદ્ર હોય તોપણ ૨૦ શેરથી ઓછું ઘી ચિતામાં ન હોમે; પછી તે ભીખ માંગાવાથી કે જાતિ બંધુની સહાયતાથી અથવા તો રાજ્યાશ્રય તરફથી પ્રાપ્ત થાય પરંતુ એજ પ્રકારે દાહ કરે. અને જો ઘૃતાદિ કોઇ પણ પ્રકારે ન મળી શકે તથાપિ ડાટવા આદિ વિધિ કરતાં કેવળ લાકડાંથીપણ મૃતકને બાળવું એ ઉત્તમ છે, કેમકે એક વિશ્વાસી ભર ભૂમિમાં અથવા એક વેદીમાં લાખો ક્રોડો મૃતક દાહ થઈ શકે છે. અને ભૂમિ પણ ડાટવા પ્રમાણે અધિક નથી બગડતી અને કબર જોવાથી જે ભય થાય છે, તે પણ ન થશે એથી ડાટવું આદિ સર્વથા નિષિદ્ધ છે.

૨૮. પરમેશ્વર મારા સ્વામી અબિરહામના ઇશ્વર ધન્ય! કે જેણે મારા સ્વામીને પોતાની દયા અને પોતાની સચ્ચાઇ વિના ન છોડયો. માર્ગમાં પરમેશ્વરે મારા સ્વામીના ભાઇયોના ઘર તરફ મારા ભોમિઆ તરીકે કામ કર્યું. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૪ આ ૨૭.

સમીક્ષક—શું તે અબિરહામનોજ ઇશ્વર હતો ? અને જેમ આજ કાલ બિગારી કે ભુમિઆ આગળ આગળ ચાલીને માર્ગ દેખાડે છે, તથા તેમ ઇશ્વરે પણ કર્યું, તો આજ કાલ કોઇને

માગે કેમ નથી દેખાડતો ? અને મનુષ્યો સાથે વાતો કેમ નથી કરતો ?. એટલા માટે એવી વાતો ઇશ્વરની કે ઇશ્વરી પુસ્તકની કદી પણ હોઇ શકતી નથી, કિંતુ જંગલી માણસની છે.

૨૯. ઇસમઅએલના બેટાઓના નામ એ છેઃ--ઇસમઅએલનો પહેલો નબીત અને કીદાર, અને અદબિએલ, અને મિવસામ, અને મિસમાઅ, અને દૂમઃ અને મસ્સા; હદર ઔર તેમા, ઇતુર નફીસ, ઔર કિદમ. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૫ આ૦ ૧૩,૧૪,૧૫

સમીક્ષક—આ ઇસમઅએલ અબિરહામથી તેની હાજિરઃ દાસીથી થયેલો પુત્ર હતો.

૩૦. હું તારા પિતાની રૂચી પ્રમાણે સ્વાદિષ્ટ ભોજન બનાવીશ અને તું તારા પિતાનીપાસે લઇ જજે, જેને તે ખાય અને પોતાના મરવાથી પહેલાં તને આશીષ આપે; અને રિબ્કેઃ પોતાનાં ઘરમાંથી પોતાના મોટા બેટા એસૌનો સારો પહેરવેસ લીધો અને બકરીનું મેમ્નોનું ચામડું તેના હાથો અને ગળાની ચીકણાઈ પર લપેટયું ત્યારે યઅકુબે પોતાના પિતાને કહ્યું હું આપનો પેહેલીવારનો એસૌ છું. આપના કહ્યા પ્રમાણે મેં કર્યું છે, ઉઠોને બેસો અને મારા અહેરના માંસમાંથી ખાઓ, જેથી આપનો પ્રાણ મને આશીષ દે. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૭ આ૦ ૯, ૧૦, ૧૫, ૧૬, ૧૯.

સમીક્ષક—જુઓ ! એમ જુઠ, કપટથી આશીર્વાદ લઇને પશ્ચાત્ સિદ્ધ અને પેગંબર બને છે, શું એ આશ્ચર્યની વાત નથી ? અને એવા ઇસાઇયોના પૂર્વજો થયા છે, પુનઃ એમના મતની ગડબડમાં શી ન્યુનતા હોય ?

૩૧. અને યઅકુબ બીહાનને મળસ કે ઉઠયો અને તે પથરને કે જેને તેણે પોતાનું ઉસીસું કર્યું હતું તેનો થાંભલો ઉભો કર્યો અને તે ઉપર તેલ રેડયું; અને તે સ્થાનનું નામ બૈતએલ રાખ્યું, અને આ પત્થર જેનો મેં થાંભળો ઉભો કર્યો, તે ઇશ્વરનું ઘર થશે. તૌ૦ ઉત્પ૦ પર્વ ૨૮ આ૦ ૧૮, ૧૯, ૨૨.

સમીક્ષક—હવે જુઓ ! જંગલિયોનાં કામ. એમણેજ પત્થર પૂજ્યો અને પૂજાવ્યો અને એને મુસલમાન લોક "બયતુલ મુકદસ" કહે છે. શું એજ પત્થર ઇશ્વરનું ઘર અને એજ પત્થર માત્રમાં ઇશ્વર રહેતો હતો ? વાહ ! વાહ !! જી શું કહેવું ? ઇસાઇયો ! મહાબુતપરસ્ત તો તમેજ છો !!

૩૨. અને ઇશ્વરે રાખિલને યાદ કરી અને ઇશ્વરે તેનું સાંભળ્યું અને તેની કુખને ખોલી અને તે ગર્ભિણી થઈ અને બેટો જણ્યો અને બોલી કે ઇશ્વરે મારી નિંદા દૂર કરી. તૌ૦ ઉ૦ પર્વ૦ ૩૦ આ૦ ૨૨, ૨૩.

સમીક્ષક—વાહ ! ઇસાઇયોના ઇશ્વર ! કેવો મહા વૈદ્ય (ડાકટર) છે ! સ્ત્રિયોની કુખ ખોલવાને કયાં શસ્ત્ર કે ઔષધ હતાં કે જેથી ખોલી ? એ સર્વ વાતો અંધાધુન્ધની છે !

૩૩. પરંતુ ઇશ્વર આરામી લાવનકને સ્વપ્નમાં રાત્રે આવ્યો અને તેને કહ્યું કે ચોકસ રહે તું ઇશ્વર યઅકુબને ભલું બુરૂં નહીં કહે. કેમકે તું પોતાના પિતાના ઘરનો નિપટ અભિલાષી છે, તેં શા માટે મારા દેવો ચોર્યા છે? તૌ૦ ઉત્પ૦ પર્વ ૩૧ આ૦ ૨૪, ૩૦

સમીક્ષક—આ અમે નમૂનો લખિયે છિયે; હજારો મનુષ્યોને સ્વપ્નમાં આવ્યો, વાતો કરી, જાગૃત સાક્ષાત્ મળ્યો, ખાધું, પિધું, આવ્યો, ગયો આદિ બાઇબલમાં લખ્યું છે પરંતુ હવે ન જાણે તે છે કે નહીં ? કેમકે હવે કોઇને સ્વપ્ન કે જાગ્રતમાં પણ ઈશ્વર નથી મળતો, અને એ પણ વિદિત થયું કે એ જંગલિયો પાષાણાદિ મૂર્તિયોને દેવ માનીને પૂજતા હતા, પરંતુ ઇસાઇયોનો ઈશ્વર પણ પત્થરનેજ દેવ માને છે. નહી તો દેવોનું ચોરાવું કેમ ઘટે?

૩૪. ઔર યઅકુબ પોતાને માર્ગે ચલ્યો ગયો અને ઈશ્વરના દૂત તેને આવીને મળ્યા. અને યઅકુબે તેને જોઇને કહ્યું કે આ ઈશ્વરની સેના છે. તૌરેત ઉત્પત્તિ० પર્વ० ૩૨ આયાત० ૧—૨

સમીક્ષક—હવે ઇસાઇયોનો ઈશ્વર મનુષ્ય હોવામાં કાંઇ પણ સન્દેહ નહી રહ્યો, કેમકે સેના પણ રાખે છે! જ્યારે સેના થઈ ત્યારે તો શસ્ત્ર પણ હશે અને જ્યાં ત્યાં ચઢાઈ કરીને લડાઇ પણ કરતો હશે ! નહીંતો સેના રાખવાનું શું પ્રયોજન છે ?

૩૫. અને યઅકુબ એકલો રહી ગયો અને ત્યાં પહોંચેલો એક જણ તેની સાથે મલ્લયુદ્ધ કરતો રહ્યો: અને જ્યારે તેણે જોયું કે તે એના ઉપર પ્રબળ ન થયો, ત્યારે તેની જાંઘને અંદરથી અડકયો ત્યારે યઅકુબના જાંઘની નસ તેની સાથે મલ્લયુદ્ધ કરવામાં ચઢી ગઇ ત્યારે તે બોલ્યો કે મને જવા દે કેમકે પગ ફાટે છે અને તે બોલ્યો હું તને જવા ન દઇશ જ્યાં સુધી તું મને આશીષ ન આપે. ત્યારે તેણે તેને કહ્યું કે તારૂં નામ શું, અને તે બોલ્યો કે યઅકુબ . ત્યારે તેણે કહ્યું કે તારૂં નામ પૂર્વે યઅકુબ ન થશે; પરંતુ ઇસરાયેલ. કેમકે તેં ઈશ્વરની આગળ અને મનુષ્યની આગળ રાજાની પેઠે મલ્લયુદ્ધ કર્યું અને જીત્યો. ત્યારે યઅકુબે આ કહ્યું ને તેને પૂછ્યું કે આપનું નામ બતાવો. અને તે બોલ્યો કે તું મારૂં નામ કેમ પૂછે છે ? અને તેણે તેને ત્યાં આશીષ દીધો અને યઅકુબે તે સ્થાનનું નામ ફનુએલ રાખ્યું, કેમકે મેં ઈશ્વરને પ્રત્યક્ષ જોયો અને મારો પ્રાણ બચ્યો છે. અને જ્યારે તે ફનુએલ પાર ચાલ્યો, તો સૂર્યની જ્યોતિ તેના ઉપર પડી અને તે પોતાની જાંઘથી લંગડાતો હતો. એટલા માટે ઇસરાયલના વંશ તે જાંઘની નસ જે કે ચઢી ગઈ હતી તેને આજસુધી ખાતા નથી. કેમકે યઅકુબની જાંઘની નસ જે ચઢી ગઇ હતી તેને તે અડકયો હતો. તૌ० ઉત્પ० પર્વ ૩૨ આ० ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨.

સમીક્ષક—જ્યારે ઇસાઇયોનો ઇશ્વર અખાડાનો મલ્લ છે ત્યારે તો સરઃ અને રાખલ ઉપર પુત્ર થવાની કૃપા કરી ! ભલા વારૂ એ કદી ઈશ્વર હોઈ શકે છે ?! અને જુઓ, લીલા ! કે એક જણ નામ પૂછે તો બીજો પોતાનું નામજ ન બતાવે. અને ઇશ્વરે તેની નસ ચઢાવી તો દીધી અને જીતી ગયો પરંતુ જો ડાકતર હોત તો જાંઘની નસને સારી પણ કરતે અને એવા ઇશ્વરની ભક્તિથી, જેમ કે યઅકૂબ લંગડાતો રહ્યો, તો અન્ય ભકતો પણ લગાડતા હશે ! જ્યારે ઇશ્વરને પ્રત્યક્ષ જોયો, અને મલ્લયુદ્ધ કર્યું, એ વાત શરીરવાળા વિના કેવી રીતે થઇ શકે છે? એ કેવલ બાળકપણાની લીલા છે.

૩૬. અને યહુદાહનો એકનો એક એર પરમેશ્વરની દૃષ્ટિમાં દુષ્ટ હતો માટે પરમેશ્વરે તેને મારી નાંખ્યો. ત્યારે યહુદાહે ઓનાનને કહ્યું કે "તારા ભાઈની પત્નિ પાસે જા અને તેની સાથે વિવાહ કર, પોતાના ભાઇને માટે વંશ ચલાવ. અને ઓનાને જાણ્યું કે આ વંશ મારો નહી થશે, અને એમ થયું કે જ્યારે તે પોતાના ભાઇની પત્નીપાસે ગયો તો વીર્યને ભૂમિપર નાંખી દીધું. અને તેનું તે કાર્ય પરમેશ્વરની દૃષ્ટિમાં નઠારૂં હતું, એટલામાટે તેણે તેને પણ મારી નાંખ્યો. તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૩૮ આ૦ ૭,૮,૯,૧૦.

સમીક્ષક—હવે જોઈ લ્યો! એ મનુષ્યોનાં કામ છે કે ઇશ્વરનાં? જ્યારે તેની સાથે નિયોગ થયો, તો તેને શામાટે મારી નાંખ્યો? તેની બુદ્ધિ શુદ્ધ કેમ ન કરી દીધી, અને વેદોક્ત નિયોગ પણ પ્રથમ સર્વત્ર ચાલતો હતો, એ નિશ્ચય થયો કે નિયોગની વાતો સર્વ દેશમાં ચાલતી હતી.

## તૌરેત યાત્રાનું પુસ્તક.

૩૭. જ્યારે મૂસો સાણો થયો, અને પોતાના ભાઇયોમાંથી એક ઇબ્રાનીને જોયો કે મિશ્રી તેને મારી રહ્યો છે; ત્યારે તેણે અહીં તહીં દૃષ્ટિ કરી, જોયું કે, કોઇ નથી ત્યારે તેણે તે મિશ્રીને મારી નાંખ્યો અને રેતીમાં તેને સન્તાડી ( ગાડી ) દીધો. જ્યારે તે બીજે દિવસે બહાર ગયો ત્યારે જોયું તો એ ઇબ્રાની આપસમાં ઝગડો કરી રહ્યા છે ત્યારે તેણે તે અન્ધેરીને કહ્યું કે તું પોતાના પડોસીને કેમ મારે છે? ત્યારે તેણે કહ્યું કે કોણે તને અમારા ઉપર અધ્યક્ષ અથવા ન્યાયી ઠરાવ્યો છે? શું તું ચાહે છે કે જે રીતિયે તેં મિશ્રીને મારી નાંખ્યો, તેજ રીતે મને પણ મારી નાંખે? ત્યારે મૂસો ડર્યો અને નાસ નિકળ્યો. તૌ૦ યાત્રા૦ પર્વ૦ ૨ આ૦ ૧૧, ૧૨,૧૩, ૧૪, ૧૫.

સમીક્ષક—હવે જુઓ! જે બાઇબલનો મુખ્ય સિદ્ધ કર્ત્તા, મતનો આચાર્ય જે મૂસો કે જેનું ચરિત્ર ક્રોધાદિ દુર્ગુણોથી યુક્ત, મનુષ્યની હત્યા કરનારૂં, અને ચોરવત્ રાજદંડથી બચી જનારૂં અર્થાત્ જ્યારે વાતને છુપાવતો હતો ત્યારે તો જૂઠ બોલનાર પણ અવશ્ય હશે. વળી એવાને પણ જે ઇશ્વર મળ્યો તે પેગમ્બર બન્યો, તેણે યહુદી આદિનો મત ચલાવ્યો; તે પણ મૂસાનાજ સદૃશ થયો. એટલા માટે ઇસાઇયોના જે મૂળ પુરૂષો થયા છે, તે સર્વ મુસાથી આદિ લઇને જંગલી અવસ્થામાં હતા, વિદ્યાવસ્થામાં નહી! ઇત્યાદિ.

૩૮. અને ફસહ મેમ્ના મારો. અને મુઠી જુફા—લ્યો અને તેને પેલા લોહીમાં (જે વાસણમાં છે,) બોળી ઉપરના ચોખટાની તરફ દ્વારની બેઉ બાજુએ તેથી છાપો અને તમારામાંથી કોઈ વિવાહ કરી લ્યો, પોતાનાં ઘરના દ્વારથી બહાર ન જાય. કેમકે પરમેશ્વર મિશ્રને મારવા માટે આરપાર જશે અને જ્યારે તે ઉપરના ચોખટાપર અને દ્વારની બેઉ બાજુએ લોહીને જોશે ત્યારે પરમેશ્વર દ્વાર આગળથી વટી જશે અને "નાશક" તારા ઘરોમાં નહી જવા દેશે કે જેથી તે મારે. તૌ૦ યા૦ પર્વ૦ ૧૨ આ૦ ૨૧, ૨૨, ૨૩.

સમીક્ષક—ભલા વારૂ આ જે કામણુ દુમણુ કરવાવાળા સમાન છે તે ઈશ્વર સર્વજ્ઞ કદી પણ હોઇ શકે છે, જ્યારે લોહીના છાપા દેખે ત્યારે ઇસરાઇલિ કુલનું ઘર જાણે અન્યથા નહી.

એ કામ તો ક્ષુદ્રબુદ્ધિ વાળા મનુષ્યના જેવું છે. એથી એ વિદિત થાય છે કે એ વાતો કોઈ જંગલી મનુષ્યોનો લખેલી છે.

૩૯. અને એમ થયું કે પરમેશ્વરે અર્ધિરાત્રે મિશ્રના દેશમાં સઘળા યુવાન છોકરાઓને ફિરાઊન નાં યુવાન બચ્ચાંથી લઇને કે જે પોતાના સિંહાસન પર બેસતો હતો તે બંધુઆના યુવાન બાળક સુધી જે બન્દીગૃહમાં હતા, તેનો પશુના સમેત નાશ કર્યો. અને રાત્રે ફિરાઊન ઉઠયો, એને તેના સર્વ સેવક અને સઘળા મિશ્રી ઉઠયા અને મિશ્રમાં મહા વિલાપ હતો કેમકે કોઇ ઘર એવું ન ન રહ્યું કે જેમાં એક ન મુઓ હોય. તૌ૦ યા૦ પર્વ૦ ૧૨ આ૦ ૨૯, ૩૦.

સમીક્ષક—વાહ ! ઠીક !! અર્ધિરાત્રે ડાકુ સમાન નિર્દયી થઇને ઇસાઇયોના ઇશ્વરે બાળબચ્ચાં વૃદ્ધ, યુવાન અને પશુ પર્યન્ત પણ અપરાધ વિના મારી નાખ્યાં, અને કાંઈ પણ દયા ન આવી ! અને મિશ્રમાં મહાવિલાપ થતો રહ્યો તો પણ શું ઇસાઇયોના ઇશ્વરના ચિત્તથી નિષ્ઠુરતા નષ્ટ ન થઇ ? એવાં કામ ઇશ્વરનાં તો શું કિન્તુ કોઇ સાધારણ મનુષ્યને પણ કરવા યોગ્ય નથી. એમાં આશ્ચર્ય નથી કેમકે લખ્યું છે કે "**मांसाहारिणः कुतो दया:**" જ્યારે ઇસાઇયોનોં ઇશ્વર માંસાહારી છે, તો ત્યારે તેને દયા કરવાથી શું કામ છે ?

૪૦. પરમેશ્વર તમારે માટે યુદ્ધ કરશે. ઇસ્રાયલના સન્તાનને કહે કે તેઓ આગળ વધે. પરંતુ તું પોતાની છડી ઉઠાવ અને સમુદ્ર ઉપર પોતાનો હાથ લંબાવ અને તેનાથી બે ભાગ કર અને ઇસ્રાયલના સન્તાન સમુદ્રની વચ્ચોવચ્ચથી સુકી ભૂમિમાં થઇને ચાલ્યાં જશે. તૌ૦ યા૦ પર્વ૦ ૧૪, આ૦ ૧૪, ૧૫, ૧૬.

સમીક્ષક—કેમ સાહેબ ! તો ઇશ્વિર બકરાં પાછળ રબારી ભમે તેમ ઇસ્રાયલ કુલની પાછળ પાછળ ડોડયા કરતો હતો હવે ન જાણે કયાં અન્તર્ધ્યાન થઈ ગયો ? નહી તો સમુદ્રની વચ્ચેથી ચારે તરફ રેલ ગાડિયોની સડકો બનાવી લેતે !! કે જેથી સઘળા સંસારનો ઉપકાર થાત અને નાવ આદિ બનાવવાનો શ્રમ છૂટી જાત ! પરંતુ શું કરે ઇસાઇયોનો ઇશ્વર કોણ જાણે કયાં છુપાઈ રહ્યો છે ? ઇત્યદિ ઘણીજ અસંભવ લીલા મૂસા સાથે બાઇબિલના ઇશ્વિરે કરી છે, પરંતુ આથી વિદ્દિત થયું કે જેવો ઇસાઇયોનો ઇશ્વર છે તેવાજ તેના સેવકો અને તેવાંજ તેમનાં બનાવેલાં પુંસ્તક છે. એવાં પુસ્તક અને એવો ઇશ્વર અમારા લોકોથી દૂર રહે તોજ સારૂં છે.

૪૧ કેમકે હું પરમેશ્વર તારો ઇશ્વર જ્વલિત સર્વશક્તિમાન્ છું. પિતરોના અપરાધનો દંડ તેના પુત્રોને, જે મારી સાથે વૈર રાખે છે, તેની ત્રીજી અને ચોથી પેઢી પર્યંત દેવાવાળો છું. તૌ૦ યા૦ પર્વ૦ ૨૦ આ૦ ૫.

સમીક્ષક—ભલા વારૂ આ કોના ઘરનો ન્યાય છે કે જે પિતાના અપરાધથી ચાર પેઢી સુધી દંડ દેવો સારો સમજવો. શું સારા પિતાનાં દુષ્ટ અને દુષ્ટ પિતાનાં સારાં સન્તાન નથી થતાં ? જો એમ છે તો ચોથી પેઢી પર્યંત દંડ કેમ આપી શકશે ? અને જે પાંચમી પેઢીથી આગળ દુષ્ટ નિવડશે તેને દંડ નહી દઈ શકશે ? અપરાધ વિના કોઇને દંડ દેવો અન્યાયકારીની વાત છે.

૪૨. વિશ્રામના દિવસને તેને પવિત્ર રાખવા માટે સ્મરણ કર. છ દિવસ પર્યંત તું પરિશ્રમ કર. અને સાતમો દિવસ પરમેશ્વર તારા ઈશ્વરનો વિશ્રામ છે. પરમેશ્વરે વિશ્રામ દિવસને આશીષ દીધી. તૌ૦ યા૦ પર્વ૦ ૨૦ આ૦ ૮, ૯, ૧૦, ૧૧.

સમીક્ષક—શું રવિવાર એકજ પવિત્ર અને બીજા છ દિન અપવિત્ર છે? અને શું પરમેશ્વરે છ દિન પર્યંત મહાપરિશ્રમ કર્યો હતો? કે જેથી થાકીને સાતમે દિન સુઈ ગયો? અને જો રવિવારને આશીર્વાદ દીધો તો સોમવાર આદિ છ દિવસોને શું આપ્યું? અર્થાત્ શાપ દીધો હશે? એવું કામ વિદ્વાનનું નહીં, તો ઈશ્વરનું કેમ કરી થઇ શકે છે? વારૂ, રવિવારમાં શું ગુણ અને સોમવાર આદિએ શો દોષ કર્યો હતો, કે જેથી એકને પવિત્ર તથા વર આપ્યો અને અન્યોને એમજ અપવિત્ર કરી દીધા!

૪૩. પોતાના પડોસી ઉપર જૂઠી સાક્ષી નહીં આપ. પોતાના પડોસીની સ્ત્રી, અને તેના દાસ, તેની દાસી અને તેના બળદ અને તેનાં ગધેડાં અને કોઇ વસ્તુ જે તારા પડોસીની છે, તેની લાલચ ન કર. તૌ૦ યા૦ પર્વ૦ ૨૦ આ૦ ૧૬, ૧૭.

સમીક્ષક—વાહ! ત્યારેજ તો ઇસાઇયો પરદેશિયોના માલપર એવા ઝુકે છે કે જાણે તરસ્યો જળની પર, ભૂખ્યો અન્નનીપર; જેવી આ કેવળ મતલબ સિન્ધુની અને પક્ષપાતની વાત છે, તેવોજ ઇસાઇયોનો ઈશ્વર અવશ્ય હશે. જો કોઇ કહે કે અમે સર્વ મનુષ્યમાત્રને પડોસી માનિયે છિયે, તો મનુષ્યોવિના અન્ય કોણ સ્ત્રી અને દાસી વાળા છે, કે જેને અપડોસી ગણ્યા? એટલા માટે એ વાતો સ્વાર્થી મનુષ્યોના છે, ઈશ્વરની નથી.

૪૪. માટે હવે બાળકોમાંથી હરેક બેટાને અને સ્ત્રીને કે જે પુરૂષ સાથે સંયુક્ત થઈ હોય, (તેમને) પ્રાણથી મારો. પરંતુ તે છોકરી જે પુરૂષ સાથે સંયુક્ત નથી થઇ, તેમને પોતાનેમાટે જીવતી રાખો. તૌ૦ ગિનતી૦ પર્વ૦ ૩૧ આ૦ ૧૭, ૧૮.

સમીક્ષક—વાહ જી! મૂસા પેગમ્બર અને તમારો ઇશ્વર, ધન્ય છે! કે જે, સ્ત્રી બાળક, વૃદ્ધ અને પશુ આદિની હત્યા કરવાથી પણ અલગ નહીં રહે. અને એથી સ્પષ્ટ નિશ્ચિત થાય છે કે મૂસો વિષયી હતો, કેમકે જો વિષયી ન હોત તો અક્ષત યોનિ અર્થાત્ પુરૂષો સાથે સમાગમ ન કરેલી કન્યાઓને પોતાને માટે મંગાવતે. અથવા તેમને એવી નિર્દય અને વિષયીપણની આજ્ઞા કેમ દેતે?

૪૫. જે કોઈ કોઇ મનુષ્યોને મારે અને તે મરીજાય, તેનો નિશ્ચય ઘાત કરવામાં આવે; અને તે મનુષ્ય ઘાતમાં ન લાગ્યો હોય, પરંતુ ઇશ્વરે તેના હાથમાં સોંપી દીધો હોય, ત્યારે હું તને નાસવાનું સ્થાન બતાવી દઇશ. તૌ૦ યા૦ પર્વ૦ ૨૧, આ૦ ૧૨, ૧૩.

સમીક્ષક—જો આ ઈશ્વરનો ન્યાય સાચો છે તો મુસો એક આદમીને મારી, ડાટીને નાસી ગયો હતો, તેને એ દંડ કેમ ન થયો? જો કહો, કે ઇશ્વરે મૂસાને મારવાને નિમિત્તે સોંપ્યો હતો તો ઇશ્વર પક્ષપાતી થયો કેમકે તે મૂસાનો રાજાથી ન્યાય કેમ ન થવા દીધો?

૪૬. અને કુશળનું બળિદાન બળદોથી પરમેશ્વરને માટે ચઢાવ્યું. અને મૂસાએ અર્ધું લોહી લઇને પાત્રોમાં રાખ્યું અને અર્ધ લોહી વેદીપર છાંટયું. અને મૂસાએ તે લોહીને લઇને લોકો ઉપર છાંટયું અને કહ્યું કે આ લોહી તે નિયમનું છે કે જેથી પરમેશ્વરે આ વાતોને માટે તમારો સાથ કર્યો છે. અને પરમેશ્વરે મૂસાને કહ્યું કે પહાડપર મારી પાસે આવ અને ત્યાં રહે. અને હું તને પત્થરની પાટી અને વ્યવસ્થા અને આજ્ઞા, જે મેં લખી છે, તે આપીશ. તૌ૦ યા૦ પર્વ૦ ૨૪ આ૦ ૫,૬,૮, ૧૨.

સમીક્ષક—હવે જુઓ ! એ સર્વ જંગલી લોકોની વાતો છે કે નહી ? અને પરમેશ્વર તે બળદોનું બળિદાન લેતો અને વેદીપર વળી લોહી છાંટતો, એ કેવી જંગલીપણા અને અસભ્યતાની વાત છે ? જ્યારે ઇસાઇયોનો ખુદા પણ બળદોનાં બળિદાન લે, તો તેના ભક્ત પણ બળદ, ગાયના બળિદાનના પ્રસાદથી પોતાનું પેટ કેમ ના ભરે ? અને જગતની હાનિ કેમ ના કરે ! એવી એવી બુરી વાતો બાઇબલમાં ભરી છે, એમનાજ કુસંસ્કારોથી વેદોમાં પણ એવા જુઠા દોષ લગાડવા ચાહે છે. પરંતુ વેદોમાં આવી વાતોનું નામ પણ નથી, અને એ પણ નિશ્ચય થયો કે ઇસાઇયોનો ઇશ્વર એક પહાડી મનુષ્ય હતો, પહાડપર રહેતો હતો. જ્યારે તે ખુદા સાહી, કલમ, કાગળ નહી બનાવી જાણતો હતો અને ન તેને તે પ્રાપ્ત થયાં હતાં તેટલામાટે પત્થરની પાટિયોપર લખી લખીને આપતો હતો, અને એજ જંગલિયો સામે ઇશ્વર પણ બની બેઠો હતો.

૪૭. અને બોલ્યો કે તું મારું રૂપ નથી જોઈ શકતો, કેમકે મને જોઇને કોઈ મનુષ્ય નહી જીવશે અને પરમેશ્વરે કહ્યું કે જો એક સ્થાન મારી પાસે છે અને તું તે પર ઉભો રહે. અને એમ થશે કે જ્યારે મારો વિભવ ચળકી નિકળશે ત્યારે તો હું તને પહાડની ખોમાં રાખીશ. અને જ્યાંસુધી નીકળીશ ત્યાંસુધી તને મારા હાથથી ઢાંકી રાખીશ. અને પોતાનો હાથ ઉઠાવી લઈશ અને મારી પીઠ જોશે, પરંતુ મારું રૂપ દેખાશે નહી. તૌ૦ યા૦ પર્વ૦ ૩૩ આ૦ ૨૦, ૨૧, ૨૨, ૨૩.

સમીક્ષક—હવે જુઓ ! ઇસાઇયોનો ઇશ્વર કેવળ મનુષ્યવત્ શરીર ધારી અને મૂસા સાથે કેવો પ્રપંચ રચીને પોતે સ્વયં ઇશ્વર બની ગયો, જો પાછળ જોશે, રૂપ નહી જોશે, તો હાથથી તેને ઢાંકી પણ દીધો નહી હોય. જ્યારે ખુદાએ પોતાના હાથથી મુસાને ઢાંકયો હશે ત્યારે શું તેના હાથનું રૂપ તેણે નહી જોયું હોય ?

## લય વ્યવસ્થાનું પુસ્તક તૌ૦

૪૮. અને પરમેશ્વરે મુસાને બોલાવ્યો, અને મંડળીના તંબુમાંથી એ વચન તેને કહ્યું કે, ઇસિરાએલનાં સન્તાનમાંથી બોલાવ અને તેને કહે કે જો કોઇ તમારામાંથી પરમેશ્વર માટે ભેટ લાવે, તો તમે ઢોરમાંથી અર્થાત્ ગાય, બળદ, ઘેટાં, બકરીમાંથી પોતાની ભેટ લાવો. તૌ૦ લય૦ વ્ય૦ પુ૦ પર્વ૦ ૧ આ૦ ૧, ૨

સમીક્ષક—હવે વિચારો ! કે ઇસાઇયોનો પરમેશ્વર ગાય બળદાદિની ભેટ લેવાવાળો, કે જે

પોતાને માટે બલિદાન કરાવવાને માટે ઉપદેશ કરે છે. તે બળદ ગાય આદિ પશુઓના લોહી માંસનો તરસ્યો ભૂખ્યો છે કે નહી ? એથી તે અહિંસક અને ઇશ્વર કોટીમાં કદી પણ ગણાઇ શકતો નથી, કિન્તુ માંસાહારી પ્રપંચી મનુષ્યના જેવો. છે.

૪૯. અને તે પેલા બળદને પરમેશ્વરની આગળ બલિ કરે, અને હારૂનનો બેટો યાજક લોહીને નિકટ લાવે અને લોહીને યજ્ઞવેદીની ચારે બાજુ જે મંડળીના તંબુના દ્વાર પર છે તે પર છાંટે. ત્યારે તે પેલા ભેટના બલિદાનની ચામડી ઉતારે અને તેના ટુકડા ટુકડા કરે. અને હારૂનનો બેટો યાજક યજ્ઞવેદી પર આગ મુકે અને તેના પર લાકડા સિંચે. અને હારૂનનો બેટો યાજક તેના ટુકડાઓને અને શિર તથા ચર્બીને તે લાકડાં પર કે જે યજ્ઞવેદીની આગ પર છે તે પર વિધિથી ધરે, જેથી તે બલિદાનની ભેટ થાય કે જે આગથી પરમેશ્વરની સુગન્ધને માટે ભેટ કરવામાં આવ્યું છે. તૌ૦ લ૦ બ્ય૦ પુ૦ પર્વ ૧ આ૦ ૫, ૬, ૭, ૮, ૯.

સમીક્ષક—જરાક વિચારો ! કે બળદને પરમેશ્વરની આગળ તેના ભક્ત મારે અને તે મરાવે અને લોહીને ચારે તરફ છાંટે, અગ્નિમાં હોમ કરે, ઇશ્વર સુગન્ધ લે, વારૂ એ કસાઇઓના ઘર કરતાં કાંઈ પણ ઓછી લીલા છે ? એથી ન બાઇબલ ઇશ્વરકૃત અને ન જંગલી મનુષ્ય સમાન તે લીલાધારી ઇશ્વર થઇ શકે છે.

૫૦. પછી પરમેશ્વર, મુસાને આ કહીને બોલ્યો કે જો તે અભિષેક કરવામાં આવેલો યાજક લોકોના પાપની સમાન પાપ કરે તો તે પોતાના પાપને કારણ કે જે તેણે કર્યું છે તે પોતાના પાપની ભેટ તે રીતે નિઃસંકટ એક વાછરડી પરમેશ્વરને માટે લાવે, અને વાછરડીના શિર પર પોતાનો હાથ રાખે અને વાછરડીને પરમેશ્વરની આગળ બલી આપે. તૌ૦ લ૦ બ્ય૦ પર્વ ૪૦ આ૦ ૧, ૩, ૪.

સમીક્ષક—હવે જુઓ, પાપોને છોડાવવાનાં પ્રાયશ્ચિત, સ્વયં પાપ કરે, ગાય આદિ ઉત્તમ પશુઓની હત્યા કરે, અને તે પરમેશ્વર કરાવે. ધન્ય છે ઇસાઇ લોકોને કે આવી વાતો કરનારને પણ ઇશ્વર માનીને પોતાની મુક્તિ આદિની આશા કરે છે.

૫૧. જ્યારે કોઈ અધ્યક્ષ પાપ કરે; ત્યારે તે નિસંદેહ બકરીના નર જાતિનાં બચ્ચાંને પોતાની ભેટ માટે લાવે, અને તેને પરમેશ્વરની આગળ બળી આપે, આ પાપની ભેટ છે. તૌ૦ લ૦ પર્વ૦ ૪ આ૦ ૨૨, ૨૩, ૨૪.

સમીક્ષક—વાહજી ! વાહ ! ! જો એમ છે તો એમના અધ્યક્ષ—અર્થાત્ ન્યાયાધીશ તથા સેનાપતિ આદિ પાપ કરવાથી કેમ ડરતા હશે ? પોતે તો યથેષ્ટ પાપ કરે અને પ્રાયશ્ચિતના બદલામાં ગાય, વાછરડા, બકરાં આદિના પ્રાણ લે તેથી તો ઇસાઇ લોક કોઇ પશુ કે પક્ષીના પ્રાણ લેવામાં શંકિત નથી થતા. સાંભળો ઇસાઇ લોકો ! હવે તો એ જંગલી મતને છોડીને સુસભ્ય ધર્મમય વેદમતનો સ્વીકાર કરો કે જેથી તમારૂં કલ્યાણ થાય.

૫૨. અને જો તેની પાસે ઘેટું લાવવાની પુંજી ન હોય તો તે પોતાના કરેલા અપરાધ

માટે બે પિંડુકિયા અને કપોતનાં બે બચ્ચાં પરમેશ્વરને માટે લાવે, અને તેનું શિર તેનાં ગળાં માંથી મરડી નાખે, પરંતુ અલગ ન કરે. તેનાં કરેલાં પાપનું પ્રાયશ્ચિત્ કરે અને તેને માટે ક્ષમા કરવામાં આવશે. પણ જો બે પિંડુકિયાં અને કપોતનાં બે બચ્ચાં લાવવાની પૂંજી ન હોય તો શેર ભર દળેલા ચોખાનો દશમો હિસ્સો પાપની ભેટને માટે લાવે * તે ઉપર તેલ ન નાખે અને તે ક્ષમા કરવામાં આવશે. તૌ૦ લય૦ પર્વ ૫ આ૦ ૭, ૮, ૧૦ ૧૧ ૧૨, ૧૩.

સમીક્ષક—હવે સાંભળો! ઇસાઇયોમાં પાપ કરવાથી કોઈ ધનાઢ્ય પણ ડરતો ન હશે અને ન દરિદ્રિ કેમકે એમનાં ઇશ્વરે પાપનું પ્રાયશ્ચિત કરવું સહજમાં કરી રાખ્યું છે. એક આ વાત ઇસાઇયોની બાઇબલમાં મહા અદ્‌ભુત છે કે કષ્ટ કર્યા વિના પાપથી પાપ છુટી જાય કેમકે એક તો પાપ કર્યું અને બીજું જીવોની હિંસા કરીને મહા આનંદથી માંસ ખાધું અને પાપ પણ છુટી ગયું. ભલા વારૂ કપોતનાં બચ્ચાંનું ગળું મરડવાથી બહુ સમય સુધી તરફડતું હશે તોપણ ઇસાઇયોને દયા નથી આવતી! દયા કેમ કરીને આવે? એમના ઇશ્વરનો ઉપદેશજ હિંસા કરવાનો છે. અને જ્યારે સર્વ પાપોનાં એવાં પ્રાયશ્ચિત છે, તો ઇસાના વિશ્વાસથી પાપ છુટી જાય છે, એવો મોટો આડંબર શા માટે કરો છો?

૫૩. તેજ બલિદાનની ચામડી તેજ યાજકની થશે જેણે તેને ચઢાવ્યું, અને સમસ્ત ભોજનની ભેટ કે જે તંદૂરમાં પકાવવામાં આવે તે અને સર્વ જે કઢાઇમાં અથવા તાવી પર પકાવવામાં આવે તે પણ તેજ યાજકની થશે. તૌ૦ લય૦ પર્વ૦ ૭ આ૦ ૮, ૯

સમીક્ષક—અમે જાણતા હતા કે અહીં દેવીના ભોપા અને મંદિરોના પુજારિયોની પોપ લીલા વિચિત્ર છે, પરંતુ ઇસાઇયોના ઇશ્વર અને તેમના પુજારિયોની પોપ લીલા એનાથી સહસ્રગણી વધારે છે, કેમકે ચામડાંના દામ અને ભોજનના પદાર્થ ખાવાના મળે પછી તો ઇસાઇયોએ ખુબ મોજ ઉડાવી હશે? અને હવણા પણ ઉડાવતા હશે? ભલા વારૂ કોઇ મનુષ્ય એક બાળકને મરાવે અને બીજા બાળકને તેનું માંસ ખવડાવે, એમ કદી થઇ શકે છે? તેમજ ઇશ્વરનાં સર્વ મનુષ્ય અને પશુ, પક્ષી આદિ સર્વ જીવ પુત્રવત્ છે, પરમેશ્વર એવું કામ કદી નથી કરી શકતો, એથીજ

* આ ઇશ્વરને ધન્ય છે. કે જેણે વાછરડાં, ઘેટાં બકરીનાં બચ્ચાં, કપોત અને દળેલા આંટા સુધી લેવાનો નિયમ કર્યો. અદ્‌ભુત વાત તો એ છે કે કપોતનાં બચ્ચાં "ગરદન મરડાવીને" લેતો હતો, અર્થાત્ ગરદન તોડવાનો પરિશ્રમ ન કરવો પડે. એ સર્વ વાતો જોવાથી વિદિત થાય છે કે જંગલિયોમાં કોઈ ચતુર પુરૂષ હતો, તે પહાડ પર જઇ બેઠો અને પોતાને ઇશ્વર પ્રસિદ્ધ કર્યો. જંગલી અજ્ઞાની હતા તેમણે તેને ઇશ્વર સ્વીકારી લીધો. પોતાની યુક્તિયોથી તે પહાડ પર ખાવાને માટે પશુ, પક્ષી અને અન્નાદિ મંગાવ્યા કરતો હતો, અને મોજ કરતો હતો; તેના દૂત ફિરિસ્તા કામ કર્યા કરતા હતા. સજ્જનો! વિચારો કે ક્યાં તો આ બાઇબલમાં વાછરડાં, ઘેટાં, બકરીનાં બચ્ચાં, કપોત અને દળેલાં અન્નનો ખાનાર ઇશ્વર અને ક્યાં સર્વવ્યાપક સર્વજ્ઞ, અજન્મા, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી ઇત્યાદિ ઉત્તમ ગુણયુક્ત વેદોક્ત ઇશ્વર?

એ બાઇબિલ ઇશ્વરકૃત અને એમાં લખેલો ઇશ્વર, અને તેના માનનારા ધર્મજ્ઞ, કદી સિદ્ધ નથી થઇ શકતા, એવીજ સર્વ વાતો લય બ્યવસ્થા આદિ પુસ્તકોમાં ભરી છે; ક્યાં સુધી ગણાવિયે ?

## ગણત્રીનું પુસ્તક.

૫૪. જેઘડીએ પરમેશ્વરના દૂતને પોતાના હાથમાં તલવાર ખેંચીને માર્ગમાં ઉભેલો જોયો ત્યારે ગધેડો માર્ગથી અલગ ખેતરમાં ફરી ગઈ માર્ગમાં ફરવાને માટે બલઆમે ગધેડીને લાકડીથી મારી, ત્યારે પરમેશ્વરે ગધેડીનું મુખ ખોલ્યું અને તેણે બલઆમને કહ્યું કે મેં તારૂં શું કર્યું છે કે તેં મને હવણા ત્રણ વાર મારી. તૌ० ગિ० પર્વ० ૨૨ આ० ૨૩, ૨૮

સમીક્ષક—પ્રથમ તો ગધેડાં પર્યન્ત ઇશ્વરના દૂતોને જોતાં હતાં અને આજ કાલ બિશપ પાદરી આદિ શ્રેષ્ઠ વા અશ્રેષ્ટ મનુષ્યોને પણ ખોદા કે તેનાં દૂતો નથી દેખાતા શું આજ કાલ પરમેશ્વર અને તેના દૂત છે કે નહીં ? જો છે તો શું મહા નિદ્રામાં સુતા છે? કે રોગી થયા છે અથવા અન્ય ભૂગોળમાં ચાલ્યા ગયા ? કે કોઈ અન્ય ધંધામાં લાગી ગયા ? કે હવે ઇસાઇ યોથી રીસાઇ ગયા ? અથવા મરી ગયા ? વિદિત નથી થતું કે શું થયું, અનુમાન તો એમ થાય છે કે જો હવે નથી અને દેખાતા નથી તો ત્યારે પણ નહીં હતા અને ન દેખાતા હશે કિંતુ એ કેવલ મનમાન્યા ગપોડા ઉડાવ્યા છે.

## સમુએલનું બીજું પુસ્તક.

૫૫. અને તેજ રાત્રે એમ થયું કે પરમેશ્વરનું વચન, એમ કહીને નાતન પોહોંચ્યો. કે જા અને મારા સેવક દાઉદને કહે કે પરમેશ્વર એમ કહે છે કે મારા નિવાસને માટે તું એક ઘર બનાવશે કેમકે જ્યારથી ઇસ્રાયલના સંતાનને મિશ્રથી કાઢી લાવ્યો ત્યારથી મેં તો આજ દીન સુધી ઘરમાં વાસ નથી કર્યો; પરંતુ તંબૂમાં અને ડેરામાં ફર્યા કર્યું. તૌ० સમુએલ० બીજુ પુ० પર્વ० ૭ આ० ૪, ૫, ૬

સમીક્ષક—ઇસાઇયોનો ઇશ્વર મનુષ્યવત્ દેહધારી હોવામાં હવે કાંઇ સંદેહ રહ્યો નથી. અને તાણા ( મેણા ) મારે છે કે મેં ઘણો પરિશ્રમ કર્યો, અહીં તહીં ડોલતો ફર્યો તો હવે દાઉદ ઘર બનાવી આપે તો તેમાં આરામ કરૂં. હવે ઇસાઇયોને એવો ઇશ્વર અને એવાં પુસ્તક માનવામાં લજ્જા કેમ નથી આવતી ? પરંતુ શું કરે બિચારા ફસાઇજ ગયા, હવે નિકળવા માટે મહા પુરૂષાર્થ કરવો ઉચિત છે.

## રાજાઓનાં પુસ્તક.

૫૬. અને બાબુલના રાજા નબૂખદ નજરના રાજ્યના ઓગણિશમાં વર્ષનાં પાંચમાં માસની સાતમી તિથિમાં બાબુલના રાજાનો એક સેવક નબૂસર અદાન જે પોતાની સેનાનો પ્રધાન અધ્યક્ષ હતો તે જરૂસલેમમાં આવ્યો અને તેણે પરમેશ્વરનું મંદિર અને રાજાનું ભુવન અને જરૂસલમના સઘળાં ઘર અને દરેક મોટાં ઘરને બાળી મૂક્યાં અને કસદિયોની તમામ સેનાએ તેનિજ સેનાના

અધ્યક્ષની સાથેજ જરૂસલમની ભીંતોને ચારે તરફથી ઢાળી પાડી. તૌ૦ રા૦ પર્વ૦૨૫ આ૦ ૮, ૯, ૧૦.

સમીક્ષક— શું કરે ઇસાઇયોના ઇશ્વરે તો પોતાના આરામને માટે દાઉદ આદિથી ઘર બન્ધાવ્યું હતું, તેમાં આરામ કરતો હશે, પરંતુ નબૂસર અદાને ઇશ્વરના તે ઘરને નષ્ટભ્રષ્ટ કરી દીધું અને ઇશ્વર વા તેના દૂતોની સેના કાંઇ પણ ન કરી શકી! પ્રથમ તો એમનો ઇશ્વિર મોટી લડાઇયો મારતો હતો અને વિજયી થતો હતો, પરંતુ હવે પોતાનું ઘર બળાવી તોડાવીને બેઠો કોણ જાણે ચુપચાપ કેમ બેસી રહ્યો? અને કોણ જાણે તેના દૂત કયાં નાસી ગયા? આવે સમયે કોઇ પણ કામ ન આવ્યા? અને ઇશ્વરનું પરાક્રમ પણ કોણ જાણે કયાં ઉડી ગયું? યદિ આ વાત સત્ય હોય તો જે જે વિજયની વાતો પ્રથમ લખી તે તે સર્વ વ્યર્થ થઇ ગઇ! શું મિશ્રના બાળક બાળકીયોને મારવામાંજ શુરવીર બન્યો હતો? હવે શુરવીરોની સન્મૂખ ચુપચાપ થઇ બેઠો? આ તો ઇસાઇયોના ઇશ્વરે પોતાની નિંદા અને અપ્રતિષ્ઠા કરાવી લીધી. એવીજ આ પુસ્તકમાં હજારો નકામી કહાણીઓ ભરી મુકી છે.

## જબૂર બીજો ભાગ.

### કાળના સમાચારનું પ્રથમ પુસ્તક.

૫૭. તે પરમેશ્વર મારા ઇશ્વરે ઇસ્રાયલ પર મરી (મરકી) મોકલી અને ઇસ્રાયલમાંથી સત્તર સહસ્ર પુરૂષ મરી ગયાં. કાલ૦ દૂ૦ ૨ પર્વ ૨૧ આ૦ ૧૪.

સમીક્ષક—હવે જુઓ ઇસ્રાયલના અને ઇસાઇયોના ઇશ્વરની લીલા જે ઇસ્રાયલ કુળને ઘણાજ વર આપ્યા હતા અને રાત્રદિન જેનાં પાલનમાં ડોલતો હતો તે હવે ઝટ ક્રોધિત થઇને મરી મોકલીને સત્તર સહસ્ર મનુષ્યોને મારી નાખ્યાં. જે આ કોઇ કવિએ લખ્યું છે તે સત્ય છે કે

**क्षणे रुष्टः क्षणे तुष्टो रुष्टः तुष्टः क्षणे क्षणे ।**
**अव्यवस्थित चित्तस्य प्रसादोऽपि भयंकरः ॥ ६ ॥**

કોઇ મનુષ્ય ક્ષણમાં પ્રસન્ન ક્ષણમાં અપ્રસન્ન થાય છે અર્થાત્ ક્ષણે ક્ષણે પ્રસન્ન અપ્રસન્ન થાય તેની પ્રસન્નતા પણ ભયદાયક હોય છે. તેવીજ લીલા ઇસાઇયોના ઇશ્વિરની છે.

### ઐયૂબનું પુસ્તક.

૫૮. અને એક દિવસે એવું થયું કે પરમેશ્વર સન્મુખ ઇશ્વરનો પુત્ર આવી ઉભો રહ્યો અને સેતાન પણ તેની મધ્યમાં પરમેશ્વરની આગળ આવી ઉભો રહ્યો અને પરમેશ્વરે સેતાનને કહ્યું કે તું કયાંથી આવે છે ત્યારે સેતાને ઉત્તર આપીને પરમેશ્વરને કહ્યું કે પૃથિવીપર ઘુમતો અને અહીં તહીંથી ફરતો ચાલ્યો આવું છું. ત્યારે પરમેશ્વરે સેતાનને પૂછ્યું કે તેં મારા દાસ ઐયૂબને ઓળખ્યો છે કે તેના સમાન પૃથિવીમાં કોઈ નથી, તે સિદ્ધ અને ખરો જન ઇશ્વિરથી ડરતો અને પાપથી અલગ રહે છે અને હજી સુધી પોતાની સચ્ચાઇને ધરી રાખી છે,

અને તેં મને તેને વિનાકારણ નાશ કરવાને ઉશ્કેર્યો છે. ત્યારે સેતાને ઉત્તર આપીને પરમેશ્વરને કહ્યું કે ચામડાંને માટે ચામડું હા જે મનુષ્યનું છે તે પોતાના પ્રાણને માટે આપશે. પરંતુ હવે હાથ લમ્બાવ અને તેનાં હાડ માંસને અડક ત્યારે તે નિસ્સન્દેહ તને તારી સામે ત્યાગશે. ત્યારે પરમેશ્વરે સેતાનને કહ્યું કે જો, તે તારા હાથમાં છે, કેવળ તેના પ્રાણને બચાવ. ત્યારે સેતાન પરમેશ્વરની આગળથી ચાલ્યો ગયો અને ઐયુબને માથાંથી તળીઆં સુધી નઠારા ફોલ્લાઓથી માર્યો.

જબૂર, ઐયુ. પર્વ૦ ૨ આ૦ ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭.

સમીક્ષક—હવે જુઓ! ઇસાઇયોના ઇશ્વરનું સામર્થ્ય કે સેતાન તેની સામે તેના ભક્તોને દુઃખ દે છે, તો પણ સેતાનને દણ્ડ, દેઇને પોતાના ભક્તોને બચાવી શકતો નથી તેમ દૂતોમાંથી પણ કોઇ તેની સામે થઇ શકે એમ નથી એક સેતાને સર્વેને ભયભીત કરી રાખ્યા છે; અને ઇશ્વર પણ સર્વજ્ઞ નથી. જો સર્વજ્ઞ હોત તો પરીક્ષા સેતાન પાસે કેમ કરાવત ?

## ઉપદેશનું પુસ્તક.

૫૯. હાં, મારાં અંતઃકરણે બુદ્ધિ અને જ્ઞાન બહુ જોયાં છે, અને મેં બુદ્ધિ અને વૃદ્ધાવસ્થા અને મૂઢતા જાણવાને મન લગાડયું અને મેં જાણી લીધું કે આ પણ મનનું લોલુપતા પણું છે કેમકે અધિક બુદ્ધિમાં મહાશોક છે, અને જે જ્ઞાનમાં વધે છે તે દુઃખમાં વધે છે.

ઉ. ઉ. પર્વ૦ ૧ આ૦ ૧૬, ૧૭, ૧૮.

સમીક્ષક—હવે જુઓ! જે બુદ્ધિ અને જ્ઞાન પર્યાયવાચી છે, તેને બે માને છે, અને બુદ્ધિ વૃદ્ધિમાં શોક અને દુઃખ માનવાં, એ અવિદ્વાનો વિના એવા લેખ કોણ લખી શકે છે? એટલા માટે આ બાઇબલ ઇશ્વરની બનાવેલી તો શું પણ કોઇ વિદ્વાનની પણ બનાવેલી નથી.

આ થોડુંક તૌરેત, અને જબૂરના વિષયમાં લખ્યું, આની આગળ કાંઇ મત્તી રચિત આદિ ઈંજીલ વિષયમાં લખવામાં આવે છે કે જેને ઇસાઇયો બહુજ પ્રમાણભૂત માને છે. જેનું નામ ઈંજીલ રાખ્યું છે, તેની પરિક્ષા થોડિક લખિયે છિયે, કે એ કવી છે.

## મત્તી રચિત ઇંજીલ.

૬૦. ઇસુખ્રીસ્તનો જન્મ એવી રીતિએ થયો, કે તેની માતા મરિયમની યુસફ સાથે માંગણી થઇ હતી, પણ તેમના સંયોગ થવાની પેહેલાંજ તે જોવામાં આવી કે પવિત્ર આત્માથી ગર્ભવતી છે. જુઓ, પરમેશ્વરના દૂતે સ્વપ્નમાં તેને દર્શન દઇને કહ્યું. હે! દાઉદનાં સન્તાન યુસફ! તું તારી સ્ત્રી મરિયમને અહીં લાવવાથી ન ડર કેમકે તેને જે ગર્ભ રહ્યો છે તે પવિત્ર આત્માથી છે.

ઈં૦ પર્વ૦ ૧ આ૦ ૧૮, ૨૦.

સમીક્ષક—આ વાતોને કોઇ વિદ્વાન્ નથી માની શકતા કે જે પ્રત્યક્ષાદિ પ્રમાણ અને સૃષ્ટિક્રમથી વિરૂદ્ધ છે. આ વાતોનું માનવું એ મૂર્ખ મનુષ્ય જંગલિયોનું કામ છે, સભ્ય વિદ્વાનોનું નહીં. વાહ, જે પરમેશ્વરનો નિયમ છે, તેને કોઈ તોડી શકે છે? જો પરમેશ્વર પણ નિયમને ઉલટ પાલટ

કરે તો તેની આજ્ઞાને કોઈ ન માને અને તે પણ સર્વજ્ઞ અને નિર્ભ્રમ છે, આવી રીતે તો જે જે કુમારિકાના ગર્ભ રહી જાય, ત્યારે સર્વ કોઇ એમ કહી શકે છે કે એમાં ગર્ભનું રહેવું ઇશ્વિરની તરફથી છે. અને જૂઠ મૂઠ કહી દે કે પરમેશ્વરના દૂતે મને સ્વપ્નમાં કહી દીધું છે કે આ ગર્ભ પરમાત્માની તરફથી છે. જેમ આ અસમ્ભવ પ્રપંચ રચ્યો છે, તેમજ સૂર્યથી કુન્તીનું ગર્ભવતી થવું પણ પુરાણોમાં અસમ્ભવ લખ્યું છે. એવી એવી વાતોને આંખના આંધળા અને ગાંઠના પૂરા લોકો માની ભ્રમજાળમાં પડે છે. આ એવી વાત થઇ હશે; કોઇ પુરૂષની સાથે સમાગમ થવાથી મરિયમ ગર્ભવતી થઇ હશે, વા કોઈ બીજાએ એવી અસંભવ વાત ઉડાવી હશે કે એમાં ગર્ભ ઇશ્વરની તરફથી છે.

૬૧. ત્યારે આત્મા ઇસુને જંગલમાં લઈ ગયો કે સેતાનથી તેની પરિક્ષા કરવામાં આવે. તે ચાલીસ દિવસ અને ચાલીસ રાત્ર ઉપવાસ કરીને પછી ભૂખ્યો થયો ત્યારે પરિક્ષા કરનારે કહ્યું કે જો તું ઇશ્વરનો પુત્ર છે તો કહી દે કે આ પત્થર રોટલિયો બની જાવ. ઇ. પર્વ. ૪. આ. ૧, ૨, ૩,

સમીક્ષક—આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઇસાઇયોનો ઇશ્વર સર્વજ્ઞ નહી, કેમકે જો સર્વજ્ઞ હોત તો તેની પરીક્ષા સેતાન પાસે કેમ કરાવત? પોતેજ જાણી લેત. વારૂ, કોઇ ઇસાઇયોને આજ કાલ ચાલીસ રાત્ર અને ચાલીસ દિવસ ભુખ્યો રાખે તો કદી પણ બચી શકશે? અને એથી એ પણ સિદ્ધ થયું કે ન તે ઇશ્વરનો બેટો અને ન કાંઈ તેમાં કરામત અર્થાત્ સિદ્ધિ હતી; નહીંતો સેતાનની સન્મુખ પત્થરની રોટલિયો કેમ ન બનાવી દેત? અને પોતે ભુખ્યો કેમ રહેતે? અને સિદ્ધાંત એ છે કે પરમેશ્વરે જે પત્થર બનાવ્યા છે, તેને રોટલી કોઈ પણ નથી બનાવી શકતો અને ઇશ્વર પણ પૂર્વકૃત નિયમને ઉલટો નથી કરી શકતો, કેમકે તે સર્વજ્ઞ અને તેના સર્વ કામ ભુલચૂક વિનાનાં છે.

૬૨. તેણે તેને કહ્યું, મારી પાછળ આવ, હું તમને મનુષ્યોનો મછવો બનાવીશ, તે તરત જાળોને છોડીને તેની પાછળ ચાલ્યા. ઈ० પર્વ० ૪ આ० ૧૯, ૧૦, ૨૧.

સમીક્ષક—વિદિત થાય છે કે તે આજ પાપ અર્થાત્ તૌરેતમાં જે દશ આજ્ઞાઓમાં લખ્યું છે કે—(સન્તાનો પોતાના માતા પિતાની સેવા અને માન્ય કરે કે જેથી તેમની ઉમર વધે) તે પ્રમાણે ઇસાએ ન માતા પિતાની સેવા કરી અને બીજાને પણ માતા પિતાની સેવાથી છોડાવ્યા એજ અપરાધથી ચિરંજીવી ન રહ્યો. અને એ પણ વિદિત થયું કે ઇસાએ મનુષ્યોને ફસાવવા માટે એક મત ચલાવ્યો છે કે જાળમાં માછળીની માફક મનુષ્યોને સ્વમતમાં ફસાવીને પોતાનું પ્રયોજન સાધવું. જ્યારે ઇસુજ એવો હતો તો આજ કાલના પાદરી લોકો પોતાની જાળમાં મનુષ્યોને ફસાવે તો તેમાં શું આશ્ચર્ય છે? કેમકે જેમ મોટી મોટી અને ઘણી માછલિયોને જાળમાં ફસાવનારની પ્રતિષ્ઠા અને જીવિકા સારી થાય છે તેમજ જે ઘણાઓને પોતાના મતમાં ફસાવી લે તેની અધિક પ્રતિષ્ઠા અને જીવિકા સારી થાય છે. એથીજ એ લોક જેમણે વેદ અને શાસ્ત્રો નથી ભણ્યા, નથી સાંભળ્યા તે બિચારાં ભોળાં મનુષ્યોને પોતાની જાળમાં ફસાવીને

તેના માબાપ કુટુંબાદિથી પૃથક કરી દે છે. એ ઉપરથી સર્વ વિદ્વાન આર્યોને ઉચિત છે કે સ્વયં એમની ભ્રમજાળથી બચીને અન્ય પોતાના ભોળા ભાઇયોને બચાવવમાં તત્પર રહે.

૬૩. ત્યારે ઇશુ આખા ગાલીલ દેશમાં તેમની સભાઓમાં ઉપદેશ કરતો હવો અને રાજ્યના સુસમાચાર પ્રચાર કરતો હતો અને લોકોમાં હરએક રોગ અને હરેક વ્યાધિયોને સારા કરતો હવો ફર્યા કર્યું. સર્વ રોગિયો જે નાના પ્રકારના રોગો અને પીડાઓથી દુઃખી હતા અને ભૂતગ્રસ્તો અને મૃગી રોગવાળા અને અર્ધ્ધાંગિયોને તેની પાસે લાવ્યા અને તેણે સારા કર્યા.

ઈ૦ મત્તી૦ પર્વ૦૪ આ૦ ૨૩, ૨૪, ૨૫.

સમીક્ષક—જેમ આજ કાલ પોપલીલા કાઢવી, મંત્ર, પુરશ્ચરણ, આશીર્વાદ બીજ, અને ભસ્મની ચુટકી આપવાથી ભુતો કાઢવા, રોગો છોડાવવા, એ સાચું હોય તો તે ઈજીલની વાત પણ સાચી હોય એ કારણથી ભોળા મનુષ્યોને ભ્રમમાં ફસાવવા માટે એ વાતો છે, જો ઇસાઇયો ઇસાની વાતોને માને છે તો પછી અહીંના દેવીભકતોની વાતો કેમ નથી માનતા? કેમકે તે વાતો તેની સદૃશ છે.

૬૪. ધન્ય તે જે મનમાં દીન છે, કેમકે સ્વર્ગનું રાજ્ય તેનુંજ છે. કેમકે હું તમને સાચું કહું છું કે જ્યાં સુધી આકાશ અને પૃથિવી ટળી ન જાય ત્યાંસુધી વ્યવસ્થાથી એક માત્રા અને એક બિંદુ વિના પૂરાંવયે ન ટળશે. એટલા માટે આ અતિ નાની આજ્ઞાઓમાંથી એકને લોપ કરી અને લોકોને તેવુંજ સિખાવ તે સ્વર્ગના રાજ્યમાં સર્વથી નાનો કહેવાશે.

ઈ૦ મત્તી૦ પર્વ૦ ૫. આ૦ ૩, ૪, ૧૮, ૧૯.

સમીક્ષક—જો સ્વર્ગ એક છે તો રાજા પણ એક હોવો જોઇયે, એટલા માટે જેટલા દીન છે તે સર્વ સ્વર્ગે જશે તો સ્વર્ગમાં રાજ્યનો અધિકાર કોને થશે? અર્થાત્ પરસ્પર લઢાઇ બખેડા કરશે, અને રાજ્ય વ્યવસ્થા ખંડબંડ થઇ જશે? અને દીનના કહેવાથી જો કંગાલ અર્થ લેશો ત્યારે તો ઠીક નહિ, જો નિરભિમાની અર્થ લેશો તો પણ ઠીક નહી કેમકે દીન અને અભિમાનનો એકાર્થ નથી કિંતુ જે મનમાં દીન થાય છે તેને સંતોષ કદી નથી થતો એટલા માટે એ વાત ઠીક નહી; જ્યારે આકાશ પૃથિવી ટળી જાય ત્યારે વ્યવસ્થા પણ ટળી જશે. એવી અનિત્ય વ્યવસ્થા મનુષ્યોની હોય છે, સર્વજ્ઞ ઇશ્વરની નહી અને આ એક પ્રલોભન અને ભયમાત્ર દીધો છે કે જે આ આજ્ઞાને નહિ માને તે સ્વર્ગમાં સર્વથી નાના ગણવામાં આવશે.

૬૫. અમારી દિવસ ભરની રોટલી આજ અમને આપો. પોતાને માટે પૃથિવીપર ધનનો સંચય નહિ કરો. ઈ૦ મં૦ પર્વ૦ ૬ આ૦ ૧૧, ૧૯

સમીક્ષક—એથી વિદિત થાય છે કે જે સમયે ઇસાનો જન્મ થયો છે તે સમયે લોકો જંગલી અને દરિદ્ર હતા તથા ઇસુ પણ તેવોજ દરિદ્ર હતો તેથી તો દિવસભરની રોટલીની પ્રાપ્તિને માટે ઇશ્વિરની પ્રાર્થના કરે છે અને શિખવે છે. જ્યારે એમ છે તો ઇસાઇ લોક ધન સંચય કેમ કરે છે? તેમને ઉચિત છે કે ઇસાના વચનથી વિરૂદ્ધ ન ચાલીને સર્વ દાન પુણ્ય કરીને દીન થઇ જાય.

૬૬. હરેક જે મને હે પ્રભુ હે પ્રભુ કહે છે, તે સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ નહીં કરશે. ઈ૦ મ૦ પર્વ૦ ૭ આ૦ ૨૧

સમીક્ષક—હવે વિચારો કે મોટા મોટા પાદરી બિશપ સાહેબ અને ક્રિશ્ચિયન લોક જો આ ઈસાનું વચન સત્ય છે એમ સમજે, તો ઇસાને પ્રભુ અર્થાત્ ઇશ્વર કદી પણ ન કહે. જો એ વાતને નહિ માનશે તો પાપથી કદી પણ નહી બચી શકશે.

૬૭. તે દિવસે ઘણાંક મને કહેશે ત્યારે હું તેમને ખુલ્લું કરીને કહીશ, મેં તમને કદીપણ નથી જાણ્યા, કુકર્મ કરનારાઓ મારાથી દૂર થાઓ. ઈ૦ મ૦ પર્વ૦ ૭. આ૦ ૨૨, ૨૩

સમીક્ષક—જુઓ ! ઇસુ જંગલી મનુષ્યોને વિશ્વાસ કરાવવા માટે સ્વર્ગમાં ન્યાયાધીશ બનવા ચાહતો હતો, એ કેવલ ભોળા મનુષ્યોને પ્રલોભન આપવાની વાત છે.

૬૮. અને જુઓ, એક કોઢિયાએ આવીને તેને પ્રણામ કરી કહ્યું કે હે પ્રભુ જો આપ ચાહો તો મને શુદ્ધ કરી શકો છો. ઇશુએ હાથ લંબાવી તેને અડીને કહ્યું કે હું તો ચાહું છું શુદ્ધ થઈ જા, અને તેનો કોઢ તુરત શુદ્ધ થઇ ગયો. ઈ૦ મ૦ પર્વ૦૮ આ૦ ૨, ૩

સમીક્ષક—એ સર્વ વાતો ભોળા મનુષ્યોને ફસાવવાની છે. કેમકે જ્યારે ઇસાઇ લોક આ વિદ્યા, સૃષ્ટિક્રમ વિરૂદ્ધ વાતોને સત્ય માને છે તો પછી શુક્રાચાર્ય, ધન્વંતરિ, કશ્યપ આદિની વાત જે પુરાણ અને ભારતમાં લખી છે કે અનેક દૈત્યોની મરેલી સેનાને જીવતી કરી આપી બ્રહસ્પતિના પુત્ર કચને તેના ટુકડા ટુકડા કરીને જનાવર અને મત્સ્યોને ખવાડી દીધો પછી પાછો પણ શુક્રાચાર્યે જીવતો કરી દીધો. પશ્ચાત્ કચને મારીને શુક્રાચાર્યને ખવડાવી દીધો, પછી તેને પેટમાં જીવતો કરીને બહાર કહાડયો, પોતે મરી ગયો; તેને કચે જીવતો કર્યો, કશ્યપ ઋષિયે મનુષ્ય સહિત વૃક્ષને તક્ષકથી ભસ્મ થયા પછી પુનઃ વૃક્ષ અને મનુષ્યને જીવીત કરી આપ્યાં, ધન્વંતરિયે લાખો મુરદાં જીવાડયાં, લાખો કોઢિયા આદિ રોગિયોને સારા કર્યા, લાખો આંધળાં અને બહેરાંને આંખ અને કાન આપ્યાં ઇત્યાદિ કથાને મિથ્યા કેમ કહો છો ? જો ઉક્ત વાતો મિથ્યા છે તો ઇસાની વાત મિથ્યા કેમ નહી ? જે અન્યની વાતને મિથ્યા અને પોતાની જુઠીને સાચી કહે છે તે હઠી કેમ નહી; એટલા માટે ઇસાઇયોની વાતો કેવલ હઠની અને બાળકોના જેવી છે.

૬૯. ત્યારે ભૂતગ્રસ્ત મનુષ્ય કબરસ્થાનમાંથી નિકળી તેને આવી મળ્યો, જે એટલે સુધી અતિ પ્રચંડ હતો કે તે માર્ગથી કોઇ જઇ શકતું ન હતું, અને જુઓ, તેમણે જોરશોરથી કહ્યું કે ઇશુ ઇશ્વરના પુત્ર ! આપને અમારી સાથે શું કામ છે ? શું આપ સમયની પેહેલાં અમને પીડા દેવાને અહીં આવ્યા છો, તે ભુતોએ તેની વિનંતી કરી કહ્યું જો આપ અમને કાઢો છો તો સૂવરોના ઝુંડમાં પેસવા દો, તેણે તેને કહ્યું જાઓ અને તેઓ નિકળીને સૂવરોનાં ઝુંડમાં પેઠા અને જુઓ સૂવરોનું તમામ ઝુંડ કરાડાપરથી સમુદ્રમાં દોડી ગયું અને પાણીમાં ડૂબી મર્યું. ઈ૦ મ૦ પર્વ૦ ૮. આ૦ ૨૮, ૨૯, ૩૦, ૩૧ ૩૨, ૩૩.

સમીક્ષક—ભલા વારૂ, અહીં જરાક વિચાર કરિએ તો એ વાતો સર્વે જુઠી છે, કેમકે મરેલું મનુષ્ય કબરસ્થાનમાંથી કદી પણ નિકળી શકતું નથી, તે કોઈ પર નથી જતું, નથી સમ્વાદ કરતું એ સર્વ વાતો અજ્ઞાનિયોની છે, જે કે મહા જંગલી છે તે એવી વાતો પર વિશ્વાસ લાવે છે અને પેલા સૂવરોની હત્યા કરાવી તેનું અને સુવરોવાળાની હાનિ કરવાનું પાપ ઇસાને થયું હશે. અને ઇસાઇ લોક ઇસાને પાપ ક્ષમા અને પવિત્ર કરનાર માને છે તો પેલાં ભુતોને પવિત્ર કેમ ન કરી શકયો ? અને સુવરવાળાની હાનિ કેમ ન ભરી આપી ? શું આજ કાલના સુશિક્ષિત ઇસાઇ અંગ્રેજો તે આ ગપોડાને પણ માનતા હશે, જો માને છે તો હજી ભ્રમજાળમાં પડયા છે.

૭૦ જૂઓ લોકો એક અર્ધાંગીને જે ખાટલા ઉપર સુતો હતો તેને તેની પાસે આણ્યો અને ઇશુએ તેનો વિશ્વાસ જોઇને તે અર્ધાંગીને કહ્યું હે પુત્ર ઢાઢસ કર તારાં પાપ ક્ષમા કરવામાં આવ્યાં છે હું ધર્મિયોને નહીં પરંતુ પાપિયોને પશ્ચાતાપ માટે બોલાવવાને આવ્યો છું. ઈ૦ મ૦ પર્વ૦ ૯ આ૦ ૨, ૧૩

સમીક્ષક—આ પણ વાત એવીજ અસંભવ છે કે જેવી પૂર્વે લખી આવ્યા છિયે. અને જે પાપ ક્ષમા કરવાની વાત છે તે કેવળ ભોળા લોકોને પ્રલોભન દઇને ફસાવવાનું છે. જેમ બીજાએ પીધેલું મદ્ય, ભાંગ અને ખાધેલી અફીમનો નિશો અન્યને પ્રાપ્ત થઇ શકતો નથી તેમજ કોઇનું કરેલું પાપ કોઈની પાસે જતું નથી, કિંતુ જે કરે છે તેજ ભોગવે છે એજ ઇશ્વરનો ન્યાય છે. જો અન્યનું કરેલું પાપ પુણ્ય અન્યને પ્રાપ્ત થાય અથવા ન્યાયાધીશ સ્વયં લઈ લે કે કર્તાઓને યથાયોગ્ય ફલ ઇશ્વર ન આપે તો તે અન્યાયકારી થઈ જાય; જુઓ ધર્મજ કલ્યાણકારક છે ઇસુ કે અન્ય કોઇ નથી. અને ધર્માત્માઓને માટે ઇસા આદિની કાંઇ અવસ્યકતા પણ નથી અને ન પાપિયોને માટે પણ, કેમકે પાપ કોઇનું છુટી શકતું નથી.

૭૧ ઇશુએ પોતાના બાર શિષ્યોને પોતાની પાસે બોલાવીને તેમને અશુદ્ધ ભૂતો પર અધિકાર આપ્યો કે તેમને કહાડે અને હરેક રોગ અને હરેક વ્યાધીને સારા કરે. બોલનાર તો તમે નથી પરંતુ તમારા પિતાનો આત્મા તમારાંમાં બોલે છે. એમ નહી સમજતા કે હું પૃથિવી પર મેળાપ કરાવવા આવ્યો છું પરંતુ ખડ્ગ ચલાવવાને આવ્યો છું. હું મનુષ્યોને તેના પિતાથી અને બેટીને તેની માથી અને વહુને તેની સાસુથી અલગ કરવાને આવ્યો છું. મનુષ્યના ઘરનાજ લોક તેના વેરી થશે. આ ૩૪, ૩૫, ૩૬. ઈ૦ મ૦ પર્વ૦ ૧૦ આ૦ ૧૩.

સમીક્ષક—એ તેજ શિષ્ય છે કે જેમાંથી એક ૩૦ ત્રીસ રૂપિયાના લોભપર ઇસાને પકડાવશે અને અન્ય બદલાઇને અલગ અલગ નાસી જશે. ભલા વારૂ એ વાતો જ્યારે વિદ્યાથીજ વિરૂદ્ધ છે કે ભુતોનું આવવું અને કાઢવું, ઔષધ કે પથ્ય વિના વ્યાધિયોનું છુટવું, સૃષ્ટિક્રમથી અસંભવ છે. એટલામાટે એવી એવી વાતોને માનવી એ અજ્ઞાનિયોનું કામ છે. જો જીવ બોલનાર નથી, ઇશ્વર બોલનાર છે, તો જીવ શું કામ કરે છે? અને સત્ય કે મિથ્યાભાષણનું ફળ સુખ કે દુઃખને ઇશ્વરજ ભોગતો હશે, એ પણ એક મિથ્યા વાત છે. અને જેમ ઇસુ ફુટ કરાવવાને

અને લડાવવાને આવ્યો હતો, તેજ કલહ આજ કાલ લોકોમાં ચાલી રહ્યો છે, એ કેટલી બધી ખરાબ વાત છે, કે ફુટ કરાવવાથી સર્વથા મનુષ્યોને દુઃખ થાય છે, અને ઇસાઇયોએ એનેજ ગુરૂમંત્ર સમજી લીધો હશે, કેમકે એક બીજાની ફુટ ઇસુજ સારી માનતો હતો, તો એ કેમ નહી માનતા હશે ? એ ઇસાનુંજ કામ હશે કે ઘરના લોકોના શત્રુ ઘરના લોકોને બનાવવાં એ શ્રેષ્ઠ પુરૂષનું કામ નથી.

૭૨. ત્યારે ઇશુએ તેને કહ્યું, તમારી પાસે કેટલી રોટલિયો છે ? તેણે કહ્યું સાત અને નાની માછલિયો, ત્યારે તેણે તે લોકોને ભુમિપર બેસવાની આજ્ઞા આપી. ત્યારે તેણે તે સાત રોટલિયોને અને માછલિયોને ધન્ય માનીને તોડી અને પોતાના શિષ્યોને આપી, અને શિષ્યોએ લોકોને આપી તે સર્વ ખાઇને તૃપ્ત થયા અને જે કકડા શેષ રહ્યા તેના સાત ટોપલા ભરેલા ઉઠાવ્યા, જેણે ખાધું તે સ્ત્રિયો અને બાળકોને છોડી ચાર સહસ્ર પુરૂષ હતા.

ઇ૦ મ૦ પર્વ૦ ૧૬. આ૦ ૩૪, ૩૫, ૩૬, ૩૭, ૩૮, ૩૯.

સમીક્ષ—હવે જુઓ ! શું આ આજ કાલના જુઠા સિધ્ધો અને ઇંદ્રજાળી આદિના સમાન છળની વાતો નથી ? બેલી રોટલિયોમાં બીજી રોટલિયો ક્યાંથી આવી ગઇ ? જો ઇસામાં એવી સિદ્ધિયો હતી તો પોતે. ભુખો થયલો ગુલરના ફળ ખાવાને કેમ ભટક્યા કરતો ? પોતાને માટે મિટ્ટી, પાણી અને પત્થર આદિથી મોહન ભોગ રોટલિયો કેમ ન બનાવી લીધી ? એ સર્વ વાતો બાળકોના ખેલપણાની છે, જેમ કેટલાક સાધુ વેરાગી એવી છળની વાતો કરી ભોળા મનુષ્યોને ઠગે છે તેમજ એ પણ છે.

૭૩. અને ત્યારે તે હરેક મનુષ્યને તેના કાર્યાનુસાર ફળ આપશે. ઇ૦મ૦પર્વ૦ ૧૬ આ૦૨૭.

સમીક્ષક—જ્યારે કર્માનુસાર ફળ આપવામાં આવશે, તો ઇસાઇયોનાં પાપ ક્ષમા થવાનો ઉપદેશ કરવો વ્યર્થ છે અને તે સત્ય હોય તો આ જુઠું છે. જો કોઇ કહે કે ક્ષમા કરવા યોગ્ય ક્ષમા કરવામાં આવે છે, અને ક્ષમા ન કરવા યોગ્ય ક્ષમા કરવામાં આવતું નથી, એ પણ ઠીક નથી. કેમકે સર્વ કર્મોનાં ફળ યથાયોગ્ય આપવાથીજ ન્યાય અને પૂરી દયા થાય છે.

૭૪. હે અવિશ્વાસી અને હઠીલા લોકો ! હું તમને સત્ય કહું છું કે જો તમને રાઇના એક દાણા જેટલો વિશ્વાસ હોય તો તમે આ પહાડને જો કહેશો કે અહીંથી ત્યાં ચાલી જા, તો તે ચાલ્યો જશે, અને કોઇ કામ તમને અસાધ્ય નહી થશે. ઇ૦ મ૦ પર્વ૦ ૧૭ આ૦ ૩૦.

સમીક્ષક—હમણા જે ઇસાઇયો ઉપદેશ કરતા ફરે છે કે—આવો અમારા મતમાં, પાપ ક્ષમા કરાવો, મુક્તિ પામો આદિ. તે સર્વ મિથ્યા વાત છે, કેમકે જો ઇસાઇમાં પાપ છોડવવાનું, વિશ્વાસ જમાવવાનું અને પવિત્ર કરવાનું સામર્થ્ય હોત તો પોતાના શિષ્યોના આત્માઓને નિષ્પાપ, વિશ્વાસી, અને પવિત્ર કેમ ન કરી દેત ? જે કે ઇસાની સાથે સાથે સદા ભમતા હતા જ્યારે તેમને શુદ્ધ, વિશ્વાસી અને તેનું કલ્યાણ નહી કરી શકયો ત્યારે તો તે મરવા પછી, ન જાણે કયાં છે ? આ સમયે કોઇને પવિત્ર નહી કરી શકશે. જ્યારે ઇસાના ચેલા રાઇ ભર

વિશ્વાસથી રહિત હતા અને તેણે એ ઇંજીલ પુસ્તક બનાવી છે, ત્યારે એનું પ્રમાણ નથી થઇ શકતું કેમકે જે અવિશ્વાસી, અપવિત્રાત્મા, અધર્મી મનુષ્યોના લેખ હોય છે તે ઉપર વિશ્વાસ કરવો એ કલ્યાણની ઇચ્છા કરનાર મનુષ્યોનું કામ નથી. અને એથી એ પણ સિદ્ધ થઇ શકે છે કે જો ઇસાનું વચન સાચું છે તો કોઇ ઇસાઇમાં એક રાઇના દાણા જેટલો વિશ્વાસ અર્થાત્ ઇમાન નથી. જો કોઇ કહે કે અમારામાં પૂરો કે થોડો વિશ્વાસ છે તો તેને કહેવું કે આપ આ પહાડને માર્ગમાંથી હઠાવી દ્યો; જો તેના હઠાવવાથી હઠી જાય તો પણ પૂરો વિશ્વાસ નહી, કિન્તુ એક રાઇના દાણા બરાબર છે અને જો ન હઠાવી શકે તો સમજો કે એક છાંટો પણ વિશ્વાસ (ઇમાન) અર્થાત્ ધર્મનો ઇસાઇયોમાં નથી. યદિ કોઇ કહે કે અહીં અભિમાન આદિ દોષોનું નામ પહાડ છે તો પણ ઠીક નથી, કેમકે જો એમ હોય તો મુડદાં, આંધળાં, કોઢિયાં, ભુતગ્રસ્તો ને સારા કહેવા પણ ઠીક નથી. આળસી, અજ્ઞાની, વિષયી અને ભ્રાન્તોને બોધ કરીને સચેત, કુશળ કર્યા હશે જો એમ માને તો પણ ઠીક નથી, કેમકે જો એમ હતું તો સ્વશિષ્યોને એવા કેમ ન કરી શકત ? એટલા માટે અસમ્ભવ વાત કહેવી એ ઇસાની અજ્ઞાનતાનો પ્રકાશ કરે છે. ભલા વારૂ જો કાંઇ પણ ઇસામાં વિદ્યા હતી તો આવી અંધાધુંધ જંગલીપણાની વાતો કેમ કહી દેતે ? તથાપિ—

( निरस्तपादपेदेश एरण्डोऽपि द्रुमायते)
यत्र देशे द्रुमो नास्ति तत्रैरण्डो द्रुमायते ।

જેમ જે દેશમાં કોઇપણ વૃક્ષ ન હોય તો તે દેશમાં એરણ્ડનું વૃક્ષજ સર્વથી મોટું અને સારૂં ગણાય છે તેમજ મહા જંગલી અવિદ્વાનોના દેશમાં ઇસાનું પણ થવું ઠીક હતું પણ આજકાલ ઇસાની શું ગણના થઇ શકે છે ?

૭૫. હું તમને સાચું કહું છું જો તમે મન ન ફેરવો અને બાળકોની સમાન ન થઇ જાઓ, તોજ સ્વર્ગનાં રાજ્યમાં પ્રવેશ કરવા પામશો. ઇં૦ મ૦ પ૦ ૧૮ આ૦ ૩.

સમીક્ષક—જ્યારે પોતાની ઇચ્છાથી મનને ફેરવવું સ્વર્ગનું કારણ અને ન ફેરવવું નરકનું કારણ છે, તો કોઇ કોઇનું પાપપુણ્ય કદી પણ લઇ શકતું નથી એમ સિદ્ધ થાય છે અને બાળક સમાન હોવાના લેખથી એમ વિદિત થાય છે કે ઇસુની વાતો વિદ્યા અને સૃષ્ટિક્રમથી બહુજ વિરૂદ્ધ હતી અને એ પણ તેના મનમાં હતું કે લોક મારી વાતોને બાળકની સમાન માની લે, પૂછે ગાછે કાંઇ પણ નહી, આંખ મીચીને માની લે. ઘણા ઇસાઇયોની બાળબુદ્ધિવત્ ચેષ્ટા છે, નહી તો એવી યુક્તિ વિદ્યાથી વિરૂદ્ધ વાતો કેમ માનતે ? અને એ પણ સિદ્ધ થયું કે જો ઇસુ પોતે વિદ્યાહીન બાળબુદ્ધિ ન હોત તો અન્યને બાલવત્ બનવાનો ઉપદેશ કેમ કરતે ? કેમકે જે જેવો હોય છે તે અન્યને પણ સ્વસદૃશ બનાવવા ચાહેજ છે.

૭૬. હું તમને સાચું કહું છું ધનવાનોને સ્વર્ગનાં રાજ્યમાં પ્રવેશ કરવા કઠિન થશે, ફરીને

પણ હું તમને કહું છું કે ઇશ્વરનાં રાજ્યમાં ધનવાનનો પ્રવેશ કરવાથી ઉંટનું સુઇના નાકામાંથી જવું સહજ છે. ઈ૦ મ૦ પર્વ૦ ૧૯ આ૦ ૨૩,૨૪.

સમીક્ષક—એથી એ સિદ્ધ થાય છે કે ઇસુ દરિદ્ર હતો ધનવાન્ લોક તેની પ્રતિષ્ઠા નહી કરતા હશે એટલા માટે આ લખ્યું હશે. પરંતુ એ વાત સત્ય નથી. કેમકે ધનાઢયો અને દરિદ્રોમાં સારા નઠારા હોય છે, જે કોઇ સારૂં કામ કરે તે સારૂં અને નઠારૂં કરે તે નઠારૂં ફળ પામે છે. અને એથી એ પણ સિદ્ધ થાય છે કે ઇસુ ઇશ્વરનું રાજ્ય કોઇ એક દેશમાં માનતો હતો, સર્વત્ર નહીં. જ્યારે એમ છે તો તે ઇશ્વરજ નથી. જે ઇશ્વર છે તેનું રાજ્ય સર્વત્ર છે, પુનઃ તેમાં પ્રવેશ કરશે કે નહી કરશે એ કહેવું કેવળ અવિદ્યાની વાત છે. અને એથી એ પણ આવ્યું કે જેટલા ઇસાઇ ધનાઢ્ય છે, શું તે સર્વે નરકમાંજ જશે ? અને દરિદ્ર સર્વ સ્વર્ગમાં જશે ? ભલા વારૂ જરાક સરખો વિચાર તો ઇસામસીહ કરતે કે જેટલી સામગ્રી ધનાઢયોની પાસે હોય છે તેટલી દરિદ્રોની પાસે હોય નહી, જો ધનાઢ્યો વિવેકથી ધર્મમાર્ગમાં વ્યય કરે તો દરિદ્ર નીચ ગતિમાં પડ્યા રહે અને ધનાઢ્ય ઉત્તમ ગતિએ પ્રાપ્ત થઇ શકે છે.

૭૭. ઇસુએ તેને કહ્યું, હું તમને સાચું કહું છું કે નવી સૃષ્ટિમાં જ્યારે મનુષ્યનો પુત્ર પોતાના ઐશ્વર્યના સિંહાસનપર બેસશે, ત્યારે તમે પણ જે મારી પછવાડી થયલા બાર સિંહાસનો પર બેસીને ઇસ્રાએલના બાર કુલોનો ન્યાય કરશો, જેણે કોઇયે મારા નામને માટે ઘરો કે ભાઇયો કે બેહેનો કે પિતા કે માતા કે સ્ત્રી કે બાળકો કે ભુમિને ત્યાગી છે તે સો ગણું પામશે અને અનન્ત જીવનનો અધિકારી થશે. ઈ૦ મ૦ પર્વ૦ ૧૯. આ૦ ૨૮, ૨૯.

સમીક્ષક—હવે જુઓ ! ઇસાની આંતરીય લીલા કે મારી જાળથી મુઆ પછી પણ લોક ન નિકળી જાય. અને જેણે ૩૦ ત્રીસ રૂપિયાના લોભથી પોતાના ગુરૂને પકડી મરાવ્યો તેવા પાપી પણ તેની પાસે સિંહાસન ઉપર બેસશે. અને ઇસ્રાઇલના કુલનો પક્ષપાતથી ન્યાયજ નહી કરવામાં આવશે, કિન્તુ તેમના સર્વ ગુણ માફ અને અન્ય કુલોનો ન્યાય કરશે. અનુમાન થાય છે કે એથી ઇસાઇ લોક ઇસાઇયોનો ઘણોજ પક્ષપાત કરી કોઇ ગોરાએ કાળાને મારી નાખ્યો હોય તો પણ બહુધા પક્ષપાતથી નિરપરાધી કરીને છોડી દે છે, એવોજ ઇસાના સ્વર્ગનો પણ ન્યાય હશે અને એથી મહાદોષ આવે છે, કેમકે એક સૃષ્ટિની આદિમાં મરેલો અને એક (કયામત) ની રાત્રીની લગભગમાં મરેલો; એક તો આદિથી અન્ત પર્યન્ત આશામાંજ પડયો રહ્યો કે ક્યારે ન્યાય થશે અને બીજાનો તેજ સમયે ન્યાય થઇ ગયો, એ કેટલો મોટો અન્યાય છે. અને જે નરકમાં જશે તે અનંત કાલ પર્યંત નરક ભોગવશે અને જે સ્વર્ગમાં જશે તે સદા સ્વર્ગ ભોગવશે, એ પણ મહા અન્યાય છે. કેમકે અંતવાળાં સાધન અને કર્મોનાં ફળ અંતવાળાં હોવાં જોઇએ અને સરખાં પાપપુણ્ય એ જીવોનાં પણ નથી થઈ શકતાં એટલામાટે તારતમ્યથી અધિક ન્યુન સુખદુઃખવાળાં અનેક સ્વર્ગ અને નરક હોય ત્યારે સુખ દુઃખ ભોગી શકે છે તે ઇસાઇયોનાં પુસ્તકમાં ક્યાંયે વ્યવસ્થા નથી, એટલા માટે આ પુસ્તક ઇશ્વિરકૃત કે ઇસાઈ ઇશ્વરનો બેટો કદી

પણ નથી થઇ શકતો. આ મોટા અનર્થની વાત છે કે કદાપિ કોઈના આબાપ સો સો નથી થઇ શકતા કિંતુ એકની એકમા અને એકજ બાપ હોય છે, અનુમાન છે કે મુસલમાનોએ જે એકને ૭૨ સ્ત્રિયો બહિસ્તમાં મળે છે એમ લખ્યું છે, તે આ પુસ્તકમાંથીજ લીધેલું હોવું જોઇએ.

૭૮. પ્રાતઃકાલે–મગરકે જ્યારે બહન ઘેર પાછો જતો હતો ત્યારે તેને ભુખ લાગી અને માર્ગમાં એક ગુલરનું વૃક્ષ જોઇને તે તેનીપાસે ગયો પરંતુ તેમાં બીજું કાંઈ ન મળ્યું કેવળ પાત્રાં. અને તેને કહ્યું કે તારામાં ફરી કદી પણ ફળ લાગશે નહી, એથી ગુલરનું વૃક્ષ તરત સુકાઇ ગયું. ઈ૦ મ૦ પર્વ૦ ૨૧. આ૦ ૧૮, ૧૯.

સમીક્ષક—સર્વ પાદરી લોક ઇસાઇ કહેછે કે તે મહાશાન્ત શમાન્વિત અને ક્રોધાદિ દોષરહિત હતો પરંતુ આ વાતને જોવાથી જ્ઞાત થાય છે કે ઇસુ ક્રોધી અને ઋતુના જ્ઞાન રહિત હતો. અને તે જંગલી મનુષ્યપણાના સ્વભાવયુકત વર્ત્તતો હતો. ભલા વારૂ જે વૃક્ષ જડ પદાર્થ છે તેનો શો અપરાધ હતો કે તેને શાપ દીધો અને તે સુકાઇ ગયું, એના શાપથી તો નહી સુકાયું હશે કિંતુ કોઇ એવી ઔષધી નાંખવાથી સુકાઈ ગયું હોય તો આશ્ચર્ય નથી.

૭૯. તે દિવસોએ કલેશની પછી તુરત સૂર્ય ઝાંખો (શ્યામવર્ણનો) થઇ જશે અને ચન્દ્ર પોતાની જ્યોતિ નહી આપશે, તારા આકાશથી ખરી પડશે અને આકાશની સેના ડગી જશે. ઈ૦ મ૦ પર્વ૦ ૨૪. આ૦ ૨૯.

સમીક્ષક—વાહજી ઇસા! તારાઓને ખરી પડવાનું આપે કયી વિદ્યાથી જાણ્યું અને આકાશની સેના કયી છે? જે ડગી જશે? જો કદી ઇસુ થોડિક પણ વિદ્યા ભણુતે તો અવશ્ય જાણી લેત કે આ તારા સર્વ ભુગોળ છે કેમ કરીને ખરશે. એથી વિદિત થાય છે કે ઇસુ સુથાર કુલમાં ઉત્પન્ન થયો હતો, સદા લાકડાં ચીરવાં, છોલવાં, કાપવાં અને જોડવાં એ કામ કરતો રહ્યો હશે, જ્યારે તરંગ ઉઠયો કે હું પણ આ જંગલી દેશમાં પેગમ્બર થઈ શકીશ ત્યારે વાતો કરવા લાગ્યો, કેટલોક વાતો તેના મુખ થી સારી પણ નિકળે અને ઘણીક નઠારી પણ. ત્યાંના લોક જંગલી હતા તે માની બેઠા. જેવો આજકાલ યુરોપ દેશ ઉન્નતિ યુકત છે તેવો પૂર્વે હોત તો એની સિદ્ધાઇ કાંઈ પણ ચાલત નહી. હવણા કાંઇ વિદ્યા થયા પછી પણ વ્યવહારના પેચ અને હઠથી આ પોલ મતને ન છોડીને સર્વથા સત્ય વેદ માર્ગની તરફ નથી ઝુકતા એજ એમનામાં ન્યુનતા છે.

૮૦. આકાશ અને પૃથિવી ટળી જશે પરંતુ મારી વાતો કદી ન ટળશે.ઈ૦મ૦પ૦૨૪.આ૦ ૩૫.

સમીક્ષક—આ પણ વાત અવિદ્યા અને મુર્ખતાની છે. વારૂ આકાશ હાલીને કયાં જશે? જ્યારે આકાશ અતિસૂક્ષ્મ હોવાથી નેત્રથી દેખાતું નથી તો એનું હાલનું કોણ જોઇ શકે છે? અને પોતાના મુખે પોતાની બડાઇ કરવી સારા મનુષ્યોનું કામ નથી.

૮૧. ત્યારે તે તેનાથી જે ડાબી બાજુ છે કહેશે કે, હે શ્રાપિત લોકો! મારી પાસેથી તે અનંત આગમાં જાઓ કે જે સેતાન અને તેના દૂતોને માટે તૈયાર કરવામાં આવી છે. ઈ૦મ૦પર્વ૦૨૫.આ૦૪૧.

સમીક્ષક— ભલા વાહ, એ કેટલી મોટી પક્ષપાતની વાત છે જે પોતાના શિષ્ય છે તેમને સ્વર્ગ અને જે બીજા છે તેમને અનન્ત આગમાં નાખવા; પરંતુ જ્યારે આકાશજ નહી રહેશે ત્યારે અનંત આગ, નરક, બહિસ્ત એ કયાં રહેશે ? જો સેતાન અને તેના દૂતોને ઇશ્વર ન બનાવત તો આટલી નરકની તૈયારી કેમ કરવી પડતે ? અને એક સેતાનજ ઇશ્વરના ભયથી ન ડર્યો તો તે ઇશ્વિરજ શું છે કેમકે તેનોજ દુત થઇને (બાગી) બાગવાન થઈ ગયો અને ઇશ્વર તેને પ્રથમજ પકડીને બંદીગ્રહમાં ન નાખી શકયો, ન મારી શકયો પુનઃ તેની ઇશ્વરતા શું ? જેણે ઇસાને પણ ચાલીસ દિવસ દુઃખ દીધું ! ઇસા પણ તેને કાંઇ ન કરી શકયો તો ઇશ્વરના બેટા થવું વ્યર્થ થયું એટલામાટે ઇસુ ઇશ્વરનો ન બેટો અને ન તો બાઇબલનો ઇશ્વર ઇશ્વર થઇ શકે છે.

૮૨. ત્યારે બાર શિષ્યોમાંથી એક યહુદાહ, ઇસકરિયોતિ નામનો એક શિષ્ય પ્રધાન યાજકોની પાસે ગયો અને કહ્યું, જો હું ઇસુને આપ લોકોને હાથે પકડાવું તો આપ લોક મને શું આપશો, તેમણે તેને ત્રીસ રૂપીયા આપવા ઠરાવ્યા. ઇ૦ મ૦ પર્વ૦ ૨૬. આ૦ ૧૪, ૧૫.

સમીક્ષક—હવે જુઓ ! ઇસાની સર્વ કરામત અને ઇશ્વરતા અહીં ઉઘડી ગઇ. કેમકે જે તેનો પ્રધાન શિષ્ય હતો તે પણ તેના સાક્ષાત્ સંગથી પવિત્રાત્મા નથયો તો બીજાઓને તે મર્યા પછી પવિત્રાત્મા શું કરી શકશે ? અને તેના વિશ્વાસી લોકો તેના ભરોસામાં કેટલા ઠગાયા જાય છે. કેમકે જેણે સાક્ષાત્ સંબંધમાં શિષ્યનું કાંઇ પણ કલ્યાણ ન કર્યું તે મર્યા પછી કોઇનું કલ્યાણ શું કરી શકશે ?

૮૩. જ્યારે તેઓ ખાતા હતા ત્યારે ઇસુએ રોટલી લઇને ધન્યવાદ કર્યો અને તેને તોડીને શિષ્યોને આપી અને કહ્યું લ્યો, ખાઓ, આ મારો દેહ છે. અને તેણે કટોરો લઇને ધન્યવાદ માન્યો અને તેમને આપીને કહ્યું તમે સર્વ એને પિયો, કેમકે એ મારૂં લોહી અર્થાત્ નવા નિયમનું છે. ઇ૦ મ૦ પર્વ૦ ૨૬ આ૦ ૨૬. ૨૭, ૨૮.

સમીક્ષક—ભલા વાહ આ આવી વાત, અવિદ્વાન્ જંગલી મનુષ્ય વિના કોઇ પણ સભ્ય કરી શકશે ? શિષ્યોને પણ ખાવાની ચીજને પોતાનું માંસ અને પીવાની ચીજને લોહી નથી કહી શકતા અને એજ વાતને આજ કાલના ઇસાઈ લોક પ્રભુ ભોજન કહે છે અર્થાત્ ખાવા પીવાની ચીજમાં ઇસાનું માંસ અને લોહીની ભાવના કરીને ખાય પીયે છે, એ કેટલી બુરી વાત છે. જેમણે પોતાનાં ગુરૂનાં માંસ લોહીને પણ ખાવાપીવાની ભાવનાથી ન છોડયું તો અન્યને કેમ છોડી શકે છે ?

૮૪. અને તે પિતાને અને જ્યારે એના બે પુત્રોને પોતાની સાથે લઈ ગયો અને શોક કરવા અને મહા ઉદાસ થવા લાગ્યો ત્યારે તેણે તેને કહ્યું કે મારૂં મન એટલા સુધી અતિ ઉદાસ છે કે હું મરવા પર છું અને થોડો આગળ ગયો કે તેનું મોં નિસ્તેજ થઈ ગયું અને પ્રાર્થના કરી કે હે મારા પિતા ! જો બની શકે તો આ કટોરો મારી પાસેથી ટળી જાય.

ઈ૦ મ૦ પર્વ૦ ૩૬.આ૦ ૩૭ ૩૮ ૩૯.

સમીક્ષક—જુઓ ! જો તે કેવળ મનુષ્ય ન હોત પણ ઇશ્વરનો બેટો અને ત્રિકાળદર્શી નિસ્તેજ

અને વિદ્વાન હોત તો એવી અયોગ્ય ચેષ્ટા ન કરત, એથી સ્પષ્ટ વિદિત થાય છે કે એ પ્રપંચ ઇસાએ અથવા તેના ચેલાઓએ જુઠમૂઠ બનાવ્યો છે કે તે ઇશ્વરનો બેટો ભૂત ભવિષ્યતનો વેત્તા અને પાપ ક્ષમાનો કર્ત્તા છે. એથી સમજવું જોઇયે, કે એ કેવળ સાધારણ સૂધો સાચો અવિદ્વાન હતો; ન વિદ્વાન, ન યોગી, ન સિદ્ધ હતો.

૮૫. તે બોલતોજ હતો કે જુઓ યહુદાહ જે બાર શિષ્યોમાંથી એક હતો તે આવી પોંહોંચ્યો અને લોકોના પ્રધાન યાજકો અને પ્રાચીનોની તરફથી બહુ લોકો ખડ્ગ અને લાકડીયો લઇને તેની સાથે ઇસુના પકડાવનારે તેમને એ પત્તો આપ્યો હતો જેને હું ચુમીશ તેને પકડો અને તે તરત ઇસુ પાસે આવી બોલ્યો; હે ગુરુ ! પ્રણામ અને તેને ચુમ્યો. ત્યારે તેમણે ઇસુ પર હાથો નાખીને તેને પકડયો, ત્યારે સર્વે શિષ્યો તેને છોડીને નાઠા, અન્તમાં બે જુઠા સાક્ષી આવી બોલ્યા એણે કહ્યું કે હું ઇશ્વરનું મંદિર ઢાયી શકું છું તેને ત્રણ દિનમાં પાછું બનાવી શકું છું. ત્યારે મહા યાજકે ઉભા થઇ ઇસુને કહ્યું કેમ તું કાંઇ ઉત્તર નથી આપતો આ લોક તારી વિરૂદ્ધ શી સાક્ષી આપે છેઃ પરંતુ ઇસુ ચુપ રહ્યો, એ પર મહા યાજકે તેને કહ્યું હું તને જીવતા ઇશ્વરની કિરિયા દઉં છું, અમને કહે તું ઇશ્વરનો પુત્ર ખ્રીસ્ત છે કે નહી ? ઇસુએ તેને કહ્યું તું જતો કહી ચુકયો. ત્યારે મહા યાજકે પોતાનું વસ્ત્ર ફાડીને કહ્યું આ ઇશ્વરની નિંદા કરી ચુકયો છે, હવે અમને સાક્ષીઓનું અને બીજું શું પ્રયોજન ? જુઓ ! તમે હવણા એના મુખથી ઇશ્વરની નિન્દા સાંભળી છે, હવે શો વિચાર કરો છો ? ત્યારે તેમણે ઉત્તર આપ્યો એ વધના યોગ્ય છે ત્યારે તેઓ તેના મોહ ઉપર થુંકયા અને તેને ઘુસા માર્યા બીજાઓએ તમાચા મારીને કહ્યું હે ખ્રીસ્ત ! અમારી સાથે ભવિષ્યત્ વાણી બોલ કોણે તને મારયો ? પિટરસ બાહર આંગણામાં બેઠો હતો અને એક દાસી તેની પાસે આવીને બોલી તું પણ ઇસુ ગાલીલીના સાથે હતો તેણે સર્વની સમક્ષ મુખ મલકાવીને કહ્યું હું નથી જાણતો તું શું કહે છે ? જ્યારે તે બાહર દેવડીમાં ગયો તો બીજી દાસીએ તેને જોઇને જે લોક ત્યાં હતા તેને કહ્યું આ પણ ઇસુ નાસરીની સાથે હતો તેણે કિરિયા ખાઇને મલકાઇને કહ્યું કે તે મનુષ્યને નથી જાણતો ત્યારે તે ધિક્કાર આપવા અને કિરિયા ખાવા લાગ્યો કે હું તે મનુષ્યને નથી જાણતો. ઇં૦ મ૦ પર્વ ૨૬ આ૦ ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૬૧, ૬૨, ૬૩, ૬૪, ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૨, ૭૪.

સમીક્ષક—હવે જોઈ લો કે જેનું એટલું પણ સામર્થ્ય કે પ્રતાપ ન હતો કે પોતાના ચેલાને દૃઢ વિશ્વાસ કરાવી શકે અને તે ચેલા ચાહે પ્રાણ પણ કેમ ન જાય તોપણ પોતાના ગુરૂને લોભથી ન પકડાવતે, ન મલકાતે ન મિથ્યા ભાષણ કરતે, ન જુઠી કિરિયા ખાતે, અને ઇસુ પણ કાંઇ કરામતી ન હતો, જેમ તૌરેતમાં લખ્યું છે કે— લુતના ઘર પર પાહુનોને ઘણાઓ મારવાને ચઢી આવ્યા હતા, ત્યાં ઇશ્વરના બે દૂત હતા તેમણે તેમને આંધળા કરી દિધા, યદ્યપિ તે પણ વાત અસમ્ભવ છે તથાપિ ઈસામાં તો એટલું પણ સામર્થ્ય ન હતું અને આજ

કાલ કેટલા ભડવા તેના નામ પર ઇસાઇયોએ વધારી રાખ્યા છે, ભલા વારૂ એવી દુર્દશાથી મરવા કરતાં પોતે સ્વયં જુજ (ઘાત કરી) કે સમાધિ ચઢાવી અથવા કોઇ પ્રકારથી પ્રાણ છોડતે તો સારૂં હતું. પરંતુ તે બુદ્ધિ વિના કયાંથી ઉપસ્થિત થાય, તે ઇસુ એ પણ કહે છે કે:—

૮૬. હું હવણા મારા પિતાને વિનતી નથી કરતો અને તે મારી પાસે સ્વર્ગે દૂતોની બાર સેનાઓથી અધિક ન પોંહોચાડશે. ઈ૦ મ૦ પર્વ૦ ૨૬ આ૦ ૫૩.

સમીક્ષક—ધમકાવતો પણ જતો અને પોતાની તથા પોતાના પિતાની વડાઇ પણ કરતો જતો હતો પણ કાંઈ પણ નહી કરી શકતો, જુઓ આશ્ચર્યની વાત! જ્યારે મહાયાજકે પૂછયું હતુ કે આ લોક તારા વિરૂદ્ધ સાક્ષી આપે છે તેના ઉત્તર આપ ત્યારે તો ઇસો ચુપ રહ્યો, એ પણ ઇસાએ સારૂં ન કર્યું, કેમકે જે સાચું હતું તે ત્યાં અવશ્ય કહી દેતે તો સારૂં હતું. એવી ઘણીક પોતાના ઘમંડની વાતો કરવી ઉચિત ન હતી. અને જેમણે ઇસા ઉપર જૂઠો દોષ લગાડીને માર્યો તેને પણ ઉચિત ન હતું; કેમકે ઇસાનો તેવા પ્રકારનો અપરાધ ન હતો, કે જેમ તેના વિષયમાં તેમણે કર્યું. પરંતુ તેઓ પણ જંગલી તો હતા, ન્યાયની વાતોને શું સમજે? જો ઇસુ જૂઠ મૂઠ ઇશ્વરનો બેટો ન બનત અને તેઓ તેની સાથે આવી બુરાઈથી ન વર્તતે તો બેઉને માટે ઉત્તમ કામ હતું, પરંતુ એટલી વિદ્યા, ધર્માત્મા અને ન્યાયશીલતા કયાંથી લાવે?

૮૭. ઇસુ અધ્યક્ષ આગળ ઉભો થયો અને અધ્યક્ષે તેને પૂછયું, શું તું યહુદિયોનો રાજા છે? ઇસુએ તેને કહ્યું, આપ પોતેજ તો કહો છો, જ્યારે પ્રધાન યાજક અને પ્રાચીન લોક તેના ઉપર દોષ લગાડતા હતા ત્યારે તેણે કાંઈ ઉત્તર નહી દીધો, ત્યારે પિલાતે તેને કહ્યું; શું તું નથી સાંભળતો કે એ લોક તારા વિરૂદ્ધ કેટલી સાક્ષી આપે છે, પરંતુ તેણે એક વાતનો પણ તેને ઉત્તર નહી આપ્યો, એટલે કે અધ્યક્ષે ઘણો અચમ્ભો કર્યો. પિલાતે તેને કહ્યું તો હું ઇસુ કે જે ખ્રીષ્ટ કહેવાડાવે છે શું કરૂં, સર્વેએ તેને કહ્યું તે ક્રૂશપર ચઢાવવામાં આવે અને ઇશુને કોરડા મારીને ક્રૂશપર ચઢાવવાને સોંપી દીધો ત્યારે અધ્યક્ષના યોદ્ધાઓ એ ઇસુને અધ્યક્ષ ભુવનમાં લઇ જઇને સારી પલટન તેની પાસે એકઠી કરી અને તેમણે તેના વસ્ત્ર ઉતારીને તેને લાલ વાગો પેહેરાવ્યો અને કાંટાનો મુકટ ગુંથીને તેના શિરપર મૂકયો અને તેના જમણા હાથપર નર્કટ આપ્યું અને તેની આગળ ઘુટણુ ટેકીને આમ કહીને તેની સાથે ઠઠ્ઠા કર્યો હે યહુદિયોના રાજા! પ્રણામ અને તેઓ તેના પર થૂકયાં અને તે નર્કટને લઇને તેના શિરપર માર્યું જ્યારે તેઓ તેની સાથે ઠઠ્ઠા કરી ચુકયા ત્યારે તેનો વાગો ઉતારીને કાળું વસ્ત્ર પેહેરાવીને તેને ક્રૂશપર ચઢાવવાને લઇ ગયા. જ્યારે તે એક સ્થાનપર, જે ગળી ગયું હતું અર્થાત્ ખોપરીનું સ્થાન કહેવાય છે, ત્યાં પોંચ્યા ત્યારે તેમણે સરકામાં પિત્ત મેળવીને તેને પીવા આપ્યું, પરંતુ તેણે ચાખીને પીવા ન ચાહ્યું, ત્યારે તેમણે તેને ક્રૂશ પર ચઢાવ્યો અને તેમણે તેનું દોષ પત્ર તેનાં માથાંપર લગાવ્યું ત્યારે બે ડાકુને, એક જમણી બાજુએ અને બીજો ડાબી બાજુએ તેની સંગે ક્રૂશપર ચઢાવવામાં આવ્યા. જે લોક ત્યાંથી આવતા જતા, તેમણે તેનું શિર હલાવિને અને એમ કહીને તેની નિન્દા કરી હો મંદિરના

છાવાવાળા પોતાનો બચાવકર જો તું ઇશ્વરનો પુત્ર છે તો ક્રુશ પરથી ઉતરી આવ. એવી રીતે પ્રધાન યાજકોએ પણ તથા અધ્યાપકો અને પ્રાચીનોના સંગિયોએ મસ્કરી કરીને કહ્યું, એણે બીજાઓને બચાવ્યા, તે પોતાને બચાવી શકતો નથી. જો તે ઇસ્રાયલનો રાજા છે તો ક્રૂશ પરથી હવે ઉતરી આવે અને અમે તેનો વિશ્વાસ કરીશું તે ઇશ્વર ઉપર ભરોસો રાખે છે, જો ઇશ્વર તેને ચાહે છે તો તેને હવે બચાવે, કેમકે તેણે કહ્યું હું ઇશ્વરનો પુત્ર છું; જે ડાકુઓ તેની સાથે ચઢાવવામાં આવ્યા હતા તેમણે પણ એજ રીતે તેની નિન્દા કરી; બીજા પ્રહરથી ત્રીજા પ્રહર સુધી સારા દેશમાં અન્ધકાર થઇ ગયો; ત્રીજા પ્રહરની નિકટમાં ઇસુએ મોટા શબ્દથી પોકારીને કહ્યું "એલી" "એલી લામા સવક્તની" અર્થાત્ હે મારા ઇશ્વર ! હે મારા ઇશ્વર ! તેં મને કેમ ત્યાગ્યો છે. જે લોક ત્યાં ઉભા હતા, તેમાંથી કેટલાકોએ એ સાંભળીને કહ્યું, તે એલિયાહને બોલાવે છે, તેમાંથી એક તુરત દોડી ને સ્પંજ (વાદળી) લઇને સિર્કામાં ભિંજાવી અને નલપર રાખીને તેને પીવા આપી ત્યારે ઇસુએ ફરીને મોટા શબ્દથી પોકારીને પ્રાણ ત્યાગ્યો. ઈ૦ મ૦ પર્વ૦ ૨૭. આ૦ ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૨૨, ૨૩, ૨૪, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦ ૩૧, ૩૩, ૩૪, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૨, ૪૩ ૪૪, ૪૫, ૪૬, ૪૭, ૪૮, ૪૯, ૫૦.

સમીક્ષક—સર્વથા ઇસુની સાથે તે દુષ્ટોએ નઠારૂં કામ કર્યું પરંતુ ઇસુનો પણ દોષ છે, કેમકે ઈશ્વરનો ન તો કોઈ પુત્ર અને ન તો તે કોઇનો બાપ કેમકે જો તે કોઇનો બાપ થાય, તો કોઇનો સસરો શાળો સમ્બંધી આદિ પણ થાય અને જ્યારે અધ્યક્ષે પૂછ્યું હતું ત્યારે જેવું સાચું હતું તેવો ઉત્તર આપવો હતો. અને એ ઠીક છે કે જો જો આશ્ચર્ય કર્મ પ્રથમ કરેલાં તે સત્ય હોત તો હજી પણ ક્રોસ પરથી ઉતરીને સર્વને પોતાના શિષ્ય બનાવી લેત અને જો તે ઇશ્વરનો પુત્ર હોત તો ઇશ્વર પણ તેને બચાવી લેત, જો તે ત્રિકાળ દર્શી હોત તો સિર્કામાં પિત્ત મળેલું ચાખીને કેમ છોડતે તે પહેલેથીજ જાણતો હોત અને જો તે કરામતી હોત તો પોકારી પોકરીને પ્રાણ કેમ ત્યાગત ? એથી જાણવું જોઇયે કે ચાહે કોઇ કેટલી પણ ચતુરાઈ કરે, પરંતુ અંતમાં સાચું તે સાચું અને જુઠું તે જુઠું થઈ જાય છે એથી એ પણ સિદ્ધ થયું કે ઈસુ એક તે સમયના જંગલી મનુષ્યોમાં કાંઇક સારો હતો. ન તે કરામતી, ન ઇશ્વરનો પુત્ર અને ન વિદ્વાન્ હતો કેમકે જો એમ હોત તો તે આવું દુઃખ કેમ ભોગવત ?

૯૮. અને જુઓ ! મહા ધરતી કંપ થયો. કે પરમેશ્વરનો એક દૂત ઉતર્યો અને આવીને કબરના દ્વારપરથી પથ્થર ખસેડી તેપર બેઠો. 'તે અહીં નથી, જેવું તેણે કહ્યું તેવો જીવતો ઉઠયો છે, જ્યારે તે તેના શિષ્યોને સંદેશા જતા હતા, જુઓ ! ત્યારે ઇશુ તેમને આવી મળ્યો, અને કહ્યું કલ્યાણ થાઓ અને તેઓએ નિકટ આવીને, તેના પગ પકડીને તેને પ્રણામ કર્યા ત્યારે ઈશુએ કહ્યું ડરો નહી, જાઇને મારા ભાઇઓને કહી દો, કે તે ગાલીલ જાય અને ત્યાં તે મને જોશે. અગ્યાર શિષ્ય ગાલીલ તે પરવતમાં ગયા, જે ઇશુએ તેમને બતાવ્યો હતો અને તેમણે તેને જોઇને તેને પ્રણામ કર્યા પણ કેટલાકોને સન્દેહ થયો, ઇશુએ તેમની પાસે આવીને તેમને

કહ્યું, સ્વર્ગમાં અને પૃથિવીપર સમસ્ત અધિકાર મને આપવામાં આવ્યો છે અને જુઓ હું જગતના અંત પર્યંત સર્વ દિન તમારી સાથે છું. ઈ૦મ૦ પર્વ૦૨૮.આ૦૨,૬.૯,૧૦,૧૬,૧૭,૧૮,૨૦.

સમીક્ષક—આ વાત પણ માનવા યોગ્ય નથી, કેમકે સૃષ્ટિક્રમ અને વિદ્યાવિરૂદ્ધ છે. પ્રથમ ઇશ્વરની પાસે દૂતોનું હોવું, તેમને જયાંત્યાં મોકલવા, ઉપરથી ઉતરવું; શું તહસીલદારી, કે કલેકટરીની સમાન ઇશ્વરને બનાવી દીધો? શું તેજ શરીરથી સ્વર્ગ ગયો અને જીવતો ઉઠયો? કેમકે પેલી સ્ત્રિઓએ તેનો પગ પકડી ને પ્રણામ કર્યા તો શું તેજ શરીર હતું? અને તે ત્રણ દિવસ પર્યંત સડી કેમ ન ગયો? અને પોતાના મુખથી સર્વના અધિકારી બનવું એ કેવળ દંભની વાત છે. શિષ્યો સાથે મળવું અને તેની સાથે સર્વ વાતો કરવી અસમ્ભવ છે. કેમકે જો એ વાત સાચી હોય તો આજ કાલ પણ કોઈ કેમ નથી જીવી ઉઠતો? અને તેજ શરીર સાથે સ્વર્ગે કેમ નથી જતો? આ મત્તી રચિત ઈંજીલનો વિષય થઇ ચુકયો. હવે માર્ક રચિત ઈંજીલના વિષયમાં લખવામાં આવે છે.

## માર્ક રચિત ઇંજીલ.

૮૯. આ શું બઢઇ (સુથાર) નહી? ઈ૦ મા૦ પર્વ ૬. આ૦ ૩.

સમીક્ષક—વાસ્તવમાં યૂસફ સુતાર હતો, તેટલા માટે ઇસુ પણ સુતાર હતો, કેટલાંક વર્ષો સુધી સુતારનું કામ કરતો હતો, પશ્ચાત્ પેગમ્બર બનતો બનતો ઇશ્વરનો બેટોજ બની ગયો. અને જંગલી લોકોએ બનાવી લીધો ત્યારે ભારી કારીગરી ચલાવી, કાટ કુટ, ફુટ ફાટ, કરવી તેનું કામ છે.

## લુક રચિત ઇંજીલ.

૯૦. ઇશુએ તેને કહ્યું, તું મને ઉત્તમ કેમ કહે છે, કોઇ ઉત્તમ નથી, એક અર્થાત્ ઇશ્વર. લુ૦ પર્વ૦ ૧૮ આ૦ ૧૯.

સમીક્ષક—જ્યારે ઇસુજ એક અદ્વિતીય ઇશ્વર કહેવાય છે તો ઇસાઇઓએ પવિત્રાત્મા પિતા અને પુત્ર, ત્રણ કયાંથી બનાવી દીધા.

૯૧. ત્યારે તેને હેરોદની પાસે મોકલ્યો. હેરોદ ઇસુને જોઇને અતિ આનંદિત થયો. કેમકે તે તેને બહુ દિન થયાં જોવા ચાહતો હતો, એટલા માટે કે તેના વિષયમાં બહુ વાતો સાંભળી હતી અને તેનું કાંઈ આશ્ચર્ય કર્મ જોવાની તેને આશા થઇ. તેણે તેને ઘણી વાતો પૂછી પરંતુ તેણે તેને કાંઈ ઉત્તર ન દિધો. લુક૦ પર્વ૦ ૨૩ આ૦ ૮, ૯

સમીક્ષક—એ વાત મત્તીરચિતમાં નથી, એટલા માટે એ સાક્ષી બગડી ગયો કેમકે સાક્ષી એક સરખા હોવા જોઇયે અને જો ઇસુ ચતુર અને કરામતી હોત તો હેરોદને ઉત્તર આપતે અને કરામત પણ દેખાડતે, એથી વિદિત થાય છે કે ઇસુમાં વિદ્યા અને કરામત કાંઈ પણ ન હતી.

## યોહન રચિત સુસમાચાર.

૯૨. આદિમાં વચન હતું અને વચન ઇશ્વરની સાથે હતું અને વચન ઇશ્વર હતું. તે આદિમાં ઇશ્વરની સાથે હતું; સર્વ કાંઇ તેના દ્વારા સરજવામાં આવ્યું અને જે કાંઇ સરજવામાં

